# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ. ૨. અંક. ૧. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૫૯.

## દિગ્દર્શન.

હાલના ઇટાલિની ધાર્મિક સ્થિતિ વિષે લખતાં, એક લેખક ઇ- અને ઇટાલિનાં ગામડાંના લોકોની ધાર્મિક સ્થિતિ નીચે પ્ર- માણે સરખાવે છે:—

"With all allowance for a considerable minority who have rejected Christianity, there can be no doubt that by far the greater part of the Italian people profess and practise the Catholic religion. The churches are numerous and generally well-attended......There is something beautiful and touching in the unanimity of an an Italian village in matters of religion. The English visitor may be moved to a righteous envy when he observes the whole population flocking together to the house of God, and compares with this pleasant scene some village at home, where a great part of the population spends the Sunday morning in bed, and the rest of the day in the public-house or at the street-corner; where those who worship worship in hostile church or chapel; where most of those who worship in church think they have fulfill[ed] the obligations of Sunday by listening to Matins, and where only a tiny [mi]nority offer the Lord's Service on the Lord's day".

તાત્પર્ય કે કૅથૉલિક પ્રચલિત ગામડાંઓમાં લોકો જે ઉત્સાહથી દેવળમાં એકઠાં થાય છે, અને આખા ગામડામાં ધર્મની જે એકતા હોય છે—એમાંનું પ્રોટેસ્ટન્ટ ઇંગ્લંડમાં કંઈ જોવામાં આવતું નથી: ઇંગ્લંડના ગામડાંમાં જોશો તો રવિવારે સ્હવારે કેટલાક હજી તે થારીમાં જ પડેલા હશે! બાકીનો દિવસ કલાલના ઘરમાં અથવા એવે જ ખરાબ ઠેકાણે જતા હશે! કેટલાક એક સંપ્રદાયના દેવળમાં જશે તો બીજા બીજા સંપ્રદાયના દેવળમાં જશે અને પ્રાર્થના—સગીત સાંભળ્યું એટલે રવિવારનું કર્તવ્ય પૂરૂં થયું!

પારકાની અધાર્મિકતાથી પોતાની અધાર્મિકતાનો બચાવ કરે એ હૃદય અધમમાં અધમ હોવું જોઇએ: એવા ઉપયોગને માટે અમે ઉપરનો ઉતારો આપ્યો નથી. અમે આમાંથી જે ઉપદેશ કાઢવા માગીએ છીએ તે એ છે કે (૧) ઇંગ્લંડમાં ક્રિશ્ચન ધર્મ બરાબર પળાય છે, અને આપણો દેશ જ અધાર્મિકતાથી ભરેલો છે એવા વિચારથી આપણે ધાર્મિક ઉદ્ધાર પરત્વે નિરાશ ન થતાં, એમાં જે જે સુધારા કરવા જેવા છે એ ઉત્સાહ પૂર્વક કરવા જોઇએ: (૨) બીજી એક વાત એ સમજવામાં આવે છે કે સ્વતન્ત્રવિચારપ્રધાન ધર્મથી ધાર્મિક ઐક્યનો ભંગ થાય છે, અને વ્યવસ્થિતસંપ્રદાયસિદ્ધ ધર્મનું અનુસરણ આ ઐક્યને અનુકૂલ છે: આ કૅથૉલિક ધર્મનું પ્રોટેસ્ટંટ ધર્મથી ચ્હડતાપણું—માટે ધર્મની જડતા દૂર થાય એટલે અશે વિચારને પ્રવેશ થવા દઈ, સામાન્ય લોકને માટે અમુક વ્યવસ્થિત ધર્મ રહે એ ઠીક છે;* (૩) મનુષ્યહૃદય એવું વિશાળ, ગભીર અને અનેકતાનું ભરેલ

* મિ. ચાર્લ્સ બૂથ જેવો એક પ્રોટેસ્ટન્ટ લેખક પણ લંડનના ધર્મો સમ્બન્ધી એના એક નવા પુસ્તકમાં રોમન કૅથૉલિક ધર્મની કેટલીક ઉત્કૃષ્ટતા નીચે પ્રમાણે કબૂલ કરે છે:—

"The realit) of the powei of the Church of Rome is as remarkable wi the cultivated classes as with the rougher, with the educated as well as ig rant, with those who have all wordly advantages no less than with those wh have none. For poor and rich alike, their religion seems to be their greate possession. True religion, however met, brings with it this equality befo God. Among those of rank wealth and fashion, whether hereditary Cathol or newly won converts, their faith enters into, and I think, governs their li to a degree rare among Protestants" (Vol. VII. p. 2

અર્થાત્ રોમન કૅથૉલિક ધર્મ ગરીબ ને તવગર સર્વ ઉપર એક સરખી રીતે પ્રબળ ધાર્મિક અસર કરે છે.

રોમન કૅથૉલિક ધર્મની આ ઉત્કૃષ્ટતા ઉપર ખાસ ભાર મૂકવાનું કારણ એટલું જ રોમન કૅથૉલિક ધર્મ આપણા ધર્મ સાથે ઘણી બાબતમાં સામ્ય ધરાવે છે અને આ ધર્મ જેવો જ 'વ્હેમી' મનાય છે, છતાં 'વ્હેમી' મનાતા ધર્મમાં ખરૂં ધાર્મિક બળ પ્રોટેસ્ટન્ટ જેવા શુષ્ક ધર્મ કરતાં વધારે હોય છે એ તરફ ધાર્મિક સુધારો કરવા ઇચ્છનાર જનોએ લક્ષ દેવા જેવું છે.

છે કે એને સ્વાભાવિક રીતે વિકસવા દેતાં જ એમાંથી વિવિધ પ્રકારના ધાર્મિક ભાવો ઉદ્ભવી આવે છે, અને આ રીતે વિવિધ ધર્મપંથો અને સંપ્રદાયો જન્મ પામે છે. પણ એ સર્વ પંથ-સંપ્રદાયની પાછળ ધાર્મિક એકતા હોવી જોઇએ. આપણે ત્યાં આવા અનેક પંથો હોવા છતાં, આવી એકતા સંપાદન કરવી અશક્ય નથી. આપણો કેળવાએલો વર્ગ ઇતિહાસદૃષ્ટિએ જોશે તો આપણા સર્વ પંથો—જૈન અને બૌદ્ધ ધર્મનું પણ—મળી, એક જ ધર્મ સરિતાનો પ્રવાહ બને છે. અને આપણો અભણ વર્ગ પણ "**सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति**" એ સૂત્રનું રહસ્ય—'ભગવાન બધા એકના એક' એ વાત—સારી રીતે સમજે છે.

* * * * *

*"International Journal of Ethics"*—'ઇંટરનૅશનલ જર્નલ ઑફ્ એથિક્સ' એ નામના પત્રમાં મિ. એ. ઈ. ટેલર નામે એક ગૃહસ્થે "Mind and Nature"—'મનુષ્યહૃદય અને પ્રકૃતિ"—એ નામનો એક લેખ લખ્યો છે. એમાં, પ્રકૃતિની મનુષ્યહૃદય ઉપર કેવી સ્પષ્ટ અસર થાય છે, પ્રકૃતિ મનુષ્ય સાથે કેવી વાતચિત કરી રહી છે, એ જણાવ્યું છે એ ગૃહસ્થ ત્યાં સુધી કહે છે કે જડ ગણાતી પ્રકૃતિ વસ્તુતઃ ચેતન પદાર્થોના એક સમાજ રૂપ છે—જેમને દરેકને જ્ઞાનની અને ઇચ્છા-પ્રયત્નની શક્તિ છે

આપણા ધાર્મિક ઉદ્ધારનો માર્ગ.

"Nature, too, if its independent existence is to be anything more than a mere word, must be in reality a society of percipient and conative subjects. Either this, or a mere assemblage of 'ideas in my head'; there is no third possibility which can so much as be stated in intelligible language."

"Few of us can have gone through life without some experience of those special moods in which the aspects of external Nature are found to correspond marvellously with our own moral being. Whatever pedants may say to the contrary, it is a certain fact that there are aspects of Nature which have an inexplicable sympathy with all that is purest, kindliest and most strenuous in our own human nature. If you doubt it, try the effect of a morning alone in a firewood in early summer, and you will find that Wordsworth's lines about the moral effects of an impulse from a vernal wood are no mere idle fancy. You may not, strictly speaking, learn any new proposition in the moral sciences from a morning spent with the Mother in one of these moods, but indisputably you come away with all that makes for goodness and truth in you strengthened by the encounter......Now it is easy to dismiss facts like these as the effects of imagination; but the problem they present is not to be got rid of in any such summary way."

અત્રે જણાવેલી પ્રકૃતિની (બાહ્ય પ્રકૃતિની) ચેતનતા આપણાં શાસ્ત્રોમાં બહુ સ્પષ્ટ રીતે સ્વીકારાએલી છેઃ પ્રકૃતિના પ્રત્યેક પદાર્થોની 'અભિમાની દેવતા' હોય છે એ વિચાર

આપણા દેશમાં ભાગ્યે જ કોઇને અજાણ્યો હશે. પ્રકૃતિની મનુષ્યહૃદય ઉપર ગૂઢ અને અ-વર્ણ્ય અસર છે• એ સિદ્ધાન્ત ઉપર, આપણાં શાસ્ત્રોમાં ઉપદેશેલી ધાર્મિક કેળવણીનો મ્હોટો ભાગ રચાએલો છે. આ કારણથી જ શાસ્ત્રોમાં નદી–પર્વત–સમુદ્ર આદિ સ્થાને તીર્થો સ્થાપ્યાં છે, શરદ્ વસન્ત આદિ ઋતુયજ્ઞની વ્યવસ્થા બાંધી છે, અને મનોહર રીતે મનુષ્યને પ્રકૃતિની સાથે નિકટ સંબન્ધમાં લાવે એવાં વ્રત–પૂજનાદિક કલ્પ્યાં છે. અમને લાગે છે કે જ્યારથી આ દેશમાં, માત્ર બાહ્ય વિધિ રહીને, પ્રકૃતિ સાથે મનુષ્યહૃદયનો જીવન્ત સંબન્ધ બન્ધ થયો, ત્યારથી જ આપણી ધાર્મિક અવનતિ શરૂ થઈ. હજી હજારો હિન્દુઓ બદરિકાશ્રમ–નર્મદાતટ–ગોદાવરી–પંચવટી આદિની યાત્રા કરે છે, આશ્વિન માસમાં નવાંકુર રૂપે જગદંબાનું પૂજન કરે છે, નવીન ધાન્ય દેવને ધરાવી પોતે જમે છે, પૂર્ણ ચન્દ્રનું લલિત રીતે પૂજન કરે છે, કાર્તિકી પૂર્ણિમાએ યાત્રાએ જાય છે અને સરિત્સંગમમાં ન્હાય છે, અને એ જ પ્રમાણે ત્રણે ઋતુમાં ભિન્ન ભિન્ન રીતે પ્રકૃતિ દ્વારા પરમાત્માને પામવા યત્ન કરે છે–છતાં એ સર્વ યત્નો નિષ્ફળ જતા લાગે છે. એનું કારણ એટલું જ કે હવે એ જડ વિધિ થઈ રહ્યા છેઃ આપણા લોકો 'પ્રકૃતિ' એવો પદાર્થ જ ભાગ્યે સમજે છે, એની સમક્ષ મનુષ્યહૃદય ખુલ્લું મૂકી એમાં પ્રકૃતિનો પવિત્ર અમિય શી રીતે ભરવો એ તેઓ સર્વથા ભૂલી ગયા છે.

ઉપરના 'common-place'–તદ્દન સાધારણ–લાગતા અગ્રેજી ઉતારાને દિગ્દર્શન માટે ઉપયોગમાં લેવામાં અમારો ઉદ્દેશ આટલો નમ્ર અભિપ્રાય વાચક આગળ મૂકવાનો છેઃ તે એ કે અમારા ધારવા પ્રમાણે પ્રાર્થના–સમાજ બ્રહ્મ–સમાજ આર્ય-સમાજ આદિ ધાર્મિક સુધારાની સંસ્થાઓ ખોટે માર્ગે યત્ન કરે છે મૂર્તિપૂજા ખોટી છે, વ્રત–વ્રતોલાં ખોટાં છે, પુરાણો ખોટાં છે, બ્રાહ્મણો સ્વાર્થી હતા એમણે જ હિન્દુસ્તાન ડૂબાવ્યું છે ઇત્યાદિ વિચારોથી આપણો ધાર્મિક ઉદ્ધાર કદી પણ થવાનો નથી આપણી પ્રાચીન ધર્મવ્યવસ્થા બહુ ઉત્તમ સિદ્ધાન્તો ઉપર રચાએલી છે, એ વ્યવસ્થા બાંધનાર ઋષિજનોને મનુષ્યની ધાર્મિકતા ખીલવવાના અસંખ્ય માર્ગો અનુભવથી પરિચિત હતા–એનો પૂર્ણ લાભ લેવો એ આપણું કર્તવ્ય છે. બીજી કોઈ પ્રજાના પૂર્વજોએ એમના બાળકો માટે આટલી બધી ધર્મસમૃદ્ધિ મૂકી નથી, અને આપણે એ ધર્મસમૃદ્ધિનો લાભ લઈ ન જાણીએ, એને નકામી ગણી ફેંકી દઇએ તો આપણા જેવા કોઇ જ મૂર્ખ નહિ. આપણી પ્રાચીન સંપ્રદાયપ્રાપ્ત ધર્મવ્યવસ્થા છોડી ન દેતાં, ઉચ્ચ સંસ્કારો પ્રાપ્ત કરી એ વ્યવસ્થાનું પૂર્ણ રહસ્ય સમજવું, અને એ વ્યવસ્થાની જીવન્ત અસર નીચે આવવું–એ જ આપણા ધાર્મિક ઉદ્ધારનો ખરો માર્ગ લાગે છે.

---

# રમણ-રસિકા.

(એક ન્હાનું ખંડકાવ્ય)

## માલિની.

અમિત બલ વિભુ ! હે ! વિશ્વ-આધાર ત્હારૂં,
અકલ અનવસાની ! સર્વથા સત્ય મારૂં:
નિગમ નય કરીને પાર પામ્યા ન જ્યારે,
ક્યમ કહીં હરિ ! પામું અજ્ઞ પ્રાણી હું ત્યારે. ૧

સકલ જગત વિષે વ્યાપ્ત વિશ્વેશ જે છે,
પરથી પર ગણ્યો છે જેહને કોવિદોએ:
અખિલ જગ પ્રકાશી સચ્ચિદાનંદ સ્વામી,
અગુણ અજર અલેપી આદ્ય તેને નમામિ. ૨

વટપુર શુભ નામે મુનિકન્યા-કિનારે,
વિભવી નગર ચારૂ શોભતું પૂર્વ દ્વારે:
રસિક પુરજનોના ઓષ્ઠ શોભાવનારી,
અમિત અહિલતાની વાડીઓ છે રૂપાળી. ૩

પ્રફુલ સુમનવૃક્ષોથી ભરેલા બગીચા,
પરિમલ પ્રસરાવે ચોદિશાએ હમેશાં:
ઉપવનસુખ લેવા નિત્ય સાંજે સવારે,
અગણિત જન આવી મોજ ઇચ્છિત માણે: ૪

---

(૧) અમિત—માપી ન શકાય એટલું. અકલ—કળી ન શકાય તે. અનવસાની—અંત રહિત. નિગમ—વેદ. નય—વિચાર.

(૨) કોવિદો—પંડિતો. અગુણ—સત્વ રજ તમ એ ત્રણ ગુણથી રહિત. અજર—જન્મ રહિત. અલેપી—માયામાં ન લેપાયલો. આદ્ય—પહેલાં.

(૩) વટપુર—વડોદરા. મુનિકન્યા—વિશ્વામિત્રી નદી, વિશ્વામિત્ર ઋષિએ ઉત્પન્ન કરેલી માટે. વિભવી—વૈભવવાળું. ચારૂ—સુંદર. પૂર્વદ્વારે—પૂર્વ દિશાને કીનારે. પુરજન—નગરની જુવાન સ્ત્રીઓ. ઓષ્ઠ—હોઠ. અહિલતા—નાગરવેલ.

નગરસ્ત્રીઓના હોઠ શોભાવનારી પાનની સુંદર વાડીઓ નજીકમાં છે. શહેરની સ્ત્રીઓ પાન ખાવાની શોખીન જણાય છે.

(૪) સુમનવૃક્ષો—ફુલઝાડો. પરિમલ—સુગંધ. ઉપવન—નજીકનો બાગ. બાગમાં લોકો સાંજ સવાર ફરવા જાય છે.

નરેન્દ્રનું ત્યાં બહુ માન પામી,
વસે નરો વૈભવી સૈન્ય સ્વામી:
અનેક યુદ્ધે વિજય-શ્રીઓને,
બનાવતો પત્નીસપત્નીઓ જે. ૯

પ્રિયા રસીલી રસિકાભિધાને,
પતિ રતા શારીરી ગૌર વાને;
વરી સદા સાર્થક જન્મ માને,
વસો રહી જે રમણેન્દ્ર ધ્યાને. ૧૦

## માલિની.

સુભગ જુગલ એવું દૈવી દેહે ધરેલું,
અમલ પર ઉભેનું એક સાથે જડેલું.
નિશદિન નિગમે છે કાળ આનંદમાં તે,
વિવિધ રસવિલાસે પ્રેમપૂર્ણે સુખે છે. ૧૧

અતિ કુટિલ વિધિથી તે ન સાંખી શકાયું,
પુરપતિભવનેથી એકદા તેડું આવ્યું:
સજ્જ થઇ ઝટ જવા ચાપ આના કિંતા,
દૂર ગિરિવર દેશે, આવિયો ઘેર ત્યાંથી. ૧૨

જનપદ પીડ ભાખે સપ્તપુડાદિદેશે,
ક્રૂર વનપશુ ત્રાસે, તેમને રક્ષવાને:
સુરભિ સુમનવલ્લી જેવીને યોષિતાને,
વિરહિણી કરી ચાલ્યો તત્પ્રદેશે જવાને. ૧૩

---

(૯) નરેન્દ્ર—રાજા. સૈન્ય સ્વામી—સેનાપતિ. વિજયશ્રી—વિજયની લક્ષ્મી. પત્નીસપત્ની—પોતાની પત્નીની શોક્ય.

(૧૦) રસિકાભિધાને—રસિકા એવા નામવાળી. પતિ રતા—પતિમાંજ રમી રહેલી, પતિવ્રતા. ગૌરવાને—ગૌરરંગની. વરી—પરણીને. રમણેન્દ્ર—એ નામનો જ સેનાપતિ. રમણુ—વિલાસી પુરુષો, તેઓમાં ઇંદ્ર.

(૧૧) સુભગ—ભાગ્યશાળી. જુગલ—જોડું. દૈવી—સદ્ગુણ અથવા ઈશ્વરી અંશોથી ભરેલી. અમલ—નિર્મલ. ઉભેનું—બંનેનું. નિગમે છે—ગાળે છે.

(૧૨) કુટિલ—વાંકું. વિઘ્નસંતોષી. વિધિ—નસીબ, બ્રહ્મા. પુરપતિ—રાજા. ભવન—ઘર, મહેલ.

(૧૩) જનપદ—પ્રજા. સપ્તપુડાદિ—સાતપુડા પર્વત. સુરભિ સુમન વલ્લી—સુગંધીદાર ફૂલોની વેલ. યોષિતા—સ્ત્રી.

ઉંચાણેથી સતત પડતા વારિના સ્રોત જોરે,
ઝાઝાં ઊડી સિકર સમૂહો જામતા અભ્રમાંહે;
તેમાં જાતાં રવિકિરણના તેજથી કૈં હજારો,
દૃષ્ટિ હારે વિવિધ વરણે ઊપજી ઇંદ્રચાપો. ૩૨

આખી રાત્રી વિરહદુઃખમાં પાડી ચીસો ગુજારી,
પ્રાતઃકાળે રવિકિરણને હર્ષથી લે વધાવી;
બેઠાં આવી નિકટ નિકટે દંપતી ચક્રવાકો,
જોઇ બંને કુશલ કરતાં હર્ષ કેરા પ્રલાપો. ૩૩

## શાર્દૂલવિક્રીડિત.

કાન્તાવક્ત્ર સમાન રક્ત કમલો, તે નેત્ર જેવા વને,
જોઈ ખજન ખેલતાં, નિજ પ્રિયા ચાલે મરાલો, અને–
વૃક્ષે વલ્લી વિટાઈ ભુજ સરખી જાણે દૃઢાલિંગતી,
કાલા બોલ સમાન બુલબુલ રવો સૂણી ધવાયો અતિ. ૩૪

## માલિની.

નિરખી નિરખી એવું યાદ આવ્યો સ્વદેશ,
સ્વપુર સ્વજન સાથી રમ્ય વિહારવેષ;
નિજનિલય તરૂણી તન્વી શ્યામા સલૂણી,
સ્મરણ સહુનું થાતાં છાતી આવી ભરાઈ. ૩૫

### અનુષ્ટુપ્.

ભોગવ્યા પૂર્વ સંયોગે, ભોગ તે યાદ આવતા;
વિલાસિનીની સાથે જે, આજ ચિત્ત તપાવતા. ૩૬

---

(૩૨) ઉંચાણેથી—ઉંચી જગ્યાએથી. સ્રોત—પ્રવાહ, ધોધ. સીકર—પાણીનાં ઝીણાં બિંદુ. અભ્ર—આકાશ. વિવિધ વરણે—જુદા જુદા રંગથી. ઇંદ્રચાપો—મેઘધનુષ્યો. જ્યાં પાણીના ધોધ પડે છે ત્યાં આવો દેખાવ બહુ મનહર લાગે છે.

(૩૩) નિકટ નિકટે—પાસ પાસે. દંપતી—સ્ત્રીપુરૂષ, પતિપત્ની. ચક્રવાક—એક જાતનું પક્ષી—ચકલો ચકલી. ચક્રવાકને—દિવસે સંયોગ અને રાત્રીએ વિયોગ હોય છે.

(૩૪) વક્ત્ર—મુખ. ખજન—એક જાતનું પક્ષી, દીવાળી ઘોડો, જેની આંખને ઉપમા અપાય છે. મરાલ—હંસ. ભુજ—હાથ. ધવાયો—દુખી થયો.

(૩૫) સ્વપુર—પોતાનું ગામ. સ્વજન—પોતાનાં માણસો, સગાં સંબંધી. સાથી—મિત્રો. નિલય—ઘર, મકાન, તરૂણી—જુવાન સ્ત્રી. તન્વી—નાજુક સ્ત્રી. સલૂણી—લાવણ્યવાળી, રૂપાળી સ્ત્રી.

(૩૬) પૂર્વ—પહેલાં. સંયોગે—સંયોગકાળમાં. ભોગ—વૈભોગ.

વહે અશ્રુ તણી ધારા, આંખ્યમાં અટક્યા વિના;
સંભારે ને મુખે કાઢે, ઘણા ઉદ્‌ગાર શોકના. ૩૭

## ઉપજાતિ.

બેસી હિંચોળે દિન એક સાથે,
હિંચ્યાં કરતાં રતિશાસ્ત્રચર્ચા:
જોઇ ચતુરાઈ નવાઈ પામી,
ચાંપી ઉરે તે દિન યાદ આવે. ૩૮

જાવું થતું ઘેરથી બ્હાર જ્યારે,
વળાવવા દ્વાર સુધી પધારે;
નમાવીં વક્ત્રાબ્જ કપોલ ચૂમું,
ને ફેરવી હાથ શિરે જતો હું. ૩૯

ભીનાં દગે બોલતી એમ બાલા,
"પધારજો જલ્દીથી ઘેર વ્હાલા;"
જતાં સુધી દૃષ્ટિથી બ્હાર જોઈ,
પેસી પછી અંદર દેતી રોઈ. ૪૦

આવું યદા બ્હારથી ઘેર ત્યારે,
એ દ્વાર સુધી સ્હામી આવે:
લે હાથમાં હાથ જ હર્ષઘેલી,
જતાં પછી જીવનક્લેશ મેલી. ૪૧

## શિખરિણી.

વદી કાલું કાલું મધુરું મલકાતે મુખડલે,
વિટાતી વલ્લી શી કુસુમિતનતાંગી મમ ગળે;
ફરંતી પાળેલી હરિણી સમ પૂંઠે ઘર વિષે,
કરી ગોષ્ઠી મીઠી જીવનશ્રમ મ્હારો દૂર કરે. ૪૨

---

(૩૭) અશ્રુ. આંસુ. ઉદ્‌ગાર—દુઃખના ઉચ્ચાર.

(૩૮) હિંચોળે—હિંચકે, હિંચ્યાં—હિંચકા ખાધા. રતિશાસ્ત્ર—કામશાસ્ત્ર.

(૩૯) વક્ત્રાબ્જ—મુખકમળ ચૂમું—ચુંબન કરું. કપોળ—ગાલ.

(૪૦) ભીનાં દગે—આંસુ આવવાથી ભીની આંખ્યોએ. અંદર પેસીને રોઇ દેતી એ વિરહની અસહ્યતા બતાવે છે.

(૪૧) યદા—જ્યારે. જીવનક્લેશ—જીંદગી ચલાવવામાં પડતાં દુઃખો.

(૪૨) મલકતી—હસતે. મુખડલે—મુખથી. વલ્લીશી—વેલના જેવી. કુસુમિત—પુષ્પો લાગેલાં એવી, અવયવો ખીલેલા માટે. નતાંગી—નમી ગયેલા અંગ વાળી, ફુલો—અવયવોના ભારથી. ગોષ્ટિ—વાત. જીવનશ્રમ—જીંદગીનો થાક.

ઉપાહાર પ્રેમે પછીથી લઇ આવી ગજગતિ,
ભરી લાવી હેડું અમલ જલ અર્પી ખુશ થતી;
કરી એવી એવી પ્રતિદિવસ સેવાવશ કર્યો,
અરે આજે દૈવે અખૂટ સુખનિધિ દૂર કર્યો. ૪૩

## શાર્દૂલવિક્રીડિત.

વીણા લૈ કરમાંય પંચમ તણા હું જ્યાંહીં છેડું સ્વરો,
કે મ્હારી પ્રિય કોકિલા ટહુકતી આલાપ આપી ખરો;
મારી તાન ઝુલાવતી રસઝુલે હૈડું કરી ઘેલડું,
રે ! આજે મુજ એ વિના રસિકડી હું એકલો આથડું. ૪૪

બેસી ચોસર ખેલતાં ચતુરતાથી સ્હામ સ્હામે યદિ,
દેતાં દાવ સુલક્ષણી થકવતી જ્યાં હોડ જામે ખરી;
બોલ્યા વીણ નિહાળી સ્હામું સ્મિતમાં ઉશ્કેરતી એમને.
રે ! હા ! એ દિન કેમ જાય વિસર્યા આ જીવથી જીવતે. ૪૫

## અનુષ્ટુપ્.

વિલાસો હું તજી એવા, પંથે જે દિવસે પડ્યો;
ઉભી આવી અટારી તે, દેખાવ હૃદયે જડ્યો. ૪૬

## સ્રગધરા.

અશ્રુને ખાળી રાખી અનિમિષ નયને માર્ગ જોતી ઉભેલી,
દૃષ્ટિથી દૂર થાતાં લગણ હું રડતી ઊભી હોશે બિચારી;
મૂકીને હાથ હૈયે ઘર મહિં જઇને શીર પર્યંક મ્હેલી,
એકાન્તે છૂટ મ્હોડે રડી રડી દુખણી થૈ હશે વ્રેહઘેલી. ૪૭

એને આશ્વાસના હું જઇ દઇશ હવે ચાંપીને ઉર ક્યારે?
વ્હેલું દિન ઝાઝા વિરહદુઃખ અરે ફેડી નાખીશ ક્યારે?

---

(૪૩) ઉપાહાર—કાચુ કોરું, ખાવાની જણસો. ગજગતિ—હાથીના જેવી ચાલ વાળી. અમલ—ચોખ્ખું. અર્પી—આપી.

(૪૪) વીણા—એક જાતનું વાદ્ય, સિતાર. પંચમ—પાંચમો સુર, જે ઉંચેથી ગાવામાં આવે છે. કોકિલા—કોયલા ટહુકતી—ગાવા માંડતી. રસઝુલે—રમને હિંડોળે.

(૪૫) ચોસર—સોગઠાંબાજી. યદિ—જો, જ્યારેના અર્થમાં. વીણ—વિના.

(૪૬) વિલાસો—વૈભવો, મોજમઝા. પથે—રસ્તે. અટારી—ઝરૂખું.

(૪૭) અશ્રુ—આંસુ. અનિમિષ નયને—એકી નજરે. પર્યંક—પલંગ. પલંગપર માથું મૂકીને. એકાન્તે છૂટે મ્હોડે—મ્હોટથી રડી હશે. વ્રેહઘેલી—વિરહથી ગાંડી થઇ ગયલી.

(૪૮) આશ્વાસના—દિલાસો. ચાંપીને—દાબીને. પીયુષ—અમૃત.

આનંદે પૂર્વ પેરે હર્ખી મર્ખી સુખમાં કાળ ગાળીશું ક્યારે?
તેજસ્વી મંદહાસ્યે પિયુષ ટપકતું મુખ દેખીશ ક્યારે ! ૪૮

## માલિની.

વિરહીં વર વિહારી વાટિકામાં ભમંતો,
રસિક રમણીં કેરૂં નામ જીભે જપંતો;
ચિંતવન ચિત્ત માંહી ભોગવિલાસ કેરૂં,
સ્મરણ કરી મુંઝાઇ દુઃખ પામ્યો ઘણેરૂં. ૪૯

કુસુમકળી શિરે ત્યાં ભંગ જોયો સમીપે,
મધુર ગુંજ કરંતો શુભ્ર પ્યારી મુખાબ્જે;
નજરથી કતરાતી જોઈ તે ભોગી સ્હામું,
મન મહિ બબડયો એ ટુંક કામી નકામું. ૫૦

આહ અલિ ! સુખ ત્હારૂં જોઇને હું બળું છું,
વિદૂર વસિત અત્રે પ્યારીથી શોકમાં છું;
તુજ સમ સુખિયારો કેમ રાખ્યો મને ના,
મધુર રસ સુસાત્વા ઈશને શું ગમ્યુ ના ! ૫૧

મધુકર ઉડીં ચાલ્યો તત્ક્ષણે તે સ્થળેથી,
સજળ નયન જોઈ દુઃખ પામ્યો પ્રવાસી;
ક્ષણ ભર ઉર શોચે કેમ વિયોગ રહેશે,
મુજ સમ દુઃખીં થાવા વાસ જે ક્યાં રહેશે. ૫૨

કુસુમકળીં બીજી ત્યાં જે હતી ખીલતી તે,
ઉપર મધુપ બેઠો ચાંપથી ત્યાં જઇને;
નિરખીં હૃદય પામી ભાવ ઉદ્વેગ ઝાઝો,
ભ્રમર તરફ જોઈ બોલવા એમ લાગ્યો. ૫૩

---

(૪૯) વિરહીવર—વિરહીઓમાં શ્રેષ્ઠ, ઘણો વિયોગી. વિહારી—વિહાર કરનાર. વાટિકા—વાડી.

(૫૦) ભૃંગ—ભમરો. ગુંજ—છાની વાત. મુખાબ્જે—મુખરૂપી કમળે. કતરાતી—વાંકી, તિરછી. બબડયો. અસ્પષ્ટ ઉચ્ચાર કીધા. કામી—કામના વાળો, કતરાતી નજરથી જોવું અને બબડવું એ સ્હામાના જેવું પોતાને સુખ નથી તે જોઇ ઉત્પન્ન થતી અસૂયા બતાવે છે.

(૫૧) અલિ—ભમરો. વિદૂર—છેટે. વસિત—વસેલો. રસ—આનંદ. સુસાત્વા—ભોગવવા.

(૫૨) મધુકર—ભમરો. શોચે—વિચાર કરે.

(૫૩) ચાંપથી—ઉતાવળથી. ઉદ્વેગ—શોક.

ધિક ધિક શઠ કામી અન્ય સ્થાને ગયો તું,
ખીલતી નવલ ધાસે છોડી ચાલ્યો ગયો શું?
પ્રથમ સરવ સોંપ્યો પ્યાર જે બાલિકાને,
છિનવી વળતી દીધો તે શું અન્ય ત્રિયાને. ૫૪

અઘટિત કૃત કીધું એમ અન્યાય કીધો,
છિનવી હક બીજાને એકનો આપી દીધો;
નથી નથી નથી મ્હારે રીત ત્હારી ગ્રહેવી,
ખળ નર વ્યભિચારી સર્વથા નીચ જેવી. ૫૫

## પૃથ્વી.

અતીવ કરી ભૃંગને નિજ મૂને તિરસ્કાર એ,
ગયો શિબિરમાં રહ્યો દિવસ રાત ઉદ્વિગ્ન તે;
વિશુદ્ધ રૂપ પ્રેમનું ચિતરતો ચિત્તે, ગોખતો,
સુમંત્ર મુખ પ્રેમનો હર ઘડી જપંતો હતો. ૫૬

વધી વિરહવેદના ઉભયને વિભુ જોઇને,
કરી સબળ પ્રેરણા નૃપતિને ઉરે શું હશે?
મળ્યો દિવસ ઉગતાં હુકમ ઘેર જાવા તણો,
પવિત્ર મનની ફળી પ્રબળ કામના આમ શું?!! ૫૭

તપે ધરણી તાપથી અધિક ગ્રીષ્મ માંહે અને,
કરે જલદ આવીને શીતલ જેમ વર્ષા વિષે;
તપેલ ત્યમ ત્રેહથી સુશીલ યુવતિને કરી;
પ્રશાંત પળ એકમાં વિચરી ઘેર બેઠો કરી. ૫૮

સમાપ્ત.

જગજીવન દયાળજી મોદી.

---

(૫૪) નવલ—નવી. બાલિકા—બાળા. ત્રિયા—સ્ત્રી,
(૫૫) ગ્રહેવી—પકડવી. ખળ—લુચ્ચો.
(૫૬) અતીવ—વધારે, શિબિર—તંબુ. ઉદ્વિગ્ન—ઉદાસીન.
(૫૭) કામના—ઇચ્છા.
(૫૮) ધરણી—પૃથ્વી, ગ્રીષ્મ—ઉન્હાળો. જલદ—વરસાદ. વિચરી—જઇ.

# કેશવચન્દ્રસેનકૃત "નવી સંહિતા."

(અનુસન્ધાનગત વર્ષના પૃ૦ ૪૦૬ થી.)

૨૭. વળી બની શકે તો તારે નાટકશાળામાં ગાન અને શિક્ષણ સદબોધ અને વિનોદનો વારંવાર સંગમ કરવો, અને નાટકો દ્વારા બુદ્ધિનો અતિવિશુદ્ધ આનંદ અનુભવવો.

૨૮. નાટકની બોધશક્તિ અનુપમ છે, અને જેઓ પોતાનું અને બીજાનું કલ્યાણ સાધવાને અર્થે એનો ઉપયોગ કરે છે તેઓને ધન્ય છે.

૨૯. નાટકોએ ઘણાક પાપીઓને સુધાર્યા છે, ઘણાંક સાંસારિક દૂષણો નિવાર્યાં છે. ઘણાંક દુઃખી હૃદયોનાં દુઃખ હલકાં કર્યાં છે, ઘણીક નકામી રાત્રિઓમાં આનંદ વર્તાવ્યો છે, ઘણીક તરુણ રાગીઓને સ્વચ્છંદાચારમાં ઉગારી છે, ઘણાંક મહાત્માઓને નવો ઉત્સાહ આપ્યો છે.

૩૦. માટે હે બુદ્ધિશીલ વિનોદની તૃષ્ણાવાળા તરુણો, તમે એકઠા મળીને જ્ઞાનથી ભરપૂર એવા પ્રાચીન કે નવીન નાટકોના ખેલ રાત્રિને સમયે ભજવો, અને એ પ્રમાણે તમે તમારા મિત્ર મંડલ સહિત ઘણાઓ એક સાથે મેળવી શકે એવા વિનોદોમાં ઉત્તમોત્તમ આ નાટકોનો વિનોદ મેળવો.

૩૧. પણ સંભાળજો કે એવે પ્રસંગે હલકો વિલાસ, કે દુરાચરણી સ્ત્રી પુરુષોનો સમાગમ, કે અયોગ્ય વેશનું નિરૂપણ, કે મન કિંચિત્ પણ ભ્રષ્ટ કરે, નીતિબંધન ઢીલાં પાડે, આરોગ્યને હાનિ કરે, અગર અગત્યનાં કર્તવ્યમાં પ્રમાદ થાય એવું કંઈ પણ દૂષણ તમારા વિનોદમાં આવી ન જાય.

૩૨. નાટકશાલા અને તેની સર્વ સામગ્રી પ્રભુને અર્પણ કરવી, અને ગાન, નૃત્ય, નાટ્ય, અને નિરૂપણ એ સર્વ એની સમક્ષ જ કરવું, એટલે એ દ્વારા તમારાથી આ સૃષ્ટિ-નાટકના કર્તાનો મહિમા ગવાય.

૩૩. રાત્રિને સમયે ગાન સાથે કે તે વગર મેળાવડા કરવા એ પણ ઉંચા વિનોદનું સાધન છે અને એ બીજી રીતે પણ લાભકારક છે, અર્થાત્ એવા મેળાવડાઓથી મૈત્રી દૃઢ થાય છે, ભ્રાતૃભાવ અને સ્નેહ વધે છે, અને બહુ કિમતી જ્ઞાન તથા માહિતી મળે છે.

૩૪. વાતચિતના પ્રસંગ પુષ્કળ આનંદ અને ચતુરાઇ, હાસ્ય અને ખુશ મિજાજના છે, અને વળી સૌને સદા સુલભ છે.

૩૫. જ્યારે જ્યારે તમને તક મળે ત્યારે ત્યારે તમારે ભેગા મળી નાના પ્રકારના રસિક વિષયો ઉપર વાતો કરી અને એમ તમારા સારા સારા વિચારો અને તર્કો એક બીજાને જણાવતા રહેવું, અને ચિત્તવૃત્તિઓ અને ભાવનાઓના પ્રકાશથી ભ્રાતૃભાવ વધાર્યા કરવો.

સાકરલાલ દુર્ગારામ દેસાઇ.

---

इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुञ्जद्रुमं
राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहःकेलयः”

“હે રાધા ? આકાશ વાદળાથી છવાઈ ગયું છે. તમાલના ઝાડોએ આખા વનમાં અન્ધકાર કરી મૂકયો છે. તેથી તમે જ આને ઘેર લઈ જાઓ.” આ પ્રમાણે નન્દે કહ્યું. રસ્તામાં આવેલા ઝાડીના કુંજમાં થઈ ચાલતાં રાધા–માધવના જોડાની યમુનાના કિનારાપર કરેલી એકાન્ત કેલિ (મઝા) જય પામે છે.’ ”—આનો અર્થ શું? નથી ટીકાકાર કે નથી ભાષાન્તરકાર તે બરાબર સમજાવતા. એક ભાષાન્તરકર્તા કહેછે કે ‘ગીતગોવિન્દ’ નો પહેલો શ્લોક જરા અસ્પષ્ટ છે. કવિએ નાયકનાયિકાની કયી અવસ્થા ધ્યાનમાં રાખી એ શ્લોક લખ્યો છે તે કહેવાતું નથી. ટીકાકારો એમ કહે છે કે કોઈ સખીએ એવું કહ્યું હોવું જોઇએ. એ ખુલાસાનો ભાવ ઘણો મધુર છે. પણ શબ્દાર્થમાં અસંગતિદોષ આવે છે. ખરૂં જોતાં એ રાધિકાની સખીની ઉક્તિ નથી. જયદેવે બ્રહ્મવૈવર્તમાં લખેલી ઉપર જણાવેલી કૃષ્ણ-રાધાના વિવાહની વાત ધ્યાનમાં રાખી એ શ્લોક લખ્યો છે. એ બાબતનો લગતો ઉતારો બ્રહ્મવૈવર્તમાંથી નીચે આપ્યો છે. છતાં એટલું કહેવું જોઇએ કે સુદામાના શાપને અનુસરી રાધા કૃષ્ણના કરતાં કેટલાંક વર્ષ અગાઉ પૃથ્વીપર આવી હોવી જોઇએ. અને તેથી કૃષ્ણ કરતાં ઉમ્મરમાં ઘણી મોટી હોવી જોઇએ. જ્યારે તે જુવાન થઇ હશે ત્યારે કૃષ્ણ બાળક હશે.

एकदा कृष्णसहितो नन्दो वृन्दावनं ययौ ।
तत्रोपवनभांडारे चारयामास गोकुलम् ॥ १. ॥
सरःसु स्वादु तोयं च पाययामास तत्पपौ ।
उवास वटमूले च बालं कृत्वा स्ववक्षसि ॥ २ ॥
एतस्मिन्नन्तरे कृष्णो मायाबालकविग्रहः ।
चकार मायया कस्मान्मेघाच्छन्नं नभो मुने ॥ ३ ॥
मेघावृतं नभो दृष्ट्वा श्यामलं काननान्तरम् ।
झञ्झावातं मेघवज्रशब्दं च दारुणम् ॥ ४ ॥
वृष्टिधारामतिस्थूलां कम्पमानांश्च पादपान् ।
दृष्ट्वैवं पतितस्कन्धान् नन्दो भयमवाप ह ॥ ५ ॥
कथं यास्यामि गोवत्सं विहाय स्वाश्रमं प्रति ।
गृहं यदि न यास्यामि भविता बालकस्य किम् ॥ ६ ॥
एवं नन्दे प्रवदति रुरोद श्रीहरिस्तदा ।
मायाभिया भयेभ्यश्च पितुः कण्ठं दधार सः ॥ ७ ॥
एतस्मिन्नन्तरे राधा जगाम कृष्णसंनिधिम् ।

ब्र०वै०पु०श्री कृष्णजन्मखंडे १५ अध्यायः

"એક વખત કૃષ્ણને સાથે લઈ નન્દ વૃન્દાવન ગયો. ત્યાં ભાંડીરવનમાં ગાયોને ચરાવતો હતો. સરોવરનું મીઠું જળ તેમને પાયું અને પોતે પીધું. અને બાળકને ખોળામાં લઈ વડની છાયા નીચે બેઠો. હે મુનિ! ત્યાર પછી માયાવડે બાળકનું શરીર ધારણ કરનાર કૃષ્ણે અકસ્માત્ માયાદ્વારા આકાશ વાદળથી ઘેરી નાંખ્યું. આકાશ વાદળાંથી છવાઈ ગયું, અને વનમાં અન્ધકાર વ્યાપી રહ્યો. ઝંઝાવાત, ગડગડાટ, વરણુઅવાજ પુષ્કળ વરસાદ અને સપ-ળાં વૃક્ષ હાલી ઉઠયાં. પડું પડું થઈ રહેલાં જોઈ નન્દ બ્હી ગયો, અને બોલવા માંડ્યું કે, 'ગાય, વાછરડાંને છોડી ઘેર કેમ જવાય? અને ઘેર ન જાઉં તો આ બાળકનું શું થશે!' એટલામાં કૃષ્ણે પણ રડવા માંડ્યું. ભયરૂપી માયાથી બ્હી જઈ, પોતે બાપને ગળે બાઝી પડ્યો. એ વખતે રાધા કૃષ્ણની પાસે આવી ઉભી રહી. રાધાનું અપૂર્વ લાવણ્ય જોઈ, નન્દ અન્ધ થયો. તેણે રાધાને કહ્યું કે મેં ગર્ગને મ્હોંડે સાંભળ્યું છે કે તું પદ્મા કરતાં હરિને વધારે વ્હાલી છે. અને આ બાળક પરમ નિર્ગુણ અચ્યુત મહાવિષ્ણુ છે. છતાં, હું માનવ છું અને વિષ્ણુની માયામાં મોહિત થઈ ગએલો છું. હે ભદ્રે, તેટલા માટે તમારા પ્રાણનાથને તમે લઈ લો, અને જ્યાં તમે સુખી થાઓ ત્યાં લઈ જાઓ. અને પછી મનોરથ પૂર્ણ કરી મ્હારો છોકરો મને પાછો આપી દેજો."

એમ કહી નન્દે રાધાને કૃષ્ણ આપી દીધો. રાધા પણ કૃષ્ણને હાથમાં લઈ ચાલી ગઈ. ઘોડે આઘે ગઈ એટલે તેને રાસમંડલ સાંભર્યું. તેથી ત્યાં જ મનોહર વિહારભૂમિ ઉપજાવી કાઢી, અને કૃષ્ણ પણ રાધાના હાથમાંથી નીચે ઉતરી પડી, કિશોરાવસ્થા ધારણ કરી, અને રાધાને કહ્યું કે ત્યારે ગોલોકની વાત યાદ જ આવી છે ત્યારે જે મેં કબૂલ કર્યું છે તે પૂરું કરીશ. આવી પ્રેમની વાત એ બંને જણ કરતાં હતાં એટલામાં બ્રહ્મા ત્યાં આવી પહોંચ્યા અને તેણે રાધાની બહુ પ્રાર્થના કરી, છેવટે પોતે કન્યાદાન કરી, યથાવિધિ વેદ પ્રમાણે લગ્ન કરી રાધિકાને કૃષ્ણને પરણાવી. તેમની એ પ્રમાણે લગ્નગાંઠ બાંધી, બ્રહ્મા અન્તર્ધાન થયા. રાયાણ જોડે રાધિકાનું લગ્ન શાસ્ત્રાનુસાર થએલાં કે નહિ, અને જો થએલાં તો તે પહેલાં કે પછી, તે એ પુરાણમાંથી જડતું નથી. આ વિવાહ પછી તેમના વિહારનું વર્ણન છે. અને એ પુરાણમાંની રાસલીલા પણ એવી જ છે. એ બધું ગમે તેમ હોય તો પણ વાંચનારને એટલું તો જણાયું હશે જ કે બ્રહ્મવૈવર્તપુરાણે એક નવો જ વૈષ્ણવ ધર્મ સ-ર્જ્યો છે, કે જેનું નામ સરખું પણ ભાગવત કે બીજા કોઈ પુરાણમાં છે નહિ. એ નવા ધર્મનું કેન્દ્ર તે રાધા. જયદેવ કવિએ ગીતગોવિન્દ કાવ્યમાં એ જ ધર્મનું અવલંબન કરી ગોવિ-ન્દનાં ગીતો લખ્યાં છે. વિદ્યાપતિ-ચંડીદાસ વગેરે બંગાળી કવિઓએ પણ તેનો દાખલો લઈ કૃષ્ણ સંગીતો રચ્યાં છે. આ ધર્મનો આધાર લઇ શ્રીચૈતન્યદેવે એક નવો ભક્તિવાદ પ્રચારિત કર્યો છે. ઉપર કહ્યું છે કે સઘળા કવિ—ઋષિ—પુરાણ—શાસ્ત્ર વગેરેનાં કરતાં પણ વિશેષ, બ્રહ્મ-વૈવર્તકારે બંગાળાના લોકોનાં મન ઉપર અસર કરી દીધી છે. માટે એ નવા ધર્મનું તાત્પર્ય અને તેનું મૂળ શું છે તે આપણે તપાસીએ. (અપૂર્ણ)

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

# ઈંગ્લંડનો ખેડૂત.

વ્યાપાર અને હુન્નર એ બે સાધનોએ ઇંગ્લંડની ભૂમિને નવું જ રૂપ આપ્યું છે. એટલું તો સુપ્રસિદ્ધ છે. પણ વિશેષમાં એ પણ જાણવા જેવું છે કે યદ્યપિ ઇંગ્લંડમાં આજકાલ ખેતીનો ધન્ધો ઘણો ઓછો થઈ ગયો છે તે એટલે સુધી કે લડાઈ જાગે તો ઇંગ્લંડના લોકોના ખોરાકનું શું થાય એ એક મ્હોટો પ્રશ્ન થઈ પડયો છે–તો પણ હજી એ ધન્ધો જેટલો છે તેટલો ઘણી ઊંચી સ્થિતિમાં છે. આ છેલ્લાં પચાસ વર્ષમાં ખેડૂત અને ખેતી બંને સંબન્ધે ઇંગ્લંડમાં એટલો બધો સુધારો થયો છે કે ત્યાંનાં ગામડાં અને એની વસ્તીમાં બાહ્ય અને આન્તર—કાંઇક નવીન જ સ્વરૂપ પ્રાપ્ત થયું છે.

સૌથી મુખ્ય સુધારો તો કેળવણી સંબન્ધે જોવામાં આવે છે. સ્વચ્છ નવું મકાન, એની આસપાસ કૉમ્પાઉંડ, એની પાસે એક ન્હાની સરખી બગીચી, અને એ બગીચીની વચમાં એક રૂળીઆમણું ઘર—એ મળી ઈંગ્લંડની ગામડાની નિશાળ બને છે. * ઈંગ્લંડનાં ગામડાંઓમાં આવી હજારો નિશાળો પથરાઈ રહી છે. ઇંગ્લંડમાં કેળવણી જર્મની જેટલી શાસ્ત્રોય પદ્ધતિથી હજી અપાતી નથી, તો પણ આપણા દેશના કરતાં તો ઘણે દરજ્જે ચઢીયાતી છે. દરેક નિશાળમાં હવા અજવાળા માટે જોઇએ તેટલી પૂરતી યોજના છે—નકશા વગેરે કેળવણીનાં સાધનો અને બીજો ફર્નિચર પણ પૂરતો છે. અને આ રીતે ખેડૂતની સ્થિતિ સુધરવાનું મુખ્ય સાધન જે કેળવણી એ ઉપર સારૂં લક્ષ અપાય છે. પણ ઇંગ્લંડમાં નિશાળ એ માત્ર છોકરાં ભણાવવાનું ઘર જ નથી. અભણ લોકોને માટે શિયાળાની ઋતુમાં રાત્રિશાળા ત્યાં ભરવામાં આવે છે. રવિવારે એ જ મકાનમાં ધર્મશિક્ષણ આપવામાં આવે છે. અને એ ઉપરાન્ત ભાષણો, વાંચનો, સંગીત વગેરે કામ માટે પણ એનો ઉપયોગ કરવામાં આવે છે. આસપાસના લોકો ત્યાં એકઠા મળે છે, અને આખા ગામનો માનસિક પ્રકાશ ત્યાંથી જ પ્રસરતો દેખાય છે. જે દેશમાં નિશાળ આવું અગત્યનું સ્થાન ભોગવે છે ત્યાં જીવન કેટલું ઉન્નત અને સુખી થવાનો સંભવ છે એ વાંચનાર સહજ જ કલ્પી લેશે. આપણે ત્યાં ટ્રેનિંગ કૉલેજનો વિદ્યાર્થી પાસ થઇને મહેતાજી થવા કરતાં તલાટી થવું વધારે પસન્દ કરે છે. મહેતાજી સાથે જે મહાનપણાનો અર્થ જોડાવો જોઇએ તેને બદલે હવે દયામણાપણું, ગરીબાઈ, તુચ્છતા જોડાયાં છે! આજકાલ આપણા લોકની દૃષ્ટિએ સર્વ મહત્તા પોલીસ અને મહેસુલી અમલદારના ચોરામાં સમાપ્ત થઇ રહી છે. આ ભાવનાના ફેરફારનું પરિણામ પણ આપણે યોગ્ય જ ભોગવીએ છીએ. ટુંકામાં, આજકાલ આપણા દેશમાં નિશાળ અને નિશાળનો મહેતાજી નિર્બુદ્ધિ, મૂર્ખતા, વ્યવહાર—અનભિજ્ઞતા, અને નિર્બળતાની મૂર્તિરૂપે ગણાય છે.

---

* બ્રિટિશ હિન્દુસ્થાનમાં આશરે સાડાપાંચ લાખ ગામડાં છે—જેમાંથી ⅘ જેટલી મ્હોટી સંખ્યામાં નામની પણ નિશાળ નથી, એમ ઑ. મિ. ગોખલે એમની આ વર્ષના બજેટ ઉપરની ટીકામાં જણાવે છે.

આસપાસ ખેડૂતોનાં મકાનો પણ ઘણાં સુધરેલાં જોવામાં આવે છે. ઈંગ્લંડમાં પણ આપણી માફક ખેડૂતનું ઝૂંપડું એક વખતે ડુક્કર અને ઢોર બાંધવાના વાડા જેવું જ—આરોગ્ય શાસ્ત્રના સર્વ નિયમો તોડીને બન્ધાએલું—હતું. પણ આ સ્થિતિ હવે પલટાઇ ગઇ છે. હવે તો ઝૂંપડાંને બદલે ઈંટોનાં ન્હાનાં સુન્દર મકાનો બન્ધાએલાં છે. નીચે, રસોડું તથા બેસવા ઉઠવાની ઓરડી તથા બીજી એક ઓરડી હોય છે, અને ઉપર એક માળ હોય છે જેમાં સુવા માટે ત્રણેક ખંડ હોય છે. ઘરની પાછળ વાડો હોય છે, એમાં બળતણ ભરવાનું ન્હાનું સરખું ઝૂંપડું હોય છે. આવાં ઘરનું ભાડું અઠવાડીએ દોઢ શિલિંગ અને ઘણામાં ઘણું ત્રણ શિલિંગ કરતાં વધારે હોતું નથી—જે ઈંગ્લંડના ભાડાના દરના પ્રમાણમાં ઘણું કહેવાય નહિ. ઘરની જોડે વાડી હોય છે એમાં એ પોતાના કુટુંબને માટે શાકભાજી વાવે છે, અને એવો જ પાએક એકરનો કડકો ઘરથી કેટલેક દૂર હોય છે એમાં એનાં ઢોરને ચરાવે છે અને વિશેષ શાકભાજી તૈયાર કરે છે. આવા કડકાઓ ખેડૂતોને વર્ષે દહાડે અડધા પાઉંડને પટે મળે છે, કડકાઓ પાસે પાસે હોય છે અને એમાં ખેડૂતો સન્તોષ અને માન સાથે આસપાસ નજર ફેરવતા એકાદ રવિવારની સાંજે જોવામાં આવે છે. અને એ ઉપર ખેડૂતો કેવો આનન્દ અને સંતોષભર્યો વખત કાઢે છે એનો એક લેખક નીચે પ્રમાણે ચિતાર આપે છેઃ—

"Such allotments frequently adjoin one another, and it is a sight not unknown in more favoured districts to watch, on Sunday evening, the tenants of these slips of ground walking round their property and inspecting its condition with evident satisfaction and pride."

ખેડૂત-મજૂર દિવસે સાધારણ રીતે લગભગ દસ કલાક કામ કરે છેઃ કાપણીને વખતે કામ વધારે ચાલે છે; શિયાળામાં—મોસમ ન હોવાથી—સાત આઠ કલાક બસ થાય છે. ખેડૂત (ખેતીનો મજૂર) વ્હાણામાં ૬ વાગ્યાને સુમારે ઉઠે છે. ઉઠીને સાડા ૬ વાગ્યાની અન્દર નાસ્તો કરી લઈ એકદમ ખેતરે જાય છે. સાથે રોટલા, ટાઢો ચાહ, માખણ અને બીજી ખાવાની વસ્તુ એકાદ રૂમાલમાં કે ટોપલીમાં બાંધી લે છે. નવેક વાગ્યા સુધી કામ કરીને બાંધેલી ચીજોમાંથી નાસ્તો કરે છે. પાછું કામ કરીને બપોરે એ જ ટોપલીમાંથી અથવા તો છોકરાં ખાણું લાવ્યાં હોય એમાંથી રીતસર જમે છે. આપણે ત્યાં જેમ બૈરાં ખેતરે ભાથું (ખાવાનું) લઈ જાય છે, તેમ ઇંગ્લંડમાં છોકરાંએ એ લઇ જવાનો ચાલ છે. જમીને બીડી પીને જરા સુઇ જવું હોય તો સુઇ લઇ દોઢ વાગ્યાને સુમારે પાછું કામ શરુ કરે છે. ચાર કલાક પછી કામ બન્ધ કરે છે. સાંઝે ઘેર આવે છે ત્યારે તાજી રસોઇ થઇ રહી હોય છે, એ પુષ્કળ ભાવથી જમે છે. પાદરીની અને ગામના મોટા માણસની સ્ત્રીઓ અને છોકરીઓ નવી નવી તરેહની ચીજો બનાવતાં ખેડૂતોને શીખવે છે, અને પાકશાસ્ત્રની ચોપડીઓનો પણ ખેડૂતો ઉપયોગ કરે છે. ગામડાંમાં ખેડૂતોનો પહેરવેશ લંડનના મજૂરિયાત વર્ગ કરતાં હવે બહુ જૂદો રહ્યો નથી. ખેડૂતની છોકરીઓ ઘરકામની નોકરીમાં દાખલ થાય છે, અને ત્યાં બટલરને કે એવા બીજા સાથેના નોકરને પરણી, આખરે દારૂની દુકાનનો કે મુસાફરખાનાના

કારભારમાં પડવા માગે છે. હવે છોકરાને, દશ વર્ષ પહેલાં ખેતરે કામ કરવા મોકલવાની કાયદાથી બન્ધી થઇ છે. તે પહેલાં આપણે ત્યાં ખેડૂતનાં છોકરાં જેમ ન્હાનપણથી હૂઆ-ટૂઆ કરવા વિગેરે કામ કરે છે તેમ ઇંગ્લંડમાં પણ હતું. અને એ વખતે કુદરત સાથે ખેડૂતનાં બાળકો કેવો નિકટ સંબન્ધ ભોગવતાં એ એક લેખક નીચેના શબ્દોમાં જણાવે છેઃ—

"He would have grown up wholly unlettered, but before he was twelve he would have mastered many a valuable lesson from the book of nature; would have the names of all the horses employed on the farm, and the peculiarities and strength of each, by heart; would have become an authority on the homes and habits of the birds of the air and the beasts of the field; would have been able to tell, at a distance that defied the penetrative power of ordinary eyes, the spot on which the hare was conching or the bird had settled."

ખેતરોનાં પશુપક્ષીઓ વિષે આવું જ્ઞાન ધરાવવું એ ખેડૂતની જીંદગીમાં થોડું ઉપયોગી નથી. પરન્તુ નવા ભણતર સાથે પણ ઘણા લાભો જોડાયા છે એ ભૂલવાનું નથી. આપણા દેશમાં નવી કેળવણી ખેડૂતને એના કામ માટે તદ્દન નકામો બનાવી દે છે, એ ખામી લાંબો વખત ન ચાલે એ માટે આપણે યોગ્ય પગલાં લેવાનાં છેઃ અક્ષરકેળવણી અને કૃષિકેળવણી બંનેનું સંમિશ્રણ થવાથી જ ખેડૂતવર્ગને લાભ છે.

ઇંગ્લંડમાં મેળા તહેવાર વગેરે આપણી માફક જ છે, પણ એમ જણાય છે કે ત્યાંના ખેડૂતો શહેરના લોક જેટલા તહેવાર પાળતા નથી. માત્ર રવિવાર પાળે છેઃ તે દિવસે દેવળમાં ન જાય એ ખરૂં, પણ કામ તો કરવાના નહિજ.

ખેડૂત-મજૂરને અઠવાડીએ સરેરાશ ૧૭ શિલિંગને સુમારે મળે છેઃ કેટલેક ઠેકાણે ૧૩ શિલિંગ અને કેટલેક ઠેકાણે ૨૦-૨૧ શિલિંગનો રિવાજ છે. ઉત્તર ઇંગ્લંડમાં ૨૦-૨૧ શિલિંગ આપવા પડે છે કારણ કે ત્યાં હુન્નરનાં કારખાનાં ઘણાં હોઇ મજૂરી મોંઘી છે.

ઉપરના કેટલાક વર્ણન ઉપરથી કોઇને લાગશે કે ઇંગ્લંડના ખેડૂતની જિંદગીમાં અને એના વર્તનમાં કશી ખામી જ નથી. પણ સર્વથા એમ નથી. આમાંના કેટલાક સુધારા તો હજી હમણાંજ થયા છે, અને તે આખા ઇંગ્લંડમાં નજરે પડતા નથી. ખેડૂતની સ્ત્રીઓ હજી પણ ઘણે ઠેકાણે ઝૂંપડાંની આસપાસ કચરો અને ગંદવાડ થવા દે છે. આ 'ડ્રેનેજ'ની ખામીથી થાય છે એમ નહિ, પણ આરોગ્યશાસ્ત્ર સંબન્ધે તેઓ આપણા જેવાં જ અજ્ઞાન હોય છે. ઉપર કહ્યાં તેવાં પાકાં મકાનો પણ હજી બધે ઠેકાણે થયાં નથી. ઉદ્યોગની બાબતમાં તો એક મ્હોટું વિઘ્ન નડે છે, અને તે એ લોકોનું મદ્યપાન. કેટલાક ખેડૂત-મજૂરો આ દુર્ગુણમાં એટલા ડૂબી ગયા હોય છે કે ખીસામાં પૈસા પહોંચે ત્યાં સુધી કામે પણ ન

જાય. આ દુર્ગુણનું ચિત્ર આપતાં એક લેખક કહે છે કે એક માણસ પૈસા ખુટી ગયા ત્યારે કામે ગયો અને કામને ઠેકાણે પહોંચી કામે વળગતાં કોટ કાઢે છે એટલામાં એના ખીસામાંથી એક પાવલી પડી—કે તુરત એ કોટ પાછો પહેરી લઇ કલાલની દુકાને ગયો !!

ઇંગ્લંડમાં વાવણી ફરતાફરતી કરવાનો (rotation of crops) નો રિવાજ છે એમાં ઘણું કરી કંદ અને ધાન્ય વારાફરતી વાવવામાં આવે છે. રસાયનશાસ્ત્રે બતાવેલાં ઍમોનિયા અને ફૉસ્ફરસનાં ખાતરો વાપરવાનો પણ રિવાજ થયો છે, એટલે હવે ખેડૂતો ઘણો પાક ઉતારી શકે છે, પડતર જમીન રાખવી પડતી નથી, જમીનને આરામ આપવો નથી પડતો, તેમ જમીનનો કસ પણ જતો રહેતો નથી વરાળથી ચાલતાં હળો થયાં છે તથા કાપવા લણવાનાં ઓજારો એવાં થયાં છે કે જે દરેક દસ દસ માણસનું કામ કરી શકે. આપણે ત્યાં ખાતરમાં સુધારો-વધારો કરવાની ઘણી જરૂર છે. પણ ખેતીના સંચાઓ લાભ કરી શકે કે કેમ એ શકપડતું છે. એનાં ઘણાં કારણો છેઃ એક તો આપણે ત્યાં સામટી જમીનવાળા ખેડૂતો બહુ થોડા છે, અને સામટી જમીન વિના સંચાથી કામ કરવું પરવડે એમ હોતું નથી. બીજું—વધારે મહત્ત્વનો વાંધો એ છે કે આપણા દેશમાં મજૂરી ઘણી જ સોંઘી છે, ત્યાં મજૂર વર્ગની શી ગતિ ? સરકારે હમેશાં દુકાળ ખર્ચ ચાલતું રાખવું પડે!

ઇંગ્લંડ સ્કૉટલંડ અને આયર્લંડની બધી મળીને ૭૬,૩૦૦,૦૦૦ એકર જમીન છે; જેમાંથી ૨૬,૩૦૦,૦૦૦ પર્વતની ઝાડીઝાડી અને પરાળાની છે. બાકી ૫૦,૦૦૦,૦૦૦ એકર વાવેતર, બીડ, ગોચર અને જંગલના છે. આમાંની ઘણી ખરી મ્હોટા જમીનદારોના હાથમાં છે. એક એકરથી ઓછી જમીનવાળાઓને બાદ કરતાં—કુલ જમીનનો ¼ ભાગ ૧૨૦૦ જમીનદારોમાં વ્હેંચાએલો છે, એટલે કે એમાંના દરેક જમીનદારને સરેરાશ ૧૬,૨૦૦ એકર આવે છે; બીજા ¼ ભાગમાં ૩૧૫૦ એકરવાળા ૬૨૦૦ જમીનદારો છે; ત્રીજા ¼ ભાગમાં ૩૮૦ એકરવાળા ૫૦,૭૭૦ છે; અને બાકીના ¼ માં ૭૦ એકરવાળા ૨૬૧, ૮૩૦ જમીનદારો છે. આ ઉપરથી જણાશે કે જમીનદારોનો મ્હોટો ભાગ વિશાળ જમીનની માલકી ભોગવે છે, અને તેથી જમીનમાં ઘણા સુધારા કરી શકે છે. ન્હાના 'સ્વવાપરો'—જમીનદારો બહુ ઓછા થઇ ગયા છે અને ન્હાના ન્હાના ખેડૂતો તો તદ્દન નીકળી જ ગયા છે એમ કહીએ તો ચાલે. દિવસે દિવસે ઈંગ્લંડ ખેતીનો દેશ મટી હુન્નર-કારીગરી-કારખાનાંનો દેશ થતો જાય છે. પચાસ સાઠ વર્ષ ઉપર મજૂર વર્ગનો લગભગ પાંચમો ભાગ ખેતીમાં રોકાએલો હતો, હવે પૂરો દસમો ભાગ પણ આ ધન્ધામાં રહ્યો નથી. આપણા દેશમાં આથી ઉલટી જ સ્થિતિ ચાલે છે. દિવસે દિવસે હાથકારીગરીના ધન્ધાઓ પડી ભાગતા જાય છે, અને લોકો ખેતી ઉપર ગુજરાન કરવા ધસતા આવે છે. પરંતુ આ ગુજરાન કરવું હવે અશક્ય થઈ પડ્યું છે, કારણ કે વખતોવખત વરસાદની તંગીથી દુકાળ ઉપર દુકાળ આવતા જાય છે, ઢોરો મરતાં જાય છે, અને આવી સ્થિતિ લાંબી ચાલશે તો દેશનું શું થશે એ વિચારવંત રાજ્યતંત્રીઓને અને દેશહિતૈષીઓને પ્રશ્ન થઈ પડ્યો છે.

આથી ઉલટી, ઇંગ્લંડના ખેડુત-મજૂર વર્ગની સ્થિતિ કેવી સુધરતી જાય છે એ મિ. સિટસ નામે એક ગૃહસ્થ નીચે મુજબ જણાવે છેઃ—

"This education, when its effects have had time to make themselves felt, will no doubt give us a new order of British peasantry. Nor is it the only machinery at work which is gradually improving his position and extending the horizon of his views. While ploughing matches, prizes for draining, hedging, ditching, stacking and other operations of husbandry, cottage-garden shows, and other institutions, tend to make him a better labourer, the general influences of the time are all in the direction of improvement. The agricultural labourer feels that he, too, like his urban brother, is a man. He has acquired a consciousness of power, a growing sense of enlightenment, a widening perception of rights and duties, which may be used as powerful levers for his future amelioration. Talk to the average country labourer today, and you will find him no longer the dull, dispondent being that he was only a few years ago, the limits of his views and knowledge being the boundaries of his parish, or the field in which he was plying his task. His senses have been quickened, his moral and intellectual nature has been breathed upon with the breath of life."

તાત્પર્ય—આ કેળવણીની અસર જ્યારે સ્પષ્ટ જણાઇ આવે એટલી થશે, ત્યારે બ્રિટિશ ખેડૂતનો નવો જ વર્ગ ઊભો થશે. ખેડુતની સ્થિતિ સુધારવા માટે અને એની દૃષ્ટિમર્યાદા વિશાલ કરવા માટે માત્ર આ જ સાધન લેવામાં આવે છે એમ નથી. હળ ચલાવવાની સરતો થાય છે, ખેતરમાંથી પાણી બહાર કાઢી નાંખવાનાં, વાડ સરસ બનાવવાનાં, નીકો ખોદવાનાં, પૂળીઆં ખડકવાના અને એવાં ખેતીને લગતાં બીજાં કામો માટે ઇનામો અપાય છે, ઝૂંપડાની આસપાસ બગીચીનાં પ્રદર્શનો થાય છે, અને એવી બીજી અનેક સંસ્થાઓ છે કે જેને પરિણામે ખેતીની સ્થિતિમાં દિનપરદિન ઘણો સુધારો થતો આવે છે. ખેડુતને હવે ભાન થયું છે કે હું પણ માણસ છું. એને પોતાની શક્તિનું ભાન થયું છે, પોતાની બુદ્ધિનો વધતો જતો પ્રકાશ અનુભવમાં આવ્યો છે, પોતાનાં હકો અને ફરજો વધારે સમજવામાં આવ્યાં છે—જે એનું ભવિષ્ય સુધારવા માટે બહુ ઉત્તમ સાધનો થઇ પડે એમ છે. એક સાધારણ ખેડુત-મજૂરની જોડે તમે વાત કરશો તો એ તમને પહેલાંની માફક જડ નિરાશ માણસ નહિ લાગે. આજ સુધી તો એનું સર્વ જ્ઞાન અને એના સર્વ વિચારો એના ગામડાની સીમમાં અને એના ખેતરમાં ભરાઇ રહ્યા હતા. પણ હવે એની ઇન્દ્રિયો સતેજ થઇ છે, અને એની નીતિ અને બુદ્ધિની શક્તિઓમાં જીવનનો નવો જ પ્રાણ દાખલ થયો છે."

આપણા દેશને માટે આવું લખવાનો સમય ક્યારે આવશે ? આપણા ખેડુતોનું ભવિષ્ય જેટલું એમના પોતાના હાથમાં છે તે કરતાં સહસ્રગણું સરકારના અને કેળવાએલા વર્ગના હાથમાં છે. ઉપરના ઉતારામાં વર્ણવ્યાં એવાં ખેતીને ઉત્તેજિત કરનારાં પ્રદર્શનો—સરતો—ઇનામો ક્યાં ?

[ વસન્ત-ઑફિસ. ]

---

# મોતી અને તેની ઉત્પત્તિ.

( બંગાળીમાંથી )

( અનુસન્ધાન ગત વર્ષના પૃ. ૪૬૧ થી. )

સીપની સંખ્યા ઓછી કેમ થઈ જાય છે? અવશ્ય. પ્રતિવર્ષે લાખો સીપ કાઢી તેમાંની માછલીઓનો વધ કરી તેના ઉદરમાંથી મોતી કાઢી લેવાય છે; સીપની સંખ્યા ઓછી થઈ જવાનું આ પણ એક કારણ છે ખરૂં પણ કેટલાક લોકો એના એક કારણ તરીકે આ અનુમાન કરે છે કે ચોર લોક અકાલે છાનામાના આવી સીપ કાઢી જાય છે. પરંતુ લાગે છે કે આ અનુમાન સત્ય નથી, કારણ કે સમુદ્રમાંથી સીપ ચોરી લેઈ તેમાંથી મોતી કઢી લેવાં એ ચોરથી છાનુમાનું બની શકે નહિ. છાનામાના છરીથી સીપના માંસની અંદર તપાસ કરી મોતી કાઢી શકાય નહિ; સીપને કહોવરાવ્યા પછી ધોઇને મોતી કાઢી લેવાય ખરાં, પરંતુ કહોવાણથી સીપમાંથી એટલી બધી દુર્ગંધ નિકળે છે કે તેથી પકડાઈ જવાના ભયથી ચોર એમ કરવાની હીંમત કરી શકે નહિ. કઠિન દાબડાથી તેનો દેહ ઢંકાયો તેથી શું થઈ ગયું? જેમ સર્વે જીવને શત્રુ હોય છે તેમ કાળુ માછલીને પણ જળમાં જ શત્રુ છે. પૂર્વે જણાવ્યું જ છે કે એક પ્રકારના કીટ સીપમાં છિદ્ર પાડી તેના માંસમાં પ્રવેશ કરે છે તે એક તો તેનો શત્રુ; તે સિવાય સુવન નામની એક પ્રકારની ગોકળગાય, કિલિકે નામનો એક પ્રકારનો સામુદ્રિક જીવ, રે નામનું એક પ્રકારનું મત્સ્ય, આદિ અનેક પ્રકારના શત્રુ નાની કાળુ માછલીની કોમળ સીપને ભાગી તેમાંના માંસનું ભક્ષણ કરી તેને નિર્મૂલ કરી નાખે છે. જણાય છે કે સીપની સંખ્યા ઓછી થવાનું પ્રધાન કારણ આ તેના શત્રુ છે. જે સ્થળે શત્રુઓનો ઉપદ્રવ ઘણો હોય છે તે સ્થળ ત્યજી તેઓ અન્યત્ર ગમન કરે છે.

## "કોટુ"માં સીપોના વિભાગ.

પાછલે પહોર ચાર વાગે કાર્ય બંધ કરી સર્વે મછવાઓ કિનારા તરફ આવવા માંડે છે. તે વખતે સમુદ્ર તો મનુષ્યોનાં ટોળે ટોળાં તે નૌકાઓની વાટ જોતાં જ હોય છે નૌકાઓ પણ તરંગથી ખૂબ વેગે ધસડાઈ આવે છે. અંતે તેઓ સર્વે કિનારે આવી પહોંચે છે પૂર્વે મોતી કાઢવાનું કાર્ય રાજ્ય તરફથી ઇજારદાર કરતા હતા; પ્રતિવર્ષે જાહેર લીલામમાં ઇજારદાર તે કામ રાખતા, પછી તેને જે લાભ મળે તે ખરો, વખતે હાનિ પણ થાય. હાલ એ કામ રાજ્ય તરફથી જ થાય છે. પ્રતિદિન જે સીપો નિકળે તેમાંથી રાજ્ય પોતાનો ભાગ કાઢી લેછે. સીપના વિભાગ પાડવા સારૂ ચારે બાજુએ વાડ કરી લેઈ એક સ્થાન બનાવે તામિલ ભાષામાં આ સ્થાનને "કોટુ" કહે છે. સર્વે નૌકાઓ કાંઠે આવે એટલે તેમાંના ડુબકી મારનાર પોતાની સીપો લેઈ "કોટુ" માં જાય છે; ત્યાં જઈ તે દિવસની સીપોના

ત્રણ સરખા ભાગ કરે છે. રાજ્યાધિકારીએ તેમાંનો એક ભાગ ડુબકી મારનારને આપે છે અને બાકીના બે ભાગ રાજ્યસંપત્તિ રૂપે પોતે રાખે છે. ડુબકી મારનારાઓ પોતાનો અંશ લઈ તત્ક્ષણ સમુદ્ર તીરે જઈ રેતીમાં નાંખે છે; તત્ક્ષણ ખરીદનાર આવી તે અંશ તેમની પાસેથી ખરીદી લેછે. એક રૂપિયાની પંદરથી ચાળીસ સીપ વેચાય છે, પરંતુ જે વર્ષે સીપ માંથી સારાં મોતી નિકળે છે એમ સમજાય તે વર્ષે એક એક સીપના ચાર ચાર આના ઉપજે. રાજ્યની જે બે ભાગની સીપો તેની ગણના કરી અધિકારીઓ ભાગ પાડે છે, એક ભાગ એક હજાર સીપોનો હોય છે. સંધ્યાકાળે એક એક ભાગની સીપો લીલામથી વેચી દેવામાં આવે છે. ખરીદનારે નગદ કીંમત આપવી જોઇએ, કીંમત ન આપે તો કોઇથી સીપોને "કોટુ" બહાર લેઇ જવાતી નથી.

## સીપમાંથી મોતીની તપાસ.

જેમણે થોડી સંખ્યામાં સીપો ખરીદી હોય તેઓ છરીથી તેમને ખોલી અંદરના માંસપિંડમાંથી મોતી શોધી કાઢે છે. બહુ શું કહીએ ? બધી સીપોમાંથી મોતી નિકળતાં નથી તેમ જ બધી સીપોમાંથી સરખાં મોતી નિકળતાં નથી જો પ્રારબ્ધમાં હોય તો ખરીદેલી સીપોમાંથી ઘણાં મોતી નિકળે અને વળી તે ઉત્તમ નિકળે. જો પ્રારબ્ધમાં ન હોય તો સેંકડો સીપ ઉઘાડી જુએ• પણ તેનાથી એક પણ મોતી નિકળે નહિ અને કદી બે ચાર નિકળે તો તે પણ પ્રારબ્ધવશાત્ નાના અને ઓછા મૂલ્યનાં નિકળે. તાજી સીપોને ઉઘાડી હોય તો તેમાંથી નાનાં મોતી નિકળે અને તેથી ખરીદનારને અનેક પ્રકારની હાનિ થાય, તેથી લોકો તે સીપોને કહોવડાવી અને પછી તેના ઉપરનું ગલિત માંસ ધોઇ નાંખી મોતી કાઢે છે. કહોવડાવા માટે કોઈ કોઈ વ્યાપારી સીપોને રેલવે માર્ગે દૂરસ્થાને મોકલી દેછે; કિંતુ અધિકાંશે લોક ત્યાંજ કહોવડાવી મોતી કાઢે છે. સીપ કહોવડાવવા માટે એક સ્વતંત્ર "કોટુ" તૈયાર કરેલું હોય છે, એ "કોટુ"માં વ્યાપારીઓ પોતપોતાની સીપોના સ્વતંત્ર ઢગલા કરે છે. એ બધી સીપો કહોવાથી એટલી બધી ભયાનક દુર્ગંધ ઉત્પન્ન થાય છે કે એ સ્થાને લોકો શી રીતે વાસ કરી શકે છે એ વિચાર પણ આશ્ચર્ય ઉપજાવે છે. અમે તમે ગયા હોઇએ તો એક ઘડી પણ ઉભા રહી શકીએ નહિ; પછી અભ્યાસથી શું થાય તે કહી શકાય નહિ. એ દુર્ગંધથી એક પ્રકારની નીલવર્ણના દેહની અને રક્તવર્ણની ચક્ષુની મક્ષિકા આવે છે; પુષ્કળ ખાદ્ય વસ્તુ મળવાથી દિનપ્રતિદિન આ મક્ષિકાઓની વૃદ્ધિ થયા જ કરેછે, ક્રમશઃ એટલી વૃદ્ધિ થાય છે કે ઝાડપાન, ઘરબાર આદિ સર્વ વસ્તુ કરોડો મક્ષિકાથી આચ્છાદિત થઇ જાય છે. તે સ્થાનનો વાયુ પણ એ મક્ષિકાઓથી એટલો પરિપૂર્ણ થઇ જાય છે કે પ્રતિશ્વાસે બે ચાર મક્ષિકાઓ નાકની અંદર પ્રવિષ્ટ થઇ જાય ! ! આહારાદિસમય લોકને મક્ષિકાનો કેટલો ઉપદ્રવ થતો હશે તે સહજ સમજાય એમ છે. એકે વારે એટલા બધા લોકનો સમાગમ, કહોવાઇલી સીપોની ભયાનક દુર્ગંધ અને માખીઓનો ઉપદ્રવ, તે સ્થાને વસન્ત ( small-pox ) વિષૂચિકાદિ ( Cholera &c. ) રોગોનો પ્રાદુર્ભાવ ન થાય એ આશ્ચર્યની કથા સમજવી. તે રોગો નથી થતા એમ પણ નથી. કોઇ કોઇ વર્ષ એ રોગો એટલા જોરથી ફાટી નિકળે છે કે તે વર્ષે કાર્ય પણ બંધ કરવું

પડે છે. સીપને ખુબ કહોવરાવ્યા પછી તેમાંનું માંસ ધોવાથી તેમાંના સર્વ મોતી બહાર નિકળી પડે. કેટલીક વખત માંસમાંથા મોતી ન નિકળતાં સીપની અંદરની બાજુએ ચોંટી ગયેલાં નિકળે છે.

## મોતીનું વર્ગીકરણ.

એકત્રિત થયેલાં મોતીનું વર્ગીકરણ કરવામાં આવે છે. પરિમાણ, આકાર અને અને ઔજ્જ્વલ્ય એ ત્રણ ગુણાનુસારે મોતીનું મૂલ્ય થાય છે. પરિમાણમાં મોટું, આકારમાં ગોળ, અને દેખાવમાં ચાંદીની તરેહનું ઉજ્જ્વલ હોય તે મોતીનુ મૂલ્ય વધારે. મોતી કેવડું મોટું હોઈ શકે? હાતમતાઈ નામે ફારસી ગ્રંથમાં લખ્યું છે કે બરજ્યુ સોદાગરની કન્યા હુસનબાનુએ અનેક પણ કર્યાં હતાં તેમાંનું એક એવું પણ હતું કે જે મનુષ્ય મોરના ઈંડા જેવડું મોતી લાવી આપશે તેની સાથે હું વિવાહ કરીશ. અવસ્ય, આ કાલ્પનિક કથા છે, પરંતુ મરઘીના ઈંડા જેવડું પણ મોતી હોતું જ નથી એમ નથી. હોપ નામે એક યુરોપીઅન પાસે એક મોતી છે તેનો પરિઘ બે ઇંચ અને વજન ૯૦૦ રતિ છે. રૂષના વર્તમાન ઝારને એક વાર એક મોતીની માળા ઉપહાર રૂપે મળી હતી. અવશ્ય, મોટા લોકના ઘરમાં જે મોતી હોય છે તેની તુલનામાં તે બહુ ઉત્તમ નથી, તો પણ એ માળામાં જે મોતી છે તેની કીમત ઓછી નથી. સારાં ઉત્કૃષ્ટ મોતી સહજ જુદાં કાઢી શકાય; પછી બાકીનાં મોતીનું વર્ગીકરણ ચાળણીથી કરવામાં આવે છે. એ કાર્ય સારૂ એ સ્થાને પિત્તળની દશ પ્રકારની ચાળણી ઉપયોગમાં લેવાય છે. બધી ચાળણી સરખી હોય છે પણ પ્રત્યેકના છિદ્રોના માપમાં ફેર હોય છે. પ્રથમ ચાળણીમાં માત્ર વીસ છિદ્ર હોય છે, તેથી તેનાં છિદ્રો મોટાં હોય છે. સઘળાં મોતી તેમાં નાખી તેમાંથી ચાળી કાઢે છે તેથી મોટાં મોટાં મોતી ઉપર રહે છે અને નાનાં મોતી છિદ્રો દ્વારા નીચે નીકળી પડે છે બીજી ચાળણીમાં ત્રીસ છિદ્રો હોય છે, તેથી તેનાં છિદ્રો જરા નાનો હોય છે. એમ ૫૦, ૮૦, ૧૦૦, ૨૦૦, ૪૦૦, ૬૦૦, ૮૦૦, ૧૦૦૦ છિદ્રવાળી ચાળણીઓ વતી બધાં મોતી ચાળી તેનું વર્ગીકરણ કરવામાં આવે છે. જે મોતી છેલી ચાળણીમાંથી નિકળી પડે છે તે અતિશય ક્ષુદ્ર ગણાય છે. ઔષધ નિમિત્તે તે મોતી ચીન ખાતે મોકલી આપવામાં આવે છે કારણ કે ઔષધમાં પણ મોતી વપરાય છે; કિન્તુ પૂર્વે બોલી જ ગયા છીએ કે મોતી એક પ્રકારના ચૂના સિવાય કંઈ જ નથી, તેથી શંખલાની ભસ્મના સેવન કરતાં એના સેવનથી વધારે ફાયદો થતો હશે કે નહિ તે અમે કહી શકતા નથી: પણ વખતે જે વસ્તુ દુષ્પ્રાપ્ય અને જેનું મુલ્ય અધિક હોય તેનું સેવન કરવાથી રોગીનું મન ઉત્સાહિત થાય; એ ઉત્સાહથી અને વિશ્વાસથી રોગનું શમન થતું હોય તો કોણ જાણે!

## નાના પ્રકારનાં મોતી.

જે મોતી વીસ છિદ્ર વાળી ચાળણી ઉપર રહે, જેનો આકાર ગોળ, જેનો વર્ણ શુભ્ર અને ઉજ્જ્વલ તે મોતી સર્વોત્કૃષ્ટ અને તેને "આનિ" કહે છે. ત્યાર પછીનાને "અનતરિ", "સસંકૃ", "કલિપુ", "કુરલ", "પિસલ", "મદંકુ", અને "બદિખુ" એ નામ ગુણાનુસારે

આપવામાં આવે છે. ક્ષુદ્ર મોતીને "ટ્રુલ" કહે છે. વર્ગીકરણ કરી તેમની માળા કરવા તેમાં છિદ્ર પાડવાં પડે છે. એક લાકડાના પાટીઆમાં અનેક છિદ્રો પાડવામાં આવે છે, તે સર્વ છિદ્રોનાં મોતી મુકી તે પાટીઆને પાણીમાં પલાળે છે; પલળીને પાટીઉં ફુલે છે, તેથી તેની અંદરનાં સર્વ મોતી લાકડાની સાથે દૃઢ થઈ જાય છે, અને છિદ્રો પાડતી વખતે તે સરી જતાં નથી. એ અવસ્થામાં એક સૂક્ષ્મ અને તીક્ષ્ણ યંત્રવડે તેમાં અનાયાસે છિદ્ર પાડી શકાય છે. ત્યાર પછી તેમને રેશમના દોરામાં પરોવી દેશ વિદેશ મોકલી આપે છે.

જે સ્થાનમાં સીપો કહોવરાવે છે અને મોતીનું વર્ગીકરણ કરે છે તે સ્થાનની રેતીમાં થોડાં ઘણાં મોતી પડ્યાં રહે છે. તે વર્ષનું કાર્ય સમાપ્ત થાય, અને જ્યારે માછી વ્યાપારી આદિ સર્વ ચાલ્યા જાય અને સમુદ્રતટ પ્રથમની પેઠે નિર્જન થઈ જાય ત્યારે પાસેના દરિદ્ર લોક એ સ્થાને આવી રેતીમાંથી રહી ગયેલાં મોતીને શોધી કાઢે છે. એમ શોધતાં ઇ૦ સ૦ ૧૭૯૭ માં એક મનુષ્યને એક બહુ મૂલ્યવાળું મોતી જડ્યું હતું.

અનેક બહુમૂલ્યવાળાં મોતીની કથા સાંભળીએ છીએ, પરંતુ એ વસ્તુનું મૂલ્ય કેટલું મોટું હોઈ શકે તે અમે બરાબર કહી શકતા નથી. એક વખત રોમ્ નગરમાં એક મુક્તામાળા હતી, તેની કીંમત એક લાખ વીસ હજાર રૂપિયા હતી. એ તો એક માળાની કીંમત; પરંતુ માત્ર એક જ મોતીની કીંમત સાંભળી સ્તબ્ધ થઈ જઇએ. ૧૯૦૦ વર્ષ પૂર્વે મિસર દેશમાં ક્લિઓપૅટ્રા નામે એક રાણી હતી. અનેક બહુમૂલ્ય રત્નોમાં તેની પાસે એક મોતી હતું, તેનું મૂલ્ય દોઢ લાખ રૂપિયા હતું! એ મોતીનું ચૂર્ણ કરી તેનુ સેવન તેણે કર્યું હતું. એવી જ બીજી વાત એક મોતીની છે કે જેની કીંમત બે લાખ પચીસ હજાર રૂપિયા હતી। ત્રણસેં વર્ષ ઉપર ઈંગ્લાંડની રાણી ઇલિઝાબેથની સભામાં ગ્રેશામ્ નામે એક ધનવાન્ મનુષ્ય હતો. એક દિન વાર્તાપ્રસંગે તેણે સ્પેનના રાજદૂતને કહ્યું કે—"રાણીને હું નિમંત્રણ કરીશ, તે સમયના ભોજન પ્રસંગે હું એટલું ખર્ચ કરીશ કે તમે સાંભળીને જ આશ્ચર્ય પામશો. તે ધનવાનની માતા પાસે બે લાખ પચીસ હજાર રૂપિયાની કીંમતનું એક મોતી હતું. ભોજન સમાપ્ત થતાં તેણે રાણી અને અન્ય સદ્‌ગૃહસ્થો સમક્ષ એ મોતી બહાર કાઢ્યું; પછી તેનું ચૂર્ણ કરી તેમની સમક્ષ તેનું સુરામાં મિશ્રણ કરી, યથારીતિ રાણીની મંગલ પ્રાર્થના કરી તે મુક્તામિશ્રિત સુરાનું પાન કરી ગયો! શું આ ભોજનનું ખર્ચ આશ્ચર્યજનક નથી? લોહિતતેજયુક્ત (લાલાશ પડતા તેજવાળુ)અને કૃષ્ણવર્ણનું મોતી અમૂલ્ય ગણાય છે, પણ એવાં મોતી અતિ દુર્લભ હોય છે, તેથી એવા મોતીની જોડી સહ જ મળી શકતી નથી.

## કૃત્રિમ મોતી.

ઈંગ્લાંડ અને ફ્રાન્સ્ દેશ પાસેના સમુદ્રમાં લોક ખાદ્ય મુક્તામત્સ્ય ઉત્પન્ન કરે છે. જે દેશના લોક રસાયનવિદ્યાની સહાયતાથી હીરા ઉત્પન્ન કરવા સમર્થ થયા છે, આફ્રિકાની વાલુકામય મરુ ભૂમિમાંથી જંગલી શાહમૃગ પકડી તે દ્વારા તેમનાં બચ્ચાં ઉત્પન્ન કરે છે, આકાશમાર્ગે તાર વિના મહા સમુદ્ર પાર વિદ્યુત્‌દ્વારા સંદેશા મોકલવા સમર્થ થયા છે તેઓ

મુક્તામત્સ્ય ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે નહિ એ સંભવિત નથી. ડેન્માન્ નામક એક યુરોપીઅને આરિપુથી દોઢેક ગાઉ દૂર એક તળાવ ખોદી તેમાં સમુદ્રનું લવણ જળ ભરી બાર હજાર કાળુ માછલીનાં બચ્ચાં છોડી દીધાં, પરંતુ તેનો એ પ્રયત્ન સફળ થયો નહિ; અલ્પ કાળમાં જ વિવિધ કારણોથી તે બધાં બચ્ચાં મરણ પામ્યાં.

બજારમાં સુલભ મૂલ્યે અનેક કૃત્રિમ મોતી વેચાય છે. ચીનમાં છીપની અંદર અનેક પ્રકારનાં કણ પ્રવિષ્ટ કરી લોક જે મોતી ઉત્પન્ન કરે છે તે કૃત્રિમ નથી. કૃત્રિમ મોતી તો કાચનાં બને છે, તેથી જ એટલાં સસ્તાં વેચાય છે. ચીના લોક બહુ કાળથી આવાં કાચનાં કૃત્રિમ મોતી પણ બનાવતા આવ્યા છે. પરંતુ આજ કાલ બજારમાં જે કૃત્રિમ મોતી વેચાય છે તે ફ્રાન્સ અને ઇટલિથી આવે છે. પારિસ અને રોમ્ નગરમાં એ વસ્તુ બહુ બને છે. જાકુઇન્ નામે એક ફ્રેંચે પારિસ નગરમાં પ્રથમ કૃત્રિમ મોતી બનાવ્યાં. કૃત્રિમ મોતી બનાવવાં અતિ સહજ છે. કાચના વર્તુલાકારના નાના ફુંકા બનાવી તેમાં એક છિદ્ર પાડવું; પછી "વાટા" નામની એક જાતની અથવા તેવી જ અન્ય ચકચકિત માછલીઓનું માંસ ગાળી પેલા ફુંકામાં પાડેલા છિદ્રદ્વારા રેડવું, પછી તે મોં બંધ કરવું. સર્વત્ર લોક કૃત્રિમ મોતી આમ જ બનાવે છે. ફુંકાની બહારની બાજુએ અને અંદરની બાજુએ દ્રવીભૂત માંસનો લેપ કરવાથી પણ કૃત્રિમ મોતી બને છે. કાર્ય અતિ સહજ ખરૂં, પરંતુ અતિ સામાન્ય કાર્ય પણ શિક્ષા અને અભિજ્ઞતા સિવાય સારૂં બનતું નથી; તેથી પારિસ્ જઈ પ્રસ્તુત પ્રણાલી સ્વચક્ષે જોઈ એ કાર્ય જે મનુષ્ય શિખી આવે તેને જ અમે એ કાર્યમાં હાથ નાંખવાની ભલામણ કરીશું, કારણ કે વગર જોયે જેઓ આવાં કાર્ય આરંભશે તેઓ પ્રથમ અવસ્થામાં અનુભવ મેળવવામાં જ મૂળ ધન નિઃશેષ કરી નાખશે અને અંતે દેશહિતૈષિતાનો પ્રયત્ન કરતાં તેમાં નિષ્ફળ બનશે અને અંતે તેને ભિક્ષાવૃત્તિ ધારણ કરી દ્વારે દ્વારે યાચના કરવી પડશે.

નયન.

---

# મનોરમા અને હરગોવિંદ.

## ૧

હીરાલાલ માણેકલાલની પુતળી જેવી કન્યા મનોરમા પંદર વર્ષે વિધવા થઈ.

હીરાલાલે પોતાની કન્યા મનોરમાને એવી જગાએ પરણાવી હતી કે તેના સાસરિયાં ઘણાં લોભી હતાં અને કન્યાને વળાવવાના પૈસા માગતાં હતાં. બિચારો હીરાલાલ કંઇક ગરીબ હતો તેથી જેટલું વરના સંબંધીઓ માંગતા હતા તેટલું આપવાનું તેના મનથી ભારે પડતું હતું, તેથી છોકરી તેને ત્યાં જ રહેતી હતી. છોકરી મનોરમા પોતાના બાપને ત્યાં

ખાઈ પીને તથા કપાળે ચાંલ્લો કરીને ફરતી, બીજી કોઈ સૌભાગ્યવતીના સુખની અધિકારી નહોતી; તેના આ બાળવિધવાપણાએ માબાપને ઘણાં જ શોકાતુર કરી મૂક્યાં. મનોરમા પણ તેઓના દેખાદેખી કેટલાક દિવસ સુધી ઘણી રોઈ, ચહેરો ફીકો કરી નાંખ્યો. પણ ખરી રીતે તેને પોતાને સમજવાની શક્તિ જ નહોતી, કારણ કે પંદર વર્ષની ઉમ્મરે એની બુદ્ધિ અને પ્રકૃતિ બાળકના જેવી હતીઃ શરીરની જોડે તેના મનની બુદ્ધિ આજ સુધી ખીલી નહોતી.

બરાબર તે વેળાએ તેની પડોશમાં પોતાની ન્યાતમાં બીજો એક બનાવ બન્યો. હરિવલ્લભ મણીલાલનો સતર વર્ષની ઉમ્મરનો છોકરો વિનોદલાલ માબાપને શોકમાં નાંખીને મરણ પામ્યો. હરિવલ્લભની સ્ત્રી માણેકે ઘણાં છોકરાનાં મોં જોયાં હતાં એકના પછી એક પાંચ યમના મોંમાં સોંપ્યા. એક છોકરો જ્યારે બાર વર્ષની ઉમ્મરનો થયો હતો, ત્યારે સંન્યાસીઓ તેને ચોરીને લઈ ગયા હતા, તેને આજે દશ વર્ષ થયાં છે. ફક્ત હમણાં એક જ છોકરો હતો–તે બે વર્ષનો હતો. એની આશા રાખવી તથા ભરૂસો રાખવો પણ શી રીતે?

શોકનો પહેલો વેગ કંઇક શમ્યો. હરિવલ્લભે સ્ત્રી જોડે વિચાર કર્યો—ગૃહસંસાર હવે બીજા કોને માટે છે, ચાલો કોઇક તીર્થમાં જઇએ, અને તીર્થમાં જ પડીએ. ઘર, વાડી, વિષય સર્વ વેચીને, ગાય વાછડાં વહેંચીને, રહેઠાણ ઉઠાવીને, કાશીમાં બેસીને હરિનામ સ્મરણ કરવામાં આવે તો ઠીક આ છોકરો જો જીવે તો પાછું બધું થશે.

પરંતુ સંસારની માયા ઘણી જબરી છે; ઘર છોડવું બહુ મુસ્કેલ છે. ઘરબાર છોડીને કાશી જવાની કલ્પના હાલમાં મુલતવી રાખી, બે મહીના તીર્થમાં ફરીને આવવાનો વિચાર નક્કી થયો.

મનોરમા એ સર્વ સાંભળીને ઘેર આવીને બોલી, "મા હું પણ કાકાની જોડે જઇશ." હરિવલ્લભ હીરાલાલનો કંઈક પાસેનો સગો થતો હતો, એક કુટુંબમાં ઘણા વખતનો નાનો હતો. મનોરમાનાં માબાપે તેમાં વાંધો લીધો. મનોરમા રોવા લાગી. ખાવું પણ તેણે છોડ્યું. આંખનાં પાણી લ્હોતી લ્હોતી તેની માએ તે વેળાએ સ્વામીને સમજાવીને જવાનું નક્કી કર્યું.

તે વેળાએ નવી જ કાશીની રેલવે ઉઘડી હતી; તે વેળાએ લોકોને કાશી જવાની ભારે ધૂમ હતી. જે કાશી જતાં ચાર પાંચ મહીના લાગતા હતા તે કાશી ત્રણ ચાર દહાડામાં પહોંચાતું. તેઓની કાશી જવાની મસલત સાંભળીને તે મોહોલ્લાની હરકુવર ડોશી આવીને બોલી, શેઠાણી મને જો સાથે લઈ જાઓ તો હું તમારી ચરણસેવા કરીશ. બે વખત ખઇશ, અને વિશ્વનાથના માથાપર એક ગંગાજળ બે બિલ્વપત્ર મૂકી આવીશ.

હરકુંવર ડોશીની પ્રાર્થના વિફળ ગઈ નહિ. જવાનો દહાડો નક્કી થયો.

જવાના ઉત્સાહમાં મનોરમાએ તો ખાવાનું તથા ઉંઘવાનું ત્યાગ્યુંઃ એવી રીતે ચાલવા બોલવા લાગી, કે જાણે તે મનોરમા જ ન હોય ને! તેની એ પ્રફુલ્લતાથી તેનાં માબાપને કંઇક સાન્ત્વના મળી.

મનોરમાને કાશીના વિશ્વનાથના કરતાં રેલવેમાં જવાની બહુ ઇચ્છા થઈ હતી. કારણ કે તે વેળાએ પહેલી જ મનોરમા રેલવે ગાડીમાં બેસીને જવાની હતી.

નક્કી કરેલો દિવસ આવી પહોંચ્યો. બધાં સ્ટેશન પર જવા નીકળ્યાં.

૨

યથાસમયે ટ્રેન છુટી. તે વેળાએ એકદમ બધો ઉત્સાહ બધો આનંદ મનોરમાને છોડીને ચાલ્યો ગયો. આગગાડીના શબ્દથી, હાલવાથી તેનું માથું ફરવા લાગ્યું. ડરથી બારીની બહાર જોઈ શકી નહિ. આખરે માણેકના ખોળાપર માથું મૂકીને ઉંઘી ગઇ;-તે તેના કપાળ ઉપર હાથ ફેરવીને છેડાવતે માથા ઉપર વા નાંખવા લાગી.

રાત ગઈ. બીજે દહાડે મનોરમા સારી ટટાર થઈ. બારીની પાસે બેસીને મેદાન, ખેતર, પહાડ જોતી હતી. પહાડ જોઇને એકીવારે ઉન્મત્ત થઈ બોલી.

"કોઈ કોઈ પહાડ લીલા ઝાડ પાનથી ભરેલા છે, અને કેટલાક આવા સુકા બળેલા જેવા શા માટે હશે કાકા?"

"સર્વે પહાડ શું વળી સરખા હોય, બહેન?"

"સર્વે માણસો કેમ ત્યારે સરખાં છે?"

"સરખાં? ક્યાં સરખાં છે બહેન?" આવું કહીને માણેકે મોં ફેરવીને એક ટીપું આંસુનું લુગડાવતે લોહ્યું.-કોને માટે?

ત્રણ દિવસે ‡મોગલસરાઇમાં ઉતર્યા. ત્યાંથી ઘણુંકે પાંડા* આવીને બેસ. એકે હરિવલ્લભને કબજે કરી મુક્યો.

મોગલસરાઇથી બીજી ગાડીમાં બેશી રાજઘાટ પહોંચાય છે. રાજઘાટ સ્ટેશન બરાબર ગંગાના ઉપર છે. પેલે પારે કાશીના મંદિરોની હાર સૂર્યના તેજમાં ચળકે છે. પુણ્યમયી જાહ્નવી ફીણવાળા તરંગ ઉછાળતી-અફાળતી વહી જાય છે. તે જોઇને ટ્રેનનાં બધાં માણસો-"જય વિશ્વનાથકી જય" બોલીને વારંવાર ઉન્મત્તની પેઠે પોકારવા લાગ્યા.

એઓમાંથી કેટલાકેએ કાશીની તરફ જોઇને હાથ જોડીને પ્રણામ કર્યા. માણેક બોલી, "જય વિશ્વનાથ-હે અન્નપૂર્ણા-મનોવાંછા પૂર્ણ કરો. આટલા સાધુસંન્યાસી અહિં તમારી સેવા કરે છે, મારા છોકરાને જોવા પામું! દેવાધિદેવ! વિશ્વનાથ! તમારો જય થાઓ. તમારો જયજયકાર થાઓ."

---

‡ કાશી પાસેનું સ્ટેશન.

* તીરથના બ્રાહ્મણ.

૩

વિશ્વનાથ વિશ્વના ઘણા જ થોડા માણસોની પ્રાર્થના ઉપર કાન ધરે છે. પરન્તુ માણેક તે થોડામાંની એક હતી. તેણે દશ વર્ષપર ગુમાવેલા છોકરાને જેયો.

એક દહાડો, તેઓ કાલભૈરવના મંદિરમાં પૂજા કરવા જતા હતા, રસ્તાપર સાધનાનન્દ સ્વામીનો મઠ હતો. પાંડાએ કહ્યું, "માઈ! સાધનાનંદ સ્વામીજીના દર્શન કરશો કે? ઘણો મોટો મહાત્મા છે." બધાએ સાધનાનંદ સ્વામીનું દર્શન કર્યું. તે વેળાએ સ્વામી શાસ્ત્રની વ્યાખ્યા કરવામાં લાગેલા હતા. કેટલાક ભગવો વસ્ત્ર ધારી નવા સંન્યાસીઓ બેસીને તે સાંભળતા હતા અને તે સંબંધમાં પ્રશ્નાદિ પૂછતા હતા. આ શિષ્યમંડળીમાં માણેકે પોતાના હરગોવિંદને ઓળખ્યો.

અદ્ભુત ફેરફાર થયો છે! જે બાર વર્ષનો છોકરો હતો, તે હમણાં ભર જુવાનીમાં આવી મોટા શરીરનો નવીન યુવાન પુરૂષ થયો છે. તપશ્ચર્યાના ફળથી હો કે બીજા કોઈ કારણથી હો, તેનો વર્ણ તપ્ત કાંચનના જેવો પ્રભાવવાળો છે; માથા ઉપર લાલાશ પડતી જટાનો ભાર છે, કપાળ પર વિચિત્ર જાતનાં ટીલાં છે.

તેને મેળવીને તેના બાબાપને આકાશનો ચંદ્રમા હાથમાં આવ્યો હોય એમ થયું. પરંતુ તેણે કોઇ રીતે સંન્યાસ ત્યાગ કરવા માંગ્યું નહિ. એટલું જ નહિ પણ મઠ છોડીને માબાપની સાથે કેદારઘાટપરના મુકામ પર રહેવાને પણ રાજી થયો નહિ. તો પણ દરરોજ આવીને આખો દહાડો તેઓની જોડે ગાળતો હતો.

એક અઠવાડિયું આ રીતે ગયું. એટલામાં જરા ગડબડ થઇ! જેટલા દહાડાથી નવલકથા લખવાની ઉત્પત્તિ થઇ છે,–કોઇ કોઇ વિદ્વાનના મનમાં તેથી પણ પહેલાંથી છે–અર્થાત્ જેટલા દિવસથી પૃથ્વી નરનારીવાળી અને નરનારી હૃદય–નયનવાળાં થયાં છે–તેટલા દિવસથી આ ગડબડ થતી આવી છે. બીજાથી, તથા પહેલાં પહેલાં પોતાનાથી પણ, છાની રીતે આ સંન્યાસીવર મનોરમાને જરા વધારે ચહાવા લાગ્યો: તે જુએ છે, વળી જુએ છે, વધારે જુએ છે. મનોરમાની છાતીમાં પણ કેવો એક નવા ભાવનો તરંગ રમવા લાગ્યો! કેવો એક સંતોષનો તથા સુખનો ઊર્મિ ઉત્પન્ન થયો!

એક દહાડો એ આંખની તથા છાતીની ભાષાનું ચહેરાની ભાષામાં રૂપાન્તર થવાની શરૂવાત થઇ.

તે દહાડો સવારનો હતો. હરગોવિંદે આવીને જોયું, મનોરમા બેઠી બેઠી દૂધ ગરમ કરે છે,–છોકરો ઉંઘે છે–ઘરમાં બીજું કોઇ નથી. તેણે સાંભળ્યું કે પોતાના માબાપ ગંગાપર નાહવા ગયાં છે. હરકુંવર ડોશી બજારમાં ગઇ છે. તેણે પૂછ્યું, "તું આજ ગંગા સ્નાન કરવા ગઇ નહિ?"

"મારા જીવને જરા સારૂં નથી."

હરગોવિંદ ગજચંદને બોલ્યો, "જીવને સારૂં નથી! હાથ જોઉં!"

મનોરમાએ હાથ લંબાવ્યો, હસીને તે બોલી, "શું તમે વૈદ્ય છો!"

જવાબ નહિ આપતાં હરગોવિંદ નાડી જોવા લાગ્યો. ત્યાર પછી તેના કપાળ ઉપર હાથ મૂકીને બોલ્યો, "આ તો બહુ ગરમ દેખાય છે!"

મનોરમા હસીને બોલી, "મોટા વૈદ્ય થયા છો! મને મુદ્દલે તાવ આવ્યો નથી."

"શું તાવ આવ્યો નથી? તારૂં કપાળ ઘણું જ ગરમ છે."

"એનું કારણ એ છે કે હું આગની પાસે બેઠેલી છું."

"ઠીક, આગની પાસેથી ખસીને ચાલ જોઈએ સારી રીતે હાથ તપાસું." આમ બોલીને હરગોવિંદે મનોરમાના હાથ ઝાલીને તેને ખસાડીને તેનો સુંદર કોમળ હાથ પોતાના એક હાથમાં સન્મુખ ભાવથી આલિંગન કરીને ઝાલ્યો. બીજા હાથની આંગળીથી નાડી તપાસવા લાગ્યો. મનોરમાના મનમાં એક જાતનો ડર ઉત્પન્ન થયો. એકદમ નાન્તા શબ્દ બોલાતો હતો; તેના પગ થર થર થર ધ્રુજતા હતા; તેમ જ હરગોવિંદની પણ તેવી જ હાલત હતી. હરગોવિંદે કહ્યું—"મનો."

## ૪

તે દિવસે આખો દહાડો હરગોવિંદ આવ્યો નહિ. મઠમાં જઇને પોતાની ઓરડીનો દરવાજો બંધ કરીને બેઠો.

પછી થોડી વાર ચુપચાપ થઇને બિછાનાપર પડી રહ્યો. મનમાં આવ્યું કે જાણે નીશા ચઢી હોયને, તેમ માથું ઝણુ ઝણુ કરતું હતું.

મસ્તક જરા શીતળ થવાથી તે ધારવા લાગ્યો, 'આજ હું મોટું એક દુષ્કર્મ કરી આવ્યો છું.'

પોતાના ચિત્તચાંચલ્યના વિષયમાં તે અજાણ્યો નહોતો. તેને માટે તે પોતાને ક્ષમા કરતો હતો. આવી રીતે ચિત્તચાંચલ્ય પહેલાં પણ કોઈ કોઈ વખતે થયું હતું—પરંતુ મનનું પાપ, કર્મથી કદી પણ બહાર પાડયું નહોતું. એ ચાંચલ્ય લોહીમાંસનો નહિ ટુટે એવો ગુણ છે-તેને ઉખેડવાનો કંઈ પણ ઉપાય નથી. સહન કરવું જોઇએ, સંયત રહેવું જોઇએ.-એ જ ધાર્મિકનું, સજ્જનનું કર્તવ્ય છે. પરંતુ આજે સવારમાં તે સંયમ તેનો ક્યાં ગયો? આજે તે શું કરી બેઠો? 'બીજે કોઈ વખતે કદી પણ આકાંક્ષાવાન થઇને કોઈ પણ સ્ત્રીને મેં સ્પર્શ કર્યો નહોતો; આજે શું થયું!'

પોતાના ઉપર ધિક્કારથી, અનુશોચનાથી હરગોવિંદ અસ્થિર થયો: આ તેનો સંન્યાસ ધર્મ! આટલો ગર્વ-આટલું તેજ-સર્વ પળમાં રસ્તાપરના કીચડમાં ફસાઇ ગયું.

પુરાણને યાદ કર્યાં—અપ્સરા મોકલીને દેવતાઓએ મુનિઓનો તપોભંગ કરવાનો યત્ન કર્યો હતો-ચિત્તશક્તિની પરીક્ષા લેતા હતા, તે કેટલી સખ્ત પરીક્ષા છે! તેની સરખામણીમાં આ શું છે? કંઈ જ નહિ-પરીક્ષા જ નથી. તો પણ તેનો શરમાવે એવો પરાજય છે!

ધીરે ધીરે મનમાં આવ્યું: મુનિયોને ઘણા વર્ષોની સાધના હોય છે, હું તો પરમ દહાડે જન્મ્યો છું માત્ર! વળી આ દશ વર્ષમાં મેં જે કર્યું છે તે તો તપશ્ચર્યા પણ નથી. થોડુંક વ્યાકરણ ભણ્યો છું,-કાવ્ય વાંચ્યાં છે-દર્શનનાં * ફિલસુફી સૂત્રો મ્હોંએ કર્યાં છે-શ્રુતિના ભાષ્યની નકલ કરી છે, માત્ર!

ધીરે ધીરે તેના મનમાં સાન્ત્વનાનો પ્રકાશ પડવા લાગ્યો. તેણે વિચાર કર્યો, શાસ્ત્રોમાં મુનિયોની કેવી ચિત્તશક્તિની ઓળખાણ આપી છે—ઘણા ખરા તો પરાજિત થયલા છે;

પુરાણની બીજી ઘણી કથાઓ યાદ આવી. તેનાથી પોતાની સાન્ત્વનાનો માર્ગ ઘણો સ્વચ્છ થવા માંડ્યો.

ત્યારે વિચાર ઉત્પન્ન થયો-આ ભ્રમ મનમાં શા માટે પોષણ કરવો? હું તો સં... નથી; વિદ્યા શીખવા માટે આટલા દહાડા બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું.

પોતાના માબાપના જ અંકવાડિયા સુધીના કરુણાવાળા બોલ ધીરે ધીરે યાદ આવવા લાગ્યા.–"અમારૂં હવે બીજું કોઇ નથી બેટા–ઘર ચાલ–અમારૂં ઘર અંધારૂં છે–મારી આંખના મણિ, તું લગ્ન કર–લગ્ન કરીને સંસારી થા."

જો તે લગ્ન કરે–જો તે સંસારી થાય, તો શું થાય ?

કેવો ભયાનક વિચાર ! તે કદી પણ બને ? ગુરુ સાધનાનંદ શું કહેશે ? સાથે ભણનારા બાળગોપાલ, કરુણાકંદ, માધો ઉપાધ્યાય, સીતાપતિ શું કહેશે ?

તે વેળાએ તેણે વિચાર કર્યો,–કેવું આશ્ચર્ય ! કોણ શું કહેશે તે વિચારીને શું હું મારૂં કામ નકકી કરૂં ? શું કહેશે ? જે ઇચ્છા હોય તે ભલે કરે, હસે તો છો હસતા તેમાં તારૂં શું જનારૂં છે !

પોતાના ભવિષ્યત્ જીવનની કલ્પના કરવાને યત્નવાન થયો. પેલા વાળ નથી, ગેરવાં વસ્ત્ર નથી, દેશમાં ગયો છે, લગ્ન કર્યું છે. ઘરમાં વહુ–જોઉં કેવી વહુ છે ?–મનોરમા. છી ! મનોરમા નથી. બીજી કોઇ છે. પરંતુ મને માન્યું નહિ બાળકના હાથમાંથી એક રમકડું ઝુંટાવીને તે છુપાવેલા રમકડાને બદલે સેંકડો રમકડાં તેના હાથમાં આપ્યાથી તે જેમ ફેંકી દે છે, તેમ હરગોવિંદના પ્રણયબાળકે પણ મનોરમાના વિના કોઇ પણ દેવી, નારી અથવા કિન્નરીને વહુ કરવાને ચાહ્યું નહિ.

તે વેળાએ એકદમ એક વર્ષનો જૂનો બનાવ તેના મનમાં આવ્યો. એક વર્ષ પહેલાં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનો એક શિષ્ય વિધવા વિવાહની શાસ્ત્રીવતાનો વિચાર કરવા માટે કાશીમાં આવ્યો હતો. કાશીના પંડિતસમાજમાં તે વખતે તે પ્રશ્ન સળગી ઉઠયો હતો. લોકમાં પંડિતની કેટલી મશ્કરી થતી હતી !—કેટલા સખ્ત બોલ બોલાતા હતા ! એકે કહ્યું હતું કે એની ચોટલી કાપીને ગુંદર લગાડીને પછવાડેના ભાગમાં ચોટાડીને પૂછડી બનાવો !

તે પંડિતની યુક્તિનો–તર્કોનો હરગોવિંદ મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો. બારી ઉઘાડીને ઓરડીમાં અજવાળું લાવીને પોતાની પોથીનાં પાનાં વાંચ્યાં. મનુ, યાજ્ઞવાલ્ક્ય, પરાશર, રઘુનંદન, કુમારિલભટ્ટ–પાનાં ઉઘાડીને વિસંવાદના શ્લોકો વાંચવા લાગ્યો, તેની ટીકા ભાષ્ય વાંચ્યાં, સ્વાર્થના નવા પ્રકાશથી બધા શ્લોકોના અનુકૂલ અર્થ સુઝવા લાગ્યા.

પુર્નલગ્નનો કાયદો લઇને મુંબઇ કલકત્તામાં કેવી ગડબડ મચી હતી તે તે જાણતો નહોતો. તે વખતે તો કાશીમાં હતો. કાશીના પંડિતોએ વિરોધ ઉભો કર્યો હતો ખરો, પરંતુ એક બે જણાએ તેની પુષ્ટિ પણ આપી હતી.

સંધ્યાની પહેલાં નક્કી કર્યું કે 'મનોરમાની જોડે યથાશાસ્ત્ર લગ્ન કરીશ એ બધાં શાસ્ત્ર દેખાડીને યુક્તિ દેખાડીને બેઉનાં માબાપને પોતાના મતમાં લાવીશ..હાય બાળક !'

જ્યારે તે બહાર નીકળ્યો, ત્યારે વિશ્વેશ્વરની આરતિના ઘંટા વાગતા હતા. ટોળે-ટોળાં

માણસો મંદિર તરફ દોડતા હતા. કેવો સુંદર સુગંભીર દેખાવ! હજારો કંઠમાંથી ઉચ્ચારિત મંત્રમય વેદનાં ગાયન થાય છે!

૫

આરતિ પછી હરગોવિંદ કેદારઘાટપરના મુકામપર આવ્યો. તેણે આવીને જોયું તો ઘરમાં મનોરમાના પિતા શિવાય બીજું કોઈ નહોતું. હરગોવિંદને જોઇને મનોરમા આહ્લાદથી ચંચળ થઈ પડી.

" મનો—બધા ક્યાં છે ?"

" તેઓ બધા આરતિ જોવા ગયાં છે, હજી તેઓ પાછા ફર્યા નથી."

" હું પણ આરતિ જોવા ગયો હતો. ભીડમાં કદાચ તેઓને જોવા પામ્યો નહિ હોઉં. તેઓ કદાચ અન્નપૂર્ણાની આરતિ જોઇને આવશે. કેમ છે મનો?

" ઠીક છું. આખો દિવસ કેમ આવ્યા નહિ?

" હું આ વખતે આવ્યો છું. હમણાં હવે જલદી જઇશ તે જાણે છે?"

" ખરેખર! મઠમાં જશો કે?

" નહિ, મઠ છોડી દીધો છે. હવે સંસારી થઇશ, લગ્ન કરીશ, મનો."

" ખરેખર?—કાકી ઘણાં ખુશી થશે. ઘણી દેવતાઓની માનતા કરી છે." આટલું બોલીને મનોરમાને પરસેવો છૂટવા લાગ્યો.

બે જણાઓએ ઘણીક વાતો કરી જે વાત આંખઆંખથી ઘણીકવાર થઈ ગઈ હતી તે વાત મોં મોં પણ થઈ. હરગોવિંદે કહ્યું પુર્નલગ્ન હમણાં શાસ્ત્રસંમત થયું છે. હું બેઉ માબાપને સમજાવીને તારી જોડે લગ્ન કરીશ મૂઢ બાલિકા સંસારનું કંઈ પણ જાણતી નહોતી;—એ બોલવું ખરૂં સમજીને માન્યું. વિધવાનાં લગ્ન થાય છે એવો તેનો એક ખુમારો પહેલાં સાંભળ્યો હતો. હરગોવિંદને મનમાં ને મનમાં સ્વામી તરીકે ગ્રહણ કર્યો.

હરગોવિંદે કહ્યું, " આજ રાતે ત્યારે માને કહું." મનોરમા બોલી, " નહિ—પાછા દેશમાં જઇને કહેજો!"

હરગોવિંદે મનોરમાનો હાથ ઝાલીને પૂછ્યું, " શા માટે, મનો?"

" તેમ થયાથી મને ઘણી શરમ લાગશે. હું તમારી જોડે વાતચિત્ત કરી શકીશ નહિ. એક ઘરમાં જ્યાં સુધી છીએ, ત્યાં સુધી કહેશો ના. હું તમારે પગે પડું છું."

" હરગોવિંદે કહ્યું, ત્યારે દેશમાં જઇને કહીશ. "

એટલામાં માબાપ દેવદર્શન કરીને આવ્યાં.

" હરગોવિંદની માએ જ્યારે સાંભળ્યું કે હવે હરગોવિંદ મઠમાં જશે નહિ, ઘરમાં જ રહેશે,—ત્યારે તેણે હાથમાં સ્વર્ગ મેળવ્યું હોય એવું ધાર્યું. મનના સુખથી દેવદર્શન કરવામાં વધારે ફરવા લાગી; એ યુવક યુવતી પણ વધારે એક એકનો સંગ મેળવવા લાગ્યાં.

હરગોવિંદનાં માબાપ ઘણા જ ટુંકા વિચારનાં હતાં—ખચીત હરગોવિંદ અથવા મનોરમા એક બીજાની જોડે લગ્ન કરી શકે એવો વિચાર કરે પણ તેઓના મગજમાં તે વાતે પ્રવેશ કર્યો નહિ. તથાપિ એ બેઉના તરફ તેઓનું એક કર્તવ્ય હતું—તેઓને એકાંત મળવાનો અવસર આપવો ઉચિત નહોતો. પરંતુ બે કારણથી તેઓને એ અંધતા આવી હતીઃ છોકરા ઉપર સ્નેહ, અને એની વિદ્યા બુદ્ધિ તથા ધાર્મિકપણું.

.૬

અંતે દેશ પાછા ફરવાનો વખત આવ્યો—હરગોવિંદની મા હમેશાં મનોરમાની સલાહ પૂછતી હતી કેઈ છોકરીની જોડે હરગોવિંદનું વેશવાળ કરવું ? એક દહાડો હરગોવિંદની પાસે એ બધી વાતચિત્ત કરતાં કરતાં મનોરમા બોલી, " માને જ્યારે તમે કહેશો કે મારી જોડે લગ્ન કરશો, વળી શાસ્ત્રમાંથી બધું દેખાડશો કે તેમાં વિધવાના લગ્ન કરવાનું છે, ત્યારે માને ઘણી ખુશી થશે એવું જણાય છે." મનોરમા ધારતી હતી કે આ મારો સસરો અને આ મારી સાસુ છે. તે ધારતી હતી કે હું તેઓની પુત્રવધુ થઇશ, તે હમણાં જાણવા પણ પામ્યાં નહોતાં,—કેવી મઝા !

બધાં દેશમાં પાછાં આવ્યાં. હરગોવિંદને જોઇને બધાં આશ્ચર્ય પામ્યાં. તેનું બોલવું હિંદી ભાષાથી મળેલું હતું. તેનો સંસ્કૃત અભ્યાસ જોઇને લોકો સ્તબ્ધ થતા.

માણેક દેશમાં આવતાં જ હરગોવિંદનાં લગ્ન કરવા માટે કન્યા શોધવા લાગી. હરગોવિંદે તેને કહ્યું, " મા, તારી જોડે કંઇક વાત કરવાની છે."

વાત કરી. તે સાંભળીને મા જાણે આકાશમાંથી પડી હોયને એમ જણાઈ.

હરગોવિંદે કહ્યું, "એ શું મા ? સાંભળને ? પુનર્લગ્નની રૂઢિ ચાલી છે,—[illegible]દો થયો છે."

માએ કહ્યું, "કાયદાને આગ લગાડ. અંગ્રેજો મ્લેચ્છ છે, તેઓ [illegible] નહિ કરે ?" કળ-

" અંગ્રેજો મ્લેચ્છ—પણ કલકત્તાનો પંડિત ઇશ્વરચંદ્ર [illegible]ના પંડિત વિસંભરસરામ શાસ્ત્રી, અમદાવાદના રાવબહાદુર ભોળાનાથ, મહીપતરે[illegible]રાવ હરિ દેશી જૂદી લાલશંકર વગેરે પરમ પંડિત છે, પરમ હિંદુ છે, તેઆએ પ્રમાણ કર્યું છે."

મા વિદ્યાસાગર વગેરે ઉપર એવી એક કટૂક્તિ બોલી કે તે કલમથી બહાર કાઢવી શકાય છે.

હરગોવિંદ ઘણો જ નિરાશ થયો. તેણે વિચાર કર્યો કે મારો પિતા શાસ્ત્રદર્શી છે તે સમજશે.

પિતાએ સાંભળીને કાનમાં આંગળાં નાખ્યાં—"છિ છિ છિ—આટલા દહાડા શાસ્ત્ર ચર્ચાનું આ ફળ તારૂં થયું?"

હરગોવિંદે શાસ્ત્રના તર્ક ઉપાડ્યા પિતાએ કહ્યું, શિવ! શિવ! એની ચર્ચા કરવામાં પણ પાપ છે."

એના કરતાં પ્રબળતર વિરુદ્ધ યુક્તિ બીજી શી હોય? હરગોવિંદે જ્યારે જોયું કે પિતાની પાસેથી કિનારો મળ્યો, ત્યારે નિરાશ થઇને પોતાના સૂવાના ઓરડામાં આવીને બારણાં બંધ કરીને બેઠો.

અડવાડિયામાં ઘેર ઘેર આ વાત ચર્ચાઈ પડી.

હીરાલાલ માણેકલાલે આંખ લાલ કરીને હરિવલ્લભ મણિલાલના દિવાનખાનામાં પ્રવેશ કર્યો. દરવાજો બંધ કરીને બે જણાએ ઘણીક વાતચિત્ત કરી. એક કલાક પછી હરિવલ્લભે બહાર આવીને હરગોવિંદને લઇને તે ઓરડામાં જઇને દરવાજો બંધ કર્યો.

તેને બીજે દિવસે હીરાલાલે જણાવ્યું કે મારી કન્યા મનોરમાને હૃદયનો રોગ થયો છે, ડાકટરને દેખાડવા માટે મુંબઈ જાઉં છું. સહકુટુંબ મુંબઈ ગયો. કેટલાક દિવસ પછી હરિવલ્લભના ન્યાતીલાઓએ સાંભળ્યું કે ફરી હરગોવિંદ કાશીના મઠમાં ચાલ્યો ગયો છે. થોડા દિવસ પછી સાંભળ્યું કે મનોરમા મરણ પામી છે!

મુંબઇમાં પંડિત વિષ્ણુ ફરસરામ શાસ્ત્રીએ યથાવિધિ પુનર્લગ્ન કરાવીને, વર તથા કન્યાને આશીર્વાદ આપ્યો છે. અને તેને કેટલાકો તરફથી સીફારસના પત્રો મળીને, કોલેજમાં હરગોવિંદને સંસ્કૃત શીખવવાની નોકરી મળી.

...માં હરગોવિંદ પેન્સન લઇને સુરતમાં રહે છે. છોકરાં છૈયાં ઘણાં છે. વખતોવ... ...ળની ચોટલી હલાવીને, હાથમાં લઇને, સસ્નેહથી સ્ત્રીને કહે છે—"કહે હૃદયનો રોગ કેવો છે?"

નારાયણ હેમચંદ્ર.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ. ૨.    અંક. ૨.    [ માસિક ]    ફાલ્ગુન, સંવત્ ૧૯૫૯


## દિગ્દર્શન.

( અનુસન્ધાન પાન૦ પૃષ્ઠ ૪૪૩ થી. )

**સ્ત્રીકેળવણીનો વિસ્તાર.** મુંબાઈ ઇલાકાની નિશાળો અને કૉલેજોમાં ભણતી સ્ત્રીઓની સંખ્યાઃ—

| ૧૮૯૧-૯૨ | ૧૯૦૧-૨ |
|---|---|
| ૬૭,૪૪૨ | ૮૧,૪૭૭ |

અમે આગળ જણાવ્યું છે તે પ્રમાણે સ્ત્રીકેળવણીના વિસ્તારની ખરી કસોટી 'સેકન્ડરિ' યા મધ્યમ પ્રતિની શાળાઓ છે—કારણ કે પ્રાથમિક કેળવણી એ નહિંજેવી કેળવણી છે, અને કૉલેજોની—ઉચ્ચ પ્રકારની—કેળવણી બહુ વિસ્તાર પામી શકે એ અસંભવિત છે. આપણા ઇલાકામાં 'સેકન્ડરી' સ્કૂલોમાં ભણતી સ્ત્રીઓની સંખ્યામાં જૂદી જૂદી કોમવાર છેલ્લાં દસ વર્ષમાં નીચે પ્રમાણે વધારો થયો છેઃ—

| કોમ. | ૧૮૯૧-૯૨. | ૧૯૦૧-૦૨. |
|---|---|---|
| હિન્દુ. | ૧૪૬ | ૨૬૧ |
| મુસલમાન. | ૧૩ | ૫૫ |
| નેટિવ ક્રિશ્ચયન. | ૧,૩૯૧ | ૧,૬૯૧ |
| યુરોપિયન. | ૧,૮૫૫ | ૨,૧૩૬ |
| બીજા (ઘણું કરી પારસી) | ૬૪૭ | ૧,૦૬૫ |

આ આંકડાઓ ઉપરથી જણાશે કે હિન્દુ કોમમાં હજી સ્ત્રીકેળવણીનો જેટલો વિસ્તાર થવો જોઇએ તેટલો થયો નથી. બંગાળામાં "મહાકાળી-પાઠશાળા" નામે સ્ત્રીકેળવણીની મ્હોટી સંસ્થા છે, એની અનેક શાખાઓ છે, અને એમાં હિન્દુ સ્ત્રીઓને અનુકૂલ પડે તેવું શિક્ષણ—ધર્મ અને નીતિનું શિક્ષણ પણ—આપે છે એમ સાંભળ્યું છે. એ શાળા વિષે બંગાળાના કેળવણી ખાતાના અધિકારીએ ઊંચો અભિપ્રાય જણાવ્યો છે. આવી શાળાઓ અત્રે રચવામાં આવે તો સ્ત્રીકેળવણી વિશેષ લોકપ્રિય થવાનો સંભવ છે.

* * * *

વર્તમાન સમય ?

"Changes analogous to those which we contemplate with so much satisfaction have been witnessed already in the history of other nations. The Roman in the time of the Antonines might have looked back with the same feelings on the last years of the Republic. The civil wars were at an end. From the Danube to the African deserts, from the Euphrates to the Irish Sea, the swords were beaten into ploughshares. The husbandman and the artisan, the manufacturer and the merchant, pursued their trades under the shelter of the eagles, secure from arbitrary violence, and scarcely conscious of their masters' rule. Order and law reigned throughout the civilized world. Science was making rapid strides. The philosophers of Alexandria had tabulated the movements of the stars, had ascertained the periods of the planets, and were anticipating by conjecture the great discoveries of Copernicus. The mud cities of old world were changed to marble. Greek art, Greek literature, Greek enlightenment, followed in the track of the legions. The harsher forms of slavery were modified. The bloody sacrifices of the Pagan creeds were suppressed by the law; the coarser and more sensuous superstitions were superseded by a broader philosophy. The period between the accession of Trajan and the death of Marcus Aurelius has been selected by Gibbon as the time in which the human race had enjoyed more general happiness than they had

ever known before, or had known since, up to the date when the historian was meditating on their fortunes. Yet during that very epoch, and in the midst of all that prosperity, the heart of the empire was dying out of it. The austere virtues of the ancient Romans were perishing with their faults. The principles, the habits, the convictions which held society together were giving way, one after the other, before luxury and selfishness. The entire organization of the ancient world was on the point of collapsing into a heap of incoherent sand."

J. E. Froude.

"વર્તમાન સમયમાં જે ફેરફારો થતા જોઈ આપણે આટલો બધો આનન્દ પામીએ છીએ એવા ફેરફારો બીજી પ્રજાઓના ઇતિહાસમાં પણ જોવામાં આવ્યા છે. ઍન્ટોનાઇનસના સમયના રોમનને રિપબ્લિક (રોમન પ્રજાસત્તાક રાજ્ય)નાં છેવટનાં વર્ષો તરફ નજર ફેરવતાં એવી જ આનન્દની લાગણી થાત. 'સિવિલ વૉર્સ' કહેતાં પ્રજાના જૂદા જૂદા (અમીર અને સામાન્ય) વર્ગ વચ્ચેની લડાઇઓ શમી ગઈ હતી. ડાન્યુબથી આફ્રિકાના રણ સુધી અને યુફ્રેટિસથી આઇરિશ સમુદ્ર સુધી તલવારોને ભાગીને હળ કરવામાં આવ્યાં હતાં. ખેડુત કારીગર અને વેપારી, રોમન રાજ્યના વાવટાની છાયા તળે રહી, પોતપોતાનો ધન્ધો શાન્તિથી કર્યે જતા હતાઃ એમને કોઈ પણ તરેહના અકારણ જુલમની બ્હીક ન હતી, અને એમના ઉપર કોઈ રાજ્ય કરે છે એનું પણ એમને પૂરૂં ભાન ન હતું એમ કહીએ તો ચાલે. આખી સુધરેલી દુનિયામાં વ્યવસ્થા અને કાયદાનું રાજ્ય વ્યાપી ગયું હતું. 'સાયન્સ' એટલે કે ભૌતિકપદાર્થવિજ્ઞાન એ ઝડપથી પગલાં ભરતું જતું હતું. એલેગ્ઝાન્ડ્રિયાના પંડિતોએ તારાની ગતિ અને ગ્રહનું કાલમાન નક્કી કર્યું હતું, અને કૉપર્નિકસની મહાન શોધની પણ એમને અગાઉથી કાંઇક અટકળ થઈ હતી. અસલનાં માટીનાં ઘરને બદલે આરસનાં ઘર બન્ધાયાં હતાં. ગ્રીક કલા, ગ્રીક સાહિત્ય, અને ગ્રીક વિજ્ઞાન રોમન લશ્કરની પાછળ પાછળ ફેલાતાં જતાં હતાં. ગુલામગીરીનાં જુલમી સ્વરૂપો બદલાઈ નરમ થતાં હતાં. વ્હેમી ધર્મના રુધિરપૂર્ણ યજ્ઞો કાયદા વડે બન્ધ કરવામાં આવ્યા હતા. જંગલી અને ઇન્દ્રિયતર્પક વ્હેમોને બદલે વિશાળ તત્ત્વજ્ઞાન સ્થપાયું હતું. ટ્રેજનના રાજ્યારોહણથી માર્કસ ઓરેલિયસના મૃત્યુ પર્યન્તના સમયમાં મનુષ્યજાતિએ જેટલું સામાન્ય સુખ ભોગવ્યું હતું તેટલું એથી પહેલાં વા પાછળ કદી પણ ભોગવ્યું નથી એમ ગિબન કહે છે. છતાં, એ જ સમયમાં અને એ જ સર્વ આબાદીની વચમાં રોમન રાજ્યનું હૃદય મરણવશ થતું જતું હતું. અસલી રોમનોના દોષોની સાથે એમના સખ્ત (સુખ-દુઃખની દરકાર ન કરતા) ગુણો પણ અસ્ત પામતા હતા. જે નિયમો ટેવો અને નિશ્ચયોથી જનમંડળ એકત્ર બન્ધાઈ રહ્યું હતું એમાં એશઆરામ અને સ્વાર્થના બળને લઈ શિથિલતા આવતી જતી હતી. પ્રાચીન જગતનું સમસ્ત તન્ત્ર, પડી ભાંગી, છૂટા છૂટા રેતીના કણની માફક વિશીર્ણ થઈ જવાની તૈયારીમાં હતું."

અમને સામાન્ય રીતે હિન્દુસ્તાનની વર્તમાન જાગૃતિ માટે ઉચ્ચ અભિપ્રાય હોઈ, એના ભવિષ્ય માટે બહુ આશા છે. પરન્તુ ઉપરના વિચારો રખેને હિન્દુસ્તાનની વર્તમાન સ્થિતિને લાગુ પડે, એવા ભયથી હૃદય ક્ષણવાર કંપે છે.

* * * *

દિલ્હી દરબાર વખતે હિન્દુસ્તાનના પ્રાચીન રિવાજને અનુસરી કરમાં ઘટાડો કરવામાં આવશે એમ પ્રજા તરફથી આશા રાખવામાં આવતી હતી. પણ કેટલાંક અગમ્ય કારણોને લઈ, બજેટ સુધી એ વસ્તુનો વિચાર મુલતવી રાખવાનું લૉર્ડ કર્ઝન સાહેબે જણાવ્યું હતું. ઇશ્વરકૃપાથી આ બજેટમાં બે કર ઘટાડી શકાયા છે—અને ઘટાડા માટે કરેલી કરની પસન્દગી પણ સન્તોષકારક છે. ઇન્કમ ટૅક્સની હદ પાંચસે રૂપીઆથી ખશેડી હજાર રૂપીઆ આગળ મૂકી મધ્યમ વર્ગના લોકને, અને મીઠાનો કર મણે અઢી રૂપીઆ હતા એ બે રૂપીઆ કરી સર્વ વર્ગના લોકને (પણ વિશેષતઃ ગરીબ લોક જેમનાથી એ કર સહન થઈ શકતો નહતો એમને) સરકારે ઉપકૃત કર્યા છે.

કરમાં ઘટાડો.

ઇન્કમ ટૅક્સ—ઉપજ ઉપર કર—પહેલવહેલો ૧૮૬૦ ની સાલમાં નાંખવામાં આવ્યો. ત્યાર પછી, ૧૮૬૨ ની સાલમાં ૫૦૦ રૂપીઆની અન્દરની કમાઈ ઉપર એ માફ કરવામાં આવ્યો. ૧૮૭૩ માં તદ્દન રદ કરવામાં આવ્યો. પણ ૧૮૮૬ ની સાલમાં—લૉર્ડ ડફરિનના વખતમાં—લશ્કરી ખર્ચ વધવાથી, એ કર ફરી નાંખવામાં આવ્યો. એમાં હદ પાંચસે રૂપીઆ પર્યન્તની હતી તે વધારીને આ બજેટમાં ૧૦૦૦ રૂપીઆ પર્યન્તની કરી—જેથી વર્ષે દહાડે રૂ. ૫૦૦ અને રૂ. ૧૦૦૦ વચ્ચેની કમાઇના મધ્યમ વર્ગના લોક આ કરથી મુક્ત થયા છે. આ ફેરફારથી સરકારને ઘણું નુકશાન નથી, અને પ્રજાને ઘણો લાભ છે એ મુંબાઈ ઇલાકાસંબન્ધી નીચેના કોઠાથી સમજાશે.

| વાર્ષિક ઉપજ | મુંબાઈ ઇલાકામાં કર ભરનારની સંખ્યા. | કર. |
|---|---|---|
| રૂ. ૫૦૦ થી ૭૫૦ | ૩૬૬૮૫ | રૂ. ૩૬૩૬૪૫ |
| રૂ. ૭૫૦ થી ૧૦૦૦ | ૧૩૭૪૮ | રૂ. ૨૧૪૧૯૫ |
| | ૫૦૪૩૨ | રૂ. ૫૭૭૮૪૦ |

મુંબાઈ ઇલાકામાં કુલ આ કર ભરનારા લોક ૮૬૩૭૫ હતા, તેમાંથી ૫૦૪૩૨ આ કરમાંથી મુક્ત થયા—અર્થાત્ આશરે સેંકડે ૬૦ ટકા જેટલા લોક ઉપર ઉપકાર થયો. સરકારને આ ઇલાકામાં કુલ ઇન્કમટૅક્સની ઉપજ રૂ. ૩૭૯૪૧૧૩ હતી—એમાંથી રૂ. ૫૦૦ અને ૧૦૦૦ વચ્ચેની પેદાશ ઉપર કર માફ કરવાથી લગભગ સાતમો હિસ્સો એટલે સેંકડે ૧૪ ટકા જેટલો કરની ઉપજમાં ઘટાડો થયો

આખા હિન્દુસ્તાનમાં બધું મળી સુમારે પાંચ લાખ લોક આ કર ભરતા હતા, અને એની ઉપજ આશરે સવા કરોડ રૂપીઆ થતી હતી. આપણો દેશ એવો ગરીબ છે કે પાંચ લાખમાં રૂ. ૫૦૦ અને ૧૦૦૦ ની વચ્ચેની પેદાશવાળા આશરે ત્રણ લાખ માણસો છે, અને એમની પાસેથી સુમારે ૩૬ લાખ રૂપીઆ સરકારને ઉપજતા હતા. 'ઇન્કમ ટૅક્સ'નાં આજ કુલ ત્રીશેક વર્ષ થયાં—એ દરમિયાન સરકારની તીજોરીમાં કુલ ૨૦ કરોડ રૂપીઆ ભરાયા એમ ગણતરી કાઢવામાં આવી છે.

(૨) 'ઇન્કમટૅક્સ' કરતાં પણ મીઠાના કરમાં ઘટાડો થવાથી પ્રજાને અધિક ઉપકાર થયો છે. મીઠું થોડું ખાવાથી અનેક રોગ ઉત્પન્ન થાય છે એમ ડાક્તર લોકનો મત છે—જેમાંના કેટલાક તો એટલે સુધી કહે છે કે મરકી વગેરે રોગો હમેશાં મીઠું વધારે ખાવાથી અટકાવી શકાય છે. ગમે તેમ હો પણ આ દેશના ગરીબ લોકો કરને લીધે મીઠું ઓછું ખાય છે એ નીચેના આંકડાથી જણાશે:—૧૮૮૨ ની સાલમાં લૉર્ડ રિપન સાહેબે 'હાલની માફક મીઠાનો કર મણે અઢી રૂપીઆને બદલે બે રૂપીઆ કર્યો, અને આ સ્થિતિ પાંચ-૭ વર્ષ ચાલી' એ પાંચ વર્ષમાં મીઠાનો ઉપાડ ૨૮૩.૭ લાખ મણથી વધીને ૩૩૭.૧ લાખ મણ થયો—એટલે સેંકડે ૧૮ ટકા જેટલો વધ્યો. સને ૧૮૮૭-૮૮ માં પાછા અઢી રૂપીઆ થયા, એને પરિણામે વધારો થતો અટકયો એટલું જ નહિ પણ એકંદર વસ્તી વધ્યા છતાં તથા ઉત્તર બ્રહ્મદેશ હિન્દુસ્તાનમાં ઉમેરાયા છતાં, મીઠાની વપરાશમાં ઘટાડો થયો. ૧૮૯૧-૯૨ માં પહેલાંની સ્થિતિ પ્રાપ્ત થઇ—અને છેલ્લાં ચૌદ વર્ષમાં ૭ ટકા કરતાં પણ ઓછો વધારો થયો છે.

મીઠાનો ઉપાડ વધવાથી કરની એકન્દર ઉપજમાં ઘટાડો થવાનો ભય નથી, એ ઉપરના આંકડાથી સમજાશે.* છતાં, હાલ સરકારને દર વર્ષે ચાર-સાડાચાર કરોડ રૂપીઆ મીઠાના કરના ઉપજતા હતા—એમાંથી સુમારે પોણા બે કરોડ રૂપીઆ સરકારે છોડી દીધા એ માટે સરકારનો જેટલો પાડ માનીએ એટલો ઓછો છે.

૧૮૫૬—૫૭ ના બળવા પછી આ કર વધારવામાં આવ્યો છે—અને તે કેટલો બધો એ નીચેની હકીકતથી જણાશે. બળવા પછીના પહેલા જ વર્ષમાં બંગાળામાં સેંકડે ત્રીસ, વાયવ્ય પ્રાન્ત પંજાબ અને અયોધ્યામાં સેંકડે પચાસ, મદ્રાસમાં સેંકડે ત્રેતાળીસ, અને મુંબાઈ ઇલાકામાં સેંકડે છાસઠ ટકા વધ્યો. આ પ્રમાણે વધતાં છેવટે સરકારને મીઠાના કરના એક કરોડ અને છાસઠ લાખ રૂપીઆ ઉપજવા લાગ્યા. એકન્દર છત્રીસ વર્ષમાં આ કરના સરકારની તીજોરીમાં સુમારે ૫૪ કરોડ રૂપીઆ ભરાયા છે એમ ગણતરી કાઢવામાં આવીછે. દિલગીરીની વાત એટલી જ છે કે હિન્દુસ્તાન દેશ ઘણો ગરીબ હોવાથી એશઆરામીનો એવો એક પણ પદાર્થ જડતો નથી કે જે ઉપરના કરમાંથી આટલી બધી ઉપજ થઈ શકે.

અત્રે ફરી એકવાર લૉર્ડ કર્ઝન સાહેબનો પૂર્વોક્ત એ કરમાં ઘટાડો કરવા માટે ખરા હૃદયથી ઉપકાર માનીએ છીએ.

* * * *

**હિન્દુસ્તાનની ધર્મવાર વસ્તી.**

'ઇન્ડિયન સોશ્યલ રિફૉર્મર'-પત્રકાર મિ. બેહ્રામજીએ તૈયાર કરેલા હિન્દુસ્તાનના છેલ્લા વસ્તીપત્રકમાંથી નીચેના આંકડા ટાંકે છે, અને એ ઉપર કેટલીક ટીકા કરે છે:—

---

* કરનો દર ઓછો કર્યા છતાં, ઉપાડ વધવાથી કરની ઉપજમાં ખોટ નહિ આવે, તો કરનો દર બે રૂપીઆથી પણ ઓછો કરવામાં આવશે—એમ લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટને હમણાં જણાવ્યું છે.

સને ૧૮૯૧ ની સાલમાં હિન્દુસ્તાનમાં 'બ્રાહ્મણધર્મ પાળનાર' ની સંખ્યા સેંકડે ૭૨½ ટકા હતી—એમાંથી ૧૯૦૧ની સાલમાં દસહજારે ૪૦ એટલે સેંકડે ૪ ટકા ઘટેલી માલુમ પડી. એ દરમિયાન મુસલમાનધર્મીઓની સંખ્યા સેંકડે ૭.૬ ટકા વધી. ૧૮૯૧ માં કુલ વસતીમાંથી સેંકડે ૨૦ ટકા વસ્તી મુસલમાનધર્મીઓની હતી તે વધીને હાલ (૧૯૦૧) સેંકડે ૨૧ ટકા થઈ છે. ક્રિશ્ચિયન ધર્મીઓમાં સેંકડે ૨૭½ ટકા વધારો થયો છેઃ અને હિન્દુસ્તાનની કુલ વસ્તીનો સેંકડે લગભગ ૧ ટકો એ લોકોની વસ્તીનો છે.*

ઉપરના આંકડાથી કદાચ કોઇને એમને લાગશે કે હિન્દુસ્તાનની મ્હોટી વસ્તી હજી હિન્દુઓની છે એટલે હજી હિન્દુઓએ ચિન્તા રાખવા જેવું ન—પરન્તુ એ આંકડા સૂક્ષ્મ રીતે તપાસતાં જણાશે કે હિન્દુઓની સંખ્યામાં ઉપર બતાવેલો ઘટાડો થોડો નથી, અને જ્યારે બીજા ધર્મનાં માણસો વધતાં જાય છે ત્યારે આ ઘટાડો ખાસ મહત્વનો થઈ પડે છે. આ ઘટાડો કેટલો ભારે છે એ અસરકારક રીતે સમજાવવા માટે 'રિફૉર્મ'કાર મુંબાઇમાં પ્લેગથી થતાં મરણની સંખ્યા લેછે, અને બતાવે છે કે આઠ લાખની વસ્તીમાં ૪૦૦ માણસ મરતાં જોઈ આપણે ચમકીએ છીએ, પરન્તુ હિન્દુઓના ઘટાડાની સંખ્યા આઠ લાખે ૩૨૦૦ થાય છે! મરણસંખ્યા એક દિવસની છે, અને આ સંખ્યા દસ વર્ષની છે એ ખરૂં, પણ હિન્દુધર્મ કેવો પુરાણો છે એ જોતાં આ સંખ્યા પ્રમાણમાં ઓછી ગણવા જેવી નથી. બીજું—આજ સુધી ભીલ વગેરે જંગલી પ્રજા 'હિન્દુઓ'માં ગણાય છે, પણ જતે દહાડે તેઓ માટે ક્રિશ્ચન ધર્મ નિર્માઈ ચૂક્યો છે.

આટલી જ ટીકા કરીને એ લેખકે સન્તોષ વાળ્યો હોત તો અમારે કાંઈ જ કહેવાનું નહતું. હિન્દુધર્મીઓની સંખ્યા ઘટતી જોઈ અમને પૂર્ણ ખેદ થાય છે—અને જે અનિષ્ટ કારણોથી (જેવાં કે, બાળવિવાહથી થતી નિર્બળતા અને તેથી મરણસંખ્યામાં વધારો અનાથ હિન્દુ સ્ત્રીઓ પુરુષો અને બાળકોની ઉપેક્ષા વગેરેથી) એ સંખ્યા ઘટે છે એ દૂર કરવા દરેક હિન્દુએ બનતો શ્રમ કરવો જોઇએ એમ અમે આગ્રહપૂર્વક જણાવીએ છીએ. પરન્તુ આટલી જ ટીકાથી ન અટકતાં 'રિફૉર્મર'-કાર હિન્દુ ધર્માભિમાનીઓનો ઉપહાસ કરે છે, અને આવી ચિન્તાજનક બિનાના સંબન્ધમાં જે ગંભીરતાથી લખવું જોઇએ અને પોતાના બન્ધુઓને સ્વકર્તવ્ય પરત્વે ઉદ્બોધન કરવું જોઇએ એમાંનું કાંઇ પણ જોવામાં આવતું નથીઃ બાલિશતા, કર્કશતા, દુરાગ્રહ અને સંકુચિત દૃષ્ટિ એ દેશોદ્ધારનાં સાધન નથી. પ્રસંગોપાત્ત અત્રે એટલું જણાવવું જોઇએ કે આપણામાં અંગ્રેજી અને બીજાં ગુજરાતી મરાઠી વગેરે મજબૂત સુધારાના પત્રની ઘણી જરૂર છે—પણ તે અસરકારક નીવડવા માટે ગંભીર ઉદાર અને પરિપક્વ વિચારવન્ત પુરૂષને એ ઉપર નિયોજવાની જરૂર છે, 'સેન્ટ્રલ રિફૉર્મ એસોસિએશન' યાને 'પ્રધાન સુધારા મંડળ' સ્થપાય ત્યારે એ મંડળનું પ્રથમ કર્તવ્ય આવી યોજના કરવાનું છે.

---

* 'રિફૉર્મર'-કારે બૌદ્ધ ધર્મીઓની સંખ્યા આપી નથી. બૌદ્ધ ધર્મીઓની સંખ્યા એ દસ વર્ષમાં ૭૫ લાખથી વધીને ૯૫ લાખ થઈ હતી. તન્ત્રી.

# હિન્દી સંસારસુધારાસમાજ.

## ( પ્રમુખ—ડૉક્ટર ભાંડારકર—નું ભાષણ, અને એ ઉપર બે બોલ. )

"In conclusion, allow me to remind you that the great discovery of the nineteenth century—the law of evolution is receving confirmation from every side. The law implies that there has been throughout the universe a progress in the material as well as spiritual world from the simple to the complex, from the dead to the living, from good to better, from the irrational to the rational. This is the law of God, and if, instead of obstinately clinging to what is bad and irrational we move forwards to what is good and rational we shall be obeying the law of the universe and cooperating with God. If, however, we continue to go down from what is bad to what is worse, *from good to bad and from rational to irrational*, as we have been doing for so many centuries, we shall have to seek another universe to live in."

Dr. Bhandarkar

"છેવટે, આપને એટલું સ્મરણ કરાવવા દો કે ઓગણીસમી સદીની મ્હોટી શોધ—પરિણામવાદનો નિયમ—ચારે તરફથી સિદ્ધ થતો આવે છે. એ નિયમનું તાત્પર્ય એવું છે કે આખા વિશ્વમાં—ભૌતિક જગતમાં તેમ જ આધ્યાત્મિક જગતમાં—એકતામાંથી અનેકતા તરફ અર્થાત્ સાદાઇમાંથી ગુંથણી તરફ, જડમાંથી ચેતન તરફ, સારામાંથી વધારે સારા તરફ, બુદ્ધિહીનતામાંથી બુદ્ધિમત્તા તરફ વિકાસ થતો જાય છે. આ પરમાત્માનો નિયમ છે. ખરાબ અને બુદ્ધિહીનતાના માર્ગને દુરાગ્રહથી વળગી ન રહેતાં, સારા અને બુદ્ધિમત્તાના માર્ગ તરફ પ્રયાણ કરીએ તો આપણે વિશ્વનો નિયમ પાળ્યો, અને પરમાત્માની સાથે ચાલ્યા એમ કહેવાય. પણ જો આપણે, આટલાં બધાં વર્ષોથી કરતા આવ્યા છીએ તેમ, વધારેને વધારે ખરાબ થયાં કરીએ—સારામાંથી ખરાબમાં, બુદ્ધિના માર્ગમાંથી મૂર્ખતાના માર્ગમાં—ઉતરતા જઇએ, તો આપણે રહેવા માટે બીજી જ દુનીઆ શોધી કાઢવી જોઇએ."

ડૉ. ભાંડારકર.

સંસારસુધારાનું આદ્ય સૂત્ર.

૧. ગઈ "હિન્દી સંસારસુધારા સમાજ"ની બેઠકમાં પ્રમુખસ્થાન આપણા વૃદ્ધ પ્રતિષ્ઠિત અને નિર્ભય સુધારક ડૉક્ટર ભાંડારકરને આપવામાં આવ્યું હતું. પ્રમુખ તરીકે એ વિદ્વાને કરેલું ભાષણ 'પ્રાચીન'—'નવીન' ઉભય પક્ષે વિચારવા જેવું હતું. ગૃહ અને સમાજરૂપ સંસાર એક પટ છે, જેના ઉપર દરેક પ્રજાનું રાજકીય બન્ધારણ એક ચિત્ર માફક આધાર રાખે છે—એ સંસારસુધારાના આદ્ય સૂત્રથી ડૉક્ટર ભાંડારકરે પોતાના ભાષણનો આરંભ

કર્યો. દરેક શાસ્ત્ર—ભૂમિતિ, ખગોળ વગેરે—અમુક વસ્તુઓને અને સંબન્ધોને સિદ્ધવત્ ( postulates રૂપે ) માની લઈ પ્રવર્તે છે, અને એ રીતે ડૉકટર ભાંડારકરને સંસારસુધારાના ભાષણમાં પૂર્વોક્ત સૂત્રને સિદ્ધવત્ માની લેવાનો હક હતો—જો કે વસ્તુતઃ, જેમ સર્વ શાસ્ત્રનાં postulates ( સિદ્ધવત્ સ્વીકારેલાં તત્ત્વો ) ની પાછળ વિચાર ચલાવતાં એક અખંડ તત્ત્વ આવી ઉભું રહે છે, તેમ ગૃહ–સમાજ–રાજ્ય આદિ સંસ્થાઓનાં સ્વતન્ત્ર શાસ્ત્રોની પર જઈ વિચાર કરતાં એ સર્વનો પરસ્પર આશ્રયાશ્રયિભાવસંબન્ધ નજરે પડે છેઃ અર્થાત્ સર્વ મળી એક અખંડ વસ્તુ બને છે એમ સમજાય છે—તથાપિ સંસારસુધારાના ભાષણમાં ભાષણકર્તા સંસારસુધારાનું ગૌરવ વધારે એમાં અનૌચિત્ય નથી.

સંસારસુધારાની બાબતો.

૨. આપણી સામાજિક સ્થિતિનું પરમ દૂષણ જે અસંખ્ય નાત જાતના વિભાગ ત્યાંથી ઉપડી, ડૉ. ભાંડારકરે સુધારાની વિવિધ બાબતો ગણાવીઃ હિન્દુસ્તાનમાં જૂદી જૂદી લગભગ ૫૦૦૦ નાતો છે, જેઓ વચ્ચે પરસ્પર વ્યવહાર નથી, જેથી કન્યા આપવા લેવામાં ઘણી અડચણો પડે છે; નીચલી નાતોને બહુ દબાએલી સ્થિતિમાં રાખવામાં આવે છે, એમને કેળવણી અપાતી નથી, એમને અડવાથી અભડાઇએ એમ મનાય છે, અને એ લોકો ક્રિશ્ચન ધર્મમાં જતા રહે છે; સ્ત્રીઓની છેક અલ્પ સંખ્યા કેળવણી લે છે, અને સ્ત્રીકેળવણીને અભાવે બુદ્ધિ અને નીતિની અડધી સમૃદ્ધિ ખોવામાં આવે છે; છોકરાઓ અને ખાસ કરીને છોકરીઓ બહુ ન્હાની ઉમ્મરે પરણાવાય છે, એથી દેશની શારીરિક ક્ષીણતા થાય છે; છોકરીઓને ન્હાનપણમાં પરણાવવાથી એમનું શિક્ષણ વહેલું ( બાર વર્ષની ન્હાની વયે ) અટકી પડે છે; બાળ વિધવાઓને પરણવાની છૂટ ન હોવાથી તેઓને દુઃખમાં અને અનીતિમાં દહાડા કાઢવા પડે છે; સમુદ્રયાનની મના હોવાથી લોકનો આર્થિક ઉત્સાહ–પરાક્રમ-સાહસની વૃત્તિ કુંઠિત રહે છે—ઇત્યાદિ.

સંસારસુધારાનો હેતુઃ દેશહિત.

૩. આ પ્રમાણે સંસારસુધારાની મુખ્ય બાબતોનું સૂચન કરી જઇને, ડૉકટર ભાંડારકરે એક બહુ જ મુદ્દાનો પ્રશ્ન ચર્ચ્યો. કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે સંસારસુધારો તો વિધવા વગેરેનાં–તે તે વ્યક્તિઓનાં, સમસ્ત દેશનાં નહિ પણ અમુક મનુષ્યોનાં–દુઃખો ટાળવા માટે છે, એને સમગ્ર દેશના હિત સાથે કાંઈ જ લેવા દેવા નથી. આ આક્ષેપનો ઉત્તર આપતાં ડૉકટર ભાંડારકરે જણાવ્યું:—

" સંસારસુધારો એ સમસ્ત દેશના હિતની હિલચાલ છેઃ સને ૧૮૫૩ થી હું આ પ્રમાણે માનતો આવ્યો છું. સંસારસુધારામાં આખા દેશનો પ્રશ્ન રહેલો છે એ વાત ઉપર ભાર મૂકીને, આ મ્હારો વિચાર મેં શોલાપુરમાં ( ગઈ પ્રાન્તિક સંસારસુધારા સમાજની બેઠકમાં ) જણાવ્યો હતો. આમાં હું કાંઈ પણ નવું પહેલીવાર જ કહું છું એમ મારા ધારવામાં નહતું. છતાં, મને આશ્ચર્ય લાગે છે કે કેટલાકે એમ માન્યું ! જેઓને આ મારો વિચાર પસન્દ પડ્યો તેમને તો મારે કાંઈ કહેવાનું નથી. પણ કેટલાક એમ માને છે કે સંસારસુધારાને—જેમકે વિધવાવિવાહને—દેશહિત સાથે કાંઈ જ સંબંધ નથી, માત્ર બાળ વિધવાઓનાં દુઃખ

ટાળવા માટે જ એ હિલચાલ છે. આ લોકોની સમજણ પ્રમાણે અમુક માણસોનાં દુઃખનું નિવારણ એ સંસારસુધારાનો હેતુ છે. સમુદ્રપ્રયાણ કરી પરદેશ ( ઇંગ્લંડ વગેરે દેશ ) જવાની છૂટ થાય એ સુધારકો માગે છે, પણ એમ છુટ ન હોવાથી જે પરદેશ જનારાઓને નાતજાતનું દુઃખ પડે છે એમનું દુઃખ મટાડવું એ સુધારકોનો હેતુ નથી. એ જ પ્રમાણે ઘણા દાખલાઓ આપી શકાય. જ્ઞાતિભેદ એ દુઃખનું કારણ નથી, છતાં સુધારક જ્ઞાતિભેદ તોડવા માગે છે. અસલના બૌદ્ધોએ—ખાસ કરીને ઉત્તર હિન્દુસ્થાનના બૌદ્ધોએ—પરદુઃખનિવારણને પરમ કર્તવ્ય માન્યું હતું. પારકાનું સુખ કરવા માટે તેઓએ પ્રાણાર્પણ સુદ્ધાં કર્યું હતું—છતાં એમણે જ્ઞાતિભેદ ટાળવા રીતસર યત્ન કર્યો નહતોઃ જો કે માંહ્યામાંહ્ય બૌદ્ધ ભિક્ષુકો જ્ઞાતિભેદ માનતા નહતા. હું એમ કહેવા નથી માગતો કે પારકાના દુઃખ માટે દયા એ સ્વતઃ પ્રવર્તક હેતુ નથી. ખરેખર એ ઊંચામાં ઊંચો હેતુ છે, અને એ તરફ દુનીઆએ વળવા પણ માંડયું છે—જો કે એમાં પણ મને લાગે છે કે ખરી કૃતિ કરતાં ખાલી વાતો વધારે થાય છેઃ યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડન્ટ રૂસવેલ્ટે ત્યાંની હબસી પ્રજા તરફ ન્યાય અને નિષ્પક્ષપાત વર્તન કરવા જે જે યત્નો કર્યા હતા, એ તરફ યુનાઇટેડ સ્ટેટસના લોકોએ કેવી વૃત્તિ દેખાડી એ તમે જાણો છો! પણ પારકાનાં દુઃખો માટે દરકાર–દયા એ જ જો સંસારસુધારાનો હેતુ હોય તો આપણે આપણા યત્નો હિન્દનિવાસીઓ માટે જ શા સારૂ કરીએ છીએ?—ચીન અને યુરોપના લોક માટે શા માટે નથી કરતા? પરદુઃખનિવારણનો આ ઊંચામાં ઊંચો હેતુ પણ આપણે વ્યવહારમાં—કૃતિમાં હિન્દના લોક માટે જ રાખવો પડે છે. એટલે આ રીતે જોતાં, સંસારસુધારો એ દેશહિતની ( મનુષ્યજાતિના હિતની નહિ, પરદુઃખનિવારણની નહિ, પણ સ્વદેશહિતની ) હિલચાલ બને છે."

સંસારસુધારાને સમગ્ર દેશહિત સાથે કાંઈ જ સંબન્ધ નથી એમ કહેનારાઓને આ પૂરતો જવાબ છેઃ પણ આ જવાબ જેમ એક તરફથી સંસારસુધારાને નકામો ગણી કાઢનારાઓને લાગુ પડે છે, તેમ બીજી તરફથી દેશહિતનો ઉદ્દેશ નજર આગળથી ભૂલી જઈ માત્ર તે તે સંસારસુધારાઓને જ કર્તવ્ય ગણનારાઓને પણ ખોટા ઠરાવે છે. દેશહિતના ઉદ્દેશ ઉપર ભાર મૂકવામાં ડૉક્ટર ભાંડારકરે એક સામાન્ય સત્ય જ જણાવ્યું છે એમ સમજવાનું નથી. સંસારસુધારાની આજ સુધી ચાલતી પ્રવૃત્તિનું ખરૂં પ્રયોજન, એનો પ્રબળ હેતુ, શોધી કાઢી, એ પ્રવૃત્તિને નવીન બળ આપ્યું છે એમ કહીએ તો ચાલે. 'દેશહિત' એ સ્પષ્ટ રીતે રાજકીય ભાવના છે, અને સંસારસુધારાનો એ જ પરમ હેતુ છે એમ જણાવી, ડૉક્ટર ભાંડારકરે સંસારસુધારાને રાજકીય સ્વરૂપ આપ્યું છે. એટલું જ નહિ પણ ડૉ. ભાંડારકરે શોલાપુરમાં મળેલી બેઠક વખતે જણાવેલો એક વિચાર પણ આ સાથે જ યાદ રાખવાનો છેઃ એ પ્રસંગે એ વિદ્વાને જણાવ્યું હતું કે જ્ઞાતિભેદ વગેરે પાશ્ચિમાત્ય પ્રજાઓમાં પણ હતું. પરન્તુ અત્રે દેશહિતની ભાવનાને અભાવે એ વલણ આગળ વધી અસંખ્ય નાતજાતો પડી, અને રોમ વગેરેમાં દેશહિતની ભાવનાએ એ અનિષ્ટ પરિણામ અટકાવ્યું. અર્થાત્ આમાંથી ફલિત એ થાય છે કે સંસારસુધારો એ જેમ એક તરફથી આરંભમાં જણાવ્યા પ્રમાણે રાજકીય ચિત્રના પટસ્થાને છે, તેમ બીજી તરફથી સાંસારિક અવનતિ રાજકીય ભાવનાના અભાવને લીધે ઉદ્ભવે છેઃ સંસાર (ગૃહ અને સમાજ) અને રાજ્ય બને એક

બીજાની અપેક્ષા કરે છે. આ સિદ્ધાન્ત કેવળસંસારસુધારકોને—જેઓ રાજકીય બાબતો સરકારને સોંપી દઈ વિધવા વિવાહ કરાવવામાં જ સર્વની કૃતકૃત્યતા માને છે એઓને—અનિષ્ટ લાગશે, પણ એ સિદ્ધાન્ત ડૉકટર ભાંડારકર જેવા પ્રતિષ્ઠિત સંસારસુધારકના ભાષણોમાંથી નીકળી આવે છે એ યાદ રાખવા જેવું છે.

વિચાર અને યત્નની આવશ્યકતા; એને અભાવે થતાં માઠાં પરિણામના દાખલા; બાલવિવાહ આદિનો મૂળ હેતુ અને એનો અત્યાચાર.

૪. આ પ્રમાણે સંસારસુધારાનો ઉદ્દેશ સ્પષ્ટ કરી, ડૉકટરે ભાંડારકરે સર્વને વિચારપૂર્વક કૃતિપરાયણ થવા ઉદ્બોધન કર્યું: એમણે જણાવ્યું કે "કેટલાક લોક એમ માને છે કે આજકાલ એવાં નવાં કારણો ઉત્પન્ન થયાં છે કે જેઓ એની મેળે જ સુધારો ઉત્પન્ન કરશે, અને તેથી આવી સભાઓ અને મંડળોનું કાંઇ જ પ્રયોજન નથી ! તેઓ કહે છે કે આપણે પાશ્ચિમાત્ય પ્રજાઓની સાથે સંબન્ધમાં આવ્યા છીએ, સ્કૂલોમાં અને કૉલેજોમાં આપણને અંગ્રેજી શિક્ષણ મળે છે, અંગ્રેજ સરકારે બ્રાહ્મણ અને શૂદ્ર માટે એક જ કાયદા રાખ્યા છે, રેલવેગાડીમાં બ્રાહ્મણ અને ઢેડ સાથે સાથે એક જ ખાનામાં બેસે છે, અંગ્રેજી રાજ્યની શાન્તિને લીધે વસ્તી વધતી જાય છે અને તેથી બ્રાહ્મણોને પણ કડીઆ સુતાર દરજી વણકર વગેરેના ધન્ધા કરવા પડે છે-ઇત્યાદિ સુધારાનાં કારણોએ એની મેળે જ આપણી રીતભાત ઉપર અસર કરી છે, એટલે બુદ્ધિ અને યત્નપુરઃસર સુધારો કરવાની શી જરૂર છે ? આના ઉત્તરમાં ડૉકટર ભાંડારકર યથાર્થ કહે છે કે—" આ સર્વની આપણી રીતભાત ઉપર બેશક અસર થવા માંડી છે, પણ આપણી હાલ તુરતની જરૂરિયાત પૂરી પડશે એટલે એ શક્તિઓનો વ્યાપાર બન્ધ પડવાનો—એનાથી કાંઈ વ્યવસ્થિત પદ્ધતિસર સુધારો આપણને મળશે નહિ. બીજું-સંસારસુધારો જો આ કારણોની સ્વાભાવિક અસરને જ સોંપી દેશો તો એ ક્રિયામાંથી હમેશાં અચ્છું પરિણામ જ નીકળશે એમ ભરોસો રાખી શકાશે નહિ. આપણી હાલની પરિસ્થિતિથી જે ફેરફારો થવાનો સંભવ છે એ સારા હોય તેમ જ ખોટા પણ હોય. આ સંબંધમાં ઘણીવાર એમ બોલવામાં આવે છે કે 'વખત વખતનું કામ કરશે જ'—કાળે કરી જરૂરના ફેરફારો એની મેળે થશે. પણ વખત-કાળ એ કાંઈ શક્તિ નથીઃ એ તો ફક્ત એક બનાવને બીજા બનાવથી જૂદો ઓળખાવવા માટે બુદ્ધિની યોજના છે. જે પરિસ્થિતિમાં માણસો આવ્યાં હોય છે, એ પરિસ્થિતિ મનુષ્યહૃદયના અમુક અમુક ઉદ્દેશો-પ્રવર્તક-પ્રયોજક હેતુઓને બહાર લાવે છે, અને એ હેતુમાં કાર્યોત્પાદક શક્તિ રહેલી છે. માટે જો કાળ કાંઈ ફેરફાર કરે છે, તો તે મનુષ્યના હેતુઓ દ્વારા જ કરે છે. હવે મનુષ્યના હેતુઓમાં નીચ હેતુ—નીચ છતાં—ઉચ્ચ હેતુ કરતાં હમેશાં વધારે પ્રબળ હોય છે, તેથી જો તમે મનુષ્યવૃત્તિને એનો સ્વાભાવિક માર્ગ જ લેવા દેશો તો પરિણામ એ આવશે કે નીચ હેતુ જ વિજયી નીવડશે—અર્થાત્ સ્વાભાવિક રીતે જે ફેરફાર થશે તે હમેશાં સારા ડહાપણવાળા જ નહિ થાય. માટે આપણી સ્થિતિથી ઉપર જણાવેલાં કારણોથી જે ફેરફાર ઉપજે એ સારા ડહાપણવાળા ઉપજે એટલા સારૂ, કયા ફેરફાર આપણે જોઇએ છે અને કયા નથી જોઇતા એ ચર્ચા કરીને નક્કી કરવાની જરૂર છે. અર્થાત્ સામાજિક સુધારાને એની મેળે થવા ન દેતાં, વિચાર અને સદસદ્‌ના વિવેકને ધોરણે કરવા એ જરૂરનું છે.

ડૉકટર ભાંડારકરના આ ઉત્તરમાં બે પ્રકારના લોકો માટે બોધ રહેલો છે. કેટલાક બધું કર્તવ્ય વખતને સોંપી પોતાની કાંઈ જ જવાબદારી રાખતા નથી—તેઓ જેમ ભૂલ કરે છે, તેમ એ બીજા લોકો પણ ભૂલ કરે છે કે જેઓ આજકાલ જે જે ફેરફાર સ્વાભાવિક રીતે ઉદ્‌ભવી આવે છે એ સર્વ સુધારા જ છે એમ માને છે. પહેલી તરેહની ભૂલ 'પ્રાચીન'–'નવીન' એ બે માર્ગની વચમાં નિર્જીવ જીવન ગાળનારાઓ કરે છે, અને આપણા જનમંડળમાં આવો મ્હોટો વર્ગ છે. બીજી ભૂલ અવિચારશીલ સુધારકો કરે છે—જેઓ એમ માનતા જણાય છે કે પાશ્ચિમાત્ય પ્રજાની જોડે સંબન્ધમાં આવવાથી આપણામાં સ્વાભાવિક રીતે જે જે ફેરફાર થાય છે એ સારા જ થાય છે, અને સુધારાવાળાઓનો એક ખોટો સિદ્ધાન્ત પણ કાળબળે કરીને ફાવી જતો હોય તો એમાં એ સિદ્ધાન્તનું જાણે ખરાપણું જ સાબિત થાય છે ! આ બંને પક્ષે ડૉકટર ભાંડારકરના ઉપરના શબ્દો ખૂબ મનન કરવા જેવા છે.

ત્યાર પછી ડૉકટર ભાંડારકરે આપણા પહેલાંના ઇતિહાસમાંથી કેટલાક દાખલા આપ્યા, અને બતાવ્યું કે જે ફેરફાર આપણે વિચારપુરઃસર કરતા નથી પણ એની મેળે જે થાય તે થવા દઇએ છીએ એ ઘણીગર ખોટા અને દુષ્ટ હોય છે. એક દાખલો એમણે 'કાનીન પુત્ર'નો આપ્યો. પરણતા પહેલાં કન્યાને પેટે જન્મેલો પુત્ર એ 'કાનીન' કહેવાય છે—જેને કેટલાક સ્મૃતિકારો જનક પિતાનો પુત્ર માને છે અને કેટલાક એની માતાને પછીથી પરણનાર પતિનો પુત્ર માને છે. આ "કાનીન પુત્ર" માટે સ્મૃતિકારોએ સ્પષ્ટ વ્યવસ્થા કરી છે, એ ઉપરથી એનું અસ્તિત્વ કેટલું હશે એનું અનુમાન થઈ શકે છે. આ "કાનીન પુત્ર" ના અસ્તિત્વ ઉપરથી એટલું સમજાય છે કે મ્હોટી ઉમ્મરે કન્યાઓને પરણાવવાનો જે રિવાજ હતો એનું કાળે કરી ખોટું પરિણામ આવ્યું, અને કન્યાઓમાં અનીતિ દાખલ થઇ. વગર વિચારે મ્હોટી ઉમ્મરે કન્યાને પરણાવવાના રિવાજને અન્ધતાથી વળગી રહેવાનું આ પરિણામ હતું. આગળ જતાં આ દુષ્ટ પરિણામ મટાડવા માટે કેટલાક શાસ્ત્રકારોએ બાળવિવાહવિધિ રચ્યો છે. એ જોતાં એમ જણાય છે કે તેઓના વખતમાં કન્યા મ્હોટી ઉમ્મરે પરણાવવામાં આવતી. બીજા કેટલાક ઋષિઓ એ સામાન્ય નિયમ બતાવીને પછી ઉમેરે છે કે "છોકરી મ્હોટી થતા પહેલાં—રજોદર્શન પહેલાં—પરણાવાય તો સારૂં" વળી બીજા કેટલાક ઋષિઓ એવા પણ જોવામાં આવે છે કે જેઓ આ નવીન રિવાજ—કન્યા મ્હોટી થતા પહેલાં પરણાવવાનો રિવાજ—નાપસન્દ કરે છે, અને સ્પષ્ટ રીતે કહે છે કે કન્યાને મ્હોટી થયા પછી જ પરણાવવી. આ સમય સુધી, આ નવો રિવાજ ડહાપણના કાબુમાંથી ખશી ગયો નહતો. પણ પછીથી એ ખશી ગયો, અને રખેને કન્યા અનીતિ કરે એટલી વાત ઉપર જ લક્ષ અપાયું—અને આ રીતે બાળપણમાં કન્યા પરણાવવાનો રિવાજ જામી ગયો. કન્યાકાળ દિનપરદિન ઘટતો ગયો, અને હવે તો બે ચાર મહિનાની બાળકીને પણ પરણાવવામાં આવે છે. આ રીતે વિચાર અને વિવેકના કાબુને અભાવે, સારા ઉદ્દેશથી દાખલ કરેલો રિવાજ પણ કાળને સોંપી દેવાથી એની યોગ્ય હદ ઉલ્લંઘી ગયો, અને ખરાબ થયો. એ જ પ્રમાણે છોકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ તથા એક પતિને સો સો કન્યાઓ પરણાવવાના રિવાજ મૂળ તો સારા હેતુથી જ ઉત્પન્ન થયા હતા. છોકરીઓને પરણાવવી તો સારા માણસને ઘેર જ પરણાવવી એ મૂળનો સારો ઉદ્દેશ—વિચારનો કાબુ ખશી જતાં—ભૂલાઈ ગયો,

અને એનો અત્યાચાર થઈ, નીચ કુળમાં કન્યા આપવા કરતાં એને મારી નાંખવી સારી એવી ભ્રાન્તિ દાખલ થઈ. એ જ રીતે સ્ત્રીની પવિત્રતા પરિપૂર્ણ રીતે સાચવવાના ઉત્તમ ઉદ્દેશથી વિધવાવિવાહનો નિષેધ દાખલ થયો—પણ એથી કાળે કરી બીજાં અનિષ્ટ પરિણામ નીપજ્યાં એ ઉપર કોઇએ લક્ષ ન આપ્યું. તેમ જ, આપણે આજકાલ જે અસંખ્ય નાતો જાતો જોઇએ છીએ એ શુદ્ધ રહેવાના ઉદ્દેશથી નીપજી હતી, પરન્તુ એથી રાષ્ટ્રીય હિતને કેવું નુકશાન થાય છે એ વિચાર નજર આગળ રહ્યો નથી.

આ પ્રમાણે ડૉકટર ભાંડારકરે અનેક દાખલાઓ આપીને બતાવ્યું કે સારા ઉદ્દેશથી દાખલ થએલા રિવાજો પણ, એ ઉપર યોગ્ય દેખરેખ રાખવામાં ન આવે તો, બગડી જાય છે. માટે આપણી ફરજ છે કે કાળને આધારે બેશી ન રહેતાં વિચાર અને વિવેક પુરઃસર તે તે સમયને ઉચિત સુધારા કરવા જોઇએ. ડૉકટર ભાંડારકરે આપણી પ્રાચીન સંસ્થાઓનો તે. તે સમયને માટે કરેલો બચાવ સર્વ સુધારકોએ ધ્યાનમાં રાખવા જેવો છે. મિ. જસ્ટિસ રાનડેએ પ્રાચીન આર્યાવર્ત માટે—આપણા ઋષિઓની દીર્ઘદૃષ્ટિ માટે અને એમના ઉદાર સમયાનુસારિત્વ માટે—વખતો વખત જે માન દર્શાવ્યું હતું, એમાં જેઓને એ મહાશયના સ્વદેશાભિમાનનો ખોટો વેગ જણાતો હોય તેઓ ડૉ. ભાંડારકરે ઉપર જણાવેલી હકીકત લક્ષમાં લેશે તો તેઓને ખાતરી થશે કે મિ. રાનડેનાં એ ભાષણો અક્ષરશઃ સત્ય હતાં. આપણા પ્રાચીન રિવાજો મૂર્ખ સ્વાર્થી અને નિર્દય બ્રાહ્મણોએ રચેલા હતા એમ ડૉ. ભાંડારકરના આ સપ્રમાણ અને પ્રતિષ્ઠિત વિવેચન પછી કોઈ જ કહી નહિ શકે.

સુધારાના બે ઉદ્દેશ.

૫. આગળ ચાલતાં, ડૉકટર ભાંડારકરે સુધારાના બે ઉદ્દેશો બતાવ્યાઃ (૧) વર્તમાન દોષો દૂર કરવા, અને (૨) નવાં ઉપજેલાં કારણોમાંથી જે દોષો એની મેળે ઉત્પન્ન થવાનો સંભવ છે એને અટકાવવા. આમાંના પહેલા ઉદ્દેશના સંબન્ધમાં, ડૉ. ભાંડારકર કેટલોક અસન્તોષ બતાવે છે—અને એ અમને કેટલેક દરજ્જે વાજબી લાગે છે. એમનું કહેવું યથાર્થ જ છે કે જ્યાં સુધી આપણામાં કૉબ્ડન જેવા ભગીરથ શ્રમ કરનારાં માણસો નહિ થાય—જેમ કૉબ્ડને દાણા ઉપરની આયાત ઉપરથી જકાત કઢાવી નાંખવા માટે આખું ઇંગ્લંડ હલાવી મૂક્યું અને એ જકાત વિરુદ્ધ મજબૂત લોકમત ઉભો કર્યો એમ સંસારસુધારાના અવાજથી આખા હિન્દુસ્તાનને આપણે ગજવી નહિ મૂકીએ અને જે સુધારક ડરીને પાછો હઠે એ સખ્ત નિન્દાને પાત્ર થાય એવો સુધારાનો પ્રબળ લોકમત નહિ ઉપજાવીએ—ત્યાં સુધી આપણું ધ્યેય દૂર છે એમ નક્કી જાણવું. જો આ પ્રમાણે હમેશાં સુધારાની વાતો જ કર્યા કરીએ અને કાંઈ જ પગલું ન ભરીએ તો સુધારાની મહત્તા આપણા મન ઉપરથી ખશી જશે, અને સુધારાની માત્ર વાતો કરવાની ટેવ પડી જશે—આ ઘણું જ અનિષ્ટ છે. માટે અનેક જીવંત સંસ્થાઓ દ્વારા—ખરાં હૃદયનાં ભાષણો, ચોપાનીઆં વગેરે પ્રસિદ્ધ કરીને—સુધારાનું બળ વધારવું, અને ખરો ઉત્સાહ જાગ્રત રાખવો. બીજો ઉદ્દેશ નવા સમયની સાથે જે દોષો આપણા જનમંડળમાં દાખલ થઈ જવાનો સંભવ છે તે અટકાવવાનો છે—અને આ તરફ ડૉકટર ભાંડારકરે સુધારકોનું લક્ષ ખેંચ્યું છે એ ઘણું જ સારૂં કર્યું છે. નવા સમયની સાથે ઉચ્ચ વર્ણમાં દારૂનો વિસ્તાર થવા માંડ્યો છે—એ રિવાજ સુધારકોએ સખ્તમાં સખ્ત

રીતે નિન્દવો જોઇએ. કેટલાક છાની રીતે નાતજાતનાં બન્ધનો તોડે છે, અને બહારથી જૂના પંથના રહે છે—એથી અત્યન્ત જૂઠાણું અને બાયલાપણું વધવાનો સંભવ છે. આ અને આવાં અનેક અણધાર્યા દોષો ઉત્પન્ન થતા અટકાવવા માટે, સ્વદેશહિતની દરકાર એ ખરેખરો ઉપાય છે.

આશા કે નિરાશા?

૬. ડૉક્ટર ભાંડારકરના ઉપરના તેમ જ શોલાપુરમાં બતાવેલા વિચારો ઉપરથી કેટલાક એમ ધારશે કે હિન્દુ કોમ માટે એમને બિલકુલ સારો વિચાર નથી અને હિન્દુઓનું ભવિષ્ય નિરાશા ઉત્પન્ન કરે એવું તેઓ માને છે. પરન્તુ આમ ધારનારાઓ ભૂલ કરે છે એમ પોતે જણાવે છે: "જો કે શોલાપુરમાં મેં કહ્યું હતું કે આપણે હિન્દુઓએ એક કોમ તરીકે આપણા ઇતિહાસમાં સમગ્ર પ્રજાના હિત ઉપર બિલકુલ લક્ષ આપ્યું નથી અને તેથી પરદેશીઓએ આપણા ઉપર જીત મેળવી છે, છતાં મેં એમ નહોતું કહ્યું કે આપણા લડવૈયા લોકનો વર્ગ હમેશ માટે નષ્ટ થઈ ગયો છે કે બ્રાહ્મણ અને વૈશ્ય વર્ગની ખાસ ખૂબીઓ અસ્ત થઈ ગઈ છે. શક-યવન આદિ પરદેશી લોકોએ ત્રણ ચાર શતક સુધી હિન્દુસ્તાનના મ્હોટા ભાગમાં રાજ્ય કર્યું ત્યાર પછી ગુપ્ત વંશના હિન્દુ રાજાઓએ પાછું રાજ્ય મેળવ્યું અને આખા ઉત્તર હિન્દુસ્તાન ઉપર પોતાની સત્તા સ્થાપી. એ વંશના પ્રખ્યાત રાજા વિક્રમાદિત્યે પરદેશીઓને હાંકી કાઢ્યા. આ પ્રસગે બ્રાહ્મણોએ લોક ઉપર પાછી પોતાની સત્તા મેળવી—જે તેઓ બૌદ્ધ ધર્મના ફેલાવાને લીધે ખોઈ બેઠા હતા; અને પોતાની સમજણ પ્રમાણે સામાજિક બન્ધારણમાં—નિયમોમાં અને સંસ્થાઓમાં—ફેરફાર કર્યા. યશોધર્મા નામે રાજાએ હૂણ લોકો કે જેઓએ આ દેશમાં આવી કેટલોક વખત પોતાની સત્તા બેસાડી હતી એમને હાંકી દીધા અને વાયવ્યમાળવા-પ્રાન્તમાં અને રજપૂતાનામાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. અર્વાચીન સમયમાં, ઉત્તરમાં શીખ અને દક્ષિણમાં મરાઠાઓએ હિન્દુઓનું રાજ્ય પરદેશીઓ પાસેથી પાછું મેળવ્યું હતું. બહુ જૂના વખતમાં જ્યારે આર્યો ઉત્તર હિન્દુસ્થાનના જૂદા જૂદા ભાગોમાં ફેલાયા ત્યારે એમની રાજકીય પદ્ધતિમાં રાજ્યસત્તા અમુક અગ્રગણ્ય વર્ગમાં વ્હેંચાએલી હતી. બુદ્ધના વખતમાં મગધ દેશમાં સ્વતન્ત્ર રાજાનું રાજ્ય હતું, પણ પાસેના એક પ્રાન્તમાં વજ્જિ નામના ક્ષત્રિયોનું પ્રજાસત્તાક રાજ્ય હતું. આવાં બીજાં પ્રજાસત્તાક રાજ્યો વિષે પણ જૂનાં પુસ્તકોમાં લખેલું છે. જે પ્રાન્તમાં અમુક કુળના ક્ષત્રિયો જઇને વસતા તે પ્રાન્ત એ કુળને નામે ઓળખાતો. આ રીતે:—જ્યાં પાંચાળ નામના ક્ષત્રિયો જઇને રહ્યા એ પ્રાન્ત પાંચાળ કહેવાયો, અને જ્યાં કુરુકુળના ક્ષત્રિયો રહ્યા એ પ્રાન્ત કુરુ કહેવાયો. એ ઉપરથી પણ અનુમાન નીકળે છે કે તેઓમાં એક વખતે પ્રજાસત્તાક રાજ્ય હોવું જોઇએ. પાશ્ચિમાત્ય પ્રજાઓમાં પ્રથમ ઉચ્ચ વર્ગના હાથમાં રાજકીય સત્તા હતી, તે સમગ્ર પ્રજાના હાથમાં આવી; હિન્દુસ્તાનમાં ઉચ્ચ વર્ગને બદલે એક સ્વતન્ત્ર વ્યક્તિ—રાજાના હાથમાં એ સત્તા આવી, અને પછી હમેશાં આપણા દેશનું રાજકીય બન્ધારણ એ પ્રકારનું જ રહ્યું છે: આપણો રાજકીય વિકાસ આ રીતે અટકી પડ્યો. આ પરિણામ લાવવામાં બ્રાહ્મણવર્ગનું પ્રાબલ્ય પણ એક કારણ છે-એ પ્રાબલ્યને લીધે લોકની વિચાર અને આચારની સ્વતન્ત્રતા ઘટી હતી. આ સર્વ ઉપરથી જણાશે કે આપણામાં દેશહિતની ભાવના સર્વથા અ-

શક્ય છે, આપણે દેશહિતાર્થે એકઠા રહી કદી પણ કામ કરી શકીએ જ નહિ એમ હું માનતો નથી, માની શકું જ નહિ. પણ નવી અસરો નીચે આ ઇલાકામાં છેલ્લાં સાઠ વર્ષમાં અને બંગાળામાં છેલ્લાં દોઢસો વર્ષમાં આપણે જે સુધારો કર્યો છે એ અત્યન્ત થોડો છે એમ કહ્યા વિના ચાલતું નથી. આ વાત સ્પષ્ટ રીતે જણાવવામાં નિરાશા રહેલી હોય, તો સત્ય પણ નિરાશાનું જ ભરેલું છે એમ કહેવામાં હરકત નથી. અને હું ધારૂં છું કે આશાભર્યું અસત્ય કાનમાં રેડાય એ કરતાં નિરાશાભર્યું સત્ય કાનમાં વારંવાર ઠસાવવામાં આવે તો વધારે સારૂં. એકથી આપણે જાગીશું, બીજાથી ઉંઘીશું. છેલ્લાં ફક્ત ૩૫ વર્ષમાં જાપાનના લોકોએ કેટલો સુધારો કર્યો છે એ જુઓ. પૂનામાં મને એક જાપાની વિદ્વાન મળ્યો હતો એ કહેતો હતો કે ૩૫ વર્ષ પહેલાં, ત્યાંના લશ્કરી અને વ્યાપારી વર્ગ વચ્ચે કન્યાવ્યવહાર ન હતો, પણ હવે એ પ્રતિબન્ધ જતો રહ્યો છે. જાપાની લોકો એક વિલક્ષણ પ્રજા છે, અને એમના જેટલી ઝડપથી આપણે સુધારો કરી શકીએ એમ આશા રખાય નહિ. પણ એમના કરતાં બમણા વખતમાં, અને તે પણ એક પાશ્ચિમાત્ય પ્રજાને હાથે કેળવણી પામીએ છીએ તે છતાં પણ, એક જ નાતની પેટાનાત વચ્ચે કન્યાવ્યવહાર કરવાની છૂટ ન થાય એ કેવું? આ રીતે સુધારાની વર્તમાન ગતિથી સન્તોષ ન પામી ડૉ. ભાંડારકરે એમના સ્વભાવને અનુસરી કેટલાંક સ્પષ્ટ વચનો કહ્યાં. અને છેવટે જણાવ્યું કે—"**સુધારો એ આખા વિશ્વનો અને પરમાત્માનો નિયમ છે—એ નિયમ જે પાળશે એ જ આ વિશ્વમાં રહી શકશે, જેને એ નિયમ પાળવા ઇચ્છા ન હોય એણે બીજું વિશ્વ શોધી લેવું.**"

આવા ભવ્ય શબ્દોમાં એક અત્યન્ત ગંભીર, વજનદાર વિચારથી ભરપૂર, અને 'પ્રાચીન'—'નવીન' ઉભય પક્ષે બોધ લેવા લાયક ભાષણની સમાપ્તિ થઈ. સંસારસુધારાસમાજમાં—બલ્કે રાજકીય વા કોઈ પણ સુધારાસમાજમાં—આવાં ભાષણો વિરલ જ સાંભળવામાં આવે છે.

ડૉ. ભાંડારકરના ભાષણમાંથી 'પ્રાચીન'—'નવીન' ઉભય પક્ષે બોધ લેવાનો.

૭. આપણા સાંસારિક અને ધાર્મિક સુધારા સંબન્ધે ડૉક્ટર ભાંડારકરના સર્વ વિચારો અમને ગ્રાહ્ય નથી હોતા, છતાં પણ અમે એ પૂજ્ય વિદ્વાનનાં ભાષણોને આ પત્ર તેમ જ અન્યત્ર (સુદર્શનમાં) પૂર્ણ માન સાથે સવિસ્તર પ્રસિદ્ધિ આપવાનું એક પત્રકાર તરીકે અમારૂં કર્તવ્ય માનીએ છીએ. આ વિષયો ઉપર વિચાર બાંધવા માટે આપણા પ્રાચીન સાહિત્યનું જે વિશાળ જ્ઞાન અપેક્ષિત છે એ ડૉક્ટર ભાંડારકર જેટલું અન્ય કોઇમાં પણ મળવું અશક્ય હોઈ, એ વિદ્વાનનાં ભાષણો સહુ કરતાં વિશેષ લક્ષથી સાંભળવા જેવાં થાય છે. તેમ જ એ મહાશયમાં વિદ્વત્તા સાથે જે બુદ્ધિની સચાઈ, નિશ્ચયનું બળ અને કૃતિની નિર્ભયતા જોડાએલાં છે, એ એમનાં સર્વ વચનોને અસાધારણ ગૌરવ અર્પી એ વચનોનો પૂર્ણ માનથી સત્કાર કરવાની ફરજ ઉપજાવે છે. પરન્તુ આ ઉપરાન્ત, પ્રકૃત ભાષણ ઉપર મોડા મોડા પણ બે શબ્દો લખી એ તરફ વાચકનું ધ્યાન ખેંચવાનું એક વિશેષ કારણ છે—અને તે એ કે ડૉક્ટર ભાંડારકરના આ ભાષણે, શોલાપુરના એમના ભાષણ સાથે એને જોડી લેતાં, સંસારસુધારાની હિલચાલના ઇતિહાસમાં એક અગત્યનું સ્થાન સંપાદન કર્યું છે. સંસારસુધારાનો

ઇતિહાસ અવલોકનારને સુવિદિત છે કે છેલ્લાં દસ-બાર વર્ષથી મિ. જસ્ટિસ રાનડેએ સંસાર-સુધારાના સંબન્ધમાં એવો દીર્ઘદર્શી ઉદાર અને વિશાળ ઉપક્રમ આરંભ્યો હતો કે જેને પરિણામે આજ સુધારા સ્હામે વિચારશીલ 'પ્રાચીનો'નો ઘણો ખરો વિરોધ મટી ગયો છે. પહેલાં 'પ્રાચીનો' અને 'નવીનો વચ્ચે, અમુક સુધારો ઇષ્ટ છે કે નહિ એ સંબન્ધે જેટલો મતભેદ હતો તે કરતાં અધિક મતભેદ તો સુધારાની પદ્ધતિ અને પ્રાચીન સંસ્થાઓ તરફની વૃત્તિ પરત્વે હતો. પરન્તુ આ બન્ને બાબતમાં મિ. રાનડેના વિચાર એવા વિશાળ અને સ્વદેશાભિમાની જણાયા કે પૂર્વોક્ત પ્રાચીન માર્ગીઓને પણ એ ગ્રાહ્ય થવા માંડ્યા. અને ત્યારથી સંસારસુધારો તિરસ્કારને બદલે માન ભોગવવા લાગ્યો છે. પણ મિ. રાનડેનો માર્ગ દુરાગ્રહી અને સંકુચિત વૃત્તિના સુધારાવાળાઓને નાપસન્દ હતો એમ લાગે છે—તેઓને એમના ભગીરથશ્રમ માટે બહારથી પ્રશંસા કર્યા વિના ચાલતું નહિ, પણ અંદરથી પોતાના દુરાગ્રહ અને માનસિક સંકોચને લઈ એ પદ્ધતિ એમને ભાગ્યે જ પસન્દ પડતીઃ સલાહશાન્તિ ખાતર મિ. રાનડે સત્યનો ભંગ થવા દેછે એમ એમનું કહેવું હતું.

પરન્તુ આ આક્ષેપ ડૉ. ભાંડારકર સ્હામે હજી સુધી કોઇએ પણ—ઉપર જણાવેલા સંકુચિત વૃત્તિના સુધારાવાળાએ પણ—કર્યો નથી. ડૉ. ભાંડારકરના આ ભાષણથી સ્પષ્ટ જણાશે કે એ વિદ્વાન પણ સંસારસુધારાને રાજકીય ભાવનાથી વિયુક્ત કરતા નથી, અને એમના માનવા પ્રમાણે આપણા પ્રાચીન રિવાજો તે તે વખતે આવશ્યક હોઈ ઉત્પન્ન થયા હતા અને તે તે વખતને માટે શ્રેયસ્કર હતા—માત્ર કાળ જતાં એ પ્રતિકૂળ થવા લાગ્યા, અને અનિષ્ટ-પરિણામી નીવડ્યા—પરંતુ આ ભય આપણા હાલના 'સુધારા'ને માથે પણ રહેલો છે અને કાળે કરી એ પણ ડહાપણને અભાવે નુકશાનકારક નીવડે તો આશ્ચર્ય નહિ એમ ડૉક્ટર ભાંડારકર સુધારકોને ચેતવણી આપે છે. આ સર્વ ઉપરથી એટલું ખુલ્લું છે કે સંસારસુધારાની ભાવના હવે સ્પષ્ટ રીતે ઉદાર અને પ્રાચીન સંસ્થાઓ તરફ માનભરી થઈ છે. તો હવે સર્વ દેશહિતૈષીઓએ એ હિલચાલમાં શા માટે ભાગ ન લેવો જોઇએ ? માત્ર એક શ્રુતિવાક્ય સ્મરણમાં રાખવું કે—

“ न प्रमाद्येन्नातीयात् ”

“ ન પ્રમાદ કરવો, ન અતિક્રમણ—અત્યાચાર કરવો.”

# ગુર્જરસાક્ષરજયન્તી.*

## પ્રમુખનું ભાષણ.

'ધિ સોશીઅલ એન્ડ લિટરરી એસોસીએશન'ના સાહિત્યશોધક પક્ષ તરફથી ગુર્જરસાક્ષરજયન્તીની યોજના કરવામાં આવી છે તેનો આ પ્રસગે પહેલો મેળાવડો છે. ગુજરાતના સાક્ષરોની જન્મતિથિને દિવસે એકત્ર થઈ તેમના જીવન અને લખાણોનો અભ્યાસ કરવામાં કંઇક કાલ કહાડવો એવો આ યોજનાનો ઉદ્દેશ છે. કોઇ સાક્ષરની જન્મતિથિ ન જડે તો તેના કોઈ લેખ કે કૃત્ય સંબધે વિશેષતા પામેલા દિવસે આ કાર્ય માટે મળવું, અને વર્ષમાં બનતા સુધી બધા સાક્ષરોની જયન્તી આ પ્રમાણે કરવી, એવી ધારણા છે. 'સાક્ષર'ના જેવા અર્થવાળો ઇંગ્રેજી શબ્દ Man of Letters છે, અને જેમણે અભ્યાસ કરી વિદ્વત્તા સંપાદન કરી હોય તથા શિષ્ટ ગ્રન્થો લખ્યા હોય તેમને ઇંગ્રેજીમાં એ પદ આપવામાં આવે છે, એટલે, કેવળ 'લેખક' નહિં પણ 'વિદ્વાન લેખક'એ નામથી ઓળખાય છે. એ શબ્દનો આવો અર્થ હોવાથી English Men of Letters નામે ઇંગ્રેજી સાક્ષરોની જે જીવનમાલા રચાઇ છે તેમાં મહાકવિ શેકસપિઅરને દાખલ કર્યો નથી કેમકે તે વિદ્વત્તાસંપન્ન પંડિત નહોતો. આવો ભેદ ગુર્જરસાક્ષરોની જયન્તીમાં ઉદ્દિષ્ટ કર્યો નથી. ગુજરાતના પ્રાચીન લેખકોના અભ્યાસ વિશે ઝાઝી માહીતી મળી નથી, તથા લેખકના લેખમાં જણાઇ આવતા સંસ્કાર તથા વિચાર પરથી તે સાક્ષરવર્ગમાં ગણાવા યોગ્ય છે કે નહિં એ ધોરણ યથાર્થ છે.

આજ સંવત ૧૯૫૯ ની મહા સુદ ૯ ને દિવસે લાઠીના સ્વર્ગવાસી ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજીનો જન્મદિવસ છે. વર્તમાન સાહિત્યમાં "કલાપી"ના ઉપનમથી તેઓ સુપ્રસિદ્ધ છે અને એ રાજકવિથી આ સાક્ષરજયન્તીનો આરંભ કરવામાં કાંઇ વિશેષ યોગ્યતા રહેલી છે. રાજત્વ અને કવિત્વનો યોગ વિરલ હોય છે. કાલિદાસે કહ્યું છે તેમ શ્રી અને સરસ્વતીનાં રહેઠાણ સ્વભાવથી જુદાં જુદાં હોય છે. સાક્ષરો, કવિઓ, ચિંતકો, લેખકો, ઘણા ખરા સામાન્ય વર્ગમાંથી ઉત્પન્ન થાય છે. રાજવર્ગના સાક્ષરો અપવાદ રૂપ હોય છે. પણ એ અપવાદ આપણું ધ્યાન સબળતાથી ખેંચે છે. પહેલાં ભોજ, હર્ષદેવ અને વિશાખદત્ત વગેરે રાજ–કવિઓ આ દેશમાં થઇ ગયા અને હાલના કાલમાં પણ રાજકોટના મહેરામણસિંહજીનો "પ્રવીણસાગર" આ અપવાદની સાક્ષી પૂરે છે. રાજવંશમાં ઇંગ્રેજી કેળવણી દાખલ કર્યા પછી સુરસિંહજીએ રાજ–કવિની પરંપરા જાળવી છે અને નવો

---

* અમદાવાદની "The Social and Literary Association" તરફથી થયેલી યોજના અનુસાર "કલાપી" ની જયન્તી તા. ૬ ફેબ્રુઆરી ૧૯૦૩ ના રોજ કરવામાં આવેલી તે પ્રસંગે તે સભાના પ્રમુખ રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે કરેલું (ઉપોદ્ઘાત અને ઉપસંહાર રૂપ) ભાષણ અને રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટે લખી મોકલેલો લેખ.

વિકાસ પામતા ગુજરાતી સાહિત્યને રાજત્વ તથા કવિત્વના યોગથી ન્યૂન રહેવા દીધું નથી. માટે રાજવર્ગ અને કવિવર્ગ બન્નેની તેમના તરફ ઉપકારબુદ્ધિ હોવી જોઇએ. અને બન્નેના પ્રતિનિધિ તરીકે આ જયન્તીના મંગલાચરણમાં તેમનું સ્મરણ યથાયોગ્ય છે.

ઠાકોર સુરસિંહજીના જીવનનો ટુંકો હેવાલ આજના વ્યાખ્યાનમાં વર્ણવ્યો છે. જીવતા પુરુષોની અને જેમના સમકાલીન જનો જીવતા હોય તેવા ગત પુરુષોની જીંદગાની વિશે પૂરેપૂરો વિસ્તાર થઇ શકતો નથી. તેથી, આ વૃત્તાન્ત છે તેવા રૂપમાં જ સ્વીકારવો જોઇએ. સુરસિંહજીનાં લખાણ હવે પછી સંપૂર્ણ ગ્રન્થમાં પ્રસિદ્ધ થવાનાં છે ને બેશક સાહિત્યના અભ્યાસીને બહુ ઉપયોગી થશે.

ગુજરાતી કવિતામાં એક ખુબીદાર નવીન રીતિ દાખલ થઇ છે તેના સુરસિંહજી અનુયાયી છે. ફારસી સુફીઓની ગઝલોની રીત પ્રમાણે આ કાવ્યોની રચના થઇ છે. એ રીતિના મુખ્ય સંસ્થાપક આપણા માનનીય વિદ્વાન સાક્ષર મણિલાલ નભુભાઇ દ્વિવેદી છે.

'કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે,
ખરા ખંજર સનમનાંમાં રહમ ઊંડી લપાઇ છે;
જુદાઇ જીંદગી ભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા અગર ગરદન કપાઇ છે.'

અમરઆશા.

'ધરી આશા તણો પાયો ચણાવો તે ઉપર કાસમત.'

જ્યનિકા, અબેદા.મિ.

'તારો દીવાનો તેં જ પાયો મુજને મગરૂર શરાબ,
મારૂ કે જીવાડ ચાલે શું હવે લપટાઇને ?'

પ્રેમજીવન.

એ અને એવાં રા. મણિલાલનાં મનોરંજક રમણીય કાવ્યો સર્વને વિદિત છે. રા. બાલાશંકરની કેટલીક રચનાઓ પણ આ શૈલીમાં થયેલી છે. તેમજ, "જટિલપ્રાણપદજાંબ" માંની ગઝલોમાં એ શૈલીનું અનુસરણ જોવામાં આવશે.

કવિતામાં કાંઇ એક જ રીતિ કે શૈલી હોતી નથી. ભિન્નતામાં કવિઓની કલા સમાયેલી છે. દયારામે ગુજરાતી કવિતામાં નવી શૈલી દાખલ કરી છે તેથી ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયેલી સુન્દરતા આપણે સર્વ જાણીએ છીએ. શૈલીની પેઠે ભાષામાં પણ કવિઓએ નવીનતા વખતો વખત દાખલ કરેલી છે. હિંદુસ્તાનમાં એકવાર બધી કવિતા વ્રજ ભાષામાં લખાતી, તે પછી પ્રાન્તોની ભાષામાં કવિતા લખાવા માંડી, ત્યાર પછી પણ વ્રજ ભાષામાં ગુજરાતી કવિઓએ કવિતા રચી છે. દયારામના સતસૈયા, ગોપાના મનહર સ્વ-

ગીનાં પદ, એ વગેરે કવિતા હિંદી ભાષામાં લખાયેલી મશહૂર છે. દ્વારકાનો ગુગળી બ્રાહ્મણ મુકુંદ જે વિક્રમ સંવતના ૧૭ મા સૈકામાં થઇ ગયો તેના "ગોરક્ષચરિત્રમાં" માં અડધી ગુજરાતી અડધી હિંદી ભાષા છે:

"કાશીપુરીમાં ગયા ગોરખજી,
મિલ્યા સર્વ સમાજ હૈ;
મોટા મોટા લોક આવ્યા છે,
કાશી કા જ્યાં રાજ હૈ."

દયારામે મરાઠીમાં કાવ્ય લખ્યાં છે:

पहावें भाग्य नरसिंह महेताचें, वल्लभदेवा चें;
जीर्णगडवासी विप्रजाती नागरांची ज्ञाती,
भेटीले भगवंत अदभुत रीती अखिल विश्वख्याती.

આજનું વ્યાખ્યાન કરનાર ગૃહસ્થ "કલાપી" વિશે વિવેચન કરવાના કાર્ય માટે વિશેષે કરી લાયક છે. તેઓ એમના મિત્ર હતા, છે. 'કલાપી'ના હૃદયની ગતિ તેમને વિદિત છે. હવે વધારે વિલમ્બ ન કરતાં તેમણે મોકલેલો લેખ વાંચવા હું સૂચના કરું છું.

---

## कलापीने सम्बोधन.

( "ઓધવજી સંદેશો કહેજો શ્યામને" એ રાગમાં ).

સુરતાની વાડીના+ મીઠા મોરલા
ઊછળતી શા ઉરસાગર ઉલ્લાસ જો !
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા !
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો !
સુરતાની વાડીના મોંઘા મોરલા !

આંજે ને અજવાળે આંખડલી સખી !
અન્તર ઉપર ઉઘડે આલમ નૂર જો !
"હેત હયાનાં વહતી વાજે વાંસળી"
ઊંડે સ્વર આકાશે અન્દર દૂર જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

---

+ સુરતાની વાડી is the garden of all that constitute angelhood. સુરતા—દૈવત્વ. angelhood.

(૨)

નન્દનવનના પ્રમોદની રોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાય જો!
સુરભીઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો,
સુરતાની વાડીના મીઠા મોરલા!

"તત્સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ"!
ગાયત્રીનો જૂનો બેદક મન્ત્ર જો!
આજે અન્ય પ્રકારે આ ભાખું નમે!
નમતો સાથે આત્માનો એ તન્ત્ર જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

कान्त.

---

## કલાપી વિષે વ્યાખ્યાન.

મહાશય અધ્યક્ષ સાહેબ, ગૃહસ્થો, બન્ધુઓ,

આજે આપણી ગરવી ગુજરાતના રાજકવિ કલાપીની જન્મતિથિ છે. કલાપી તે કાઠિયાવાડમાં આવેલા લાઠી સંસ્થાનના સ્વર્ગવાસી ઠાકોર સાહેબ સુરસિંહ. તેઓ ૧૮૭૪ ના ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે જન્મ્યા હતા, અને ૧૯૦૦ ના જૂનની ૧૦ મીએ સ્વર્ગવાસી થયા.

૧૮૮૨ ના જૂનની ૨૨ મીએ તેઓ રાજકોટની રાજકુમાર કૉલેજમાં દાખલ થયેલા. મિ. ચેસ્ટર મેકનૉટન તે વખતે પ્રિન્સિપાલ હતા. ૧૮૯૧ ના ઑગસ્ટની ૧૪ મીએ તેમણે કૉલેજ છોડી તે પહેલાં ૧૮૮૯ ના ડીસેમ્બરની ૧ લી તારીખે તેમનાં કચ્છ રોહા અને કોટડા એ બે સંસ્થાનની રાજકન્યાઓ સાથે લગ્ન થયેલાં. પાછળથી એક પત્રમાં કલાપીએ લખ્યું છે, કે—

"લગ્ન થયાં પણ મને મ્હારા અભ્યાસમાં નડનાર તે અરુચિકર હતાં."

૧૮૯૧ ના ઑક્ટોબરની ૧ લીએ સુરસિંહ હિંદુસ્તાનની મુસાફરીએ નિકળ્યા, ૧૮૯૨ ના જાન્યુઆરીની ૨૨ મીએ જગન્નાથપુરીથી "પ્રિય માસ્તર સાહેબ જોશીજી" ઉપર લખેલો એક વિસ્તીર્ણ અને સુન્દર પત્ર પાછળથી "કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન" એ નામે પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થયેલો છે. ૧૮૯૨ ના મેની ૨૨ મીએ તેઓ મુસાફરી પૂરી કરી પાછા આવેલા.

૧૮૯૬ ના ઑક્ટોબરની ૧૫ મીએ "ફકીરી હાલ" એ નામથી એજ સાલના નવેમ્બરના સુદર્શનમાં પ્રસિદ્ધ થયેલી ગઝલો લખાઇ,—ગુજરાતની ગરીબ થયેલી વાડીમાં કલાપીની કેકા સંભળાવી શરૂ થઇ, તે કલાપીના સ્વર્ગારોહણની સાથે જ વિરામ પામેલી છે.

૧૮૯૮ ના જૂલાઈની ૧૧ મી તારીખે તેમણે શોભના સાથે લગ્ન કરેલું. કલાપી અને શોભનાનો સ્નેહ એ કલાપીના આન્તર જીવનનો સર્વોપરિ ભાગ છે, પણ એ ઇતિહાસ ગુજરાતના સાહિત્યમાં પ્રસિદ્ધ થવાને હાલ વિલમ્બ છે.

એજ સાલના જાન્યુઆરીની ૧૪ મી તારીખે એક પત્રમાં કલાપી લખે છેઃ—

"કવિતા ! મ્હારી કવિતાને હું કવિતા કહેતો નથી. હું કવિ છું એવું હું માની જ શકતો નથી. ફરીથી કહેવા દો, કે મિલ્ટન કે શેક્સપિયર હિંદુસ્તાનમાં હમણાં નથી, અને ઘણુ કાલ સુધી આવવાના નથી. અહીં કોઇને "કવિ" કહેતાં તે શબ્દને જ હલકો કરવા જેવું છે, અને એ પણ શું નથી થઇ ગયું ? આપણે હમણાં જેને "કવિ" કહીએ છીએ તેને 'poet' કહી શકીશું ? મને વિચારો ગોઠવતાં આવડતું નથી, મ્હારા હૃદયમાં કલા નથી, માત્ર લાગણીઓ છે; અને મ્હારી કવિતા પણ તેવીજ છે. હું જે કાંઇ લખું તે મને જ આનંદ આપી શકે તેવું એ થતું નથી. હું શેલી કે શેક્સપિયર વાંચતો હોઉં છું, ત્યારે ઘણી વખત મન થઇ જાય છે, જાણે મ્હારી કવિતાને—એ કાગળોને બાળી નાખું. વળી સ્વાનુભવરસિક કવિમાં અને સર્વાનુભવરસિક કવિમાં હું બહુ ભેદ જોતો નથી. જે વ્યક્તિને બરાબર ગાઇ શકે તે શું સમષ્ટિનું જ ગીત નથી ? એકજ ચાવી બધે લાગી રહી છે."

૧૮૯૮ ના એપ્રિલની ૧૭ મીએ ગોપનાથથી કલાપીએ રવીન્દ્રબોગના "સ્નેહવિશ્વ" ઉપર એક વિસ્તીર્ણ પત્ર લખેલો, જે પાછળથી 'એક જિજ્ઞાસુ" ની સહીથી પ્રસિદ્ધ થયેલો છે. એ લેખમાં કલાપી કબૂલ કરે છે, કે, "શ્રદ્ધા કારણોમાંથી નહીં, પણ કારણો શ્રદ્ધામાંથી આવે છે." પણ એ પત્રમાં ધર્મ અને સ્નેહ સમ્બન્ધી જે વિચારો દર્શાવાયા છે, તે ઉપર ઘણું કહેવાની જરૂર છે, જો કે આ પ્રસંગે તે કહેવાને મને અવકાશ નથી.

સંવત ૧૯૫૬ ના વૈશાખ જયેષ્ઠના "ચન્દ્ર" માં "કાન્તનો દિનચર્યા લેખ" એ નામનો એક ઇંગ્લિશ નવલનો ન્હાનો સરખો અનુવાદ પ્રસિદ્ધ થયેલો છે, તે ઘણું કરીને કલાપીનો છેલ્લો મહત્ત્વનો લેખ છે, એ લેખમાં તે લખે છેઃ—

"પોતાનું મરે અને પારકાનું મરે એમાં દુનિયા ભેદથી રડે છે. દુનિયાની બહાર ગયેલું કોઇ એ ભેદથી છૂટી જાય છે. કલાપીર કલામાં અને દયાલુ દયામાં ગળી પડે છે, ત્યાં કોને પારકું પોતાનું હોય છે ? જે બાલા હમણાં ઉડી ગઇ, તેમાં પ્રભુએ તેવી દયા મૂકી હતી. એવા જીવને બધાં ચાહે છે. પણ એવા જીવને એવો બીજો જીવ કેવું ચાહેછે? તે કાન્તને પૂછો અત્યારે."

કલાપીનાં ઘણાં કાવ્યો સુદર્શનમાં અને થોડાંએક ચન્દ્રમાં પ્રસિદ્ધ થયેલાં છે. ઘણાં

હજી અપ્રસિદ્ધ છે. સુદર્શનમાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યો માટે એ માસિકના નવીન તન્ત્રીએ લખ્યું છે, કે "તેમાં મનુષ્યહૃદયની અમુક વૃત્તિઓ એના વિવિધ ભેદપ્રભેદ સાથે ઠીક ઉતારવામાં આવી છે." મને લાગે છે કે એ વિદ્વાન તન્ત્રીએ કહી શકાય તે કરતાં ઓછું કહ્યું છે. મને તો એમ લાગે છે કે ઉછરતી પ્રજાના રસિક બન્ધુઓ કલાપીને ઘણું વધારે માન આપશે, કારણ કે સુદર્શનના વિદ્વાન તન્ત્રીએ જીવનની જે "વિલક્ષણ મધુરતા"ની વાત કરે છે, તે કલાપીના તમામ લેખોમાં સ્પષ્ટ અનુભવી શકાય તેમ રહેલી છે.

કલાપી સનમનો શોધક છે. તેની રેખામાં આમિનો ઉલ્લાસ નથી, પણ સાચી પ્રીતિનો આવેશ છે. તે ગાય છે:*—

"પેદા થયો છું ઢૂંઢવા તને સનમ!
ઉમ્મર ગુજારી રદતાં તને, સનમ!

અને તરત તે અફસોસ કરે છે—

છે દુશ્મનો લાખો ભુલાવા શબ્દને;
દુશ્મન બનાવી યાર ઓળખ્યો, સનમ!

ઓ પ્રભુ, તારા તરફના શબ્દને ભુલાવવાને લાખો દુશ્મનો છે, અને હું એ દુશ્મનોને યાર બનાવી ઓળખ્યો!

ગફલત મહીં હું, આલિમો કાબીલ એ:
જૂદાઇ યારોની મઝા એને, સનમ!

ઓ પ્રભુ હું ગફલતમાં, અને એ દુષ્ટો પ્રવીણ: તારાથી મારી જૂદાઇ—તમામ યારોની જૂદાઇ એમને તો મઝા!

જે રાહદારીમાં અમોને લુટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ!

ઓ પ્રભુ, જે અમને માર્ગે ચાલતાં લુટે છે તેની અમને લુટવાની ઉમેદ સફલ ન થાઓ!

ગૃહસ્થો આ બન્ને ગઝલો સાંભળતાં આપને લાગશે કે "કલાપીને સમ્બોધન" માં તેના નીચે રહેલા બન્ધુએ કશી અતિશયોક્તિ કરેલી નથી. ભાવનગર, ૩ : ૨: ૦૩.

कान्त.

---

* सनमनी शोध.

## ઉપસંહાર.

આ સુબોધન તથા વ્યાખ્યાન વંચાઇ રહ્યા બાદ પ્રમુખે ઉપસંહાર કરતાં કહ્યું કે—

આ વ્યાખ્યાન ટુંકું છે, પણ મનનયોગ્ય છે. "ઠાકોર"પણું, "ધી"પણું, અને "સાહેબ"પણું મુકી "કલાપી"ના નામથી સાહિત્યના પ્રજાસત્તાક રાજ્યમાં દાખલ થયેલા એ ઉચ્ચ સંસ્કારી લેખક વિશે આથી આપણને કાંઇ ખ્યાલ આવે છે. ૨૬ વર્ષની વયે એ વિચારવંત અને રસમય જીવનનો અન્ત આવ્યો એ સ્મરણ કરતાં આપણને ખેદ થાય છે, પરંતુ બાયરન, શેલી, કીટ્સ, એ સર્વ આટલી જુવાન ઉમ્મરમાં પાર્થિવ જીવનમાંથી લુપ્ત થયા છે એ ધ્યાનમાં લેતાં આપણને યાદ આવે છે કે કવિત્વને દીર્ઘાયુ સાથે આવશ્યક સંબંધ નથી. ગ્રીક વીર એકીલિઝને કીર્તિ અને દીર્ઘાયુ બેમાંથી એક પસંદ કરવાનું કહેવામાં આવેલું અને તેણે કીર્તિ પસંદ કરેલી એ કથા આ આશ્વાસનને સમર્થ કરે છે.

કલાપીની કલ્પનાની પૂરેપૂરી કદર જાણવા તેનાં સર્વ કાવ્યોનો અભ્યાસ કરવો જોઇએ., પણ તેમાંથી થોડાં ઉદાહરણ અહીં સંભારીશું.

પતંગને દીપમાં પડી બળી જતું જોઇ કલાપીને વિચાર આવ્યો છે કે,

'કાંઈ મીઠું સુખ નહી હશે પ્રેમિને બાળવામાં,
કે કૈ તેથી વધુ સુખ હશે પ્રેમિને દાઝવામાં.'

"તુલશી."

ઉપર આરંભમાં સૂચવેલી શૈલીમાં કલાપીના કેટલાક ઉદ્ગાર આવ્યા છે.

'સાકી જે શરાબ મને દીધો દીલદારને પાયો નહી,
'સાકી જે નિશો મુજને ચડ્યો દિલદારનેય ચઢ્યો નહીં.'

સાકીને ઠપકો.

'ગુનાહ પર શી રહમ! માશૂક! કતલ કર એ હુકમ હક જો!'
ડરે તો દે મને ખંજર! ઝબેહ આ દિલ કરૂં હું તો!'

ગુનેહગાર.

આજના વ્યાખ્યાનકાર રા. મણિશંકરની એક શૈલીનું પણ કલાપીએ અનુસરણ કર્યું છે.

'વ્હાલાં ઉર જખ્મોને પાજો,
ઘોડાંને ગાજોને ગાજો ને ન્હાજો,
ગાતાને, ન્હાતાંને ન્હાતાંને ન્હાજો,
ન્હાજો વ્હાલાં વ્હાલાંઓને.'

એક પ્રાર્થના.

એ આ શૈલીનું ઉદાહરણ છે. રામદાસ સ્વામી નામના મરાઠી કવિએ લખેલા અંતની ગીતની આ શૈલી છે, તેમાં માપ ઓવીનું જણાય છે.

રા. મણિશંકરની લેખનશૈલીની એક બીજી છાપ ઠાકોર સુરસિંહજી ઉપર પડી છે. સંવાદ ( dialogue ) રૂપી લેખની ગુજરાતી સાહિત્યમાં બહુ ન્યૂનતા છે. લૅન્ડોરના Imaginary Conversations ના નમુના પ્રમાણે રા. મણિશંકરે સંવાદના કેટલાક કલ્પિત પ્રસંગો લખ્યા છે અને તેમને ધોરણે કલાપીએ પણ એ વિષયમાં પ્રયાસ કર્યો છે. "જલંદર અને ગોપીચંદ "ના તેમણે લખેલા કલ્પિત સંવાદમાંથી થોડો ઉતારો આપીશું. એમાં તેમની ગદ્ય શૈલીનું તથા તેમના કેટલાક વિચારનું દર્શન થશે.

'ગોપીચંદઃ મને તો એજ લાગે છે કે બુરાઇ પણ અમર છે.'

'જલંદરઃ નહિ નહિં બેટા જે ઉપયોગી છે તેજ કાલના મહાન ઘસારામાં ટકી શકેછે.'

'જલંદરઃ બેટા ! તું હજુ સુધી ન સમજ્યો કે શાન્તિ સંગ કે અસંગ, ભોગ કે યોગ એવા કોઈ પદાર્થમાં નથી. પણ શાન્તિ વિવેકમાં છે.'

'ગોપીચંદઃ સત્ય ગુરૂદેવ.'

'જલંદરઃ અને વિવેકથી ભોગ ભોગવાય તો યોગની અપેક્ષા નથી.'

'જલંદરઃ પણ ભાઇ—ભોગ કરતાં યોગ ઓછા ભયવાળો નથી. દૂધ બગડેછે ત્યારે વિષ બને છે. યોગ તૂટી પડે છે ત્યારે બહુ દુઃખ થાય છે.'

'જલંદરઃ વિરાગ મેનાવતીએ અપાવ્યો. પ્રભુએ આપ્યું હતું તેણુ મેનાવતી ક્યાંથી અપાવી શકે ! '

'જલંદરઃ મેં મેનાવતીને કહ્યું હતું કે "ઉતાવળની જરૂર નથી. ગોપીચંદ અમર નથી પણ ગોપીચંદનો આત્મા અમર છે." પણ તે પુત્રના લાવણ્યને અમરત્વ ઇચ્છતી નથી.'

ગોપીચંદઃ અને તે ઇચ્છતી હતી તે આપની કૃપાથી પ્રાપ્ત પણ કરી શકી.
જલંદરઃ ખરૂં, તે ઇચ્છતી હતી તે તો બન્યું, પણ હું ઇચ્છતો હતો તે નહિ.
ગોપીચંદઃ આપ શું ઇચ્છતા હતા ? અમરત્વથી પણ વિશેષ હિત એ કયું ?
જલંદરઃ હું ઇચ્છતો હતો તે શાંતિ.'

'ગોપીચંદઃ પણ, ગુરૂદેવ, ભગવાં વસ્ત્રમાં ટેવાઇ ગયેલાને રાજ્યની સોનેરી હવે ખૂંચશે નહિ ?

જલંદરઃ હાલ તો નહિજ ખૂંચે, ખૂંચે ત્યારે ફેંકી દે ને.'

સ્વીડનબોર્ગના ધર્મવિચારો ઉપર કલાપીએ વાર્તિક લખ્યું છે તેમાં તેમના ગદ્ય લેખનનું બીજું ઉદાહરણ મળી આવે છે. પ્રસ્તાવનામાં તે ઘણા વિનયથી લખે છે કે 'લખનાર ઉપદેશક કે સિદ્ધ માનીને લખતો નથી પણ તેની શોધક અને શિષ્ય રહેવાની વૃત્તિ છે. * * * લખનાર પોતે જાણે છે તે સમજાવવા નહિં પણ પોતાની ભૂલ હોય તે જાણવા વિશેષ ઉત્સુક છે ?' વાર્તિક લખતાં તે કહે છે કે 'સ્વીડનબોર્ગ તેના "સ્નેહ" ના પુસ્તકમાં જે કહે છે તેજ તેને જુદી જુદી રીતે બધે કહેવાનું છે એમ મને સમજાયું. અને એમ જ હોય, એક મહાત્મા એકથી વધારે વાત કહી શકતો નથી. પરમાત્માના કોઇ એક બિંદુની જ ઝાંખી એક ઝીંદગીમાં થઇ શકે છે.'

સુરસિંહજીનું ઠાકોરપણું આ લેખમાં એક ઠેકાણે કાયમ રહેલું જણાય છે. રજપુત રાજાની સાંસારિક ભાવના તેમને છોડી શકી નથી અને તેની અસરથી આ વાર્તિકમાં તેઓ એક ઠેકાણે કહે છે, 'અનેકસ્ત્રીલગ્નને વ્યભિચાર માનતાં કાલિદાસનાં તો બધાં નાટકો અને કાવ્યો જેમ બ્હેલાં બાળી દેવાય તેમ વધારે સારૂં એમ માનવું પડશે * * * અનેક સ્ત્રી પરણનારા મુસલમાનોને એક જેવા તેવા હલકા સ્વર્ગમાં મોકલી વળી એ સ્વર્ગને પણ નરક જેવું બદબોથી છંટાતું ( સ્વીડનબોર્ગે ) બનાવ્યું છે. કદાચ હું જે રીતે અનેકસ્ત્રીલગ્નને યોગ્ય ગણું છું તેવી રીતે મુસલમાનોએ નહિં ગણ્યું હોય * * * ગમે તેમ હોય પણ સ્વીડનબોર્ગના પ્રવાહની સૂક્ષ્મતાને વધારે સૂક્ષ્મ કરી જતાં અનેકસ્ત્રીલગ્ન સ્વર્ગીય ઠરે એમાં મને તો કશી શંકા રહેતી નથી.'

અનેકસ્ત્રીલગ્નમાં રહેલો અન્યાય અને અનર્થ રાજવર્ગના ધ્યાનમાં આવવા માંડ્યા છે અને સર્વ ગાદીપતિઓ ક્રમે ક્રમે એકપત્નીવ્રતધારી રામચંદ્રના આદર્શનું અનુકરણ કરતાં શીખશે એ આશા વ્યર્થ નથી.

આજનો સમારંભ હવે સમાપ્ત થયો છે. અને સમાપ્તિ કરતાં એટલી આશા પ્રદર્શિત કરીશું કે ગુજરાતના સાક્ષરો તરફની આપણી આ પ્રકારની ફરજ બજાવવાનો પ્રયાસ ચાલુ રાખવામાં આવશે, અને એ સાક્ષરોના જીવનકાર્યનો અભ્યાસ કરવાનો જેમને વિશેષ અવકાશ ન મળે તેમને વર્ષમાં એક દિવસ પણ એ અભ્યાસમાં ગાળવાનો પ્રસંગ આ સભા આપી શકશે.

---

# *કેળવણીનું સ્વરૂપ.

**૧. કેળવણીની વ્યાખ્યાઃ**—જ્યારે એક મનુષ્ય તરફથી બીજા મનુષ્યોને તેમનાં હિતમાં પ્રવૃત્ત થાય એવા હેતુથી કાંઈ બીના કહેવામાં આવે છે, ત્યારે એ પહેલા માણસે બીજાને 'શિખવ્યું' એમ કહેવાય છે. આ ઉપરથી–'શિખવવું' 'શિક્ષણ' એ શબ્દો ઉપયોગી હકીકત કહી જવા અથવા ઉપયોગી જ્ઞાન આપવાના અર્થમાં વપરાય છે. માત્ર કહી જવા અને જ્ઞાન આપવાથી બાળકને ભવિષ્યમાં ઘણો ઓછો લાભ થાય છે, શિક્ષકોનું કામ માત્ર જ્ઞાન આપવાનું નથી પણ તે પૂર્ણ મનુષ્ય થઈ શકે તેવી યોગ્યતા આપવાનું છે, અને તેને માટે શિક્ષકે બાળકને જીંદગીને ઉપયોગી ગુણો અને શક્તિઓ પ્રાપ્ત કરાવવી જોઈએ–એ વગેરે સિદ્ધાંતો પ્રતીત થયા પછી 'શિક્ષણ' અને 'કેળવણી' એ શબ્દોના અર્થ વચ્ચે તફાવત ગણાવા લાગ્યો છે.+

જો કાંઈ પણ બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવામાં ન આવે તો પણ સ્વાભાવિક રીતે મનુષ્યો કેટલાએક જીંદગીને ઉપયોગી ગુણો અને શક્તિઓ મેળવી શકે છે પણ તેટલાપરથી બધા માણસો હમેશાં ઇષ્ટ માર્ગે અને પૂર્ણ રીતે શક્તિમાન થાય છે, અને બુદ્ધિપૂર્વક પ્રયત્નની જરૂર જ નથી એમ સિદ્ધ થતું નથી. કોઈ પણ દેખરેખ વગર કેટલાંક વૃક્ષો સ્વાભાવિક રીતે ફળો આપે છે. પણ જો તેમને શાસ્ત્રીય રીતે ઉછેરવામાં આવે છે તો પરિણામ ઘણું સારું—વખતે આપણે ધાર્યું હોય તેવું—આવી શકે છે. તેમ જ બાળકોને પણ બીજા મનુષ્યોની વિચારશક્તિ કેળવણીદ્વારા શાસ્ત્રીય રીતે ઉછેરી શકે, અનિષ્ટ માર્ગે જતાં અને કાળક્ષેપ કરતાં અટકાવી શકે; અને તેનું જીવન વિશેષ શુભ ફળદાતા બનાવી શકે. એ ક્રિયા તે કેળવણી એટલે બાળકોને પૂર્ણ મનુષ્ય કરવા સારૂ જે કાંઇ બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવામાં આવે છે તે.

**૨. પ્રાથમિક કેળવણીનો પ્રદેશ.** બાળકો અને મ્હોટા મનુષ્યોનું અવલોકન કરતાં આપણને માલુમ પડે છે કે બાળકોમાં પરસ્પર જેટલું સામ્ય રહેલું છે, તે કરતાં મ્હોટી ઉમ્મરના મનુષ્યોમાં પરસ્પર ઓછું હોય છે. વિચાર કરતાં એમ પણ જણાય છે કેઃ—

---

* ખરેખરી રીતે તો જ્યારે બીજો માણસ શિખ્યો હોય ત્યારે જ 'શિખવ્યું' એમ કહેવું જોઇએ. આપણે કહ્યું હોય અને તેણે સાંભળ્યું હોય તેટલાપરથી નહીં. આમ જોતાં 'હું શિખવું છું પણ તે શિખતો નથી' એમ કહેવામાં વદતોવ્યાઘાત થાય છે, તે સૌ જોઈ શકશે.

+ એ તફાવત લક્ષમાં રાખીને એ શબ્દોનો સર્વ સ્થળે ઉપયોગ કરવામાં ઘણી મુશ્કેલી છે. માટે અમુક પ્રસંગે તેને કયા અર્થમાં વાપર્યા છે આસપાસના સંબંધપરથી નક્કી કરવું પડશે.

* કેટલાક અનુભવી અંગ્રેજ અમલદારોનો પણ આ મત છે. આપણા ઇલાકામાં બે વર્ષ ઉપર આવો કાયદો પસાર થયો તે વખતે, આપણા અસલ લેંડરેવેન્યુકાયદાના પિતા અને એ વિષયના અતિ ઉત્તમ અનુભવી વૃદ્ધ અંગ્રેજ અમલદાર મિ. રૉજર્સ સાહેબે ઈંગ્લંડથી પત્રો લખ્યા હતા—જેમાં એ નવા કાયદા વિરુદ્ધ પોતાના વિચારો દર્શાવ્યા હતા. પંજાબમાં આવો. કાયદો પસાર થયો, પણ ત્યાંના થોડા વખત ઉપરના અમલદાર સર મૅકવર્થ યંગે પોતાનો અભિપ્રાય એ વિરુદ્ધ બતાવ્યો હતો. હાલમાં બુંદેલખંડ માટે એવો કાયદો પસાર થયો છે. પણ ઑનરબલ મિ. રૉબર્ટ્સે એ સ્હામે અભિપ્રાય આપ્યો હતો.

તેમ થવું ઘણે દરજ્જે ઇષ્ટ છે. ત્યારે આથી એટલું સ્પષ્ટ થયું કે આપણે કેળવણી આપીને બાળકોનું એ દેખીતું ઐકવિધ્ય દૂર કરીને વૈવિધ્ય ઉત્પન્ન કરવું જોઇએ. એટલે કે એ વૈવિધ્યના અંશો બાળકોમાં અસ્ફુટિત છે, તેનું પ્રસ્ફોટન કરવું જોઇએ. આને માટે મુખ્ય બે યોજનાઓ કરી શકાય. (૧) મનુષ્યોમાં આખરે વૈવિધ્ય ઉત્પન્ન કરવું છે, ત્યારે પહેલેથી જ બાળકોના અસમાન અંશોને કેળવવા એટલે પહેલેથી જ તેને વિવિધ તરેહની કેળવણી આપવી. અને (૨) પહેલાં તેમનામાં જે સમાનતા છે તે ઉપર લક્ષ રાખીને બધાં બાળકોને અમુક મુદત સુધી સરખી રીતે કેળવણી આપવી, અને પછી તેમના અસમાન અંશોને કેળવણી આપીને વૈવિધ્ય ઉત્પન્ન કરવું. પણ પહેલી યોજનાની વિરુદ્ધમાં એમ કહી શકાય કે બાળકની બધી શક્તિઓ જન્મથી અસ્ફુટિત હોય છે, માટે તેમને અમુક હદ સુધી પ્રસ્ફુટિત કર્યા સિવાય દરેક બાળકની વિશેષ યોગ્યતા સમજી શકાય નહીં, અથવા અમુક બાળકની શક્તિ કરી પ્રવૃત્તિમાં કે ધંધામાં પ્રબળ થશે તે કહી શકાય નહીં. અને તેટલા જ માટે વિદ્વાનોએ બીજી યોજના ઇષ્ટ ગણેલી છે. એ બીજી યોજના પ્રથમ મનુષ્યના સમાન અંશોનો અને પછી અસમાન અંશોનો વિચાર કરેલો હોવાથી તેના બે ભાગ છે. પહેલા ભાગની કેળવણી આપનારી શાળાઓને 'પ્રાથમિક શાળાઓ' અને બીજા ભાગની કેળવણી આપનારી શાળાઓને 'ઔદ્યોગિક શાળાઓ' કહેવામાં આવે છે. આપણી બાળવર્ગથી છઠ્ઠા ધોરણ સુધીની શાળાઓ પ્રાથમિક શાળાઓ, અને વૈદકશાળા, જ્યોતિષશાળા, કલાભવન અને તેના જેવી શાળાઓ ઔદ્યોગિક શાળાઓ છે. પ્રાથમિક શાળાનું કામ બાળકોને ઔદ્યોગિક કેળવણી લેવાને માટે તથા મનુષ્ય તરીકે પોતાનું જીવન ઉત્તમ રીતે ગાળવા શક્તિમાન થવા માટે યોગ્યતા આપવાનું છે; અને ઔદ્યોગિક શાળાનું કામ નિર્વાહને માટે કોઈ ખાસ ઉદ્યોગ કરવાની શક્તિ આપવાનું અને અમુક વિશેષ મનુષ્ય તરીકે ફરજો બજાવવાને શક્તિમાન કરવાનું છે. આપણે હવેથી 'કેળવણી' શબ્દને પ્રાથમિક કેળવણીના અર્થમાં વાપરીશું, અને તેના સંબંધમાં પ્રાથમિક કેળવણીને લગતું જ કાંઇક અંશે વિવેચન કરીશું.

૩. કેળવણીનાં આવશ્યક કારણો:—પણ કેળવણી સંબંધી વધારે સ્પષ્ટ વિચાર

---

* મહેતાજીઓ ઉપર દેશના હિતનો ઘણો આધાર છે, અને તેથી મહેતાજી વર્ગમાં આ પત્રનો બહોળો ફેલાવો કરવાનો ઇરાદો હોવાથી 'કેળવણી' ના વિષય ઉપર વારંવાર લખાણ પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેમજ મહેતાજીઓમાં લેખકોનો વર્ગ વધે એવા હેતુથી એમના લખાણોને ખાસ પ્રસિદ્ધ કરી ઉત્તેજન આપવામાં આવશે. તન્ત્રી.

કરી શકાય તેટલા માટે તેનાં આવશ્યક કારણો સ્પષ્ટ કરવાની જરૂર છે. જે વગર કેળવણીની ક્રિયા હોઈ જ શકે નહીં, તેને કેળવણીના કારણો ગણવાં જોઇએ. કોઈ પણ હેતુ વગર કેળવણી આપી શકાતી નથી, જેને કેળવવાનાં છે તે-બાળકો-હોવા વગર કેળવણી આપી શકાય નહીં; અમુક યોજના મુકરર થયા સિવાય કેળવણી આપી શકાતી નથી, અને છેવટે એ યોજના પ્રમાણે ક્રિયા થયા સિવાય કેળવણી અપાતી નથી. આ ઉપરથી કેળવણીનાં આવશ્યક કારણો સ્પષ્ટ થઈ શકશે. જે હેતુથી જે વસ્તુ ઉપર જે યોજના પ્રમાણે અને જે શક્તિ વાપરીને કેળવણી આપવામાં આવે છે તે ચારેય કેળવણીનાં આવશ્યક કારણો છે. આ ચાર કરતાં બીજું એકેય વધારે નથી; અને ઓછું પણ નથી. આ કારણોને એરિસ્ટોટલનું કારણચતુષ્ટય કહે છે. કેળવણી એક મનુષ્યો થઈ શકે તેવી યોગ્યતા પ્રાપ્ત થવા માટે આપવામાં આવે છે, તે હેતુકારણ; કેળવણી બાળકોને આપવામાં આવે છે માટે બાળકો તે વસ્તુકારણ; અમુક યોજના અને પદ્ધતિ મુકરર થયા પછી કેળવણી અપાય છે તે રૂપકારણ; ને તે યોજના પ્રમાણે શિક્ષકો કામ કરે છે તે શક્તિકારણ. પ્રથમ બાળકોનું વસ્તુનું—જ્ઞાન આવશ્યક છે. પછી તેને કેટલે દરજ્જે પૂર્ણતા આપી શકાય તેનું-હેતુનું જ્ઞાન આવશ્યક છે. પછી હેતુ પૂર્ણ કરવા માટે બાળકોને લાગુ પડે તેવી યોજનાનું જ્ઞાન આવશ્યક છે અને છેવટે એ યોજના પ્રમાણે ક્રિયા કરવાનું જ્ઞાન આવશ્યક છે.

આ પ્રમાણે ચાર કારણો સ્પષ્ટ થવાથી શિક્ષકે શું શું જાણવું જોઇએ, તેના ધંધાનો પ્રદેશ કેટલો વિસ્તીર્ણ છે, તેમાં ક્યાં ક્યાં લક્ષ રાખવાનું છે, વગેરે ઘણી બાબતો સંબંધી વિવેચન કરવાનું સુગમ થઇ શકશે.

**૪. કેળવણીનો હેતુ.** ઉપરનાં ચાર કારણો પૈકી હેતુકારણનો સૌથી પહેલો વિચાર કરવો જોઇએ. કારણ કે ક્રિયા કે જે છેવટે આવે છે તેનો આધાર યોજના ઉપર છે, અને અમુક હેતુ મુકરર થયા સિવાય પદ્ધતિ સંબંધી વિચાર કરવામાં કશું સાફલ્ય નથી.

કેળવણીનો હેતુ ઉત્કૃષ્ટ જીવનને માટે યોગ્યતા આપવાનો હોવાથી ઉત્કૃષ્ટ જીવનના મુખ્ય અંશો નક્કી કરવાની જરૂર છે. ઉત્કૃષ્ટ જીવનમાં ઉત્કૃષ્ટ કાર્યો થવાં જોઇએ; અને ઉત્કૃષ્ટ કાર્યો થવામાં ઉત્કૃષ્ટ વિચારશક્તિની આવશ્યકતા છે. ઉત્કૃષ્ટ કાર્યો કરવાની શક્તિ તે નીતિશક્તિ, અને ઉત્કૃષ્ટ ચિંતનની શક્તિ તે બુદ્ધિશક્તિ, તેમ મનશક્તિ અને નીતિશક્તિને પ્રવૃત્તિ કરવા સારૂ યોગ્યતા આપનાર અનુકૂળ શારીરશક્તિ—એ ત્રણ કેળવણીના હેતુનાં ઉત્કૃષ્ટ જીવનનાં મુખ્ય અંગ છે. માટે કેળવણીમાં નીતિશક્તિ, બુદ્ધિશક્તિ અને શારીરશક્તિના પ્રસ્ફોટનનો સમાવેશ થાય છે. અને એ ત્રણને અનુસરીને નીતિની કેળવણી, બુદ્ધિની કેળવણી અને શરીરની કેળવણી, એ ત્રણ કેળવણીનાં મુખ્ય અંગ છે. એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે એ ત્રણે પ્રકારની કેળવણીનો હેતુ પરસ્પર ભિન્નતા ઉત્પન્ન કરવાનો નથી, પણ એ ત્રણેની મદદથી—ત્રણેના યોગ્ય પ્રમાણમાં થયેલા પ્રસ્ફોટનથી-એક ઉત્કૃષ્ટ જીવનને માટે યોગ્યતા પ્રાપ્ત થવી જોઇએ.

હેતુ સંબંધી વિચાર કરવામાં એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે તેમાં હમેશાં કાર્ય કરતાં કારણપર વધારે લક્ષ આપવું જોઇએ. જીંદગીની યોગ્યતા માટેનાં જ્ઞાન, ધન, માન આદિ જૂદાં જૂદાં સાધનો તે કાર્ય છે; અને તે જ્ઞાનાદિ મેળવવાની અને તેનો સદુપયોગ

કરવાની શક્તિ અથવા માત મેળવવાની નીતિ એ કારણ છે. જો કે આપણે વ્યવહારમાં કાર્યોનેજ પ્રવૃત્ત થતાં દેખીયે છીએ, પણ તેટલા ઉપરથી કારણની અવગણના કરવાથી પંડિત બેકને*કહ્યું છે તેમ જઠર અને મગજના કરતાં હાથ અને બીજી ઈંદ્રિયોને અયોગ્ય મહત્ત્વ આપીએ છીએ; અને પરોક્ષ મદદનું વિસ્મરણ કરી તેની અવગણના કરીએ છીએ. શક્તિ હોય તો સાધનો મેળવી શકાય છે. સાધનોથી શક્તિ મળી શકતી નથી. પુસ્તકોથી પુસ્તકો વાંચવાની શક્તિ આવી શકતી નથી. પણ પુસ્તકો વાંચવાની શક્તિથી પુસ્તકો મેળવી શકાય છે. છતાં સાધનો નિરુપયોગી નથી પણ બેસુમાર સાધનો પૈકી બધાં મેળવવાની મહેનત કરવી તે કરતાં હરકોઈ સાધન પ્રાપ્ત કરવાની શક્તિ મેળવવી એજ બહેતર છે.

બીજું એ પણ હમેશાં લક્ષમાં રાખવાનું છે કે શિક્ષણક્રિયામાં જે કોઇ પ્રવૃત્તિ કરવી, જે કાંઈ યોજના કરવી, અને જે કાંઇ સાધનો વાપરવાં તે બધાં કેળવણીનો એ હેતુ અથવા તેનો કોઇપણ અંશ પૂર્ણ કરવાને માટે જ હોવાં જોઇએ. અને એટલું પણ ધ્યાનમાં રાખવું કે ગૌણ હેતુ કરતાં મુખ્ય હેતુ તરફ જેમ વધારે લક્ષ અપાય તેમ વધારે સારૂં. કોઇ પણ કામમાં અનિયમિત ઉદ્દેશરહિત પ્રયત્નો કરવાને બદલે નિશ્ચિત એક ઉદ્દેશને માટે પ્રયત્નો કરવા જોઇએ. એટલે કે નીચે મુજબ વિચાર કરવો જોઇએ—એથી વાસ્તવિક રીતે શું પરિણામ આવશે ? આમ કરવાનો હેતુ શો છે ? એથી કયો ગૌણ હેતુ સધાશે ? એથી સાધન પ્રાપ્ત થશે કે શક્તિ ?

૫ **શિક્ષણક્રિયાનું ગાંભીર્ય**—કેળવણીની વ્યાખ્યા પરથી સ્પષ્ટ સમજાય છે કે કેળવણીમાં નવું ઉત્પન્ન કરવાનું-એકનો નાશ કરી તેમાંથી બીજું ઉત્પન્ન કરવાનું-નથી, પણ અમુક છે તેને સંવર્દ્ધિત કરવાનું-પૂર્ણ કરવાનું-છે. એટલે એ શિલ્પના જેવી ઉત્પાદનાત્મક કલા નથી, પણ વૈદક અને કૃષિના જેવી સંવર્ધનાત્મક કલા છે. જેમ બધી સંવર્દ્ધનાત્મક ક્રિયાઓમાં વસ્તુમાં અમુક સ્વાભાવિક રીતે પ્રસ્ફોટન પામવાની યોગ્યતા હોય છે, તે પ્રમાણે કેળવણીમાં પણ બાળકોને કુદરત પણ (શિક્ષકો કે બીજા કોઇની મદદ ન હોય તોપણ) કેટલીક અસરો કરીને અમુક મુદતે અમુક યોગ્યતા આપી શકે છે. અર્થાત્ કુદરત પણ અમુક અંશે શિક્ષકનું કામ કરે છે. માટે શિક્ષકોએ કુદરત પોતાનું કામ બરાબર રીતે કરે તેને માટે પ્રતિરોધો દૂર કરવા જોઇએ; અને જે કુદરતથી પણ ન બની શકત તેવાં પરિણામો ઉત્પન્ન કરવાં જોઇએ. તેણે પ્રકૃતિની અવગણના કરવાની નથી, તેમ તેને યથેચ્છ પ્રવૃત્તિ કરવા દેવાનું પણ નથી, પણ તેનો યોગ્ય ઉપયોગ કરવાનું અને તેને ઇષ્ટ માર્ગેજ પ્રવૃત્ત થવા દેવાનું છે. સહજ વિચાર કરતાં જણાશે કે આ કામ કેટલું બધું ગહન છે ! અને તેટલાજ માટે કેન્ટે 'શિક્ષણનું કામ બરાબર રીતે કરવા સારૂ તો કોઈ દેવ જેવો માણસ જોઇએ' એમ કહેલું છે. શિક્ષકથી પ્રકૃતિના કરતાં ઉચ્ચતર કેળવણી આપી શકાય તોજ તે ઉપયોગી છે. નહીં તો નિરુપયોગી નહીં પણ નુકસાનકારક છે. કેમકે અયોગ્ય શિક્ષક ઘણી વખત કુદરતના પ્રતિરોધો દૂર કરવાને બદલે વધારે છે +

---

+શિક્ષકો નુકસાનકારક થઈ શકે છે એ માનવું કોઇને વિષમ લાગે પણ અવલોકન કરનારને સહજ જણાશે કે નાનું બાળક કેટલું ચપળ હોય છે, અને નિશાળે જવા માંડ્યા પછી ઘણી વખત તેની એ જન્મદત્ત ચપલતાનો નાશ થાય છે. એ ચપલતા નુકસાનકારક છે, અને તેનો નાશ થવો જ જોઇએ એમ તો કોઇથી કહી શકાય જ નહીં.

બેશક આમ કહેવાનો હેતુ એવો નથી કે કોઈ માણસ સારો શિક્ષક થઇ શકે નહી. હેતુ માત્ર એટલોજ છે કે શિક્ષકે ક્રિયાનું સ્વરૂપ અને હેતુ હમેશાં લક્ષમાં રાખીને કુદરતના મદદગાર થવા અને ઉત્તરોત્તર સારાં કામ કરવા આગ્રહ રાખવો જોઇએ. માઠા વૈદોથી થયેલી હાનિ વિષે વારંવાર બોલવામાં આવે છે, પરંતુ નઠારા શિક્ષકોથી થયેલી હાનિ તે કરતાં અનેક ઘણી વધારે છે. આ હકીકત શિક્ષણકલા અને વૈદકકલાની સરખામણી કરવાથી વધારે સ્પષ્ટ થશે.

૬. શિક્ષણકળાની વૈદિક કલા સાથે સરખામણીઃ-શરીરના રોગોને દૂર કરવાને તથા શરીરને પુષ્ટિ આપવાને માટે ઔષધ વગેરે દ્વારા ક્રિયા કરવાનું કામ વૈદક કલાનું છે. તેમજ મનના રોગો દૂર કરવાને તથા તેને પુષ્ટિ આપવાને માટે ક્રિયા કરવાનું કામ શિક્ષણ કલાનું છે. એ ઉપરથી ફલિત થાય છે કે શિક્ષકો એ માનસિક વૈદો છે. આપણે જાણીએ છીએ શિક્ષણ અને વૈદક બંને સંવર્દ્ધનાત્મક કલા છે, બંનેમાં પ્રથમ વસ્તુનું જ્ઞાન આવશ્યક છે, બંનેમાં પ્રકૃતિ તરફથી અમુક મદદ મળે છે, અને બંનેમાં કુદરતના દોષો સુધારીને તેનાથી કદાચ ન ઉત્પન્ન થાય તેવાં પરિણામ લાવવાનું છે. પરંતુ એ બંને કલાઓમાં જે ભિન્નતા છે તે સ્પષ્ટ કરવાની જરૂર છે (૧) પહેલો અને મુખ્ય ભેદ એ છે કે શરીરના સંબંધમાં લગભગ બધાં મનુષ્યો કાંઇક સમાન છે, પરંતુ મનના સંબંધમાં તેવું નથી. અને તેજ કારણથી વૈદક કલામાં અમુક યોજના લગભગ બધે લાગુ પડી શકે, પરંતુ શિક્ષણકલામાં તેમ થઈ શકતું નથી; અને એ વિદ્વાન કહે છે.તેમ આત્મસ્વરૂપ અને આત્મકર્તવ્યના વિચાર જેમ બદલાતા જાય છે તેમ શિક્ષણના સિદ્ધાંતો પણ બદલાતા જાય છે. (૨) બીજો તફાવત એ છે કે વૈદકનો વિષય આધિભૌતિક અને શિક્ષણનો વિષય આધ્યાત્મિક હોવાથી શિક્ષણકલા એ વૈદક કલાના કરતાં ઘણે દરજ્જે ઉચ્ચતર છે અને તેટલા જ માટે વૈદકકલામાં અમુક માણસ જેટલી પ્રવીણતા મેળવી શકે તે કરતાં શિક્ષણ કલામાં ઘણી ઓછી મેળવી શકે. કારણ કે વૈદકકલામાં ભૌતિક સાધનો મદદ કરી શકે છે. પરંતુ શિક્ષણકલામાં તો નૈસર્ગિક શક્તિ જોઇએ છીએ. અને આપણે જાણીએ છીએ કે ભૌતિક સાધનોની પેઠે નૈસર્ગિક શક્તિ વારસામાં મળી શક્તી નથી. (૩) ત્રીજો તફાવત એ છે કે વૈદકકલાની સફલતામાં વસ્તુની ઇચ્છાનું કાંઈ મહત્ત્વ નથી. પણ શિક્ષણકલામાં શિષ્યોની ઇચ્છાનું મહત્ત્વ વધારે છે. ખરૂં જોતાં શિક્ષણકલામાં સર્વથી વધારે મહત્ત્વનું કામ શિષ્યોની ઇચ્છાને ઉત્તેજિત કરવાનું (૪) ચોથો તફાવત એ છે કે વૈદકકલાનું પરિણામ દૃશ્ય અને તાત્કાલિક હોય છે, પણ શિક્ષણકલાનું પરિણામ અદૃશ્ય અને દીર્ઘકાલે સમજી શકાય તેવું હોય છે. અને તેથી જ સામાન્ય મનુષ્યો શિક્ષણકલા કરતાં વૈદકકલાને વધારે મહત્ત્વ આપવાની ભૂલમાં પડે છે, એટલું જ નહીં પણ વખતે સુશિક્ષિત મનુષ્યો પણ તેથી મુક્ત રહી શકતા નથી. *

૭. **કેળવણીના મુખ્ય સિદ્ધાંતો**—સૌએ એટલું યાદ રાખવાની જરૂર છે કે કેળવણી આપવાની રીતના જ્ઞાન કરતાં જે મૂળતત્ત્વોને આધારે કેળવણી આપવામાં આવે છે,

---

* સર્વને વિદિત છે કે આ દેશકામાં વૈદોને માટે ઉચ્ચ પ્રકારનું જ્ઞાન મેળવવાની કૉલેજો છે, પરંતુ શિક્ષકોને માટે હજી હવે વ્યવસ્થા થવાની છે.

પદ્ધતિઓ નક્કી કરવામાં આવે છે, તે મૂળતત્વોનું જ્ઞાન વધારે મહત્વનું છે. મૂળતત્વો થોડાં અને સર્વદેશી હોય છે, અને પદ્ધતિઓ અનેક અને એકદેશી હોય છે. સિદ્ધાંતોના જ્ઞાનથી પદ્ધતિ વાપરવામાં ઘણું સામર્થ્ય આવી શકે છે. કારણ કે તેથી પદ્ધતિનું કારણ સમજાય છે. અને અમુક પદ્ધતિના દોષ વધારે સ્પષ્ટતાથી જોઈ શકાય છે એટલું જ નહીં પણ વખતે નવી પૃદ્ધતિઓ પણ યોજી શકાય છે.

હવે પ્રશ્ન એ છે કે એ સિદ્ધાંતો કયા કયા છે અને તે શી રીતે શોધાયા છે. પાછળ એક પ્રસંગે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે કુદરતની કામ કરવાની રીત ઉપરથી શિક્ષણના કામના સિદ્ધાંતો નિકળી શકે છે. પેસ્ટેલોટસી નામે વિદ્વાને આપણને સમજાવ્યું છે કે "શિક્ષણનાં સિદ્ધાંતો ગમે ત્યાંથી શોધવાને બદલે જનસ્વભાવમાંથી શોધવા જોઇએ.

ત્યારે આપણે કુદરત કેવી રીતે કામ કરે છે તે તપાસીએ. વિદ્વાન ડાર્વિન કહે છે કે "કુદરત બધી શક્તિઓને કસરતથી કેળવે છે; અને ઉપયોગથી સંવર્દ્ધિત કરે છે." અને જો તે ખરૂં છે તો આપણે પણ તેજ પ્રમાણે કેળવણી આપવી એટલે જો આપણે બાળકોને સત્યવાદી કરવાં હોય તો તેમને સત્ય બોલાવી બોલાવીને કરવાં, અને ઉત્તરોત્તર વધારે નીતિ પળાવીને પૂર્ણ કરવાં. જો આપણે બાળકોને વિચારવંત કરવો હોય તો વિચાર કરાવી કરાવીને કરવો, અને ઉત્તરોત્તર સારા અને ખરા વિચાર કરાવીને પૂર્ણ કરવાં. જો આપણે બાળકોને અશક્ત કરવાં હોય તો કામ કરાવી કરાવીને તેમને શક્તિ આપવી. ખરેખર કેળવણીનો આ સિદ્ધાંત બીજા સર્વ સિદ્ધાંતોનો પિતા છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

પણ ગમે તેવી કસરત અને ગમે તેવી રીતના ઉપયોગથી કેળવણી આપી શકાશે? કદી નહીં. અને તેટલા માટે ઉપરના નિયમના સંબંધમાં એમ કહી શકાય કે "જે અવયવ જેવી રીતે કામ કરે છે તે અવશ્ય તેવી રીતે કેળવાય છે; અને જે પ્રમાણમાં ઉપયોગમાં આવે તે પ્રમાણમાં સંવર્દ્ધન પામે છે." વિચારશક્તિ કેળવવાને ગમે તેવા વિચાર કરાવવા એટલુંજ બસ નથી. પણ તે એવી ઉત્કૃષ્ટ અને પૂર્ણ રીતે કરાવવા કે વિચારમાં ઉત્કૃષ્ટતા અને પૂર્ણતા આવે. અવલોકનશક્તિ પ્રસ્ફુટિત કરવી હોય અથવા સામ્યગ્રહણશક્તિ કેળવવી હોય તો યોગ્ય પદ્ધતિથી તે તે શક્તિ ખીલે તેવાં કામો સારામાં સારી રીતે કરાવી કરાવીને અને તે નિરંતર ચાલુ રાખીનેજ થઈ શકે. બીજાના વિચાર જાણવાના સંબંધમાં પણ તેના વિચાર જાણે એટલુંજ, બસ નથી, પરંતુ તે એવી રીતે જાણે ત્યારે સંતોષ માનવો કે જેથી બીજે પ્રસંગે પણ તે કામ સારી રીતે કરી શકે

હવે આપણે શું બધી કેળવણી એકજ વખતે આપવી? તેને માટે પેસ્ટેલોટસીએ કહેલું છે કે "કુદરત યોગ્ય વખતની રાહ જોઈ શકે છે." બધી શક્તિઓ એકી વખતે કેળવવા યોગ્ય હોતી નથીઃ અમુકશક્તિ અમુક કાળે પ્રસ્ફુટિત થાય એમ હોય છે. તેટલા માટે અમુક સમયે બાળકોમાં કયી કયી અને કેટલી કેટલી શક્તિઓ છે, તેનું અવલોકન કરવું. "**અવલોકન કરો, અનુસરો અને દોરો**" એ શિક્ષણનો પ્રૌઢ નિયમ શિક્ષકોએ

હમેશાં યાદ રાખવાની જરૂર છે. અવલોકન એટલા માટે કે તેથી પ્રસ્ફોટનકાલ જાણી શકાય. અનુસરણ એટલા માટે કે તેથી બાળકોની શક્તિઓની પ્રસ્ફોટનયોગ્યતા જાણી શકાય. અને એ તો સિદ્ધ છે કે બાળકોને નવે અને ખરે રસ્તે દોર્યા સિવાય અવલોકન અને અનુસરણમાં સાફલ્ય નથી.

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે કેળવણીમાં ક્રિયાનું મહત્ત્વ વધારે છે, અને તેમાં બાળકોને જૂદી જૂદી ક્રિયાઓ કરાવીને તેમને અમુક ગુણ અને શક્તિ આપવાની છે. એ ક્રિયા બાળકોની સ્વતંત્ર ઇચ્છાથી થાય તોજ સફલ છે. અને તેટલા માટે હરેક કામમાં બાળકોનું પૂર્ણ ધ્યાન ખેંચાવું જોઇએ. અને તેમ થવા માટે "આત્મશિક્ષણ એજ ખરું શિક્ષણ છે" એ સૂત્ર સ્મરણમાં રાખવું જોઇએ. શિક્ષકો પોતે જે પ્રયાસ કરે તે પરથી તેના શિક્ષણની કિંમત નહીં કરતાં તે બાળકો ઉપર જે અસર કરે તે ઉપરથી કરવામાં આવે તે યોગ્ય છે. શિક્ષકે બાળકની જન્મદત્ત ચપળતા કાયમ રાખવી જોઇએ, અને તેનો ઉપયોગ કરીને તેમાં વધારો કરવો જોઇએ. નીતિની કેળવણીમાં પણ તેની ઇચ્છા અને પ્રયત્નથી જ નીતિવાન બને તેમ થવું જોઇએ.

એ "આત્મશિક્ષણ યોગ્ય રીતે થવા સારૂ" "ઘણું, ઘણો નહી." એ નાના પ્લિનીનું મહાવાક્ય સમજીને સ્મરણમાં રાખવા યોગ્ય છે. એક કામ પૂર્ણ રીતે કરવાથી બીજાં ઘણાં કામ કરવાની શક્તિ આવે છે પણ ઘણાં કામ અપૂર્ણ રીતે કરવાથી એક પણ સારું થતું નથી. પ્રાપ્તિ થાય પણ પ્રસ્ફોટન નહી, ઉપલબ્ધિ વધે પણ ઉપલભ્યતા નહીં.

છેવટે "જ્ઞાન કરતાં શક્તિનું અને ગુણ કરતાં વૃત્તિનું મહત્ત્વ વધારે છે" એ સિદ્ધાંતનું સ્મરણ આપીને વિષય સમાપ્ત કરતાં એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે આટલા સિદ્ધાંતો અને કદાચ તેનો ઉપયોગ કરતાં આવડવાથી કેળવણીનું બધું કામ યોગ્ય રીતે થઈ શકે એ શંકાસ્પદ છે. કારણ કે જડ કરતાં ચેતનમાં વૈવિધ્ય અતિશય છે. અને કદાચ બુદ્ધિના સંબંધમાં કાંઇક ચલાવી શકાય, પરંતુ નીતિની પરમ ગહન કેળવણીમાં તો બહુ જ થોડું બની શકે. બેશક સઘળું શ્રમસાધ્ય હોવાથી યોગ્ય આગ્રહ રાખવામાં આવે તો ન બની શકે એમ નથી. જેમની ખરી દેશપ્રીતિ હોય તેઓ જરૂર આ આવશ્યક વિષયમાં પોતાનું ધ્યાન લગાડ્યા સિવાય રહેશે નહીં જ કેમકે કેળવણી સઘળા સુધારાનું મૂળ છે.

શિવાભાઈ જેઠાભાઇ પટેલ.

# હિન્દના દારિદ્ર્યનાં કારણ સંબંધી ચર્ચા.

## (મિ. થૉર્બર્નના ભાષણનું અવલોકન.)

પ્રથમ કરતાં હવે હિન્દુસ્તાનના રાજકીય અને આર્થિક પ્રશ્નો ઈંગ્લંડની પ્રજાનું વિશેષ ધ્યાન રોકે છે એ થોડું સન્તોષકારક નથી. હજી પણ હિન્દુસ્તાનના પ્રશ્નોની ચર્ચા વખતે પાર્લમેન્ટમાં હાજર રહેનાર સભાસદોની સંખ્યા જૂજ જ હોય છે—તથાપિ મિ. રમેશચન્દ્ર દત્ત, મિ. દાદાભાઈ નવરોજજી વગેરે આપણા દેશસેવકોના ભગીરથશ્રમને પરિણામે ઈંગ્લંડની સભાઓમાં અને વર્તમાનપત્રોમાં હિન્દુસ્તાનના પ્રશ્નો ઉપર અંગ્રેજ અધિકારીઓએ પોતાના અભિપ્રાયો વધારે છૂટથી દર્શાવવા માંડ્યા છે. એ અધિકારીઓ, આપણે આપણા પ્રશ્નો જે રીતે અને જે દૃષ્ટિબિન્દુએથી વિચારી શકીએ છીએ તે રીતે અને તે જ દૃષ્ટિબિન્દુથી, વિચારે એ અસંભવિત છે—તથાપિ અનેક રીતે અને અનેક દૃષ્ટિબિન્દુથી આ પ્રશ્નો ચર્ચાય એ સત્યને બહાર લાવવામાં થોડું સાહાય્યકારક નથી.

હમણાં ઈંગ્લંડની ફેબિયન સોસાઇટિ મારફત 'Problems of Indian Poverty' યાને 'હિન્દુસ્તાનના દારિદ્ર્ય સંબન્ધી પ્રશ્નો' એ નામનું પંજાબના માજી ફિનૅન્સ્યલ કમિશનર મિ. થૉર્બર્નના ભાષણનું એક ચોપાનિયું પ્રસિદ્ધ થયું છે. એમાં જણાવેલા વિચારો અવલોકવા જેવા છે.

મિ. થૉર્બર્ન પૂર્વપક્ષ રૂપે બ્રિટિશ રાજ્યપદ્ધતિ ઉપરના મિ. દાદાભાઈ અને મિ. દત્તના આક્ષેપોનો નીચે પ્રમાણે સાર આપે છેઃ—

અંગ્રેજો જણાવે છે કે અમે હિન્દુસ્તાન ઉપર હિન્દુસ્તાનના હિત અર્થે જ રાજ્ય કરીએ છીએ, પણ વસ્તુતઃ તેઓ એમાંથી પોતાનો સ્વાર્થજ સાધે છે. આ વાતના પુરાવામાં તેઓ ચાર વાત મુકે છેઃ—

(૧) હિન્દુસ્તાનની આયાત કરતાં નિકાસ ત્રણ કરોડ પાઉન્ડ જેટલો વધારે છે—જે ખોટને તેઓ 'ખંડણી' (Tribute) યા 'અપવાહ' (Drain) નામ આપવું યોગ્ય ધારે છે. આટલો નિકાસ હિન્દુસ્તાનને વધારે કરવો પડે છે એનું કારણ એ કે વિલાયત કેટલોક પૈસો એવો મોકલવો પડે છે કે જેમાંથી એક પાઈ પણ પાછી આવવાની નહિ; અને પૈસો કાંઈ પૈસાના આકારમાં વહાણ ભરીને મોકલાય નહિ તેથી તે નિકાસી માલને આકારે મોકલવો પડે છે. આ પૈસો અનેક નિમિત્તે મોકલવામાં આવે છે—જેમકે, પેનશન—ખાનગી હુંડીઓ—ઇન્ડિયા ઑફિસ વગેરેનું એસ્ટેબ્લિશમેન્ટ—હિન્દુસ્તાન બહારની લડાઇઓ અને લશ્કરી રેલ્વે વગેરે નિષ્પ્રયોજન અને નિષ્ફળ ખર્ચ માટે દેવું કરેલું તેનું વ્યાજ ઇત્યાદિ ઇત્યાદિ.

(૨). હિન્દુસ્તાન કેવળ ખેતી ઉપર જીવે છે અને તેથી વારંવાર દુકાળનાં સંકટો ભોગવે છે. માટે હિન્દુસ્તાનમાં હુન્નર ખીલવવાની જરૂર છે. પરન્તુ અંગ્રેજ સરકારની આર્થિકનીતિ એવી છે કે જેને પરિણામે હિન્દુસ્તાનના સર્વ જૂના ઉદ્યોગો પણ નાશ પામી ગયા છે.

ઈંગ્લંડના સ્વાર્થ માટે હિન્દુસ્તાનના રેશમના ધન્ધાને અંગ્રેજ લોકોએ પાયમાલ કરી નાંખ્યો, અને હાલ પણ ઈંગ્લંડથી આવતા સુતરાઉ કાપડ ઉપર જે જૂજ જકાત મૂકી છે એ કાઢી નાંખવાનો પ્રયત્ન ચાલે છે, કે જેથી સંચાવડે કાપડ વણવાનો ધન્ધો પણ હિન્દુસ્તાનમાં ફાવી શકે નહિ.

(૩). ઉપર (૧) માં જણાવ્યા પ્રમાણે જે કરોડો રૂપીઆ હિન્દુસ્તાનમાંથી ઈંગ્લંડ ઘસડાય. છે એ કયાંથી આવે છે? ગરીબ ખેડૂતો પાસેથી. અને તેથી જમીન ઉપરનો કર ઘણો ભારે છે.

(૪). ૧૮૫૮ ના મહારાણીશ્રીના ઢંઢેરાનું વચન તોડીને દેશીઓ અને અંગ્રેજો વચ્ચે ભેદ ગણવામાં આવે છે. ભારે ભારે બધી નોકરીઓ અંગ્રેજો માટે જ છે.

આ આક્ષેપોની પરીક્ષામાં મિ. યોર્મન,એક મુખ્ય વાત જણાવે છે કે અંગ્રેજો હિન્દુસ્તાન ઉપર રાજ્ય કરે છે એ પરોપકાર કરે છે એમ જે અંગ્રેજો તરફથી કેટલીકવાર કહેવામાં આવે છે એ ખોટું છે, અને તેથી મિ. દાદાભાઈ અને મિ. દત્તનો મૂળ આક્ષેપ અંગ્રેજો સ્વાર્થ ખાતર રાજ્ય કરે છે એ ઘણે ભાગે ખરો છે.

અંગ્રેજો સ્વાર્થ ખાતર અત્રે રાજ્ય કરે છે એ વાતનો જરા પણ ઇન્કાર ન કરતાં મિ. યોર્મન—જાણે એક કોંગ્રેસનો પક્ષકારજ બોલતો ન હોય, એમ નિઃસંકોચ રીતે જણાવે છે કે—

"Looking back over our whole connection with India, it shows, I think, progression on our part from narrow to what I may call enlightened selfishness. For long years some of our best selves, under the name of the East India Company, ruled a large part of India on commercial principles, the chief aim being dividends. As the Company's dominion expanded, we realized that being a handful of foreign sojourners, we could not govern a continent except with the goodwill of its inhabitants. With a view to secure that goodwill, we gave India what was most likely to content her people—impartial justice internally between man and man; but externally we subordinated India's interest as a whole to our own. In furtherance of these principles, we strangled *those of our dependency's industries which clashed with England's—India's* silk, calico, and muslin trades, for instance—and we rigorously excluded outsiders from sharing in the profits of our Indian estate. After the Mutiny, when the nation collectively became directly responsible for the good government of India, we opened the country to all comers, and gave Indians as full a measure of justice as was compatible with the superior claims of our own people. *With these objects in view,* we completed *the destruction of the handloom* cotton-weaving manufactures of India, and insisted on the abolition of the duty on imported cotton goods, and not until the Indian Treasury was empty and the whole Press of India, English and Vernacular, united for once

in history, condemned with one voice the selfishness of our proceedings; did we in 1896, sanction the re-imposition for revenue purposes of very light cotton duties. "It was the coercion of shame and fear, and not the pricks of conscience, which induced Parliament to accept what all India was demanding—shame at the *exposé* of our selfishness, fear that persistence in refusal would alienate from us not only Indians but Anglo-Indians as well.

Again, in the domain of foreign policy, India for many years was treated by both Conservatives and Liberals as a football to be kicked about in the great game of vote-catching. As India, not England, has always to pay the bill, consequences mattered little to either side, provided that the play was pushed to a win."

"આપણામાંના સારા સારા માણસો—ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ-હિન્દુસ્તાનમાં કેટલોક વખત વ્યાપારી દૃષ્ટિએ રાજ્ય કર્યું. જેમ જેમ એ રાજ્ય વધતું ગયું તેમ તેમ આપણને જણાયું કે મૂઠીભર પરદેશીઓ એક વિશાળ ખંડ ઉપર લોકનો ભાવ સંપાદન કર્યા વિના રાજ્ય કરી શકે એ અસંભવિત છે. આથી આપણે ત્યાંના લોકોને તેઓમાં માંહોમાંહ ન્યાય આપ્યો-પણ જ્યાં આપણો અને એમની વચ્ચે સ્વાર્થનો સવાલ ઉભો થતો ત્યાં આપણે આપણા સ્વાર્થને મુખ્ય કર્યો છે. આ પદ્ધતિએ ચાલીને, આપણે હિન્સ્તાનના છીંટ મલમલ અને રેશમી કાપડના ધન્ધાઓનો વિનાશ કર્યો, અને બીજી પરદેશી પ્રજાને આપણા નફામાં ભાગ પણ પાડવા ન દીધો. ૧૮૫૮ ના બળવા પછી હિન્દુસ્તાન આખી અંગ્રેજ પ્રજાને તાબે આવ્યું ત્યારથી બીજી પ્રજાઓને એ લાભ લેવાની છૂટ આપી, અને આપણા સ્વાર્થનું પ્રધાનપણું સાચવતાં દેશીઓને માહોમાંહ જેટલો ન્યાય આપી શકાય તેટલો આપ્યો. આ હેતુથી, સુતરાઉ કાપડના વણાટનું પણ આપણે સત્યાનાશ વાળ્યું; અને હિન્દુસ્તાનમાં આવતા પરદેશી કાપડ ઉપરથી જકાત કાઢી નાંખવાનો આગ્રહ કર્યો—આખરે જ્યારે હિન્દુસ્તાનની તીજોરી ખાલી પડી અને અંગ્રેજી અને દેશી સર્વ વર્તમાનપત્રોએ આપણી આ સ્વાર્થી નીતિ સ્હામે પોકાર ઉઠાવ્યો ત્યારે આપણે એ જકાત મૂકવા દીધી*........"

આટલું કહેવાની સાથે મિ. થોર્બર્ન ઉમેરે છે કે અંગ્રેજોને સ્વાર્થનો ઇન્કાર કરવાની ટેવ છે, બાકી ખરૂં જોતાં તો હરેક પરદેશી રાજ્યકર્તા પ્રજા સ્વાર્થ ખાતર રાજ્ય કરે એ જ સ્વાભાવિક છેઃ ફ્રાન્સ, હૉલંડ, બેલ્જિયમ, રશિયા વગેરે પ્રજાઓ માડાગાસ્કર, જાવા, કૉંગો, સેન્ટ્રલ એશિયા વગેરે પોતાના તાબાના દેશ ઉપર આ કરતાં 'વધારે સ્વાર્થી રીતે અને જ્ઞાનના થોડા પ્રકાશ પૂર્વક' ('more selfishness and less light in her administration') રાજ્ય કરે છે એ યાદ રાખવાનું છે. મિ. થોર્બર્નનું આ કહેવું અમે સારી રીતે માનીએ છીએ, અને તેથી જ રશિયા વગેરે સર્વ પરદેશી રાજ્ય કરતાં અંગ્રેજોનું રાજ્ય અમે વધારે પસન્દ કરીએ છીએ. પણ અંગ્રેજોમાં જ્યાં સુધી પરાર્થની ભાવના

---

* આ જકાત કાઢી નંખાવવા માટે ઇંગ્લંડના વ્યાપારીઓ તરફથી આજકાલ ત્યાં ભારે હિલચાલ થઇ રહી છે.

છે—ભલે પરાર્થનો આચાર ન હોય, પણ ભાવના હોય તો પણ ઘણું છે—ત્યાં સુધી અમને બ્રિટિશ પ્રજાને હાથે ન્યાય મળવાની આશા છે. પણ જ્યાં મિ. થોર્બર્ન જેવા પ્રતિષ્ઠિત અંગ્રેજો સ્પષ્ટ રીતે સ્વાર્થની ભાવના કબૂલ કરવામાં સંકોચ ખાતા નથી ત્યાં જ અમારી નિરાશાનો આરંભ થાય છે. પણ એકંદર, અમને ખાતરી છે કે મિ. દાદાભાઈ અને દત્ત જેવાના નિરુત્તર આંકડા અને દલીલો અંગ્રેજોને કેટલીક વાર આ પ્રમાણે જવાબ આપવાની ફરજ પાડે છે, પણ આગળ જતાં એ આંકડા અને દલીલોનો સ્વીકાર થઈ, એનો આવો નિર્લજ્જ ઉત્તર ન મળતાં અંગ્રેજોની રાજ્યનીતિ આ દેશ તરફ વધારે ન્યાયી અને એના ઉત્કર્ષને વધારે અનુકૂળ થશે.

આ પ્રમાણે મિ. દાદાભાઈ અને મિ. દત્તના સામાન્ય આક્ષેપનો ઉત્તર દઈ, મિ. થોર્બર્ન ઉપર જણાવેલા ચાર આક્ષેપોની ક્રમશઃ પરીક્ષા કરે છે.

(૧) હિન્દુસ્તાને દરેક વર્ષે પેનશન વગેરેના કરોડો રૂપીઆ ઈંગ્લંડ મોકલવા પડે છે એ સંબન્ધમાં મિ. થોર્બર્ન જણાવે છે અંગ્રેજી રાજ્યના છત્ર નીચે હિન્દુસ્તાન જે શાન્તિ અને સુખ ભોગવે છે તેની કિંમત રૂપે આ રૂપીઆ ગણવાના છે: પરોપકાર અર્થે અંગ્રેજો હિન્દુસ્તાનમાં રાજ્ય કરે છે એમ કહેવું અને માનવું એ જ ભૂલ ભરેલું છે.

"A part only of these charges can fairly be called a drain. This drain, or "tribute"—which is called by its apologists the cost of "insurance"—must be accepted as part of the price paid by India for the *pax Britannica* secured to her by her dependence upon England. It is inevitable, unavoidable, and must *I fear*, be endured. Regarding the first group of items, *it is unreasonable to* expect that Englishmen, whether officials or merchants, will exile themselves in a bad climate for the best years of their lives except for their own good. If so, it is nonsense to assert, though the proposition has, I believe, been seriously advanced by responsible statesmen, that the rule India for her good alone. We did not conquer India from philanthropic but from selfish motives We hold India now for her good certainly, but for our own as well."

અંગ્રેજો "બુદ્ધિમતી સ્વાર્થદૃષ્ટિ" ('Enlightened selfishness') ના ઉદાહરણ તરીકે મિ. થૉર્બર્ન 'અફીણ કમિશન' અને એનું બધું ખર્ચ હિન્દુસ્તાન ઉપર નાંખવાનો યત્ન, પરદેશી ખાંડ ઉપરની જકાત નાંખવા સામે લૉર્ડ એલ્ગિનના વખતમાં ઈંગ્લંડથી લેવામાં આવેલો વાંધો, તથા હિન્દુસ્તાનમાં રવિવારે મિલો બન્ધ રખાવવા માટે હિન્દુસ્તાનના સેક્રેટરિ ઑફ સ્ટેટ પાસે હિન્દી સરકાર ઉપર કરાવેલું લખાણ ગણાવે છે.

(૨) બીજો પ્રશ્ન ઈંગ્લંડની આ દેશ તરફની વેપાર સંબન્ધી નીતિનો છે. આ સંબન્ધમાં મિ. થોર્બર્ન મિ. દત્ત વગેરેના મતને સંપૂર્ણ રીતે મળે છે. અને ઈંગ્લંડથી આવતા સુતરાઉ કાપડ ઉપર હાલ છે તે કરતાં પણ વધારે જકાત હોવી જોઈએ એમ પોતાનો અભિપ્રાય બતાવે છે.

(૩) જમીનની મહેસૂલ ભારે છે એ આક્ષેપના જવાબમાં મિ. થૉર્બર્નનું એમ કહેવું છે કે જમીનની મહેસૂલ હલકી કરવાથી યા 'યાવચ્ચન્દ્રદિવાકરૌ' કાયમ કરી નાંખવાથી રાજાને તેમ જ પ્રજાને ઉભયને નુકશાન છે. લૉર્ડ કૉર્નવૉલિસે બંગાળામાં દાખલ કરેલી કાયમ જમાબન્દીને એ 'an English landlord—Governor-General's ignorance and folly'—'એક અંગ્રેજ જમીનદાર ગવર્નર જનરલનું અજ્ઞાન અને મૂર્ખતા' કહે છે, અને એથી હિન્દુસ્તાન-સરકારને વર્ષે દહાડે પચાસ લાખ પાઉંડનું ભારે નુકશાન થતું જણાવે છે. મિ. થૉર્બર્નનું એવું માનવું છે કે આ દેશમાં જમીનની જે મહેસૂલ લેવામાં આવે છે એ પ્રજાની જમીન ઉપર રાજાનો કર નથી, પણ રાજની જમીનનું પ્રજા પાસેથી લેવાતું આવતું ભાડું છે. આ છેવટનો મત કેવો ભૂલભરેલો છે એ સિદ્ધ કરવા માટે આપણાં પ્રાચીન શાસ્ત્રોનો અને જૂના વહીવટનો પૂરાવો 'બૉમ્બે લૅન્ડ રેવેન્યુ ઍક્ટ ઍમેન્ડમેન્ટ બિલ'નો કાયદો પસાર થતો હતો તે વખતે પ્રજાના પક્ષકારો તરફથી રજુ કરવામાં આવ્યો હતો 'કાયમ જમાબન્દી'ના ફાયદા તેમ જ ગેરફાયદા છેઃ ફાયદો એ કે રાજા અને ગરીબ ખેડૂત પ્રજા વચ્ચે એક પ્રબળ ધનાઢ્ય જમીનદારનો વર્ગ ઉભો થાય છે, જે એના ધનથી જમીન સુધારી દેશની સંપત્તિમાં વધારો કરે છે એટલું જ નહિ પણ જે વધારાના ધનમાંથી સાહિત્ય વગેરેને આશ્રય આપીને તેમ જ હુન્નર-ઉદ્યોગનાં કારખાનાં કાઢીને દેશની અનેક રીતે ઉન્નતિ કરે છે–તેમ જ રાજકીય પ્રશ્નોની બાબતમાં પણ, સરકાર તરફથી ગેરવાજબી પગલું ભરવામાં આવતું હોય તો તે મ્હામે યોગ્ય પોકાર કરી ટક્કર લેવાનું સામર્થ્ય ધરાવે છે. એક ભય છે તે એ કે જમીનદાર વર્ગ ખેડુતોને કંગાળ સ્થિતિમાં રાખે, અને એમના ઉપર જુલમ કરે પરન્તુ આનો ઉપાય બંગાળામાં 'ટેનન્સિ ઍક્ટ' થી લેવામાં આવ્યો છેઃ અર્થાત્, જમીનદાર ખેડૂતો પાસેથી અમુક હદ કરતાં વધારે મહેસૂલ લઈ શકે નહિ, અને જ્યારે જ્યારે એ મહેસૂલ વધારે ત્યારે એ વધારવાનાં વાજબી કારણ છે એમ એણે કોર્ટમાં સિદ્ધ કરી આપવું જોઇએ એમ એ કાયદાથી ઠર્યું છે. કાયમ જમાબન્દીનું એક નુકશાન છે તે એ કે જમીનનો નફો આખા દેશની તીજોરીમાં ન જતાં અમુક વર્ગના ખીસામાં પડે છે.* ઇંગ્લંડમાં લૉર્ડ લોકો કાયમ જમાબન્દી ભોગવે છે એ સ્હામે 'natio-

* 'કાયમ જમાબન્દી' થી સમસ્ત પ્રજાના નુકશાને જમીનદાર વર્ગ ન્યાહાલ થઈ ગયો છે એમ માનનારાઓને હાલમાં બંગાળાના પ્રસિદ્ધ જમીનદાર રાજા પ્યારીમોહન મુકરજીએ બ્રિટિશ ઇન્ડિયન અસોસિએશનની સભામાં જવાબ દીધો છે. એમનું એમ કહેવું છે જમીનદારોની મ્હોટી સંખ્યા ગરીબ છે, એમની જમીન ઉપર પુષ્કળ દેવું હોય છે, અને એમની સરેરાશ ઉપજ વર્ષે દહાડે ૭૦ રૂપીઆથી વધારે હોતી નથી. એમનાં દુઃખો એ જ જાણે: રૂ. ૨) વસુલ કરવા જતાં એમને રૂ. ૬–૮ ખર્ચ થઈ જાય છે. સરકાર એમ માને છે કે જમીનદારોના લાભાનો ખેડૂત વર્ગ એમના કરથી ચગદાઈ જઈ ગરીબ થઈ ગયો છે. જમીનદારો વર્ષે દહાડે ૧૬॥ કરોડ ખીસામાં નાંખે છે અને સરકારને તો માત્ર ૩ કરોડ ૯૮॥ લાખ જ ભરે છે. એ ઉપરથી સરકાર એમની અદેખાઇ કરે છે! પણ જમીનદારોના હક સરકાર વેચાણ લઇ લે તો ખરી હકીકત શી છે એ એમના સમજવામાં આવે.

રાજા પ્યારીમોહન કહે છે એમ જ ખરી હકીકત હોય તો આ કાયમ જમાબન્દીથી

nalization of Land'–દેશની જમીન ઉપર આખી પ્રજાનું સ્વામિત્વ સ્થાપવું એ મતના હિમાયતીઓનું આ જ કહેવું છે. પણ આબે બાજુઓમાંથી કયી બાજુ ખરી છે એ પ્રશ્નનો ચુકાદો કેવળ આર્થિક દૃષ્ટિથી જ નહિ પણ રાજકીય વગેરે અનેક દૃષ્ટિથી કરવાનો છે, પણ હાલ હિન્દુસ્તાનના વર્તમાન પ્રશ્નોમાં આ પ્રશ્ન ગૌણ થઈ ગયો છે–કારણ કે મિ. દત્ત પણ હવે 'કાયમ જમાબન્દી' નો આગ્રહ છોડી દઈ, જમાબન્દી સહન થઈ શકે એવી હલકી હોવી જોઇએ અને કાંઇક સ્થિર હોવી જોઇએ–એકાએક, ગમે તે કાલ્પનિક કારણો બતાવી એમાં વધારો કરવો ન જોઇએ એટલો જ આગ્રહ રાખ્યો છે. પરન્તુ મિ. યૉર્કને તો ભારે જમાબન્દી વધારે પસન્દ કરે છે!–એ આપણે આગળ જોઇશું.

(૪) રાજ્યમાં મ્હોટી મ્હોટી નોકરીઓ અંગ્રેજોને જ આપવામાં આવે છે એ ફરિયાદ વિષે લખતાં મિ. યૉર્કને દેશીઓ સ્હામેની સુપ્રસિદ્ધ દલીલોનું પુનરાવર્તન કરી જાય છે; દેશીઓ ન્યાયખાતાને લાયક છે, પણ જેમાં શારીરિક અથડામણ પડે અને દ્દઢતાથી અને હિંમતથી કામ કરવાનું હોય એવી અમલદારીની જગ્યાને એઓ લાયક નથી; હિન્દુસ્તાનની કેળવણીની પદ્ધતિ ઉપરના ગુણોને ઉત્પન્ન કરે, ખીલાવે એવી નથી; ઇંગ્લંડની 'public school system'* પબ્લિક સ્કૂલ'ની પદ્ધતિએ જેઓએ કેળવણી લીધી છે એ જ અમલદારીને લાયક છે; દેશી અમલદારનું પોતાના પ્રાન્તમાં માન પડતું નથી અને એનાથી ન્યાયી રહેવાતું નથી, પારકા પ્રાન્તમાં એને પરદેશી ગણે છે; ખેડૂત વર્ગ દેશી અમલદાર કરતાં 'સાહેબ લોક' ને વધારે પસન્દ કરે છે!

---

લાભ કોને થયો છે એ નક્કી કરવા જેવું છે. સરકાર માને છે કે કાયમ જમાબન્દીથી એમની ઉપજને નુકશાન થયું છે, જમીનદાર દેવું થઇ ગયાની ફરિયાદ કરે છે—ત્યારે શું આનો બધો લાભ માત્ર ખેડૂતને જ મળે છે? બંગાળાનો ખેડૂત વર્ગ સુખી છે એમ મિ. દત્ત પણ કહે છે. અને ખેડૂત પાસેથી જમીનદારને જે મળે છે એનો આશરે અડધો ભાગ જમીનદાર પાસેથી સરકાર કાયમ જમાબન્દીરૂપે લે છે એમ કહેવાય છે, ત્યારે જમીનદારને દેવું થઇ જવાનું શું કારણ એ જમાબન્દીની પદ્ધતિમાંથી સમજાતું નથી. માત્ર એક જ ખુલાસો નજરે આવે છે—અને તે એ કે જમીનદારો એમના સાંસારિક રિવાજોમાં અથવા તો ઉપભોગ ભોગવવામાં બહુ ખર્ચાળ હોવા જોઇએ, અથવા તો—યા વિશેષમાં—કોર્ટની ન્યાયપદ્ધતિને લીધે એમને મુકરદમા લડવામાં બહુ ખર્ચ થઇ જતું હશે.

હાલમાં મિ. રૅાજર્સે 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' પત્રમાં કાયમ જમાબન્દી સ્હામે એક એ કારણ બતાવ્યું છે કે હજી હિન્દુસ્તાનના સર્વ ભાગોમાં રેલવે વગેરે સાધનો પૂરેપૂરાં ફેલાએલાં નથી અને તેથી ખેતીની ઉપજની કિંમત હજી સ્થિર થઇ નથી—એટલે હાલ તુરત "યાવચ્ચન્દ્રદિવાકરૌ" જમાબન્દી સ્થાપવામાં અન્યાય રહેલો છે.

* આને માટે ગુજરાતી શબ્દ આપવો બરાબર નહિ ગણાય, કારણ અંગ્રેજોનું કહેવું છે કે એને મળતું આ દેશમાં કાંઇજ નથી–એટલે શબ્દ ક્યાંથી હોય?

આ દલીલોમાં કાંઇક કાંઇક સત્ય હશે, અને બધા અંગ્રેજોની બધી જગાઓ એકદમ દેશીઓને આપી દો એમ કોઇનું કહેવું પણ નથી. પણ એટલું તો પૂછવું અમે વાજબી ધારીએ છીએ કે–દેશીઓને એ જગ્યાઓ ન આપવાથી દેશને થતું આર્થિક નુકશાન ન ગણવા જેવું છે ? હિન્દુસ્તાનના લોકોએ એમના ઇતિહાસમાં સારી અમલદારીનાં દૃષ્ટાન્તો બતાવ્યાં જ નથી? અમલદારીના ગુણો એમનામાં નથી એમ માનો, પણ એ લાવવાનો માર્ગ શો ? અમલદારીનો અનુભવ કરાવ્યા વિના એ ગુણો એમનામાં કદી પણ આવશે? થોડા ઘણા હશે એ પણ અસ્ત નહિ થઇ જાય ? ફરી ઇતિહાસમાં કદી પણ એ પાછા આવી શકશે ખરા? કોઇ પણ પ્રજાને આવા ગુણોથી તદ્દન રહિત કરી વીર્યહીન કરી મૂકવી એ થોડું ખોટું છે ? દેશી અમલદારોમાં જ અન્યાયનો ઇજારો તમે કયાં જોયો! સ્વદેશીઓમાં અન્યાયનો જે સંભવ છે એ કયી પ્રજામાં નથી! બે અંગ્રેજ વચ્ચે ત્રીજો અંગ્રેજ ન્યાય કરશે એ કરતાં ત્રીજો એક હિન્દુ વધારે સારો ન્યાય કરે એ સંભવિત નથી? પણ પરદેશથી ન્યાયાધીશો અને અમલદારો લાવીને ઇંગ્લંડનું રાજ્ય ચલાવવાની સૂચના હજી સુધી કોઇએ જ કરી નથી. ખેડૂત ઉપર એમનો ભાવ અને ખેડૂતનો એમના ઉપર ભાવ એ સંબન્ધ ખેડૂતોનો અને અંગ્રેજોનો જ હોય છે–દેશીઓનો હોતો નથી એ કહેવું પણ વિચિત્ર છે. ખેડૂતો દેશીઓ કરતાં અંગ્રેજ અમલદારોને વધારે પસન્દ કરતા હોય તો એ અમારા દેશનું હત ભાગ્ય છેઃ એનું મૂળ કારણ અમારા ખેડૂતોનું અજ્ઞાન છે, તેઓ બિચારાને આજ પર્યન્ત દેશી રાજ્યની અન્ધાધુંન્ધીમાં બળને અને હુકમને માન આપવાની અને પારકાની તાબેદારી ઉઠાવવાની ટેવ પડી છે, અને એને પરિણામે જ્યાં કડકાશ અને પ્રતાપ જુએ છે ત્યાં જ એમને સન્તોષ થાય છે, તથા આજ સુધી સ્વદેશીઓના નામ સાથે એમણે જુલમ જ જોડયો છે. કેટલાક પોતાના દેશબન્ધુઓના અહિતમાં રાજી થઇ દેશી અમલદારો સામે અંગ્રેજ અમલદારો પાસે ખરી ખોટી ફરિયાદ કરવામાં જ આનન્દ માને છે. એમાંના કેટલાક અંગ્રેજ અમલદારોને વધારે પસન્દ કરતા હોય તો તેનું એક કારણ અમને તો લાગે છે કે દેશીઓમાં અંગ્રેજ અમલદારોના કેટલાક ગુણોની ખોટ છે એ ખરું, પણ એ ગુણો અમલદારીના અનુભવથી આવી શકે એમ છે, તથા ખેડૂત વર્ગ દેશીઓ આગળ મન ખુલ્લું કરીને જેમ બોલી શકે છે તેમ અંગ્રેજ આગળ ભાગ્યે બોલી શકે છે. અંગ્રેજોનો ખેડૂતો ઉપર પ્રેમ હોય છે એમ જે કહેવામાં આવ્યું તે સંબન્ધમાં એટલું જ કહેવાનું કે ખેડૂતો અજ્ઞાન હોવાથી એમને બાળક તરીકે તેઓ ગણે છે–અને જે સ્નેહ દર્શાવે છે એ એક બાલક તરફના સ્નેહ જેવો છે–જેને ભાગ્યે જ કિંમતી ગણી શકાય.

હિન્દુસ્તાનના સર્વ દારિદ્રનું મૂળ મિ. થૉર્બર્ન પોતે અંગ્રેજોની રાજ્યપદ્ધતિને જ માને છેઃ દેશ પશ્ચિમની રાજ્યપદ્ધતિને લાયક નથી, અને તે છતાં એ રાજ્યપદ્ધતિ વગરવિચાર આ દેશમાં દાખલ કરી છે—જેથી જગન્નાથના રથ નીચે માણસો ચગદાય એમ ગરીબ ખડૂત વર્ગ નવી રાજ્યપદ્ધતિ નીચે ચગદાય છે. ખેડૂતવર્ગ પાસેથી હલકી જમાબન્દી લેવાથી ઉલટા તેઓ વધારે દેવાદાર થાય છે, અને તેથી પંજાબ અને મુંબાઈ ઇલાકામાં જમીન વેચવા સ્હામે હાલમાં સરકારે જે પ્રતિબન્ધ દાખલ કર્યા છે એ એ પસન્દ કરે છે. જમીન વેચવાની અને એ ઉપર કરજ કરવાની છૂટ એ ખેડૂતની દેવાદારીનું કારણ છે એમ એનું માનવું છે. આ પ્રશ્નની ચર્ચા આપણા ઇલાકામાં બે વર્ષ ઉપર જ 'બૉમ્બે લૅન્ડ રેવેન્યુ બિલ' ન-

ખતે થઈ હતી—અને અમને લાગે છે કે ખેડૂતોની સ્થિતિ સુધારવાનો આ ભૂલભરેલો* માર્ગ છે. આથી તો ખેડૂતોનું એમની જમીન ઉપરનું સ્વામિત્વ લઇ લઈ એમને મજૂરની

* કેટલાક અનુભવી અંગ્રેજ અમલદારોનો પણ આ મત છે. આપણા ઇલાકામાં બે વર્ષ ઉપર આવો કાયદો પસાર થયો તે વખતે આ વિષયના અતિઅનુભવી અંગ્રેજ અમલદાર મિ. રૉજર્સ સાહેબે ઇંગ્લંડથી પત્રો લખ્યા હતા—જેમાં એ નવા કાયદા વિરુદ્ધ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો. પંજાબમાં એવો કાયદો થયો છે. એ વિરુદ્ધ સર મૅક્વર્થ યંગે વાંધો લીધો હતો. અને હાલમાં બુંદેલખંડ માટે એવો કાયદો પસાર થયો છે. પણ ઑનરેબલ મિ. રૉબર્ટસે એ વિરુદ્ધ મત બતાવ્યો છે.

મેજર ફિપ્સન નામે એક લેખકે "એશિયાટિક ક્વાર્ટર્લિ"—પત્રમાં ખેડૂતોનું દારિદ્રય દૂર કરવા માટે એક સૂચના કરી હતી કે ખેડૂતો પાસે વાણીઆનું દેવું અપાવવું જ નહિ! આના ઉત્તરમાં "ઇસ્ટ ઍન્ડ વેસ્ટ"-પત્રમાં મિ. રૉજર્સ નીચે મુજબ લખે છે:—

"The next suggestion, as to non-recovery of debts due by rayats to money-lenders, would mean the denial to a particular class of the community of the right to resort to our Courts of Law for the enforcement of their claims that is common to all British subjects. It must be remembered that the existence of village money-lenders is as necessary to an Indian rayat as that of a Banker is to an English farmer, and the former is equally entitled to the protection of the law in the exercise of his calling as the latter, and to kill out the money-lender would be to ruin the rayat, to the injury of the State revenues."

ટુંકામાં ભાવાર્થ કે વાણીઆને દેવું વસુલ કરવા માટે ન્યાય કૉર્ટનો આશ્રય લેવાનો એક બ્રિટિશ પ્રજા તરીકે પૂરો હક હોવો જોઇએ, અને ગામમાં વાણીઆની ખરેખરી જરૂર છે: વાણીઆનો નાશ કરવાથી ખેડૂતનો જ નાશ થશે એમ ખાતરીથી જાણવું.

આવી જ દલીલ મિ. ફીરોજશાહ મહેતા વગેરે ઑનરબલ મેમ્બરોએ આપણી ધારાસભામાં નવા મહેસૂલી કાયદા વખતે સરકાર આગળ રજુ કરી હતી. પણ એ કાયદા વિરુદ્ધ સઘળી હિલચાલ ખેડૂતોને નાણાં ધીરનાર વાણીઆઓએ કરી છે, અને ધારાસભાના આ સભાસદો વાણીઆના પક્ષકાર છે એમ સરકારી અમલદારો તરફથી સૂચવવામાં આવ્યું હતું. મિ. રૉજર્સ સ્હામે આવી સૂચના કરવી અશક્ય છે.

તથાપિ આ વિષયમાં અમારૂં એટલું કહેવું છે કે આવા ગંભીર પ્રશ્ન ઉપર પક્ષો બન્ધાઇ જાય, અને એ પ્રશ્ન માત્ર દલીલોનો વિષય થઇ પડે—એમ થવું ન જોઇએ. વાણીઆની સાર્થકતાનો પ્રબળમાં પ્રબળ પણ નિષ્પક્ષપાત હિમાયતી કબૂલ કરશે કે વાણીઓ જેમ એક પાસા ખેડૂતને અનેક રીતે કામ લાગે છે તેમ બીજી પાસા એનું લોહી ચૂસવામાં પણ કાંઇ જ ખામી રાખતો નથી. જે ખેડૂત એકવાર વાણીઆના પંઝામાં આવે છે—પછી તે બાપની પાછળ વરો કરવા માટે હો વા સરકારનું ભરણું ભરવા માટે હો—એ પછી કદી

સ્થિતિએ પહોંચાડવામાં આવે છે; સરકારે જે પગલું ભર્યું છે એ દયાથી પ્રેરાઇને ભર્યું છે એમાં તો સન્દેહ નથી, પણ વસ્તુતઃ એ દયા પરિણામે ક્રૂરતા જ નીપજશે એમ ભય રહે છે. ખરૂં જોતાં, સરકાર માને છે તેવી આપણી ખેડૂત પ્રજા ઉડાઉ નથી; મહેનતુ પણ થોડી નથી. એમના કરજનો મ્હોટો ભાગ તો સરકારનું ભરણું ભરવા માટે ઉપાડેલો હોય છે. એઓ 'અજ્ઞાન—અભણ હોય છે એ પણ એમની વાણીઆ ઉપરની પરવશતાનું કારણ છે. માટે એમના ઉદ્ધારનો ખરો ઉપાય કેળવણી—સામાન્ય કેળવણી અને ખેતી સંબન્ધી વિશેષ કેળવણી—,મહેસૂલ વસૂલ કરવામાં નરમાશ અને સમયાનુસારિતા, તથા જરૂર પડે ત્યારે થોડે વ્યાજે નાણાં મળી શકે એવી સગવડ એ જ છે. આ ઉપાયો મિ. થૉર્બર્ન પણ સ્વીકારે છે. ખેડૂતો માટે દિલસોજી ધરાવી, મિ. થૉર્બર્ન મીઠાનો કર ઘટાડવાની સૂચના કરે છે—અને મિ. દાદાભાઈ અને મિ. દત્ત એ સૂચના નથી કરતા એમ કહી આશ્ચર્ય બતાવે છે. પણ ખરૂં જોતાં મીઠાનો કર ઘટાડવાની સૂચના કૉંગ્રેસ જેટલી જ જૂની—બલ્કે એથી પણ જૂની છે. જમીનની મહેસૂલ ઘટાડવાની સૂચના ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે એનું કારણ એટલું જ કે ખેડૂતના જીવનનો મુખ્ય આધાર જમીન ઉપર છે, અને મહેસૂલનો બોજો એ એના દુઃખોમાં સૌથી વધારે મહત્ત્વ ધરાવે છે. વળી મિ, થૉર્બર્ન અંગ્રેજરાજ્ય હેઠળ હિન્દુસ્તાનના Village Communities 'ગ્રામ્ય મંડળી' ના વિનાશ માટે ખેદ દર્શાવે છે. 'ગ્રામ્ય મંડળી' ની ગ્રામના હિત માટેની એકતા ઘણે અંશે લાભકારક છે, અને એ હાલના જમાનામાં જેટલી શિથિલ પડી જાય છે તેટલું ગ્રામના સમસ્ત હિતને નુકશાન છે—પણ વ્યક્તિના સ્વામિત્વનો એટલે સુધી નિષેધ કરવો કે જમીન વેચવાનો અને એ ઉપર કરજ કરવાનો કોઇને અધિકાર જ ન રહે એ અર્વાચીન સમયના વિચારને જમીનના સુધારાને અને ઉત્તરોત્તર અભ્યુદયને બાધકારક છે. મિ. થૉર્બર્ન ખેડૂત વર્ગ માટે દયા એટલે સુધી દર્શાવી છે કે દેશી ન્યાયાધીશો અને વકીલો નાણાં ધીરનાર વર્ગના હોવાથી ખેડૂતોને અન્યાય કરવામાં સાધનભૂત થાય છે એમ કહેવામાં પણ આંચકો ખાધો નથી! આવા જ ઉદ્ગાર નવા ડૅક્કન રેવેન્યુબિલ વખતે ધારાસભામાં અંગ્રેજ અધિકારીઓ તરફથી કાઢવામાં આવ્યા હતા. મિ. દત્ત કે મિ. ગૉખલે કે મિ. ફિરોજશાહ મહેતા નાણાં ધીરનાર હોઈ, ખેડૂતોની જમીન વેચવાની સત્તા કાયમ રાખવા ઇચ્છે! અને મિ. રાનડે જેવા 'ખેડૂત સંકટનિવારણના કાયદા' ના ન્યાયાધીશ ખેડૂતને અન્યાય આપે!—એમ મિ. થૉર્બર્ન કોઇ પણ હિન્દવાસીને મનાવી શકશે?

[ વસન્ત-ઑફિસ. ]

---

પણ તરી શકતો નથી. ખેડૂતની આ સ્થિતિમાંથી ઉદ્ધાર કરવાનો એક જ માર્ગ છે, અને તે કેળવણી. પણ એ માર્ગ સર્વવ્યાપક થાય ત્યાં સુધી એમની મદદે આવવાની સરકારની અને કેળવાએલા પ્રજાવર્ગની ફરજ છે.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ. ૨. અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત ૧૯૫૯.

## અષ્ટાવક્ર અને બન્દી.

મહાભારતમાં કથા છે કેઃ—

*ઉદ્દાલક નામે એક ઋષિ હતા એમને કહોડ નામે એક શિષ્ય હતો. શિષ્યને વિદ્યા ભણવાની ઘણી ઇચ્છા હતી તેથી તે ગુરુની આજ્ઞામાં નિરન્તર રહેતો અને સારો અભ્યાસ કરતો. શિષ્યની સેવા જોઈ ગુરુ પ્રસન્ન થયા—સારી પેઠે વિદ્યા ભણાવી, અને પોતાની એક સુજાતા નામે કન્યા હતી તે પણ એને પરણાવી. કાળે કરી સુજાતાને ગર્ભ રહ્યો, ગર્ભ મ્હોટો થયો. કહોડ ઋષિને વિદ્યાનો શોખ હજી એવો ને એવો જ હતોઃ કેટલીકવાર આખી રાત અધ્યયનમાં જ ગાળતા. એક સમયે પિતાને આમ આખી રાત્રિ અભ્યાસ કરતા જોઇ, પેલો ગર્ભ અન્દરથી બોલી ઉઠયોઃ "પિતા, તમે આખી રાત અધ્યયન કર્યાં કરો છો—એ કાંઈ ઠીક થતું નથી." આમ શિષ્યમંડળની વચમાં ગર્ભે ઠપકો દીધો એથી ઋષિ ઘણા ગુસ્સે થયા, અને ગર્ભને શાપ દીધોઃ "તું પેટમાં રહ્યો રહ્યો પણ આ પ્રમાણે બોલે છે, માટે તું આઠ ઠેકાણેથી વાંકો થઈ જા!" આ ગર્ભ તે પાછળના અષ્ટાવક્ર ઋષિ; શ્વેતકેતુ ઉદ્દાલક મુનિના પુત્ર એ એના મામા થાય. અષ્ટાવક્ર આ પ્રમાણે ગર્ભમાં હતા, અને એમનાં આઠે અંગ પિતા( કહોડ ઋષિ )ના શાપથી વાંકાં થએલાં હતાં, તેથી એમની માતાને કુક્ષિમાં બહુ પીડા થતી હતી. ઓસડવેસડના પૈસા જોઇએ, અને કહોડ ઋષિને તો વિદ્યા શિવાય

* ઉપનિષદ્માં આ ઋષિ સુપ્રસિદ્ધ છે.

બીજું ધન જ નહતું—ત્યાં શું કરવું ? સુજાતાએ પતિને એકાન્તમાં પ્રાર્થના કરી કહ્યું:—"મહર્ષે! મ્હારી આ સ્થિતિ છે. દસમો મહિનો જાય છે. ઓસડવેસડ માટે પૈસા જોઇએ અને ઘરમાં તો કોડી સરખી પણ નથી. હું આ પ્રસવની આપત્તિ શી રીતે તરી શકીશ ?" આ સાંભળી કહોડ ઋષિ ઉઠયા, અને વિત્ત–અર્થે જનકરાજાને ત્યાં ગયા. જનકરાજાને ત્યાં એક બન્દી–સૂત–પંડિતનું પ્રાબલ્ય થઈ પડયું હતું. જે વિદ્વાન એ બન્દી સાથે વાદવિવાદ કરી શકે એનો જ સત્કાર થતો. બન્દી એવો વિવાદકુશળ અને બુદ્ધિશાળી હતો કે કોઈ પણ બ્રાહ્મણ એને જીતી શકતો નહિ. જે બ્રાહ્મણ એની સાથે વાદવિવાદમાં હારે એને એ પાણીમાં ડુબાવરાવતો. એવા અનેક બ્રાહ્મણો એણે ડુબાવરાવ્યા હતા, અને કહોડ ઋષિની પણ એ જ ગતિ થઈ. ઉદ્દાલક–અષ્ટાવક્રના વડવા–એમણે આ વાત સાંભળી અને સુજાતાને કહી, પણ તે સાથે સુજાતાને એટલી આજ્ઞા કરી કે તારે આ વાત અષ્ટાવક્રને કહેવી નહિ. અષ્ટાવક્ર વડવાના ઘરમાં ઉછરે છે—ઉદ્દાલકને પોતાના પિતા માને છે, અને શ્વેતકેતુને પોતાનો ભાઈ માને છે. એમની બાર વર્ષની ઉમ્મર થઈ છે—એવામાં એક વખતે અષ્ટાવક્ર વડવાના ખોળામાં બેઠો છે. એ જોઈ શ્વેતકેતુએ એનો હાથ તાણી 'આ તારા બાપનો ખોળો ન્હોય!' એમ કહી ઉઠાડી મૂકયો. એણે ઘેર જઈ માતાને કહ્યું: "મા, મ્હારા બાપ ક્યાં છે?" માતાએ દુઃખિત સ્વરે સઘળી હકીકત જણાવી: એ ઉપરથી અષ્ટાવક્રે પિતાનું વેર લેવા જનકરાજાને ત્યાં જવાનો વિચાર કર્યો. અને શ્વેતકેતુને કહ્યું: "મામા, ચાલો આપણે જનકરાજાનો યજ્ઞ જોવા જઇએ. એ યજ્ઞમાં બહુ બહુ જોવા જેવું છે એમ કહે છે. ત્યાં બ્રાહ્મણોનો વિવાદ સાંભળીશું, અને સારી દ્રવ્યપ્રાપ્તિ પણ થશે, ને સારા સારા પદાર્થો પણ જમીશું. આપણામાં કેટલીક વિચક્ષણતા આવશે, તેમ જ મંગળમય અને સૌમ્ય બ્રહ્મઘોષ પણ કાને પડશે." આ પ્રમાણે વિચાર કરીને મામો–ભાણેજ બંને જનકરાજાને ત્યાં ગયા. દ્વાર આગળ આવીને ઉભા—ત્યાં દ્વારપાળે એમને અટકાવ્યા, અને વિવેકપુરઃસર કહ્યું:—"મહારાજ, નમસ્કાર. અમે ધણીની આજ્ઞા પ્રમાણે કરનારા છીએ. અહીંઆં બાળકને પેસવાની છૂટ નથી—પછી ભલે તે બ્રાહ્મણ હોય; અત્રે ફક્ત વિદ્વાન અને વૃદ્ધ બ્રાહ્મણોને પેસવા દેવામાં આવે છે." આના ઉત્તરમાં અષ્ટાવક્રે પોતાનો અભ્યાસ જણાવ્યો, અને માત્ર શરીરે કરી બાળ હોય એને બાળ ન માનવો જોઇએ ઇત્યાદિ કહીને દ્વારપાળને થોડો સમજાવ્યો. દ્વારપાળ બોલ્યો: "અહીંઆં તો વિનીત અને વિદ્વાન બ્રાહ્મણોને પ્રવેશ મળે છે—ત્યાં હું તારા જેવા બાળકને શી રીતે પેસવા દઉં?–છતાં યત્ન કરીશ." એમ કહી દ્વારપાળે એકદમ, જનકરાજા યજ્ઞભૂમિની બ્હાર હતા એમની સાથે અષ્ટાવક્રને મેળવી દીધા. જનકની સ્તુતિ કરી અષ્ટાવક્રે કહ્યું "રાજા, અમે સાંભળ્યું છે કે તમારે ત્યાં એક બન્દી છે, એ વૃદ્ધ વિદ્વાનોને પણ વાદમાં ચુપ કરી, તમારા માણસો પાસે તેઓને પાણીમાં ડુબાવરાવે છે. મેં બ્રાહ્મણોને મુખે આ વાત સાંભળી, તે ઉપરથી અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કરવા હું આપને ત્યાં આવ્યો છું. એ બન્દી ક્યાં છે? મને બતાવો. એની સાથે વાદ કરી, સૂર્ય જેમ નક્ષત્રોનો નાશ કરે એમ એનો નાશ કરૂં." આના ઉત્તરમાં—આ કામ કેવું અશક્ય છે ઇત્યાદિ રાજાએ કહ્યું. છેવટે, રાજાએ પોતે અષ્ટાવક્રની પરીક્ષા લેવા ખગોળવિદ્યાના અને બ્રહ્મવિદ્યાના કેટલાક પ્રશ્નો પૂછયા. એ પ્રશ્નોના અષ્ટાવક્રે સન્તોષકારક ઉત્તર આપ્યા. એથી રાજાએ ખુશ થઈ બન્દી સાથે વાદવિવાદ કરવા દેવાની હા પાડી.

અષ્ટાવક્ર અને બન્દી સ્હામ-સ્હામા બેઠા છે. બન્દીના, બ્રાહ્મણો ઉપરના જુલમથી અને પિતા ઉપરના જુલમથી ખાસ કરીને, અષ્ટાવક્રને ક્રોધ ચઢ્યો છે. અષ્ટાવક્રે બન્દીને કહ્યું: "હું પૂછું એનો તમે ઉત્તર આપો, તમે પૂછો એનો હું ઉત્તર આપું."

બન્દીએ કહ્યું:—

"एक एवाग्निर्बहुधा समिध्यते एकः सूर्यः सर्वमिदं विभाति ।
एको वीरो देवराजोऽरिहन्ता यमः पितॄणामीश्वरश्चैक एव ॥"

ભાવાર્થ:—એક અગ્નિ અનેક પ્રકારે પ્રજ્વળે છે, એક સૂર્ય આ આખા જગતને પ્રકાશે છે, શત્રુને સંહારનાર ઇન્દ્ર એ એક વીર છે અને પિતૃલોકનો સ્વામી યમ પણ એક છે.—માટે એક સંખ્યા એ વિશ્વનું પરમતત્ત્વ છે.

બ્રાહ્મણો પૂર્વેથી જ એક તત્ત્વને માનતા આવ્યા હતા. જ્યાં પ્રતિપક્ષી જ આમ એક તત્ત્વનું પ્રતિપાદન કરે, ત્યાં એને ઉત્તર શો દેવો? આ મુંઝવણથી અનેક બ્રાહ્મણો વાદમાં હારી ગયા હશે એમ લાગે છે. પણ અષ્ટાવક્રને બ્રહ્મવિદ્યાનો ઘણો સૂક્ષ્મ અભ્યાસ હતો, અને તેથી એમના સમજવામાં હતું કે આ એક તત્ત્વનો સિદ્ધાન્ત ખોટી રીતે પણ મુકાઈ શકે છે. ચૈતન્યને ઉડાવી દઈ જડ એકલાને રાખવું ( Materialism ) એ જેમ ખોટો સિદ્ધાન્ત છે, તેમ જડના અસ્તિત્વ તરફ આંખ મીંચી ચૈતન્ય એકલાને જ રાખવું ( Subjective Idealism અને Sensationalism ) એ પણ ખોટો સિદ્ધાન્ત છે. ખરો સિદ્ધાન્ત કેવલ સર્વાન્તર્યામી વિજ્ઞાનઘન પરમાત્મવાદ (Absolute Idealism અને Pan-entheism) નો છે. પણ તે એવો તો સૂક્ષ્મ છે કે બીજા ખોટા સિદ્ધાન્તોની સાથે એ ઘણીવાર ગોટાઈ જાય છે, અને તેથી એ સિદ્ધાન્તના ઉત્તમ પ્રતિપાદકો ઉપર પણ ટુંકી સમજણવાળા પ્રતિપક્ષીઓએ 'નાસ્તિક'-'પ્રચ્છન્ન બૌદ્ધ' ઇત્યાદિ આક્ષેપો કર્યા છે ઉપરના શ્લોકનું રહસ્ય નીચે પ્રમાણે લેતાં જે સિદ્ધાન્ત નીકળે છે એ ખોટા સિદ્ધાન્ત છે: એ બૌદ્ધનો 'વિજ્ઞાનવાદ' અને ખોટી રીતે સમજાએલો વેદાન્તવાદ છે, અને એ અને એને મળતા સિદ્ધાન્તો કેટલાક પાશ્ચિમાત્ય તત્ત્વચિન્તકોએ બાંધ્યા છે એ પણ એ જ પ્રમાણે ભૂલભરેલા છે:—

(૧) જેમ અગ્નિ અને સૂર્ય—એમને કોઈ અન્ય પ્રકાશતું નથી પણ એ પોતે જ સર્વને પ્રકાશે છે, તેમ अहम्=હું પદાર્થ એવો છે કે એ અન્યથી અપ્રકાશ્ય અને અન્યનો પ્રકાશક છે. માટે સ્વયંપ્રકાશ 'अहम्'='હું' એ વિશ્વનું તત્ત્વ છે. જેમ ઇન્દ્ર દેવોનો રાજા છે, તેમ "अहम्=હું" એ ઇન્દ્રિયોનો રાજા છે, અને એને જે શત્રુરૂપ—પ્રતિકૂલ થઈ પડે છે એનો એ સંહાર કરે છે. આ શરીરનું પાલન કરનાર ઇન્દ્રિયો છે, અને તેથી ઇન્દ્રિયોને 'પિતૃ'ઓનું રૂપક આપવામાં આવે છે. એ 'પિતૃઓ'ને-ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર 'યમ'—કર્તા અને ભોક્તા ઇશ્વર—તે આ "अहम्=હું" છે. માટે "अहम्=હું" એ જ વિશ્વનું તત્ત્વ છે.

(૨) જેમ અગ્નિ અને સૂર્ય અન્ય-અપ્રકાશ્ય અને અન્યપ્રકાશક છે, તેમ બુદ્ધિ અ-

ન્ય સર્વ પદાર્થોની પ્રકાશક છે અને એને કોઈ પ્રકાશી શકતું નથીઃ સ્વયંપ્રકાશ છે. "**अहं**" =હું" પણ બુદ્ધિનો પરિણામ છે. માટે બુદ્ધિ એ જ પરમતત્ત્વ છે.

"**अहम्=હું**"ને, અને "**બુદ્ધિ**"ને પરમતત્ત્વરૂપે પ્રતિપાદન કરનાર આ બંને સિદ્ધાન્તો વાસ્તવિક વેદાન્તના અદ્વૈતવાદથી જૂદા છે, અને ખરા અદ્વૈતવાદ ઉપર આવવા માટે દ્વૈતવાદમાંથી પસાર થવાની જરૂર છે. માટે અષ્ટાવક્ર જે "અદ્વૈત બ્રહ્મનું નિરૂપણ કરવા" આવ્યા છે તે અદ્વૈતને અપ્રતિકૂલ બલ્કે આવશ્યક એવું દ્વૈત નીચે પ્રમાણે પ્રતિપાદન કરે છેઃ—

"**द्वाविन्द्राग्नी चरतो वै सखायौ द्वौ देवर्षी नारदपर्वतौ च ।**
**द्वावश्विनौ द्वे रथस्यापि चक्रे भार्यापती द्वौ विहितौ विधात्रा**"

"ભાવાર્થઃ—ઇન્દ્ર અને અગ્નિ બે સખા છે, બંને એકઠા ફરે છે; તેમ જ નારદ અને પર્વત બે દેવર્ષિ મિત્રો છે; અશ્વિનો બે છે; રથનાં ચક્ર બે છે; વિધાતાએ સ્ત્રી અને પુરુષ એમ બે કર્યાં છે. માટે દ્વૈત—દ્વિત્વ સંખ્યા એ વિશ્વનું પરમ તત્ત્વ છે."

"**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते तयोरन्यः**
**पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति**"

ભાવાર્થઃ—એ દ્વૈતવાદી શ્રુતિ "**अहम्=હું**"ની અને "**બુદ્ધિ**"ની પરમ તત્ત્વરૂપે અપર્યાપ્તતા માને છે. આપણાં સર્વનાં "હું"નું અધિષ્ઠાન "હું" થકી પર છે તેમ જ ભોગ ભોગવતી બુદ્ધિનો સાક્ષી બુદ્ધિ થકી પર છે. આ દ્વૈત વાસ્તવિક અદ્વૈતને પ્રતિકૂલ નથી, પણ આવશ્યક છે. દ્વૈતમુખે અત્રે 'અદ્વૈત બ્રહ્મ'નું જ નિરૂપણ છે.

"**अहम्=હું**" એ વિશ્વનું પરમતત્ત્વ શી રીતે હોઈ શકે? "**अहम्=હું**" એ "**त्वम्=તું**" યા "**इदम्—આ**"નું સાપેક્ષ નથી? તમે ન હો, આ જગત્ ન હોય તો "હું" કેવો? માટે 'આ-તમે' અને 'હું' બંનેનો જે સિદ્ધાન્તમાં સ્વીકાર થાય એ જ સિદ્ધાન્ત ખરો. તેમ જ બુદ્ધિને પરમ તત્ત્વ મનાવવાનો યત્ન થાય છે એ પણ વૃથા છે. બુદ્ધિ પરિમિત હોઈ, દૃશ્ય હોઈ, કોઈ પર પદાર્થનો જ આવિર્ભાવ છે. માટે "**अहम्=હું**"નું અદ્વૈત અને બુદ્ધિનું અદ્વૈત-બંને ખોટાં અદ્વૈત છે. બંનેની ભૂલ સમજવા માટે, ઉપર બતાવ્યા પ્રમાણે સાપેક્ષતા-દ્વૈત ધ્યાનમાં લેવાની જરૂર છે.

પોતે અદ્વૈત બ્રહ્મનું નિરૂપણ કરવા આવ્યા છે એમ પોતે અષ્ટાવક્રે આરંભમાં જ કહ્યું છે. બન્દી કોટિ કરે છેઃ—

"**त्रिः सूयते कर्मणा वै प्रजेयं त्रयो युक्ता वाजपेयं वहन्ति ।**
**अध्वर्यवः त्रिः सवनानि तन्वते त्रयो लोकास्त्रीणि ज्योतींषि चाहुः ॥**"

ભાવાર્થઃ—કર્મે કરી આ પ્રજાની ત્રણ પ્રકારની ગતિ થાય છેઃ પુણ્યે કરી દેવ સ્થાવર

અને મનુષ્ય, પાપે કરી નરક સ્થાવર અને તિર્યંગ (પક્ષી વગેરે). ત્રણ વેદ મળી વાજપેય યજ્ઞ ચલાવે છે; અધ્વર્યું ત્રણ સવન કરે છે; લોક ત્રણ છે—સ્વર્ગ, નરક અને પૃથ્વી; અને જ્યોતિઓ પણ ત્રણ છે—સૂર્ય ચન્દ્ર અને અગ્નિ. માટે ત્રિત્વ—સંખ્યા એ વિશ્વનું પરમ તત્ત્વ છે."

અષ્ટાવક્રે બુદ્ધિ અને 'હું'થી પર એવું પરમાત્મતત્ત્વ બતાવ્યું અને ખોટા વિજ્ઞાનવાદનું ખંડન કર્યું. એટલે બન્દીએ ઉપર પ્રમાણે કર્મવાદનું સૂચન કરી મીમાંસકોના સિદ્ધાન્તનું અવલંબન* કર્યું. જ્ઞાનવાદનો અને કર્મવાદનો તેમ જ બ્રહ્મવાદનો અને નિરીશ્વરવાદનો અનાદિ કાળથી વિરોધ છે. મીમાંસકો કર્મથકી સ્વર્ગાદિ મળે છે એમ માને છે, અને ઇશ્વર–મોક્ષ એવા પદાર્થો સ્વીકારતા નથી. કર્માનુસાર આ લોક અને સ્વર્ગનરકલોક વચ્ચે હમેશાં આવ-જા થયાં કરે છે, કર્મનું ફલ કર્મ જ ઉપજાવે છે, ફલપ્રદાતા ઇશ્વર માનવાની જરૂર નથી એમ મીમાંસકોનો મત છે. સમસ્તજીવન વાજપેય આદિ યજ્ઞ* કરવામાં જ ગુજારવું, આ લોક અને સ્વર્ગલોકનાં વિષયસુખ કરતાં ઉચ્ચતર પ્રાપ્તવ્ય જ ન સમજવું, આ અખિલ વિશ્વને પરમાત્માના સુવર્ણતેજોરૂપ ન જોતાં જડકર્મના એક લોહયન્ત્રરૂપ જોવું—એ માનસિક સ્થિતિ ખરી ધાર્મિકતાની, ઉચ્ચતાની, ઋષિતાની નથી. જેને બ્રહ્મ તરફ દૃષ્ટિ નથી એ "બ્રાહ્મણ" નથી, પણ "કૃપણ" છે, અત્યન્ત શોચનીય છે એમ ઉપનિષદ્ કહે છે. વસિષ્ઠ મુનિ બહુ સ્પષ્ટ શબ્દ વાપરી કહે છે કેઃ—

"चतुर्वेदोऽपि यो विप्रः सूक्ष्मं ब्रह्म न विन्दति।
वेदभारभराक्रान्तः स वै ब्राह्मण गर्दभः॥"

ભાવાર્થઃ—"જે બ્રાહ્મણ, ચાર વેદ ભણ્યા છતાં પણ સૂક્ષ્મ બ્રહ્મ પ્રાપ્ત કરતો નથી—એ વેદના ભારથી લદેલો બ્રાહ્મણગર્દભ સમજવો."

માટે જે તન્ત્રમાં બ્રહ્મ પ્રાપ્ત્યર્થ જ્ઞાનાશ્રમને અવકાશ નથી એ તન્ત્ર—કર્મમીમાંસાતન્ત્ર—ખોટું છે. આવા તાત્પર્યથી અષ્ટાવક્ર ઉત્તર આપે છે કે—

"चतुष्टयं ब्राह्मणानां निकेतं चत्वारो वर्णा यज्ञमिमं वहन्ति।
दिशश्चतस्रो वर्णचतुष्टयं च चतुष्पदा गौरपि शश्वदुक्ता॥"

ભાવાર્થ—"બ્રાહ્મણોના આશ્રમ ચાર છે; ચાર વર્ણ આ યજ્ઞ કરે છે; દિશાઓ ચાર છે; વર્ણ કહેતાં અક્ષર એ પણ ચાર છે; અને ગૌ—વાણી—પણ સદા ચતુષ્પદા કહેલી છે."

શાસ્ત્રકારોએ બ્રહ્મપ્રાપ્તિ એ પરમ પુરુષાર્થ જણાવ્યો છે. અને એ પુરુષાર્થની સિદ્ધિને ઉદ્દેશીને જ વર્ણ—આશ્રમ આદિની વ્યવસ્થા રચી છે. બ્રહ્મચર્યાશ્રમમાં, સકલ વિદ્યા પ્રાપ્ત કરવી અને બ્રહ્મસાક્ષાત્કાર માટે અતિ આવશ્યક જે શાસ્ત્રીય જ્ઞાન એ જ્ઞાનથી બુદ્ધિને પરિપૂર્ણ ભરવી. પરન્તુ એ અવસ્થામાં બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. બ્રહ્મનું પ્રતિબિમ્બ સંસારમાં પડે છે—શ્રુતિ કહે છે તેમ, "पादोऽस्य विश्वा भूतानि" આ સર્વ ભૂત માત્ર એનો એક પાદ છે-અને તેથી ખરી સમજણવાળાને સંસારમાં બ્રહ્મનો અનુભવ થાય છે. સ્ત્રી પુત્ર ધન આદિ માટે મનુષ્ય અનેક સ્વાર્થત્યાગ કરે છે, અને એ રીતે એની સ્વશરીર

માત્રમાં પૂરાઈ રહેલી આત્મભાવના વિસ્તાર પામી, સર્વાત્મભાવ સાક્ષાત્કારની અનુકૂલતા ખને છે. અર્થાત્, ગુરુગૃહ જેમ બ્રહ્મસાક્ષાત્કારની પ્રાથમિક શાળા છે, તેમ કુટુંબ અને સમાજ એ એ સાક્ષાત્કારની ઉચ્ચ કેળવણીનું સ્થાન છે—જેમાં, બ્રહ્મચર્યાવસ્થામાં શ્રવણ–મનન કરેલાં સત્યોનો સાક્ષાત્કાર કરી એની યથાર્થતા અનુભવપુરઃસર સમજવાનો પ્રસંગ આવે છે. આ માટે જ, આપણા શાસ્ત્રકારોએ ગૃહસ્થાશ્રમની વારંવાર પ્રશંસા કરી છે. ગૃહસ્થાશ્રમમાં "અહંતા"નો સંકોચ ટાળવા માટે ઉત્તમ યોજના છે, પરન્તુ એ આશ્રમની એક મુખ્ય ખામી એ છે કે એમાં "મમ"તા વૃદ્ધિ પામે છે, અને એને લીધે બ્રહ્મસાક્ષાત્કારમાં વિરોધી એવી અનેક રાજસ–તામસ પ્રવૃત્તિઓ અને કર્તવ્યહાનિઓ ઉપજે છે. આ દોષના પ્રતીકાર રૂપે વાનપ્રસ્થાશ્રમ યોજાએલો છે. વાનપ્રસ્થાશ્રમમાં, વનમાં રહી વનફળ વગેરેથી–અર્થાત્ જેના ઉપભોગથી અન્યના ઉપભોગને અન્તરાય ન આવે એવા પ્રકારના ખાન–પાન–વસ્ત્રાદિ વડે–નિર્વાહ કરવાનો વિધિ છે. જેઓ પોતાના જીવનના નિર્વાહ અર્થે સમાજ ઉપર બોજા રૂપ નથી, એમને નિવૃત્તિપરાયણ જીવન ગાળવાનો હક છે એટલું જ નહિ, પણ એમના જીવન–આદર્શમાં પરમાત્માનું પ્રતિબિમ્બ–પ્રકાશ પડે છે અને એ પ્રકાશ ત્યાંથી પ્રતિફલિત થઈ સર્વ સાંસારિક જનમંડળને પ્રકાશિત કરે છે–એનું જીવન ઉચ્ચભાવનાનુસારી અને, પરમ–પ્રયોજનવાળું બનાવે છે. આ આશ્રમમાં સ્ત્રીને પુરુષની સાથે નિષ્કામ થઇને રહેવાની છૂટ છે–એટલે સહધર્મચારથી આગળ વધી સહબ્રહ્મચારને માર્ગે ઉભય ચાલે છે—

"विश्रामो हृदयस्य यत्र जरसाऽप्यस्मिन्नहार्यो रसः
कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितम्"

જેમાં હૃદયનો વિશ્રામ છે, ઘડપણ પણ જેના રસને હરી શકતું નથી, અને કાળ જતાં લજ્જાદિક આવરણ નીકળી જઈ જે સ્નેહના સારરૂપ બની રહે છે—એ લગ્નપ્રેમની ઉચ્ચ ભાવના ગૃહસ્થાશ્રમને અન્તે પ્રકર્ષ પર્યન્ત પહોંચી પરિપક્વ થઈ, સહબ્રહ્મચારમાં પરમસાધન રૂપ થાય છે. બ્રહ્માનન્દનો રસ એ જ સમજે કે જેણે આવી ઉચ્ચ ભાવના ગૃહસ્થાશ્રમમાં

"હું ---- છે–અને ગૃહસ્થાશ્રમનો ઉચ્ચ અનુભવ પણ એણે જ કર્યો કહેવાય કે જેણે ગૃહ
સિદ્ધાન્ત ખરો. તે---ધને વાનપ્રસ્થાશ્રમના સહબ્રહ્મચારમાં પરિણમાવ્યો છે–તે શિવાયના ગૃહસ્થા
છે. બુદ્ધિ પરિમિત હોઈ, દર---શવ જીવન જેવું છે.
=હું"નું અદ્વૈત અને બુદ્ધિનું ~
ઉપર બતાવ્યા પ્રમાણે સાપેક્ષતા–દ્વૈત . (અપૂર્ણ)

પોતે અદ્વૈત બ્રહ્મનું નિરૂપણ કરવા આવ્યા છે એમ પોતે અષ્ટાવક્રે આરંભમાં જ કે,
બન્દી કોટિ કરે છેઃ—

"त्रिः सूयते कर्मणा वै प्रजेयं त्रयो युक्ता वाजपेयं वहन्ति ।
अध्वर्यवः त्रिः सवनानि तन्वते त्रयो लोकास्त्रीणि ज्योतींषि चाहुः ॥"

ભાવાર્થઃ—કર્મે કરી આ પ્રજાની ત્રણ પ્રકારની ગતિ થાય છેઃ પુણ્યે કરી દેવ ર

## દિગ્દર્શન.

તા. ૮ માર્ચના ગુજરાતીમાં, મિસિસ્ ઍની બેસંટે કલકત્તામાં આપેલા એક ભાષણ-માંથી નીચેનો ઉતારો ટાંક્યો છે:—

હિન્દુસ્તાનનો ઉદ્ધાર ક્રમ.

" Read the history of the past, and one fact would come out before you plainly and clearly, not only in India, but in all the past great civilizations. When you study a great civilization whether it be that of Egypt, China, Persia, Greece, or Rome, you will find that in the palmiest days of that civilization religion was the guiding force of the State. When were the days when India was mightiest, when her thrones were most secure, when her people were most intelligent, when her manufactures and arts and industries and commerce flourished, when her sailors were known in far distant lands, and the products of her artizeans covered the face of the world? It was in the days when religion was more cherished than wealth, in the days when the philosopher was thought of more than the prince, in the days when the Rajas would yow before the Rishis that instructed them, and when the basis of the royal authority lay in that loyalty which grew out of a belief in Divine Government. Slowly spirituality decayed, slowly the highest religion disappeared, slowly, in the beginning of the descent. spirituality ceased to sway the minds and hearts of men with its imperial sceptre. What was the next step? Spirituality having gone far down the descent, then began the descent of intelligence. Still followed the pathetic descent, the final step being the decay of material prosperity. Slowly, vary slowly, India took the three steps of national decay; first the spiritual; secondly, the intellectual; and thirdly the material. The conclusion to which the thongtful man would come was that this descent must be retracted step by step, and that first they must go to the root of things and revive the decayed spirituality. The first step towards the raising of India was to lay again deep and broad the basis of her ancient spirituality. The second step was the building up, by a wise and well thought-out education, the intelligence of the young, so that they might be highly educated in an education adapted to the needs of the country, and might restore its perished intellectual supremacy. When these two things were done, when spirituality was revived, when education of the right sort was spreading, when the new generation, brilliant in brain, came forth upon the theatre of Indian public life—then was the redemption of India and the place of the men, who would restore their lost power, their lost prosperity, their perished individuality, their arts and their industries. The restoration of that material prosperity was the third step and not the first, not only by the testimony of history but also by the arguments of reason."

ભાવાર્થ—"ભૂતકાળનો ઇતિહાસ વાંચશો તો એમાં એક વાત તમને સ્પષ્ટ નજરે પડશે—અને તે માત્ર હિન્દુસ્તાનના જ નહિ પણ સર્વ દેશના સુધારામાં. ઇજિપ્ટ, ચીન, ઇરાન, ગ્રીસ, રોમ—ગમે તે દેશનો સુધારો લેશો તો એમાં તમને જણાશે કે એ સુધારાના પૂર્ણ જાહોઝલાલીના દિવસોમાં **ધર્મ** એ રાજ્યને દોરનારી શક્તિ હતી. જે દિવસોમાં હિન્દુસ્થાન પ્રબળમાં પ્રબળ હતું, એનાં રાજ્યાસનો સુસ્થિર હતાં, એના લોકો બુદ્ધિમાં પ્રથમ સ્થાને હતા, એની બનાવટ એના હુન્નરો એની કારીગરીઓ એના ઉદ્યોગો અને એનો વેપાર સર્વોત્તમ આબાદીમાં હતાં, એના ખલાસીઆઓ દૂર દેશમાં પ્રસિદ્ધ હતા અને હિન્દુસ્તાનની કારીગરીની ચીજો પૃથ્વીને છાઈ રહી હતી—એ દિવસો કયા ? એ એ જ દિવસો કે જ્યારે દ્રવ્ય કરતાં ધર્મ વધારે વહાલો હતો, રાજા કરતાં જ્ઞાની મ્હોટો ગણાતો, રાજાઓ ઋષિઓને ગુરુ કરીને નમતા, અને જેમ ઇશ્વર સર્વ લોકનો નિયન્તા છે તેમ ઇશ્વરના અંશભૂત-દેવાંશ-રાજાઓ પૃથ્વીલોકના નિયન્તા છે એવી સમજણ ઉપર રાજ્યાધિકાર સ્થપાએલો હતો. ધીમે ધીમે લોકમાંથી ધર્મવૃત્તિ ઘટતી ગઈ, ઉત્તમોત્તમ ધર્મ ભાવના નષ્ટ થઈ, ધાર્મિક વિચારોનો અમલ લોકનાં મન અને હૃદય ઉપરથી ખસતો ગયો અને પછી તુરત શું થયું ? ધાર્મિકતાની અવનતિ થઈ, એટલે એની પાછળ બુદ્ધિ પણ ઉતરતી થઈ. આવી દયાજનક પડતી થતાં થતાં, છેવટે દ્રવ્યસંપત્તિ પણ ક્ષીણ થવા લાગી. ધીમે ધીમે, ઘણું જ ધીમે ધીમે, હિન્દે રાષ્ટ્રીય અવનતિનાં ત્રણ પગલાં ભર્યાંઃ પહેલો ધર્મનો હ્રાસ થયો, પછી બુદ્ધિનો, અને પછી દ્રવ્યનો. આ ઉપરથી વિચારવન્ત પુરુષ જે સિદ્ધાન્ત બાંધે તે એ કે જે ક્રમે અવનતિ થઈ તેથી ઉલટે ક્રમે ઉન્નતિ થઈ શકે. અર્થાત્ આ અવનતિના છેક મૂળ સુધી પહોંચવું જોઇએ, અને પ્રથમ તો ધર્મનો પુનરુદ્ધાર કરવો જોઇએ. હિન્દુસ્તાનના ઉદ્ધારનું પહેલું પગલું, એની પ્રાચીન ધાર્મિકતાનો પાયો ઊંડો અને વિશાલ કરવો એ છે. બીજું પગલું એ કે—ડહાપણથી અને વિચારપૂર્વક કેળવણીનું સ્વરૂપ રચીને એનાં બાલકોની બુદ્ધિ ખીલવવી, જેથી પોતાના દેશની જરૂરિયાતોને અનુકૂલ ઉત્તમ શિક્ષણ તેઓ લઈ શકે, અને એનો બુદ્ધિવૈભવ જે અત્યારે નષ્ટ થએલો છે એ પુનઃ પ્રાપ્ત કરી શકે. આ બે વાનાં થયાં—એની ધાર્મિકતાનું પુનરુજ્જીવન થયું, અને ખરી કેળવણી પ્રસરવા લાગી અને ઉજ્જવળ માનસિક શક્તિવાળો જમાનો હિન્દની દેશહિતાર્થી જિંદગીરૂપી રંગભૂમિ ઉપર બહાર પડ્યો—એટલે હિન્દુસ્થાનનો ઉદ્ધાર થયો સમજોઃ જેઓ પોતાનો ગએલો અધિકાર ગએલી આબાદી નષ્ટ થએલી વિશિષ્ટતા અને હુન્નરો અને ઉદ્યોગો પાછાં લાવવા માગે છે તેઓનો સમય ત્યારે જ આવશે. આર્થિક-દ્રવ્યસંબન્ધી—ઉદ્ધાર એ ત્રીજું પગલું છે, પહેલું નથી. આ વાતમાં ઇતિહાસ સાક્ષી પૂરે છે, એટલું જ નહિ પણ વિચાર કરતાં પણ એમ જ સિદ્ધ થાય છે."

મિસિસ બેસન્ટના ભાષણમાંથી ઉપર આપેલો ઉતારો જેટલો છટાદાર વક્તૃત્વથી અંકિત છે, તેટલો જ ગંભીર સત્યથી ભરપૂર છે. હિન્દુસ્તાનનો ઉદ્ધાર ધર્મ-બુદ્ધિ-દ્રવ્ય સર્વ વિષયમાં થવો જોઇએ છે; અને ત્રણે એવા પરસ્પર ગૂંથાએલા છે કે તેઓને એક બીજાથી છૂટાં પાડવાં અશક્ય છેઃ (૧) ધાર્મિક ઉદ્ધાર બુદ્ધિને કેળવ્યા શિવાય થશે નહિ, કારણ અજ્ઞાન-વ્હેમ એ ધાર્મિક ઉન્નતિનાં પ્રતિબન્ધક છે; તેમ જ ધાર્મિક ઉદ્ધાર માટે મહાન સંસ્થાઓ

રચવી પડશે, ભૂખમરાથી પરધર્મમાં જતાં રહેતાં અનાથ સ્ત્રી–પુરુષો અને બાલકોનું સંરક્ષણ કરવું પડશે, ઇત્યાદિ ધર્મોદ્દેશનાં કાર્ય માટે પણ દ્રવ્યની પુષ્કળ જરૂર છે. (૨) બુદ્ધિ ધર્મથી જ પવિત્ર અને વિશુદ્ધ થઈ શકે છે, અને બુદ્ધિના વિકાસ માટે ઉચ્ચ કેળવણી આપનારી સંસ્થાઓની જરૂર છે—જે દ્રવ્ય વિના અશક્ય છે. (૩) એ જ પ્રમાણે દ્રવ્યનો સદુપયોગ ધાર્મિકતાના પાયાની અપેક્ષા કરે છે, તથા બુદ્ધિ કેળવાયા વગર આ હરીફાઇના વખતમાં દ્રવ્ય સંપાદન કરવું અશક્ય છે. આ રીતે ધર્મ, બુદ્ધિ અને દ્રવ્ય ત્રણે પરસ્પર ગુંથાએલાં છે તથાપિ એટલું કહેવામાં બાધ નથી કે એ ત્રણમાં પણ ધર્મ એ, વિલક્ષણ રીતે ઊંડામાં ઊંડી અને સર્વ વ્યાપક વસ્તુ હોઈ, બીજાં બેનું મૂલસ્થાન છે.

* * * * * *

**એક ચેતવણી.**

પ્રસિદ્ધ વિદ્વાન માર્કસ્ ડૉડ્ઝ્, રૉમન કૅથોલિક ધર્મના ઇતિહાસ સંબન્ધી હમણાં જ બહાર પડેલા " Rome and Reform " નામના એક પ્રતિષ્ઠિત ગ્રન્થનું અવલોકન લખતાં, નીચે પ્રમાણે ઇતિહાસકારોને એક ચેતવણી આપે છે:—

"As every one who has given the slightest attention to the subject knows, the argument from results in national character and prosperity is extremely risky. There is in all Christendom so much wickedness, in all Churches there appear so many perplexing and disconcerting facts, that to cast the balance, is a supremely difficult task. No country has been more steadily Protestant or more intelligently religious than Scotland, yet no country is so unashamedly drunken."

ભાવાર્થ–" આ વિષય ઉપર જેણે જરા પણ વિચાર કર્યો છે એ જાણે છે જ કે પ્રજાની નીતિ અને આબાદી ઉપર રચાએલી દલીલ બહુ જ જોખમ ભરેલી છે. આખી ક્રિશ્ચન દુનિયામાં એટલી બધી દુષ્ટતા ભરેલી છે, ક્રિશ્ચન ધર્મના સર્વ સંપ્રદાયોના લોકમાં એટલી બધી મુંઝાવનારી અને ખેદ તથા નિરાશા ઉપજાવનારી હકીકત જોવામાં આવે છે કે એમાં ધર્મની જવાબદારી કેટલી છે એ નક્કી કરવું મુશ્કેલ છે. સ્કૉટલાંડ જેવું દૃઢતાથી પ્રોટેસ્ટન્ટ ધર્મને વળગી રહ્યું છે અને સમજણ સાથે ધાર્મિક છે, તેવો બીજો દેશ નથી—છતાં એના જેવો નિર્લજ્જ મદ્યપાની દેશ પણ બીજો નથી."

ઝાડ સારૂં છે કે ખોટું એ જેમ એના ફળથી જણાય—તેમ અમુક ધર્મ સારો છે કે ખોટો એની એક કસોટી પ્રજાની નીતિ અને આબાદી સંબન્ધે એ ધર્મની કેવી અસર થઈ છે એ છે. પરન્તુ વિચારવન્ત પુરુષ, અમુક ધર્મને પ્રજાની નીતિ સાથે અને એની રાજકીય અને આર્થિક સ્થિતિ સાથે સહસા જોડી ન દેતાં, અન્ય કારણો પણ—રાજકીય, સામાજિક, આર્થિક અને આકસ્મિક કારણો પણ—ધ્યાનમાં લે છે. હિન્દુસ્તાન વિષે બોલતાં, **માર્કસ ડૉડ્ઝે બતાવેલી ભૂલ ઘણા લોકો કરે છે.**

હાલમાં "ટાઇમ્સ્ ઑફ્ ઇન્ડિયા" પત્રમાં "Burma, Buddhism and the Hindus" એ મથાળાના એક મુખ્ય આર્ટિકલમાં, લોકની નીતિ ઉપર અસર કરનારાં ખરાં કારણોનું દિગ્-દર્શન થએલું જોવામાં આવે છે. લખે છે કે—

"Attempts have been made to analyse away the Buddhist influence in Burma, it has been described as a thin veneer on a solid block of Animism, its monks have been denounced as fanatical sectaries living in idleness and in undeserved and undesirable social and religious prominence. If a similar scrutiny were applied to Christian Europe, we are not sure that it would be difficult to formulate similar conclusions in respect of Christianity. *The mass of people will always and everywhere be strangers to the highest morality of their creed. And the greater will be this distance, the loftier the ethical standard inculcated by a religion. But they are moved by the general trend of its influence, by its institutions, and by the personal character of its recognised exponents.*"

( ઇટાલિક ટાઇપ વાચકનું લક્ષ ખેંચવા અમે મૂક્યાં છે. )

ભાવાર્થ—" બ્રહ્મદેશમાં બૌદ્ધ ધર્મની અસર થઈ નથી એમ બતાવવાને ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છે. એમ કહેવામાં આવે છે કે લોકનો મુખ્ય ધર્મ જડ પદાર્થોમાં પ્રાણારોપણ કરી એમને અનેક દેવ તરીકે પૂજવાનો છે, અને બૌદ્ધ ધર્મ તો માત્ર ઉપર-ઉપરનો જ છે. વળી એમ પણ જણાવવામાં આવે છે કે એના ધર્મગુરુઓ પંથના દુરાગ્રહથી ભરેલા છે, આળસુ થઈ પડ્યા રહે છે, અને તેઓ જે સામાજિક અને ધાર્મિક પ્રાધાન્ય ભોગવે છે એને એ લાયક હોતા નથી, અને એ પ્રાધાન્ય એમની પાસેથી છીનવી લેવું ઇષ્ટ છે. પરન્તુ ક્રિશ્ચયન યુરોપને પણ આ રીતે તપાસવામાં આવે તો અમને શક રહે છે કે ક્રિશ્ચિએનિટિ વિષે પણ આ પ્રમાણે જ કહી શકાય; લોકનો મ્હોટા જથ્થો—સામાન્ય લોક—તો હમેશાં, દરેક દેશમાં, પોતાના ધર્મની સર્વોત્તમ નીતિથી અપરિચિત જ રહેશે; અને જેમ અમુક ધર્મનું નીતિનું ધોરણ ચઢિયાતું, તેમ એ ધોરણ અને લોકના આચરણ વચ્ચે છેટું વધારે. સાધારણ લોક ઉપર એમના ધર્મનું સામાન્ય વલણ-સ્વરૂપ, એ ધર્મની સંસ્થાઓ, અને એના આચાર્યોની પોતાની—જાતિકી—નીતિ, એ અસર કરે છે."

ઉપરના ઉતારાના છેલ્લા શબ્દો ગંભીર સત્યથી ભરેલા છે. આપણા દેશમાં વર્તમાન સમયમાં લોકની નીતિ બહુ અભિમાન કરવા જેવી રહી નથી, એનું કારણ આપણું 'વેદાન્ત' કે આપણો 'પ્રારબ્ધવાદ' કે આપણી 'મૂર્તિપૂજા' નથી; પણ આપણી આન્તર અને બાહ્ય અવનતિની સાથે આપણા ધર્મનું સામાન્ય સ્વરૂપ જે હલકી ભૂમિકાએ ઉતરી પડ્યું છે એ, આપણી ધાર્મિક સંસ્થાઓ એનો આત્મા ઉડી જઈ જડ થઈ પડી રહી છે એ, અને આપણા આચાર્યો અજ્ઞાન, કુમાર્ગી અને સ્વાર્થપરાયણ થઈગયા છે—એ જ છે.

* * * * * *

લૉર્ડ કર્ઝન સાહેબે બંગાળાના 'ચેમ્બર ઑફ્ કૉમર્સ' નામના વ્યાપારી મંડળના ખાણા વખતે ભાષણ કરતાં જણાવ્યું હતું કે—હિન્દુસ્તાનના લોકોએ ૮૨૫ કરોડ રૂપીઆ ભોંયમાં દાટી મૂક્યા છે વા તિજોરીમાં ભરી મૂક્યા છે, અને દેશના ઉદ્યોગ ખીલવવામાં એનો ઉપયોગ કરતા નથી, અને તે છતાં તેઓ બૂમ મારે છે કે પરદેશીઓ અત્રે મૂડી લાવી ધન્ધો કરે છે, અને દેશનો સઘળો નફો પરદેશ ખેંચી જાય છે, અને અત્રેના વતનીઓને માટે તો માત્ર મજૂરી જ રાખે છે!

હિન્દુસ્તાનની મૂડી.

લૉર્ડ કર્ઝન સાહેબના આ ભાષણ ઉપર વર્તમાનપત્રો નીચે પ્રમાણે ટીકા કરે છેઃ—

(૧) લૉર્ડ કર્ઝન સાહેબે આ આંકડો ક્યાંથી મેળવ્યો એ પ્રશ્ન છે, પણ ઘણું કરીને અત્રે વખતો વખત કેટલું સોનું રૂપું આવેલું અને એમાંથી કેટલાના સિક્કા પડેલા ઇત્યાદિ ઉપરથી આ આંકડો ઉપજાવી કાઢ્યો હશે એમ લાગે છે. એ આંકડાના ખરા–ખોટાપણાનો પ્રશ્ન જવા દઇએ–એ આંકડો ખરો જ છે એમ માની લઇએ; તથાપિ લૉર્ડ કર્ઝન આ રકમને મ્હોટી રકમ બતાવવા માગે છે એ વાત યથાર્થ જણાતી નથી. ૮૨૫ કરોડ રૂપીઆને હિન્દુસ્તાનની ૩૦ કરોડ વસ્તીની સંખ્યાથી ભાગતાં—માણસ દીઠ ૨૫–૩૦ રૂપીઆ આવેછે. ધારો કે વર્ષે દહાડે ૨૫–૩૦ રૂપીઆ સંઘરાય તો એ રોજનો આનો સવા આનો—અર્થાત્ એક માણસનું પોતાનું પેટપૂર અન્ન—થયું. આટલો સંઘરો લૉર્ડ કર્ઝન સાહેબને વધારે પડતો લાગે છે! હિન્દુસ્તાનનો માણસ આટલો સંઘરો પણ ન કરે તો એનું જીવન કેમ ચાલે? ઘરનાં રાચરચીલામાં આટલી રકમ સહજ રોકાઈ જાય છે. બીજા દેશોમાં તો અમને લાગે છે કે વ્યાપારમાં રોકાએલી રકમ બાદ કરતાં આથી વધારે રકમ સંઘરા રૂપે આવતી હશે.

(૨) સરકારે લોકના રૂપાના સિક્કા પાડવા બન્ધ કર્યા તેથી લોકને રૂપાની કિમ્મતમાં ૧૫૦–૨૦૦ કરોડ રૂપીઆનું નુકશાન થયું ગણાય છે, એ વાત પણ સંઘરાની ગણતરી કરતી વખતે ધ્યાનમાં લેવાની છે.

(૩) દેશીઓ એમની આ મૂડી ખેતીમાં, ચાહ વગેરેની વાવણીમાં, અને હુન્નર–કારખાનામાં રોકતા નથી એ માટે કર્ઝન સાહેબ એમનો દોષ કાઢે છે. પણ આ ત્રણે બાબતનો ક્રમવાર વિચાર કરતાં જણાશે કે કર્ઝન સાહેબે કરેલો આરોપ તદ્દન ખોટો છે. મિ. કેઇનની ગણતરી પ્રમાણે ૨૩ કરોડ પાઉંડ એટલે લગભગ ૩૫૦ કરોડ રૂપીઆ વાણીઆઓએ ખેડૂતને ધીર્યાં છે. બીજું—સરકારે લોક માટે રૂપીઆ પાડવા બન્ધ કર્યા અને સરકારને ભરણું ભરવાનું તો એનું એ રહ્યું તેથી ખેડૂતને માથે બોજો વધારે થયો, અને તેથી પરિણામે ખેતીના ધન્ધાને ધક્કો લાગે તો એમાં આશ્ચર્ય શું? ચાહ વગેરેની વાવણીમાં ૧૮૯૭ થી આજ પર્યન્ત મૂડી ઉપર સેંકડે ૪૩ ટકા જેટલું નુકશાન થયું છે, એમ મિ. જ્યોર્જ સેટને ગણતરી કાઢી છે. હુન્નરનાં કારખાનાંઓમાં—શણનો ઉદ્યોગ બાદ કરતાં—૧૮૯૫ થી આજ સુધીમાં મૂડી ઉપર ૫૦ ટકા જેટલું ભારે નુકશાન થઈ ચૂક્યું છે. વળી કાપડના વણાટ ઉપર સરકારે જે જકાત નાંખી છે એ પણ એ ઉદ્યોગને મન્દ પાડનાર એક કારણ છે.

સામાન્ય ખેતી, ચાહ વગેરેની વાવણી, અને હુન્નરનાં કારખાનાં એ ત્રણે સંબન્ધે જ્યાં ઉપર પ્રમાણે વસ્તુસ્થિતિ છે—ત્યાં એ ધન્ધાઓમાં વધારે મૂડી ન રોકવા માટે કર્ઝન સાહેબ દેશીઓનો વાંક કાઢે એ આશ્ચર્ય જેવું છે.

(૪) ખરી વાત છે કે 'ડિરેકટર-જનરલ ઑફ્ સ્ટૅટિસ્ટિક્સ' જણાવે છે તેમ અત્રે ૨૫૪૦ લાખની વસ્તીના દેશમાં માત્ર ત્રણ કરોડ પાઉંડ જ વ્યાપાર-ધન્ધામાં રોકાએલા છે. અને આયર્લેંડ જેવા એક સામાન્ય વર્ગના દેશમાં ૪૫ લાખની વસ્તી છતાં, ૪૮૮૪૫૦૦૦ પાઉંડ બેંકોમાં જમે થયેલા છે. એટલે કે ત્યાં માથા દીઠ ૧૧ પાઉંડ અને અત્રે માથા દીઠ એક શિલિંગ નવ પેન્સ જ થાય છે. આ ભેદ થોડો નથી. પણ એનું મુખ્ય કારણ લોકની દરિદ્રાવસ્થા અને ઉપર જણાવ્યા પ્રમાણે ધન્ધાઓમાં જતું નુકશાન એ જ છે.

માટે દેશના ઉદ્યોગો વધારવાનો ખરો માર્ગ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને જાપાનની માફક પરદેશ મોકલીને ઊંચા પ્રકારનું ઔદ્યોગિક શિક્ષણ અપાવવું, અને આ દેશમાં સ્થળે સ્થળે પૂર્ણ ઉત્સાહથી ઔદ્યોગિક શાળાઓ સ્થાપવી—એ શિવાય બીજું નથી. ઉદ્યોગોની કાંઇક પણ શક્યતા અને સરળતા કરી આપ્યા શિવાય એમાં આ દેશના વતનીઓ વધારે મૂડી રોકતા નથી એમ ફરિયાદ કરવી વૃથા છે.

લૉર્ડ કર્ઝનના ભાષણ ઉપર વર્તમાનપત્રકારોએ કરેલી આ ટીકા મનનયોગ્ય છે. પરન્તુ આ સાથે એટલું પણ કબૂલ કર્યા વિના ચાલે એમ નથી કે દેશની મ્હોટી મૂડી અનેક અવળે માર્ગે ખર્ચાઇ જાય છે એ માર્ગ એટલા તો સુપ્રસિદ્ધ છે કે અત્રે ગણાવવાની જરૂર નથી.

* * *

**ઑ. મિ. ગોખલેએ વડી ધારાસભામાં ટાંકેલા આંકડાઓ.**

ઑ. મિ. ગોખલેએ વડી ધારાસભામાં આપેલા ભાષણ માટે હિન્દના એક છેડાથી બીજા છેડા સુધી, દેશી-યુરોપિયન સર્વ તરફથી એક અવાજે, એમને ધન્યવાદ આપવામાં આવ્યોછે. હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ સુધરતી જાય છે એમ સરકાર તરફથી કહેવામાં આવે છે, પરન્તુ પોસ્ટ જકાત વગેરે ખાતાંના આંકડા સૂક્ષ્મ રીતે તપાસતાં આ વાત ખોટી ઠરે છે એમ એ બતાવી આપે છે. આ ઉપરાંત મીઠાનો કર, લશ્કરી ખર્ચ, કેળવણી, (ઉચ્ચ અને પ્રાથમિક) દેશી નોકરો વગેરે વિષયો ઉપર એમણે સારી ચર્ચા કરી હતી. મીઠાનો કર અને લશ્કરી ખર્ચ એ બે વિષયને લગતા આંકડા આ પત્રમાં અન્યત્ર આપવામાં આવ્યાછે. અત્રે ઉચ્ચ અને પ્રાથમિક કેળવણી અને ઉંચા પગારના દેશી નોકરોની સંખ્યા એ ત્રણ વિષય ઉપર ઑ. મિ. ગોખલેએ ટાંકેલા આંકડા નીચે ઉતારીએ છીએઃ—

૧

| ખાતું. | અમલદાર. | માસિક પગાર યા હોદ્દો. | દેશી અમલદાર. |
|---|---|---|---|
| **સમસ્ત હિંદુસ્તાનઃ—** | | | |
| સર્વે ખાતું. | ૧૩૨ | રૂ. ૩૦૦ થી ૨૨૦૦. | ૨* [* રૂ. ૩૦૦] |
| | ૪૫ | રૂ. ૧૫૦ થી ૩૦૦. | ૧૦ |

| | | | |
|---|---|---|---|
| હિંદુસ્તાનનું સરકારી તાર ખાતું. | ૫૨ | રૂ. ૫૦૦ અને એથી ઉપર. | ૧ |
| હિંદુસ્તાન અને વિલાયત વચ્ચે તારનું ખાતું | ૧૩ | ,, | ૦ |
| ટંકશાળ ખાતું. | ૬ | રૂ. ૫૦૦ થી ઉપર. | ૦ |
| પોસ્ટ ખાતું. | ૧૦ | ,, | ૧* [*સિવિલ સર્વિસમાં પાસ થયેલા તરીકે.] |
| ભૂસ્તર-સર્વે ખાતું. | ૧૪ | ,, | ૨ |
| વનસ્પતિ-સર્વે ખાતું. | | ,, | ૦ |
| 'ફૉરિન ડિપાર્ટમેન્ટ' (પરદેશ ખાતું.) | ૧૨૨ | ,, | ૩ |
| પરચુરણ. | ૨૨ | ,, | ૦ |
| 'ફિનૅન્શ્યલ ડિપાર્ટમેન્ટ' (ખર્ચ-હિસાબી ખાતું.) | ૫૯ | ,, | ૧૪ |

મુંબાઇ ઇલાકો:—

| | | | |
|---|---|---|---|
| જંગલ ખાતું. | ૨૯ | રૂ. ૫૦૦ અને એથી ઉપર | ૧ |
| મીઠા ખાતું, | ૧૩ | રૂ. ૪૦૦ અને તેથી ઉપર. | ૦ |
| 'કસ્ટમ્સ' યા જકાત ખાતું. | ૧૩ | રૂ. ૩૦૦ અને તેથી ઉપર. | ૩ |
| દાક્તરી ખાતું. | | લગભગ યુરોપિયનોનું. | |

| ખાતું. | કુલ અમલદાર. | માસિક પગાર યા હોદ્દો. | દેશી અમલદાર. |
|---|---|---|---|
| પોલીસ ખાતું. | ૪૯ | રૂ. ૨૦૦ અને એથી ઉપરના સુપરિન્ટેન્ડન્ટ અને ઍસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડન્ટ | ૦ |
| | ૬૧ | પ્રૉબેશનરિ યા અજમાશી ઍસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડન્ટ | ૪ |
| કેળવણી ખાતું. | ૨૫ | રૂ. ૫૦૦ અને તેથી ઉપર | ૫ |
| 'પબ્લિક વર્ક્સ ડિપાર્ટમેન્ટ' (ઇજનેર ખાતું.) | ૮૧ | એક્ઝિક્યુટીવ એન્જીનિયર અને ઍસિસ્ટન્ટ એન્જિનિર. | ૨૬ |

બંગાળા ઇલાકો.

| | | | |
|---|---|---|---|
| જંગલ ખાતું. | ૨૬ | રૂ. ૨૦૦થી ૧૨૦૦સુધીમાં | ૨* [* સૌથી હલકેદરજ્જે] |
| મીઠા ખાતું. | ૪ | રૂ. ૩૦૦ થી ૧૦૦૦ | ૦ |

| | | | |
|---|---|---|---|
| જકાત ખાતું. | ૪૧ | રૂા. ૨૬૦ થી ૨૨૫૦ | ૦ |
| અફીણ ખાતું. | ૮૭ | રૂા. ૧૪૦ થી ૩૦૦૦ | ૧૨ |
| સ્ટૅમ્પ અને સ્ટેશનરી ખાતું. | ૨ | એક રૂ. ૧૧૦૦ નો બીજો રૂ. ૫૦૦ નો. | ૦ |
| જેલ ખાતું. | ૧૭ | ૧. ઇન્સ્પેકટર જનરલ. ૧૨. સુપરિન્ટેન્ડન્ટ, ૪. ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ. | ૧ * [ * ડે૦ સુ૦ રૂ.૩૦૦ થી શરૂ. રૂ. ૫૦૦ સુધી વધવાનો. ] |

૨

| દેશનું નામ. | વસ્તી કેટલા લાખ | પ્રાથમિક નિશાળમાં આવતા | વસ્તીના પ્રમાણમાં તેનો ફેલાવો | કેટલા પાઉંડ ખર્ચ થાયછે. | માથા દીઠ શિક્ષણને માટે થતું ખર્ચ. |
|---|---|---|---|---|---|
| **યુરોપ** | | | | | શી. પે. |
| ઑસ્ટ્રિયા હંગરી | ૪૧.૪ | ૬.૨ | ૧૫ | ૫.૩૫ | ૨—૬ |
| બેલજીયમ. | ૬.૭ | .૮ | ૧૪.૫ | ૧.૫ | ૪—૬ |
| ડેનમાર્ક. | ૨.૨ | .૩ | ૧૪ | — | — |
| ફ્રાન્સ. | ૩૮.૫ | ૫.૫ | ૧૪.૪ | ૮.૯ | ૪—૧૧ |
| પ્રશિયા. | ૩૪.૫ | ૬.૩ | ૨૦ | ૯.૨ | ૫—૪ |
| ઇગ્લંડ તથા વેલ્સ. | ૩૧.૭ | ૫.૭ | ૧૭.૭ | ૧૨.૧ | ૫—૦ |
| સ્કૉટલેન્ડ. | ૪.૩ | .૭ | ૧૭ | ૧.૬ | ૭—૮ |
| આયર્લાંડ. | ૪.૫ | .૮ | ૧૭૫ | ૧.૨ | ૫—૫ |
| ગ્રીસ. | ૨.૫ | .૧૬ | ૬.૭ | — | — |
| ઇટાલી. | ૩૨ | ૨.૪ | ૭.૩ | ૨.૫ | ૧—૭ |
| નાર્વે. | ૨ | .૩ | ૧૬.૪ | ૪.૫ | ૪—૬ |
| પોર્ટુગાલ. | ૫ | .૨૪ | ૪.૭ | — | — |
| રશીયા. | ૧૨૬.૫ | ૩.૮ | ૩ | ૪ | ૦—૮ |
| સ્પેન. | ૧૮.૨ | ૧.૪ | ૭.૪ | — | — |
| સ્વીડન. | ૫.૧ | .૭૪ | ૧૪.૫ | ૧.૧ | ૪—૨ |
| સ્વિટઝરલાંડ. | ૩.૧ | .૬૫ | ૨૦૭ | ૧.૩ | ૮—૫ |
| **એશિયા.** | | | | | |
| બ્રિટિશ હિંદુસ્તાન. | ૨૨૧.૨ | ૩.૧૬ | ૧૪ | .૭૬ | ૦—.૮૩ |
| જાપાન. | ૪૨.૭ | ૩.૩ | ૭.૮ | ૨ | ૦—૧૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **આફ્રિકા.** | | | | | |
| કેપકોલોની. | ૧·૫ | ·૧૫ | ૯·૬૫ | ·૨૭ | ૩—૬ |
| નાતાલ. | ·૫૪ | ·૦૨ | ૪·૫ | ·૦૬ | ૨—૬ |
| ઇજીપ્ટ. | ૯૭ | ·૨૧ | ૨·૧૭ | | |
| **અમેરિકા.** | | | | | |
| યુનાઇટેડ સ્ટેટસ. | ૭૫·૩ | ૧૫·૩ | ૨૦·૯ | ૪૪·૫ | ૧૬–૦ |
| કેનેડા. | ૫·૨ | ·૯૫ | ૧૮· | ૨ | ૭—૯ |
| **ઓસ્ટ્રેલેશીયા.** | ૪·૦ | ·૭૯ | ૧૮· | ૨·૫ | ૧૧–૭ |

૩

| દેશનું નામ. | કુલ ખર્ચ કેટલા લાખ. | માથાદીઠ ઉચ્ચ કેળવણી ઉપર કરવામાં આવતું ખર્ચ. |
|---|---|---|
| | | પેન્સ. |
| ઑસ્ટ્રીયા. | ·૫૬ | ૬ |
| બેલજીયમ. | .૧૬ | ૬ |
| ડેનમાર્ક. | ·૦૬ | ૮ |
| ફ્રાન્સ. | ·૯૨ | ૬ |
| જર્મની. | ૧·૬ | ૭ |
| ગ્રેટબ્રિટન તથા આયર્લાંડ. | ૧૭ | ૧૧ |
| ગ્રીસ. | ·૯૨ | ૨ |
| ઇટાલી. | ·૪૬ | ૩½ |
| નોર્વે. | ·૧૪ | ૪ |
| રૂશિયા. | ·૯૫ | ૨ |
| સ્પેન. | ·૧ | ૧½ |
| સ્વીડન. | ·૧૪ | ૬½ |
| સ્વીટઝર્લાંડ. | ·૧૪ | ૧૧ |
| યુનાઇટેડ સ્ટેટસ. | ૩·૫ | ૧૧ |
| કેનેડા. | ·૨૧ | ૧૦ |
| ઓસ્ટ્રેલેશીઆ. | ·૧૩ | ૮ |
| હિંદુસ્તાન. | ·૨૮ | ¼ |

# પ્રાચીન માનવ.

પ્રોફેસર ટાઇલર બધી માનવજાતિને ત્રણ ભાગમાં વ્હેંચે છે, જેમકે જંગલી (Savage) અસભ્ય ((Barbaric) અને સુધરેલી (civilised).* માણસની પહેલી અવસ્થા જંગલી છે. જંગલી માણસ ખેતી કરવી જાણતા નથી, જનાવર પાળવા સીખતા નથી. તે જંગલે જંગલે ફરતા ફરે છે, જંગલી પશુઓ મારીને અથવા જંગલી ફળમૂળ એકઠાં કરીને ખાય છે, ઝાડીમાં અથવા ઝાડની નીચે સૂએ છે. જંગલી માણસનું એવું કંઈ મુકરર રહેવાનું સ્થાન નથી, જેને એ પોતાનું 'ઘર' કહી શકે. ઠંડા દેશમાં એ અવસ્થાના માણસ કોઈએક સ્થાનમાં વધારે દહાડા રહી શકતા નથી, કારણ કે ત્યાં તેઓ આખું વર્ષ ખાવાની વસ્તુ મેળવી શકતા નથી. 'ઇક્વેટર' એટલે ક્રાન્તિવલયમાંના જંગલમાં ખચીત ખાવાની વસ્તુ ઘણી હોય છે; કેટલાક કુટુમ્બો એક જગાએ થોડા વખત સુધી રહે તો વિનાકષ્ટે રહી શકે છે. જંગલી અવસ્થામાં માણસનો ઘણો ખરો ગુજરાનનો ભાગ શિકાર ઉપર જાય છે, થોડોક શિકાર કરી શકયાથી તે ખાઇ શકે છે, નહિ તો ભૂખે મરવું પડે છે.

પરંતુ શિકાર બધી વખતે મળતો નથી, માણસને જીવનધારણને માટે બીજો કંઈ ઉપાય શોધવાની જરૂર પડે છે. સુધારાના પહેલા પગથિયારૂપે પાળવા લાયક જનાવરોનો સંગ્રહ હોવો જોઇએ. બકરાં અથવા ગાય પાળી શકયાથી ગુજરાન ઘણી કરીને સહેલું થાય છે, અને ખાવાની ચિંતા કરવી પડતી નથી. પરંતુ કોઈ રીતનાં જનાવરો રાખવાં હોય તો તેને ખાવાનો બંદોબસ્ત કરવો પડે છે. બકરી બકરાં અથવા ગાયને ચરવા માટે મેદાન જોઇએ, ઘાસ જોઇએ ઇત્યાદિ. તેથી જનાવરો પાળ્યાથી માનવ જ્યાં ત્યાં ફરી શકતું નથી, એક જગાપર અને સ્થિર થઇને બેસવું પડે છે. વળી મેદાનની પાસે એવું મુકરર રહેઠાણ થયાથી માણસ ધીરે ધીરે ખેતીવાડી શીખે છે, એમાં નવાઈ શી? જંગલી શિકારી માણસ જનાવરને પાળ્યાથી અથવા જમીન ખેડયાનો આરંભ કર્યાથી સુધરેલો થઈ જાય છે તેમ નથી; તેઓ હજી પણ ઘણા અસભ્ય છે; પરંતુ આ વિષય શક નથી કે તેઓ માનવજીવનની બીજી ભૂમિકાએ પહોંચ્યા છે. તેઓ ઉન્નતિના માર્ગ ઉપર જાય છે. માણસને ખેતી કર્યાથી પોતાના ખોરાકને માટે ઘણી ચિંતા કરવાની જરૂર પડતી નથી. તે એક પાકમાં ઉત્પન્ન થયલું અનાજ બીજી ફસલ સુધી એકઠું કરી રાખી શકે છે તેથી તે જલદીથી રહેઠાણ છોડતા નથી. ધીરે ધીરે એ ચાર ઝુંપડીઓની જગાએ ગામ થઈ જાય છે. અને તે ગામના રહેવાસીઓની દહાડે દહાડે નીતિની અને સમાજની ઉન્નતિ થાય છે. આવી રીતે સમાજના શાસનના અને રાજ્યતન્ત્રના ફણગા નીકળે છે. તે વેળાએ આપણા માનવજીવનની ત્રીજી ભૂમિકા પ્રાપ્ત થાય છેઃ માણસ જાતિને સુધરેલી દશાએ પહોંચેલી જોવામાં આવે છે. પૃથ્વીની પ્રદક્ષિણા કર્યાથી આજે વીસમી શતાબ્દીમાં આપણે ત્રણ જાતના માણસો જોઈ શકીશું. અમેરિકા અથવા આસ્ટ્રેલિયામાં જવાની જરૂર નથી. સિંહલદ્વીપમાં જ જંગલી માણસ છે, તેઓને 'બેડા' કહે છે. છોટાનાગપુરના 'સોંતાલ' લોક—અસભ્ય—વગર સુધરેલા છે અને આપણે સુધરેલા છીએ.

---

* Tylor's Anthropology p. 24

આજ સુધી પ્રાગૈતિહાસિક ( Prebistoric ) સમયના માનવજીવનના સંબંધમાં જે શોધો થઈ છે, તેના વિશે કંઈક લખવામાં આવે છે. આ કહેવું વધારે પડતું છે કે, આદિમ માણસના સંબંધમાં આપણે હજી સુધી કંઈ જાણતા નથી, કદી પણ કંઈ જાણવા પામીશું નહિ એમ ભય રહે છે. ડાર્વિનના જેવા વૈજ્ઞાનિકોએ આદિમ માનવનાં કાલ્પનિક ચિત્રો દોર્યાં છે. સાધારણદેહતત્ત્વવિદ્યાપરથી જે પ્રમાણ મળે છે, તેપરથી એ ચિત્ર ઘણું કરી ખરા જેવું જણાય છે. ક્લડે બનાવેલા 'આદિમમાનવનો ઇતિહાસ' એ નામના પુસ્તકમાં આવું એક ચિત્ર છાપેલું છે.

આપણે પહેલાંના માણસના વિષયમાં કંઈ જાણી શકતા નથી ખરા, પરંતુ પ્રાચીન માણસના સંબંધમાં હાલમાં ઘણું જ્ઞાન મળ્યું છે. ઈ. સ. ૧૮૩૭ માં ( મૉ. પર્થ ) એક ફ્રેન્ચ વિદ્વાને પ્રકટ કર્યું છે કે પિકાર્ડિમાંના આવે વીલ નગરની સીમામાં સોમનદીના કિનારાપર કેટલાક પથ્થરો એકઠા કરવામાં આવ્યા છે, જેમાંથી માણસના બનાવેલાં સુંદર કારીગરીનાં કામ જોવામાં આવે છે. સોમનદી જે પહાડની તલાટીની અંદરથી વહે ત્યાંના કેટલાક ખાડામાંથી આ પથ્થરો મળે છે. તે ચકમક પથ્થરના કકડા છે, પરંતુ દરેક એવી રીતે ભાંગેલા છે કે તેણે એક જાતની આકૃતિ ધારણ કરી છે, હથિયાર તરીકે કામમાં આવે એવા છે. આ શિલાખંડની આસપાસ માટી તથા રેતીમાં દટાયલા મોટા શરીરના હાથી, ગેંડા અને બીજા ઇતિહાસપટ પરથી લુપ્ત થએલાં જનાવરોનાં હાડકાં મળે છે. એ જોઇને એ વિદ્વાન અનુમાન કરે છે કે આ બધાં શિલાહથિયારો મોટા શરીરના હાથીના વારામાં માણસોએ તૈયાર કર્યાં હોવા જોઇએ. એ વિષય લઇને ઘણો તર્ક તથા વાદાનુવાદ થયો; કારણ કે વિદ્વાનમંડળ સ્વભાવતઃ નવી શોધના વિષયમાં અવિશ્વાસી થાય છે. લગભગ વીશ વર્ષ પછી શોધક તથા ભૂતત્ત્વવિદોએ સોમનદીના કિનારા ઉપર ફરી પરીક્ષા કરીને પર્થનો સિદ્ધાન્ત કબૂલ કર્યો.

પર્થની શોધનો ખરો અર્થ સમજવા માટે કેટલાંક તત્ત્વ જાણવાની જરૂર છે. પહેલાં, પૂર્વે ઘણા કાલ પહેલાં, પૃથ્વીમાં આવા નાના પ્રકારનાં જનાવરો હતાં. જેઓ હમણાં નજરે પડતાં નથી. ભૂતત્ત્વવેત્તાઓએ ઘણી શોધોથી ઘણુંક નક્કી કર્યું છે કે કેટલા કાલની પહેલાં કિયું જનાવર પૃથ્વીના કિયા ભાગમાં મળતું હતું. એ માટે કોઈ જગાએ કિયા જનાવરનો હાડકાંનો માળો મળવાથી આપણે કેટલા કાળની પહેલાંનાં ભૂસ્તર ( પૃથ્વીનાં પડ ) જોઇએ છીએ તે સ્થૂલ રીતે નિર્ણય કરી શકીએ છીએ. આવું ધારો કે આ નક્કી થયું છે કે મોટા શરીરનો હાથી તુષારયુગનું મોટા લોમવાળું જનાવર છે. તે વેળાએ પૃથ્વીનો વધારે ભાગ તુષાર (બરફ)થી ઢંકાયલો હતો, આકાશ પાણીની વરાળથી પૂર્ણ હતું, મધ્ય યુરોપમાં ચરિષ્ણુનીહારપુંજ ( Glacier—દરિયામાં તરતો ચાલતા બરફનો ઢગલો ) રહેલો હતો. પૃથ્વીના જીવનમાં આ તુષારયુગ લગભગ ૮૦૦૦૦ વર્ષ થયાં પૂરો થયો છે, ૨૪૦૦૦૦ વર્ષ પહેલાં એનો આરંભ થયો હતો એવું અનુમાન કરવામાં આવ્યું છે. ધીરે ધીરે જ્યારે ટાઢ ઓછી થતી ગઈ, હિમગિરિ ઉત્તર તરફ ચાલ્યો ગયો, ત્યારે શીતપ્રિય જનાવરો પણ ઉત્તર તરફ ચાલ્યાં ગયાં. એક સમય એવો હતો કે જ્યારે ( rein-deer ) રૈન હરણ ફ્રાન્સમાં ફરતાં હતાં. હમણાં તે હરણ ગ્રીનલેંડ તથા લાપલાંડથી દક્ષિણમાં મળતાં નથી. તે આ કેટલા દિવસની વાત છે તે જો

પૂછો તો તેનો બરાબર જવાબ કોઈ વૈજ્ઞાનિક આપી શકશે નહિ તો પણ તેના પછી લાખથી વધારે વર્ષ ચાલ્યાં ગયાં છે, તેમાં સંદેહ નથી.

બીજી જે જાણવી જોઇએ, તે એ કે નદીની ઊંડાઈ ગભીરતર થઈ જાય છે. પહોળો નદીકિનારો ધીરે ધીરે પાણી ગતિવગરનું થવાથી સાંકડો પડી જાય છે. સ્થળ તરી ઉઠે છે, પાણી ઉતરી જાય છે. કોઈ વખત હતો, જ્યારે યુરોપમાં ઉત્તર સાગર તથા ઇંગ્લીશ ચાનલની જગાએ એક મોટી નદી વહેતી હતી અને તેની શાખા નદી રહાઇન, એલ્બ, ટેમસ, ટાઇન વગેરે તે સાગરમાં પોતાના પાણી અર્પણ કરતાં હતાં. ધીરે ધીરે નદીઓ સાંકડી તથા ઉંડી થઇ પડી અને તેઓના કિનારામાં તે કાલના જીવજંતુના અવશેષ (ફૉસીલ) ઘણાક ડટાયા વખત જતાં એ જમીનં ઉપર શિલા, રેતી વગેરે વસ્તુનું ઢાંકણ પડ્યું. એ વાસ્તે જરા ખોદવામાં નહિ આવ્યાથી જીવાવશેષ ( Fossil ) વગેરે તે વખતનાં ચિહ્ન મળતાં નથી. લગભગ ૨૦ા હાથ જમીન ખોદીને સોમનદીની તલાટીપર ચકમકના પત્થરનાં હથિયારો તથા મોટા શરીરના હાથીનાં હાડપિંજરો મળ્યાં હતાં. એ જગા વળી સોમના હાલના તળીયાથી ઘણી ઊંચી છે, કેટલોક ભાગ ૩૦ હાથથી ઓછી ઉંચાઈવાળો નથી, કેટલોક ભાગ ૫૯ હાથ થઈ શકે. હમણાં હિસાબ કરીને જોવામાં આવ્યું છે કે, નદીનું તળીયું અડધો હાથ ઊંડુ થતાં ૧૮૦૦ વર્ષથી ૧૧૭૦૦ વર્ષ લાગે છે. વાંચનાર સહજ અનુમાન કરી શકશે કે, કેટલાં હજારો વર્ષની પહેલાંના પાર્થિવજીવનાવશેષ આ સોમનદીના કિનારે શોધવામાં આવ્યા હશે.

ફક્ત સોમનદીના કિનારે જ નહિ પણ પૃથ્વીની ઘણીક જગાએ આવાં માનવ ચિહ્ન મળ્યાં છે. જ્યારે વિદ્વાન સમજ્યા કે, આ ચકમકના પત્થરાના કકડા પ્રાચીન માણસનાં હથિયારો છે, ત્યારે તેઓ ઘણી જગાપર આવાં માણસનાં ચિહ્ન જોવા પામ્યા પહેલાં માણસો આવા કકડાની મર્યાદા સમજતા નહોતા, તેઓએ મળ્યાથી કેટલાક એકઠાં કરી રાખતા હતા. અભણ માણસો તેની પૂજા કરતા હતા, અથવા વજ્ર સમજીને ઉપાડતા હતા. પરંતુ હાલમાં પૃથ્વીના બધા ભાગમાં ઘણું કરીને આવા ચમકતા પત્થરા વગેરેનાં હથિયારો માટીની નીચે મળે છે. ઘણાંક હાલની અસુધરેલી જાતિનાં વપરાતાં પત્થરાનાં હથિયારોની જોડે સરખામણી કર્યાથી કંઈ પણ સંદેહ રહેતો નથી કે, આ પત્થરના કકડાઓ માણસના હાથથી બનેલાં હથિયારો છે. હિંદુસ્થાનના પૂર્વ કિનારાપર મદ્રાસ ઇલાકામાં પણ આવા પત્થરાના કકડા મળ્યા છે. બ્રહ્મદેશમાં તુષારયુગના પૂર્વકાલના ( Pliocene ) ભૂસ્તરમાંથી આવા પત્થરના કકડા એકઠા કરવામાં આવ્યા છે.

સર જૉન એવાન્સે પોતાના પ્રખ્યાત પુસ્તક ( "Ancient Stone Implements") માં જણાવ્યું છે કે, નદી તથા સમુદ્રના કિનારાપરથી મળેલાં ચકમકનાં હથિયારો ત્રણ ભાગમાં વહેંચાઈ શકાય છે.

(૧) શિલાફલક–એ ચાકુ અથવા બાણ રૂપમાં વપરાતાં હતાં એવું જણાય છે.

(૨) નિશિત (અણીદાર) શિલાખંડ–એ બરછીની અણીના રૂપમાં વપરાતા હતા એવું એના ઘાટ ઉપરથી જણાય છે.

(૩) ડિમ્બાકાર (ચક્રાકાર) શિલાખંડ-એની ચારે બાજુએ ધાર છે. ચકમકના પથ્થર ઘણા મજબુત હોય છે, પરંતુ કોઈ કઠણું ગોળાકાર વસ્તુથી ધારીને ઘા માર્યાથી એમાંથી સહેલાઇથી ઘણીક પતરી નીકળે છે. આવી પતરી નીકળેલા એ ચકમકના પિંડ ઘણા મળ્યા છે. પ્રાચીન હથિયાર બનાવનારોનું કૌશલ એનાથી સહેલાઇથી જણાય છે, એ માટે એ લેખકે પોતાના પુસ્તકમાં એક ચિત્ર આપ્યું છે જેમાં એક ચકમકના પિંડના ઉપર પતરી ગોઠવીને દેખાડી છે. જે દેશમાં ચકમકનો પથ્થર વિરલ હોય છે અથવા મુદલે મળતો નથી, તે દેશમાં બીજા પથ્થરો—આ જ મતલબના પથ્થરના કકડા—વાપરતા હતા; જેમકે quartz Jasper, વગેરે.

આવી રીતનાં હથિયારો નદી તથા સમુદ્રના કિનારા વિના પહાડની ગુફામાંથી પણ મળ્યાં છે. એ ગુફાઓ તે વેળાએ રહેવાને માટે વાપરવામાં આવતી હતી અને ઘણાકનું છેવટનું સંસ્થાન પણ હતું એવું જણાય છે. ઘણીક ગુફામાંની નીચેની જમીન ખોદ્યાથી જૂના પ્રાણીઓનાં ચિહ્ન મળે છે; એક પોપડાની પછી નીચે બીજો એક જૂનો પોપડો છે. આવી રીતે એક ગુફામાં જૂદા જૂદા વખતનાં ચિહ્નો મળે છે. આપણે હમણા જે વખતના માનવ જીવનના વિષયે વિચાર કરીએ છીએ, તેનાં ચિહ્ન નીચલા પોપડામાંથી મળે છે. મોટા શરીરના હાથી, ગુફામાં રહેનાર રીંછ, રેન હરણ વગેરેનાં હાડપિંજર ફોસિલની પાસે જ અથવા તેમાં વિંધવાના ચકમકના હથિયારો મળે છે. તેના શિવાય હાડકાના ટેકા અથવા સોઇના આકારનાં હથિયારો, જૂદી જૂદી જાતનાં ચિત્રેલાં હાડકાંના કકડા, પશુનાં દાંતના બનાવેલા તુટેલા હારં, તથા માણસનું કપાલ અને બીજાં હાડકાં, પણ મળે છે. નેમેરમાંના સ્પાઈ ગામની એક ગુફામાં બે માણસોનાં હાડપિંજર મળ્યાં છે.

પહેલાં જણાવી ગયા છીએ કે કેટલીક ગુફાના ઉપલા પોપડામાં પ્રાચીન કાલના જૂદા જૂદા અવશેષ એટલે ફોસિલ મળે છે, પરંતુ એ જેટલા જોઇએ તેટલા જૂના હોતા નથી. એ પોપડામાં મોટા શરીરના હાથીનાં હાડપિંજરો મળતાં નથી ખરા, પણ કોઇ કોઈ લુપ્ત જનાવરોના હાડપિંજરો મળે છે. અને તેની જોડે જે પથ્થર અથવા હાડકાંનાં બનાવેલાં હથિયાર મળે છે તે જોયાથી સમજાય છે કે, તેઓનો બનાવનાર માણસ, પહેલાં કરતાં થોડોક ઉન્નત થયો છે. આ હથિયારો પહેલાના જેવા ચકમકના પથ્થરના કકડાના કરતાં ઘણીકરીતે સ્વચ્છ, એ હથિયારોને યત્નથી છોલેલાં છે, બીજા પથ્થર ઉપર ઘસીને ધારવાળાં કર્યાં છે. તે વેળાના અને હાલના અસુધરેલા જીવનમાં વિશેષ તફાવત નથી એ તેઓની શિલ્પનૈપુણ્યની સરખામણી કર્યાથી જ સમજાય છે. આદિથી ન્યુઝિલાંડવાસીઓ આજે જે કુહાડી વાપરે છે, તેની જોડે પ્રાચીન તુષારયુગના પથ્થરનાં હથિયારોની કુહાડીની તુલના કર્યાથી એ વાતનું ખરાપણું જણાશે. પરંતુ એ કાલ, આ તુષારયુગ, ઐતિહાસિક સમયના ઘણાં વર્ષ પહેલાં છે; ભૂતત્ત્વવિદો એ કાલને ભૂજીવનના ચોથા યુગ તરીકે બતાવે છે. એ વખતે યુરોપમાંથી હિમાની અને બરફનાં ચોસલાં ગયાં હતાં ખરાં, પરંતુ તે વેળાએ ટાઢ પુષ્કળ હતી, ફ્રાન્સમાં રેન હરણ મળતાં હતાં. ત્યાર પછી કેટલા હજાર વર્ષ ગયા પછી પૃથ્વીમાં કેટલો ફેરફાર થયો છે, તે વેળાએ પણ માણસને તાંબુ, લોઢું વગેરે કોઈ ધાતુ મળી નહોતી, તે વેળાએ પણ પથ્થર, હાડકાં અને લાકડાં એજ તેઓનાં હથિયારો અને બીજાં ઉપકરણ બનાવવાની સામગ્રી હતી.

શુદ્ધા વિના બીજી બે જગાપર આ ચોથા યુગનાં જાતજાતના, ચિત્તને ખેંચે એવો, અવશેષ એટલે ફૅાસિલ મળ્યાં છે. સમુદ્રકિનારા ઉપર ઠેક ઠેકાણે એક એક સ્તૂપ છે, જેને અંગ્રેજીમાં Kitchen-middens કહે છે. લોકો પહેલાં એ ઢગલાને કુદરતી તરીકે માનતા હતા. પરંતુ પરીક્ષાથી સાબેત થયું છે કે એ કચરાનો ઢગલો શોધકને માટે ઘણોક ચિત્ત હરનાર છે. ડેનમાર્કમાં આવા જે ઢગલા છે, તેમાંના કોઈ કોઈ ૧૦૦૦ ફુટ લાંબા અને ૩૦૦ ફુટ પહોળા છે. આ ઢગલામાં નાના પ્રકારની વસ્તુઓ મળે છે. જેમ કે હરણ, કુતરા અને બીજા હાલનાં જનાવરોનાં હાડપિંજરો, હંસ વગેરે નાના પ્રકારનાં પક્ષીઓ તથા નાના પ્રકારનાં માછલાંનાં હાડકાં અથવા કાંટા, અને દરિયાના જીવની પુષ્કળ છીપો છે. એ ઉપરાંત પથ્થરા લાકડાં અને હાડકાંની બનાવેલી જૂદી જૂદી જાતની વસ્તુઓ અને કેટલાંક માટીનાં વાસણ પણ મળ્યાં છે. આ બધું જોઈને સારી પેઠે સમજાય છે કે, ઢગલાઓ એક એક ઉપનિવેશના શ્મશાન જેવા છે; અને એ જગાપરના રહેવાસીઓ માછલાં પકડીને અને હરણ વગેરેના શિકાર કરીને પોતાનો નિર્વાહ કરતા હતા કુતરાં શિવાય બીજા કોઈ જાતનાં પાળેલાં જનાવરોનાં હાડપિંજરો મળતાં નથી. એના ઉપરથી સાબેત થાય છે કે, આ લોકો શિકારી જીવન સંપૂર્ણ રૂપે ગાળીને, તે વેળાએ પશુપાલક જીવનને પ્રાપ્ત થયા નહોતા.

વળી એક જગાપરથી આ પ્રાગૈતિહાસિક કાલના અવશેષ ( ફૅાસિલ ) મળ્યા છે. તે જગા સુઇઝરલંડનાં કેટલાંક તળાવ છે. ઈ. સ. ૧૮૫૩ માં જ્યુરિક તળાવના પાણી કંઈક સૂકાયાં હતાં અને તેથી મોટી જમીન સૂકી થઈ હતી. એ જગાને સ્વચ્છ કરવાની કોશેશ કરવા ઉપરથી જણાયું કે, માટીની થોડેક નીચે નાના પ્રકારના ઝાડની ડાળીઓ તથા મૂળિયાં પાતળાં થઈને ડટાયલાં છે તેની પાસે ઘણાંક લાકડા અને પથ્થર અથવા હાડકાંનાં હથિયારો અને ઘણું કરીને વપરાશમાં આવતાં વાસણ પણ મળ્યાં છે. ડાક્ટર કેલર એ વિષયમાં ઘણી તપાસ કરી, હમણાં સાબેત કર્યું છે કે પ્રાચીન કાલમાં આ તળાવના ઉપર ઘર બાંધીને લોકો રહેતા હતા લાંબા લાંબા લાકડાં દાટીને પાણીના ઉપર ઝુંપડી બનાવતા હતા, જેમ હાલમાં પણ ઘણીક જગાએ—આપણા હિંદુસ્થાનમાં—થાય છે. શોધ ઉપરથી જાણવામાં આવ્યું છે કે આવી રીતનાં પાણીમાં રહેઠાણ સુઇઝરલંડમાં ૧૬, ફ્રાન્સમાં ૩૨, ઇટાલિમાં ૩૬, ઑસ્ટ્રિયામાં ૧૧ અને જર્મનીમાં ૪૬ હતાં. પછી કોઈ વખતે એ સર્વ આગથી બળીને નાશ થઈ ગયાં ખચીત એ ઝુંપડીઓ સર્વે તે વખતની નથી, એ તેઓના અવશેષ ( ફૅાસિલ ) જોયાથી જણાય છે. કેટલાકમાં પથ્થર, હાડકાં, શિંગડાં વગેરેથી બનાવેલી વસ્તુઓ મળી છે, પરંતુ કોઈ જાતની ધાતુનાં હથિયાર મળ્યાં નથી. બીજી ઝુંપડીના રહેવાસીઓ તાંબા અને પિતળ વાપરતાં શીખ્યા હતા એવું જણાય છે. પણ લોખંડની ખોટ નજરે પડે છે, અલંકારના વિના બીજી કોઈ વાપરવા લાયકની વસ્તુઓ મળતી નથી.

આ તો બધી જગાની હકીકત થઈ. ત્યાં પ્રાચીન મનુષ્ય જીવનના અવશેષ (ફૅાસિલ) મળ્યા છે. એ ફૅાસિલ જોઈને તે કાળના માણસના વિષયમાં શા શા વાજબી અનુમાન કરી શકાય છે તેનો હવે વિચાર કરવામાં આવે છે. ( અપૂર્ણ. )

નારાયણ હેમચન્દ્ર

---

# કૉંગ્રેસના ઔદ્યોગિક પ્રદર્શનને પ્રસંગે મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે કરેલું ભાષણઃ એનું સંક્ષિપ્ત અવલોકન.

હિન્દુસ્તાનના ઉદ્યોગો સંબન્ધે અને એના આર્થિક ઉદ્ધારના ઉપાય સંબન્ધે ઘણી વાર ઘણા વિદ્વાનો રાજ્યતન્ત્રીઓ અને તે તે ઉદ્યોગોના અનુભવીઓ તરફથી બોલવા-લખવામાં આવે છે—પરન્તુ કૉંગ્રેસનું પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા કરતી વખતે મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે આ પ્રશ્ન ઉપર જે ભાષણ કર્યું હતું તેવું ભાષણ અદ્યાપિ કોઈ પણ સ્થળે ભાગ્યેજ સાંભળવામાં આવ્યું હશેઃ મહારાજાશ્રીનું આ ભાષણ એવી અસાધારણ ગંભીરતા, વિચાર, માહિતી અને દેશદાઝથી ભરેલું હતું કે એની * મોડી મોડી પણ આ પત્રમાં નોંધ લેવી આવશ્યક છે.

મહારાજાશ્રીએ પોતાનું નામ કૉંગ્રેસના પ્રયત્નની એક શાખા સાથે જોડાવા દીધું, એ કૉંગ્રેસના ઇતિહાસમાં એક અપૂર્વ મહત્ત્વની અને આશાજનક બિના ગણાય છે. પરન્તુ અમે મહારાજાશ્રીના ભાષણથી મુખ્ય લાભ બીજો જ થએલો ગણીએ છીએઃ આપણા આર્થિક અને રાજકીય પ્રશ્નો આપણે એક જ બાજુથી—પ્રજાપક્ષની બાજુથી જ—જોઈ શકીએ છીએ, અને રાજ્યકર્તાઓના દૃષ્ટિબિન્દુની—ખાસ કરીને તેઓ પરદેશી હોવાથી—આપણે અવગણના કરીએ છીએ. મહારાજાશ્રીના ભાષણથી રાજ્યકર્તાના દૃષ્ટિબિન્દુનો પણ આપણને લાભ મળ્યો છે. તેઓ દેશી રાજ્યકર્તા છે એટલું જ નહિ, પણ પૂર્ણ દેશાભિમાની અને દેશનો ઉદય જોવાને અત્યન્ત ઉત્સુક છે. એમના વિચારોમાં પરદેશી રાજ્યકર્તા તરફ પક્ષપાત આવવાનો સંભવ નથી. અને તેથી પ્રજાના કર્તવ્ય સંબન્ધે એમના શા વિચારો છે એ ખાસ જાણવું ઉપયોગી થશે.

મહારાજાશ્રીના ભાષણના પાંચ વિભાગ હતાઃ—

(૧) ઉપોદ્‌ઘાત.

(૨) હિન્દુસ્તાનના લોકો ખેતી શિવાય અન્ય કોઈ પણ ધન્ધાને લાયક નથી એ વિચારનું ખંડન.

(૩) કૃષિઃ એને સુધારવાના ઉપાય.

(૪) હુન્નરઃ એને ખીલવવાના ઉપાય.

(૫) ઉદ્‌બોધન.

---

* જો કે—કમનશીબે હિન્દુસ્તાનના પ્રશ્નોનો બહુ ટુંકા વખતમાં નીવેડો આવતો નથી, એટલે પત્રકારોને મોડા પડવાનો તો ભય જ નથી!

તન્ત્રી.

૧. મહારાજાએ ઈંગ્લંડ ફ્રાન્સ વગેરે અનેક દેશો અનેકવાર જોયા છે, અને અવલોકન કરતાં આ દેશના અને એ દેશના લોકો વચ્ચે એમને એક મ્હોટો તફાવત એ જણાયો છે કે—આ દેશના લોક દરિદ્રાવસ્થામાં સન્તોષ માને છે, અને એ દેશોમાં લોક સુખ—આર્થિક સુખ—ભોગવવાની તૃષ્ણાવાળા હોય છે. પરિણામે, આપણા દેશમાં હુન્નર ખીલવવા તરફ લોક ઉદાસીન રહે છે, અને એ દેશોમાં હમેશ નવાં નવાં સુખનાં સાધન શોધાતાં જાયછે. સુખનાં દ્વાર ખુલ્લાં મૂકયાં વગર સુખની તૃષ્ણા ઉત્પન્ન કરવી એ તો મહારાજા પણ સલાહ-ભરેલું માનતા નથી, તેમ જીવનની રહેણીમાં સાદાઈ પણ એમને પસન્દ છે. પરન્તુ એમનું એમ કહેવું છે, અને એક રીતે એ યથાર્થ છે કે સંપત્તિની વચમાં સન્તોષ રાખવો એ જ ખરી ભાવના છે, અને લોકની સુખવિષયક ઇચ્છા દબાવવાને બદલે સુખનાં દ્વાર—સુખના માર્ગો ઉઘાડી આપવા એ રાજ્યતન્ત્રીઓનું કર્તવ્ય છે.

ઉપર જણાવેલો સિદ્ધાન્ત આર્થિક ઉદ્ધારના ભાષણમાં આદ્ય સૂત્ર તરીકે સંપૂર્ણ રીતે સત્ય છે. મહારાજાશ્રીની સાથે અમારે કંઈ પણ મતભેદ હોય તો તે એટલો જ છે કે—આ દેશના લોકને જોઇતા આપમાં પણ સુખની ઇચ્છા નથી એમ માનવું યથાર્થ જણાતું નથી. જો આ દેશના લોકને સુખની ઇચ્છા ન હોય તો મહારાજા પોતે જ આગળ જતાં જણાવે છે તેમ અસલના વખતમાં તેમ જ મધ્યકાળમાં હિન્દુસ્તાનમાં આર્થિક જાહોઝલાલી હતી એનો શો ખુલાસો ? આપણા દેશનું સાહિત્ય આજ સુધી ઘણે ભાગે બ્રાહ્મણો અને સંતોને—અર્થાત્ દરિદ્રાવસ્થામાં સન્તોષ વૃત્તિથી રહેનાર વર્ગને—હાથે લખાયું છે, એથી ઘણીવાર એમ મનાઈ જાય છે કે અસલ તો એમાં ઉપદેશેલી ભાવનાઓ જ સર્વત્ર પ્રસરેલી હતી. પણ જરા ઊંડી દૃષ્ટિએ એ સાહિત્ય વિચારતાં તેમ જ દેશની તે વખતની સ્થિતિનાં અન્ય સ્થળે મળતાં ચિત્રો જોતાં, જણાય છે કે મનુષ્યસ્વભાવ સર્વત્ર એક જ વ્યાપી રહેલો છે—અને આજ જેમ યૂરોપની પ્રજાઓ ધનઅર્થે આફ્રિકા ચીન જાવા વગેરે તરફ ધસારો કરે છે, તેમ હિન્દુસ્તાનના લોકો પણ કરતાઃ માત્ર જ્યારથી એમની રાજકીય પડતી થઈ, અને એમનું સઘળું ધ્યાન અત્રેનાં રાજ્યોના પરસ્પર ઝઘડાઓમાં રોકાવા લાગ્યું તેમ તેમ એમનો પરદેશ સાથેનો વેપાર ઘટતો ગયો—અને આર્થિક પરાક્રમ નાશ પામ્યું. છતાં, અન્ય પ્રજાઓ કરતાં આ પ્રજામાં આધ્યાત્મિક સત્ત્વ અધિક હોવાથી કાંઇક સન્તોષની વૃત્તિ અધિક જોવામાં આવે છે એ ખરૂં. પણ એ વૃત્તિ વસ્તુતઃ નિરુદ્યમતાનું કારણ નથી, માત્ર નિરુપાયતાને વખતે ધૈર્ય ધરવાનું, અને પશુતામાં—જંગલી ક્રૂરતામાં—ઉતરી પડતાં અટકવાનું સાધન—અવલંબ માત્ર છે. વળી, સંપત્તિની વચમાં રહી સન્તોષ રાખવો એ જ ખરી ભાવના છે એ કહેવું એક રીતે યથાર્થ છે. પરન્તુ એ સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે ખુશીથી આર્થિક દરિદ્રાવસ્થા ભોગવતા, અને આધ્યાત્મિક સંપત્તિમાં રાચતા યતિઓ પણ દેશનું ભૂષણ છે, એટલું જ નહિ પણ દેશનું ઓજ-હૃદયબળ-એ વર્ગમાંથી જ ઉતરી આવી સર્વત્ર પ્રસરે છે એમ માનવામાં પણ ખોટું નથી. છતાં, અમે ઉપર કહ્યું તેમ આર્થિક ઉન્નતિના ભાષણમાં " અર્થ " (દ્રવ્ય સંપત્તિ) નું ગૌરવ કરવું એમાં કાંઈ જ અનૌચિત્ય નથી, અને એક મર્યાદિત સત્ય તરીકે મહારાજાશ્રીનો સિદ્ધાન્ત સ્વીકારતાં અમને બાધ નથી.

૨. હિન્દુસ્તાનના લોકો ખેતી શિવાય અન્ય ધન્ધાને લાયક નથી એ વિચારનું મહારાજાએ મિ. જસ્ટિસ રાનડે તથા મિ. રમેશચન્દ્ર દત્તનાં પુસ્તકોને આધારે બહુ સારી રીતે ખંડન કર્યું છે.

"Our early history is scanty and, in many respects, uncertain. But no uncertainty, no scantiness can do away with the fact that this was once a great commercial people. We see a very wealthy nation with organised guilds of artisans, a flourishing inland commerce, a large Export and Import trade. We hear of busy and flourishing ports through which the manufactures of India flowed out to Europe, to Arabia, and Persia, and from which in those early times we sent out our delicate cotton textures, our chintz and muslin, our clothes and silk thread, a fine quality of steel; indigo, sugar, spices, and drugs; diamonds, ivory, and gold. In return we received brass, tin and lead, coral, glass, antimony; woollen cloth, and wires, from Italy and also specie and bullion. All through the Middle Ages, our manufactures and industries were at a very high level. Every traveller attests the existence of large and flourishing towns, (a sure index of Industrial prosperity), and praises the skill and ingenuity of our workmen. It is on the Eastern trade that Venice builds her greatness, for, then we were indeed the "Gorgeous East." Notice that it is especially in the manufactures, which required delicate work, originality of design, or instinctive taste that our products were famous, our carving, our inlaid work and our gossamer cloth.

આ પ્રમાણે પ્રાચીનકાળમાં અને મધ્યકાળમાં હિન્દુસ્તાન, યૂરોપ—અરબસ્તાન—ઇરાન વગેરે સાથે અમૂલ્ય રેશમી અને સુતરાઉ કાપડ, હીરા, હાથીદાંત, સોનું, પોલાદ, ખાંડ, તેજાના વગેરે અનેક પદાર્થોનો વેપાર કરતું. એ વેપાર પડી ભાગવાનું કારણ માત્ર યૂરોપનાં વરાળ વગેરેનાં યન્ત્રો જ નથી, કારણ કે એ યન્ત્રો શોધાયાં તે પહેલાંથી એ વેપાર મન્દ પડવા માંડ્યો હતો. યન્ત્રો ઉપરાન્ત, ઇસ્ટ ઇન્ડિયા કંપનીની આ દેશ સાથેની આર્થિક નીતિ એ આ વેપારના નાશનું મુખ્ય કારણ છે. મહારાજા યોગ્ય જ કહે છે કે—

"There is a tendency in fact to hypnotise ourselves into apathy by continual repetition of the formula that Indians, as a race, are lacking in enterprize, deficient in business faculties, barren in organzing power......We were a trading and manufacturing country from ancient times down to the present century, and if our manufactures have fallen into decay, our commerce languished, it was under a burden which would have crushed the most flourishing industry of the most energetic people."

"હિન્દવાસીઓમાં સાહસવૃત્તિ નથી, ધન્ધાની સમજમાં તેઓ ઊણા છે, વ્યવસ્થા ઉપજાવવાની એમનામાં શક્તિ નથી—ઇત્યાદિ મન્ત્રોનો વારંવાર ઉચ્ચાર કરીને આપણે મૂઢ

બનવું ન જોઇએ........અસલના વખતથી ઓગણસમી સદીની શરૂઆત સુધી આપણો વેપાર રહ્યો—અને ત્યાર પછી પડી ભાગ્યો—પણ તે એટલા ભાર તળે કે એ ભારથી તો જબરામાં જબરી પ્રજાનો જબરામાં જબરો ઉદ્યોગ પણ પડી ભાગે."

મહારાજાશ્રીએ આ પ્રમાણે આ દેશના લોકને આર્થિક શ્રેયની બાબતમાં નિરાશ ન થવા પૂર્ણ ઉત્સાહભર્યા શબ્દોમાં ઉપદેશ કર્યો છે, અને એ શ્રેયમાં પરમ વિઘ્નરૂપ આપણી કેટલીક નાતજાતની રૂઢિઓ સમુદ્રયાન પ્રતિબન્ધન વગેરે ત્યજવા આગ્રહ કર્યો છે.

"We have allowed the home-keeping propensities and the out-of-date semi-religious prejudices, which have gathered round the institution of Caste, to prevent us from choosing the line of activity most consonant with our abilities or from seeking other lands in search of fresh markets and the knowlege of new industries. The restriction against foreign travel is one of the most serious obstacles in the way of commercial success and must be utterly swept away, if we are not to go on stagnating.".

વળી, આપણા લોકને આર્થિક ઉન્નતિ માટે કેટલીક ખાસ સગવડો છે—જે મહારાજાએ બરાબર બતાવી છેઃ જેમકે, (૧) કુદરતઃ આપણા દેશની જમીનમાં પુષ્કળ કાચું ધન પડેલું છે; (૨) પાણીની છૂટઃ એથી યન્ત્રો ચલાવી શકાય એમ છે; (૩) સોંઘી મજૂરી; (૪) વંશપરંપરાનો ધન્ધો હોવાથી, આપણા કારીગરોમાં જોવામાં આવતી હાથની અને નજરની સારી ચાલાકી.

૩. કૃષિની બાબતને મહારાજાએ પ્રથમસ્થાન આપ્યું છે એ યોગ્ય જ છે, કારણ કે હિન્દુસ્તાનની મ્હોટી વસ્તી કૃષિ ઉપર જીવે છે, અને એ જ એક એવો ધન્ધો છે કે જેમાં સુધારો કરવાથી દેશના મ્હોટા ભાગને લાભ કરી શકાય એમ છે.

કારીગરીના ધન્ધા પડી ભાગવાથી, તેમ જ હથિયારનો ધન્ધો તદ્દન જતો જ રહેવાથી આ દેશની મ્હોટી વસ્તીને ખેતી ઉપર ગુજરાન ચલાવવાની જરૂર પડી છે. ડૉકટર વોલ્કરે આ દેશની ખેતીની પદ્ધતિનાં ઘણાં વખાણ કર્યાં છે, પણ મહારાજાશ્રી એ મતમાં મળતા નથીઃ ખેતીનાં ઓજારોમાં, ખાતરમાં, વાવણીમાં, અને પાક ઉતારવાની રીતમાં ઘણા સુધારા થઈ શકે એમ એમનો મત છે. અઇન-ઈ-અકબરી લખાઈ ત્યાર પછી—એટલે સત્તરમી સદીના મધ્ય ભાગ પછી—એકરે સેંકડે પચાસ ટકા પાક કમી ઉતરે છે, એવો આ દેશની જમીનનો રસકસ ઉતરી ગયો છે, તેથી ખેડૂત ગરીબ થતો જાય છે.

ખેતીમાં સુધારો કરવાના બે પ્રકારના ઉપાય છે.

(૧) સાધન, પદ્ધતિ વગેરેમાં સુધારો; અને

(૨) કેળવણી.

(૧) ખેતીનાં ઓજારમાં સુધારો થવો જોઇએ; ખેતીનાં ઢોર પણ સુધરવાં જોઇએ: એ માટે દરેક ગામમાં 'આંકેલા સાંઢ' રાખવાનો પ્રાચીન રિવાજ ઉત્તમ હતો; ખેતરની આસપાસ ઝાડ પુષ્કળ વાવવાં જોઇએ; ખેતરમાં પાણી ભરાઈ ન રહે એ માટે જોઇતી નીકો ખોદવી જોઇએ; ખેડૂતને ઉત્તમ બી મળી શકે એવી ગોઠવણ કરવી જોઇએ; અને વારાફરતી કયી ચીજો વાવવી એ તરફ ખેડૂતનું લક્ષ દોરવું જોઇએ; 'ઇરિગેશન' કહેતાં નહેર, તળાવ, કુવા વગેરે પાણીનાં સાધન પુષ્કળ કરવાં જોઇએ. પ્રાચીન હિન્દુ રાજાઓ આ ઉપર કેવું લક્ષ આપતા એ દક્ષિણ હિન્દુસ્તાનમાં જે જૂનાં તળાવો અને નહેરો છે એ જોતાં સમજાય છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં અસલના દેશી રાજાઓએ બન્ધાવેલાં ૫૦,૦૦૦ તળાવો છે. એના બન્ધની લંબાઈ કુલ ૩૦,૦૦૦ માઇલ છે, અને ૩૦૦,૦૦૦ જૂદા જૂદા બન્ધ—ચૂનાકામ—છે. અને એ વડે ૮૪ લાખ કરતાં વધારે એકર પાઈ શકાય છે જે રાજ્યોમાં મ્હોટાં પાણીકામ રચી શકાય એમ ન હોય ત્યાં કુવા ખોદાવવા ઠીક છે. 'ઇરિગેશન' થી જેમ લાભ છે તેમ કેટલીક હાનિ પણ છે: એ હાનિ થતી અટકાવવા માટે કૃત્રિમ ખાતરની જરૂર છે. કપાશીઆ અને એરંડા વગેરે પરદેશ ચઢાવવામાં આવે છે, એથી અત્રે ખાતરની ઘણી ખોટ પડે છે. રસાયનશાસ્ત્રની મદદથી કૃત્રિમ ખાતરો શોધી કાઢી એનો ઉપયોગ કરવાની મહારાજા સાહેબ સલાહ આપે છે. જમીનમાં ઊંડી ઘાસની જડો હોય છે એ કાઢી નાંખી જમીન સુધારવાની પણ જરૂર બતાવે છે.

(૨) પરન્તુ જ્યાં સુધી ખેડૂતને સામાન્ય કેળવણી મળશે નહિ ત્યાં સુધી એક પણ સુધારો સારી રીતે દાખલ કરી શકાશે નહિ. કૃષિશાસ્ત્રની શાળાઓ અને કૉલેજો ઉભી કર્યા છતાં, બહુ ફાયદો જણાયો નથી એનું એક કારણ એ છે કે દેશ બહુ મ્હોટો છે, જૂદા જૂદા પ્રાન્તની અને જીલ્લાઓની જૂદી જૂદી ખાસિયતો છે—અને તે ઉપરાન્ત લોક બહુ અજ્ઞાન, ઉદાસીન અને જડ છે. ખેતી માટે લોકોનાં મંડળો સ્થપાય, એઓ દરેક સ્થળની ખાસિયતો અને જરૂરિયાતોથી વાકેફ થઇ ખેડૂતોને સલાહ આપે અને નવા સુધારા દાખલ કરે, ત્યારે જ ખેડૂતોનો ઉદ્ધાર થાય. સરકાર ગમે તેટલું કરે, પણ એ જે કરે તે બહારથી જ કરે, માટે એનો ફાયદો થોડો છે; જ્યારે આ બાબતો લોક પોતે જ ઉપાડી લે ત્યારે જ ખરો લાભ થાય—એમ મહારાજા જણાવે છે. આ વિષયની આખરે એમણે એક ઉત્તમ સૂચના કરી છે: ખેતીનું કામ જ્યારે થોડું હોય, અથવા જે વર્ષે વરસાદ થોડો પડયો હોય તે વખતે ખેડૂતો ઘેર બેઠા કરી શકે એવા ધન્ધાઓ એમને શીખવવા જોઇએ: પુરુષો કાંતરકામ અને રમકડાં કરે, અને બૈરાં ભરતકામ કરે.

કૃષિ સંબન્ધે મહારાજા સાહેબે કરેલી આ સૂચનાઓ સુપ્રસિદ્ધ છે—એમાં પ્રશ્ન એટલો જ છે કે એ અમલમાં શી રીતે આવી શકે? સુધારા થોડા છે, પણ સર્વમાં પુષ્કળ ખર્ચની જરૂર છે. નહેરો–તળાવો–કુવાઓ માટે દ્રવ્ય જોઇએ. કૃષિશિક્ષણ અસરકારક થવા માટે સ્થળે સ્થળે એની શાળાઓ જોઇએ—દરેક ગામમાં જેવો ચૉરો અને પોલિસનું થાણું, એવી જ ખેતીની એક નિશાળ જરૂર જોઇએ. એ સર્વ માટે અથાગ દ્રવ્યની અપેક્ષા છે.

એની રૈયત પાસે આશા રાખવી વ્યર્થ છેઃ એને માટે જોઇતું સામર્થ્ય સરકાર જ ધરાવે છે. પરન્તુ આ સંબન્ધમાં આપણા કેળવાએલા વર્ગની અને ધનાઢ્ય વર્ગની કેટલીક ફરજો અમે કબૂલ કરીએ છીએઃ આપણી મ્હોટી સ્કૂલોમાં અને કૉલેજોમાં ગામડાંમાંથી ઘણા વિદ્યાર્થીઓ આવે છે, એમણે સમજવું જોઇએ કે પરીક્ષાઓ પાસ કરી સરકારની નોકરી લેવાનું ઉદર પ્રત્યે અને કુટુમ્બ પ્રત્યે જેટલું એમનું કર્તવ્ય છે, તેટલું જ કર્તવ્ય એમના અજ્ઞાન દેશબન્ધુઓને પોતાના જ્ઞાનનો લાભ આપવાનું છે. આપણો ધનાઢ્ય વર્ગ પણ આ સંબન્ધમાં કેટલોક ઉપકાર કરી શકે એમ છે. દરેક ગામડાઓમાં હમેશાં એક બે પૈસાવાળા હોય છે, એઓ 'શહેરી' થવાનો લોભ ન રાખી, અને ખેડૂતોનું 'લોહી ચૂસનારા વાણીઆ' થવાનું જવા દઈ, પોતાના ગામની ઉન્નતિ શી રીતે કરવી એ તરફ લક્ષ રાખે તો ગામ ઉપર ઘણો ઉપકાર કરી શકે. સરકારે આવા લોકને યોગ્ય માન વતન આદિ વડે ઉત્તેજન આપવું જોઇએ. અમને લાગે છે કે જ્યારે શહેરની ધાંધળ જવા દઈ ગામડાં તરફ આપણા કેળવાએલા મિત્રો—સામાન્ય ગ્રૅજ્યુએટો વકીલો દાક્તરો—ધ્યાન દેતા થશે, વખતો વખત ગામડાંમાં ફરી, લોકની ખરી જરૂરિયાતો જાણી, એમના હિતની વાતોથી એમને માહિતગાર કરશે ત્યારે જ 'હવે દેશના ઉદ્ધારનો ખરો માર્ગ શરુ થયો' એટલું કહી શકાશે.

૪. હુન્નર-કારીગરી-કારખાનાંનો વિષય વિશાળ છે. એ સંબન્ધમાં બોલતાં મહારાજાએ લોકનું જૂદા જૂદા ધન્ધાઓ તરફ લક્ષ દોર્યું છે. આપણે ત્યાંથી યૂરોપ ઘઉં ચઢે છે, એ ઘઉંની યુરોપનાં કારખાનાંઓમાં રોટલી બને છે; આપણે ત્યાંથી ચામડું પરદેશ જાય છે, એ ચામડું કમાવીને પાછું આપણે દેશ મોકલે છે; આપણા દેશમાંથી—ખાતરનું નુકશાન થઈ—પરદેશ હાડકાં જાય છે, એ હાડકાંનાં ચપ્પુ વગેરેના હાથા બનીને આવે છે, એટલું જ નહિ પણ એનો ખાતર તરીકે ઉપયોગ કરી ખાંડ માટે પાક વધારવામાં આવે છે, અને એ ખાંડ આપણા દેશની ખાંડ સાથે હરીફાઇમાં ઉતરી આપણી ખાંડના ધન્ધાનો વિનાશ કરે છે ! ગયે વર્ષે આપણા દેશમાં ૯૦ લાખ રૂપીઆનો કાચ આવ્યો હતો. આ સર્વ ધન્ધાઓ આપણે ત્યાં થઈ શકે એમ છે. સાબુ, મીણબત્તી, કાચ, ફર્નિચર, લખવાની ચાંચો, શેતરંજીઓ-ચટાઇઓ વગેરેનાં કારખાનાં અત્રે સારી રીતે ફતેહમન્દ થઈ શકે. કેટલીક વાર આવા પ્રયત્નો નિષ્ફળ જાય છે, એનાં એક બે કારણો મહારાજા આ પ્રમાણે બતાવે છેઃ એક તો આપણા લોકમાં ધન્ધાને લાયક મનોવૃત્તિ હોતી નથી ("absence of a real business spirit amongst people themselves"), અને બીજું આપણા લોકને પોતામાં તેમ જ સ્હામામાં વિશ્વાસ હોતો નથી ("our lack of confidence in ourselves and in one another."). મૂડીનો અભાવ એ ધન્ધાઓ ન કરી શકવામાં કારણ છે એમ મહારાજાનું માનવું નથી. કરોડો રૂપીઆ સ્ત્રીઓનાં ઘરેણાંમાં અને સરકારની પ્રોમિસરિ નોટોમાં રોકાઈ રહેલા છે, અને કેટલાંક દેશી રાજ્યો આ બીજી ભૂલ બહુ કરે છે—એમ મહારાજાની ફરિયાદ છે.

મહારાજા એ ઉપર બતાવેલાં કારણો બેશક વિચારવા જેવાં છે. આપણા લોકમાં ધન્ધાને લાયક મન નથી હોતું—એ કહેવું યથાર્થ છે. પરન્તુ આ વિષયમાં એક ખુલાસો ઉમેરવાની

જરૂર છે. ધન્ધાને લાયક મન નથી હોતું એનો અર્થ એમ સમજવાનો નથી કે ધન્ધો કરવાની એમની રીત ઉડાઉ હોય છે, અથવા તો ધન્ધામાં એમની નજર પહોંચતી નથી. વસ્તુતઃ હોય છે એમ કે પહેલેથી જેવે છૂટે હાથે–પણ દીર્ઘ દૃષ્ટિથી અને દૂરના ફળની દૃઢ આશાએ અને ધીરજથી—કામ કરવું જોઇએ એ પ્રમાણે કામ થતું નથી. એમાં કાં તો ક્ષુદ્ર લોભ, યા એક વ્યક્તિનો સ્વાર્થ, યા મૂડીનો અભાવ એ વિઘ્નરૂપ થઈ પડે છે. અને એક વખત આમ નુકશાન થયા પછી, આપણા લોક એવા તવંગર નથી હોતા કે એ ધન્ધાને વળગી રહી શકે, અને એક વખત થએલું નુકશાન પાછું વાળી શકે. આપણા લોકને પોતામાં તેમ જ રહામામાં વિશ્વાસ નથી હોતો એ કહેવું સર્વથા યથાર્થ છે. પણ આમ વિશ્વાસ ઉડી જવાનું કારણ આપણી વાસ્તવિક નિર્બળતા અને ક્ષુદ્ર સ્વાર્થપરાયણતા છે. મૂડીની બાબતમાં મહારાજાનું કહેવું અંશતઃ ખરૂં છે. અન્ધાધુન્ધીનાં સેંકડો વર્ષ ગયાં તેથી દરેક જણને પોતાની મૂડી સાચવીને બેશી રહેવાની ટેવ પડી છે એ ખરૂં, પણ ધન્ધાના અજ્ઞાનને લીધે અને આપણા લોકની વિશ્વાસ–અનર્હતાને લીધે આર્થિક સાહસ ઘણી વાર નુકશાનકારક નીવડે છે એ પણ એટલું જ ખરૂં છે. આપણા લોકને આર્થિક સાહસ સૂઝતું નથી તેમાં મુખ્ય કારણ અમને એ લાગે છે કે આપણી આસપાસની હવા યુરોપ–અમેરિકાની મફક અસંખ્ય ધન્ધાઓથી ભરેલી નથી. યુરોપ–અમેરિકામાં પણ દરેક જણ નવો ધન્ધો શોધી કાઢે એટલી દરેકમાં અપૂર્વ શક્તિ હોતી નથી, પણ આસપાસ એટલા ધન્ધાઓ હોય છે કે એમાંથી ગમે તે એક ઉપાડી લેવાય છે, અને એમાં સહજ સુધારો કરવો પણ સરળ પડે છે. આપણે ત્યાં તો શોધકનું અને દ્રવ્યસંપાદકનું કામ એક જ જણને માથે પડે છે—અને દરેક જણે મહાન શોધ કરવાની જરૂર હોય છે! આપણે નવા ધન્ધા શોધવાના નથી, માત્ર યુરોપનાં કારખાનાંઓમાંથી શીખી આવવાનું છે એમ કદાચ કહેવામાં આવશે. પણ આ શીખી આવવું એને જ અમે શોધવું કહીએ છીએ. આપણા ધનાઢ્ય લોકો મિ. ટાટાની માફક—પોતે પરદેશ જઇને ધન્ધાની માહિતી મેળવી આવે, અથવા ત્યાં અસંખ્ય ગરીબ પણ બુદ્ધિશાળી યુવાનોને મોકલી એમને ધન્ધાઓ શીખવી અત્રે પાછા લાવે અને અહીંઆંની હવાને ધન્ધાઓના જ્ઞાનથી પ્રપૂર્ણ–તરબતર–કરે, ત્યારે જ અત્રે વિવિધ કારખાનાંઓ ઉભાં થાય. મહારાજાને આ બાબત લક્ષમાં છે, અને તેથી તે જાપાનનું અનુકરણ કરી નીચેના ત્રણ ઉપાયો લેવાનું કહે છે: (૧) અત્રેના યુવાન વિદ્યાર્થીઓને પરદેશ—ખાસ કરીને જર્મનિમાં—ઔદ્યોગિક શિક્ષણ લેવા મોકલવા; (૨) મ્હોટી કૉલેજો સ્થાપવી; એમાંથી યોગ્ય વિદ્વાનો ઉત્પન્ન થાય ત્યાં સુધી યુરોપિયન શિક્ષકોને કામે લગાડવા; (૩) શરૂઆતમાં કારખાનાંઓમાં પણ યુરોપિયન કારીગરોને રાખીને કામ શીખી લેવું.

આ બાબતમાં સરકારની પણ કેટલીક ફરજો છે. ઔદ્યોગિક શિક્ષણની શાળાઓ સ્થાપવી એ સરકારનું કામ છે. અને પરદેશના માલ સાથે હરીફાઇમાં ટકી શકે એટલા માટે શરૂઆતમાં પરદેશી માલ ઉપર જકાત નાંખી દેશી કારીગરીને ઉત્તેજન આપવું એ પણ દેશહિતાર્થે સરકારનું કર્તવ્ય છે. મિ. રાનડેનો આ સિદ્ધાન્ત મહારાજા સાહેબે બહુ નિશ્ચયથી સ્વીકાર્યો છે. પરદેશી માલ ઉપર જકાત ન હોય તો આપણા લોકને એ માલ સોંઘો મળે એ દલીલના જવાબમાં મહારાજા સાહેબ ઠીક કહે છે—

"...this cheapness is dearly bought by the loss of industrial status, and the reduction of a whole people to a helpless proletariate. National defence against alien industrial inroads is more important than the cheapness of a few articles."—અર્થાત્ દેશના હુન્નરો નષ્ટ થઈ જાય એ કરતાં એ ચાર ચીજો ભલે મોંઘી મળે.

આ ઉપરાન્ત, રેલવે-રસ્તાઓ વગેરે માલ લઇ જવા લાવવાની સરળતાનાં સાધનો વધારવાં, બૅંકો સ્થાપવી, અને લોકને ધન્ધા માટે ઓછે વ્યાજે નાણાં ધીરવાં એ પણ મહારાજા સરકારની ફરજ માને છે.

સ્ત્રીઓને માટે મહારાજા સાહેબે ઘર શણગારવાના કેટલાક ધન્ધાઓ સૂચવ્યા છેઃ એ સૂચના ઉત્તમ છે.

૫. છેવટે, બહુ જુસ્સાદાર શબ્દોમાં મહારાજા લોકને ઉદ્‌બોધન કરે છેઃ—

"But before any of these undertakings and enterprises, which I have mentioned, can succeed, India must be thoroughly awakened. Understand what this means. *It means action.* There is no reality in our social reform our political progress, our industrial revival, because, as you know, there is scarcely one of us who dares to act even in his own household.

India needs a great national movement in which each man will work for the nation and not for himself or for his caste, a movement carried out on commonsense lines.

It does not mean that we are to adopt a brand new system from Europe, but it does mean that we must borrow a little common sense in our solutions of the problems of life.

*Wait no longer, but strike and strike home.*

We have our 'ancient regime' of custom and prejudice to overcome; let us meet them by a new Liberty, equality and Fraternity: a Liberty of action, Equality of opportunity, and the Fraternity of a great national ideal."

ઉપરના શબ્દો ભાષાના બળથી અને અર્થના ગાંભીર્યથી ભરેલા છે. એનો અત્રે માત્ર સાર જ આપી શકાશેઃ મહારાજાનું કહેવું છે કે હવે વખત જવા દેવાનો નથી; કામ કરવાનું છે અને તે જલદી કરવાનું છે; એ કામ માટે યૂરોપના લોકોનું થોડુંક વ્યાવહારિક જ્ઞાન આપણા લોકોએ લેવા જેવું છે; આપણા જૂના રિવાજોમાં સુધારો કરી નવાં સ્વાતન્ત્ર્ય સમતા અને ભ્રાતૃભાવ સ્થાપવાનાં છેઃ ક્રિયામાં **સ્વાતન્ત્ર્ય**, પ્રસંગમાં—તકમાં—**સમતા**, અને એક મહાન દેશહિતની ભાવનાનો **ભ્રાતૃભાવ**.

# શ્રી રાધા.

૨

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૧ થી )

ભરતખંડના બધાં દર્શનોમાં છ દર્શન પ્રાધાન્ય ભોગવે છે. તે છમાં પણ બે-વેદાન્ત અને સાંખ્ય બહુ મોટાં ગણાય છે. ઘણાઓનું એવું માનવું છે કે વ્યાસે રચેલા બ્રહ્મસૂત્રમાંથી વેદાન્ત દર્શન હયાતીમાં આવ્યું છે. ખરૂં જોતાં વેદાન્તસૂત્રનું મૂળ બ્રહ્મસૂત્ર નહીં પણ ઉપનિષદો છે; ઉપનિષદ્‌ને પણ વેદાન્ત કહે છે. ઉપનિષદ્‌માં કહેલું બ્રહ્મતત્ત્વ તે ટુંકામાં કહીએ તો, "ઇશ્વર શિવાય બીજું કંઈ નથી. આ જગત્ અને જગતના જીવો તે ઇશ્વરના જ અંશ છે. તે એક જ હતો પણ સૃષ્ટિ ઉપજાવવાની ઇચ્છાવડે બહુ થયો. તે પરમાત્મા છે. અને જીવાત્મા તે એ જ પરમાત્માનો અંશ છે. ઇશ્વરની માયાવડે જીવાત્મા પ્રાપ્ત થાય છે અને તે માયામાંથી મુક્ત થયા કે પાછા ઇશ્વરમાં વિલીન થઈ જાય છે."-આ અદ્વૈતવાદ કહેવાય.

પહેલવ્હેલાં વૈષ્ણવ ધર્મની દીવાલ એ વેદાન્તી ઇશ્વરવાદ પરજ રચાયેલી હતી. વિષ્ણુ અને વિષ્ણુનો અવતાર કૃષ્ણ તે વેદાન્તનો ઇશ્વર. વિષ્ણુપુરાણ ભાગવત અને એવા જ બીજા ગ્રંથોમાં જે વિષ્ણુસ્તોત્ર વા કૃષ્ણસ્તોત્ર છે તે સંપૂર્ણ અથવા અસંપૂર્ણ રીતે અદ્વૈતવાદને અનુસરતાં જ છે. પરંતુ એ વિષયનું મોટું ઉદાહરણ શાંતિપર્વમાં ભીષ્મે કરેલી કૃષ્ણની સ્તુતિ છે.

પરંતુ દ્વૈત ને અદ્વૈતવાદ પણ ઘણા પ્રકારના હોઈ શકે છે. હાલ શંકરાચાર્ય રામાનુજાચાર્ય મધ્વાચાર્ય અને વલ્લભાચાર્ય એ ચારે જણાએ અદ્વૈતવાદની ચાર જુદી જુદી વ્યાખ્યાઓ આપી અદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, અને વિશુદ્ધાદ્વૈતવાદ સ્થાપ્યા છે. પણ અસલ એવું કંઈ હતું નહીં. તે વખતે તો ઇશ્વર અને ઇશ્વરસ્થિત જગત્ એ બેને સંબંધે જ વ્યાખ્યા મળી આવે છે. એક તો એ કે "ઇશ્વર શિવાય બીજું કંઇ જ નથી. ઇશ્વર જ નથી. ઇશ્વર જ જગત્ છે. તે શિવાય જગતમાં બીજો કંઈ પદાર્થ નથી." બીજો મત એ કે "જગત્ ઇશ્વર નથી કે ઇશ્વર જગત્ નથી. પરંતુ ઇશ્વરમાં જગત્ છે." "**સૂત્રે મણિગણા इव**" જગતના સર્વ પદાર્થમાં ઈશ્વર છે. પરંતુ ઇશ્વર તેનાથી વિશેષ છે. પ્રાચીન વૈષ્ણવ ધર્મ આ પાછલા મત ઉપર રચાયેલો છે.

બીજું મોટું દર્શનશાસ્ત્ર સાંખ્યનું છે. કપિલનું સાંખ્ય ઇશ્વરને કબુલ કરતું નથી. પરંતુ સારપછીના સાંખ્યમાં ઇશ્વરનો સ્વીકાર થયેલો છે. સાંખ્યનો મત એવો છે કે જડ જગત્ અથવા જડ જગતની શક્તિ તે પરમાત્માથી સંપૂર્ણ રીતે જુદી છે. પરમાત્મા અથવા પુરુષ તદ્દન સંગશૂન્ય છે. તે કંઈ જ કરતો નથી. અને જગત્‌ની સાથે તેને કોઈ પ્રકારનો સંબંધ નથી. જડજગત્ અથવા જગન્મથી શક્તિને એ લોકો "પ્રકૃતિ" કહે છે. એ પ્રકૃતિ

જ બધું સર્જાવે છે, ચલાવે છે, બચાવે છે અને સંહારે છે. એ પ્રકૃતિ–પુરુષ તત્ત્વમાંથી, જે તાંત્રિક ધર્મ—શક્તિનો ધર્મ—કહેવાય છે, અને જેમાં પ્રકૃતિ મુખ્યસ્થાન ભોગવે છે, તે નીકળે છે. પ્રકૃતિપુરુષના એકત્વ અથવા ગાઢ સંબંધને લીધે પ્રકૃતિ પ્રધાનપણું ભોગવતી હોવાથી એ ધર્મ લોકોને ઘણો રૂચતો આવ્યો. જે વૈષ્ણવોના અદ્વૈતવાદથી અસંતુષ્ટ થયા હતા તેમણે તાંત્રિક ધર્મનો આશ્રય લીધો. એ તાંત્રિક ધર્મનો સારાંશ વૈષ્ણવ ધર્મમાં ભેળવી દઈ, વૈષ્ણવ ધર્મને પાછી ફતેહ આપવા માટે બ્રહ્મવૈવર્તપુરાણકારે આ નવો વૈષ્ણવ ધર્મનો પ્રચાર કર્યો છે. અથવા એ ધર્મનો પુનઃ સંસ્કાર કર્યો છે. તેની સર્જાવેલી રાધા તે સાંખ્યવાળાઓની મૂળ પ્રકૃતિને ઠેકાણે જગા લેનારી શક્તિ. બ્રહ્મવૈવર્તના બ્રહ્મખંડમાં એવું કહ્યું છે કે કૃષ્ણે મૂળ પ્રકૃતિને સર્જાવી, પછી રાધાને સર્જાવી: પણ શ્રીકૃષ્ણજન્મખંડ ઉપરથી એવું દેખાય છે કે કૃષ્ણ પોતે જ રાધાને વારંવાર મૂળ પ્રકૃતિ કહી બોલાવે છે. જેમકે " **ममार्द्धांशस्वरूपा मूलप्रकृतिरीश्वरी**" "મારો અર્ધો અંશ જેનું સ્વરૂપ છે એવી તું ઇશ્વરી મૂલ પ્રકૃતિ છે." (**श्रीकृष्णजन्मखंडे १ अ० ६७ श्लो०**)*

પરમાત્મા જોડે પ્રકૃતિને અથવા રાધા જોડે કૃષ્ણને શો સંબંધ છે તે પુરાણકાર શ્રીકૃષ્ણજન્મખંડના ૧૫ મા અધ્યાયમાં નીચે પ્રમાણે કહે છેઃ—

કૃષ્ણોક્તિ—

" જ્યાં તું, ત્યાં હું છું. આપણા વચ્ચે જરૂર કંઈ ભેદ નથી. દુધમાં જેમ સફેતાઈ, અગ્નિમાં જેમ બાળવાપણું, પૃથ્વીમાં જેમ ગંધ, તેમ હું સર્વદા ત્હારામાં જ છું. કુંભાર માટી વિના વાસણ બનાવી શકતો નથી, સોની સોના વિના કુંડલ ઘડી શકતો નથી, તેમ હું ત્હારા શિવાય કંઈ સર્જાવી શકતો નથી. તું સૃષ્ટિની આધારભૂત છે. હું અચ્યુત તેના બીજરૂપે છું. * * જ્યારે હું ત્હારા વિના હોઉં છું ત્યારે લોકો મ્હને " કૃષ્ણ " કહે છે. અને ત્હારી સાથે હોઉં છું, ત્યારે "શ્રીકૃષ્ણ" કહે છે. તું શ્રી (લક્ષ્મી), તું સંપત્તિ, તું આધારસ્વરૂપ છે. બધાંની તથા મ્હારી શક્તિનું સ્વરૂપ તું છે. હે રાધા, તું સ્ત્રી ને હું પુરૂષ છું. વેદ એનો નિર્ણય કરવા પાર પામતો નથી. હે અક્ષર (જેનો કદી નાશ નથી તે) તું સર્વસ્વરૂપ છે. હું સર્વરૂપ છું. હું જ્યારે તેજસ્વરૂપ હોઉં છું, ત્યારે તું તેજોરૂપ હોય છે. જ્યારે હું શરીરવિનાનો હોઉં છું ત્યારે તું પણ અશરીરિણી હોય છે. હે સુંદરી જ્યારે હું યોગદ્વારા સર્વબીજ છું ત્યારે તું શક્તિસ્વરૂપ હોઈ સર્વસ્ત્રીરૂપધારિણી છે."

વળી,

" જેમ દૂધ હોય ત્યાં સફેતાઈ હોય છે તેમ જ્યાં હું ત્યાં તું હાય છે. ત્હારામાં અને મ્હારામાં કંઈ અંતર છે જ નહીં એ નક્કી છે. આ દુનીઆની બધી સ્ત્રીઓ ત્હારા કળાંશની અંશકળા છે. જે જે સ્ત્રી છે તે તું છે. જે જે પુરૂષ છે તે હું છું. કલાદ્વારા હું અગ્નિ છું; તું દાહ કરનારી મારી પ્રિયા સ્વાહા. તું જોડે હોય તો મ્હારાથી કોઇને બાળી શકાય.

તું ન હોય તો તેમ થઈ શકે નહીં. હું દીપ્તિમાન (વસ્તુ) મધ્યે સૂર્ય છું. તું કલાંશવડે પ્રભા છે. તું જોડે હોય તો મ્હારાથી દીપ્તિમાન થવાય, તું ન હોય તો થવાય નહીં. કલાદ્વારા હું ચંદ્ર છું; તું શોભાની રોહિણી છે. હે સુંદરી તું જોડે હોય તો હું મનોહર જણાઉં, ન હોય તો ન જણાઉં. હે સતિ, કલાદ્વારા હું ઇંદ્ર છું; તું સ્વર્ગલક્ષ્મી છે. તું જોડે હોય તો હું દેવનો રાજા થાઉં, ન હોય તો હું રાજલક્ષ્મી વિનાનો. કલાદ્વારા હું ધર્મ, તું ધર્મિણી મૂર્ત્તિ છે. ધર્મક્રિયાનું સ્વરૂપ જેવી જે તું તેના સિવાય મ્હારાથી ધર્મકાર્ય થઈ શકે નહીં. કલાદ્વારા હું યજ્ઞ છું; તું પોતે દક્ષિણા છે. તું જોડે હોય તો હું ફલદાતા થાઉં, તું ન હોય તો તેમ થવાય નહીં. કલાદ્વારા હું પિતૃલોક છું; હે સતિ, તું સ્વધા છે. ત્હારા સિવાય પિંડદાન વૃથા છે. તું સંપત્તિનું સ્વરૂપ છે. તું જોડે હોય તો હું પ્રભુ થઈ શકું. તું લક્ષ્મી છે. ત્હારા સિવાય મ્હારાથી અન્ન થવાય નહીં. માટી સિવાય જેમ કુંભાર વાસણ ઘડી શકતો નથી તેમ ત્હારા સિવાય મ્હારાથી સૃષ્ટિ પેદા થઈ શકે નહીં. હું કલાદ્વારા શેષ છું; તું વસુંધરા છે. હે સુંદરી, ધાન્ય તથા રત્નના આધારનું તું સ્વરૂપ ને હું તને માથા ઉપર લઈ ફરું છું. હે સતી, તું શાંતિ, ક્ષાન્તિ, મૂર્ત્તિ, તુષ્ટિ, પુષ્ટિ, દયા, લજ્જા, ક્ષુધા, તૃષ્ણા છે. તું શ્રદ્ધા, શુદ્ધ નિદ્રા, તંદ્રા, મૂર્છા, સંતતિ, ક્રિયા, મૂર્ત્તિરૂપ, ભક્તિરૂપ અને જીવને દુઃખરૂપ છે. તું સદા મ્હારો આધાર છે. હું ત્હારો આત્મા છું. જ્યાં તું, ત્યાં હું: પ્રકૃતિ–પુરુષ સરખાં છે. હે દેવી! બેમાંથી એકને અભાવે સૃષ્ટિ પેદા થાય નહીં.”

આના બીજા ઘણા ઉતારા આપી શકાય એમ છે. પરંતુ તેમાં જે હકીકત છે તે અક્ષરશઃ સાંખ્યવાદની પ્રકૃતિને મળતી આવતી નથી. તાંત્રિક ધર્મમાં સાંખ્યની પ્રકૃતિ શક્તિરૂપે બદલાઈ ગઈ છે. પ્રકૃતિવાદ અને શક્તિવાદ વચ્ચે ફેર એટલો છે કે પ્રકૃતિ પુરુષથી તદ્દન અલગ છે. સાંખ્યવાદીના કહેવા પ્રમાણે પ્રકૃતિ સાથે પુરુષનો સંબંધ તે સ્ફાટિક પાત્રમાં જપાપુષ્પની છાયા જેવો છે. જો કે એ સ્ફાટિક પાત્ર તથા જપાપુષ્પ એક બીજાથી જુદાં છે તો પણ પુષ્પની છાયા સ્ફાટિકપર પડે છે. એટલો જ સંબંધ એ બેને છે. પરંતુ આત્મા જોડે શક્તિનો સંબંધ તો એવો છે કે આત્મા જ શક્તિનો આધાર છે. જેમ આધારથી આધેય વસ્તુ ભિન્ન હોઈ શકે નહીં તેમ આત્મા અને શક્તિ વચ્ચે પર્યંકય (પૃથક્ પણું) નથી. આ શક્તિવાદ માત્ર તાંત્રિકોમાં છે એમ નથી. વૈષ્ણવપુરાણકારોએ સાંખ્યની પ્રકૃતિને વૈષ્ણવની શક્તિમાં ફેરવી નાંખી છે: જેમ કે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે—

"नित्यैव सा जगन्माता"

× × ×

"વિષ્ણુની શ્રી જે અક્ષય અને નિત્ય એવી જગતની માતા છે. હે દ્વિજોમાં ઉત્તમ! વિષ્ણુ જેવા સર્વગત છે તેવી જ તે છે. એ વાક્ય, અને વિષ્ણુ અર્થ છે; એ નીતિ, અને વિષ્ણુ નય છે. એ બુદ્ધિ, વિષ્ણુ બોધ; એ ધર્મ, આ સત્ક્રિયા; વિષ્ણુ સ્રષ્ટા, એ સૃષ્ટિ; હરિ ભૂધર, શ્રી ભૂમિ; હે મૈત્રેય! ભગવાન સંતોષ છે, અને લક્ષ્મી શાશ્વત તુષ્ટિ છે. શ્રી ઇચ્છા, ભગવાન્ કામ; તે

ભગવાન્ યજ્ઞ, આ દક્ષિણા છે. જનાર્દન પુરોડાશ, દેવી આધાહુતિ છે. હે મુનિ! લક્ષ્મી યજ્ઞશાલા, મધુસૂદન યજ્ઞયૂપ છે. લક્ષ્મી સ્વાહા, જગન્નાથ વાસુદેવ અગ્નિ; હે દ્વિજોત્તમ! ભગવાન શંકર, લક્ષ્મી ગૌરી; હે મૈત્રેય! કેશવ સૂર્ય, કમળા તેની પ્રભા છે. વિષ્ણુ પિતૃગણ અને પદ્મા એ નિત્યતુષ્ટિની આપનારી સ્વધા છે; શ્રી સ્વર્ગ અને સર્વાત્મક વિષ્ણુ અતિ મોટા વિસ્તારવાળા આકાશરૂપે છે. શ્રીધર ચંદ્ર અને શ્રી તેની અક્ષય કાન્તિ; લક્ષ્મી જગત્ચેષ્ટા, અને વિષ્ણુ બધે રહેનારો વાયુ છે. હે દ્વિજ! ગોવિન્દ જલધિ, અને શ્રી તેમાં આવનારી ભરતી છે. લક્ષ્મી ઇન્દ્રાણી સ્વરૂપ અને મધુસૂદન દેવેન્દ્ર (ઇન્દ્ર) છે. ચક્રધર પોતે યમ છે, અને લક્ષ્મી ધુમોર્ણા છે. શ્રી ઋદ્ધિ છે. શ્રીધર પોતે દેવ ધનેશ્વર છે. કેશવ પોતે વરુણ અને મહાભાગ્યવાન લક્ષ્મી ગૌરી છે. હે વિપ્રેન્દ્ર! શ્રી દેવસેના, હરિ દેવસેનાપતિ છે. ગદાધર પુરુષકાર, અને હે દ્વિજોત્તમ! લક્ષ્મી શક્તિ છે. લક્ષ્મી કાષ્ઠા, ભગવાન નિમેષ; એ મુહૂર્ત અને તે કલા; લક્ષ્મી આલોક અને સર્વેશ્વર હરિ દીવા જેવા છે. આખા જગત્ની માતા લક્ષ્મી લતા અને વિષ્ણુ ઝાડ; શ્રી વિભાવરી (રાત્રિ) અને ચક્રગદાધર દિવસ; વિષ્ણુ વર, અને પદ્મા કન્યા; ભગવાન નદસ્વરૂપ અને શ્રી નદી રૂપ; પુંડરીકાક્ષ ધ્વજ, અને કમળા પતાકા; લક્ષ્મી તૃષ્ણા, અને જગત્સ્વામી નારાયણ પરમાત્મા; હે ધર્મજ્ઞ! લક્ષ્મી રતિ, ગોવિન્દ રાગ છે. વધારે કહેવાની જરૂર છે. પણ ટુંકામાં એટલું જ કહું છું કે દેવ તિર્યક્ મનુષ્ય વગેરેમાં જે પુંનામવાળો (પુંલિંગ) છે તે હરિ, અને સ્ત્રીનામવાળી (સ્ત્રીલિંગ) લક્ષ્મી—એ બે શિવાય બીજું જગત્માં કાંઇ જ નથી."

વેદાન્તમાં જે માયાવાદ તે સાંખ્યમાં પ્રકૃતિવાદ કહેવાય છે. પ્રકૃતિમાંથી શક્તિવાદ થયો. ઉપરના કેટલાક શ્લોકોમાં શક્તિવાદ અને અદ્વૈતવાદ ભેળાઈ ગયા છે, અને એવું જણાય છે કે એ જ વાત ધ્યાનમાં રાખી બ્રહ્મવૈવર્તકારે કૃષ્ણ પાસે રાધાને કહેવડાવ્યું હશે કે "જો તું ન હોય તો હું 'કૃષ્ણ' અને જો તું મારી સાથે હોય તો હું 'શ્રીકૃષ્ણ' કહેવાઉં." વિષ્ણુપુરાણમાં કહેલી શ્રીને લીધે જ તે શ્રીકૃષ્ણ થયા. વાચકે જોયું હશે કે વિષ્ણુપુરાણમાં શ્રીસંબન્ધે જે જે કહ્યું છે તે તે ઘણું ખરૂં બ્રહ્મવૈવર્તમાં રાધાને સંબન્ધે કહ્યું છે. માટે રાધા એજ શ્રી.

આ પ્રકરણનું નામ "શ્રીરાધા" આપ્યું છે. 'રાધા' તેજ ઇશ્વરી શક્તિ. વિધિને લીધે બંનેનું થએલું લગ્ન તે શક્તિમાન ઇશ્વરની શક્તિની સ્ફૂર્તિ, અને શક્તિનો વિકાસ તે બંનેનો વિહાર.

હાલના બ્રહ્મવૈવર્તમાં જે "રાધાતત્ત્વ" છે તેનો ખુલાસો હવે વાચકને મળી શક્યો હશે. પરન્તુ આદિબ્રહ્મવૈવર્તમાં 'રાધાતત્ત્વ' હતું કે નહિ? વખતે હશે. પરન્તુ આ પ્રકારનું નહિ હોય. 'રાધા' શબ્દની વ્યુત્પત્તિ હાલના વૈવર્તમાં ઘણી રીતની જોવામાં આવે છે. તેમાની એક બે આગળ આપી છે, અને ત્રીજી નીચે પ્રમાણે છે.

"रेफो हि कोटिजन्माघं कर्मभोगं शुभाशुभम् ।
आकारो गर्भवासं च मृत्युं च रोगमुत्सृजेत् ॥

धकार आयुषो हानिर्माकारो भवबन्धनम् ।
श्रवणस्मरणोक्तिभ्यः प्रणश्यति न संशयः ॥
राकारो निश्चलां भक्तिं दास्यं कृष्णपदाम्बुजे ।
सर्वेप्सितं सदानन्दं सर्वसिद्धयोघमीश्वरम् ॥
धकारः सहवासं च तत्तुल्यकालमेव च ।
ददातिसार्ष्टिसारूप्यं तत्त्वज्ञानं हरेः समम्" ॥
ब्रह्मवै० श्रीकृ० १३

"શ્રવણ સ્મરણ તથા ઉચ્ચાર કર્યાથી રેફ એટલે રકાર કોટિ જન્મનાં પાપ અને શુભ તથા અશુભ કર્મનાં ફળને ટાળે છે. તથા આકાર ગર્ભવાસ મૃત્યુ અને રોગને ટાળે છે. ધકાર આયુષ્યની હાનિનો તથા આકાર ભવના બન્ધનનો નિઃસંશય નાશ કરે છે. રાકાર કૃષ્ણના પદકમળની નિશ્ચળ ભક્તિ તથા સેવા અને સઘળા જેની ઇચ્છા કરે તેવા આનન્દને તથા સર્વ સિદ્ધિઓના સમૂહ રૂપ ઇશ્વરને આપવાવાળો છે. ધકાર તેનો સહવાસ તથા સમકાલીનપણું અને ઇશ્વરતુલ્ય શક્તિ, તત્ત્વજ્ઞાન તથા તેની સમાનતારૂપ મુક્તિ આપેછે." ખરું જોતાં આ 'રાધા'—શબ્દની ખરી વ્યુત્પત્તિ નથી. રાધ્ ધાતુ આરાધના—પૂજાને અર્થે વપરાય છે. જે કૃષ્ણની આરાધિકા તે 'રાધા' અથવા 'રાધિકા' હાલના બ્રહ્મવૈવર્તમાં એ વ્યુત્પત્તિ નથી. જે 'રાધા' શબ્દની ખરી વ્યુત્પત્તિ છુપાવી રાખી વૈયાકરણિકકળા-કુશળતા બતાવી લોકોને ભ્રાન્તિમાં નાંખવા પ્રયત્ન કરે અને તે ભ્રાન્તિના પ્રતિપોષણાર્થે *સામવેદની સત્તા આગળ કરે તે માણસ કદી એ શબ્દનો બનાવનાર હોય નહિ. જે 'રાધા'—શબ્દની ખરી વ્યુત્પત્તિને અનુસરી તે શબ્દના રૂપકો રચે નહિ તેના મગજમાંથી કદી પણ એ શબ્દ નીકળ્યો હોય નહિ. તેથી એમ લાગે છે જે અસલ બ્રહ્મવૈવર્તમાં એ શબ્દ પહેલવહેલો વપરાયો હશે, અને ત્યાં 'રાધા' તે કૃષ્ણને 'આરાધનારી' કોઈ ગોપી હશે. એમાં સન્દેહ નથી. 'રાધા' શબ્દ એક બીજો પણ અર્થ છે. વિશાખા નક્ષત્રનું એક નામ 'રાધા' છે. કૃત્તિકાથી વિશાખા ચૌદમું નક્ષત્ર છે. પહેલાં કૃત્તિકા નક્ષત્રથી વર્ષ ગણાતું હતું. કૃત્તિકાથી રાશિઓ ગણીએ તો વિશાખા મધ્યમાં આવે છે. તેથી રાસમંડળમાં રાધા મધ્યમાં હો કિંવા ન હો, પરન્તુ રાશિમંડળ યા રાશમંડળમાં તો રાધા વચમાં છે‡. આ 'રાશમંડળ'-મધ્યવર્તિની રાધા જોડે 'રાસમંડળ'ની મધ્યવર્તિની રાધાને કાંઈ સંબન્ધ છે કે નહિ તે મૂળ બ્રહ્મવૈવર્તની ગેરહાજરીમાં નક્કી કહી શકાતું નથી.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

* "राधाशब्दस्य व्युत्पत्तिः सामवेदे निरूपिता"
ब्र. वै. कृ० १३, १५३.

‡ "राधा विशाखा पुष्ये तु सिद्ध तिष्यौ भविष्टपा. अमरकोश.

# કેશવચન્દ્રસેનકૃત "નવી સંહિતા."

( અનુસન્ધાન પૃ૦ ૬૭ થી )

## ૮.

### અભ્યાસ.

૧. રાત્રે વાળુ પહેલાં કે પછી તારી નવરાશની વેળાએ તારે સારા ગ્રંથો અને માસિકો વાચવાં.

૨. જેમ તારા શરીરને અને આત્માને વ્યાયામની જરૂર છે તેમ તારા મનને પણ નિરન્તર કેળવવાની જરૂર છે, કે જેથી તેની સર્વે શક્તિઓ પ્રબલ અને આરોગ્ય થઇને સત્ય અને જ્ઞાન ગ્રહણ કરે છે.

૩ તારે અમથું કે નકામુ કંઈ વાચવુ નહી, તેમ તારી નીતિ ભ્રષ્ટ થાય એવું પણ કંઈ વાચવું નહીં

૪ ગ્રથો સોબતીઓ જેવા છે. નઠારા પુસ્તકો દુષ્ટ સોબતીઓની પેઠે મનને છુપી રીતે બગાડે છે, ત્યારે સારા પુસ્તકો સત્સગતિ જેવાં શુભ સસ્કાર લગાડીને રૂડુ ફલ આપે છે.

૫ ખરેખર જ્ઞાનનો ગ્રંથ આત્માનો શ્રેષ્ઠ શિક્ષક છે અને એકાંતનો મિત્ર છે

૬ એવો ગ્રથ વગર જીભે પુષ્કળ શીખામણ આપે છે, અને વગર હાથે શોકના આસુ લૂછે છે.

૭. ગૃહસ્થે ઘરમાં ઉત્તમ ગ્રથોનો સગ્રહ રાખવો, અને તે પરમ જ્ઞાનમય ઇશ્વરને અર્પણ કરવો.

૮ અને તેણે વખતોવખત પોતાની શક્તિ પ્રમાણે બીજા યોગ્ય પુસ્તકો આણીને તે સગ્રહમા ઉમેરો કરવો

૯ ઘરનો પુસ્તકસગ્રહ ન્હાનો હોય તેની ચિતા નહીં, પણ તેમા શ્રેષ્ઠ ગ્રથો હોવા જોઇએ અને યુગ યુગના મહાત્માઓનાં વચન અને લેખનનો મધુર ઉચ્છ્વાસ તેમાથી નીકળવો જોઇએ.

૧૦. વળી ગ્રથો પસદ કરવા તે અનેક નાના પ્રકારના વિષયોના કરવા, કે જેથી દેહની પેઠે મનને પણ તેના જુદા જુદા સ્વાદને રુચતો નવો નવો ખોરાક દિન પ્રતિદિન મળતો જાય.

૧૧. સૃષ્ટિજ્ઞાન અને સાહિત્ય, ધર્મશાસ્ત્ર અને ફિલસુફી, ઇતિહાસ અને જીવનચરિત્ર, કાવ્યો અને નાટકો, નીતિબોધક આખ્યાનો અને દેશ-દેશનાં વર્ણનો, ધર્મવિષયક વ્યાખ્યાનો અને ભક્તોના ઉદ્ગારો, અને મુખ્યત્વે કરીને સર્વ પ્રજાઓનાં ધર્મપુસ્તકો, એમ જુદા જુદા વિષયોના ગ્રંથો રાખવા.

૧૨. અને તારે તારાં પુસ્તકોને કિંમતી ખજાના જેવાં ગણીને • મોટી સંભાળથી સાચવી રાખવાં. વળી પુસ્તકોને પવિત્ર માનવાં કેમકે એ પરમ સત્યના ભંડાર છે.

૧૩. સત્ય માત્ર ઇશ્વરજન્ય છે એ લક્ષમાં રાખવું, અને જુદાં જુદાં સત્યમાં નીતિ, ઇતિહાસ, સૃષ્ટિજ્ઞાન એમ વિષયપરત્વે ભેદ હોય તેથી તેમની પૂજનીયતામાં ભેદ ન ગણવો.

૧૪. તારે વાંચવામાં અતિશય ન કરવો, માફકસર રહેવું.

૧૫. કેમકે જેમ અતિશય આહારથી દેહ ઉપર બોજો આવી પડીને તેની સ્થિતિ મંદ થાય છે અને પાચનમાં હરકત પહોંચે છે, તેમ અતિશય વાંચ્યાથી મનની બાબતમાં પણ બને છે.

૧૬. જો તું તારૂં ખાધેલું પચાવી શકીશ નહીં તો તે તને વિષરૂપ થઈ પડશે અને રોગ ઉત્પન્ન કરશે.

૧૭. તેમ જ જો તું હદ ઉપરાંત પુસ્તકો વાંચીશ તો તારાં મન ઉપર નકામો ભાર આવી પડીને તે નિર્બલ થશે અને તેના અંગોમાં પાકો વિચાર કરવાની શક્તિ રહેશે નહીં.

૧૮ ખરા વિદ્યાર્થીએ રોજ થોડીક લીટીઓ કે થોડાંક પ્રકરણ વાંચવાં અને આગળ વાંચતાં પહેલાં તે મનમાં ઉતારીને બરાબર હસાવવાની કાળજી રાખવી.

૧૯. માહિતી કે ગંમત મેળવવી એ અર્થે વાંચવાનું નથી, પણ વિચારવડે મનને કેળવી પાકું બનાવવું એ તેનો હેતુ છે.

૨૦ મનને વિષે વિચાર જઠરાગ્નિનું કામ કરે છે, અર્થાત્ એના યોગે, બોધ મળતાં તેનું જ્ઞાન થાય છે, માહિતી મળતાં તેનાથી ગુણ બંધાય છે. અને ગ્રંથોના જુદા જુદા વિષયોનું સૂક્ષ્મ લોહી અને ચરબી બને છે.

૨૧. માટે બહુ વાંચવાનો કે બહુ શીખવાનો કે બહુ યાદ રાખવાનો લોભ નહીં ધરતાં તારે વિચારશીલ થવાને ઉત્સુક રહેવું કે તારી બુદ્ધિ સદા આરોગ્ય, પ્રબલ, અને તેજસ્વી થાય.

૨૨. તું જે કંઈ વાંચે તે ઉપર વિચાર કરવો અને મનન કરવું, અર્થાત્ પ્રસંગોપાત તોલન અને વિવાદ, સરખામણી અને સામાન્ય રૂપાંતર, પૃથક્કરણ અને સમીકરણ, અને

પાકા નિયમોનું પ્રતિપાદન, એવા જુદા જુદા પ્રયોગો કરવા, કે જેથી બાહ્ય સત્યો તારા અંતરમાં ઉતરીને તારા જીવન અને તારી પ્રકૃતિ સાથે ભળી જાય.

૨૩. જે લોકો વિશાલ ગ્રંથસાગરની સપાટી ઉપર જ ભમ્યા કરીને માત્ર તણખલાં ભેગાં કરે છે તેઓને ધિક્ છે.

૨૪. જે લોકો ડુબકી મારીને તળેથી મોતી લઈ આવે છે તેઓને ધન્ય છે.

૨૫. ઉપરચોટિયા તથા વિચારશૂન્ય વાંચનારને આખા પુસ્તકાલયમાંથી કંઈ લાભ મળતો નથી, પણ વિચારવંતને તો ચાર શબ્દોમાં જ્ઞાનનો ભંડાર મળી આવે છે.

૨૬. શીખવવાનો કંટાળો આણવો નહીં, તેમ જ તું હવે વયે એટલો બધો વૃદ્ધ થયો કે તારાથી શીખાય નહીં એવો વિચાર કદિ આણવો નહીં, પણ તારાં આયુષના છેલ્લા દિવસ સુધી જ્ઞાનગ્રહણ કરવામાં મચ્યા રહેવું.

૨૭. પરમશિક્ષકના ચરણારવિંદમાં સદા શિક્ષણ લેવું એ તો ખરેખર મોટા યશ અને અધિકારનું લક્ષણ છે.

૨૮. પૃથ્વી એક શાલા છે અને તેમાં આપણે સર્વ શિક્ષણ અને સ્વભાવનિયમન પ્રાપ્ત કરવા આવીએ છીએ એ વાત લક્ષમાં રાખવી; જેઓ એ શાલામાંથી કિંમતી વિદ્યા સંપાદન કરીને વર્ગ ચ્હડી સ્વર્ગમાં માન અને ઇનામ લેવા જાય છે તેઓને ધન્ય છે.

૨૯. વાર્તાના ગ્રંથોની લલુતા રાખવી નહીં, કેમકે તે માત્ર હૃદયને મોહ પમાડી કલ્પનારને રંજન કરે છે, પણ તેમાંથી મનને કંઈ સંગીન પોષણ મળતું નથી.

૩૦. જેને વાર્તાઓનો અતિશય રાગ છે તે માત્ર છાયાનું ભક્ષણ કરી ગંધર્વનગરોમાં વસે છે.

૩૧. મલિન તથા ભ્રષ્ટ વિષયના ગ્રંથોનો તારે સ્પર્શ પણ ન કરવો.

૩૨. નાસ્તિક મનનાં પુસ્તકોથી દૂર રહેવું, કેમકે તે મહા ત્રાસરૂપ છે.

૩૩. હે આસ્તિક જન, શું ખોટી સ્વતંત્રબુદ્ધિની ખાતર તું તારી મેજ ઉપર ઇશ્વરનો નિષેધ તથા તેની નિંદા કરનારા નિર્લજ્જ ગ્રંથો મુકીને તેને ભ્રષ્ટ કરીશ ? ઇશ્વર એવો વખત ન આણે !

૩૪. જો તું નાસ્તિકમતનું એક પાનિયું જ વાંચીશ તો તે જોઈ બીજો મનુષ્ય એવાં વીશ પુસ્તક વાંચશે અને એ પ્રમાણે એ દુષ્ટ ચેપ જ્યાં ત્યાં ફેલાશે.

૩૫. માટે પ્રત્યેક નાસ્તિક ગ્રંથને ઇશ્વરના તથા મનુષ્યના મહા દુષ્ટ શત્રુ પેઠે ગણીને તે દુષ્ટ વસ્તુની છાયા પણ તજી દેવી.

૩૬. હાલ કાલના ધર્મગુરુઓનાં રચેલાં શાસ્ત્રોને સૌથી વધારે માન આપવું અને તે સર્વને અભિન્નભાવે પૂજ્ય અને વંદ્ય ગણવાં, કેમકે એ પવિત્ર લેખોમાં ઇશ્વરપ્રેરિત અગાધ જ્ઞાન રહેલું છે.

૩૭. અને હે ભાવિક વિદ્યાર્થી, તું જે કંઈ વાંચે તથા શીખે તે દ્વારા "નવવિધાન" ના સરસ્વતી મંદિરનો મહિમા વધે એમ થાઓ!

---

૯.

## દાન.

૧. જે ઘરમાં દાન થતું નથી તે ઇશ્વરનું ઘર નથી, પછી તેમાં નિત્ય સેવાનું ગમે તેવું ડોળ જોવામાં આવતું હોય અને પ્રાર્થનાઓનો ઘોંઘાટ ગમે તેટલો ગાજતો હોય.

૨. દાન વિનાની શ્રદ્ધાને પોકળ પવિત્રતા સમજવી; તે એક ફલહીન વાંઝિયા વૃક્ષ જેવી છે.

૩. જે મનુષ્ય પિતા પ્રતિ પ્રેમ દર્શાવે છે પણ જેને પોતાના ભાઈ—બીજા મનુષ્ય—પ્રતિ સમૂળો પ્રેમ નથી તે દાંભિક ધુતારો છે, અને ભગવાં વસ્ત્ર તથા દેહકષ્ટના વેશમાં પોતાની સ્વાર્થવૃત્તિ છુપાવે છે.

૪. પણ ખરા ભક્તજનનો ઇશ્વરપ્રેમ નદીનાં પૂર જેવો છે. તે ભરાઈ ઉભરાઈ જાય છે, સર્વ અંતરાય ઓળંગે છે, દુનિયાના વિશાલ પટ ઉપર ફેલાઈ જાય છે, અને ઊંડી કરોડ ભરી લેછે, તથા સૂકાં બળી ગયલાં ખેતરોમાં ઇશ્વરની લીલાલહેર વર્તાવે છે.

૫. માટે ગૃહસ્થે સ્વાર્થવૃત્તિને પાપ તથા દુષ્ટતાનું લક્ષણ ગણીને પરહરવી, અને પોતાના ઘરને દાન તથા પ્રેમનું ભવન બનાવવું.

૬. પરંતુ ગરીબોને તું જે કંઈ આપ તે અહંકાર અને ગર્વથી ન આપ; તેઓ જાણે નીચ, જાતિભ્રષ્ટ, અને કેવલ ધિક્કાર કે દયાપાત્ર હોય એમ માની તેમનો તિરસ્કાર ન કર.

૭. ગરીબ અને ગરજવાન મનુષ્યને તારે માન આપવું, અને તેમની સેવા પુણ્યદાયી છે તથા તારો અધિકાર વધારે છે એમ સમજવું,

૮. કેમકે દાન દાન લેનારનું કલ્યાણ કરે છે, તે સાથે દાન કરનારનું સોગણું કલ્યાણ નથી કરતું ? લેનારના હાથમાં રૂપું આવે છે પણ દાતાને તો તેના બદલામાં સોનું મળે છે.

૯. ખરેખર, ખરેખર, ગરીબને આપવું એ પ્રભુને આપવું છે, માટે દાનનો મહિમા સદૈવ પ્રભુને આપવાના જેટલો મોટો છે

૧૦. ત્યારે આવા મોટા પરમાર્થના કામમાં સુસ્તી કે પ્રમાદ રાખવો નહીં અગર કંટાળવું નહીં, પણ જે થોડી ઘણી તક તને મળે તેનો લાભ લઇને તારી અલ્પ શક્તિના પ્રમાણમાં જેટલું દાન થઈ શકે તેટલું કરવાને તારે સદા ઉત્સુક રહેવું.

૧૧. વળી તું જુસ્સાના આવેશમાં એટલે ક્ષણિક પ્રેરણાને વશ થઇને માત્ર કયારે કયારે દાન કરે એમ બનવું ન જોઇએ.

૧૨. તારા ઘરમાં જેમ બીજાં કાર્ય તેમ દાન રોજ નિયમસર થાય એમ તારે કરવું કે ઇશ્વરના ધામમાં દયાનો સદોદિત વાસ હોય.

૧૩. જ્યારે જ્યારે ગરીબ મનુષ્યો તારી પાસે આવીને આશ્રય અન્ન વગેરેની આશા કરે ત્યારે ત્યારે તેમને સંતોષવા તારે તત્પર રહેવું; તારાં દ્વાર બંધ દેખીને અગર તારો અભાવ જોઇને તેઓ ખિન્ન થઈ પાછા ફરે એમ થવું ન જોઇએ.

૧૪. યાચક ગમે તેવો નીચ અને કંગાલ હોય પણ તારે તેને આવકાર દે.ા, તે જે કંઇ કહેવા માગતો હોય તે સઘળું સાંભળવું, અને પછી શાંત તથા દયાલુ વૃત્તિએ તેની હકીકતના ગુણદોષનો વિચાર કરવો.

૧૫. જો તે દાનને પાત્ર હોય તો હર્ષપૂર્વક અને પૂજ્યભાવથી તેને અન્નવસ્ત્ર આપવાં અથવા બીજી રીતે તેની સેવા કરવી.

૧૬. જ્યારે તું તારા કુટુંબ માટે મહિનાનું અનાજ ખરીદે ત્યારે ભિક્ષુકો માટે ચોખા તથા લોટ પણ ખરીદવાં અને તે ચીજો તારા કોઠારમાં દિલાયદી રાખવી અને દાન ખાતે અર્પણ કરીને માત્ર તેમાં વાપરવી.

૧૭. અને તારાં જુનાં વસ્ત્ર અને જીર્ણ થયલી વસ્તુઓ તારે દર મહિને ઉંચી મુકવી અને જેમને તેનો ખપ હોય તેમને આપવી, કે નકામી ગણીને કહાડી નાખેલી ચીજોનો પણ સદુપયોગ થાય.

૧૮. વળી તારે ધર્માદા આશ્રમોમાં નિયમસર દર મહિને તારી શક્તિના પ્રમાણમાં બક્ષીસો આપવી, અને નિર્ધનતાના સબબથી એવી બક્ષીસો તારે કદિ અટકાવી રાખવી નહીં કે બંધ કરવી નહીં.

૧૯. કેમકે જો તારી શક્તિ ઘટી જાય અને તારાં પોતાનાં કુટુંબ માટે નિર્વાહના પુરતાં સાધન તારી પાસે ન રહે તો તે પ્રમાણમાં તારે ઓછું દાન કરવું પણ ગરીબનો હક્ક છીનવી લેવાનો તને કંઈ અધિકાર નથી.

૨૦. આ વાત લક્ષમાં રાખવી કે તારૂં દ્રવ્ય તે તારી મિલકત નથી કે તેનો તું તારી મરજી મુજબ ઉપયોગ કરે; એ તો પ્રભુએ પોતાના હેતુઓ માટે તને સોંપેલો એક પવિત્ર જુમ્મો માત્ર છે.

૨૧. અને પ્રત્યેક આસ્તિક જને, છેક રંક સ્થિતિ વાળાએ પણ, દર મહિને તે દ્રવ્યનો અમુક હિસ્સો પરોપકારમાં વાપરવો, એવી પ્રભુની આજ્ઞા છે, માટે એ હિસ્સાનો તારો પોતાનો સ્વાર્થ સાધવામાં કદાપિ દુરુપયોગ ન કરવો.

૨૨. પ્રભુના ધર્માદા દ્રવ્યના વહીવટ માટે જવાબદાર ગૃહસ્થો, તમારા જુમ્માનો ચોખ્ખો હિસાબ તમારે પ્રભુને આપવો અને ગરીબના હકના પૈસા ખરેખર અપાયા છે એમ દર મહિને ચોપડાની ઉધાર બાજુએ બતાવવા સમર્થ રહેવું.

૨૩. દાન દ્વારા ઘણાં ઘણાં લોકોપયોગી કામ કરવાનાં છે, અને દયાની વાપરના અનેકાનેક પ્રસંગો છે.

૨૪. ભુખ્યાને અન્ન, તરસ્યાને પાણી, નવસ્ત્રાને વસ્ત્ર, માંદાની સારવાર, ઘર વગરનાને રહેવાનાં મકાન, મૃત્યુએ વિયોગી નિરાશ્રિત કરેલાંને દિલાસો, વિધવા અને નિરાધાર બાલકનું દુઃખનિવારણ, સાધનહીન વિદ્યાર્થીને પુસ્તકાદિ મદદ, ઔષધશાલાઓ, વિદ્યાલયો, દેવાલયો સ્થાપવાં અને ચાલુ રાખવાં, એ સર્વ સામાન્ય પ્રકારનાં ધર્માદા કામો છે, અને તે બજાવવાનો જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે તારાં તન મન ધન અર્પીને તારે અવશ્ય બજાવવાં

૨૫. એ શિવાય વળી સમયોચિત અને પ્રસંગોચિત અસાધારણ ધર્માદા કામો કરવાની પ્રભુની તને આજ્ઞા છે.

૨૬. જ્યારે દેશમાં દુકાળ પડે અથવા મરકી કે ચેપી રોગ પ્રસરે કે આગ લાગે, અથવા તારા પોતાના કે અન્ય દેશમાં સેંકડો લોકો ઉપર અકસ્માત આફત ગુજરે અને તેતેમાંથી વિનાશ, ભૂખમરો, અને સંકટ નીપજે, તે વેળા તારે સત્વર મદદ આપવી અને અને દુઃખનિવારણ માટે બધી રીતે તારાથી બની શકે તેટલો પ્રયત્ન કરવો.

૨૭. ઉન્હાળામાં સૂર્ય ઘણો તપે છે ત્યારે તરસ્યાને માટે શીતલ જલ શરબત તથા બરફની જોગવાઈ કરવી, અને થાકેલો મુસાફર તથા કચાયલો મજૂર તારા દ્વાર આગળ આવે ત્યારે તેને વિસામો, આરામ, અને દયાના ઝરામાંથી વહેતું સ્વચ્છજલ સદા મળે એમ કરવું.

૨૮. તેમ શિયાળામાં કડકડતી ઠંડીથી હેરાન થતા રંક અને ચીથરે હાલ લોકને તારે ગરમ વસ્ત્ર આપવાં.

૨૯. વિચારશૂન્ય દાન કરીને તારે આલસ અને દરિદ્રતાને ઉત્તેજન આપવું નહીં. પણ માત્ર સુપાત્રને આશ્રય આપવો.

૩૦. વળી લોકો તારી પ્રશંસા કરીને વાહવા બોલે એમ ઢોલ વગાડીને તું દાન કરે એ ખોટું; તું જે કંઈ આપે તે ગુપ્તપણે અને નમ્ર ભાવે આપવું, અને તેમાં કીર્તિની આશા કરવી નહીં.

૩૧. ખરૂં દાન હાથથી નહીં પણ હૈયાથી થાય છે, તેનો મહિમા આપવાના કૃત્યથી નહીં પણ મનના સંકલ્પથી છે, અને પ્રભુને વગર હૈયાની મોટી મોટી સખાવતો કરતાં રંક વિધવાની મૂઠી ચપટી વધારે પ્રિય છે.

૩૨. જાત અને જીવન, દેહ અને આત્મા પરહિતને અર્પણ કરી દેનાર, અને જનમંડળની સેવા કરવાનું અખંડ વ્રત સ્વીકારનાર વિરલ પુરુષોને ધન્ય છે; તેઓનું આ લોક અને પરલોક ઉભયમાં કલ્યાણ થશે.

સાકરલાલ દુર્ગારામ દેસાઇ.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ. ૨. અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત્ ૧૯૫૯.

## દિગ્દર્શન.

**આપણી કેળવણીની ખામી.** "Virgil and Sophocles, logic and geometry, with the ordinary university pass-man, are as much lost to him in twenty years from his degree as if he had never construed a line or worked a problem. Why should we expect better of the pupil of the middle or lower class, whose education ends in his boyhood? Why should his memory remain burdened with generalities of popular science, names and dates from history which have never been more than words to him, or the commonplaces of political economy, which, if he attaches any meaning at all to them, he regards as the millionernaire's catechism, which he will believe when he is a millionare himself? The knowledge which a man can use is the only real knowledge, the only knowledge which has life and growth in it, and converts itself into practical power. The rest hangs like dust about the brain, or dries like raindrops on the stones."

J. A. Froude.

ભાવાર્થઃ—વર્જિલ અને સોફોક્લિસ્ ( લૅટિન અને ગ્રીક કવિઓ ), તર્ક અને ભૂમિતિ એ, યુનિવર્સિટિમાંથી પસાર થએલા સામાન્ય ગ્રૅજ્યુએટમાં તો, ડિગ્રી લીધા પછી વીસ વર્ષની

અન્દર, એવાં ભૂસાઈ જાય છે કે જાણે એણે કદી પણ એક લીટી એસાડી ન હોય અને એક પણ સિદ્ધાન્ત સિદ્ધ કર્યો ન હોય. ગ્રૅડ્યુએટનું આમ છે, તો પછી મધ્યમ અને કનિષ્ઠ પંક્તિનો બાલક—જેની કેળવણી બાળપણમાં જ સમાપ્ત થાય છે—એની પાસે શી જ આશા રાખવી? ભૌતિકપદાર્થવિજ્ઞાનશાસ્ત્રનાં સામાન્ય સત્યોથી અને ઇતિહાસનાં નામ અને તારીખોથી એની સ્મરણશક્તિ શા માટે લદાએલી રહેવી જોઇએ? એ જ પ્રમાણે, અર્થશાસ્ત્રનાં તત્ત્વો ગોખી રાખવાનું પણ એને શું પ્રયોજન? અર્થશાસ્ત્રથી એ કાંઈ પણ સમજતો હોય તો તે એટલું જ કે લક્ષાધિપતિનો એ ધર્મગ્રન્થ—એની પ્રશ્નોત્તરમાલા છે, અને પોતે લક્ષાધિપતિ થશે ત્યારે એનાં સત્યો માનવા માંડશે—હાલ એને એની સાથે કાંઈ જ લેવા દેવા નથી. જે જ્ઞાન માણસના કામમાં આવે એ જ જ્ઞાન એને માટે ખરૂં જ્ઞાન છે, એ જ્ઞાનમાં જ જીવન અને અભિવૃદ્ધિનો સંભવ છે, અને એ જ્ઞાન જ વ્યવહારમાં ઉતરી શકે છે. બાકીનું જ્ઞાન તો એના મગજ ઉપર ધૂળ માફક પડી રહે છે, અને પથ્થર ઉપરથી વરસાદના બિન્દુઓ સૂકાઈ જાય એમ સૂકાઈ જાય છે.

આ ઉતારો આપણી કેળવણીની ખામીનું, એ ખામી કેવી સાર્વત્રિક છે એનું, અને એ દૂર કરવા માટે કેળવણીનાં ધોરણોમાં કેવા કેવા ફેરફારો કરવા જોઇએ એનું દિગ્દર્શન કરાવશે.

* * * * * *

સંસ્કૃત અને ગુજરાતી. "In the campaign against the supremacy of classical literature in higher education, with its constant demand for the recognition of English and other modern literatures in the curricula of public schools and Universities, the continuity of ancient and modern literature is some times unduly ignored. The Universities of Oxford and Cambridge, for example, have established honour schools in English literature, from which the collateral study of the Greek and Roman classics has been expressly excluded, even as a special or optional subject. It is not surprising that under such conditions these new schools have not attracted many students, or that preparation for them should tend to run on somewhat narrow philological lines in the study of Anglo-Saxon forms and other constituent ingredients of early English. For the linguistic and grammatical side of English literature such studies are very important and find a place just as deserved as a knowledge of Greek dialectic varieties or of early Italian forms in the study of the ancient classics.

But to exclude from the literary side of an examination in English literature the consideration of its relationship to that of ancient Greece and Rome must cramp its usefulness as a branch of higher study. The study of ancient classical literature, freed from the incubus of grammatical pedantry that has discredited it for a time, must always be a valuable instrument for the highest culture, not only for its intrinsic value and interest as a branch of belles

lettres, but for its historical importance in the influence which it has had upon our own literature. To exclude it from all connexion with the academic study of English has seemed to many a retrograde step, against which some protest was needed.........*It is for the Universities to reconcile the conflicting claims of modern and ancient culture by insisting that one presupposes the other*, and that our English literature, in particular, cannot be studied apart from those earlier influences to which so much of its grace and inspiration are due."

The (London) Times.

ભાવાર્થ—ઇંગ્લિશ અને બીજાં વર્તમાન સાહિત્યોને પબ્લિક સ્કૂલોમાં અને યુનિવર્સિટીમાં દાખલ કરવાની માગણી પૂર્વક, ઉચ્ચ કેળવણીમાં 'ક્લાસિક્સ' (ગ્રીક અને લૅટિન જેવી શિષ્ટ ભાષા)ના સાહિત્યને જે અગ્રસ્થાન આપવામાં આવે છે એની સ્હામે જે લડત ચલાવવામાં આવી છે-એમાં એ પ્રાચીન શિષ્ટ સાહિત્ય વર્તમાન સાહિત્યો સાથે કેવું અવિચ્છિન્ન જોડાએલું છે એ વાત અયોગ્ય રીતે ભૂલી જવામાં આવે છે. હવે ઑક્સ્ફર્ડ અને કેમ્બ્રિજની યુનિવર્સિટિઓએ ઇંગ્લિશ સાહિત્યમાં માન સાથે પસાર થવાની શાખાઓ સ્થાપી છે, અને એમાંથી ગ્રીક અને રોમન ક્લાસિક્સનો અભ્યાસ સર્વથા-ખાસ યા ઐચ્છિક વિષય તરીકે પણ-કાઢી નાંખ્યો છે. પરન્તુ આ નવી શાખા તરફ ઘણા વિદ્યાર્થીઓ આકર્ષાતા નથી એમાં આશ્ચર્ય નથી, અને ઇંગ્લિશ સાહિત્યના અભ્યાસમાં ઘણે ભાગે ઍંગ્લોસૅક્સન રૂપો અને પ્રાચીન ઇંગ્લિશ ભાષાનાં મૂળતત્ત્વો શીખવા તરફ લક્ષ અપાય છે. ઇંગ્લિશ ભાષાના વ્યાકરણ અને વ્યુત્પત્તિની બાબતમાં આ અભ્યાસ બહુ ઉપયોગી છે, અને ગ્રીક અને ઇટાલિયન નામ અને ધાતુઓનાં રૂપોનું જ્ઞાન જેટલું ઉપયોગી છે તેટલું જ આનું જ્ઞાન પણ ઉપયોગી છે. પણ ઇંગ્લિશ સાહિત્યની પરીક્ષામાં પ્રાચીન અને રોમનાં સાહિત્ય સાથેના એના સંબન્ધ તરફ લક્ષ ન આપવું એ અભ્યાસની ઉપયોગિતામાં ઘટાડો કરનારૂં છે વ્યાકરણનું પાંડિત્ય કાઢી નાંખીએ તો પ્રાચીન ક્લાસિકલ ભાષાનો અભ્યાસ ઉચ્ચ કેળવણી માટે ઘણો ઉપયોગી છે, અને સામાન્ય સાહિત્ય શિક્ષાના અંગ તરીકે કિમતી છે એટલું જ નહિ પણ આપણા સાહિત્ય ઉપર એની કેવી અસર થઈ છે એ પણ ઇતિહાસદૃષ્ટયા જોવા જેવું છે, ક્લાસિકલ ભાષાના અભ્યાસને સર્વથા બાતલ કરવો એ ભૂલભરેલું છે. ઇંગ્લિશ ભાષાનુ લાલિત્ય અને એનો પ્રાણ ક્લાસિકલ ભાષામાંથી ઉતરી આવ્યાં છે, અને પ્રાચીન અને અર્વાચીન સાહિત્યોના હકનો યોગ્ય સમન્વય કરવો એ યુનિવર્સિટિનું કામ છે.

ગુજરાતીનો અભ્યાસ કેવી રીતે કરવો જોઇએ, એના અભ્યાસમાં સંસ્કૃતનો અભ્યાસ કેટલો ઉપયોગી છે એનું દિગ્દર્શન ઉપરના ઉતારાથી થશે. 'એમ. એ'માં ગુજરાતી લઈ પરીક્ષામાં બેસનારા ઉમેદવારોને આ ઉતારો ખરા અભ્યાસની દિશા સૂચવશે.

---

# વડોદરાનો બાલવિવાહપ્રતિબંધક નિબંધ.

## ( ત્રણ મિત્રો વચ્ચે એક સંવાદ. )

**પંડિત**—કેમ વકીલ સાહેબ! પછી પેલું વડોદરાનું બિલ વાંચ્યું ?

**વકીલ**—હા. પણ જેમ જેમ એના ઉપર વિચાર કરૂં છું તેમ તેમ મને તે બિલ-વધારે ને વધારે-અનર્થકારક અને નિરર્થક લાગે છે. કેમ ચમક્યા ? મારી ભાષા મારા વિચાર કરતાં જરા પણ આગળ ગઈ નથી. અને હું ખરેખર એમ માનું છું કે મહારાજા સાહેબના સલાહકારો એમને આડે રસ્તે દોરે છે.

**દેસાઈ**—મી. વકીલ, અમારા મહારાજા સાહેબને તમે અન્યાય તો નથી કરતા ? સામાજિક સુધારણા સંબંધી મહારાજાના વિચારો ઘણા સંગીન છે એવું તો એમનું અમદાવાદના પ્રદર્શન સમયનું ભાષણ સાંભળી આપણે સર્વે કબુલ કરતા હતા. અને તેમાંના એક વિષયમાં મહારાજા સાહેબનું આ વ્યાવહારિક પગલું અનર્થકારક અને નિરર્થક કહો છો, એ અભિપ્રાય સાહસિક તો નથી ? માફ કરજો. પણ મ્હારે કહેવું જોઇએ કે અમારા મહારાજા સાહેબ પ્રજાનું હિત શેમાં સમાયલું છે તે સારી પેઠે સમજે છે. અને અજ્ઞાન લોકમતના કેવળ ગુલામ થઇને રાજ્ય કરવું એ તમારા 'સ્વતન્ત્રતા' ( Liberty )ના સિદ્ધાન્તને પોતે સ્વીકારતા નથી.

**વકીલ**—હા. ખરી વાત છે પોતાના રાજપદનું પોતાને પૂર્ણ સંવેદન છે એ તો એમની આવી કૃતિઓ સ્પષ્ટ રીતે જણાવી આપે છે અને જેને તમે 'અજ્ઞાન લોકમત' કહો છો તેવા લોકમતની બેદરકારી રાખવાથી તેમના રાજત્વને જ ખામી આવે એ પણ પોતે સારી પેઠે સમજે છે, એમ આ ખરડા ઉપરથી જ જણાઈ આવે છે. અજ્ઞાન લોકમતની સ્વચ્છંદતામાં એમનું આ બિલ કંઈ પણ વિઘ્ન કરતું નથી, એટલું જ નહિ પણ વિશેષમાં એમ પણ જણાય છે કે આ વિષયમાં ધીમે ધીમે મંદ પડતા જતા અજ્ઞાન લોકમતને એમનું આ બિલ ઉત્તેજિત કરશે, અને જે ધારેલા દુષ્કૃત્યનો પોતે પોતાના બિલથી ઉચ્છેદ કરવા માંગે છે તેની ઉલટી વૃદ્ધિ થશે.

**દેસાઈ**—જરાક વિસ્તારથી અને દાખલા દલીલથી વાત કરો. મી. વકીલ, તમને ઠરાવ આપવાનો હક્ક નથી. તમારી દલીલ અમે પૂર્ણ ધીરજથી સાંભળીશું. ઠરાવ આપવો એ તો કોર્ટના હાથમાં છે.

**પંડિત**—બરાબર છે, દેસાઇ. ચાલો, મી. વકીલ આ ગિરિરાજની ભવ્ય અને પૌરુષવતી વનશોભાને યોગ્ય આ પ્રસંગ ઠીક નીકળ્યો.

**વકીલ**—પંડિતરાજ! તમે પણ ઠીક છો. વાત છેડીને તટસ્થ થઇને ઉભા રહ્યા. મ્હારા ઉપર જ બધો બોજો પડવા દીધો, અને હવે પણ જાણે કે આપને તો એ સંબંધમાં

કંઈ કહેવાનું જ ન હોય તેમ-'હા ! ઠીક, ચાલવા દ્યો...જ રીતિ ધારણ કરી. અસ્તુ. 'પણ મી. દેસાઈ તમને એમ છૂટવા નહિ દે એવો મને ભય બહુ બઠેસો છે.

દેસાઈ—નહિ જ. એમણે પણ તરદી લેવી જ પડશે. પણ અત્યારે તો રદ કરવાનો હક તમારો છે.

વકીલ—જેવી કોર્ટની આજ્ઞા. જુઓ—મ્હારૂં એમ કહેવું છે કે મહારાજા સાહેબનું આ બિલ-નિરર્થક અને અનર્થકારક છે; અજ્ઞાન લોકમતને ઉત્તેજિત કરશે-અને જે ધારેલા દુષ્કૃત્યનો ઉચ્છેદ કરવાની ઈચ્છા છે તેની ઉલટી વૃદ્ધિ કરશે. મનુષ્યનો સ્વભાવ છે કે લાંબા વખતથી ચાલી આવેલી એક વસ્તુ ખોટી છે, એમ તમે જ્યાં કહો ત્યાં સાધારણ રીતે જ 'તેના ઉપર આગ્રહ બંધાય, અને આગ્રહબળે તે તમારી 'ખોટી' વસ્તુનો પ્રચાર વિશેષ થાય છે. આ 'ખોટી' કહેનાર જ્યાં રાજસત્તા હોય, અને તે રાજસત્તાનું ઉલ્લંઘન કરનાર શિક્ષાપાત્ર થાય ત્યાં આ આગ્રહ અત્યંત દઢ થાય છે. હવે જો આ શિક્ષા એવી સખ્ત હોય કે જેના ડરથી જ માત્ર પ્રજાજન તેમાંથી નિવૃત્ત થાય તો તો આવા પગલાના બીજા બધા વાંધા કોરાણે મૂકીને એટલું તો કહેવાય કે તે આજ્ઞા સાર્થક છે. પણ અહિં તો બાલવિવાહનો પ્રતિબંધ કરવાના બિલમાં શિક્ષા ઠરાવી તે એટલી જ કે-રાજ્યની અનુમતિ સિવાય વિવાહ કરનારનો સો રૂપીઆ દંડ. હવે આ તો બહુ જ દેખીતી વાત છે કે સાધારણ રીતે બાલવિવાહ ઉચ્ચ અને ખાતી પીતી (ધનાઢ્ય નહિ કહું, કેમકે ધનાઢ્યતા આપણા દેશમાં બહુ વિરલ છે) કોમોમાં થાય છે. તેઓને લગ્નાદિ પ્રસંગમાં અનેક રીતે ખર્ચ પણ કરવું પડે છે. તે ખર્ચમાં શું તો સો રૂપીયાની કસર કરશે, કે સો રૂપીઆ વધારે વાપરવા પડે છે, રાજ્યનું દાણ છે એમ માનશે—અને તેથી આવા પ્રકારની રાજઆજ્ઞા નિરર્થક થશે.

દેસાઈ—આમાં તો અમારી પ્રજા જે એમ માને છે કે આ તો મહારાજનો ઉપજ વધારવાનો એક ઉપાય છે એ વાતને પુષ્ટિ મળે છે.

વકીલ—સ ! પુષ્ટિ તો નહિ. પણ તમારી પ્રજા આ કાયદો પસાર થાય તો પોતે શું કરવા માંગે છે એ, તમે કહો છો એ અભિપ્રાયદ્વારા, સ્પષ્ટ જણાઈ આવે છે.

દેસાઈ—ત્યારે તમે શું એમ કહેવા માંગો છો કે સજા વધારે હોવી જોઈએ!

વકીલ—બીલકુલ નહિ, મહારાજાથી એમ થાય જ નહિ. કારણ કે હું એમ જાણું છું કે તમારા મહારાજા 'સ્વતન્ત્રતા'ના પૂજક છે. અને આવી બાબતોમાં રાજ્ય તરફથી કંઈ પણ દબાણ કરવાથી લોકની સ્વતન્ત્રતામાં ક્ષતિ આવે છે તે તમારા મહારાજા સારી પેઠે સમજે છે. અને એટલા માટે જ, પોતાની આજ્ઞા વિરુદ્ધ બાલવિવાહ થાય તે બાલવિવાહને પોતે રદ નથી ગણતા. સજા પણ આમ નામની જ રાખી છે, અને અપવાદો પણ પૂરેપૂરા રાખ્યા છે.

**દેસાઇ**—વક [illegible] છે! અમારાં સમજવામાં તો એમ છે કે આમ કરવાનો મહારાજાનો બહુ શુભ હેતુ હોવો જોઇએ. લગ્ન એ આપણામાં ધર્મક્રિયા મનાય છે, એ વાતનો તેમણે થએલું લગ્ન રદ ન કરવાથી સ્વીકાર કર્યો, અને લોકને અડચણ ન આવે તે સારૂ તેમણે અપવાદો સ્વીકાર્યા, અને સજા પણ નામની રાખી. મહારાજાના ખરડાનાં આ અંગો સારાં લેખાય છે અને તે જ અંગોને તમે વખોડો છો. કેવી અવળાઇ!

**વકીલ**—નહિ સાહેબ, નહિ. એમ ઉતાવળા ન થાઓ. મારી દલીલ એ છે કે કાયદાનું ઉલ્લંઘન કરીને થઈ ગએલા બાલવિવાહનો સ્વીકાર, નામની સજા, અને અપવાદોની પૂર્ણતા, એ ત્રણે વાનાં એકઠાં થઇને મહારાજા સાહેબના બિલને નિરર્થક કરે છે. અને નિરર્થકતા એ કાયદાનું એક મ્હોટામાં મ્હોટું દૂષણ છે.

**દેસાઈ**—ઓ!! (જરાક વિચાર કરીને) 'અપવાદોની પૂર્ણતા' શબ્દ તમે વાપર્યો. એટલે તમે શું એમ કહેવા માંગો છો કે બાલવિવાહના બધા બનાવો એ અપવાદોમાં જ આવી જશે?

**વકીલ**—બધા તો નહિ, પણ ઘણા ખરા, બેશક. અપવાદો શા શા છે એ તો આપને યાદ હશે?

**દેસાઈ**—મને બે યાદ છે. એકથી કંઇક કણબીઓનો બચાવ થાય છે. અને બીજાથી ઘરડાં અથવા રોગગ્રસ્ત માબાપોને બાલવિવાહ કરવાની છૂટ મળે છે.

**વકીલ**—એક ત્રીજો પણ છે. અને તે સહુથી વધારે વ્યાપક છે. તે એ છે કે—અરજદારની જ્ઞાતિના ચાલુ વહિવટથી અરજદાર જ્ઞાતિબહાર થવા પાત્ર થશે તો. અને આ અપવાદમાં મારી સમજ પ્રમાણે જે વર્ગમાં અત્યારે મહારાજાની વ્યાખ્યા પ્રમાણે બાલલગ્ન થતાં હશે તે બધા વર્ગનો સમાવેશ થશે.

**દેસાઇ**—ઓહો! મહારાજાએ જ્ઞાતિના બંધનને પણ સ્વીકાર્યું છે?

**વકીલ**—બેશક! તમારા મહારાજાને રાજા તરીકે તે સ્વીકાર્યા વિના ચાલે જ નહિ. સ્વીકારવાને માટે તેમની પ્રજા મહારાજાનો ઉપકાર માનશે. પણ તેથી આ બિલ નિરર્થક થાય છે. અને આ એક અપવાદ એવો છે કે જે જ્ઞાતિની મંદ પડેલી સત્તાને અને તેથી કેટલીક જ્ઞાતિઓમાં મંદ પડેલા 'નગ્નિકાવિવાહ' (અરજસ્વલા કન્યા સાથે વિવાહ)ના આગ્રહને ઉત્તેજિત કરશે. છોકરીની ઉમ્મર ચૌદ વર્ષની કરનાર એક બાપને જ્યાં એક જ્ઞાતિએ ન્યાતબહાર મૂક્યો એટલે બીજો ન્યાતબહાર મૂકાવાને પાત્ર થયો. એટલે તે અપવાદમાં આવ્યો.

**દેસાઇ**—પણ જો ચાલુ વહિવટ નહિ હોય તો ન્યાતબહાર મૂકી કેમ શકાશે?

**વકીલ**—જ્ઞાતિએ અમુક જણને ન્યાતબહાર મૂક્યો તે વાજબી રીતે મૂક્યો છે કે ગેરવાજબી

રીતે તે તપાસ કરવાનો સરકાર આ કાયદામાં હક આપેલો નથી. અને જ્ઞાતિ જો ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તન રાખવા રખાવવાનો આગ્રહ રાખે તો તો રજસ્વલા થયા પછી લગ્ન કરવું એ સ્પષ્ટ રીતે આપણા શાસ્ત્રોની આજ્ઞાની વિરુદ્ધ છે અને તેવા પ્રસંગમાં જ્ઞાતિ ધારે તો ન્યાતબહાર મૂકી શકે જ. અને વળી જેમ સરકાર કાયદો કરે છે તેમ જ્ઞાતિ પણ કાયદો કરી શકે છે. અને આવા પ્રસંગમાં દરેક જ્ઞાતિ એવો ઠરાવ કરે કે અમુક વય સુધીમાં ગમે તેવું સાંસારિક વિઘ્ન હોય તેની દરકાર કર્યા વિના કન્યાને પરણાવી દેવી, નહિ તો ન્યાત બહાર—પછી મહારાજાનો કાયદો ક્યાં રહ્યો?

દેસાઇ—આ અપવાદ ખરેખર બહુ ગંભીર છે. જો તમે કહો છો તે પ્રમાણે એકમતથી ન્યાતબહાર મૂકાય-અથવા ઠરાવ થાય તો કાયદો નિરર્થક થાય છે. હું એમ માનું છું કે આ જમાનામાં એમાંનું કાંઈ સહેલાઇથી નહિ થાય. પણ જ્ઞાતિમાં મહાભારત કજીયો ઉત્પન્ન થશે, પક્ષો બંધાશે અને જીવનની સર્વ શાન્તિ નષ્ટ થશે. પાટણની નાગરી નાતમાં થયેલો રામાનુજ અને સ્માર્તનો કજિયો તમારા જાણ્યામાં હશે જ: એ કજિયામાંથી ઉત્પન્ન થએલાં વૈરો હજી પણ તદ્દન નષ્ટ થયાં નથી એમ સાંભળ્યું છે. આ અપવાદ કાયદાનું આખું સ્વરૂપ ફેરવી નાંખે છે એ તો નિઃસંશય છે.

વકીલ—અને જ્ઞાતિ કદાચ એવો ઠરાવ શાન્તિથી પસાર કરી શકી તો આવી બાબતમાં જ્ઞાતિ હાલમાં જે ઇષ્ટ ઉપેક્ષા રાખે છે તે ઉપેક્ષાવૃત્તિનો હ્રાસ થશે અને જ્ઞાતિબંધન વધારે બલવાન થશે. જ્ઞાતિને ઔદાર્ય( *toleration* )રસિક કરવાની આપણી ઇચ્છા સિદ્ધ કરવામાં આમ આ એક મ્હોટું વિઘ્ન થઈ પડશે.

દેસાઇ—એ પણ ખરૂં છે. પણ તમે મહારાજાનાં બિલનાં કારણો વાંચ્યાં છે? એ ઉપરથી આવા કોઈ કાયદાની અગત્ય તો જણાય છે, ભાઈ.

વકીલ—આપણે કારણો પણ તપાસીશું. પણ જુઓ મી. દેસાઈ, પંડિતરાજ હજી સુધી કાંઈ જ બોલ્યા નથી. એટલે અમારા ઉપર આપનો હક્ક હવે ઓછો થતો જાય છે.

પંડિત—હું આખો વખત સને ૧૮૯૩ માં મહારાજા તરફથી પ્રસિદ્ધ થએલો એક બાલલગ્નપ્રતિષેધક નિબંધ યાદ કરતો હતો.

વકીલ—હા. એક નિબંધ તેમણે તે વખતમાં પ્રસિદ્ધ કર્યો હતો ખરો.

પંડિત—અને હું ભૂલતો ન હોઉં તો તેમાં સામાજિક સુધારાના સંબંધમાં કાયદાની દરમિયાનગીરી હોવી યોગ્ય નથી, અને દરેક લોકસમાજે આવી બાબતમાં આગેવાની લેઈ પોતે પોતાનો સુધારો કરવો જોઇએ-એ સિદ્ધાન્ત સ્વીકારી કાંઈક યોજના કરી હતી.

વકીલ—બરાબર છે. આપે લગભગ તેના શબ્દોમાં જ એ સિદ્ધાન્તનો અનુવાદ કર્યો. અને

... તો નિર્દોષ હતી કે લોકને તે સ્હામે બોલવાનું કંઇજ નહતું. ઉલ્ટું ...તની ...સ્થાનો સદુપયોગ કરવાની એમાં પ્રશસ્ત યોજના હતી.

**દેસાઈ**—પણ એ બિલ કંઈજ કામમાં ન આવ્યું. જ્ઞાતિને એવી શી પડી હોય કે પોતાની સ્વતંત્રતા ઉપર પોતાની જાતે અંકુશ મૂકે? અને તેટલા જ સારૂ મહારાજા સાહેબને આ નવીન પગલું ભરવું પડ્યું.

**પંડિત**—ખરૂં છે, દેસાઈજી. પણ આપણે એ બે બિલની સરખામણી કરીએ તો આપણને જણાશે કે આ નવા બિલમાં મહારાજા સાહેબે સમાજશાસ્ત્ર અને રાજ્યનીતિના પરમ આવશ્યક સિદ્ધાન્તોને કોરાણે મૂક્યા છે. સમાજશાસ્ત્રનો એક એવો નિયમ છે કે પ્રત્યેક સમાજ હમેશાં પોતાની જરૂરિયાતો સમજે છે અને વખતો વખત પોતાની સ્થિતિ રીતિ યોગ્ય પ્રકારે ફેરવતો જાય છે. અને આપણા સમાજની સ્થિતિ ઉપર નજર નાંખતાં આપણને પણ જણાશે કે—આપણે ઘણા જ 'conservative' (પ્રાચીનપંથી) છીએ છતાં આપણે પણ નવીન વિચારો અને નવીન આવશ્યકતાઓને અનુસરવા—સ્વીકારતા થયા છીએ. બેશક તેમ થવામાં જે જે બળો કામે લાગ્યાં છે તેનો આપણે ઉપકાર માનીએ. પણ તે બળોની અસર થઈ એ આપણા સમાજની જીવનદશા બતાવી આપે છે. અને એને મૃત ગણી કાયદારૂપ કૃત્રિમ જીવ આરોપવામાં સ્વાભાવિક રીતે જ સમાજના જ્ઞાનતંતુ ઉશ્કેરાઈ જતાં લાભ કરતાં હાનિ વધારે થવા સંભવ છે. સને ૧૮૯૩ ના બિલે આપણા સમાજની આ સ્થિતિ સ્વીકારી હતી, અને તેને માટે શીત અને સંગીન દવા યોજી હતી. હાલના બિલે તો સમાજને ડિલીરિયામાં નાંખ્યો છે, અને કાયદો થશે તો જ્ઞાનતંતુના અનેક વ્યાધિઓ ઉત્પન્ન કરશે.

**વકીલ**—મી. દેસાઇને યાદ હોય તો પ્રથમના બિલમાં દશ વર્ષની હદ બાંધી હતી. દશ વર્ષ એ હદ એવી છે કે જેને શાસ્ત્રાદિકનો અને શારીરિક યોગ્યતા સંબંધી સવાલ સ્પર્શ પણ કરતો નથી. તમારા મહારાજાનું આ બિલ તો મ્હારે કહેવું જોઇએ કે આપણા સમાજના મનના બંધારણની બીલકુલ અવગણના કરે છે. અને કન્યાવિક્રય વિગેરે અધમ કર્મો સારૂ જે માબાપો અત્યારે અઢાર અને વીસ વર્ષની કન્યાઓ કરે છે તેમની સ્થિતિમાં બધાને મૂકવા માંગે છે. ગુજરાત કાઠીઆવાડમાં કેટલીક એવી જ્ઞાતિઓ છે કે જ્યાં વધારે પૈસા મેળવવા માટે કન્યાઓને મ્હોટી કરવા રીવાજ છે. એવી મ્હોટી કન્યાઓ ઘરડા વરરાજાઓને માટે નિમાયેલી હોય છે. અને આ પ્રમાણે મ્હોટી કન્યા એ એક વ્યાપારનો માલ થઈ પડ્યો છે. આ દૂષણ સ્હામો કેટલાક સમજુ નાતીલાઓ એક તરફથી પોકાર કરે છે ત્યારે બીજી તરફથી તમારા મહારાજા સામાન્યતઃ એવી સ્થિતિ લાવવા માંગે છે કે જ્યાં કન્યાવિક્રયને પણ ઉત્તેજન મળે, અને બાલવિવાહનો પ્રતિબંધ કરવા જતાં વૃદ્ધબાલ વિવાહ હાલના કરતાં વિશેષ પ્રચલિત થાય.

**દેસાઇ**—આ વળી તમે નવું કહાડ્યું. હું તો એમ માનું છું કે છોકરાઓની પણ ઉમર અ-

ઢાર વર્ષની કર્યાથી તમે હમણાં કહી તે મુશ્કેલી જોવવા બહુ સંભવ નથી. એટલું તો ખરૂં જ કે જે કેટલાક વૃદ્ધ વરોને અત્યારે મ્હોટી કન્યાઓને અભાવે પરણવાનું માંડી વાળવું પડે છે તેવા વૃદ્ધવરો લગ્નના બજારમાં વિશેષ સંખ્યામાં આવશે. પણ સામાન્ય રીતે કન્યાઓની એ જ વય હોવાથી કન્યાવિક્રય તો કંઇક ઓછો થશે. અને તે લાભની લાલસા ઓછી થવાથી જુવાન અને વૃદ્ધ વચ્ચે વૃદ્ધને પસંદ કરવાનું કંઈ ખાસ પ્રયોજન નહિ રહે.

વકીલ—આપ કહો છો તેમ થવા પણ સંભવ છે. પણ સમાજ એ એવી વિલક્ષણ વસ્તુ છે કે તે ભલભલાની ગણત્રીઓને રદ્દ કરે છે. પૈસાનો લોભ એવો છે કે પ્રત્યેક પ્રસંગમાં તે આગળ આવ્યા વિના રહેતો નથી. અને તે લોભને સંતુષ્ટ કરવા મનુષ્યજાતિ હરેક રીતના માર્ગ શોધી કાઢે છે. વૃદ્ધનાં સંબંધમાં પસંદગીનું પ્રયોજન નહિ રહે તે, તમે કન્યાવિક્રય હાલ જેમ આપવાદિક છે એમ જ રહેશે એમ માની કહો છો. પણ બીજી સ્થિતિ પણ સંભવિત છે કે દરેક મ્હોટી કન્યા વેપારનો માલ ગણાય અને પછી તેનાં આનુષંગિક પ્રસંગો પ્રમાણમાં વિશેષ બળથી પ્રવર્તે.

દેસાઈ—તમારો વિકલ્પ હું તો કબુલ નથી કરી શકતો. મને તો લાગેછે કે તમે તમારી—વકીલોની—રીત પ્રમાણે 'દધિ'માંથી 'ઘ' કાઢવા જેવું કરો છો.

વકીલ—આ તો હું આપને એક દૃષ્ટાન્ત માત્ર જ આપું છું. કેવા પ્રસંગમાં સમાજ—એક જીવન્ત વસ્તુ—કયો પરિવર્ત લેશે તે, હમેશાં એવું અનિશ્ચિત છે કે તે ઉપર કોઈ પણ ગણત્રી સંગીન રહી શકતી જ નથી. અને તેટલા માટે સમાજના સંબંધમાં બહારની દરમીયાનગીરી ન હોવી જોઇએ એ સિદ્ધાન્ત સ્વીકારાયલો છે. સમાજ પોતાનું હિત ધીમે ધીમે પણ સમજે છે. અને આ બિલનાં કારણોમાં કબુલ કરવામાં આવ્યું છે કે કેટલીક ઉપરની જ્ઞાતિઓમાં કન્યાના વિવાહની ઉમર વધેલી જોવામાં આવે છે.

પંડિત—સમાજ હમેશાં આ જ પ્રમાણે કામ કરે છે. અને જેમ જેમ વખત જતો જશે તેમ તેમ સત્ય વધારે સમજાતું જશે અને અનુરૂપ સ્થિતિ એ સમાજ પોતાની મેળે જ પ્રાપ્ત કરશે.

વકીલ—બરાબર છે. અને આ વસ્તુનો અપૂર્ણ ગ્રહ આવા પ્રકારના પ્રયત્નો કરાવે છે. બીજા બધા દેશોમાં આમ છે ને આપણે ત્યાં નહિ માટે તે હોવું જોઇએ એવો આગ્રહ, અને આપણા સમાજના માનસિક અને શારીરિક તથા ઐતિહાસિક બંધારણની સમજણની અપૂર્ણતા આવા પ્રયત્નોનાં પ્રયોજક છે. દેસાઈજી, જરા માફ કરજો. તમારા મહારાજાને માટે અમને ઘણું માન છે. પણ આપણા લોકોનાં મનનાં રહસ્યો—અને ઇતર દેશની પ્રજાને મુકાબલે આપણા જીવનની ખાસીયતો—એથી મહારાજા સાહેબ હજી પૂર્ણ રીતે વાકેફ નથી. મહારાજા સાહેબ

શું એમ માનતા હશે કે પ્રાચીન કાળમાં કન્યાઓને મ્હોટી કરવાનો રીવાજ હતો અને પાછળથી તે રીવાજ પલટાઇ ગયો તે છેક કારણ વિના જ અથવા નિર્જીવ કારણોથી? અને તે કારણોથી શરીરના ધર્મની જે સ્થિતિ સાંપ્રતમાં બંધાઇ તે સ્થિતિ આવા પ્રતિબંધથી એકદમ અટકશે?. ઘણા કાળના બાલવિવાહથી બાલાઓ સ્ત્રીધર્મમાં જલદીથી આવી જાય છે એ વાત સ્વીકારવા યોગ્ય છે. પણ આવી જાય છે એ જો અત્યારે ખરી વાત છે તો પછી તે કાલે તે ધર્મથી વિમુખ રાખવાનાં માઠાં પરિણામ માટે જવાબદારી કયાં માબાપ હાથે કરીને વ્હોરી લેશે? અને કયું રાજ્ય તેવા પ્રકારની જવાબદારી માબાપ ઉપર ફરજની રીતે રાખવામાં વાજબી ગણાય? અને બાલવિવાહ એ જો આપણાં અનેક દુઃખો વચ્ચે અવશેષ રહેલા યુગ્મસુખનું પોષક છે, તો પછી ત્હેના સ્હામું એવું શું કારણ છે કે જે આપણા આ અમૂલ્ય સુખની અવગણના કરે? આપણે દિવસે દિવસે નબળા પડીએ છીએ એ વાત ખરી છે, પણ તેને માટે બાલવિવાહ એ કંઇ કારણ નથી, બાલસંયોગ એ એનું કારણ છે, અને એ પણ અનેકમાંનું એક છે, એ તમારા મહારાજા નથી જાણતા?

દેસાઇ—પણ જેટલા અંશમાં એ એક કારણ છે તેટલા અંશમાં તો તેનો કંઇક પ્રતિકાર કરવો જોઇએ જ. મારૂં દૃઢ માનવું છે કે જેમ અમુક કારણોથી પ્રાચીનકાળનો કન્યા મ્હોટી કરવાનો રિવાજ પલટાઈ ગયો, તેમ આજ એવાં કારણો પ્રાપ્ત થયાં છે કે જેને લીધે કન્યાના લગ્નની ઉમ્મર પાછી વધવી જોઇએ. બેશક બાલવિવાહ કરતાં બાલસંયોગ એ શારીરિક અવનતિનું મુખ્ય કારણ છે. પણ તમે નથી જાણતા કે લગ્નવયની હદ વધતી જશે તો સંયોગવયની હદ એની મેળે જ વધશે? લગ્નવય ન્હાની રાખી સંયોગવય સ્વાભાવિક રીતે ન્હાની થઈ જાય છે એ આપણે આજ પર્યન્ત જોતા આવ્યા છીએ. વળી કન્યાઓ સ્ત્રીધર્મમાં વહેલી આવે છે એ ઘણા કાળના બાલ લગ્નનું પરિણામ છે એમ જો તમે સ્વીકારો છો તો તે જ કારણસર બાલલગ્ન અટકાવવાની જરૂર છે. કન્યાઓ આજકાલ સ્ત્રીધર્મમાં વહેલી આવતી દેખાય છે એ વિશ્વનિયમને અનુસરીને નથી, પરન્તુ અસ્વાભાવિક-કૃત્રિમ-વિશ્વનિયમવિરુદ્ધ રૂઢિનું પરિણામ છે. માટે હાલની સ્ત્રીધર્મની વય વધારવા સારૂ પણ બાળલગ્ન અટકાવવાની જરૂર છે. વળી આથી બાળવિધવાઓની સંખ્યા ઓછી થશે, એ પણ થોડો લાભ છે?

વકીલ—લગ્નવયની હદ વધ્યે સંયોગવયની હદ વધશે. પણ તે સંયોગવયની હદ સમજણથી પણ વધી શકે છે. અને હું તો એમ માનું પણ છું કે પ્રથમ કરતાં હાલ સંયોગની વય પણ વધવા માંડી છે. જે વાત સમજણથી થાય તેને માટે બળ વાપરવું એ પ્રજાની ગરીબાઇનો લાભ લેવા સરખું છે. મારા વાંધાનું કેન્દ્ર જ દેસાઇજી આ વિચારમાં સમાયલું છે કે કુટુમ્બજીવનમાં, અને તેમાં પણ પતિપત્નીના સંબંધ જેવા વિષયમાં, જે ફેરફારો ઇષ્ટ જણાતા હોય તે સારૂ સમજણ એ જ ઉપાય

કામે લગાડવો જોઇએ. અને એટલા જ હેતુથી હું કહું છું કે પ્રતિકાર લોકોના હાથમાં જ રહેવો જોઇએ, આપણા લોકનું જીવન ધર્મ સાથે એવું તો ગુંથાયલું છે અને ધર્મના સંબંધમાં આપણી ઉંચી કોમોની લાગણી એવી તો તીક્ષ્ણ છે કે-પોતે પોતાની મેળે માર્ગ કહાડે પણ જો તે ધર્મવિરૂદ્ધ ચાલવા રાજ્ય આજ્ઞા કરે તો તેમાંથી વિપરીત થાય. લગ્ન એ નિઃસંશય ધર્મક્રિયા છે અને તેમાં આપણો સમાજ દરમીયાનગીરી બીલકુલ સાંખી શકશે નહિ. તેવી જ રીતે રજોદર્શન થઈ જાય તે પછી પણ સ્ત્રીને સ્વામિથી વિમુખ રાખવી એ પણ બળથી કરવું એમાં કૌટુંબિક પવિત્રતાને ક્ષતિ લાગે છે; એટલું જ નહિ પણ મારૂં તો એમ પણ માનવું છે કે સમાજસંસ્થાની દૃષ્ટિએ, શરીરધર્મની દૃષ્ટિએ, નીતિમાર્ગની દૃષ્ટિએ, અને આપણા સમાજની ખાસીયતો ધ્યાનમાં લેતાં સ્ત્રીપુરુષના સંયોગને રજોદર્શન પછી રાજબળથી વિધ્નિત કરવો એ દરેક રીતે દૂષણભરેલું છે. મી. દેસાઈ, આ એક એવી વસ્તુ છે કે જેમાં વ્યક્તિ પોતાનું સ્વાતંત્ર્ય સાચવી રાખવાનો હક રાજ્ય સ્હામે પણ ધરાવી શકે છે. આ બિલના સંબંધમાં સંમતિવયનો કાયદો કરી ચૌદ વર્ષની હદ બાંધવાની સૂચનાઓ થાય છે. પણ તેવો કાયદો ચૌદ વર્ષની હદ બાંધીને રચવો એ ઇષ્ટ નથી એમ પણ આટલાથી સમજાશે. નસ્તુ ઇષ્ટ હોય પણ એમાં રાજબળ-એટલે પોલીસ બળ, અને ન્યાયાધીશીનું બળ-વાપરવું એ કેવળ અનર્થકારક છે. શાન્ત અને ગરીબ પ્રજાના ખાનગી ઓરડામાં સરકારનાં ચક્ષુને અવકાશ મળે 'એ સર્વથા અનિષ્ટ છે.

દેસાઇ—તમે રાજબળ ઉપર બહુ ભાર મૂકો છો મી. વકીલ, તે ઉપરથી તમારૂં એમ કહેવું છે શું કે રાજાએ કોઇ પણ રીતે આવી બાબતોમાં કંઈ પણ બંદોબસ્ત કરવો નહિ? રાજ્યની દરમીયાનગીરી હું પણ અનિષ્ટ માનું છું, પણ તમે જે મૂળ વિચારથી આગળ ચાલો છો કે-આપણો સમાજ જીવન્ત છે પોતાનાં લાભ હાનિને પોતાની મેળે જ સમજી શકે છે તે વિચારને હું મળતો આવતો નથી. મારૂં તો એમ માનવું છે આપણો સમાજ અત્યારે એવી સ્થિતિમાં છે કે જ્યાં એને માર્ગે દોરનારની ખાસ જરૂર છે. અને મહારાજાનો આ કાયદો કોઇપણ પ્રકારની અનિષ્ટ હરકત વગર તેને માર્ગે દોરે છે. સંમતિવયના સંબંધમાં તો તમે જે કહો છો તે મને યથાર્થ લાગે છે. પણ તે ઉપરથી વિવાહના સંબન્ધમાં જે નિર્દોષ કાયદો મહારાજાએ ઘડ્યો છે તેથી રાજ્યની દરમીયાનગીરી ઘણી આવી જાય છે એમ હું નથી ધારતો. આપણે બે અનિષ્ટ વસ્તુઓ વચ્ચે પસંદ કરવાનું છે, બાલક જેવો જનસમાજ-અને રાજ્યની સહાય. એ બેમાંથી કયું સારૂં તે વિચારવાનું હું આપને જ સોંપું છું.

વકીલ—રાજ્યની દરમીયાનગીરીને જો તમે અનિષ્ટ માનતા હો તો પછી મ્હારે બહુ કહેવાનું રહેતું નથી. સમાજ બાલક છે તે વાત પણ કંઇક અંશે હું સ્વીકારીશ. પણ દેસાઇજી, આપ નથી જાણતા કે બાલક પણ ભય કરતાં પ્રીતિથી વધારે શીખી સમજી શકે છે, અને મારથી તો ઉલટું નઠોર થઈ જાય છે? વળી આ બાલક ઘણા વર્ષના

અભ્યાસથી ધર્મની સાથે જરા પણ સંબંધ ધરાવનાર વસ્તુના સંબંધમાં હઠીલું થઇ એવું છે. એટલે પોતાની મેળે જો તમારૂં નવું દૃષ્ટિબિન્દુ સમજે તો સમજે. બાકી "ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रञ्जयति" ॥

પંડિત—મી. વકીલ, આ તમારી દલીલ તો કાયદો કરવાની આવશ્યકતા બતાવે છે. સંમતિવયના સંબંધમાં સરકારે આવી બાબતમાં હાથ ન ઘાલવો એ પક્ષ ઉઠયો હતો પણ તેમાં મુખ્ય કારણો બે બતાવાયાં હતાં. એક તો એ કે બ્રિટિશ ઇન્ડિયામાં પરરાજ્ય હોવાથી; તે પારકા લોકો આપણા ઘરના વ્યવહારમાં હાથ ઘાલે એ વાજબી નથી એમ કહેવાયું હતું. અને બીજું એ કે એક મુઠીભર સુધારકો પરધર્મના રાજા પાસે જઇ ગરીબ લોકો ઉપર રાજબલની સહાયતાથી એમના માનીતા પરાપૂર્વના રિવાજોને રહેંસી નાંખે એ પણ અયોગ્ય છે એમ બતાવાયું હતું. અને આ બે કારણોની વાસ્તવિકતા અત્યારે સર્વત્ર સ્વીકારાય છે. પણ આ બેમાંનું એક પણ કારણ આ પ્રકરણમાં લાગુ પડતું નથી. ગાયકવાડ સરકાર પરરાજા નથી; આપણા જ, આપણા ધર્મના, અને આપણા દેશના જ છે એટલે પહેલું કારણ લાગુ પડતું નથી. અને બીજા કારણના સંબંધમાં હું એટલું જ કહીશ કે જે અપવાદો મહારાજાએ મૂક્યા છે તે અપવાદો આ દેખીતી દરમીયાનગીરીને કેવળ નિર્દોષ કરે છે. અને એ દૃષ્ટિથી જોતાં આપ પણ કબુલ કરશો કે મહારાજાનું આ બિલ દરમીયાનગીરીના જ કારણથી એકદમ વખોડી નાંખવું એ વાજબી નથી બિલ સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે રાજ્યની દરમીયાનગીરી અનિષ્ટ છે એ સિદ્ધાન્ત મહારાજાને ગ્રાહ્ય છે, અને તે અનિષ્ટતાને અલ્પમાં અલ્પ કરવાનો મહારાજાના સ્તુત્ય પ્રયત્નની અવગણના કરવામાં મહારાજાને ગેરઇન્સાફ થાય છે.

વકીલ—પંડિતજી, મહારાજાને ગેરઇન્સાફ થાય છે એમ આપ માનતા હો તો હું અત્યંત દીલગીર છું. મહારાજા 'પર' નથી એ વાત સ્થૂલ અંશમાં જ ખરી છે. આપણો જનસમાજ જેને ધર્મ માને છે તેના સંબંધમાં મહારાજાનું કેવું વલણ છે તે તમને અજ્ઞાત નથી. જેને આપણે સ્મૃતિનો ધર્મ કહીએ તેના સંબંધે મહારાજા બહુ તો માત્ર માનની નજરે જોતા હશે, એને પોતે પ્રમાણ માનતા નથી. અને એટલા અંશમાં દેશના છતાં મહારાજા 'પર' જ છે એમ કહ્યા વિના ચાલતું નથી.

પંડિત—તમારા મ્હોંમાં આ દલીલ બહુ વિચિત્ર લાગે છે, મી. વકીલ: ત્યારે તમે એમ કહેવા માંગો છો કે આપણા લોકો જેને ધર્મ કહે છે તેમાં કાંઇ પણ ગેરસમજણ નથી અને અત્યારે જો આચારવિચાર છે તે હમેશાંને માટે કાયમ રાખવા ? તમારા મુખમાં આવા પ્રકારની દલીલ આ પહેલવહેલી જ છે.

વકીલ—હું એવું કાંઇ પણ કહેવા માંગતો નથી. હું અત્યારે એક આપણા જનસમાજના જીવનને અસર કરતા એક કાયદાની તપાસ કરૂં છું. અને તેમાં મ્હારે મુખ્ય તપાસ કરવાની એટલી છે કે આ બિલની સમાજ ઉપર શી અસર થશે. સમજો

અગર વગરસમજ્યે આપણો સમાજ શાસ્ત્રને પ્રમાણ માને છે. અને શાસ્ત્રાજ્ઞા અને રાજ્યાજ્ઞા એ બેનો જ્યાં વિરોધ હોય ત્યાં હમણાંના સંયોગોમાં શાસ્ત્રાજ્ઞા ઉપર સમાજની ચોટ રહે છે, અને મ્હારા સમજવા પ્રમાણે વાજબી રીતે. અને હું તો એટલે સુધી પણ કહું કે રાજાના અભિપ્રાયમાં જ્યાં શ્રદ્ધા રહે એવું નથી ત્યાં કંઇ પણ સુકાન વિના ચાલ્યા કરતાં શાસ્ત્રાજ્ઞા ઉપર શ્રદ્ધા રાખી વર્તવું એ પરિણામે વધારે શ્રેયસ્કર છે. શાસ્ત્રાજ્ઞામાંથી નિવૃત્ત કરાવવાની વ્યક્તિના પોતાના અથવા સમાજસમષ્ટિના મત સિવાય હું કોઇની સત્તા સ્વીકારતો નથી. વ્યક્તિ પોતે જ્યારે શાસ્ત્રવિરુદ્ધ આચરણ કરે–તેમ કરવાને તેને પૂરતાં કારણ હોય–ત્યારે તે પોતે બધી જવાબદારી પોતાને માથે રાખે છે. સમાજસમષ્ટિ જ્યારે અમુક વિદ્યમાન શાસ્ત્રાજ્ઞાથી બીજી રીતનું વર્તન ઇષ્ટ ગણે ત્યારે તે જ શાસ્ત્ર થાય છે. બાકી અત્યારે પશ્ચિમની વિદ્યાથી અને પશ્ચિમના દેશોની લૈકિક જાહોજલાલીથી અંજાઇ ગયેલા એક મહારાજાને આપણી જૂની સંસ્થાઓ અને શાસ્ત્રાજ્ઞાઓનો વિમર્દ કરવાની સત્તા હું કદી પણ સ્વીકારીશ નહિ. કંઈ પણ ગેરસમજૂત ન થાય તે સારૂ અહીં હું ફરી કહેવું દુરસ્ત ધારૂં છું કે, મહારાજા સ્વદેશીય હોવાથી કાયદાદ્વારા ગૃહવ્યવહારમાં એમની દરમીયાનગીરી અનિષ્ટ નથી એવી સામાન્ય દલીલને જ આ વાત લાગુ પડે છે. ચાલતા પ્રકરણમાં મહારાજા આવા આક્ષેપને પાત્ર નથી કેમકે એમણે શાસ્ત્ર અને જ્ઞાતિ એ બન્નેને પોતાના કાયદામાં પૂરતું માન આપ્યું છે. અને તે એમના જેવા ઉદાર અને નીતિપરાયણ મહારાજાને જેવું ઘટે તેવું છે.

**પંડિત**—એટલું તમે કબુલ કરતા હો તો ચાલતા પ્રકરણને માટે એ દલીલ આપણે બાજુ ઉપર મૂકીએ.

**વકીલ**—અસ્તુ. પણ તે ઉપરથી હું આ બિલની ઇષ્ટતા હું નથી સ્વીકારતો એ સ્મરણમાં રાખજો. રાજાજ્ઞા ધર્મવિરોધી હોય ત્યાં પ્રજાને ધર્મસંકટ પ્રાપ્ત થાય છે અને પ્રજાના ધર્મનું રક્ષણ કરવું એ મહારાજાનો ધર્મ હોવાથી અપવાદથી નિર્દોષ હોય છતાં એવી આજ્ઞા કરવી એ તો હું કેવળ અનિષ્ટ માનુંછું. અને હાલના જમાનામાં પ્રજાના મનમાં પશ્ચિમ દેશના રીતિરીવાજોના અનુકરણના માઠાં પરિણામોનો મ્હોટો ભય દાખલ થઈ ગયો છે, તેવા પ્રસંગમાં મહારાજા સુધારકોથી દોરાય છે અને સુધારાના પંથને મહારાજા રાજ્યસત્તાથી અમલમાં મૂકશે એવી લેશમાત્ર પણ શંકા પ્રજાના મનને અત્યંત વ્યથિત કરે એ સ્વાભાવિક છે. અને પ્રજાને શાન્ત અને સુખી રાખવી એ જો મહારાજાનો ધર્મ તમે સ્વીકારતા હો તો હજી નવા અભિપ્રાયો કાયદા દ્વારા અમલમાં મૂકવાનો સમય નથી આવ્યો એમ તો આપ સ્વીકારશો. 'ડોશી મુવાનો ભય ન હોય, તો પણ જમ પેધ્યાનો ભય' લોકને વધારે વ્યથિત કરે છે. પ્રજાના ધર્મ અને પ્રજાના એકત્ર મત ઉપર દુર્લક્ષ રાખવું એના જેવું રાજ્યને બીજું જોખમ હું જોઇ શકતો નથી.

**પંડિત**—ઓહો! વાતમાં ને વાતમાં આપણે બહુ દૂર આવી પહોંચ્યા. બેસો હવે તો જરા વિશ્રાન્તિ લઇએ.

**દેસાઈ**—થાક ખૂબ લાગ્યો, પણ આપણા વિષયનો અંત ન આવ્યો. ગમે તેમ કહો પણ મહારાજાએ જે કારણો આપ્યાં છે તે જોતાં કંઈ કરવું તો આવશ્યક છે ખરૂં.

**વકીલ**—કારણો તો ઠીક છે. બીજા લોકોમાં લગ્નની ઉમરની હદ છે ને આપણે ત્યાં નથી. એ જ તમારૂં કારણ કે બીજું?

**દેસાઇ**—એ એક જ કેમ? બિલના બીજા પેરેગ્રાફમાં આંકડા આપ્યા છે તે જોયા છે?

**વકીલ**—એ આંકડામાં નાતો દર્શાવેલી નથી એટલે નકામા છે. મને તો લાગે છે કે તે ફક્ત કડવા કણબીઓને જ લાગુ પડતા હશે. અને તેઓમાં તો પુનર્વિવાહને માટે કંઇસંકોચ નથી એટલે લગ્નની જે મહત્તા બ્રાહ્મણવાણીયામાં છે તે તેમાં નથી. વળી બીજા અપવાદથી મહારાજાએ એ કોમને તો બાલવિવાહપ્રતિબંધક નિબંધમાંથી બાતલ કરી છે. બીજી કોમોના આંકડા નથી એટલે કંઇ કહી શકાતું નથી.

**દેસાઇ**—બિલનાં કારણોમાં શાસ્ત્રનો જે અનુવાદ કરેલો છે તેનું શું?

**વકીલ**—તેમાં બહુ મ્હોટી તકરારો સમાયલી છે. અને તે સંબંધી સ્વતંત્ર ચર્ચા આપણે કોઇક કાળે કરીશું અત્યારે તો આપણે એટલું જ જોવાનું છે શાસ્ત્રમાં શું છે તેની લોકની માન્યતા જ મહારાજાએ ધ્યાનમાં લેવાની છે અને એ માન્યતા જ્યાં સુધી ફેરવાય નહિ ત્યાં સુધી શાસ્ત્રમાં ખરી રીતે ગમે તે હોય તેનો લોકને સ્પર્શ જ નથી થવાનો. રાજ્યકર્તાઓએ સમજવું જોઇએ કે લોકમતને ફેરવવો એ કંઈ લાકડું ફેરવવાનું નથી.

**દેસાઇ**—ત્યારે આ બાબતમાં રાજાની કાંઇપણ ફરજ સ્વીકારો છો કે નહિ?

**વકીલ**—રાજાની કાંઈ પણ ફરજ હોય તો તે લોકમતને કેળવવામાં જ સમાઈ રહે છે. જે કામ સમાજના અગ્રણીઓનું છે, અને જે તેઓ કર્યા કરે છે, એ પોતાને માથે ખેંચી લેવાની તમારા મહારાજા સાહેબને હોંસ હોય તો એમને કહો કે અશોકનાં જેવાં અનુશાસનો શિલા લેખદ્વારા પ્રસિદ્ધ કરે.

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# "હાઉસ ઑફ્ કૉમન્સ."

યાને

## ઇંગ્લંડની આમની સભા

"Before the House passes yearly every national anxiety. Whatever occupies the attention of this great empire makes its appearances there, be the subject trivial or important, be it the state of Rotten Row or the conduct of a war. A parliamentary discussion also is sure to turn a subject inside out, and to disclose its precise nature. To hear this well done is no sorry amusement; intellectually it is a great gain. Moreover, the gossip of the House is of first rate quality. To tell or to hear some new thing it is the best possible, nor are the new things repeated in Parliament only gossip. Passing events do not merely furnish talk to the House; they are a part of the history of our land."

"The House of Commons," by
*Reginald F. D. Palgrave*,
p. 41.

"દેશનું દરેક સંકટ હાઉસ આગળ આવે છે; આ મહાન સામ્રાજ્યનું જે જે બાબતમાં લક્ષ રોકાય છે તે દરેક બાબત—ન્હાની મ્હોટી બધી, એક ન્હાના ગામની સ્થિતિથી માંડીને એક મ્હોટી લડાઇ પર્યન્ત—હાઉસ આગળ રજુ થાય છે. એ દરેક વિષય ઉપર એવી સારી ચર્ચા થાય છે કે, એનું હાર્દ તુરત પકડાઈ જાય છે, એનું ચોક્કસ સ્વરૂપ શું છે એ સમજાઈ જાય છે. આ ચર્ચા સારી રીતે થતી જોઈ માત્ર ગમ્મત આવે છે એટલું જ નહિ પણ એથી બુદ્ધિને પણ બહુ લાભ થાય છે. હાઉસની ગપસપ પણ ઉત્તમ પ્રકારની હોય છે. કોઈ પણ નવી હકીકત કહેવી હોય કે સાંભળવી હોય તો એ માટે આ ઉત્તમ સ્થાન છે. અને ત્યાં જે જે નવી વાતો થાય છે તે માત્ર ગપસપ જ સમજવી નહિ. ચાલતા બનાવો ઉપર હાઉસમાં માત્ર વાતો જ થાય છે એમ નથી, પણ દેશના ઇતિહાસનો એ એક ભાગ છે."

*હાઉસ ઑફ્ કૉમન્સનો મેમ્બર: એની સાધન સંપત્તિ અને ફરજો.*

ઇંગ્લંડના જીવનમાં હાઉસ્ ઑફ્ કૉમન્સ્ કેવું અગત્યનું સ્થાન ભોગવે છે એ ઉપરના ઉતારાથી સમજાશે. મિ. જૉનમોર્લિ એમના "Compromise" નામના પ્રસિદ્ધ પુસ્તકમાં એક સ્થળે કહે છે કે દરેક અંગ્રેજ સ્પષ્ટ યા અસ્પષ્ટ રીતે પાર્લામેન્ટની બેઠક માટે ઉમેદવાર હોય છે. અને ઉપરની હકીકત જોતાં આ વાતમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. વળી અંગ્રેજના હૃદયમાં રાજકીય વિચારો ન્હાનપણથી જ બંધાઈ રહેલા હોય છે એટલે સ્વાભાવિક રીતે મ્હોટપણમાં એની નજર પાર્લામેન્ટ તરફ વળે છે. પરન્તુ પાર્લામેન્ટની બેઠક

સર્વને સુલભ હોતી નથી. અને માટે જે બુદ્ધિના અને હૃદયના ગુણો જોઈએ છે એ બાજુપર મૂકતાં, વિશેષ મુશીબત દ્રવ્યપરત્વે હોય છે. પાર્લામેન્ટના મેમ્બર થવા માટે ચૂંટણી વખતે પુષ્કળ ખર્ચ થાય છે એટલું જ નહિ, પણ મેમ્બર થયા પછી પાર્લામેન્ટના કામ પાછળ પુષ્કળ વખત કાઢવો પડે છે, અને એથી પાર્લામેન્ટની બેઠક ધનવાન શિવાય અન્યને પોસાતી નથી. આ કારણથી, જો કે આજકાલ મજૂર વર્ગના પ્રતિનિધિઓ-*'Lib-labs'—પણ પાર્લામેન્ટમાં બિરાજે છે, તો પણ ઘણે ભાગે તો હજી પણ પૂર્વવત્ સ્કવાયરો-જમીનદારોની સંખ્યા છેડું પરન્તુ હવે ખાસ કરીને તો જેમ જેમ વેપાર-ઉદ્યોગનું પ્રાધાન્ય વધતું જાય છે, તેમ તેમ વેપારીઓ અને કારખાનાંવાળાઓની સંખ્યા વધતી જોવામાં આવે છે. પ્રાચીન ગ્રીસમાં જેમ વિદ્વાનો અને તત્ત્વવેત્તાઓ જ રાજ્યતન્ત્રના કર્તાહર્તા હતા તેમ ઇંગ્લંડમાં નથી. દ્રવ્ય એજ અંગ્રેજ પ્રજાનો ઇશ્વર છે, અને એની પૂજા રાત દિવસ થયાં કરે છે.

•

અસાધારણ રાજકીય ઉત્સાહવાળા પુરુષો તો બધા દેશમાં અને બધા કાળમાં પોતાનો માર્ગ કરી લે છે—પણ ઇંગ્લંડમાં ગઈ સદીના મધ્ય સુધી સાધારણ ઉત્સાહવાળાને દ્રવ્યને અભાવે રાજકીય અભિલાષા તૃપ્ત કરવી અશક્ય હતી. પરન્તુ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં વર્તમાનપત્રો રૂપી રાજકીય ચર્ચાનું એવું મ્હોટું સાધન હાથ લાગ્યું છે કે જેઓને પાર્લામેન્ટમાં દાખલ થવું પોસાતું નથી તેઓ પોતાનો રાજકીય ઉત્સાહ વર્તમાનપત્રોમાં લખીને બહુ સારી રીતે તૃપ્ત કરી શકે છે. આથી હવે ઈંગ્લંડનું રાજ્યતન્ત્ર પહેલાંના જેટલું પાર્લામેન્ટને અધીન નથી એમ કહીએ તો ચાલે. પાર્લામેન્ટના વિચારો ઉપર અને વર્તણુક ઉપર વર્તમાનપત્રો બહુ પ્રબળ કાબુ ભોગવે છે, અને તેથી પ્રથમના કરતાં પાર્લામેન્ટનું ગૌરવ કાંઈક ઘટ્યું છે. પાર્લામેન્ટની બેઠક સાથે આજ સુધી જે ઉચ્ચ સામાજિક પ્રતિષ્ઠા હમેશાં જોડાએલી હતી એ પણ હવે ઘણી રહી નથી. એક લેખક લખે છે તેમ—

"He may receive more invitations, and when he is being entertained by certain hosts may have the gratification of knowing that he secures greater attention, but he seldom succeeds in entirely changing his social level. His social position in fact, is not so much exalted as emphasised."

અર્થાત્, એને વધારે નિમન્ત્રણ આવે; પોતે મુખ્ય પરોણા તરીકે કેટલેક ઠેકાણે નોતરાય

---

*Liberal-Labour Party ના મેમ્બરોને હવેથી આ નવું નામ અપાવા માંડ્યું છે.

§ કુળ કરતાં દ્રવ્યને હવે વિશેષ મહત્ત્વ અપાય છે એ મિ. ઍસ્કૉટના નીચેના શબ્દોથી સમજાશે:—

"The truth is that we see everywhere in politics what we have seen in society, the general substitution of the plutocratic principle for the aristocratic although, as has bee[n] [al]ready pointed out, it is a plutocracy round which there have crystallised many of the prejudices and sentiments of aristocracy."

એ સન્તોષ પણ મળે—પણ પોતાનું સામાજિક પદ તદ્દન બદલાઈ જાય એમ થતું અશક્ય. એનું સામાજિક પદ ખાસ કરીને ઉન્નત થતું નથી; માત્ર એના ઉપર વિશેષ લક્ષ ખેંચાય છે એટલું જ.

પાર્લામેન્ટના મેમ્બર રહેવા માટે દ્રવ્યવાન હોવાની જરૂર છે એટલું જ નહિ, પણ અભ્યાસ અને શ્રમની પણ થોડી અપેક્ષા નથી. વર્ષમાં ૭ મહિના જનસેવામાં કાઢવા પડે છે. જે મેમ્બરને પાર્લામેન્ટમાં પોતાનું કર્તવ્ય કરવું છે એણે બપોર પહેલાં એ સંબંધી કામ ઉપર બેસવું જોઇએ, અને એ કામ મધ્ય રાત પછી બે ત્રણ વાગે પૂરું થવાનું. બાર વાગે કમિટિરૂમમાં દાખલ થઈ, લગભગ બાર વાગ્યા સુધી એને કામ કરવું પડે છે. પછી હાઉસ જવાનો વખત થાય છે, અને ત્યાં બીજા દહાડાના પરોઢિયા સુધી રહેવું પડે તો એમાં આશ્ચર્ય નહિ. દરેક મેમ્બરે પાર્લામેન્ટમાં દાખલ થતા પહેલાં, સર અર્સ્કિન મેનું "પાર્લામેન્ટ પ્રૅક્ટિસ" નામનું આંકડા અને વિગતવાર હકીકતનું ભરેલું લગભગ આઠસેં પાનાનું પુસ્તક શીખ્યા શિવાય તો છૂટકો જ નહિ. બીજું—જો પાર્લામેન્ટનું કામ ચઢી જવા દેવું ન હોય અને બરાબર કરવું હોય તો 'પેપરો' નો અને 'બ્લુ-બુકો' નો ઢગલો—વર્ષે દહાડે આઠેક વૉલ્યુમ જેટલું પૂર—વાંચી જવું પડે. વળી દિવસે દિવસે વેપારને લગતાં જાહેર અને ખાનગી કામો પણ હાઉસ આગળ ઘણાં આવે છે, અને એ સર્વની વિગતવાર માહિતી મેળવવી જોઇએ: અમુક ગામોમાં 'વૉટરવર્કસ' થાય છે, અમુક ઠેકાણે રેલ્વે બન્ધાય છે, એમાં ખર્ચ કેટલું થશે, એની પરવાનગી આપવા જેવી છે કે કેમ, એથી કોઇના હકને નુકશાન થવાનો ભય છે કે કેમ, એના કાયદા કાનુન કેવા ઘડવા ઇત્યાદિ બાબતોનો નિર્ણય કરવો પડે છે. આ બધું કામ ધ્યાનમાં લેશો તો જણાશે કે પાર્લામેન્ટના મેમ્બરને ખાનગી કામ માટે કેટલી થોડી ફુરસદ રહી શકે એમ હોય છે

આ ઉપરાંત, એના વોટરોને હમેશાં ખુશ રાખવા માટે એણે તત્પર રહેવું પડે છે. પાર્લામેન્ટના મેમ્બરથી, છ મહિના કે છ અઠવાડીયાં પણ, વોટરો એને વળગ્યા રહેશે એમ વિશ્વાસે રહેવાતું નથી. ગઈ વખત એ એના જીલ્લામાં ગયો ત્યારે લોકોએ એને વધાવી લીધો હતો—આજ હાઉસની લૉબિમાં એને કેટલાંક માણસો મળ્યાં એમની સાથે વાતચિતથી તથા એના જિલ્લામાંથી કેટલાક પત્રો આવ્યા છે એ ઉપરથી જણાય છે કે કેટલાક વગવાળા માણસો કાંઇક કારણોથી એના ઉપર નાખુશ થયા છે. ખેડૂતો અને વેપારીઓ ગુસ્સે છે કે એમનું હિત એણે બરાબર સાચવ્યું નથી; થોડાક મહિના ઉપર એ જિલ્લાનો 'મેયર' (નગરશેઠ) લંડનમાં આવ્યો ત્યારે એણે એની દરકાર કરી નહતી*! પરન્તુ જો વોટરો એના

---

"Besides these purely parliamentary labours, there are those which his private relations, with his constituents involve. No mistress was ever more intolerably jealous and exacting of her lover, than the ordinary constituency of its representatives. The member of parliament was never certain for six months or six weeks together of the loyal affection of his electors. The last time, he was among them they received him with the most cordial and effusive

મેમ્બરો—જેઓનો પક્ષ હાલ પડેલો હોવાથી સત્તા ભોગવતો નથી એવા મેમ્બરો—બેસે છે. બંન્નેની વચ્ચે, જો આવ કરવું ઠીક પડે એટલા માટે જગ્યા હોય છે. એ જગ્યા મૂકીને નીચે 'સ્વતન્ત્ર'મેમ્બરો—એકે પક્ષના નહિ એવા મેમ્બરો—બેસે છે. અને એમની પછી યા એમના ભેગા 'આઇરિશ હોમરૂલ' મેમ્બરો બેસે છે. સ્પીકરની બેઠકની નીચે ટેબલ પાસે ત્રણ કલાર્કોની બેઠક હોય છે. સ્પીકરની બાજુએ નજર ફેરવતાં ગૅલેરિમાં વર્તમાનપત્રકારોના પ્રતિનિધિઓની બે હાર નજરે પડે છે: પહેલી હારમાં ઘણું કરીને, કામે લાગેલા રિપોર્ટરો હોય છે, અને બીજી હારમાં પોતાનો વારો લેવા વાટ જોઇ બેઠેલા રિપોર્ટરો અથવા વર્તમાનપત્રોના 'લીડર રાઇટરો' (મુખ્ય આર્ટિકલ લખનારાઓ) હોય છે. એથી પણ ઉંચે નજર ફેરવતાં, દિવાલમાંથી લોઢાની જાળીમાંથી (જે 'cage' કેઇજ યાને પાંજરું કહેવાય છે) અવલોકન કરતી સ્ત્રીઓ જોવામાં આવે છે. આ લોઢાનો કઠેરો કાઢી નાંખવાની ઘણી સૂચનાઓ થઈ છે, પણ એ હજી અમલમાં મૂકવામાં આવતી નથી. કારણ કે સ્ત્રીઓ સ્પષ્ટ નજરે પડે તો મેમ્બરોનું પોતાના કામમાં બરાબર ધ્યાન રહે નહિ એમ ભય રહે છે. બીજી બાજુએ લૉર્ડ લોકો, પરરાજ્યના એલચીઓ અને પ્રતિષ્ઠિત જનોને માટે ગૅલેરિમાં બેઠકો હોય છે, જ્યાંથી હાઉસનું કામ ચાલતું સારી રીતે જોઈ શકાય છે આની પાછળ વેસ્ટમિન્સ્ટર સ્કૂલના છોકરાઓ માટે બેઠકો હોય છે. એ બેઠકોમાં ખાસ મહત્વના પ્રસંગે મેમ્બરોના પ્રતિષ્ઠિત મિત્રોને બેસવાની છૂટ હોય છે. એની પાછળ, 'સ્પીકર્સ ગૅલેરિ' કહેવાતી ગૅલેરિમાં બે લાંબી હારો ઠક ભરાઈ જાય છે. અને સૌથી પાછળ, સાધારણ જોવા ઇચ્છનારાઓ માટે જગ્યા હોય છે. અને પાછળ એક 'પાંજરા' માં સ્પીકરના કુટુમ્બ માટે ગોઠવણ હોય છે. આ પ્રમાણે હાઉસનો અન્દરનો દેખાવ છે.

(અપૂર્ણ)

[ વસન્ત-ઑફિસ. ]

# ભગવદ્ગીતા અને ભાગવત ધર્મ

( અનુસન્ધાન ગત વર્ષના પૃ ૪૨૨ થી )

આ મૂળ અર્જુન અને ભગવંત ( મહાત્મા ) નો સંવાદ. દંતકથામાં એની આ પ્રમાણે કલ્પના રચી છે.

'ધાર્તરાષ્ટ્ર' કહેતાં ધૃતરાષ્ટ્રના છોકરા કિંવા વંશજ એમનામાં વયોવૃદ્ધ વગેરે માણસો ઘણા હતા, પણ તેઓ અન્યાયથી ચાલનારા હતા. અર્જુનને એમની સાથે લડવાનો પ્રસંગ આવ્યો. વૃદ્ધોની સાથે લઢવું અર્જુનને પસન્દ પડયું નહિ; તેથી તે એક 'ભગવંત' કહેતાં મહાત્મા એની પાસે ગયો, અને એમની સલાહ લીધી. અર્જુન એ શિષ્ય, અને 'ભગવંત' એ ગુરુ—એમ ગુરુશિષ્યનો નાતો એ વચ્ચે ઉત્પન્ન થયો (શ્લોક ૫-૯ અ૦ ૨) 'ભગવંતે' જેનો પહેલો ઉપદેશ અર્જુનને કર્યો એ મૂળનો 'ભાગવત' ધર્મ: પહેલા ઉપદેશનું તાત્પર્ય.

૧. માણસના વર્ગ બે. જે માણસો શોક કરવા યોગ્ય એ એક વર્ગમાં; જે શોક કરવા યોગ્ય નહિ એ બીજા વર્ગમાં. ન્હાનો છતાં ગુણી હોય એ શોક કરવા યોગ્ય; વૃદ્ધ છતાં દુર્ગુણી હોય એ શોક કરવા યોગ્ય નહિ. ( શ્લો૦ ૧૧, અ૦ ૨. )

૨. કેટલાક માણસો જન્માન્તર માને છે; કેટલાક દેહને અનિત્ય અને જીવને નિત્ય માને છે. કેટલાક એક જ જન્મ માનીને, પ્રાણી આવે છે કયાંથી અને જાય છે કયાં એ સમજાતું નથી એમ કહે છે. પણ મરણ સર્વની પાછળ લાગેલું છે, એ કોઇને છોડતું નથી. ગમે તે પક્ષ લો, પણ મરણ જેવી અપરિહાર્ય વસ્તુ જે બાબત શોક કરી બેસવું બરોબર નથી. તેમજ, જીવ નિત્ય અને દેહ અનિત્ય એ જો સત્ય છે તો અનિત્ય વિષે, અને વિશેષે કરી અશોચ્ય ( ઉપર જણાવ્યા પ્રમાણે શોક કરવા યોગ્ય નહિ તે ) વિષે, શોક શું સમજીને કરવો ?-( શ્લો૦ ૧૨-૨૧, ૨૬-૩૦, અ૦ ૨ ) દેહ અનિત્ય છે અને ઉપર કહેલા માણસો અશોચ્ય છે એ એક મુદ્દો લક્ષમાં રાખવો.

૩. જે યુદ્ધ ન્યાયની રીતે આવી પડયું, એ કરવું—એ ક્ષત્રિયનું કર્તવ્ય. એવું યુદ્ધ છોડીને પાછા ગયા તો ક્ષત્રિયનું નામ બોળ્યું. આ યુદ્ધ ન્યાયે કરી તારા ઉપર આવી પડયું છે, માટે તારે કરવું જોઇએ. ( શ્લો૦ ૧૧-૩૬, અ૦ ૨ ) યુદ્ધ ન્યાય થકી પ્રાપ્ત છે એ બીજો મુદ્દો લક્ષમાં રાખ.

૪. મરીશ તો સ્વર્ગનો ભોગ, જીતીશ તો આ લોકનો ભોગ; મૃત્યુરૂપી હાર મેળવીશ તો ભોગ, અને શત્રુનો સંહાર કરી જય મેળવીશ તો પણ ભોગ—એ સર્વે મળી ભોગરૂપી મ્હોટું ફળ છે જ છે. માટે આ મ્હોટા ફળ તરફ દૃષ્ટિ મ્હોંચાડીને તારે લડવું—આવી સલાહ આ પ્રસંગે તને "સાંખ્ય" (શ્લો૦ ૩૭—૩૮, અ૦ ૨ ) આપશે.

૫. ફળ તરફ બિલકુલ, [illegible] યુદ્ધ તારા ઉપર ન્યાયે કરી આવી પડ્યું છે તો તે એક કર્તવ્ય સમજી નિશ્ચયના બળ સાથે કર—આવી સલાહ "યોગી" તને આ પ્રસંગે આપશે. યશ આવે તો વાહવાહ, અપયશ આવે તો વાહવાહ. યશ–અપયશની દરકાર ન કરતાં, ફક્ત પોતાનું કર્તવ્ય સમજી, સમાધાનરૂપી અદશ્ય ફળ માટે પ્રયત્ન કરવો,—એ "યોગ"નું લક્ષણ. જ્યારે તું વેદ ઉપર લાગેલો તારો નાદ છોડી દઇશ, ત્યારે આ યોગનું લક્ષણ તારા અંગમાં ચોખ્ખું જામશે, નિશ્ચયનું બળ આવશે, સમાધાન હાથ લાગશે. પણ જો તું વેદને પકડી બેસીશ તો અનિશ્ચયના ખાડામાં પડીશ, અને સમાધાન ખોઇશ. પ્રયત્ન કરવો એટલું જ તારા હાથમાં છે; પ્રયત્ન વગર રહીશ નહિ, પણ દશ્ય ફળ તરફ દૃષ્ટિ કરીશ નહિ. પ્રયત્ન દશ્ય ફળ માટે ન હોવો જોઇએ; પોતે કર્તવ્ય કર્યું છે એમ જાણવાથી જે સમાધાન રૂપી અદશ્ય ફળ પ્રાપ્ત થાય છે, એ માટે પ્રયત્ન સમજ. (શ્લો૦ ૪૧–૪૫, ૪૭–૪૮, ૫૦નો ઉત્તરાર્ધ, ૫૨–૫૩ અ૦ ૨ ). આ પ્રમાણે **બીજા અધ્યાયમાં ૩૮ શ્લોક.**

૬. પ્રયત્ન વગર કોઈ ક્ષણભર પણ રહેતું નથી; પ્રયત્ન નહિ કરો તો સ્વાભાવાનુરૂપ પ્રયત્ન એની મેળે થયાં કરશે. હાલવાનો પ્રયત્ન નહિ કરે તો તારાં હાથપગ જ ચાલશે નહિ. માટે તારા ઉપર આવી પડેલો પ્રયત્ન તારે હાથે જ કરવો. ( શ્લો૦ ૫ અને ૮. અ૦ ૩ )

૭. ફળ ઉપર દૃષ્ટિ ન રાખતાં, તારૂં કર્તવ્ય તારે બજાવવું જોઇએ. આ પ્રકારે જે કર્તવ્ય બજાવે છે એ પુરુષ કૃતકૃત્ય થયો સમજવો. જનક વગેરે રાજા પોતાનું કર્તવ્ય કરીને જ કૃતકૃત્ય થયા હતા. જનકાદિ જેવા લોકોએ જે દાખલો પાડયો છે, એ જ દાખલો તું પાડ. શ્રેષ્ઠ લોકો જે દાખલો પાડે છે એ જ દાખલો પ્રાકૃત (પરચુરણ) લોકો લેછે. શ્રેષ્ઠ લોક જે પ્રમાણ માને છે એ જ પ્રમાણને અનુસરીને પ્રાકૃત (પરચુરણ) લોક ચાલે છે. ( શ્લો૦ ૧૯–૧૨, અ૦ ૩ )

૮. શ્રેષ્ઠ અને પ્રાકૃત બને લોક પોતાનું કામ આસ્થાથી કરે છે. ફેર એટલો જ, કે પોતાનું કર્તવ્ય સમજી, લાભ ઉપર દૃષ્ટિ ન રાખી, શ્રેષ્ઠો પોતાનું કામ કરે છે; અને પ્રાકૃતજનોની દૃષ્ટિ લાભ તરફ વળેલી હોય છે. ( શ્લો૦ ૨૬ અ૦ ૩. )

૯. ગમે તેટલું જ્ઞાન સંપાદન કર્યું હોય પણ પ્રયત્ન ન કરવાનો નિશ્ચય એણે કરવો નહિ; કારણ કે સ્વભાવ પ્રમાણે પ્રયત્ન એને હાથે થશે જ થશે. પ્રત્યેક ઇન્દ્રિય સાથે પ્રિય અપ્રિયની જોડ જોડાએલી જ છે; એ પ્રિય–અપ્રિયને મુખ્ય ન માનતાં, કર્તવ્યની દિશાએ જવું એને મુખ્ય માનવું. પોતાનું કર્તવ્ય બજાવવું સારૂં, બીજાના કર્તવ્યમાં હાથ ન નાંખવો; પોતાનું કર્તવ્ય બજાવતાં આવેલું મરણ સારૂં, બીજાનું કર્તવ્ય બજાવતાં આવડે એ કામ ભયંકર ( શ્લો૦ ૩૩–૩૫, અ૦ ૩ ) આ પ્રમાણે **ત્રીજા અધ્યાયમાં ૯ શ્લોક.**

૧૦. પ્રયત્ન એટલે શું ?, અપ્રયત્ન એટલે શું ?, એનો ખુલાસો કરતાં ડાહ્યા માણસો પણ મૂંઝાય છે. પ્રયત્નથી શીખવું, અને અપ્રયત્નથી પણ શીખવું.—જો ફળ ઉપર દૃષ્ટિ નથી તો પ્રયત્નને અપ્રયત્ન જાણવો; જો ફળનો વિચાર ચાલેલો હશે તો પ્રયત્ન ન હોઇને પણ પ્રયત્ન સમજવો. ( શ્લો૦ ૧૬–૧૮, અ૦ ૪ ) **ચોથા અધ્યાયમાં ૩ શ્લોક.**

(૧.) એક તો ઉત્તમ 'પુરુષ'—જે [illegible] ભક્તિથી જ મેળવી શકાય છે. (શ્લો૦ ૨૨, અ૦ ૮)

(૨.) એક 'પુરુષ' નાશવંત, એની જ [illegible] બીજો 'પુરુષ' અવિનાશી એ 'જીવાત્મા'; ત્રીજો પુરુષ અવિનાશી [illegible]—એ 'પરમાત્મા'. આ પ્રમાણે ત્રણ પુરુષ છે. (શ્લો૦ ૧૬-૧૭, અ૦ ૧૫)

આ ત્રણ શ્લોક ઘણા જ અસ્થળે ભાસે છે. આગલી આવૃત્તિઓમાં એને સ્થળ આપવું અશક્ય લાગવાથી આ આવૃત્તિમાં દાખલ કર્યા છે:

૧૧. કેટલાક કહે છે કે જેટલાં સદોષ કામ હોય એ બધાં છોડી દેવાં; કેટલાક કહે છે કે યજ્ઞ દાન તપ એ ત્રણને તો ન જ છોડવાં. એ બાબત મ્હારો મત એવો છે કે—ત્યાગ ત્રણ પ્રકારનો છે. 'યજ્ઞ-દાન-તપ' એને છોડવાનું કામ નથી, એ દરેક કરવાં જ જોઇએ; પણ ઐહિક ફળ માટે ન કરતાં, પોતામાં પવિત્રપણું આવે એટલા માટે કર્યે જવાં (શ્લો૦ ૩-૬, અ૦ ૧૮) "યજ્ઞ"=ઇશ્વરને શરણે જવું; "દાન"=પાત્રને દાન કરવું; "તપ"=કાયા ઉપર વાચા ઉપર અને મન ઉપર દાબ રાખવો.

૧૨ નીમેલું કામ મૂર્ખપણે છોડી દેવું, એ **તામસી** પ્રકૃતિ; દુઃખથી બ્હીને છોડી દેવું, એ **રાજસી** પ્રકૃતિ; ફળ અને ફળની ઇચ્છા છોડી દઈ, નીમેલું કામ કર્તવ્ય સમજીને કરવું એ **સાત્ત્વિક** પ્રકૃતિ. કારણ જાણીને એક કામ છોડવું, અને બીજું કામ ઓછું કારણ છે વા બિલકુલ કારણ નથી માટે હાથમાં લેવું,—એ લક્ષણ સાત્ત્વિકનું નથી. સઘળાં કામ છોડી દેવાનું કોઇથી બનતું નથી, માટે ફળ ઉપર દૃષ્ટિ ન દેતાં કામ કર્યું—એટલે ત્યાગપણું આવ્યું (શ્લો૦ ૭-૧૧, અ૦ ૧૮)

૧૩. કોઈ પણ પ્રયત્ન લેશો, તેમાં સ્થળ, કર્તા, સાધન, ક્રિયા અને પ્રભુની ઇચ્છા એ પાંચનું સાહિત્ય (સમુદાય) જોઇશે. પ્રત્યેક જણમાં જે કાયિક વાચિક કિંવા માનસિક પ્રયત્ન થાય છે એમાં આ પાંચેનું સાહિત્ય હોય છે. આ પ્રમાણે વાસ્તવિક હકીકત હોવાથી જે એકલો પોતાને જ કર્તા માને છે, એ કંઈ સમજતો નથી. જેને આ કર્તૃત્વ-અહંકાર નથી એને હાથે થએલો સંહારનો દોષ એને લાગતો નથી. (શ્લો૦ ૧૩-૧૭, અ૦ ૧૮)

૧૪. પોત પોતાનું કર્તવ્ય કરીને દરેક જણ કૃતકૃત્ય થાય છે. જેનામાંથી આ સઘળી સૃષ્ટિ થઈ છે એને જે પોતાનું કર્તવ્ય અર્પે છે એ કૃતકૃત્ય થાય છે. પોતાનું પ્રાપ્ત કર્તવ્ય કરવામાં દોષ નથી. પોતાનું સ્વાભાવિક કાર્ય સદોષ હોય તો પણ છોડવું નહિ. જેમ ધુમાડા વિના અગ્નિ નહિ, તેમ દોષ વિના કર્મ નહિ. (શ્લો૦ ૪૬-૪૮, અ૦ ૧૮)

૧૫. "હું લડીશ નહિ" એમ કહે છે એ ફોકટ; સ્વભાવ તને ખચિત લડાવશે. મોહે કરી જે 'નહિ કરું' એમ કહે છે, તે સ્વભાવે કરી તારે હાથે ખાસ થશે. (શ્લો૦ ૫૯-૬૦, અ૦ ૧૮)

૧૬. ઇશ્વર પ્રત્યેકના [illegible] ...માં રહેલો છે. એના હાથમાં સઘળું સૂત્ર છે. એને અનન્યભાવે શરણે જા, [illegible]ર્થના બળ સાથે કે તને આ લોકમાં શાન્તિ અને પર લોકમાં અવિનાશી પદ પ્રાપ્ત થશે. ([illegible]હ, અપયશ આ[illegible] ૦ ૧૮) [illegible], સમાધાનરૂપી અ

૧૭. આ પ્રમાણે અ[illegible]લો તારો એવું જ્ઞાન તને કહ્યું. એનો વિચાર કરીને જેમ ઇચ્છા થાય તેમ કર. આ તું બરાબ[illegible] સમજ્યો કે નહિ? તારો મોહ ગયો કે નહિ? શ્લો૦ ૬૩-૭૨, અ૦ ૧૮)

૧૮. અર્જુન કહે છેઃ "તમારી કૃપાથી મોહ ગયો, કર્તવ્યની સ્મૃતિ આવી, સંશય ગયો—તમારા કહ્યા પ્રમાણે કરીશ." (શ્લો૦ ૩૭, અ૦ ૧૮)

આ પ્રમાણે અઢારમા અધ્યાયમાં ૨૫ શ્લોક.

| | | | |
|---|---|---|---|
| ૨ | જા અધ્યાયમાં | ૩૮ | શ્લોક. |
| ૩ | જા | ,, | ૯ ,, |
| ૪ | થા | ,, | ૩ ,, |
| ૧૮ | મા | ,, | ૨૫ ,, |
| | | | ૭૫ ,, |

આ પ્રમાણે બધા મળીને "મૂળની" ભગવદ્ગીતામાં ૭૫ શ્લોક થયા. તે ઉપરાંત, આઠમા અધ્યાયનો ૧ (એક), અને પંદરમા અધ્યાયના ૨ (બે), એમાં ઉમેરી લેવાથી શ્લોકની સંખ્યા ૭૮ થશે.

સારાંશ—**૭૮ થી વધારે શ્લોક ભગવદ્ગીતાની પહેલી આવૃત્તિમાં નહોતા.** કદાચ એથી કમી હશે, પણ એથી વધારે હોવાનો તો બિલકુલ સંભવ નથી.

આ **પહેલો** 'ભાગવત' ધર્મ સર્વથી જૂનો, માટે 'સનાતન' નામ એને શોભે છે. એટલું જ કે એ ગાયત્રી નથી. આ 'ભાગવત' ઉર્ફે 'સનાતન' ધર્મનું તાત્પર્યઃ—ઇશ્વર છે, એણે આ સૃષ્ટિ કરી છે, એ પ્રત્યેક માણસના હૃદયમાં વસે છે. પ્રત્યેકને કર્તવ્ય છે, એનો ખુલાસો અન્તર્યામી દેવતા પાસે કરી લેવો, અને એ પ્રમાણે પોત પોતાના કર્તવ્યની દિશામાં (થનાર ફળ તરફ જરા પણ દૃષ્ટિ ન નાંખતાં) પ્રયત્ન ચલાવવો. દોષ હોય વા દેખાય તો તેથી કરીને કર્તવ્યથી વિમુખ થવું નહિ. કોઇ પણ કર્તવ્ય વા કર્તવ્ય માટેનો પ્રયત્ન લેશો, તો એમાં થોડો ઘણો દોષ તો હશે જ હશે. વૃદ્ધ આગળ વિનયથી રહેવાનો માર્ગ જૂદો, અને વૃદ્ધ આગળ સત્ય નિવેદન કરવાનો માર્ગ જૂદો. ગમે તેટલા વૃદ્ધ હોય, પણ જેઓ અશોચ્ય તે અશોચ્ય જ, એ કદાપિ શોચ્ય થઈ શકતા નથી. અશોચ્યને માટે શોક કરવો એ અયોગ્ય, શોચ્યને માટે શોક કરવો એ યોગ્ય. પ્રસંગ આવતાં, અપયશ કે દુઃખથી બિલકુલ ન બ્હીતાં, અન્તર્યામી દેવતાની કૃપા થકી સ્પષ્ટ દેખાવા લાગેલા કર્તવ્યની દિશા એ સ્પષ્ટ પ્રયત્ન કરવો,

અને સઘળું ઇશ્વરને અર્પણ કરવું, એ જ ઇશ્વ[illegible] [illegible] માર્ગ. અર્થાત્ જ, 'પ્રબલ એ પરમેશ્વર ' એ જ "એકમેવા દ્વિતીય" [illegible] માનો વા અનેક માનો, પણ 'પ્રબલ એ પરમે[illegible] એ ખુબ યાદ રાખો [illegible] માટે શોક કરો નહિ." જે ભગવંતે (ઇશ્વરના કૃપા પામેલા મહાત્માએ [illegible] ન કાળો વેનાચૂકે ચાલ્યો જાય છે એ "ભાગવત "–આ "ભાગવત "–શબ્દનો [illegible] હો યા મુસલમાન હો, યાહુદી હો યા પારસી હો–બીજો ગમે તે હો,–પણ જો એના માર્ગ ઉપર બતાવ્યો તેવો જ છે તો એ ખાસ " ભાગવત " થયો; સર્વ પ્રકારના સંસારવ્યવહારને યોગ્ય થયો; પછી તે ગમે તે ખાઓ પીઓ. અર્જુન ખાસ ક્ષત્રિય હતો; 'ભગવાન' કોણ હતા એ જાણવામાં નથી, પણ "અચ્યુત ' એ વિશેષણે કરીને (શ્લો૦ ૭૩, અ૦ ૧૮) એ બ્રહ્મચારી હશે એમ શંકા જાય છે. ક્ષણવાર, એ બ્રાહ્મણ હતા એમ માનીએ; તો પણ, એ વેદ માનનારા પૈકી નહોતા એટલું તો ખુલ્લું જ છે. ભિક્ષુકોએ 'અશ્લીલ ભાષણો' જેવા મન્ત્રો વેદમાં ઘુસાડ્યા તેથી વેદને નિન્દ્યપણું આવ્યું હતું, એવે વખતે આ " ભગવન્ત " જન્મ્યા હતા. જ્યારે ભિક્ષુકોએ વેદનો કચરઘાણ વાળ્યો હતો તેવે વખતે અર્જુનને કચરાની બહાર કાઢવાની " ભગવન્ત " ને પ્રબલ ઇચ્છા હતી; અને તેથી ' વેદ ફેંકી દે ' એ જ એક ઉપદેશ યોગ્ય હતો. 'વેદ પકડી રાખ' એ ઉપદેશ આવે વખતે તદ્દન અયોગ્ય હતો. ધ.તૈરાષ્ટ્ર એટલે ધૃતરાષ્ટ્રના છોકરાઓ ભિક્ષુકી વેદનો અને ' અશ્લીલ ' અશ્વમેધનો આશ્રય કરીને કચરા જેવા ત્યાજ્ય થયા હતા, અને એમનામાંના વૃદ્ધ માણસો પણ એ જ તત્ત્વના બનેલા હતા–એટલે " ભગવન્ત " ને એમને માટે શોક કરવાની એમની યોગ્યતા જણાઇ ન હતી. વૃદ્ધપણું ગમે તેટલું હો, ગમે તેટલાં વર્ષોનું હો, સેંકડો કિંવા હજારો વર્ષોનું હો—પણ કચરો તે કચરો; એ શાસ્ત્રના નામ ઉપર ઉપર હો યા રૂઢિના નામ પર હો, એ કાઢી જ નાંખવો જોઇએ. એ કાઢી નાંખતાં શોક કરવા બેસવું એ ' અપંડિત 'નું લક્ષણ, એ ' પંડિત ' નું લક્ષણ, બિલકુલ નહિ (શ્લો૦ ૧ અ૦ ૨). ગંગા ગોદાવરી–કૃષ્ણા એવી પવિત્ર નદીઓને તીરે અને સંગમે ભિક્ષુકી વેદોનો કચરો આજ કેક વર્ષથી બેઠક મારી બેઠ્યો છે. એ સ્થળોનું ' પાપક્ષેત્ર 'પણું કાઢી, પુનઃ પૂર્વેનું ' પુણ્યક્ષેત્ર 'પણું–'ધર્મક્ષેત્ર'પણું લ વવાનો ખરા મનથી યત્ન થશે? ' પ્રબલ ત્યાં પરમેશ્વર ' ખાસ કરીને છે. જ્યાં સુધી કુરુક્ષેત્ર 'ધર્મક્ષેત્ર' હતું, ત્યાં સુધી બધું ઠીક હતું; 'ધર્મક્ષેત્ર' હતું માટે જ આરંભમાં ' ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે' એમ કુરુક્ષેત્રને 'ધર્મક્ષેત્ર' એવું વિશેષણ લગાડ્યું છે. ભિક્ષુકી વેદોનો કચરો છે તેવો ને તેવો રહેવા દીધો, તો ધૃતરાષ્ટ્રના વંશનું આખરે શું થયું એ આપ સર્વને માહિત છે જ. મોરોપંત કહે છે કે—

' हांसत कर्म करावें भोगावें रडत तेंचि परिणामीं '

"કર્મ કરે હસતાં હસતાં, અને એનું પરિણામ ભોગવવું પડે તે રોતાં રોતાં." મ્હારૂં કહેવું કેટલાકને અપ્રિય લાગશે, પણ એનો ઇલાજ નથી. ભારવિએ કહ્યું છે તેમ

" हितं मनोहारि च दुर्लभं वचः "

આગળ ઉપર, ભગવદ્ગીતાની **પહેલી** આવૃત્તિ અર્થસહિત વાંચનાર સમક્ષ રજુ

કરવામાં આવશે. ભગદ્ગીતા ભારત—મહાભારતનો એક અવયવ મનાય છે, માટે ત્રીજે હપ્તો ભારત—મહાભારત સંબન્ધી [illegible]. ત્રીજા હપ્તામાં વાંચનારની ભારત—મહાભારત સાથે ઓળખાણ કરાવીશું, અપયશ અંકમાં ભગવદ્ગીતાની પહેલી આવૃત્તિ અર્થસહિત બતાવવામાં આવશે.

રાજારામ રામકૃષ્ણ ભાગવત.

---

## પ્રાચીન માનવ.

( અનુ સન્ધાન પૃ૦ ૧૦૦ થી )

પહેલાં તેઓની બહારની આકૃતિના ઉપર વિચાર કરીએ. કેટલીક ગુફામાંથી અતિ પ્રાચીન માનવનાં હાડપિંજરો અથવા હાડપિંજરના પથ્થરા થયલા મળ્યાં છે ખરા, પણ તે એટલા થોડા છે કે ફક્ત તે જોઇને કોઈ પક્કો સિદ્ધાન્ત કરી શકાય એમ નથી. મનુષ્યના હાડપિંજરો એટલા થોડા મળવાનું કારણ એ છે કે, માણસનાં હાડકાં સ્વભાવતઃ નાનાં અને પાતળાં છે, જલદીથી નાશ પામે છે અથવા જનાવરો ખાઈ નાખે છે. એ પણ યાદ રાખવું જોઇએ કે, એ પ્રાગૈતિહાસિક સમયમાં માણસની સંખ્યા બીજા જનાવરોની સંખ્યાની તુલનામાં ઘણી ઓછી હતી. હાલના કાલમાં પણ શિકાર ઉપર જીવનાર જંગલી માણસના રહેઠાણવાળા દેશોમાં બીજાં જનાવરોમાં એક માત્ર માણસ મળે છે; પરંતુ જે થોડાં માણસના હાડપિંજરો મળ્યાં છે, તે જોઇને વૈજ્ઞાનિકોએ તે વખતની માનવાકૃતિનું એક ચિત્ર દોરવાનો યત્ન કર્યો છે. તો પણ તેના ઉપર ઘણો ભરૂસો રાખી શકાય એવું નથી, કારણ કે તે હાડપિંજર જોયાથી સિદ્ધ થાય છે કે, તે વખતે આખા યુરોપમાં એક જાતના માણસો રહેતા નહોતા; તેઓના ઘાટ તથા બનાવટમાં કંઈક જૂદાપણું જોવામાં આવે છે. કોઈ જાતના માણસનાં માથાં લંબાઈમાં વધારે છે તો કોઇનાં પહોળા છે. જેમકે હબસીનાં માથાં લાંબાં વધારે છે અને આપણાં વિસ્તારમાં મોટાં છે. હાલમાં બે જાતનાં માથાં અતિ પ્રાચીન ભૂસ્તરમાંથી મળે છે. કેઈ જાતિ પહેલાં ઉત્પન્ન થઈ હતી તે કહેવું સહેલું નથી. તો પણ સ્પાઇમાંથી જે હાડપિંજર મળ્યું છે તે જોઇને જણાય છે કે પ્રાચીન માનવ ઘણો બળવાન હતો, પરંતુ ૫ ફુટના કરતાં વધારે લાંબો નહોતો. તેઓના પગનાં હાડકાં, પહોળાં, છાતીનાં હાડકાં ગરિલા વાંદરાના જેવાં વાંકાં, માથું લાંબું, કપાળ નીચું અને ઉપર તરફ ઢળતું ભ્રૂ ઉચ્ચ, નાક ચપટું, કાન નાના, ચોપાલ મોટા અને ચહેરો ઉપરના કરતાં બેઉ તરફ વધારે પહોળો ( Prognathous ), સામેના દાંત મોટા અણીદાર, અને હડપચી ઘણી નાની થતી.

હતી. પ્રખ્યાત ફ્રેન્ચ માનવતત્ત્વવિદ્ ક્રાતરફાજ ધારે છે કે, પ્રાચીન માણસના ચોયાલ વાંદરાના જેવા Prognathous (ઉપરના કર[illegible] તરફ વધારે પહોળા) થતા હતા અને તેઓનો રંગ હળદર જેવો અને વાળ લાલ [illegible] જર્મન વિદ્વાન હેકેલના મતે આ આદિમ માણસ કેટલીક રીતે હબસીના જેવો હતો, [illegible] ગ કાળો, વાળ પરાળના જેવા જાડા અને વળેલા હતા. આ બે મત અનુમાન માત્ર છે.

બીજું, પ્રાચીન માણસની બહારની તથા અંતરની અવસ્થા અમે જે વખત વિશે વિચાર કરીએ છીએ તે ઐતિહાસિક કાળના પહેલાંની સમજવી. તે માટે હાલની કોઈ નરજાતિવિશેષના સંબંધમાં જેવું આપણે જ્ઞાન મેળવી શકીએ છીએ તેવું આ જગાએ સંભવતું નથી. વિદ્વાનોએ કેવળ અનુમાનથી, પ્રાચીન અંધારાના પડદાને જરા ઉપાડવાનો યત્ન કર્યો છે. આ અનુમાનના પાયા બે છે, એક તો પ્રાચીન માનવના બનાવેલાં ઉપકરણાદિ; બીજું તેવી અવસ્થાવાળા હાલના જંગલી અથવા અસુધરેલી જાતિના આચારવ્યવહાર. તેઓના બનાવેલા પદાર્થ વળી બે જાતના છે: પથ્થર વગેરેથી બનાવેલાં હથિયારો વગેરે, અને હાડકાં અથવા શિંગડાં ઉપર ખેદેલાં ચિત્રો વગેરે. જેટલું જાણવામાં આવે છે તેના ઉપરથી અતિ પ્રાચીન માનવ શિકારી અવસ્થા છોડવા પામ્યા નહોતા એમ સમજાય છે. નાના પ્રકારનાં ભયાનક જાનવરોની જોડે લડાઈ કરીને માણસ તે વેળાએ કોઈ રીતે પોતાનું પેટ ભરતો હતો. તે મોટા શરીરના હાથીને મારતો હતો, ગુફામાંના રીંછને મારતો હતો મોટા હરણને મારતો હતો; અને કચરાના ઢગલામાં મોટા સમુદ્રનાં માછલાનાં જે હાડકાં મળ્યાં છે, તે જોયાથી જણાય છે કે, ધીરે ધીરે હોડીઓ બનાવીને પાણીના માર્ગે મુસાફરી કરવા શિખ્યો હતો. એ પછીથી થયું. હથિયારની આકૃતિ તથા બનાવટમાં શિલ્પનૈપુણ્યના તારતમ્યથી સારી રીતે સમજાય છે કે જો કે આ પ્રાચીન માણસો પથ્થરાનો યુગ (Stone age) ત્યાગવા પામ્યા નહોતા (અર્થાત્ પિતળ લોખંડ વગેરે ધાતુનો ઉપયોગ કરવા શીખ્યા નહોતા), તથાપિ તેઓને બે પંક્તિમાં વહેંચી શકાય છે. એક પંક્તિ બીજી પંક્તિના પછી થઈ હતી, અને તેઓએ પોતાના કરેલા પથ્થર, હાડકાં તથા લાકડાનાં બનાવેલાં હથિયારના ઘાટમાં વધારે બુદ્ધિનાં તથા કારીગરીનાં પ્રમાણ મૂકી ગયા છે. પ્રાચીન માનવેતિહાસના આ બે વિભાગને લાર્ડ એવબરી પહેલાના પથ્થરયુગ અને પછીના પથ્થરયુગ તરીકે બતાવે છે. ફ્રેન્ચ વિદ્વાનો ભાંગેલા પથ્થર તથા આખા પથ્થરના પ્રભેદ કરે છે. પથ્થરયુગના આ બે વિભાગમાં ઘણાક કાળનો તફાવત જોવામાં આવે છે. જે ગુફામાંથી બે જાતના અવશેષ એટલે ફૉસિલ મળ્યા છે, ત્યાં જોવામાં આવ્યું છે કે આ બે પોપડામાં એક ઘણો મોટો પથ્થરનો સ્તર છે. આ છેલ્લો ઠરેલો પોપડો એટલો જાડો થતાં હજારો વર્ષ લાગ્યાં હોવાં જોઈએ. કેટલાક વિદ્વાન ધારે છે કે પહેલાંના પથ્થરના યુગની આખરે પશ્ચિમ યુરોપમાં માનવ જાતિ નીકળી ગઈ પછી વળી એશિયા તથા પૂર્વ યુરોપથી જરા વધારે સુધરેલી જાતિ આવીને ફ્રાન્સ, જર્મની વગેરે દેશમાં અને ડેનમાર્કના સમુદ્ર કિનારા ઉપર વસેલી હતી.

પહેલાંના પથ્થર યુગમાં માણસ પર્વતની ગુફામાં, શૈલ નીચે અથવા નદી કિનારે રહેતા

* "The Human Species" p. 242.

હતા. નદીકિનારો શિકારને માટે સારો સમજીને પસંદ કર્યો હોવો જોઇએ. આ યુગના માણસો ખેતી કરવા શીખ્યા નહોતા ગાય વગેરે જનાવરો પાળવા શીખ્યા નહોતા, માટીનાં વાસણો પણ તૈયાર કરતાં શીખ્યા ... ... હથિયારથી અથવા ખાડામાં નાખીને પશુવધ કરવો એ તેઓના જીવનનું મોટામે ... કામ હતું. પશુનું માંસ તેઓ કદાચ કાચું ખાતા હશે. પરંતુ તેઓના હથિયાર વગેરેની સાથે કોયલા તથા બળેલા પથ્થરો મળે છે. એના ઉપરથી અનુમાન થાય છે કે પ્રાચીન માનવ અગ્નિના ગુણ જાણતા હતા. એક જર્મન વિદ્વાન* કહે છે કે, માણસ જ એક માત્ર અગ્નિપ્રજ્વાલક પ્રાણી છે. અગ્નિ જ બધા ઉંચા સુધારાનું મૂળ છે. અગ્નિની મદદથી ખાવાની વસ્તુ રંધાય છે, જંગલો સાફ થાય છે, ઝાડના થડમાંથી હોડી બને છે, લડાઇને માટે બર્છી તૈયાર થાય છે, પાણીમાં રહેવા માટે લાકડાના થાંભલાનો આગલો ભાગ પાતળો કરવામાં આવે છે. અગ્નિથી ટાઢનું કષ્ટ રોકાય છે, અગ્નિ ઘરમાં આરામ લાવી મૂકે છે, અગ્નિ જોઇને જંગલી જનાવર નાસે છે, અગ્નિના સંયોગથી લોહાદિ ધાતુ વળે છે. અગ્નિ બાળવાનો ઉપાય શીખવો એ પણ મુશ્કેલ નથી. આપણા દેશમાં આજ પણ હોમની વખતે પુરોહિતો લાકડાં ઘસીને આગ ઉત્પન્ન કરે છે. પ્રાચીન માણસોએ પણ ઘસવાથી આગ ઉત્પન્ન થાય છે એ તત્ત્વની શોધ કરી હશે. પોતાના બે હાથ ઘસ્યાથી ગરમ જણાય છે, વળી એક એક પથ્થરને માર્યાથી અથવા પથ્થરમાં ખાડો કરવાના યત્નથી અથવા ઝાડની ડાળીને ઘસ્યાથી અગ્નિનો આવિર્ભાવ જોયો હશે. તો પણ અવશ્ય તેઓ આપણા જેવા રાંધતા શીખ્યા નહિ હશે. તેઓ કદાચ માંસને આગમાં નાંખીને ખાતા હશે, નહિ તો અમેરિકાની કોઈ કોઈ હાલની અસુધરેલી જાતિની પેઠે પાણીમાં તપેલો પથ્થર નાખીને પાણી ગરમ કરીને તેમાં માંસ પકાવી લેતા હશે. માનવ-આવાસના પ્રાચીન અવશેષમાં પ્રાણીનાં લાંબાં હાડકાં વચ્ચમાંથી ચીરાયલાં જોવામાં આવે છે. એ ઉપરથી જણાય છે કે હાડકાની અંદરનું માંસ માંસનો જાડો રસ પ્રાચીન માણસને વહાલું ખાવાનું હતું. પેરિગર્ડની ગુફામાંથી રેન-હરણના શિંગડાનો બનાવેલો એક જાતનો ચમચો મળ્યો છે, તે કદાચ હાડકાંની અંદરથી રસ કાઢવાને માટે વપરાતો હશે. કોઈ કોઈ ગુફામાં માણસનાં હાડકાં પણ વચમાંથી ચીરેલાં અથવા બાળેલાં મળ્યાં છે. એ જોયાથી જણાય છે કે પ્રાચીન માણસો માણસનું માંસ પણ ખાતા હોવા જોઇએ. એમાં આશ્ચર્યનો વિષય કંઈ નથી. કારણ આજ પણ ઘણીક અસુધરેલી જાતિમાં તેમ કરે છે. જનાવરોને મારીને પ્રાચીન માનવો તેઓનાં ચામડાં હોઢવા માટે વાપરતા હતા. પથ્થરાના કકડાથી તેની અંદર સાફ તથા સ્વચ્છ કરતા હતા, પછી માંસના લોચા તથા નસોને પકાવીને ચામડાંને શીવતા હતા. ચિત્ર જોયાથી જણાય છે કે તેઓ હાથમાં ચામડાના મોજાં પહેરતા હતા. હાડકાની સોંય મળી છે, તેનાથી પ્રમાણ થાય છે કે પ્રાચીન માનવને સીવતાં આવડતું હતું. આ શિંગડા ઉપર નાના પ્રકારનાં ચિત્ર પણ તેઓ ખોદતાં શીખ્યા હતા. તે 'પૂર્વ પથ્થર-યુગ'ના માણસો હાથીદાંતમાં પણ સુંદર ચિત્ર દોરતા શીખ્યા હતા, એક મોટા શરીરના હાથીના આવા હાથીદાંતમાં ખોદેલાં ચિત્ર ઘણાક પુસ્તકમાં જોવામાં આવે છે. તેમાં વાળ સુધી સ્પષ્ટ ચિતરેલા છે. એના વિના જનાવરના દાંત

---

* M. Hoernes, Primitive Man p. 11

ગણવાના કામમાં પણ વાપરવામાં આવતા હતા. દાંતમાં કાણું પાડીને હાર તૈયાર કરવામાં આવતો હતો. માનવને સર્વત્ર અલંકાર પ્રિય [illegible]માં અસુધરેલા માણુસની વાત તો પૂછવી જ નહિ.* વસ્ત્ર પહેરવાની પણ મૂળ [illegible]ર ઢાંકવાના કરતાં શરીરની શોભાને માટે વધારે છે. એ વાસ્તે પ્રાગૈતિહાસિક ગુ[illegible] [illegible]ટેલો દાંતનો હાર અથવા કાળા પથ્થરનું પુતળું મળે છે તો તેમાં આશ્ચર્ય થવાનું કંઈ કારણ નથી. આ વખતના માનવજીવનની સાથે ગ્રીનલંડના અસ્કિમો જીવનનું ઘણુંક સરખાપણું જોવામાં આવે છે. કલાડે જાપાનના ઇચેઝો બેટના રહેવાસી અયનુજાતિની જોડે અતિ પ્રાચીન માણુસની તુલના કરી છે.‡

'ઉત્તર પથ્થરયુગ'માં આવીને આપણે જોઇએ છીએ કે, માણુસ પહેલાના કરતાં ઉન્નત થયો છે. તેઓનાં હથિયારો વધારે સારાં થયાં છે, તેઓ એક બે જનાવરોનું પોષણ કરેછે. (સ્વીઝરલંડના સરોવર ઉપરના રહેનારાઓ કુતરા, સુવર, ગાય, બકરા બકરીને પાલતા હતા; ઘોડો એ વખતે પાળવામાં આવતો નહોતો.) તેઓ માટીનાં વાસણ પણ અગ્નિના તાપથી તૈયાર કરતાં શીખ્યા હતા. પ્રોફેસર જોલિ કહે છે કે, પ્રાચીન માણુસના મનમાં વાસણ તૈયાર કરવા માટે માટીની ઉપયોગિતા ઘણી સામાન્ય વસ્તુ જોઇને ઉદય થઈ હશે. જેમકે ચૂલામાં શેકાએલો અથવા તડકામાં ગરમ થએલો કીચડનો પિંડ, અથવા ભીંજાયલી માટીમાં ઘોડાની ખરીની નીશાની+ ટાઇલરના અને લેકો પૂર્વકાલમાં લાકડા અથવા નેતરના બનાવેલા વાસણુને અગ્નિથી રક્ષા કરવા માટે તેના ઉપર કાદવ ચોપડતા હતા. એકદમ આગ લાગ્યાથી તેઓ જોતા કે લાકડું અથવા નેતર નાશ થઈ ગયાં છે, પરંતુ કાદવનું ઢાંકણુ બળીને ઘણું સખ્ત થઈ પડ્યું છે. એ જોઇને તેઓ કીચડના વાસણ બનાવીને તેને આગમાં શેકતાં શીખ્યા.† આવી રીતે કુંભારની વિદ્યા શોધવામાં આવી. ઉત્તર પથ્થરના યુગના લેકો માટીનાં વાસણ તૈયાર કરતાં શીખ્યા હતા, નખ અથવા લાકડાની અણીથી તેના ઉપર નાના પ્રકારનાં ચિત્ર કરતા હતા, પરંતુ કુંભારનું પૈડું શોધી શક્યા નહિ. કેટલાક શોધકો ધારે છે કે, તેઓ જમીન ખેડતા શીખ્યા હતા. અનાજનો ભૂકો કરવા માટે ઉપયોગી પથ્થરો એક ઠેકાણે મળે છે, અને માણુસો ખેતીનો ધંધો લઇને તેનો વ્યવહાર કરતાં શીખ્યા હમણાં તે ઘણીક હાલની અસુધરેલી જાતિના બરાબર થઈ પડી.

પથ્થરના યુગના રહેવાશી મનુષ્યના મનોવૃત્તિઓને વિષે આપણે કંઈ ઘણું જાણતા નથી. હાલની અસુધરેલી જાતિયોને જોઇને તેઓના માનસિક વિકાસ અથવા સામાજિક નીતિ તથા આચાર સંસ્કારના સંબંધમાં કંઈ અનુમાન કરી શકાય એમ છે. આટલું તો નિશ્ચય છે કે તે પુરાતન માણુસની મનોવૃત્તિઓ ઉગ્ર હતી, તેની ઇન્દ્રિયો વશમાં નહોતી. Cromagnon માંથી એક સ્ત્રીની ખોપરી મળી છે, તેમાં એક મોટું કાણું છે; કોઈ સખ્ત હથિયારના ઘા પડ્યો હશે એમ લાગે છે પ્રાચીન માનવનો માનસિક વિકાસ હાલના નાના

---

* *Ratzel, History of Mankind Vol.I p. 11.*

‡ *Clodd, Story of Primitive Man p. 71.*

\+ *Joly, Man before Metals p. 310.*

† *Tylor, Anthropology p. 274*

છોકરાનાં કરતાં વધારે નથી, કારણ કે તે વેળાએ નરજીવનની બાલ્યાવસ્થા હતી. તો તેઓને પોતાની બુદ્ધિબળથી પોતાનો ગુજારો કરવો પડતો હતો. તેથી ચતુર તો તેઓ નહિ હતા. ફ્રેન્ચ વિદ્વાન લાર્તે પ્રાચીન [illegible] ર્ષની પહેલાના સાઇબિરિયાના રહેવાસી ચુક્ચી જાતિની જોડે સરખામણી કરી કહે છે [illegible] પ્રાચીનકાલમાં કેટલાંક માણસોએ સમાજ બનાવ્યો હતો. તેનો વિશ્વાસ છે કે છિદ્રવાળાં હરણનાં શીંગડાંઓ મળ્યાં છે તે તે વેળાએ મોટી પદવીના માણસના પદસૂચક દંડ ( Wands of office ) તરીકે વપરાતાં હતાં. એ ઘણું સંભવતું છે કે અતિ પ્રાચીન માનવ પોતાની વહુ છોકરાંના વિના બીજા કોઇની ચિંતા કરતો નહોતો. પૃથ્વીને કદાચ દુસ્મનવાળી જોતો હતો. પરંતુ સમાજ સર્વત્ર કુટુંબરૂપી પાયા ઉપર ચણાયો છે.

વિદ્વાનો કહે છે કે કાંઇ માણસ એકંદરે ધર્મભાવ વગરના થતા નથી. પરંતુ અતિ પ્રાચીનકાલમાં માનવ પોતાના સાથીની અંત્યેષ્ટિક્રિયા શી રીતે કરતા હતા, તે સુદ્ધાં આપણે જાણતા નથી. જાણ્યું હોત તો તેઓની ધર્મસંબંધી માનતા બાબત કંઇક અનુમાન કરી શકત ઉત્તર પથ્થર યુગમાં મૃતશરીરને બાળવામાં આવતું હતું, અથવા ગુફામાં પથ્થરના ઢગલાની નીચે નાંખી દેવામાં આવતું હતું. મૃત શરીરને સુવાડી અથવા બેસાડી રાખવામાં આવતું હતું. અને તેની વાપરવાની વસ્તુઓ તેની પાસે રાખવામાં આવતી હતી. કદાચ સમાધિસ્થળમાં નરબળિ પણ થતો હતો. આવું જોયાથી જણાય છે કે તે વેળાએ આવો વિશ્વાસ હતો કે માણસ મર્યાથી બધું જતું નથી. તેઓને પરલોકના રહેવાસને માટે તૈયારી કરવાની જરૂર છે. આ જીવનના પછી બીજું એક જીવન છે. પ્રસ્તર-સ્તંભનું જે વર્ણન કર્યું છે, એ કહેવું એવું જ ઉડી જતું નથી. એ નાના પ્રકારનાં થાય છે. ફક્ત એક ઉચ્ચો પથ્થર થઇ શકે છે, અથવા ૪ પથ્થરના ઉપર એક મૂકેલો થઈ શકે છે અથવા ઘણા પથ્થરાથી ઘેરાયલા એક ગોળાકાર સમાધિ બની શકે છે. હિંદુસ્થાનમાં બધી રીતના જોવામાં આવે છે. આસામ પ્રદેશમાં ખાસિયાઓ હમણાં પણ સમાધિ પથ્થર સ્થાપીને મૃતનો સત્કાર કરે છે. વિલાયતના ( Stonehenge ) સ્ટોનહેંજને વિશે ઘણાકોએ સાંભળ્યું હશે. દક્ષિણ હિંદુસ્થાનમાં એવી એક પથ્થરાથી ઘેરાયલી સમાધિ છે. તેનું ચિત્ર લૉર્ડ એવવરિએ પોતાના origin of civilisation પુસ્તકમાં આપ્યું છે.

ટુંકામાં કહી શકાય કે જો કે પ્રાચીન માણસ આપણા કરતાં સુધારામાં ઘણા નીચેના સ્તરમાં રહેતા હતા, તથાપિ તેમનો દેહ તથા બુદ્ધિ અને શક્તિ જોતાં તેઓ બધા વિષયમાં માણસના પદને લાયક હતા, તેમાં શક નથી.

નારાયણ હેમચંદ્ર.

# લશ્કરી ખર્ચ.

## બળવા પહેલાંના સમયી ખર્ચનો વધારો.

| | કરોડ ખર્ચ |
|---|---|
| સને ૧૮૩૭-૩૮થી ૧૮૫૬-૫૭ (૨૦ વર્ષ) | ૧૦.૮૫ અપવાદરૂપ ખર્ચ બાદ કરતાં, સરેરાશ ખર્ચ; સતત લડાઇઓ અને મુલક ખાલસા કર્યાનો સમય. |
| સને ૧૮૬૧-૬૨થી ૧૮૭૩-૭૪ (૧૩ વર્ષ) | ૧૫.૬૮ હિન્દુસ્તાનખાતાનું અને ઇંગ્લંડ ખાતાનું—બંને લશ્કરોને ભેગાં કર્યાનું પરિણામ; પરંતુ સાવચેતીથી ખર્ચ, કરકસર અને શાંત આબાદીનો સમય. |
| સને ૧૮૭૪-૭૫થી ૧૮૮૦-૮૧ (૭ વર્ષ) | ૧૬.૧૨ અફઘાન લડાઇનું ૨૦ કરોડ ખર્ચ બાદ કરતાં; સીમાડાની આગળ વધવાની રીતિની શરૂઆત. |
| સને ૧૮૮૧-૧૮૮૨થી ૧૮૮૪-૮૫ (૪ વર્ષ) | ૧૬.૫૫ લોર્ડરિપનનો શાંત રાજ્યવહીવટ; પરંતુ લશ્કરી બંધારણમાં અગત્યના ફેરફાર. |

નીચે લખેલા આંકડાઓમાં હુંડીઆમણ, લડાઇઓ, લશ્કરી બાંધકામો, ખાસ બચાવ માટે કિલ્લા વગેરે કામો વગેરે સર્વ ખર્ચનો સમાવેશ થાય છે—પણ બળવા પછી લોર્ડ ડફરિનના સમય સુધી અફઘાન લડાઈ શિવાય આ બાબતોને લગતું બહુ જ થોડું ખર્ચ થયેલું હોવાને લીધે સરખામણી આપી નથી.

| | રૂપીઆ | |
|---|---|---|
| ૧૮૮૫-૮૬ | ૨૦,૦૬,૧૬,૬૯૦ | હીંદી લશ્કરી સંખ્યામાં ૩૦૦૦૦ માણસોનો વધારો; બર્મા (બ્રહ્મદેશ)ની જીત. |
| ૧૮૮૬-૮૭ | ૧૯,૭૩,૮૯,૧૯૦ | |
| ૧૮૮૭-૮૮ | ૨૧,૦૦,૪૭,૮૩૦ | |
| ૧૮૮૮-૮૯ | ૨૧,૦૯,૪૭,૩૫૦ | |
| ૧૮૮૯-૯૦ | ૨૧,૫૧,૭૫,૩૧૦ | વિલાયતની હુંડીના ભાવમાં ઘણો ઘટાડો, અને તેથી યુરોપિયન નોકરોને એનો બદલો વાળી આપવા માટે પગારમાં કરેલો વધારો. |
| ૧૮૯૦-૯૧ | ૨૧,૫૭,૨૯,૦૧૦ | |
| ૧૮૯૧-૯૨ | ૨૩,૨૬,૯૭,૬૯૦ | |
| ૧૮૯૨-૯૩ | ૨૪,૧૬,૪૩,૭૬૦ | |
| ૧૮૯૩-૯૪ | ૨૩,૮૬,૩૦,૫૯૦ | |

| | | |
|---|---|---|
| ૧૮૯૪–૯૫ | ૨૪,૨૫,૧૦,૫૮૦ | વિલાયતની હુંડીના ભાવમાં બહુ સુંધારો ન થએલો. |
| ૧૮૯૫–૯૬ | ૨૫,૬૭,૭૭,૭૪૦ | |
| ૧૮૯૬–૯૭ | ૨૪,૪૯,૨૩,૫[illegible] | હિન્દુસ્તાનની સીમા બહાર (અફ્ઘાનીસ્તાન તરફ) લઢાઇઓ. |
| ૧૮૯૭–૯૮ | ૨૭,૨૫,[illegible] | |

પાઉંડ. [illegible]

| | | |
|---|---|---|
| ૧૮૯૮–૯૯ | ૧૬,૦૦૧,૩૨૬ | હીંદી લશ્કરોને ચીન તથા દક્ષિણ આફ્રિકામાં લઢવા મોકલવાથી અત્રેના ખર્ચમાં ઘટાડો. |
| ૧૮૯૯–૦૦ | ૧૪,૮૮૫,૨૨૬ | |
| ૧૯૦૦–૦૧ | ૧૫,૦૮૨,૭૯૯ | |
| ૧૯૦૧–૦૨ | ૧૭,૧૩૫,૩૦૦ | મી. બ્રૉડ્રિકે લશ્કરી બંધારણમાં ફેરફાર કર્યો તેથી થએલો વધારો. |
| ૧૯૦૨–૦૩ | ૧૭,૬૬૪,૭૦૦ | |

[ *_* આ વર્ષની કૉંગ્રેસ વખતે વ્હેંચાએલા એક ચોપાનીયામાંથી ઉપરના આંકડા લીધા છે. આ ચોપાનિયું મિ. સુબ્રહ્મણ્ય આયરનું રચેલું હતું એમ કહેવાય છે. ]

**લશ્કરી એક માણુસ દીઠ ખર્ચ:—**

| | પાઉંડ. | | |
|---|---|---|---|
| સ્વિટ્ઝર્લેંડ—, | ૨૧ | રશિયા— | ૧૦ |
| ઇટાલિ— | ૪ | ફ્રાન્સ— | ૧૨ |
| ઑસ્ટ્રિયા— | ૭ | બ્રિટન— | ૧૩ |
| જર્મનિ— | ૯ | હિન્દુસ્તાન— | ૫૨ |

!!! [ *_* થોડા વખત ઉપર પાર્લામેન્ટમાં મિ. કેને ટાંકેલા આંકડા. ]

| ૧૮૮૨–૮૫ ની ઉપજ કરતાં, ૧૮૮૫ થી ૧૮૯૮ સુધીમાં ઉપજનો વધારો. | | એ દરમિયાન, લશ્કરી ખર્ચમાં વધારો. |
|---|---|---|
| જમીનની મહેસૂલમાં, | ૩૬ કરોડ | |
| મીઠાની ઉપજમાં, | ૨૫ કરોડ | |
| સ્ટાંપની ઉપજમાં, | ૧૨ કરોડ | |
| 'એકસાઇસ'—દારૂ વગેરે ઉપરના કરની ઉપજમાં, | ૧૮ કરોડ | |
| 'કસ્ટમ'–જકાતનીઉપજમાં, | ૧૫૩/૪ કરોડ | |
| ઇન્કમ ટૅક્સ વગેરેમાં, | ૧૩૧/૪ કરોડ | |
| કુલ વધારો | ૧૨૦ કરોડ. | ૮૦ કરોડ. |

| | ૧૮૮૪–૮૫ની સરેરાશ | આ વર્ષના બ-જેટમાં માંડેલો આંકડો. | સેંકડે કેટ-લાનકા વ-ધારો. |
| --- | --- | --- | --- |
| લશ્કરી ખર્ચમાં વધારો. | ૧૭¾ કરોડ | *૨૬¾ કરોડ. | ૫૦ |
| ઉપજમાં વધારો. | ૫૧ | ૬૯ | ૩૫ |

*‡ ઑનરબલ મિ. ગોખલેએ આ વર્ષના બજેટ ઉપરના ભાષણમાં ટાંકેલા આંકડા.

આપણા દેશનું લશ્કરી ખર્ચ છેલ્લાં પચાસ વર્ષમાં કેટલું બધું વધી પડ્યું છે, અને બીજા દેશની સરખામણીમાં એ કેટલું બધું ભારે છે, એ ઉપરના આંકડાઓથી સમજવામાં આવશે. આ વધારા ઉપર પ્રજાપક્ષના અગ્રણીઓ તેમ જ સરકારી અમલદારોમાંના કેટલાક વિચારવંત પુરુષો બહુ ફિકરભરી દૃષ્ટિએ જુએ છે. જે દેશની ઉપજનો એક ત્તૃતીયાંશ ભાગ લશ્કરખાતામાં જ ખરચાઈ જાય ત્યાં લોકહિતના સુધારા થવા મુશ્કેલ છે એ ખુલ્લું છે. લૉર્ડ કર્ઝન જેવા હિન્દના હિત માટે અત્યન્ત લાગણી ધરાવનારા રાજ્યતન્ત્રીઓના હાથ પણ લશ્કરી ખર્ચના ભારથી એવા દબાઈ ગયા છે કે દેશ હિતનો એક પણ સુધારો તેઓ યથેચ્છ બહોળે હાથે ખર્ચ કરીને કરી શકતા નથી. હવે, નિષ્પક્ષપાત વિચાર કરનારે એટલું તો કબૂલ કરવું જ પડશે કે કેટલીક વાર કહેવામાં આવે છે તેમ આ ખર્ચ સોલજરોનાં ખીસાં ભરવા માટે કે કમાન્ડરોના કીર્તિલોભને લીધે નકામાં કુહેર ઉત્પન્ન કરવાથી થાય છે એમ નથી. ખરી વા ખોટી રીતે, સરકાર માને છે કે પરરાજ્ય સાથે એકાએક ભારે લડાઈ થવાનો સંભવ છે અને તેથી તેઓને આ ખર્ચ વધારવાની જરૂર પડી છે. આજ કાલ ચારે તરફ લશ્કરી વાદળાં કેવાં ભરાતાં જાય છે એ જુઓ: હિન્દુસ્તાનના વાયવ્ય કોણ તરફ મધ્ય એશિયામાંથી રૂશિયાનું બળ ધીમે ધીમે પણ દૃઢ રીતે પસારો કરતું આવે છે; અગ્નિ કોણની દિશામાં 'અપર યાંગસે' તરફ ફ્રાન્સની સત્તા વધતી જાય છે; શાન્તંગમાં જર્મનિ જામી બેઠું છે; અફ્ઘાનીસ્તાનમાં લશ્કરી કેળવણી દાખલ થવાથી એ એક ભારે લશ્કરી રાજ્ય થઈ પડ્યું છે અને જૂનો અમીર—જે અંગ્રેજનો સાચો મિત્ર હતો—તે ગુજરી ગયો; ઇરાનના અખાતમાં ફ્રાન્સ જર્મનિ અને રૂશિયા દાખલ થઈ ગયાં છે; અને બગદાદ રેલવેનો કાબુ રૂશિયાએ મેળવ્યો છે, એટલે ઇરાનના રાજ્યમાં પણ એનું બળ જામ્યું છે. આવી સ્થિતિમાં, અંગ્રેજ સરકારે યોગ્ય લશ્કરી તૈયારી કરી રાખવી એમાં બેશક ડહાપણ સમાએલું છે. આ કારણથી સરકારને લશ્કરની સંખ્યા વધારવી પડી છે એટલું જ નહિ, પણ જેમ જેમ 'સાયન્સ'ની વૃદ્ધિની સાથે દારૂ-ગોળા બન્દુકો-તોપો વગેરેમાં નવા નવા સુધારા થાય છે અને એ સુધારા પરરાજ્યોમાં દાખલ થતા જાય છે તેમ તેમ આપણે ત્યાં પણ એ સુધારા

+ "આપણા લશ્કરી ખર્ચમાં જમીનની સઘળી મહેસૂલ જાય છે એમ કહીએ તો ચાલે; બધી બાબતોના 'સિવિલ ખર્ચ' કરતાં લશ્કરી ખર્ચ એકલું ૨¼ કરોડ વધારે છે." ઑનરબલ મિ. ગોખલેના ભાષણમાંથી.

દાખલ કરવા પડે છે: આજ દાખલ કરેલી બન્દુક કાલે રદ થાય છે અને તેથી કરોડો ખર્ચ ફરી ફરીને કરવું પડે છે. (આ વર્ષે નવાં હથિયારનું ૨ા કરોડ રૂપીઆ ખ થવાનું છે. તથા કિનારાનું રક્ષણ કરવા એક નવી તોપ લેવી પડશે એનું ૨ા રૂપીઆ ખર્ચ થશે એમ બજેટ વખતે જણાવ માં આવ્યું છે.) ત્યારે, આ લશ્કરી કોઈ રીતે પણ ઘટાડી શકાય એમ છે કે નહિ? સરકાર દેશીઓને લશ્કરી ખાતામાં જગ્યાઓ આપતા નથી, તેથી દેશીઓને એ ખાતાનો અનુભવ હોતો નથી, ક્યાં ક્યાં વધારે પડતું ખર્ચ છે એ તેઓ બતાવી શકતા નથી. છતાં ખર્ચ ઘટા લોક સામાન્ય માર્ગ છે, અને એ તેઓ સૂચવે છે:—

૧. દક્ષિણ આફ્રિકામાં બે ત્રણ વર્ષ લડાઈ ચાલી તે વખતે, તેમ જ લડાઇમાં—હિન્દુસ્તાનમાંથી ઘણું લશ્કર મોકલવામાં આવ્યું હતું. એ જોતાં હિન્દુસ્તાનમાં આટલા બધા લશ્કરની જરૂર નથી.

૧૮૭૯ ની સાલમાં આપણા લશ્કર સંબન્ધી વિચાર કરવા સિમ હતું—એના લૉર્ડ રૉબર્ટસ સાહેબ મેમ્બર હતા—એ કમિશને ઠરાવ્યું હતું જોઇએ તે કરતાં વધારે છે. હિન્દુસ્તાનના ખર્ચ સંબન્ધી વિચાર કરવા શન આગળ જનરલ બ્રૅકનબરિએ પણ જણાવ્યું હતું કે હાલ હિન્દુસ્તાનમાં એનો કેટલોક ભાગ આખા બ્રિટિશ રાજ્યની સલામતી ખાતર રાખવામાં આ પછી હિન્દુસ્તાનની સરહદ ઉપર અને કિનારા ઉપર કિલ્લાઓ પણ પુષ્કળ ૧૩,૦૦૦ તો વૉલન્ટિયરો વધ્યા છે. ૧૮,૦૦૦ દેશી રાજ્યોમાંથી 'ઇમ્પિરિયલ સ ઉભું કરવામાં આવ્યું છે. અને ૨૦,૦૦૦ દેશીઓનું 'રિઝર્વ ફૉર્સ' અર્થાત્ કા નોકરી આપવાને બન્ધાએલું લશ્કર—છે. આ સર્વે મળીને જોઇએ તે કરતાં વ થાય છે. આટલેથી અટકી ભવિષ્યમાં વધારો કરવામાં ન આવે તો પણ ઘણું છે.

૨. કદાચ, લૉર્ડ કર્ઝન સાહેબે બજેટ વખતે કહ્યું હતું તેમ, ત્રણ વર્ષ થોડા ચાલ્યું ખરૂં પણ ચારે તરફથી પરરાજ્યોનું વધતું જતું બળ જોતાં લશ્કરની સંખ્યામાં ઘટાડો થઈ શકે એમ નહિ હોય. પરન્તુ એટલું તો ખુલ્લું છે કે લૉર્ડ લિટન અને એલ્જિનના વખતમાં હિન્દુસ્તાનના વાયવ્ય ખુણા તરફ જે અવિચારી ચઢાઇઓ કર આવી હતી એવી ચઢાઇઓ બન્ધ રહે તો પણ ઘણું છે. (આવી ચઢાઇઓઇઓથી લશ ખર્ચ કેટલું બધું થઈ ગયું છે એ માટે ઉપરના આંકડામાં જુઓ.) લૉર્ડ કર્ઝનં સાહે હિન્દુસ્તાનમાં આવીને તુરત જ પહેલાંની લશ્કરી નીતિમાં ફેરફાર કરીને આ બાબતનું કમી કર્યું છે, અને એ નીતિ જ ભવિષ્યમાં ચાલવી જોઇએ. પહેલાંની નીતિ કોણુ તરફ આગળ વધવાની નીતિ—ભૂલભરેલી હતી એ લૉર્ડ કર્ઝનની નવી નીતિથી બિત થયું છે એટલું જ નહિ, પણ ખુલ્લી રીતે પરરાજ્ય સ્હામે ધસારો કરવાની ની લંડનના "ટાઇમ્સ" પત્રમાં એક અનુભવી લેખકને હાથે હમણાં આ વિષય ઉપર જે ઉ લખાણો પ્રસિદ્ધ થાય છે એમાં નાપસન્દ કરવામાં આવી છે.

૩. અંગ્રેજ સોલજરોને બદલે દેશી સિપાઇઓની સંખ્યા વધારવામાં આવે તો

could see its way to recommending the abolition of these accounts for military and naval services, for the Secretary of State's salary, and the expenses of the India Office, for diplomatic and consular charges for Persia, China and elsewhere, and to substitute for them a fixed contribution from India, as her return for the advantages she derives from Her Majesty's Government and Her Majesty's Navy, treating India more generously than she is at present treated in these acccounts, the acceptance of such a recommendation would remove many constant causes of irritation, and would do much to convince all classes in India of the desire of this country which rules India, to treat India justly and generously."

" Look at the hundreds and thousands of people that we know whose sons have gone out to India and got employment there; and the great commerce which we have with India. And with regard to that, what I would point out is that if India, for instance, were to fall into the hands of Russia, we know perfectly well that our commerce there would become practically extinct; because, if she did not practically prohibit the importation of British goods, Russia would put on such differential duties on them that she would make it practically impossible for them to be exported, as she does in Central Asia and elsewhere."—*General Brackenbury.*

ઉપરના ઉતારાનો સાર કે:—

(૧) હિન્દુસ્તાનનું લશ્કર ઇંગ્લંડના લશ્કરને પુષ્ટિકારક થઈ પડે છે.

(૧) મ્હોટા મ્હોટા લશ્કરી અમલદારો હિન્દુસ્તાનમાં જ લશ્કરી કેળવણી મેળવે છે જેમકે લૉર્ડ્સ રૉબર્ટ્સ વગેરે.

(૩) હિન્દુસ્તાનના લોકને આ બાબતમાં મત લેવામાં આવતો નથી, માટે આ પ્રશ્નોનો નિર્ણય ઉદાર મનથી થવો ઘટે છે.

(૪) હિન્દુસ્તાનને લીધે ઈંગ્લંડને વ્યાપારનો લાભ થોડો નથી.

(૫) હિન્દુસ્તાન એ એશિયાનું બ્રિટિશ સામ્રાજ્ય સાચવવામાં મુખ્ય સાધન છે.

[ વસન્ત ઑફિસ. ]

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ [illegible]  અંક ૫.  [ માસિક ]  જ્યેષ્ઠ, સંવત્ ૧૯૫૯.

## દિગ્-દર્શન.

મુંબઇ ઇલાકામાં કેળવણી.

મુંબાઈ ઈલાકામાં કેળવણીના વિસ્તાર સંબન્ધે નીચેની વિગત જાણવા જેવી છેઃ—

મુંબાઈ ઈલાકામાં ૨૫૫ લાખ માણસની વસ્તી છે, એમાં ૨૪૦ લાખ અભણ છે. સેંકડે ૬.૪ ટકા ભણેલો વર્ગ છે, એમાં સ્ત્રીઓની સંખ્યા ૧૦૦,૦૦૦ કરતાં સહજ જ વધારે છે. અર્થાત્, એમ કહીએ તો ચાલે કે ૬.૪ **ટકામાં પૂર્ણાંક એટલે ૬ ટકા પુરુષ વર્ગ છે, અને દશાંશ એટલે .૪ સ્ત્રી વર્ગ છે.**

લખતાં વાંચતાં આવડે એવા.

| | પુરુષો. | સ્ત્રીઓ. |
|---|---|---|
| મુંબાઈ ઈલાકો (દેશી રાજ્ય તથા સિન્ધ બાદ કરતાં.) | ૯૯૪૦૦૦ | ૭૯૦૦૦ |
| સિન્ધ. | ૮૭૦૦૦ | ૭૫૦૦ |
| દેશી રાજ્યો. | ૪૨૬૦૦૦ | ૨૪૦૦૦ |

**ધર્મવાર,** કેળવણીના વિસ્તારમાં છેલ્લાં વીસ વર્ષમાં નીચે પ્રમાણે વધારો થયો છેઃ—

| | ૧૮૯૧ | ૧૯૦૧ | સેંકડે કેટલા ટકા વધારો. |
|---|---|---|---|
| હિન્દુ. | ૯૯૬૦૦૦ | ૧૧૬૮૦૦૦ | + ૧૭ |
| મુસલમાન. | ૧૬૩૦૦૦ | ૧૮૭૦૦૦ | + ૧૫ |
| જૈન. | ૧૨૯૦૦૦ | ૧૪૪૦૦૦ | + ૧૧ |
| ક્રિશ્ચયન. | ૪૭૦૦૦ | ૬૩૦૦૦ | + ૩૪ |
| પારસી. | ૩૮૦૦૦ | ૫૧૦૦૦ | + ૩૪ |

| | હજાર દીઠ ભણેલાંઓની સંખ્યા. |
|---|---|
| પારસી. | ૬૫૦ |
| ક્રિશ્ચયન. | ૨૯૪ |
| જૈન. | ૨૬૯ |
| હિન્દુ. | ૫૯ |
| મુસલમાન. | ૪૧ |

પારસીઓમાં ભણેલાંઓની સંખ્યા અન્ય ધર્મીઓના કરતાં ઘણી વધારે છે અને તે માટે એમને ધન્યવાદ ઘટે છે. ક્રિશ્ચયનોનો આંકડો ઓછો આવવાનું કારણ રોમન કૅથોલિક નેટિવ ક્રિશ્ચયનોની મ્હોટી સંખ્યા અભણ છે એ છે જેઓનો પારસી મુસલમાન ક્રિશ્ચયન અને જૈન ધર્મમાં સમાવેશ થતો નથી, એ સર્વ હિન્દુ ધર્મમાં પડે છે—અર્થાત્ આ દેશનો હલકો ગરીબ વર્ગ—ભીલ, કોળી, વાઘરી, દુબળા—સર્વ હિન્દુઓમાં આવે છે, અને એ કારણથી હિન્દુઓમાં કેળવણીનો વિસ્તાર છેક અલ્પ દેખાવ છે.

**હિંદુઓમાં** જાતવાર, કેળવણીના આંકડા દર હજારે નીચે પ્રમાણે આવે છેઃ—

| | | | |
|---|---|---|---|
| બ્રાહ્મણ. | ૪૨૨ | મરાઠા. | ૨૮ |
| પ્રભુ (પરભુ) | ૪૨૭ | કોળી. | ૧૩ |
| વણિક્. | ૪૪૪ | મરાઠા કણબી. | ૧૧ |
| ભાટીઆ. | ૧૮૧ | ઢેડ. | ૭ |
| લિંગાયત. | ૬૯ | મહાર. | ૧ |
| લોહાણા. | ૧૫૭ | | |

કેળવાએલા વર્ગ તરીકે બ્રાહ્મણોની સંખ્યા સર્વોત્તમ આવવી જોઇએ, છતાં તેમ ન થવાનું એક કારણ એ છે કે બ્રાહ્મણોમાં સિન્ધના બ્રાહ્મણોનો (જેઓમાં બ્રાહ્મણત્વનો છાંટો પણ રહ્યો નથી તેઓનો) પણ સમાવેશ થયો છે. એમને કાઢી નાંખીએ તો બ્રાહ્મણોનો આંકડો ૩૪૩ આવે છે. આ આંકડો પણ વણિક્ વર્ગના આંકડા કરતાં ઘણો ઓછો છે. દ્રવ્યસંપત્તિ એ કેળવણી પ્રાપ્ત કરવા માટે કેવું આવશ્યક સાધન છે એ આ ઉપરથી જણાઈ આવશે.

સ્ત્રીકેળવણીની બાબતમાં, હિન્દુઓમાં જાતવાર દર હજારે નીચે પ્રમાણે આંકડા છેઃ—

| | | | |
|---|---|---|---|
| બ્રાહ્મણ. | ૨૭ | મરાઠા કણબી. | ·૧ |
| વણિક. | ૮૫ | લોહાણા. | ૬ |
| ભાટીઆ. | ૧૭ | કોળી. | ·૪ |
| લિંગાયત. | ૨ | ઢેડ. | ·૦૫ |
| પ્રભુ (પરભુ) | ૨૭ | મહાર. | ·૦૭ |
| મરાઠા. | ·૪ | | |

આ આંકડા પણ વણિક અને પ્રભુ એ બે જાત માટે ખાસ સન્તોષકારક છે. પ્રભુ વર્ગ અસલથી જ કેળવણી માટે પ્રસિદ્ધ છે—તેમાં પણ મુંબાઈ તળમાં એમની વસતી વિશેષ હોવાથી, સ્ત્રીકેળવણી ઉપર એમની પ્રીતિ વિશેષ ઉપજે એ સ્વાભાવિક છે.

મુસલમાનોમાં કેળવણીનો વિસ્તાર બીજી સઘળી કોમો કરતાં ઉતરતો છે. હિન્દુઓની હલકી વર્ણ કરતાં એમના આંકડા ચઢીઆતા નથી.

જૈન કોમમાં (જેને વસ્તીપત્રકમાં હિન્દુઓથી જૂદા ગણવામાં આવ્યા છે) કેળવણી હિન્દુઓ કરતાં પણ વધારે ફેલાએલી છે—પરન્તુ તેઓમાં ગુજરાત અને મારવાડના જૈનો જેઓ વેપારી છે તેઓના આંકડા જ ખાસ કરીને સંતોષકારક છે. દક્ષિણના જૈનો ઘણે ભાગે ખેતી ઉપર જીવે છે, અને તેઓ કેળવણીમાં આગળ પડતા નથી.

ક્રિશ્ચયનોમાં યુરોપિયનોનો તેમ જ નેટિવ ક્રિશ્ચયનોનો (અસલના રોમન કૅથોલિક અને હાલના તાજા પ્રોટેસ્ટંટોનો) સમાવેશ થાય છે. યુરોપિયનોની સંખ્યા ઘણીખરી કેળવાએલી છે, અને રોમન કૅથોલિક ક્રિશ્ચયનો દક્ષિણના ગરીબ લોકો પૈકી હોવાથી ઘણે ભાગે અભણ છે. નવા ક્રિશ્ચયનોની મ્હોટી સંખ્યા ખેડા અને દક્ષિણ અહમદનગર જિલ્લામાં આવેલી છે.

| હજારની વસ્તીમાં કેળવાએલાં નેટિવ ક્રિશ્ચયનની સંખ્યા આ પ્રમાણે છેઃ- | સ્ત્રીઓ | પુરુષો. |
|---|---|---|
| | ૩૬ | ૧૫૦ |
| ખેડા જિલ્લામાં. | ૬૬ | ૧૧૦ |
| અહમદનગર. | ૧૦૨ | ૧૭૫ |

પારસીઓ કેળવણીમાં સૌ કરતાં અગ્રસ્થાને છેઃ—

| કેળવાએલાં પારસીની સંખ્યા આ પ્રમાણે છેઃ— | સ્ત્રીઓ | પુરુષો. |
|---|---|---|
| મુંબાઇ શહેર | ૫૭૭ | ૬૭૪ |
| સુરત. | ૪૫૦ | ૫૭૬ |
| થાણા. | ૪૭૭ | ૬૦૫ |

આ આંકડા પારસી કોમને થોડું અભિમાન કરાવનારા નથી.

અત્યાર સુધી આપણે કાંઈ પણ લખતાં વાંચતાં આવડે એનું નામ કેળવણી—એ અર્થમાં કેળવાએલાં સ્ત્રીપુરુષોના આંકડા જોયા. હવે અંગ્રેજીના યોગ ઘણા સંસ્કાર પડ્યા હોય એવાં કેળવાએલાં સ્ત્રીપુરુષોની સંખ્યા તપાસીએ.

વસ્તી પત્રક વખતે, ઇલાકામાં અંગ્રેજી ભણેલાંની સંખ્યા ૧૬૩૦૦૦ જોવામાં આવે છે. એમાંનો લગભગ ચોથો ભાગ યુરોપિયનોનો છે. એમને બાદ કરતાં કોમવાર અંગ્રેજી ભણેલાંની સંખ્યા નીચે પ્રમાણે આવે છે.

| | |
|---|---|
| હિન્દુ. | ૭૮,૯૭૦ |
| પારસી. | ૨૦,૧૫૨ |
| મુસલમાન. | ૧૦,૫૨૪ |
| જૈન. | ૫,૦૩૬ |

હજારે અંગ્રેજી ભણેલાંની સંખ્યાઃ—

| | |
|---|---|
| પારસી | ૨૫૮ |
| ક્રિશ્ચન | ૨૦૯ |
| જૈન | ૯ |
| હિન્દુ | ૪ |
| મુસલમાન | ૨ |

અર્થાત્—ચાર પારસીમાં એક પારસી અંગ્રેજી ભણેલો; અને અઢીસો હિન્દુમાં એક હિન્દુ અંગ્રેજી ભણેલો! સ્ત્રીકેળવણીમાં ક્રિશ્ચનો સ્વાભાવિક રીતે સૌથી આગળ છેઃ પારસીઓમાં સેંકડે પાંચ ટકા સ્ત્રીઓ અંગ્રેજી ભણેલી છે, અને ક્રિશ્ચનોમાં સેંકડે છ ટકા આવે છે. જૈનમાં અંગ્રેજી ભણેલા (વસ્તીના પ્રમાણમાં) હિન્દુઓ કરતાં વધારે છે—પણ એ આંકડો પુરુષોની સંખ્યાને લીધે છે. એઓમાં અંગ્રેજી ભણેલી સ્ત્રીઓ ૫૮૫,૯૫૦ની વસ્તીમાં માત્ર ૩૪ છે!

હિન્દુઓની જાતો લઇએ તો—

| | હજાર દીઠ. |
|---|---|
| પ્રભુ (પરભુ) | ૧૫૬ |
| બ્રાહ્મણ | ૫૩ |
| વણિક્ | ૩૩ |
| લોહાણા | ૨૦ |
| ભાટીઆ | ૧૯ |

પ્રભુઓમાં અંગ્રેજી ભણેલી સ્ત્રીઓ હજારે આઠ આવે છેઃ બીજી જાતોમાં હજારે પૂરી એક પણ નથી!

કેળવણી ઉપર દેશના સઘળા અભ્યુદયનો આધાર છે. ઉપરના આંકડા જૂદી જૂદી કોમોના વર્તમાન અને ભવિષ્યના અભ્યુદય સંબન્ધે ચોક્સ અને ઉપયોગી પ્રકાશ આપે છે. આપણે જૂદી જૂદી કોમો અને જાતોના આગળપાછળપણા વિષે ઘણી અચોક્સ વાતો કરીએ છીએ—અને પાછળ પડેલી કોમ આગળ પડેલી કોમની અદેખાઈ પણ કરે છે. પરન્તુ જીવનયાત્રાના જયપરાજયનો ખરો ખુલાસો ઉપરના આંકડાથી બરાબર અને સંતોષકારક રીતે મળે છે. કેળવણીનો વિસ્તાર વધારવાની આપણે માથે કેવી ભારે જવાબદારી છે એનું પણ ભાન થાય છે.

---

# વિવેક અને અભેદ.

આપણા અનુભવમાં જે પદાર્થો—વસ્તુતઃ જૂદા છતાં-એકઠા થઈ ગએલા ભાસે છે; એને જૂદા પાડીને જોવા એનું નામ " વિવેક ". વેદાન્તશાસ્ત્ર-જેમાં ન્યાય સાંખ્ય આદિ સર્વે શાસ્ત્રો પરિસમાપ્તિ પામે છે—એમાં વિવેક બે પ્રકારનો વર્ણવ્યો છેઃ—

(૧) નિત્યાનિત્યવસ્તુવિવેક.

(૨) આત્મ-અનાત્મવિવેક.

હવે આ ઉભયનું સ્વરૂપ વિચારીએ. એ વિચારવા માટે, વિવેક પરત્વે જગતના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં કેવા કેવા સિદ્ધાન્તો ઉદ્‌ભવ્યા છે એ જોઇએ. અને છેવટે વિવેકની પાર જઈ અભેદ સિદ્ધાન્ત સ્થાપવા કેવા કેવા યત્નો થયા છે એ પણ અવલોકીએ.

## ( ૧. ) નિત્યાનિત્યવસ્તુ-વિવેક.

તત્ત્વજ્ઞાનનું બીજ.

મનુષ્ય અને અન્ય પ્રાણીઓમાં એક મુખ્ય ભેદ એ છે કે અન્ય પ્રાણીઓ માત્ર વર્તમાન ઉપર જ દૃષ્ટિ રાખી શકે છે, અને મનુષ્ય ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણેને પોતાની નજર આગળ સ્થાપી પોતાના હિતાહિતનો વિચાર કરી શકે છે. ઉદાહરણ તરીકે, ગાય આગળ ઘાસ નાંખશો તો જેટલું ઘાસ એની વર્તમાન ભૂખ શાન્ત કરવા માટે જોઇશે તેટલું બધું એ ખાઈ જશે—એથી એને બીજે દિવસે તદ્દન ભૂખ્યા રહેવું પડે એમ હશે તો પણ, એ દિવસ માટે કાંઈક ભૂખ્યા રહીને પણ થોડું રાખવું ઠીક છે એવો વિચાર એને આવી શકશે નહિ. પરન્તુ મનુષ્ય પોતાની વર્તમાન ભૂખને અર્ધ શાન્ત કરીને પણ બીજે દિવસે તદ્દન ભૂખે મરવું ન પડે એ માટે ગોઠવણ રાખશે. અર્થાત્ ક્ષુધાશાન્તિ રૂપી અનિત્ય સુખ સાથે જીવવા રૂપી ( પ્રમાણમાં ) નિત્ય સુખની સરખામણી કરવી એ મનુષ્યથી થઈ શકે છે, અન્ય પ્રાણીઓથી થઈ શકતું નથી.* મનુષ્યમાં જેઓને અધિક વિચારશક્તિ પ્રાપ્ત થઈ છે, એ આ જન્મના વિચારથી ન અટકતાં જન્માન્તરનો-પરજીવનનો વિચાર કરી શકે છે, અને એની સુખની અભિલાષા ઐહિક સુખમાં સમાપ્ત ન થતાં આમુષ્મિક—પરજીવનના, સ્વર્ગાદિકના—સુખને પણ લક્ષી શકે છે.

---

* કેટલાંક પ્રાણીઓમાં કાંઇક આવો વિચાર જોવામાં આવે છે ખરોઃ કીડીઓ કણ સંઘરે છે, અને કૂતરું રોટલો જમીનમાં દાટી મૂકે છે. પણ આ સહજ પ્રેરણા છે-જેમાંથી આગળ વધતાં મનુષ્યનો વિવેક પ્રકટ થાય છે. આ પ્રેરણાને અને વિવેકને તદ્દન અસંબદ્ધ માનવાનો ક્રિશ્ચન સંપ્રદાય ભૂલભરેલો છે. છતાં, મનુષ્યમાં અને અન્ય પ્રાણીઓમાં ઉપર જણાવ્યો છે તેવો વિવેકના વિકાસમાં ભેદ છે એ બાબત કોઇ ના પાડી શકશે નહિ.

પણ આ કરતાં અધિક વિચારશીલ મનુષ્યને વિચાર થયા વિના રહેતો નથી કે 'સુખની લીટી ગમે તેટલી લંબાવીએ, આ જન્મનાં જન્માન્તરનાં અને સ્વર્ગનાં સુખો એક એકમાં ઉમેરતા-અનુભવતા જઇએ તો પણ શું?—એ સુખો તો બધાં અનિત્ય છેઃ શ્રમ અને સુખ, સુખ અને શ્રમ એ ક્રમ હમેશાં ચાલ્યો જ જવાનો!—કોઈ એવું સુખ નથી કે જે નિત્ય હોય?—જે એક વખત પ્રાપ્ત કર્યા પછી સતત ચાલ્યાં જ કરે, જેમાં શ્રમનું—દુઃખનું લેશભાર પણ સંમિશ્રણ ન હોય?'

આમ એક તરફથી જેમ સુખાભિલાષા મનુષ્યને નિત્ય પદાર્થ તરફ દોરે છે, તેમ બીજી તરફથી સત્ય-જિજ્ઞાસા પણ એને આ અનિત્ય દેખાવોની પાછળ નિત્ય સત્ય શું છે એમ પ્રશ્ન પૂછાવી, એ નિત્ય પદાર્થની શોધમાં પ્રેરે છે. આ રીતે સુખાભિલાષા અને સત્યજિજ્ઞાસા ઉભય એને એક જ પ્રશ્ન ઉપર—'આ ક્ષણે ક્ષણે ફરતી ચિત્રાવળિના પટસ્થાને, આ અહર્નિશ ચાલતા વિશ્વચક્રના નાભિસ્થાને વિરાજતો નિત્ય પદાર્થ શો છે?' એ પ્રશ્ન ઉપર—લાવી મૂકે છે.

થેલ્સથી પ્લેટો.

આ પ્રશ્નના ઉત્તર આપણા દેશના તેમ જ ગ્રીસ વગેરે પશ્ચિમ દેશના તત્ત્વચિન્તકોએ અનેક રીતે આપ્યા છેઃ કેટલાકે વિચાર્યું કે જલ સર્વત્ર છે, વનસ્પતિ વગેરેની ઉત્પત્તિ અને વૃદ્ધિ જલ ઉપર આધાર રાખે છે, માટે જલ એ આ વિશ્વનું આદિકારણ—નિત્ય પદાર્થ—છે. આ જ પ્રમાણે, કેટલાકનો તર્ક તેજ ઉપર ગયો, કેટલાકનો વાયુ ઉપર, કેટલાકનો આકાશ ઉપર, અને કેટલાકનો પરમાણુ ઉપર અને પચમહાભૂત ઉપર ગયો. [ આ વિચારની **પ્રથમ** ભૂમિકા.]

પણ પૃથ્વી-જળ-તેજ-વાયુ-આકાશ-પરમાણુ એ સર્વે દૃશ્ય જગતના જ પેટામાં નથી પડતાં? એ દૃશ્ય જગતના વિશેષ માત્ર જ નથી? માટે, અનિત્ય-દૃશ્ય જગતની પાછળનો-પારનો નિત્ય અધિષ્ઠાનરૂપ પદાર્થ તે "સામાન્ય સત્" એમ કહેવું વધારે ઉચિત છે. આ રીતે, "સત્"—"સામાન્ય સત્"—એ જગતનું અધિષ્ઠાન-કારણ ઠર્યું. [ આ વિચારની **દ્વિતીય** ભૂમિકા. ]

આ અધિષ્ઠાન-કારણ અને એના દૃશ્ય વિવર્તો—એમાંથી કેટલાકે એકનો નિષેધ કર્યો, કેટલાકે બીજાનો કર્યો, અને કેટલાકે ઉભયને સ્વીકાર્યાં: હાલના *હર્બર્ટ* **સ્પેન્સર** વગેરે કેટલાક તત્ત્વચિન્તકો પરમ તત્ત્વને અજ્ઞેય માને છે એમ આ પ્રાચીનોએ માન્યું નથી. એમણે એ "સત્"ને જ્ઞેય માન્યુંઃ મનુષ્યમાં ઇન્દ્રિય અને બુદ્ધિ એવાં બે જ્ઞાનનાં દ્વાર માન્યાં, અને જગત્ ઇન્દ્રિયગ્રાહ્ય અને "સત્" બુદ્ધિગ્રાહ્ય, અતીન્દ્રિય—એમ વ્યવસ્થા કરી. જગત્ ઇન્દ્રિયગ્રાહ્ય અને "સત્" બુદ્ધિગ્રાહ્ય, અતીન્દ્રિય એમ વ્યવસ્થા કરી. તથા—ગ્રાહ્ય અને ગ્રાહક મળતાં હોવાં જોઇએ એ નિયમાનુસાર, જગત્ ઇન્દ્રિયગ્રાહ્ય માટે જડ, અને સત્ બુદ્ધિગ્રાહ્ય માટે વિજ્ઞાન રૂપ! એ બેમાં વિજ્ઞાન એ બિમ્બ, અને જડ એ પ્રતિબિમ્બ—એમ માન્યું. અને એ રીતે એક પ્રકારના અદ્વૈતવાદનો સ્વીકાર કર્યો. આ થેલ્સથી પ્લેટો પર્યન્તનો પશ્ચિમના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ થયો.

## ( ૨. ) આત્મ-અનાત્મ વિવેક.

પ્રાચીન તત્ત્વચિન્તકોને આ કરતાં—દૃશ્ય અને તદધિષ્ઠાનભૂત સત્‌ના વિવેક કરતાં—અધિક તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું ન હતું એમ તત્ત્વજ્ઞાનના ઇતિહાસકારો કહે છે.*

ડેકાર્ટ.

વિચારમાં આથી આગળ વધતાં, શંકા થાય છે કે આ દૃશ્ય અને સત્ સર્વ ભ્રાન્તિમાત્ર જ હોય એમ ન બને ? બને. ત્યારે તો સર્વ શૂન્ય જ થઇ રહ્યું, કાંઈ જ ન રહ્યું ! એમ થાય તો પણ શું ? પણ વસ્તુતઃ એમ થતું નથીઃ સર્વના નિષેધમાં નિષેધકર્તાનો નિષેધ આવતો નથી—વિષયમાત્રનો નિષેધ કર્યા છતાં, એક એવો પદાર્થ રહે છે કે જેનો નિષેધ બની જ શકતો નથી. એ પદાર્થ તે નિષેધકર્તા પોતે જ—આત્મા. શંકર ભગવાન એક સ્થળે કહે છે તેમ—

"य एव हि निराकर्ता तदेव हि तस्य स्वरूपम्"

"જે નિરાકર્તા એ જ એનું સ્વરૂપ."

આ ડેકાર્ટનું તત્ત્વજ્ઞાન, આ સમયથી પાશ્ચિમાત્ય તત્ત્વજ્ઞાનના અર્વાચીન યુગનો આરંભ, **આ આત્મ-અનાત્મ વિવેકનો** પશ્ચિમ દેશોમાં પ્રથમ પ્રકાશ. [આ વિચારની **તૃતીય** ભૂમિકા.]

ડેકાર્ટે આત્મા અને અનાત્મા યાને ચિત્ અને જડ એવા બે સ્વતન્ત્ર-અત્યન્તભિન્ન પદાર્થો માન્યા. પરન્તુ એ બેનો સંબન્ધ શો છે, શી રીતે થાય છે એનો એ ખુલાસો આપી શક્યો નહિઃ દ્વૈતીઓ એ ખુલાસો આપી શકતા જ નથી—આપણે ત્યાં નૈયાયિકો અને સાંખ્યો પણ એટલા જ કારણથી એ ખુલાસો આપી શક્યા નથી. ડેકાર્ટનો આત્મ-અનાત્મવિવેક છેવટ સુધી વિવેક જ રહ્યોઃ અભેદજ્ઞાનમાં એ પર્યવસાન પામી શક્યો નહિ.

## ( ૩. ) અભદ.

સ્પિનોઝા.

પશ્ચિમના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આગળ વધતાં,-ડેકાર્ટ પછી મહાન તત્ત્વજ્ઞાની **સ્પિનોઝા** આવે છે. સ્પિનોઝાએ ડેકાર્ટની માફક આત્મા-અનાત્માને-ચિત્ અને જડને—બે સ્વતન્ત્ર, અત્યન્તભિન્ન પદાર્થો ન માનતાં, બંનેને એકજ 'સામાન્ય સત્-' પદાર્થના વિશેષો-વિકારો-વિવર્તો માન્યા. પણ જેમ ડેકાર્ટના તત્ત્વજ્ઞાનમાં જડ ચિત્થી બહાર રહ્યું હતું-અનાત્મા આત્માથી અત્યન્તભિન્ન રહ્યો હતો-તેમ સ્પિનોઝાના તત્ત્વજ્ઞાનમાં 'સામાન્યસત્ 'પદાર્થ જડ અને ચિત્, આત્મા-અનાત્મા

---

* આ કહેલું આપણા તત્ત્વજ્ઞાનને લાગુ પડતું નથી. પ્લેટો માટે પણ એ સંપૂર્ણ સત્ય નથી એમ આ લેખકનું માનવું છે. હાલમાં પ્રો. સિજવિકનો ડૉ. માર્ટિનોના નીતિશાસ્ત્ર સંબન્ધે એક લેખ બહાર પડયો છે, એમાં આ વિચારને પુષ્ટિ મળી છે.

ઉભયથી બહાર રહ્યો: 'સામાન્ય સત્'માંથી જડ અને ચિત્ શી રીતે ફલિત થાય છે એનો ખુલાસો અપાયો નહિ.‡

ડેકાર્ટનું દ્વૈત ટાળવાનો સ્પિનોઝાનો પ્રયત્ન વ્યર્થ ગયો. જેમ ડેકાર્ટમાં છેવટ સુધી આત્મ-અનાત્મવિવેક કાયમ રહ્યો, તેમ સ્પિનોઝામાં આત્મ-અનાત્મવિવેકને અભેદજ્ઞાનમાં વિલય પમાડવા જતાં, એક પાસ સામાન્ય નિર્વિશેષ સત્ અને બીજી પાસ આત્મા અને અનાત્માનું યુગલ—એ બે વચ્ચે અણધાર્યો ભેદ ઉત્પન્ન થયો: ડેકાર્ટનું એક પ્રકારનું દ્વૈત, સ્પિનોઝાનું અન્ય પ્રકારનું દ્વૈત: પણ ઉભય દ્વૈત જ. [આ વિચારની ચતુર્થ ભૂમિકાનો દક્ષિણ ખંડ.]

બેકન.

જેમ યૂરોપનો અર્વાચીન આદ્ય તત્ત્વચિન્તક ડેકાર્ટ, તેમ ઈંગ્લંડનો અર્વાચીન આદ્ય તત્ત્વચિન્તક બેકન. પરન્તુ બંનેના તત્ત્વચિન્તનના માર્ગ જૂદા. જેમ ડેકાર્ટે શંકા-નિષેધ-થી આરંભ કર્યો, તેમ બેકને પણ કર્યો. પણ એકની શંકા આખા જગત્ પરત્વે હતી, બીજાની જગતના તે તે પદાર્થો પરત્વે હતી: આથી એકને વધારે ચોકસ ફિલસૂફીની જરૂર જણાઈ, બીજાને સ્વતન્ત્ર 'સાયન્સ'ની જરૂર જણાઈ. જેમ એકનો સિદ્ધાન્ત આત્મ-અનાત્મ વિવેકમાં આવી ઠર્યો, તેમ બીજાએ શ્રદ્ધા અને તર્કના પ્રદેશ વચ્ચે વિવેક કરવા આગ્રહ કર્યો. પરન્તુ એ વિવેક એથી આગળ વધીને જગત્ આખાના અસ્તિત્વ અને સ્વરૂપના વિચાર પર્યન્ત પહોંચ્યો નહિ. આથી આપણે જેને સંકુચિત અર્થમાં 'તત્ત્વજ્ઞાની' યા 'ફિલસૂફ' કહીએ છીએ એમાં બેકનની ગણના થતી નથી. તર્ક શ્રદ્ધાની શૃંખલાથી વિમુક્ત થયો કે તુરત પ્રશ્ન ઉઠ્યો: આ જગત્ વસ્તુસત્ છે? કે કેવલ ભ્રાન્તિજ છે? ડેકાર્ટને આ પ્રશ્ન થયો હતો અને એના ઉત્તરમાં એણે એમ ઠરાવ્યું હતું કે જગત્ કહેતાં 'અનાત્મા'—એ વસ્તુસત્ છે. ઇંગ્લંડમાં આ પ્રશ્નનો ઉત્તર લૉકે સૂક્ષ્મવિચારપૂર્વક આપવા

લૉક.

યત્ન કર્યો: એને જણાયું કે જગતના પદાર્થોમાં બે પ્રકારના ધર્મ છે—કેટલાક વસ્તુગત છે, હું હોઉં વા ન હોઉં પણ એ તો પદાર્થમાં છે જ છે: જેમ કે પરિમાણ, આકૃતિ વગેરે; બીજા મ્હારા ઉપર આધાર રાખી રહ્યા છે: જેમકે રૂપ, ગન્ધ વિગેરે. એકને પ્રધાન યા વસ્તુગત ધર્મ કહીએ અને બીજાને ગૌણ યા ઔપાધિક ધર્મ કહીએ. આપણે જેને જગત્ યા વિષય કહીએ છીએ એ આ ધર્મોનું જ બનેલું છે. આ ધર્મોની પાછળ ધર્મી હોવો જોઇએ. પણ આપણું જ્ઞાન તો માત્ર ધર્મોને જ વિષય કરે છે, ધર્મી સદા-સર્વદા અજ્ઞેય જ છે.

બાર્કલિ.

જે અજ્ઞેય જ છે એને 'છે' એટલું પણ શું કરવા કહેવું?' ધર્મ-ધર્મિરૂપ જગત-પદાર્થમાંથી અધિષ્ઠાનભૂત ધર્મી કાઢી નાંખ્યો એટલે ધર્મો માત્ર માનસિક આભાસ થઈ રહ્યા. અને ધર્મોમાંથી વસ્તુગત અને ઔપાધિક એ ભેદ ટળી ગયો. આ લૉક પછીનું બાર્કલિનું તત્ત્વજ્ઞાન.

‡ સાધારણ રીતે સ્પિનોઝાનું તત્ત્વજ્ઞાન આ પ્રમાણેજ સમજાવવામાં આવે છે. આ લેખકને આ સમજણની યથાર્થતા માટે કાંઇક શંકા છે.

બાર્કલિએ વિષયમાંથી અધિષ્ઠાન ઉડાવી દીધું, પણ જ્ઞાતાને–જ્ઞાનાધિષ્ઠાનને–કાયમ રાખ્યું. ડેકાર્ટનો અનાત્મા એક સ્વતન્ત્ર ધર્મી હતો, બાર્કલિનો અનાત્મા આત્મધર્મ થઈ રહ્યો. યદ્યપિ ડેકાર્ટનું આત્મા–અનાત્માનું દ્વૈત બાર્કલિના સિદ્ધાન્તમાં ન હતું, તથાપિ બાર્કલિના સિદ્ધાન્તમાં અનેક આત્મા, આત્માઓના ધર્મો અને એ ધર્મો ઉપજાવનાર એક પરમાત્મા એવાં અનેક તત્ત્વો કાયમ રહેલાં હતાં.

હ્યૂમ.

બાર્કલિ પછીનો અંગ્રેજ તત્ત્વચિન્તક હ્યૂમ. બાર્કલિએ જ્ઞેયમાંથી અધિષ્ઠાન ઉડાવી દીધું હતું, પણ જ્ઞાતામાં રાખ્યું હતું. આવો પક્ષપાત શા માટે જોઇએ ? બાહ્ય અને આન્તર સર્વ પદાર્થ ધર્મરૂપ જ, આભાસરૂપ જ છે–અધિષ્ઠાનનું અસ્તિત્વ માનવાની જરૂર જ શી ? આ દલીલને પરિણામે હ્યૂમના સિદ્ધાન્તમાં સકલ વિશ્વ, આત્મા અનાત્મા સર્વ, આભાસ માત્ર થઇ રહ્યું. સ્વયંપ્રકાશ આત્મદીપને નિષેધી, આભાસ માત્રને સ્વીકારનાર સિદ્ધાન્ત તે બૌદ્ધ વિજ્ઞાનવાદ, અર્ધ શૂન્યવાદ, એ વેદાન્તનો અદ્વૈતવાદ નહિ. બેકન અને લૉકથી શરૂ થએલો ઇંગ્લંડના તત્ત્વચિન્તનનો પ્રવાહ હ્યૂમમાં એની પરાકાષ્ઠાએ પહોંચ્યો. [ આ વિચારની ચતુર્થ ભૂમિકાનો પ્રથમ ખંડ. ]

કાન્ટ.

તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આગળ ચાલતાં મહાન નામ કાન્ટનું આવે છે. ડેકાર્ટ અને એના અનુયાયિઓએ—છેક વોલ્ફ નામના તત્ત્વજ્ઞ પર્યન્ત—માની લીધું હતું કે મનુષ્યબુદ્ધિ આ મહાન પ્રશ્નોનો ખુલાસો કરવા સમર્થ છે: સમર્થ છે કે નહિ એ પ્રશ્ન જ એમના મનમાં ઉઠયો નહતો એમ કહેવું વધારે ઉચિત છે. લૉક અને એના અનુયાયિઓએ–હ્યૂમ પર્યન્ત–એમ માની લીધું હતું કે મનુષ્યબુદ્ધિથી જે કાંઇ ઉપજે છે એ કલ્પનામાત્ર જ છે. ઉભય પક્ષમાં મનુષ્યબુદ્ધિની શક્તિ પરત્વે વિચારશૂન્યતાજ હતી. પૂર્વે કોઇએ નહિ ઉઠાવેલો એવો પ્રશ્ન કાન્ટે ઉઠાવ્યો: આ સર્વ આત્મા–અનાત્માની વાત તો ઠીક, જે કાંઈ છે અને દેખાય છે એમ કહેવાય છે એ આભાસ માત્ર છે એ વાત પણ ઠીક—પરન્તુ આ બાબત કોઇએ એ નિર્ણય કર્યો કે મનુષ્યબુદ્ધિની અમુક પદાર્થ છે યા નથી એમ કહેવા માટે જોઇતી શક્તિ છે કે નહિ ? અને છે તો તે કેટલી છે ? એકે શક્તિ માની લીધી અને બીજાએ શક્તિનો અભાવ માની લીધો !—પણ કોઇએ વિચારપૂર્વક શક્તિનું અસ્તિત્વ ઠરાવવા અને એનું માપ નક્કી કરવા યત્ન કર્યો નહિ. આપણે જેને અનાત્મા યાને દૃશ્ય જગત્ કહીએ છીએ એને જાણવાની આપણામાં શક્તિ છે કે નહિ ? છે તો કેટલી છે ? કેટલે દરજ્જે એ જગત્ આ શક્તિનું જ પરિણામ છે ? અને એ જગત્ સ્વતઃ છે એમ કહી શકાય કે નહિ ?—આવા આવા પ્રશ્નોએ કાન્ટના મગજને મથ્યું, અને એ ઉપર બુદ્ધિવડે રીતસર વિચાર કરતાં કાન્ટને જણાયું કે દૃશ્ય જગત્‌નું સ્વરૂપ–એનો આકાર—મ્હારા અન્તઃકરણથી જ નિર્માએલો છે, એનું તત્ત્વ–એનું સ્વતઃસિદ્ધ પોતાપણું–કાંઇક, અજ્ઞેય, અનિર્વચનીય છેઃ જેમ સંચામાં એક છેડે રૂ નાંખીએ એ બીજે છેડે કાપડરૂપે વણાઇને નીકળે, તેમ બહારથી કાંઇક આવી આપણા અન્તઃકરણમાં પડે છે, અને ત્યાં તે રૂપ–આકાર પામે છે. આ રીતે કાન્ટે આત્મ–અનાત્માના વિવેકથી ન અટકતાં, તેમ એ બંનેને નિરધિષ્ઠાન આભાસ માત્રમાં નિષેધી ન દેતાં, એ વિવેક અને એ નિષેધ બંનેની પાર

જઈ, અનાત્મા આત્માથી અત્યન્તભિન્ન નથી, તેમ અનાત્મા આત્માનો ધર્મસમૂહ જ નથી, પણ અનાત્માનું સ્વરૂપ–અનાત્માનો આકાર–આત્માનો બનેલો છે એવું લગભગ અદ્વૈત પ્રાપ્ત કર્યું. 'લગભગ' કહેવાનું કારણ એટલું જ કે અનાત્મા સર્વથા આત્માનો બનેલો છે એમ ન માનતાં, અનાત્માનો આકાર માત્ર આત્માથકી ઘડાએલો–આત્માનો બનેલો છે, અર્થાત્ આપણે જેને અનાત્મા વા દૃશ્ય જગત્ કહીએ છીએ એ તો જો કે આત્માનું બનેલું છે પણ એ દૃશ્ય જગતની પાર કાંઇક અનિર્વચનીય સ્વતઃસિદ્ધ પદાર્થ રહેલો છે કે જે આત્માના પ્રદેશની બહાર છેઃ આવો કાન્ટનો સિદ્ધાન્ત હતો. અર્થાત્ હજી પણ દ્વૈત રહ્યું, અનાત્મપદાર્થ સર્વથા વિલય ન પામ્યો, તેમ એના અસ્તિત્વનો વિચાર કે ખુલાસો પણ ન થયો. એકરસ અદ્વૈત ન થતાં, એ અદ્વૈતમાં કાંઇક વગરઓગળેલી કણી રહી ગઈ. પણ ડેકાર્ટ અને સ્પિનોઝા કરતાં, તેમ જ લૉક બાર્કલિ અને હ્યૂમ કરતાં કાન્ટે વિચારક્રમમાં એક પગલું આગળ ભર્યું એમાં તો સંદેહ નહિ જ. [કાન્ટનું તત્ત્વજ્ઞાન એ વિચારની પાંચમી ભૂમિકા.]

ફીશ્ટે.

કાન્ટની મુશીબતમાંથી મુક્ત થવા કેટલાકે, જેમકે ફીશ્ટેએ, અનાત્માને સર્વથા આત્માનો ઉપસ્થાપેલો માન્યો. આ વિચાર ખરેખર બહુ ભવ્ય લાગે છે. આખું જગત્ મનોવિલાસમાત્ર થઈ રહે છે! આવો જ વિચાર કાંઇક બાર્કલિએ પ્રતિપાદન કર્યો હતો. પણ બાર્કલિના સિદ્ધાન્તમાં આ મનોવિલાસ પરમાત્મા ઉપર આધાર રાખે છે, અને ફીશ્ટેના સિદ્ધાન્તમાં એ મનોવિલાસ આત્મામાંથી જ ઉદ્‌ભવે છે એટલે બાર્કલિ કરતાં ફીશ્ટેમાં અદ્વૈતવાદ વિશેષ છે. આ પ્રમાણે આત્મા–અનાત્માના વિવેકને બદલે અનાત્મા આત્માનો કલ્પેલો છે એવો એક પ્રકારનો અદ્વૈતસિદ્ધાન્ત પ્રાપ્ત થયો. ફીશ્ટેનું અદ્વૈત એ આપણો "દૃષ્ટિસૃષ્ટિવાદ" યા "એકજીવવાદ"* બની રહે છે. [આ વિચારની છઠ્ઠી ભૂમિકા.]

હેગલ

ફીશ્ટેનું તત્ત્વજ્ઞાન 'વાદ' 'સિદ્ધાન્ત' 'જ્ઞાન' એ નામને પણ પાત્ર નથી; 'વાદ,' 'સિદ્ધાન્ત,' 'જ્ઞાન' એ જ્ઞાતા ઉપરાંત જ્ઞાતા સાથે મૂળથી જ સાપેક્ષ સંબદ્ધ જ્ઞેય પદાર્થની અપેક્ષા કરે છે.'તમે' ન હો, 'આ' ન હોય, તો 'હું' પણ ન બને. 'હું' છે એવો 'હું'નો વાદ-સિદ્ધાન્ત સ્થાપવા જતાં જ 'તું'—'આ' આવીને ઉભું રહે છે. 'હું' અને 'આ' ઉભયના દ્વૈતમાં જ ખરું અદ્વૈત રહેલું છેઃ આ હેગલનો સિદ્ધાન્ત. [ આ વિચારની સાતમી ભૂમિકાનો દક્ષિણ ખંડ. ]

---

* આ લેખકના મતમાં 'એકજીવવાદ'નો એક જીવ તે કેટલાક વેદાન્તીઓ સમજે છે તેમ આ ન્હાનો સરખો 'હું' નહિ, પણ હિરણ્યગર્ભ ( Cosmic Soul ):—એમ અર્થ થવો ઘટે છે. અને આ માનવું મધુસૂદનસરસ્વતીકૃત 'અદ્વૈતસિદ્ધિ' જેવા આકરગ્રન્થના મનનપૂર્વક થયું છે. ફીશ્ટે પણ આ વિશાલ આત્માને જ અનાત્માનો ઉપસ્થાપક માને છે.

'એકજીવવાદ' અને 'દૃષ્ટિસૃષ્ટિવાદ' સંબદ્ધ છે.

હવે હ્યૂમના મુખ્ય વંશજો તરફ વળીએ. ઈંગ્લંડમાં હ્યૂમ પછી આગળ વધતાં જૉન સ્ટૂઅર્ટ મિલનું નામ આવે છે. મિલની ખ્યાતિ ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અને રાજ્ય-શાસ્ત્રમાં છે. તત્ત્વચિન્તક તરીકે તો એ હ્યૂમના સિદ્ધાન્તનો જ અવલંબ કરે છે. પરન્તુ એના તરફથી સ્હામા પક્ષને અપાતી કબૂલાત જાણવા જેવી છે. મિલ જ્ઞેય(ભાસ)સન્તાન અને જ્ઞાન(ભાન)સન્તાન એવા બે સન્તાન (પ્રવાહ) સ્વીકારે છે,—અને હ્યૂમને અનુસરી, એ સન્તાનોની પાછળ અધિષ્ઠાન—આલય (આશ્રય) માનવાનું કાંઈ જ કારણ નથી એમ કહે છે. પરન્તુ તે જ સાથે, 'ભાસ ઉપજાવવાની સ્થિર યોગ્યતા'નું અસ્તિત્વ સ્વીકારી એ યોગ્યતાના આશ્રયભૂત પદાર્થનું અસ્તિત્વ અજાણ્યે સ્વીકારી દે છે.

મિલ.

સિદ્ધાન્તહાનિ ઉત્પન્ન કરનારી આવી ભૂલ ફ્રેંચ વિદ્વાન કૉન્ટે કરતો નથી. આ ભાસમાન—દૃશ્ય—જગતની પાછળ અધિષ્ઠાન છે એ વાત એને કબૂલ નથી. જે છે તે આ દેખાય છે તે જ છેઃ એની પાછળ (અ-ષ્ઠાન) કાંઈ નથી, છે તો તે અજ્ઞેય હોઈ નથી જ; તેમ એની સ્હામે (દ્રષ્ટા) પણ કાંઈ ી. આત્મા પોતે પોતાને પોતાના ધર્મસહિત વા ધર્મરહિત જોઈ શકે એ અશક્ય છે, ણ કે એક જ પદાર્થ કર્તા અને કર્મ ઉભય કેમ હોઈ શકે? માટે આત્માને અને આની આન્તર સ્થિતિને વિષય કરતું માનસ શાસ્ત્ર સંભવતું નથીઃ શાસ્ત્રમાત્ર બાહ્યને જ વિષય છે. આ એક પ્રકારનું અદ્વૈત છે. પણ એ વેદાન્તનું અદ્વૈત નથી. આ અદ્વૈત અધિષ્ઠાનનો નિષેધ કરી, માત્ર પ્રત્યક્ષને જ સર્વસ્વ માનવામાં રહેલું છે, અને તેથી વેદાન્તના ાથી તદ્દન ઉલટું છે. વેદાન્ત અધિષ્ઠાનનું પ્રતિપાદન કરી દૃશ્યનો એક રીતે નિષેધ કરે ન્ટે દૃશ્ય માત્રને જ સ્વીકારી અધિષ્ઠાનને નિષેધે છે.

કૉન્ટે.

હયાત અંગ્રેજ તત્ત્વચિન્તક હર્બર્ટ સ્પેન્સરને અધિષ્ઠાનનો નિષેધ અયુક્ત લાગે છે. કાન્ટની માફક ભાસ અને ભાસમાન પદાર્થ એ બેનું દ્વૈત એ સ્વીકારે છે. ભાસ જ્ઞેય છે, ભાસમાન પદાર્થ અજ્ઞેય છે. એક જ્ઞેય હોઈ પરિ- છે, બીજું અજ્ઞેય હોઈ અપરિચ્છિન્ન છે. એક સાપાધિક છે, બીજું નિરુપાધિક છે. ચારની સાતમી ભૂમિકાનો વામ ખંડ.]

પેન્સર.

શ્ચિમનું તત્ત્વજ્ઞાન આ કરતાં આગળ વધ્યું નથી. આજકાલ પશ્ચિમમાં બે સિદ્ધાન્ત સામ્રાજ્ય ભોગવે છેઃ સ્પેન્સરનો અજ્ઞેયતાવાદ, અને હેગલનો વિશિષ્ટાદ્વૈતવાદ.

શાંકરવેદાન્ત.

શાંકર વેદાન્ત જોડે સરખાવતાં, સ્પેન્સરનો સિદ્ધાન્ત ખામી ભરેલો લાગે છે. સ્પેન્સરના સિદ્ધાન્તમાં શાંકરવેદાન્તનું "नेति नेति"નું સત્ય આવ્યું છે, પણ "तत्त्वमसि" અને "सत्यं ज्ञानमनन्तं"નું રહસ્ય દૂર રહી ગયું છે. સ્પેન્સર પરમતત્ત્વને અજ્ઞેય માનવામાં 'સત્' અને 'ચિત્'ને છૂટાં પાડે છે—એમનું દ્વૈત કરે છે. એમ કરવામાં દોષ એ રહેલો છે કે એ રીતે 'સત્' અને 'ચિત્' બેમાંથી એકે સિદ્ધ થતું નથી. બંનેની સ્વરૂપહાનિ—નાશ થાય છેઃ જે સત્ ચિત્‌માં પ્રકાશતું નથી એ અન્ધકાર અને શૂન્યતાથી

થયેલ હોઈ સત્ ગણાવા યોગ્ય નથી; અને જે 'ચિત્' 'સત્'ને પ્રકટાવતું નથી. એ પ્રકાશરૂપ ચૈતન્યધર્મથી રહિત છે, અને નિઃસત્ત્વ હોઈ ખાલી–શૂન્ય છે. 'સત્' અને 'ચિત્'ને એકવાર એક એકથી જૂદાં સંભાળ્યાં તો તે પછી હમેશાં જૂદાં જ રહેવાનાંઃ એમનો સંબન્ધ અશક્ય જ થવાનો. જૂદા પદાર્થોનો સંબન્ધ તે સંયોગ, અને સંયોગ તો જડનો જ બને, ચિત્નો ન બને. માટે 'સત્'અને 'ચિત્'ને જૂદાં માન્યાં કે તત્ત્વજ્ઞાનની એક મ્હોટામાં મ્હોટી વૃથા મુશીબત ઉપજી. વસ્તુતઃ 'સત્' અને 'ચિત્' એક બીજામાં સમાએલાં છે એમ માનવાથી વસ્તુસ્થિતિને અનુસરાય છે, અને તે જ સાથે વૃથા મુશીબત ઉપજતી અટકે છે.

આ ખામીથી—સત્ અને ચિત્ના દ્વૈતની ખામીથી—હેગલનું તત્ત્વજ્ઞાન મુક્ત છે. બલ્કે એ એવું અદ્વૈત પ્રતિપાદન કરવું એ જ એના સિદ્ધાન્તનું પરમ તાત્પર્ય છે.

આત્મા–અનાત્મા યા ચિત્–અચિત્, અને ઉભયથી પર હોઈ ઉભયમાં અનુસ્યૂત પરમાત્મા, એ અદ્વૈત–તત્ત્વત્રયનો સ્વીકાર એ હેગલનો સિદ્ધાન્ત આજકાલ માન પામતો સિદ્ધાન્ત છે. પરન્તુ શાંકરસિદ્ધાન્તને તત્ત્વજ્ઞાનનું શિખર માનનાર આ લેખકને હેગલના સિદ્ધાન્તમાં એક મ્હોટી અસંગતિ લાગેછેઃ હેગલ પરમ તત્ત્વને વિશેષાતીત–વિશેષ થકી પર (Absolute) માને છે, તે જ સાથે એને વિશેષમાં અનુસ્યૂત–સવિશેષ પણ માને છે, અને વળી એ વિશેષોને સત્ય માને છે. વિશેષોની અને વિશેષાતીત પદાર્થની સત્તા સમાન નથી એ હેગલ-સિદ્ધાન્તવાળા કબૂલ કરે છે; એકની સત્તા ઉતરતી છે, અને બીજાની ચઢીઆતી છે એમ કહે છે. પરંતુ સત્તાના ચઢતા–ઉતરતાપણાનો શો અર્થ થાય છે એ સંબંધે તેઓ વિચાર કરતા નથી. ઉતરતી સત્તાનો અર્થ જ એ થાય છે કે ચઢીઆતી સત્તા આગળ એનું મિથ્યાત્વ સિદ્ધ છે—ચઢીઆતું દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત થતાં ઉતરતા દૃષ્ટિબિન્દુને અવકાશ જ રહેતો નથી. હેગલ જેને Absolute યા પર દૃષ્ટિબિન્દુ કહે છે, એ જ્ઞાતા (Subject) અને જ્ઞેય (Object) નાં દૃષ્ટિબિન્દુનો સરવાળો નથી, પણ બંનેના સમન્વયમાંથી પ્રસક્ષ થઈ આવતા પર પદાર્થનું દૃષ્ટિબિન્દુ છેઃ અર્થાત્ ત્રણે દૃષ્ટિબિન્દુ સરખી રીતે 'છે' કહી શકાય એમ નથીઃ નીચેનાં દૃષ્ટિબિન્દુઓ ઉચ્ચ દૃષ્ટિબિન્દુમાં સમાઈ જાય છે. જેમકે મત્સ્યમાંથી ક્રમે ક્રમે મનુષ્યની ઉત્પત્તિ થઈ છેઃ ત્યાં મત્સ્યનું દૃષ્ટિબિન્દુ અને મનુષ્યનું દૃષ્ટિબિન્દુ બંને સરખી રીતે ખરાં નથીઃ મનુષ્યનું દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત થતાં મત્સ્યનું દૃષ્ટિબિન્દુ મિથ્યા બને છે. માટે શંકરાચાર્ય બ્રહ્મને વિશેષાતીત માને છે, વિશેષોમાં અનુસ્યૂત પણ માને છે, પણ વિશેષોને મિથ્યા માની બ્રહ્મની નિર્વિશેષતાને અબાધિત સ્થાપે છે. બે તત્ત્વ થકી પર તૃતીય તત્ત્વ શોધી કાઢવાનું પ્રયોજન જ એ છે કે બંને તત્ત્વના દૃષ્ટિબિન્દુને ખોટાં સમજી ઉચ્ચતર–તૃતીય–દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત કરવું. જગતને સત્ય માનીને ચાલનાર જેટલી ભૂલ કરે છે, તેટલી જીવને એકલાને સત્ય માનીને ચાલનાર પણ ભૂલ કરે છે. એકનું જીવન ઐહિકતાથી દૂષિત છે, બીજાનું મનોરાજ્ય માત્ર છે. બંને દૃષ્ટિ-બિન્દુનો સમન્વય ઉચ્ચતર ભૂમિકાએ ચઢયા વિના અશક્ય છે. અને એ ભૂમિકાએ ચઢયા, એટલે નીચેનાં બંને દૃષ્ટિબિન્દુઓ અપૂર્ણ અને અર્થાત્ ભ્રમાત્મક સિદ્ધ થયાં. આ શંકરાચાર્યનો માયાવાદ. [ આ વિચારનું **પરમ** શિખર–પાશ્ચિમાત્ય તત્ત્વજ્ઞાનની **ભવિષ્યની** અન્તિમ ભૂમિકા.]

---

# મનુષ્ય.

( એક મહાત્માના લેખ ઉપરથી. )

બધાં મનુષ્યો પોતાનાં આન્તરોમાં જીવે છે; અને જીવો પૃથ્વી ઉપર પાર્થિવ શરીરથી આચ્છાદિત થઇને વસે છે. શરીર સર્વાંશે જીવના વિચારને તથા તેના રાગના નિર્ણયને અધીન છે; કારણ કે જીવ ચેતન હોઇને વિધાયક તથા શરીર જડ હોઇને વિધેય છે. વળી પાર્થિવ શરીરના ત્યાગ પછી પણ પૃથ્વી પરના રૂપને મળતા અમુક રૂપમાં જ મનુષ્ય રહેછે.

મનુષ્ય એવી રીતે સૃજાયેલો છે, કે તે એક જ કાલે સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને સૃષ્ટિમાં રહી શકે છે. સૂક્ષ્મ સૃષ્ટિ દેવોનું રહેઠાણ છે, તથા સ્થૂલ સૃષ્ટિ મનુષ્યોનું; અને એવી રીતે સૃજાયેલો હોવાથી તે એક આન્તર અને એક બાહ્યથી સમ્પન્ન છે—જે વડે એ સૂક્ષ્મ સૃષ્ટિમાં છે તે આન્તર, અને જે વડે સ્થૂલ સૃષ્ટિમાં છે તે બાહ્ય. તેનું આન્તર છે, તેજ આન્તર મનુષ્ય કહેવાય છે, અને તેનું બાહ્ય છે તેજ બાહ્ય મનુષ્ય.

મનુષ્ય જીવન નથી, પણ ઈશ્વરમાંથી જીવનનો ગ્રાહક છે. સાધારણ રીતે એમ મનાય છે, કે જીવન મનુષ્યમાં છે, અને તેનું પોતાનું છે; એટલે કે તે જીવનનો ગ્રાહક માત્ર નહીં, પણ ખરેખરૂં જીવન છે. આ સાધારણ મતિ આભાસ ઉપર સ્થપાયેલી છે; કારણ કે મનુષ્ય જાણે કે પોતાની મેળે જીવતો હોય તેમ જીવે છે. અર્થાત્ એ રીતે જ તેને લાગે છે, તે વિચારે છે, બોલે છે તથા કર્મ કરે છે. પણ જે અનન્ત છે તે સાન્ત સિવાય ઈતર કંઈ સૃજી શકે જ કેમ? મનુષ્ય માત્ર એક રૂપ છે, કે જેને અનન્ત પોતાના જીવનથી જીવન્ત કરે છે.

મનુષ્ય જીવનનું એક પાત્ર છે: ઇશ્વર જ કેવલ જીવન છે. ઈશ્વર તે પાત્રમાં અને તેના બધા ભાગોમાં જીવન પ્રેરે છે, જેમ સૂર્ય દરેક ઝાડમાં અને તેના બધા ભાગોમાં પોતાનો તાપ પ્રેરે છે તે રીતે. તથા ઇશ્વર મનુષ્યને એવી લાગણી આપે છે કે તેની પોતાની અન્દરનું જીવન તેનું પોતાનું છે. મનુષ્યને આવી લાગણી થાય, એવી ઈશ્વરેચ્છા એટલા માટે છે, કે તે જાણે પોતાની મેળે અધિકારના નિયમો પ્રમાણે જીવે અને આ પ્રમાણે ઇશ્વરનો સ્નેહ ગ્રહવા માટે પોતાને ઘટિત કરે. છતાં ઇશ્વર જાણે કે તુલા ઉપરના સીધા કાંટાને અતિ પડતો બચાવવા આંગળી રાખે છે; અને તોપણ તે કદાપિ બલાત્કારથી મનુષ્યના મુક્ત નિર્ણયનને હાનિ કરતો નથી. મનુષ્યનું નિર્ણયન મુક્ત છે, તે એટલા માટે ભોગવાતું જીવન તેનું પોતાનું છે એવી તેને લાગણી છે.

મનુષ્યનું ખરૂં જીવન તેનો સ્નેહ છે; અને જેવો સ્નેહ હોય છે તેવું જ જીવન અને તેવો જ આખો મનુષ્ય હોય છે. પણ આ શાસક અથવા નિયામક સ્નેહના સમ્બન્ધમાં સમજવાનું છે; કારણ કે તે સ્નેહ મનુષ્યના ગુણોને નિર્ણીત કરે છે. તે સ્નેહને બીજા ઘણા સહાયકો છે, જેમને તેના સન્તાન સમજવા.

મનુષ્યને સ્નેહની સત્તાની ખબર છે, પણ પ્રકૃતિની નથી. તેને સ્નેહની સત્તાની ખબર છે, કારણ કે એ શબ્દ સાધારણ વાતચિતમાં વપરાય છે. છતાં જો કે "સ્નેહ" શબ્દ મનુષ્ય મનુષ્યોનાં વદનમાં એટલો સાર્વત્રિક છે, તથાપિ સ્નેહ શું છે એ ભાગ્યે જ કોઈ જાણે છે. તેના ઉપર મનન કરતાં તે સમ્બન્ધી વિચારની કશી કલ્પના રૂપી ન શકવાને લીધે કોઇ એમ કહે છે, કે એ કશી વસ્તુ નથી, અથવા તો એવી કંઇક વસ્તુ છે, કે જે દષ્ટિ, શ્રુતિ, લાગણી અને વાતચિત દ્વારા વહીને તેને અનુભૂત થાય છે. મનુષ્ય એ હકીકતથી કેવલ અજ્ઞાત છે, કે સ્નેહ તેનું ખરૂં જીવન છે. અને તે આખા શરીરનું તથા બધા વિચારોનું સામાન્ય જીવન માત્ર નહીં, પણ તેમના તમામ વિશેષોનું સુદ્ધાં જીવન છે. કોઈ પણ સુજ્ઞ મનુષ્ય નીચેના પ્રશ્નોમાંથી તે સમજી શકે. કોઈપણ વિષયમાંથી તમે સ્નેહનો રાગ લઈ લો, તો તમે તેમાં વિચારી શકશો ? જે પ્રમાણમાં રાગ, કે જે સ્નેહનો છે તે, થંડો થાય છે, તે પ્રમાણમાં વિચાર, વચન અને કર્મ પણ થંડાં થતાં નથી? અને જે પ્રમાણમાં રાગ ગરમ થાય છે, તે પ્રમાણમાં તેઓ પણ ગરમ થતાં નથી ? પણ સુજ્ઞો આ સમજે છે, એ સ્નેહ મનુષ્યનું જીવન છે એવા જ્ઞાનમાંથી નથી, પણ ઉપલી હકીકતના અનુભવમાંથી.

એ સુવિજ્ઞાત છે, કે મનુષ્યમાં અને દરેક પ્રાણીમાં જીવનની ઉષ્મા છે, પણ તેનું કારણ જણાયેલું નથી. દરેક મનુષ્ય તે સમ્બન્ધી અટકળથી બોલે છે. તેટલા માટે જેમને આધિભૌતિક વસ્તુઓના આધિદૈવિક વસ્તુઓ સાથેના સમરૂપનું કશું જ્ઞાન નથી, તેઓ સૂર્યના તાપને જેના કારણત્વનો આરોપ કરે છે, અથવા પરમાણુઓની પ્રવૃત્તિને, કે જીવનને પોતાને; પણ જીવન શું છે તે જાણતા ન હોવાથી આટલું કહેવા માત્રથી આગળ તેઓ વધી શકતા નથી. પણ જે કોઇ સ્નેહ અને તેના રાગોના હૃદય અને તેના ઉપકારકો સાથેના સમરૂપને જાણે છે, તે જાણી શકે, કે સ્નેહ જીવનની ઉષ્માનું કારણ છે સ્નેહ તાપ તરીકે ચેતન સૂર્યમાંથી પ્રસરે છે, અને દેવો સુદ્ધાં તેને તાપ તરીકે અનુભવે છે. આ ચેતન તાપ, જે તત્ત્વતઃ સ્નેહ છે તે, સમરૂપ દ્વારા હૃદય અને રુધિરમાં વહીને તેને ઉષ્મા આપે છે તથા સાથે સાથે તેને જીવન્ત કરે છે. મનુષ્ય પોતાના સ્નેહ પ્રમાણે અને તેની કોટિમાં તમ અને જાણે કે જ્વલિત થાય છે, તથા સ્નેહના ઓટ પ્રમાણે મંદ અને થંડો થાય છે, એ હકીકત સુવિજ્ઞાત છે, કારણ કે તે લાગે છે, અને દેખાય છે; એ આખા શરીરના તાપમાંથી લાગે છે, અને ચહેરાની રક્તાશમાંથી દેખાય છે. અને બીજી તરફ જોતાં તેનો અભાવ શરીરના શૈત્યમાંથી લાગે છે, અને ચહેરાની ફિક્કાશમાંથી દેખાય છે.

कान्त.

---

# ગુર્જરસાક્ષર જયન્તી.

## ૨.

### અખો અને તેનું કાવ્ય.

ગુર્જરી ભાષાના અભ્યાસકોને અખાનું નામ અજાણ્યું હોવું સંભવતું નથી, પણ આજ સુધી ચાલેલી ઉંચી કેલવણીની પદ્ધતિની શોચનીય અસર એ થઈ છે કે પ્રત્યેક કેળવાયલો વિદ્યાર્થી મિલ્ટન, શેક્સપીઅર, વર્ડ્સવર્થ, શેલી આદિ અંગ્રેજી કવિ અને તેનાં કાવ્યોના રહસ્યોમાં જેટલો પ્રવીણ હોય છે તેટલો પોતાની માતૃભાષાના ઉત્તમ સાક્ષરોની કૃતિથી પરિચિત હોતો નથી. આપણો સ્ત્રીવર્ગ આપણા ગુર્જર કવિઓની કૃતિથી જેટલો જાણીતો છે એટલો નવી પદ્ધતિથી કેળવાયલો યુવક જાણીતો નથી. આથી આપણી ગુર્જર પ્રજાની સાંસારિક ઉન્નતિમાં સ્ત્રીપુરુષના ભાવ અને વિચારના સંમેલનની જે અગત્ય છે એ આ માતૃભાષાની ઉપેક્ષાને લીધે પૂરી પડતી નથી. અલ્પ સમય થયાં આ પ્રકારનું સ્વરૂપ સહજ બદલાતું આવ્યું છે. માતૃભાષાની ઉપાસના થવાનાં ચિહ્નો સર્વત્ર જણાવા લાગ્યાં છે; પ્રાચીન ગુર્જર કવિની કૃતિઓ પરીક્ષકવૃત્તિથી હવે અવલોકાવા માંડી છે; સ્વભાષામાં નવીન વિચારોને સ્વતંત્ર રીતે ઉતારવાના પ્રયત્નો થયા છે; અને આપણી વિશ્વવિદ્યાલયમાં પણ એમ. એ. ની સર્વોત્તમ પરીક્ષામાં આપણી માતૃભાષાના અભ્યાસને સંસ્કૃત ફારસી આદિ પ્રૌઢ ભાષાનું સમાન સ્થાન આપવામાં આવ્યું છે.

સર્વ ભાષામાં ગદ્ય કરતાં પદ્યનો આરંભ પ્રથમ થયલો હોય છે અને તે જ ન્યાયે આપણી ગુર્જરી ભાષામાં પણ કાવ્યોથી પ્રતીતિ પ્રથમ થયલી છે. ગુજરાતી કાવ્યના વિકાસક્રમનાં ત્રણ પગથીઆં છે. (૧) પ્રાચીન કાવ્યઃ જેની સાદી શોભા આદિ કવિ નરસિંહ મ્હેતામાં, ભક્ત કવિ વિષ્ણુદાસ તથા ભાલણમાં, અને કેટલાક જૈની કવિઓમાં ઝળકે છે. (૨) મધ્યકાલીન કાવ્ય : જેમાં કથારસમાં નિપુણ સામળ, સર્વરસચતુર પ્રેમાનંદ, તત્ત્વવિચારમાં કુશળ અખો, ભોજો, ધીરો, તથા પ્રીતમ, અને શ્રૃંગારરસિક દયારામની કૃતિઓ

'ધી સોશીઅલ ઍન્ડ લિટરરી એસોસિએશન' તરફથી ઉજવાતી જયંતીઓમાંની બીજી જયંતી વેળા આ નિબંધ વંચાયો હતો. પ્રથમ જયંતી વખતે તિથિ નક્કી કરવાનો નિયમ જણાવ્યો હતો. તે મુજબ 'અખેગીતા' માંથી મળી આવેલી 'રામનવમી' ની તિથિએ જયંતી પાળવા વિચાર હતો. પરંતુ કેટલાક કારણસર તેમ થઈ શક્યું નહોવાથી આષાઢ સુદ ૮ ને ગુરુવારે 'ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટયુટ' માં મેળાવડો રા. રા. રમણભાઈ મહિપતરામના પ્રમુખપદ નીચે મળ્યો હતો.

"ગુર્જર સાક્ષર જયન્તી"ની સઘળી લેખમાળા આ પત્રમાં પ્રસિદ્ધ કરવા માટે એસોસિએશનના પ્રમુખે અને મન્ત્રીએ અમને જે ખાસ અનુકૂળતા કરી આપી છે એ માટે એમનો, તેમ જ તે તે લેખોના વિદ્વાન કર્તાઓનો, અમે ઉપકાર માનીએ છીએ.

તન્ત્રી.

પ્રધાનપદ ભોગવે છે. (૩) અર્વાચીન કાવ્યનો આરંભ કવિ દલપતરામથી થાય છે. આ છેલ્લા સમયમાં પશ્ચિમના વિચારોની છાયાની સંક્રાન્તિ થયલી અનુભવાય છે, અને તેની સાથે આપણી વૃદ્ધ માતૃભાષા સંસ્કૃતના અભ્યાસના ફલ રૂપે વાણીની વિશુદ્ધિ પણ અધિક પ્રવેશ પામેલી જણાય છે. આ સમયના કેટલાક તારાઓ નર્મદાશંકર, બાલાશંકર, આદિ અસ્ત થયા છે, અને ક્ષિતિજ ઉપર અન્ય ઝળકે પણ છે.

ઇંગ્રેજી ભાષાના અભ્યાસથી જાગૃત થતા નવીન વિચારોનો અનુગમ જેમાં નથી તેમ છતાં વિચારસ્વાતંત્ર્ય જેમાં અધિક સ્ફુરે છે એવા મધ્યકાલીન કવિઓમાંના અખાની ગુજરાતી ભાષામાં જે ચમત્કૃતિ છે તે અન્યમાં નથી. ગુજરાતના સાક્ષરોની જયંતી કરવાના ઉત્સાહવાળા મંડળના પ્રશસ્ય પ્રયત્નને ધન્યવાદ આપી આપણે આ અખાની ચૈત્ર શુદ નવમીના જયંતીના મંગલ દિવસે તે વિચારશીલ કવિની કૃતિના અવલોકનમાં તેની આધ્યાત્મિક અવિનાશી મૂર્તિને નમન કરીશું.

અમદાવાદમાં ખાડીઆમાં સોનીની વ્યવહારકુટિલ ગણાતી નાતમાં આશરે સને ૧૬૧૯ માં જન્મ પામનાર આ કવિ હાલની પદ્ધતિ પ્રમાણે શાળાની કેલવણીમાં સંસ્કાર પામેલો નહતો, તો પણ ધર્મ તથા નીતિનું બલ સ્વભાવસિદ્ધ હોવાને લીધે, રૂઢ કુટિલતા અને પ્રપંચ પ્રતિ તેને તિરસ્કાર થયો, અને પોતાનું સાદું ધાર્મિક જીવન મહાત્માના સંગના પ્રભાવથી એટલું તો નિર્દર્શનરૂપ તે કરી શક્યો કે બ્રાહ્મણાદિક ઉંચી વર્ણના વિદ્વાનોના વિચાર તથા આચાર તેના આગળ ઝાંખા પડ્યા. સાંપ્રદાયિક ધર્મોની અવનતિ એની સૂક્ષ્મ નજરમાં સત્વર જણાઈ આવી, અને શુદ્ધ વેદાંતશાસ્ત્રના સ્વતંત્ર વિચારનો આશ્રય કરી તેનું મનન કર્યું. અને તેના ફલ રૂપે ગુજરાતી ભાષામાં ઘણા માર્મિક છપ્પા લખી ભાષાના સાહિત્યમાં વધારો કર્યો.

અખાને કવિ ગણવો, ભક્ત ગણવો, તત્ત્વવિચારક ગણવો, કે તત્ત્વજ્ઞ ગણવો એ સબંધમાં ઘણા મતભેદ પરીક્ષકની વૃત્તિના ભેદથી હોવા સંભવે છે. જેઓ શબ્દ તથા અર્થના અલંકારમાં જ કાવ્યનો આત્મા આવી ઠર્યો એમ માને છે તેમને અખો કવિરૂપે લાગવાનો નહિ. પણ નિર્દોષ શબ્દ વડે કોઈ પણ અંગી રસની નિષ્પત્તિ કરવામાં કાવ્યનું રહસ્ય રહ્યું છે એવું જેઓ માને છે તેને તો અખો નિઃસંશય કવિ રૂપે ભાસવાનો. જે રસની નિષ્પત્તિ કરવાનો આશય હોય તે રસની નિષ્પત્તિ થવા સારૂ જે શબ્દનું, અર્થનું, વર્ણનું, ભાવનું ઔચિત્ય જોઇએ તે ઔચિત્ય જેમાં સ્ફુરે છે તે શબ્દરચના જ કાવ્ય છે, અને તેવા ઔચિત્યવાળી જ અખાની રચના છે એમ પ્રત્યેક વિચારકને જણાશે. આ ઔચિત્યને કાવ્યનો આત્મા ગણી વેદકાલીન મંત્રદ્રષ્ટાને પણ કવિ કહેવાની પ્રથા સંસ્કૃત ભાષામાં ચાલે છે; કેમકે તેઓ 'ક્રાંતદર્શી' એટલે વિશ્વદ્રષ્ટિવાળા હતા. અખાને પોતાને પણ રૂઢ અર્થમાં ગણાતા કવિ તરીકે ગણાવાની વૃત્તિ હતી નહિ. "જ્ઞાનિની કવિતા ન ગણીશ"—એવું માનનાર અખાની દૃષ્ટિમાં, જે શબ્દરચનાથી હેયોપાદેયરહિત અર્થાત્ ત્યજવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્ય જેમાં કાંઈ રહ્યું નથી એવું અખંડ પરમાત્મતત્ત્વ સમજાય, તે શબ્દરચના જ કાવ્ય હતી:—

"અખો શું કવિતાપણું કરે, જે વાત કશી ન પોંચે શરે;
"કે લેવું કે મુકવું કહે, તે તો ત્યાં આઘેરૂં રહે.
"એવું કવતાં આવે લાજ, સમજ્યા સરખો છે મહારાજ;
"ઉકેલ પડે તે જોડ્યું ખરૂં, જેણે જીવપણું જાયે પરૂં.
"બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌ કો ગાય;
"અખા અર્થસહિત કેજે સાર, નાચે પૂત તવ લાજે માત."

(આત્મલક્ષ અંગ.)

અખાના ઉપરના વિચારમાં ઘણો ઉંડો અર્થ રહ્યો છે. જે કાવ્યથી માત્ર સાંસારિક રસનો અનુભવ થાય છે, પણ અંતઃકરણમાં બોધની છાયા પડતી નથી તે કાવ્ય પ્રજાની નૈતિક ઉન્નતિમાં કાંઈ પણ ઉપયોગનાં નથી. જેમ વસ્ત્રાલંકારમાં વનિતાનું સૌંદર્ય નથી પણ તેનાં અંગ-ઉપાંગોમાં ઝળકતા લાવણ્યમાં જ સૌંદર્ય છે તેમ શબ્દ તથા અર્થના અલંકારમાં કાવ્યનું કાવ્યત્વ નથી પણ શબ્દાર્થને પડદે રહેલા બોધમય રસમાં કાવ્યત્વ છે, વળી જેમ નગ્નતામાં સૌંદર્ય નથી, તેમ કઠોર વાણી અને અર્થમાં કાવ્યત્વ નથી. શબ્દાર્થ બોધરૂપ રસના ઉપકારક છે, પણ બોધ વિના શબ્દાર્થનું વૈચિત્ર્ય શબને અલંકૃત કરવા જેવું છે. વિલક્ષણ શબ્દાર્થની રચનાથી બોધ ધ્વનિત થવો એમાં જ કાવ્યનું રહસ્ય છે, નહિ કે કથા માંડી આમ કરવું જોઇએ તેમ કરવું જોઇએ એવો સ્પષ્ટ ઉપદેશ કરવા બેસવું. આ કારણથી જ કાવ્યદ્વારા બોધ આપવાની શૈલી અલંકારશાસ્ત્રકારોને વધારે સમ્મત છે. અને કાવ્યના પ્રયોજનોનું વર્ણન કરતાં મમ્મટાચાર્ય—कान्तासंमिततयोपदेशयुजे—એમ કહી કાન્તાની પેઠે મધુર ઉપદેશ આપનાર કાવ્ય છે એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે.

આ પ્રકારની વિદગ્ધ વાણીદ્વારા બોધરૂપ શાંત રસને પ્રકટ કરવામાં અખો અતિશય કુશળ છે. આ રસ પ્રકટ કરવામાં શબ્દરચના તરીકે અખાએ છપ્પાને પસંદ કર્યા છે, સરળ અને હૃદયભેદક માર્મિક વાણીનો આશ્રય કર્યો છે, અને પ્રૌઢ સંસ્કૃત ભાષામાં જે ગહન તત્ત્વવિચારો છે તે ગુજરાતીમાં પ્રસાદમય શૈલીથી ઉતારવા પ્રયત્ન કર્યો છે. આ શ્રેણીમાં તે કેટલે અંશે સફલ થયો તે આપણે એના કાવ્યની પરીક્ષા કરતાં જોઇશું.

બોધપ્રધાન અખાની કવિતાનો મોટો ભાગ સાતસો છેંતાલીસ છપ્પામાં છે, અને તેના ચુમાળીશ અંગ પાડ્યાં છે. અખાએ આ છપ્પાને વ્યવસ્થાસર ગોઠવવાને પ્રયત્ન કર્યો નથી, તો પણ તે છપ્પાઓ ભિન્ન ભિન્ન વખતે લખાયલા હોવાથી તથા પ્રસિદ્ધ કરવાનાં સાધનો તે સમયમાં હાલના જેવાં નહિં હોવાથી તેણે બુદ્ધિમાં કાંઈ વ્યવસ્થા ધારી હશે પણ તેનાથી તે પ્રકટ રૂપમાં મૂકાઇ નથી. અખાના અભ્યાસકને આ અંગોમાં વર્ણાયલા વિચારો પ્રતિ લક્ષ કરતાં નીચેના ચાર વર્ગમાં છપ્પાઓ પરેલા જણાશેઃ—

પ્રથમ તો રૂઢ થયલા સંપ્રદાયોના ધર્મના દોષોના ગ્રહમાંથી છુટવા સારૂ તેણે કેટલાંક અંગો રચ્યાં છે. આ અંગમાલાને આપણે **દોષનિવારક અંગવર્ગ** કહીશું. આ વર્ગમાં-(૧)

વેષનિંદા, (૨) આભડછેટ નિંદા, (૩) સ્થૂળ દોષ અંગ, (૪) પ્રપંચ અંગ, (૫) ચાનક અંગ, (૬) સૂક્ષ્મ દોષ અંગ, (૭) ભાષા અંગ, (૮) ખળજ્ઞાની અંગ, (૯) જડભક્તિ અંગ, (૧૦) સગુણભક્તિ અંગ, (૧૧) દંભભક્તિ અંગ, (૧૨) જ્ઞાનદગ્ધ અંગ, (૧૩) દશવિધ-જ્ઞાની અંગ, (૧૩) વિભ્રમ અંગ, (૧૫) ફુટકળ અંગ.

બીજા વર્ગમાં બ્રહ્મવિદ્યાના સાધનોનું મુખ્યત્વે કરીને પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ વર્ગનું નામ **ગુણગ્રાહક અંગ** વર્ગ આપણે આપીશું. તેમાં નીચેનાં તેરે અંગોનો સમાવેશ થાય છેઃ—(૧) ગુરુ અંગ, (૨) સહન અંગ, (૩) કવિ અંગ, (૪) વૈરાગ્ય અંગ, (૫) વિચાર અંગ, (૬) ક્ષમા અંગ, (૭) તીર્થ અંગ, (૮) સ્વાતીત અંગ, (૯) ચેતના અંગ, (૧૦) કૃપા અંગ, (૧૧) ધીરજ અંગ, (૧૨) ભક્તિ અંગ, (૧૩) સંત અંગ.

ત્રીજા વર્ગમાં બ્રહ્મવિદ્યાના પ્રમેયો અર્થાત્ જાણવા યોગ્ય પદાર્થોનું તથા સિદ્ધાન્તોનું પ્રતિપાદન છે. આ વર્ગને **સિદ્ધાન્તપ્રતિપાદક અંગ** વર્ગ કહીશું. તેમાં નીચેનાં ચૌદ અંગોનો અંતર્ભાવ થાય છેઃ—(૧) માયા અંગ, (૨) સૂઝ અંગ, (૩) મહાલક્ષ અંગ, (૪) વિશ્વરૂપ અંગ, (૫) સ્વભાવ અંગ, (૬) જ્ઞાની અંગ, (૭) જીવ ઇશ્વર અંગ, (૮) આત્મલક્ષ અંગ, (૯) વેષવિચાર અંગ, (૧૦) જીવ અંગ, (૧૧) વેદ અંગ, (૧૨) અજ્ઞાન અંગ, (૧૩) મુક્તિ અંગ, (૧૪) આત્મા અંગ.

ચોથા વર્ગમાં બ્રહ્મવિદ્યાના ફલનું વર્ણન કરતાં કાવ્યો છે. આ **ફલપ્રતિપાદક** વર્ગમાં (૧) પ્રાપ્તિ અંગ, અને (૨) પ્રતીતિ અંગનો સમાવેશ થઈ શકે છે.

અખાના છપ્પા ઉપરાંત અન્ય પ્રસિદ્ધ ગ્રંથો અખેગીતા, અનુભવબિંદુ, કૈવલ્યગીતા, ચિત્તવિચાર સંવાદ, પંચીકરણ, ગુરુશિષ્ય સંવાદ, તથા કેટલાક વેદાન્તશાસ્ત્રના સિદ્ધાન્તોને ચર્ચતાં છુટક પદોનો સંગ્રહ છે. અખાની શાસ્ત્રસિદ્ધાન્તમાં નિપુણ મતિનું ભાન કરાવવા પ્રથમના ચાર ગ્રંથો બસ છે. કાવ્યચમત્કૃતિ તથા બ્રહ્મવિદ્યાનું પ્રસાદમય વાણીમાં પ્રતિપાદન જેટલું છુટક પદ્યોમાં છે તેટલું અન્ય ગ્રંથોમાં નથી. તત્ત્વવિદ્યાની સર્વ શોભા તથા પ્રતિષ્ઠા વિદ્વાનના અનુભવમાં છે. જ્યાં અનુભવ નથી, પણ માત્ર પરોક્ષ જ્ઞાન છે ત્યાં શ્રોતાના મન ઉપર અસર કરવાની શક્તિ નથી. અખાના સંબંધમાં વિશેષ આલોચન કરવા યોગ્ય એ છે કે એનો નિર્મલ બ્રહ્મત્વના અનુભવનો ચંદ્રમા એની ગંભીર પદ્યસ્રોતસ્વિનીના પ્રત્યેક તરંગમાં ઝળકે છે, અને તેથી અભ્યાસકને કંઇ નહિ તો ક્ષણભર આ સંસારના મિથ્યા-ત્વનું તથા તેના અંતરપટમાં રહેલા પરમાત્મતત્ત્વની યથાર્થતાનું ભાન સત્વર થાય છે. આ અનુભવની ખુમારી "અક્ષય લીલા" ના પદ્યોમાં એટલી સ્ફુરે છે કે તેની કેટલીક પંક્તિઓ અત્ર ટાંકવાનું યોગ્ય ગણ્યું છેઃ—

"સંતોરે વનસ્પતિ ફુલી, માયા કેરા ધામમાં;
"ઘર ગયો છે ભૂલી, સંતોરે વનસ્પતિ ફુલી. સંતોરે. ૧
"વણ બેડુ વણ વરખડો, જઈ ગગન માંહે મોર્યો;
"ફાલ્યો ફલ્યો બહુ ફળ્યો, ત્રિલોકમાં દોર્યો. સંતોરે. ૨

"પગ વિના પગ કાઢવો, વણ વાટે દીવો બાળો;
"જે ઘર જાવું મુઆ પછી, તે ઘર જીવતાં નિહાળો. સંતોરે. ૩

"પથીલ થઇને પરવરો, ધરધન જેમ ફેરે;
"જે ફળ છે અગમ અગોચર, તે ફળ વિરલા વેરે. સંતોરે. ૪

ઘટ ઘુંઘટ ઘેરી રહ્યો, માયા મનશું બાંધી;
"ઘટ ઘુંઘટ અળગો કરી, તે સાંઇ આપે લાધી. સંતોરે. ૫

"અનેક પદવી ઉપરે, અક્ષર એક સૂજે;
"અક્ષરે અક્ષર ઉતરે, અખો એ અક્ષય બૂજે; સંતોરે. ૬

"સંતોરે વહેતે નવ વહીએ, આત્મા શું અવિલંબતા;
"લહેમાં લીન થઇએ, સંતોરે વહેતે નવ વહીએ."

* * * * *

અખાના રોમે રોમમાં જે બ્રહ્મરસ પ્રસરી રહ્યો છે તે એના "અનુભવ બિંદુ"ના અભ્યાસીને સહજ જણાય તેમ છે. આ ગ્રંથ લઘુ છે, તો પણ તેનું ગાંભીર્ય અવર્ણનીય છે. છપ્પામાં જે અખાને આપણે અવિચારી ધર્માન્ધોને સપાટા મારતાં જોઇએ છીએ તે અખાની લેખિની અને આ ગ્રંથની લેખિનીમાં ઘણો ભેદ છે. જેમ ઉત્તરરામચરિતમાં ભવભૂતિની પરિણત પ્રજ્ઞા ઝળકે છે તેમ આ લઘુ કૃતિમાં અખાની અત્યંત ગંભીર બ્રહ્મતત્વમાં ઠરેલી મતિ સ્ફુરે છેઃ—

"જેમ વર્ષાઋતુ જાય, શરદ્ ઋતુ રૂડી દીસે;
"દામિની દોડી પળાય, વાય મન હળવા હીસે.
"ચોદિશ ચળકે ચંદ, દંદૂ બહુ મનનો ભાગે;
"તેમ ભાગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે.
"વિમળ વપુ હોય વારિ, ચતુર લિંગ દેખી લહે;
"ચિદાકાશ ચિન્મય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે."

અખાનાં કાવ્ય તાત્પર્યપ્રધાન છે, અને તેથી તેમાં પદલાલિત્યાદિ ગુણો વધારે સ્ફુરતા નથી. પોતાની વ્યવહારપૂરતા સંસ્કાર પામેલી વાણીદ્વારા બ્રહ્મવિદ્યાનાં તત્વોને સામાન્ય પ્રજા આગળ પ્રકાશ કરવા પ્રતિ તેનું લક્ષ ખેંચાયલું છે. સંસારરસમાં મગ્ન જીવોના હૃદયમાં ઉંડી લાગણી થાય અને તેની સાથે ઉપદેશ આપનાર કવિ પ્રતિ તિરસ્કાર ના ઉપજે એવી માર્મિક વચનશ્રેણિનો ઉપયોગ કરવામાં અખાના જેવી કુશળતા અન્ય બોધક કવિઓમાં જણાતી નથી. આ વચનોની શ્રેણિમાં એક દૃષ્ટાંત અને બીજું દાર્ષ્ટાન્તિક એને "અને" શબ્દથી જોડી, બન્નેના સમાન ધર્મોની શ્લેષદ્વારા અભિવ્યક્તિ અખો ઘણી ચમત્કારક રીતે કરે છે. અજ્ઞાની જીવનું સ્વરૂપ વર્ણવતો આ કવિ એક સ્થળે કહે છે કેઃ—

"અણુ સમજ્યો જીવ ને બીજું ઝાંખરૂં, જ્યાં દેખે ત્યાં વળગે ખરૂં;
"પ્રકૃતિ મળે ત્યાં તે અડે, નહિં તો પાછું વાટે પડે.
"એમ અખા સઘળો સંસાર, ઝામર ઝોળે કરે વેપાર."

( જીવ ઇશ્વર અંગ. )

અજ્ઞાન જીવ અને ઝાંખરાનું સામ્ય "વળગવામાં" રહ્યું છે, અર્થાત્ જેમ ઝાંખરૂં રસ્તે જનાર માણસને વળગે છે તેમ અજ્ઞાન જીવ પ્રકૃતિના પરિણામ રૂપ સંસારના વિષયો સાથે ગુંચાય છે. જો વટેમાર્ગુનું લુગડું ઝાંખરાંને વળગી રહે તેવું હોય તો ઝાંખરૂં સાથે જાય અને નહિ તો વાટમાં પડી રહે છે. તેમ જીવનું અંતઃકરણ રાગદ્વેષવાળું હોય તો વિષયોના સંસ્કાર ચોંટે છે, નહિ તો વિષયરૂપ ઝાંખરાં વળગી રહેતાં નથી.

સગુણ ભક્તિ કરતાં નિર્ગુણ ભક્તિની પ્રશંસા કરતાં વળી અખો અન્યત્ર કહે છે કે:-

"પરતું સુવર્ણ ને બીજું મન, તેનું ધોવું ધાવું ન હોય જતન.
"જો મર્મ ખાર અગ્નિને મળે, તો થાય ચોઢું મન પછું વળે.
"મનની કીધી સર્વ ઉપાધ્ય, મનાતીત અખા આરાધ્ય."

( સગુણ ભક્તિ અંગ. )

અહીં જેમ હલકા સોનાની શુદ્ધિ ધોવા કરવાથી થતી નથી પણ અગ્નિમાં તપાવવાથી જ થાય છે તેમ મનની ખરી શુદ્ધિ મનમોહન આગળ ઘુઘરી વગાડવા રૂપ સગુણ ભક્તિની લીલાથી થતી નથી પણ નિર્ગુણ તત્ત્વના સબંધી સંયમાગ્નિથી જ થાય છે એ ઘણી સાદી અને ચમત્કારક ભાષામાં વર્ણવ્યું છે.

(અપૂર્ણ.)

નર્મદાશંકર દેવશંકર મહેતા.

---

# હિંદુસ્તાનની રેલ્વે સંબંધી રાજનીતિ.§

## પ્રકરણ ૧ લું.

### સંક્ષિપ્ત ઇતિહાસ.

આરંભકાળ.

હિંદુસ્તાનમાં રેલ્વે બાંધવાના પ્રથમ વિચાર, સર્ મૅકડોનલ્ડ સ્ટીવનસનના અગ્રણીપણા નીચે, એક કંપનીના પ્રયોજકોએ સને ૧૮૪૩–૪૪ માં પ્રદર્શિત કરયા, તે વખતે ઇગ્લન્ડમાં 'રેલ્વેના ઉન્માદ'(Railway mania)નો આરંભકાળ હતો. પ્રત્યેક જાણીતી ભૂમિમાં રેલ્વે લઇ જવાની કલ્પના પ્રયોજકો કરી રહ્યા હતા. ઘણે ભાગે વિલાયતનાં નાણાં એમાં રોકવાં પડશે એમ તે ધારતા હતા તેની સાથે તેમની એમ પણ સંપૂર્ણ ખાતરી હતી કે અંગ્રેજ ઇજનેરો શીવાય બીજાથી એ કામ થઇ શકવાનું નથી. આવે પ્રસંગે હિંદુસ્તાન તરફ તેમનું લક્ષ પ્રથમ ખેંચાય એમાં નવાઇ નહિ. પરંતુ તે વખતની હિંદુસ્તાનની સ્થિતિ થોડી આશાજનક હતી; કારણ કે સિંધ દેશ તાજેતર જીતવામાં આવ્યો હતો; ગવરનર-જનરલ લૉર્ડ હાર્ડિન્જ નવા આવ્યા હતા; અને જે તકરારને અંતે પંજાબ ખાલસા કરવામાં આવ્યું તે તકરારમાં રણજીતસિંહની સાથે ઉતાવળે ઘસડાવું પડે એમ હતું. વિલાયતમાં પણ આ વખતે રેલ્વે નવાઇની હતી; અને બીજાં અગત્યનાં અને ગંભીર કામમાં લક્ષ આપવાનું હતું. આ શીવાય પણ ઉપર જણાવેલાં કારણોને લઇને ના. બૉર્ડે આ વિચાર કદાચ કવખતના અને અપકવ ગણી કાઢયા હોત તો તેમાં આશ્ચર્ય નહિ. તેમ છતાં હિંદુસ્તાનમાં કે વિલાયતમાં એવો ખ્યાલ કદિ લેવામાં આવ્યો હોય એમ જણાતું નથી. વધારે અગત્યનું કામ હાથમાં છતાં રેલ્વેના પ્રયોજકો પ્રત્યે આવકારની નજરે જોવામાં આવ્યું હતું; અને તેમની યોજનાઓને અટકાવવાને બદલે મદદ આપવાની ઇચ્છા બતાવવામાં આવી હતી.

લખાણનો આરંભ.

એક કંપની ઊભી કરવાની રીતસર ઘડેલી જાહેરખબર ઇસ્ટ ઇંડિયા કંપનીના ડિરેક્ટરોની કોર્ટ સમક્ષ, સને ૧૮૪૫ ની શરૂઆતમાં મુકવામાં આવી હતી. તેમાં એવી દરખાસ્ત કરવામાં આવી હતી કે, કલકત્તાથી અલહાબાદ એટલે પ્રાગરાજ તરફ ૧૪૦ માઇલની 'અજમાશી' રેલ્વે બાંધવા સારૂ દશલાખ પાઉન્ડનું ભંડોળ એકઠું કરવું. એ કંપનીની પ્રથમ માગણી એમ હતી કે તેમને જે ખરચ થાય તે ઉપર સરકારે ત્રણ ટકાની હામી (ગૅરેન્ટી) આપવી. અગર હામી આપતાં વાંધા જેવું જણાતું હોય તો, 'હિંદુસ્તાનમાં રેલ્વે દાખલ કરવાને ઉત્તેજન દાખલ' દર વરશે ૩૦ હજાર પાઉન્ડની બક્ષીસ આપવી, અને જ્યારે દશ લાખના ભંડોળ ઉપર રેલ્વેમાંથી ૩ ટકા ઉપરાંત નફો મળવા માંડે ત્યારે એ બક્ષીસ આપવી બંધ કરવી. પાછળથી એમ નક્કી થયું કે હામી અથવા બીજી એટલી નાંણાંની મદદ મળ્યા શીવાય કામ આગળ ચાલે તેમ ન હતું. ઘણી

§ સને ૧૮૯૪માં છપાએલા મિ. હૉરેસ બેલના અંગ્રેજી પુસ્તક ઉપરથી.

ચર્ચા ચાલ્યા પછી આ અને બીજી દરખાસ્તોનો સારી પેઠે વિચાર કરીને કોર્ટ ઑફ ડિરેક્ટરે ગવરનર જનરલને એ બાબત સને ૧૮૪૫ ના મે માસની ૭ મી તારીખે લખાણ કર્યું. આ વખતથી વિલાયત તથા હિંદુસ્તાનની સરકાર વચ્ચે લખાણની શરૂઆત થઇ. એ લખાણ રેલ્વે સંબંધી રાજનીતિ દર્શાવનારા દફતર તરીકે આજે ઘણું ભારે થઇ ગયું છે, અને તેની સાથે તેટલુંજ રસિક થઇ પડયું છે.

વિલાયત તથા હિંદુસ્તાનની સ્થિતિમાં તફાવત.

ઇંગ્લંડમાં અથવા વાસ્તવિક કહીએ તો યુનાઇટેડ કિંગ્ડમમાં રેલ્વે બાંધવાના કામને વૃદ્ધિ પામવામાં, સરકાર તરફથી કે કાયદા બાંધનાર સત્તા તરફથી, દિગ્દર્શન શીવાય ભાગ્યેજ કાંઈ વધારે મદદ મળી હતી. વધારે મદદની તેને જરૂર પણ હતી નહિ. એ કામ થોડા વખતમાં ચમત્કારક રીતે લોકપ્રિય થઇ પડયું હતું, અને જામી ગયું હતું. લોકોની રેહેણી અને ધંધારોજગારને અનુકૂળ થઇ પડવાના સંબંધમાં કાંઈ સંદેહ હતો નહિ. શરૂઆતમાં ભંડોળ એકઠું કરતાં કોઈ મોટી અડચણ નડી નહોતી, તેમજ પોતાનો કાબુ રાખવા માટે કાયદાના અથવા બીજા સાંકેતિક પ્રતિબંધ મુકવાનો સરકારનો ઇરાદો હોય એવાં દશ્ય ચિન્હ પણ જણાયાં ન હતાં. હિંદુસ્તાનની સ્થિતિ એથી કેવળ જૂદી તરેહની હતી. જે મહાન રાજ્ય આજે હિમાલયથી કેપકોમોરીન સુધી રાજ્ય કરે છે અથવા અમલ ચલાવે છે, તે રાજ્ય સને ૧૮૪૪ માં પરિપૂર્ણ નહોતું એ વખતે એ રાજ્યમાં પંજાબ, બ્રહ્મદેશ, નાગપુર અને અયોધ્યા પ્રાંતો ભળ્યા નહોતા. લોકો પોતે એક મહાન સર્વોપરિ સત્તાની પ્રજારૂપ બનવાના હતા એવું ભાન તેમને નહતું. વળી એ સત્તાનું જે જોર બજાવાના વખતમાં પ્રદર્શિત થયું તેનો તેમને ખ્યાલ પણ ન હતો. તેમજ હાલ દૂર દૂરના દેશો વચ્ચે બાંધેલા રસ્તા અને રેલ્વેને લીધે જે નિકટ સંબંધ બંધાયો છે તે તેમની કલ્પનામાં પણ નહતો. વળી હિંદુસ્તાનમાં અંગ્રેજો પ્રથમ આવેલા તે વખતની લોકની સ્થિતિ અને રીતભાતમાં આજસુધીમાં ભાગ્યેજ કાંઈ ફેરફાર થયો હતો. જે કાંઈ ફેરફાર થયેલો તે કલકત્તા અને મુંબઇની આસપાસના પ્રદેશમાં જ. દેશી કે યુરોપીઅનને માટે લાંબી મુસાફરીનું વાહન પાલખી શીવાય કાંઇ ગણાતું નહિ. આખા દેશમાં બાંધેલો રસ્તો જોઇએ તો તે માત્ર કલકત્તાથી પેશાવર તરફનો 'ગ્રાન્ટ ટ્રન્કરોડ' હતો. કેપ કોમોરીનની પાછળ ફરીને વહાણમાં જવા શીવાય ઇંગ્લંડ જવા આવવાનું સાધન બીજું કાંઇ હતું નહિ. ભૂત અને વર્તમાન કાળનો એથી પણ મોટો તફાવત એ હતો કે તે વખતે હિંદુસ્તાનનું રાજતંત્ર ત્રિપુટીથી ચાલતું હતું; એટલે કે (૧) વિલાયતમાં ઇસ્ટ ઇંડિયા કંપની, અને (૨) તેમનું બોર્ડ ઑફ કન્ટ્રોલ, એ બંને (૩) હિંદુસ્તાનની સરકારને હુકમ આપતાં તથા તેમની સાથે ચર્ચા ચલાવતાં.

કલ્પિત મુશ્કેલીઓ.

આવી સ્થિતિમાં હિંદુસ્તાનમાં રેલ્વે દાખલ કરવા સંબંધી વિચારોમાં વિચિત્ર મતભેદ હોય એમાં નવાઈ નહિ. સારા મનોબળવાળા પુરુષો પણ સામાન્ય કલ્પનાઓથી દોરાઈ ગયા હતા; અને એ કામ દરેક રીતે નિષ્ફળ નીવડશે એમ ધારતા હતા. એ વખતે એમ માનવામાં હતું કે હિંદુસ્તાનમાં માલની તો જા-આવ ઠીક થશે, પણ ઉતારૂઓની એટલી થશે નહિ. એમ પણ માનવામાં હતું કે આ

દેશની હવા મોટા અંતરાયરૂપ થઇ પડશે. વાર્ષિક ચોમાસાની, ભારે પવનની અને સૂર્યની ગરમીની ઘણી માઠી અસર થશે એવી ધાસ્તી રાખવામાં આવતી હતી. સડકને તથા સાગના સલેપાટને જીવજંતુઓ નુકશાન પહોંચાડશે તથા ઉષ્ણ પ્રદેશની ઉદ્‌ભિજ્જ શક્તિથી પણ નુકશાન પહોચશે એમ કેહેવામાં આવતું હતું. પરંતુ વધારે મનાય એવી અને વજનદાર હરકતો એ બતાવવામાં આવતી કે હિંદુસ્તાનમાં રેલરસ્તા બાંધવાને તથા રેલ્વે ચલાવવાને હુંશીઆર ઇજનેરો તથા કારીગરો જોઇએ તે મળી શકશે નહિ.

ઉપજ સંબંધી કોર્ટ ઑફ ડિરેક્ટર્સના વિચાર.

ડિરેક્ટરોએ ગવરનર જનરલને જે લખાણ મોકલ્યું હતું તેનો ભાવાર્થ એ હતો કે, ઇંગ્લંડના અનુભવ ઉપરથી એમ જણાય છે કે અહિં ઘણીખરી આવક ઊતારૂઓની છે; માલની આવક તો ઘણી જૂજ છે. આ બાબતમાં હિંદુસ્તાનની સ્થિતિ તદ્દન ઉલટી છે. વિલાયતની વસ્તી ઘણી ઘીચ અને તવંગર છે. હિંદુસ્તાનની વસ્તી આછી અને ગરીબ સ્થિતિમાં છે; પરંતુ તેને બદલે હિંદુસ્તાનમાં કીમતી પેદાશ ઘણી છે. તેને લાવલઇજ કરવાનાં સોંઘાં અને ઝડપવાળાં સાધનો ન હોવાથી બજારભાવ બરોબર ઉપજતા નથી. એટલા માટે હાલમાં તો રેલ્વેને માલની પેદાશ થશે, ઊતારૂઓની નહિ થાય એમ અટકળાય છે. આ અટકળ કેવી અચોકસ હતી અથવા એ સંબંધી કેવું અજ્ઞાન હતું તે નીચેની હકીકત ઉપરથી જણાશે. જે ભાગમાં થઇને આ રેલ્વે લઈ જવાની હતી તે ભાગની વસ્તી જેટલી દુનીઆમાં કોઈ ભાગમાં ઘીચ વસ્તી ન હતી. ઇંગ્લંડમાં એક ચોરસ માઇલે વસ્તીનું જે પ્રમાણ આવે તે કરતાં તે વખતે હિંદુસ્તાનનાં તે ભાગમાં સામાન્ય રીતે ગણતાં સરાસરી વધારે વસ્તી હશે. ઇંગ્લંડની સાથે સરખાવતાં હિંદુસ્તાન ગરીબ હતું અને છે એ વાત ખરી, પરંતુ તે વખતે એટલે આજથી અરધા સૈકા ઉપર, સર્વ વર્ગના લોક ધધાર્થે, સેહેલ કરવા, અથવા યાત્રાર્થે મુસાફરી કરવાને સમર્થ તથા ખુશી હતા, એ વાત સારી પેઠે જાણીતી હોવી જોઇએ. એ વખતે જાત્રાળુઓનાં ટોળેટોળાં પગે ચાલીને દેશમાં મુસાફરી કરતાં હતાં. કદાચ એમ માનવામાં આવ્યું હશે કે રેલગાડીમાં બેશી દેવસ્થાને જવામાં ધર્મનો બાધ ગણાતો હશે પણ એ માનવું પાછળથી તદ્દન ખોટું ઠર્યું છે. પેહેલાં ત્રણ વરશની ઊતારૂઓની ઉપજ માલની ઉપજ કરતાં ઘણી વધારે થઈ હતી; અને આજ સુધી એમાં વધારો થતો જતો માલમ પડ્યો છે.

રાજનીતિના અંકુર.

ઉપલું લખાણ હિંદુસ્તાનમાં મોકલ્યા પછી કોર્ટ ઑફ ડિરેક્ટર્સને એમ યોગ્ય લાગ્યું કે *એક અનુભવી રેલ્વે-ઇજનેરને હિંદુસ્તાનમાં મોકલવો. તે હિંદુ*સ્તાનમાંના ઇજનેર વર્ગના બે અનુભવી અને પંકાયેલા અમલદારો સાથે મળી તજવીજ કરીને સાધારણ લંબાઈની પ્રથમ અજમાયશ દાખલ એક યોજના સૂચવે. આ કામ માટે મિ૰ સિમ્સને ઇગ્લંડથી મોકલ્યા. સને ૧૮૪૫ ના સપ્ટેમ્બર માસમાં તે હિંદુસ્તાનમાં આવી પહોચ્યા. કંપનીઓ મારફત હિંદુસ્તાનમાં રેલ્વે બંધાવવાના અને ચલાવવાના વિચાર વિરુદ્ધ ઇસ્ટ ઇંડીઆ કંપનીના ડિરેક્ટરો હતા નહિ. પણ ઇગ્લંડમાં એવી યોજનામાં જે અવ્યવસ્થા જોવામાં આવી હતી તે ઉપરથી તેમણે એવું ડહાપણ વાપર્યું કે, બીજી નહિ તો મુખ્ય રસ્તા ઉપરની રેલ્વે તો એવી સરતોએ બંધાવવી કે, જેથી તેના ઉપર કાબુ રાખવાની અને જરૂર પડે તો વેચાતી લઇ લેવાની સત્તા સરકારને રહે. એટલા

સારૂ તેમણે એવી સૂચના કરી કે, જે કંપની ઊભી થવાની હોય તેનું બંધારણ કેવા પ્રકારનું છે, તથા તેની સરતો શી છે, અને જે રેલ્વે બાંધવાની હોય તેના સવિસ્તર નકશા (પ્લાન) અને ખરચનો અંદાજ (એસ્ટીમેટ) જોવા સારૂ તથા મંજુરી મેળવવા સારૂ સરકારમાં રજુ કરવાં જોઇએ. અને એવી તપાસ સારૂ નીમેલા અમલદારોને, જ્યારે જોઇએ ત્યારે, ચોપડા અને હિસાબ જોવા દેવા જોઇએ. રાજનીતિના પ્રથમ અંકુર અને કાબુ રાખવાની પદ્ધતિનો આરંભ અહિંથી થતો જોવામાં આવશે. દિનપ્રતિદિન એનો વિસ્તાર થતો ગયો, અને હિંદુસ્તાનમાં રેલ્વે-યોજનાઓનું આ મુખ્ય સ્વરૂપ થઇ પડયું. મિ. સિમ્સે થોડા માસમાં એટલે સને ૧૮૪૬ ના ફેબ્રુઆરીમાં, આવા કામમાં નાંણાં રોકનાર અંગ્રેજો સાથે કેવી સરતો કરવી તે નીચે પ્રમાણે સૂચવ્યું;—જે કંપની ઊભી થાય તેને સરકાર તરફથી પરા કરી આપવો. તે પટાની રૂઇએ અમુક વર્ષની મુદત સુધી તે કંપની અમુક રેલ્વે બાંધી શકે, ચલાવી શકે, અને તેનો ઉપભોગ કરી શકે. જાથુનાં કામને માટે સરકારે જમીન મફત આપવી. રેલ્વે બંધાતી જાય તેમતેમ તેના ઉપર કર નાંખતા જવું નહિ; ને તે કંપનીનો પોતાના નોકરો ઉપર કુલ અખતીઆર. એના બદલામાં કંપનીએ જોઇતી માપણી અને નકશા કરાવવા અને મંજુરી સારૂ રજુ કરવા. મંજુર થયેલા ધોરણ પ્રમાણે રેલ્વે બાંધવી, અને પટાની મુદત પુરી થતા સુધી બધાં કામની બરાબર મરામત કરાવતા રહેવું. મુદત વીત્યા બાદ કાંઇપણ બદલો માગ્યા વગર સરકારને સ્વાધીન કરી દેવી. મંજુર થયેલા નકશામાં સરકારની પરવાનગી મેળવ્યા શીવાય કાંઈ ફેરફાર કરવો નહિ. અને એ કામની તપાસ રાખનાર અમલદારને એવી સત્તા આપવી કે કોઈ કામ નકશા પ્રમાણે ન થયું હોય તો તે નાપાસ કરી શકે, અટકાવી શકે, અથવા ફરી બાંધવાનો હુકમ કરી શકે. જો કોઈ કંપની આ સરતો પ્રમાણે ન વર્તે તો તેની આખી મીલકત સરકાર પોતાને સ્વાધીન લઈ શકે, અને પોતાને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરે. કોઇપણ રેલ્વે બંધાઈ રહ્યા પછી અમલમાં લાવવાના સઘળા ધારા, નિયમો કે ઉપનિયમો, માલ તથા ઊતારૂઓના દર તથા ભાડાની તપશીલ, દરરોજની કેટલી ટ્રેનો ચાલશે તે, અને તે કયે કયે વખતે ઉપડશે એ સઘળું મંજુર કરાવવું જોઇએ. ટુકામાં કહીએ તો દરેક બાબતમાં સરકારની મંજુરી મેળવવાની હતી. અને તેમ ન થાય ત્યાં સુધી કોઇપણ રેલ્વે ચલાવી ન શકાય. વળી દરેક રેલ્વેએ ટપાલ, લશ્કર, અને લશ્કરી સરંજામ ઓછે ભાવે ખેંચી જવાનાં હતાં. કોઇપણ રેલ્વેને એક છેડેથી બીજે છેડે દરરોજ એક ટ્રેન પણ ન જતી હોય તો તે રેલ્વે ઉપયોગમાં આવતી નથી એમ ગણવું. હિંદુસ્તાનમાંની બધી રેલ્વેઓ એકજ ધોરણ પ્રમાણે બાંધવી; અને ચલાવવી પણ એકજ પદ્ધતિથી, એન્જીન, ડબા વગેરે એકજ નમુનાના રાખવા. દરેક કંપનીએ પોતાના હિસાબ મંજુર થયેલાં ફારમમાં રાખવા; અને નાંણાં સંબંધી કે વેપાર સંબંધી સરકારને યોગ્ય લાગે તેવાં પત્રકો માગે તે રજુ કરવાં.

ગેરેન્ટી (હામી)ની બાલામણ.

ઊપરની ઘણીખરી સરતોમાં, હિંદુસ્તાનમાંના અગ્રેસરોની સાથે થયેલી ચર્ચાના પરિણામરૂપ, ડહાપણ અને પુખ્ત વિચાર નજરે પડેછે. ત્યાર પછીથી કંપનીઓએ જે જે રેલવે બાંધીછે અને તેમની સાથે જે જે સરતો કરવામાં આવી છે, તેનું મંડાણ ઉપરની ઘણીખરી સરતોના થોડાક રૂપાન્તર ઉપર થયેલું છે. આ સરતો કેટલીક રીતે એક પક્ષના લાભની છે, અને

તેથી નાંણાં રોકનારા આગળ નહિ પડે એમ જાણતા હોય તેમ, મિ. સિમ્સે બીજી ભલામણ એવી કરી કે, કામમાં ખરેખર રોકેલાં નાંણાં ઉપર થોડાક ટકાની ગૅરેન્ટી આપવી. જ્યાં સુધી રેલ્વે માલ લઇ જવા લાવવાનું શરૂ ન કરે ત્યાં સુધી તે ગૅરેન્ટીનો અમલ ન થાય; તથા નિયમસર અને સંતોષકારક રીતે જો કોઈ રેલ્વે કામ ન કરે તો તે ગૅરેન્ટી બંધ થાય.

રેલ્વે બાંધી શકાય એમ છે.

જે વખતે મિ. સિમ્સે આ પ્રમાણે પોતાનો અભિપ્રાય લખી જણાવ્યો તેજ વખતે, હિંદુસ્તાનમાં રેલ્વે બાંધી શકાય એમ છે, એ બાબત ઉપર ઇજનેરોની એક કમિટીએ પોતાનો રિપોર્ટ સરકારમાં મોકલાવ્યો. આ બંનેનો વિચાર સાથે લાગો કરવામાં આવ્યો. એ રિપોર્ટની શરૂઆતમાં એમ જણાવવામાં આવ્યું હતું કે, હિંદુસ્તાનની ખાંશીઅતો અને સ્થિતિને રેલ્વે પ્રતિકૂળ થાય એમ નથી એટલુંજ નહિ પણ ત્યાં રેલ્વે બાંધવાની જરૂર છે; અને જેવી રીતે યુરોપના કોઈ પણ ભાગમાં રેલ્વે બાંધીને યથાસ્થિત નભાવી શકાય છે તેવીજ રીતે અહિં પણ બરોબર ધ્યાન આપવામાં આવે તો, થઇ શકે એમ છે. પછીથી ઈસ્ટ ઇંડિયા કંપનીના ડિરેક્ટરોએ જણાવેલી ઉપર કહી ગયા તે મુશ્કેલીઓનો વિચાર તે રિપોર્ટમાં કરવામાં આવ્યો છે. એ મુશ્કેલીઓ કેટલેક દરજ્જે ખરી છે એમ કબુલ કરવાની સાથે કમિટીએ એમ જણાવ્યું કે તે દૂર ન થઈ શકે તેવી નથી; અથવા તેથી કરીને હાલ તરત હિંદુસ્તાનમાં રેલ્વે બાંધતાં અટકવું પડે એમ નથી: અને પ્રથમ કલકત્તાથી દિલ્હી તરફ એક રેલ્વે લઇ જવાની ભલામણ કરી.

હિંદુસ્તાન સરકારના વિચાર.

આ રિપોર્ટ અને મિ. સિમ્સની સૂચનાઓનો નીકાલ કરતાં હિંદુસ્તાનની સરકારે (તે વખતે લૉર્ડ હાર્ડિન્જ ગવરનર જનરલ હતા) એવો અભિપ્રાય જણાવ્યો કે વગર કીમતે જમીન આપવી એ વાજબી છે; ને તે પ્રમાણે જમીન આપવામાં આવે છે પણ ખરી. રેલ્વે બાંધનારાઓને જે મદદ આપવામાં આવે છે તેમાં આજ સુધી નિયમસર અને મુખ્ય મદદ એજ આપવામાં આવે છે. પરિણામે રેલ્વેના માલેક સરકારે થવાના હકની બાબતમાં એમ જણાવ્યું કે એ હક કેટલીક સરતો સાથે રાખવો; એટલે કે અમુક મુદત પછી સરકાર માલેક થાય અથવા તે મુદત પછી પણ કંપની સાથે કાંઇ નવી ગોઠવણ કરવી હોય તો તે થઇ શકે. ત્યાર પછી જે જે કંટ્રાક્ટ થયા તેમાં આ સરતો મુખ્ય ગણાવા લાગી. ગૅરેંટી આપવાનું રાજનીતિથી વિરુદ્ધ ગણ્યું અને એમ જણાવ્યું કે એથી બેશક રેલ્વે બાંધનારાઓને ઘણું ઉત્તેજન મળે ખરું પણ આખરે ખરો ફાયદો કેટલો થશે તેની ચોક્કસ ગણતરી કરવા ન રેહેતાં લોકો સટ્ટામાં ઉતરી પડશે. જે યોજનામાં સરકારની મદદ શીવાય સાધારણ નફાની આશા રાખવામાં આવે એવું ન હોય તેને ઉત્તેજન આપવામાં સરકારની મરજી અથવા હિત નથી. જમીન મફત આપવા ઉપરથી જણાશે કે સરકારે તો ખરી મદદ કરી છે. હિંદુસ્તાન સરકાર આ રીતે પૈસાની મદદ આપવાને તૈયાર ન હતી તોપણ તેના સમજવામાં એટલું તો હતું કે રેલ્વે બાંધવા દેવામાં તથા તેને ચલાવવા દેવામાં પોતાનો કાબુ રાખવાની જરૂર છે, તેથી એવી દલીલ આણી કે જમીન મફત આપવાથી રેલ્વે

કંપની ઉપર સરકારનો જે મોટા-ઉપકાર થાય છે તેના બદલામાં તેના કારભાર ઉપર સવિસ્તર અને સંપૂર્ણ કાબુ સરકારનો હોવો જોઈએ. હિંદુસ્તાન સરકારના આ વિચાર ઈસ્ટ ઈંડીઆ કંપનીના ડિરેક્ટરોને સને ૧૮૪૬ ના મે માસમાં લખી જણાવવામાં આવ્યા.

ગેરેંટી સંબંધી ગવર્નર જનરલ અને કોર્ટ ઑફ ડિરેક્ટર્સના વિચાર.

જુલાઈમાં ગવનર જનરલે પોતાની ટુંકી મિનિટ લખી તેમાં જણાવ્યું કે જો કંપનીઓ પાસે રેલ્વે બંધાવવાના કામને ઉત્તેજન આપવું હોય તો તો મારા સહકારી કહે છે તે કરતાં કાંઈક વિશેષ મદદ આપવાની જરૂર છે. રેલ્વેથી થતા ફાયદા અને તેમાં ખરચેલાં નાંણાંના પ્રમાણમાં જમીન મફત આપવી તેની કીમત દર માઈલે ૨૦૦ પાઉન્ડને આશરે ગણાય તે બસ નથી. રેલ્વેથી વ્યાપારને તથા લોકવ્યવહારને ફાયદા થશે એટલુંજ નહિ પણ લશ્કરી ફાયદા પણ થશે. કલકત્તા અને દિલ્હીની વચમાં રેલ્વે બાંધવામાં દશ લાખ પાઉન્ડ અથવા દરવર્ષે પાંચ લાખ રૂપીઆ આપવાની ભલામણ કરી. અક્ટોબરમાં કોર્ટ ઑફ ડિરેક્ટરે એ બાબત પોતાનો રિપોર્ટ પ્રસિદ્ધ કર્યો. તેની સાથે એક લાંબી યાદ હતી તેમાં કયી કયી રેલ્વે કોણુ કોણુ બાંધવા તૈયાર હતું તે જણાવેલું હતું. પેહેલ વેહેલી રેલ્વે કલકત્તા અને દિલ્હીની વચમાં એક જૉઈંટ સ્ટૉક કંપનીને બાંધવા દેવાનું કબુલ રાખવામાં આવ્યું હતું; પણ તેને માટે શી શી સરતો કરવી એ સંબંધી લાંબી ચર્ચા રેલ્વેના પ્રયોજકો, કોર્ટ ઑફ ડિરેક્ટર્સ તથા બોર્ડ ઑફ કંટ્રોલની વચમાં થઈ. ઈસ્ટ ઈંડિયા કંપનીના ઉદાર અને અમલમાં લાવી શકાય એવા વિચારો સાથે સરખાવતાં બૉર્ડ ઑફ કંટ્રોલના વિચાર સંકોચિત અને વિઘ્નકારક જણાયા. હિંદુસ્તાન સરકારના ગૅરેંટી સંબંધી વિચારો કૉર્ટ ઑફ ડિરેક્ટરોએ નાપસંદ કર્યા. કંપની ઉભી કરવા માટે ગેરેંટી આપવી તેમને જરૂરની જણાઈ; અને ટ્રીઝેરીમાં ભરાયેલાં નાંણાં ઉપર સેંકડે ૪ ટકા આપવાની ભલામણ કરી. દર માઈલે ૧૫ હજાર પાઉન્ડની કીમત ગણીને તે પ્રમાણે ગૅરેંટીની રકમની હદ ઠરાવી; તેની સાથે એવી પણ સરત રાખવામાં આવી કે રેલ્વે વધારવા સારૂ નાંણાંની જરૂર પડે તે ઉપર ગૅરેંટી આપવી કે ન આપવી એ કોર્ટની મુખત્યારી ઉપર રહે. જો ખોટ નહિ આવે તે સરકાર અને કંપની વેહેંચી લે. અને ગૅરેંટીડ રેલ્વેનું કામ શરૂ થતા અવલ દશ લાખ પાઉન્ડ અનામત (ડિપૉઝીટ) મુકાવવા જોઈએ. પ્રથમ સૌનો એક મત થયો નહિ. છેવટે ઘણા મત પ્રમાણે હિંદુસ્તાનના કમિશનરોને લખવામાં આવ્યું.

બૉર્ડે પોતાના વિચાર કૉર્ટ ઑફ ડિરેક્ટર્સને સને ૧૮૪૬ ના ડિસેમ્બરમાં જણાવ્યા.

બૉર્ડ ઑફ કંટ્રોલના વિચાર.

તેમાં કંપનીઓ પાસે રેલ્વે બંધાવવાનો વિચાર પસંદ કરયો. પરિણામે રેલ્વે ખરીદી લેવાની સરતોમાં કાંઈક ફેરફાર કર્યો. ગૅરેંટી આપવાના વિચારને તેમણે તદન નાપસંદ કરયો અને જણાવ્યું કે ઈસ્ટ ઈંડિયા કંપનીના ડિરેક્ટરોની સંપૂર્ણ ખાતરી થતી હોય કે ગૅરેંટી આપ્યા શીવાય બંદોબસ્ત બીજું થઈ શકે તેમ નથી તો જ માત્ર ૧૫ વરસની ગૅરેંટી આપવી. બંડોળવાળાએ આ સરત કબુલ રાખી નહિ, તેમ બૉર્ડ પણ નમી નહિ. એમાં ઘણો વખત વહી ગયો. તે દરમીયાનમાં હિંદુસ્તાનમાં રેલ્વે બાંધવાને ઉત્તેજન આપવાની અગત્ય છે એમ માનચેસ્ટર અને ગ્લાસગોની ચેમ્બર્સ ઑફ કૉમર્સે જણાવ્યું. વળી કહ્યું કે જૂદાં જૂદાં સંસ્થાનોમાં રેલ્વે

બાંધનારી કંપનીઓને મદદ આપવામાં આવી છે તેવી જ રીતે ઓછામાં ઓછા વ્યાજના દરની ગૅરંટી આપવી આવશ્યક છે. વધારે ચરચા થયા પછી સને ૧૮૪૭ માં ડિરેક્ટરોની કોર્ટના કહેવા ઉપરથી, તે વખતની નાણાંબજારની સ્થિતિ જોઇને, બૉર્ડ ઑફ કંટ્રોલે નાખુશીથી વ્યાજનો દર વધારીને ૪ ને બદલે ૫ ટકાની ૨૫ વરસ સુધીની ગૅરંટી આપવાનું કબુલ કર્યું; અને આ સરતે ઇસ્ટ ઇંડીઅન રેલ્વે કંપનીએ પોતાની લાઇનનું કામ ચલાવવાને કબુલ કર્યું.

વધારે ચર્ચા.

તો પણ હિંદુસ્તાનમાં બીજી જગાએ રેલ્વે બાંધવા સંબંધી ચર્ચા ચાલી. મુંબઇ ઇલાકામાં રેલ્વે બાંધવાની એક યોજનાના સંબંધમાં કોર્ટ ઑફ ડિરેક્ટરોએ જે સરતો જણાવી તે, તે યોજનાના પ્રયોજકોએ રૉબર્ટ સ્ટિવન્સન અને બીજાઓને પોતાના અભિપ્રાય જણાવવા સારૂ મોકલી. તેમનો અભિપ્રાય એવો હતો કે એ સરતો કબુલ રાખવા જેવી નથી, અને રેલ્વેના ડિરેક્ટરોએ કબુલ ન કરવી એ સરતોનું વિવેચન કરતાં જણાવ્યું કે, એની વ્યાવહારિક અસર એવી થશે કે કયે રસ્તે રેલ્વે બાંધવી એ સરકાર પસંદ કરશે, બાંધવા અને ચલાવવા સંબંધીની વિગતમાં ચાપાચીપ કરશે, કેટલી મુદતમાં પુરી કરવી તે ઠરાવી આપશે, ધારા બાંધી આપશે, દર અને નફાની હદ બાંધી આપશે, નુકશાનકારક વિલંબ કરાવવાની સત્તા તેમના હાથમાં રહેશે, અને છેવટે ગૅરંટી પાછી ખેંચી લઇ થયેલાં કામ ખાલસા કરી શકશે, અને નફો પોતે ભોગવશે. લખાણ લંબાયું. છેવટે બોર્ડ ઑફ કંટ્રોલના સેક્રેટરી જેમ્સ વિલ્સને એ બાબત હાથમાં લીધી અને સને ૧૮૪૯ નાં માર્ચમાં ડિરેક્ટરોની કોર્ટને લખ્યું. તેનું પરિણામ એ આવ્યું કે વગર મુદતની ૫ ટકાની ગૅરંટી આપવી ઠરી. કાયદેસર લખત ઑગસ્ટ માસમાં થયું, અને તેમાં સહીઓ લેવાઈ. વર્ષની આખરમાં ઇન્ડીઆ સરકારને ખબર કરવામાં આવી કે બંગાળામાં અજમાશી લાઇન બાંધવા માટે એક કંપની ઉભી થઇ છે. તેનું ભંડોળ દશ લાખ પાઉન્ડનું છે. કલકત્તેથી શરૂઆત કરવી અને મીરજાપુર અથવા રાજમહાલ તરફ લઈ જવી ઠીક જણાય છે. ૪ ફીટ અને ૮॥ ઈંચની અંગ્રેજી નેરો ગેજ (સાંકડા માપ)ની એવડી લાઇન બાંધવાની છે.

(અપૂર્ણ.)

દુર્ગાશંકર જ્યેષ્ઠારામ.

---

# આર્ય કિન્ડરગાર્ટન.

( અનુસન્ધાન ગત વર્ષના પૃષ્ઠ ૪૬૪થી )

કિન્ડરગાર્ટન ટ્રેનિંગ કૉલેજની સ્થાપના

અમેરિકાની માફક આ દેશમાં એવી કોલેજ એક પણ નથી કે જ્યાં કિન્ડરગાર્ટન પદ્ધતિનું સર્વોત્તમ શિક્ષણ અપાતું હોય. "કૂવામાં હોય તો અવાડામાં આવે" આ કહેવત આ સ્થળે યથાર્થ રીતે લાગુ પડે છે. કારણ કે જે જ્ઞાન બાળકોને આપવાનું છે, તે પ્રથમ શિક્ષકના મગજમાં હોવું જોઇએ, આવા જ્ઞાનનો સ્વતઃ પ્રાદુર્ભાવ થવો દુર્ઘટ છે. તો આ જ્ઞાનપ્રાપ્તિ માટે કોલેજની આવશ્યકતા ગણાયઃ. કિન્ડર-ગાર્ટન માટે જુદી કોલેજ સ્થાપવી, એમાં પુષ્કળ નાણાંની જરૂર છે, અને એટલો બધો ખર્ચ સરકાર કરે કે કેમ તે જોવાનું છે. પરંતુ જે કોલેજો હાલ હયાત છે, તેમાં કિન્ડરગાર્ટનના વિષયનો સારો ભાગ આપવામાં આવે, અને ત્યાં એક વિદ્વાન કિન્ડરગાર્ટન-પ્રોફેસરને નીમવાની સગવડ થાય તો થોડે ખર્ચે ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય એમ અમારૂં માનવું છે. આ ઉપરાંત હાલમાં અમેરિકા ને જર્મની આદિ દેશોમાં જે ઉત્તમ કિન્ડરગાર્ટન પુસ્તકો રચાયાં છે તેમાંનાં કેટલાંક પુસ્તકોનું ભાષાંતર કરાવવાની ખાસ જરૂર છે. આજથી લગભગ દશ વર્ષ પહેલાં વડોદરા સરકારે "પેરેડાઇઝ ઑફ્ ચાઇલ્ડ હુડ" નામના પુસ્તકનું ભાષાંતર કરાવી શિક્ષક વર્ગને ઉપકારી કર્યો છે. પરંતુ તે ભાષાંતર હવે જૂનું થયું છે. સર્વેના જાણવામાં હશે કે કિન્ડરગાર્ટનની વય માત્ર ત્રીશથી ચાળીશ વર્ષની છે. છેલ્લાં દશ વર્ષમાં તે પદ્ધતિમાં અસંખ્ય ફેરફાર જોવામાં આવે છે. પૂર્વોક્ત ઇંગ્રેજી પુસ્તકની જે આવૃત્તિમાંથી ભાષાંતર કરવામાં આવ્યું છે તેને નવી આવૃત્તિ સાથે સરખાવતાં જ ઉપરની વાત સાચી છે એમ સ્પષ્ટ જણાશે. જે શિક્ષણપદ્ધતિના સંગીન જ્ઞાનનો આધાર પરભાષા ( ઇંગ્રેજી ) ઉપર રહેલો છે તે પરભાષાને પ્રથમ તો સ્વભાષામાં ફેરવવી જોઇએ તો જ ગુજરાતી નિશાળના શિક્ષકોને ઉપયોગી થઈ પડે. કોલેજમાં કિન્ડરગાર્ટન-પ્રોફેસર તરીકે કોઈ ગૃહસ્થને નીમતાં પહેલાં તેમને યુરોપ ને અમેરિકાના જુદા જુદા દેશોમાં તે પદ્ધતિનો સ્વાનુભવ લેવા માટે સરકારને ખર્ચે મોકલવાની ગોઠવણ થાય તો તે ગૃહસ્થ પોતાનું કર્તવ્ય સંપૂર્ણ રીતે બજાવી શકશે.

સ્વતંત્રતાનું બીજારોપણ.

આર્યાવર્તમાં જે રાજકીય વાતાવરણ પ્રસરિત થયું છે તે યુરોપ તેમ જ અમેરિકાના ભિન્ન ભિન્ન દેશો કરતાં જુદું જ જોવા તથા અનુભવવામાં આવે છે. આર્ય બાળકોનાં અંતઃકરણ ઉપર સ્વતંત્રતારૂપી મહાન સદ્ગુણ બહુજ સંભાળ પૂર્વક રોપવાની ખાસ આવશ્યકતા છે. દરેક સુજ્ઞ શિક્ષકનું પ્રથમ કર્તવ્ય તો એ હોવું જોઇએ કે પોતાના હાથ નીચે ભણતા બાળકોમાં રાજ્યપ્રતિ સુદૃઢ પ્રેમ અને સંમાનની લાગણી ઉદ્ભૂત થાય તેવી પોતાના શિક્ષણની યોજના કરવી જોઇએ. આ વાત તો નિર્વિવાદ છે કે જેવાં બીજ વાવીએ તેવાં ઝાડને ફળ થાય. બાળકોના અંતઃકરણમાં બાલ્યાવસ્થામાં જે છાપ પડેલી હોય છે તે કદી પણ ભુસાતી નથી. તો આજ કાલ જે કરી ફરીયાદ ઉત્પન્ન થએલી જોવામાં આવે છે કે ભણેલા હિંદીજનોમાં રાજ્યપ્રતિ વફા-

દારીનો અભાવ જોવામાં આવે છે. તેવી ફરિયાદ કિન્ડરગાર્ટનપદ્ધતિ શિક્ષણના પરિણામરૂપ ઉત્પન્ન ન થાય તેની પ્રથમથી જ સંભાળ રાખવી એ જરૂરનું છે.

કિન્ડરગાર્ટન બાળકોની વય.

અમેરિકા ને જર્મનીમાં બાળકો લગભગ ત્રણ વર્ષનાં થાય છે કે તુરત તેમને શાળામાં દાખલ કરવાનો રીવાજ ચાલે છે. આ બાળકો લગભગ સાત વર્ષની વયનાં થાય છે ત્યાં સુધી આજ શાળામાં રહે છે એટલે કિન્ડરગાર્ટનશિક્ષણ માટે તેમને લગભગ ચાર કરતાં વધારે વર્ષ મળે છે. કિન્ડરગાર્ટનપદ્ધતિનો જેણે અભ્યાસ કર્યો છે તેમને વિદિત હશે કે ફ્રોબેલની વીશ બક્ષીસો છે. તેનો સંપૂર્ણ અભ્યાસ કરવા માટે ચાર વર્ષ સાધારણ રીતે બસ છે. આર્યાવર્તમાં માબાપ પોતાનાં બાળકોને પાંચ વર્ષની વયે નિશાળે મોકલે છે. સાત વર્ષની વયે તો તેમણે પ્રાથમિક ધોરણોનો ક્રમ અવશ્ય શરૂ કરવો જોઇએ, કારણ કે આર્ય બાળકોને સ્વભાષા સાથે પરભાષાનો પણ અભ્યાસ કરવાની જરૂર છે: એટલે તે પુખ્ત ઉમરનો થઈ સંસારમાં પડે તે પહેલાં તેનો અભ્યાસ બનતાં સુધી પૂરો થવો જોઇએ. એટલે આર્ય બાળકો માટે કિન્ડરગાર્ટનની વીશ બક્ષીસનો ક્રમ એવી રીતે નિશ્ચિત થવો જોઇએ કે તેનો લાભ તેઓ બે વર્ષમાં લઈ શકે. વાસ્તવિક રીતે જોતાં તો ત્રણથી ૭ વર્ષ એ કિન્ડરગાર્ટનને અનુકૂળ વય ગણાય છે. પરંતુ તે વયમાં આર્ય બાળકો નગ્નાવસ્થામાં ગૃહ અથવા શેરીમાં ભમતાં હોય છે, આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે કિન્ડરગાર્ટનનો વય સંબંધી જે આશય છે તે આર્યાવર્તમાં પૂર્વોક્ત કારણને લઇને યથાર્થ રીતે ફલીભૂત થઈ શકશે નહિ, પરંતુ આ પદ્ધતિથી આપણા બાળકોમાં પાંચ વર્ષની વય પછી પણ જે અવલોકનશક્તિની ખીલવણી થએલી જોવામાં આવતી નથી, તે તો જરૂર ખીલશે. તેની સાથે બાળકોમાં સ્વચ્છતા, નિયમિતતા, એકાગ્રતા, બીજા સાથે રહી કાર્ય કરવાની અભિરુચિ આદિ ગુણોનો પ્રાદુર્ભાવ થશે. હાલમાં જે ગોખણપદ્ધતિ કામ કરે છે, તેના કરતાં કિન્ડરગાર્ટન પદ્ધતિ હજાર દરજ્જે સારૂં કામ કરશે, એ નિ:સંશય છે. કિન્ડરગાર્ટનપદ્ધતિનો ઉદ્દેશ બાળકોના મનમાં જ્ઞાનને ઠાંસી ઠાંસીને ભરવાનો નથી. પરંતુ બાળકના અંત:કરણમાં પરમેશ્વરે જે શારીરિક, માનસિક, આધ્યાત્મિક ને નીતિ સંબંધી શક્તિઓ મૂકેલી છે તે બધી શક્તિઓનો સ્વત: પ્રાદુર્ભાવ કરાવવાનો છે. એ પ્રાદુર્ભાવ શિક્ષક યા કોઇપણ ગમે તેટલો પ્રયાસ કરે તો પણ અટકતો નથી. માત્ર દેખરેખની ખામીથી તે બધી શક્તિઓ સમાન રીતે કેળવી શકાતી નથી.

કિન્ડરગાર્ટન શિક્ષણની ઉત્તસર્ગ રાજકીય તેમજ સાર્વજનિક ખંત ને ઉત્સાહ

એ વાત તો સિદ્ધ છે કે જેણે કેરીનો રસ ચાખ્યો હોય તેને તેની લીજતની ખબર પડે. જે દેશના લોકોએ કેળવણીનાં સારાં ફળ ચાખ્યાં છે તે જ લોકો કેળવણીની ખરેખરી બુજ કરવાને સમર્થ થાય છે. કેળવણીનો અભાવ છતાં કોઈ પણ દેશ અભિવૃદ્ધિને પામેલો આપણે જોઇશું નહિ. અમેરિકા ને ઈંગ્લાંડમાં અત્યારે એવા લક્ષાધિપતિઓ છે કે જેઓએ પોતાના દ્રવ્યનો મોટો ભાગ સાર્વજનિક કેળવણીના ઉત્તેજનાર્થે અર્પણ કર્યો છે.

જે દેશમાં આવાં રત્ન પેદા થયાં હોય તે દેશ સુધારાના શિરોબિંદુએ પહોંચે એ ન-

વાઈ જેવું નથી. પૂર્વોક્ત દેશોમાં રાજ્ય તરફથી પણ ઘણી જ સારી મદદ આપવામાં આવે છે, રાજા ને પ્રજાના સંયુક્ત પ્રયાસનું પરિણામ એ આવ્યું છે કે સુધરેલા દેશોમાં વસ્તીનો મોટો ભાગ કેળવાએલો હોય છે. કેળવણીનો અર્થ કાંઈ વાંચતાં લખતાં આવડવું અથવા વિષયો મોઢે શીખી જવા એ નથી. તેનો અર્થ એ છે કે માણસની શક્તિઓને એવી રીતે કેળવવી કે જ્યારે તે આ સંસારમાં પડે ત્યારે તેના ઉપર જે ફરજો આવે તે પોતે બરાબર રીતે નેં નિડરપણે બજાવી શકે. સારા ભાગ્યે આર્યાવર્તમાં પણ આવા વીર ને સત્ય પુરુષો ઉત્પન્ન થતા જાય છે. મેસર્સ તાતા ને વાડીઆનાં નામ અને સખાવત આ દેશમાં સુપ્રસિદ્ધ છે. રાજાઓમાં પણ ગાયકવાડ સરકારે કેળવણીની બાબતમાં અગ્ર ભાગ લઈ પોતાની ઉજ્જ્વલ કીર્તિને ચોતરફ ફેલાવી છે. એટલે હવે એવો સમય આવ્યો છે કે જ્યારે રાજા ને પ્રજા બન્ને કેળવણીના સંબંધમાં પોતાની શી ફરજ છે તે બરાબર સમજતા હોય તેમ જણાય છે, અને તેની વૃદ્ધિ માટે યથાશક્તિ યથામતિ પ્રયાસ પણ કર્યા જાય છે. એ વાત તો સૌ કોઈ કબુલ કરશે કે જેવી રીતે એક હાથે તાળી પડતી નથી, તેવી રીતે રાજા કે પ્રજા **એકથી** સંગીન કાર્ય થઈ શકતું નથી. રાજ્યને કેળવણી ઉપરાંત બીજી ઘણી બાબતો ઉપર ધ્યાન આપવાનું છે, એટલે તેની સાથે પ્રજાની સંપૂર્ણ મદદની આવશ્યકતા છે; અને તેમ થાય તો જ દેશહિત સચવાય, આર્યાવર્તમાં કેળવણી પ્રતિ ઉત્સાહ ને ખંત જાગ્રત થયાં છે, અને અલબત તેથી દેશને સારો ફાયદો થશે. પરંતુ આટલું તો કહેવું જોઇએ કે જ્યાં સુધી રાજ્યકર્તાઓ એમ ન માને કે **પ્રજામાં પ્રસરેલી કેળવણી** જ એ રાજ્યનો **મોટામાં મોટો ને અખૂટ ભંડાર છે,** અને સોનાના સીક્કાથી ઉભરાઇ જતી ટ્રેઝરી કરતાં પ્રજાનાં કેળવાએલાં **સમગ્ર મનરૂપી ટ્રેઝરી** એ વધારે બળવાન અને ઉપયોગી છે, ત્યાં સુધી કેળવણીનું ખરેખરૂં સ્વરૂપ દેશમાં દાખલ થવું મુશ્કેલ છે. જે દેશમાં કેળવણી આપવી એ રાજ્યકર્તાઓ માત્ર વેઠ તરીકે માને તે દેશનું તો કહેવું જ શું!

વિદ્વાનો ને શિક્ષકોમાં દેશના કલ્યાણાર્થે શિક્ષણનો ધંધો લેવાની અત્યંત ઉત્સુકતા.

આર્યાવર્તને બીજા સુધરેલા દેશોમાં એક મહાન ભેદ વિચાર કરતાં પ્રદર્શિત થાય છે. તે નીચે પ્રમાણે:—આ સંસારમાં હમેશાં બે પ્રકારનાં મનુષ્યો હોય છે, (૧) પ્રવૃત્તિમાર્ગપરાયણ, (૨) નિવૃત્તિમાર્ગપરાયણ. આર્યાવર્ત જ્યારે સુધારાના શિખરે પહોંચેલો હતો તે વખતે તેની સ્થિતિનું યથાર્થ નિરૂપણ કરીએ તો સાફ જણાશે કે તે દેશમાં તે વખતે નિવૃત્તિમાર્ગનું પ્રાધાન્ય હતું. આર્ય લોકોના મનનું વલણ બાલ્યાવસ્થાથી જ નિવૃત્તિમાર્ગ પ્રતિ પ્રયાણ કરતું જણાતું હતું. ગૃહસ્થાશ્રમમાં આર્ય લોકો, યથાશક્તિ પ્રવૃત્તિમાર્ગમાં તલ્લીન રહેતા હતા. અને ગૃહસ્થનાં સઘળાં કર્તવ્યો નીતિ ને પ્રમાણિકતાના ધોરણે કરતા હતા. પરન્તુ અમુક વયે અને અમુક સ્થિતિમાં મૂકાયા બાદ, આર્ય પતિ—પત્ની વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરતાં, અને પોતાનો વખત માત્ર સાધુસંતની સેવા ને ઇશ્વરભજનમાં ગાળતાં, એટલે પોતાના દેહનું સાર્થક કરવામાં તત્પર રહેતાં. ઇંગ્લાંડાદિ સુધરેલા દેશોમાં જો બારીક દૃષ્ટિથી જોઇશું તો જણાશે કે તે દેશોના સુધારાનું મૂળ પ્રવૃત્તિમાર્ગપર લોકોની પ્રીતિ છે. તે લોકો એમ સમજે છે કે **ઉદ્યોગ એજ** મનુષ્યને **મોક્ષરૂપ** છે. જેવી રીતે સુધારાની ટોચે પહોંચેલા આર્યાવર્તમાં નિવૃત્તિમાર્ગ

પ્રધાન હતો, પરંતુ પ્રવૃત્તિમાર્ગ નહોતો એમ નહોતું, તેવીજ રીતે હાલના યુરોપના સુધરેલા દેશોમાં પ્રવૃત્તિમાર્ગનું પ્રાધાન્ય છે, એટલે તેમાં નિવૃત્તિમાર્ગનો અભાવ છે એમ નથી. તે દેશોમાં પણ હર્બર્ટ સ્પેન્સર ને આનીબેસન્ટ જેવાં મહાત્મા ઉત્પન્ન થયાં છે કે જે પોતાની મહા અદ્ભુત શક્તિથી લોકોનાં મન ઉપર નિવૃત્તિમાર્ગની આવશ્યકતાની છાપ દૃઢ રીતે બેસારવાને શક્તિવાન થયાં છે. તોપણ દેશનો મોટો ભાગ પ્રવૃત્તિમાર્ગપરાયણ છે. તે દેશોમાં વેપારી ને તેવા અન્ય લોકો જ્યારે પોતાના ધંધામાંથી ફારક થાય છે, અને ઓફીસરો જ્યારે પેન્શન ઉપર રીટાયર થાય છે, ત્યારે તે પોતાનો વખત ઇશ્વિરભક્તિમાં તો નહિ, પરંતુ દેશના કલ્યાણાર્થે ગાળે છે એમ કહીએ તો ખોટું નહિ. તેઓ મ્યુનીસીપાલિટી ને કેળવણીના કામમાં પોતાના લાંબા અનુભવનો ઉપયોગ કરે છે. આનું પરિણામ એ થાય છે કે તે દેશોમાં સાર્વજનિક કામો થોડે ખર્ચે ને સારી રીતે થાય છે. આધુનિક આર્યાવર્ત તરફ દૃષ્ટિ કરીશું તો માલૂમ પડશે કે પોતાના ધંધામાંથી નિવૃત્ત થયેલા અને વર્ષાસન ઉપર રીટાયર થયેલા આર્ય ગૃહસ્થો પ્રવૃત્તિમાર્ગને પણ ધારણ કરતા નથી, તેમ નિવૃત્તિમાર્ગને પણ ધારણ કરતા નથી. પરંતુ હિંદના હતભાગ્યે તેઓએ એક ત્રીજોજ માર્ગ શોધી કાઢ્યો છે, તેનું નામ આપણે નિંદામાર્ગ કહીશું. કોઈ પણ પ્રવાસી ગામડામાં જઈ ચૉરા ઉપર બેઠેલા વૃદ્ધ પુરુષોને સાંભળશે અથવા શહેરના મંદિરમાં એ સ્થળે એકઠા થએલા ડાહ્યા સાથે પ્રસંગ પાડશે તો તેમને જણાશે કે આ હિંદુસ્તાનના ખરેખર પોતાનો અમૂલ્ય વખત ઇશ્વિરભક્તિમાં નહિ, નહિ દેશ કલ્યાણાર્થે, પરંતુ માત્ર પરનિંદા કરવામાં જ ગાળતા હશે. અપવાદ ઘણા હશે. થોડા સમય ઉપર ઇંગ્લાંડમાં બ્રિટિશ સરકારે નવો કેળવણીધારો બહાર પાડ્યો. તેમાં મતભેદ તો હતો, પરંતુ એકંદર રીતે જોતાં તે માટે વૃદ્ધ તેમજ યુવાન પુરુષોએ પોતાની સંમતિ આપેલી જણાય છે, અને હવે તે કાયદાને કેવી રીતે અમલમાં મૂકવાથી તે ઉત્તમ ફળપ્રદ થઈ પડશે તે માટે ઇંગ્લાંડનો દરેક માણસ વિચાર કરતો જણાય છે. આવો બનાવ આર્યાવર્તમાં બનશે, તો કાંઈ નવીજ ખૂબી જણાશે. સુધરેલા દેશોમાં વિદ્વાનો તેમજ શિક્ષકો શિક્ષકના ધંધાને પોતાના જીવનના સાધનરૂપ માને છે, અને તે ધંધામાં પોતાનું તનમન અર્પણ કરી દે છે. આર્યાવર્તમાં આ ધંધો કનિષ્ઠ ગણાય છે અને શિક્ષકો માત્ર તે ધંધાને બીજા શ્રેષ્ઠ ધંધા ઉપર ચડવાના પગથીઆરૂપ ગણે છે. પરિણામ એ આવે છે કે કેળવણીનો જે ફાયદો બાળકોને મળવો જોઇએ તેવો મળતો નથી. જે પ્રજામાં આવા વૃદ્ધો, આવા શિક્ષકો, હોય તે પ્રજાનું કલ્યાણ થવામાં હજુ ઘણો વખત જોઇશે એમ કહેવામાં કશું ખોટું ગણાશે નહિ. જો રાજ્ય શિક્ષકોને સારા પગાર આપે, ને જો લોકો શિક્ષકના ધંધાપર માનની લાગણીથી જુએ, તો જ ઉત્તમજ્ઞાનવાળા ને દેશાભિમાની શિક્ષકો મળી આવે, ને પ્રજાનું હિત થાય.

**કિન્ડરગાર્ટન શિક્ષક કોન્ફરન્સ.**

અમેરિકાદિ દેશોમાં પ્રતિવર્ષ એક સ્થળે કિન્ડરગાર્ટન શિક્ષકો ને સુપરિન્ટેન્ડન્ટો એકઠા થાય છે અને પોતાનો આખા વર્ષનો અનુભવ પરસ્પર આપ-લે કરે છે. કૉન્ફરન્સના ફાયદા વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. આર્યાવર્તમાં હજુ કિન્ડરગાર્ટનશિક્ષણ થોડા વખત થયાં દાખલ થયું છે, ને તે વળી માત્ર મુંબઈ ઈલાકામાંજ, એટલે કિન્ડરગાર્ટનની શાળાઓ સ્થપાય ત્યાર પછી જ કૉન્ફરન્સની જરૂરીઆત ઉત્પન્ન થાય.

સ્ત્રી કેળવણીને લીધે માતાની કિન્ડર શિક્ષણમાં સહાય.

સ્ત્રીકેળવણીનો વિષય એવો છે કે જેને માટે જેટલું લખીએ તેટલું થોડું. દેશની ઉન્નતિનો ખરો આધાર સ્ત્રીકેળવણી ઉપર છે, એ વાત આજે સૌ કોઈ કબૂલ કરે છે. બાળક જન્મે છે ત્યારથી જ પોતે જ્ઞાન સંપાદન કરવા માંડે છે. જ્ઞાન સંપાદન કરવાના ત્રણ ક્રમ છે. પહેલો ક્રમ જન્મથી તે બાળક ત્રણ વર્ષનું થાય છે ત્યાં સુધીનો ગણાય છે. આ સ્થિતિમાં બાળક માત્ર અનુકરણ જ કરે છે. માત્ર ચક્ષુ, શ્રોત્ર સ્પર્શાદિ ઇંદ્રિયો દ્વારા એ પ્રત્યક્ષજ્ઞાનની પ્રાપ્તિ કરતું જણાય છે. ચોથા વર્ષથી તે રમત દ્વારાએ જ્ઞાન સંપાદન કરે છે. તેમાં પણ શરૂઆતની રમતમાં અનુકરણ કરે છે. ત્યાર પછી તે જે રમતમાં આનંદ આવતો હોય તે શરૂ કરે છે, ને છેવટે ઉપયોગી રમતમાં પોતાનો વખત ગાળે છે. ત્યાર પછી એવી સ્થિતિ આવે છે કે જેમાં બાળક પ્રત્યક્ષ તેમજ પરોક્ષજ્ઞાન બન્ને સંપાદન કરવાનું શરૂ કરે છે. પોતે પોતાના સ્વાનુભવથી જ્ઞાન સંપાદન કરે છે; એટલુંજ નહિ પરંતુ બીજા પાસેથી સાંભળેલા જ્ઞાનને પોતાના અંતઃકરણમાં ભરી રાખેછે અને તેનો યોગ્ય સ્થળે ને યોગ્ય વખતે પાછો ઉપયોગ કરે છે. આ દુનિયામાં જેટલું જ્ઞાન મનુષ્યે પ્રાપ્ત કરેલું હોય છે, તેનો મોટો ભાગ તો પરોક્ષ રીતે કરેલો હોય છે. પરંતુ આ પરોક્ષ જ્ઞાનરૂપી મકાનનો પાયો હમેશાં પ્રત્યક્ષજ્ઞાનથી બંધાએલો હોય છે. એટલે જેમ પાયો મજબૂત બંધાય છે તેમ જ્ઞાનરૂપી મકાન વધારે ઉંચું ને ટકે તેવું થઈ શકે છે. પહેલાં ત્રણ વર્ષમાં બાળકને પોતાના જ્ઞાન માટે માત્ર માતાની દેખરેખ ઉપર જ મુખ્ય આધાર રાખવાનો હોય છે. માતાનાં સઘળાં કાર્યોને વચનોની સુદૃઢ છાપ બાળકનાં મન ઉપર પડે છે, તેટલા માટે જ જે માતાઓ સુધરેલી ને વિદ્વાન હોય છે તે પોતાના બાળકનાં મનને જ્ઞાનરૂપી સારો ખોરાક પૂરો પાડી શકે છે.

મનુષ્ય ને પ્રાણી વિષે મહાન ભેદ એ છે કે પ્રાણી પોતાને જરૂર પડતા સંપૂર્ણ જ્ઞાન સાથે જન્મે છે. પ્રાણીનું બચ્ચું કેવી રીતે ચાલવું, પોતાનો ખોરાક કેવી રીતે શોધી કાઢવો, શત્રુથી પોતાનું રક્ષણ કેવી રીતે કરવું, તે જન્મથીજ જાણે છે. પરંતુ મનુષ્ય જન્મે છે તે વખતે નિરાધાર ને અપૂર્ણજ્ઞાનવાળું હોય છે ઇશ્વરે તેનામાં મનુષ્યત્વ ખીલવવાની શક્તિ મુકેલી છે કે જેથી રફતે રફતે જ્ઞાનમાં પ્રાણી કરતાં ચઢી જાય છે, એટલું જ નહિ પરંતુ મહા પ્રયાસે **ઇશ્વરત્વના પદને પણ પ્રાપ્ત** થવાને શક્તિમાન થાય છે. હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે તે જ્ઞાન કેવી રીતે બાળક સંપાદન કરે છે. બાળક **અખતરાથી** જ્ઞાન સંપાદન કરે છેઃ તે સર્વ દિશામાં ચાલી જુએ છે, સઘળી વસ્તુઓનો સ્પર્શ કરે છે, અને તેમાંથી પોતાને જે ઉપયોગી ને લાભપ્રદ જ્ઞાન માલૂમ પડે છે તેનું ગ્રહણ કરે છે. જે નિયમ શારીરિક સૃષ્ટિમાં લાગુ પડે છે, તે જ નિયમ માનસિક સૃષ્ટિમાં પણ લાગુ પડે છે, તે બધા પ્રકારના વિચારો કાર્યો કર્યા કરે છે, ને તેમાં જે તેને જનસમૂહને ઉપયોગી લાગે છે, તેનો સત્કાર કરે છે. આ રીતે બાળકો સઘળી વસ્તુઓના **અખતરા** કરે છે, તેમાંથી સારૂં ને નરસું શું તેનો નિર્ણય કરે છે, ને જે સારૂં નીવડે છે તેને વળગી રહે છે. મનુષ્યત્વનો આ ખાસ ગુણ છે અને આ ગુણની અભિવૃદ્ધિ વિશેષ કરીને બાલ્યાવસ્થામાં જ થાય છે. જો આ પ્રમાણે સ્થીતિ હોય તો બાલ્યાવસ્થામાં બાળકની આસપાસ સત્ય, સદ્ગુણ, સૌંદર્ય ને

પ્રેમનું વાતાવરણ પ્રસારવું જોઇએ. આ કામ ઘણું કરીને માતાને કરવાનું હોવાથી, સ્ત્રી કેળવણીની કેટલી આવશ્યકતા તે સિદ્ધ થાય છે.

કેળવણી કેવા પ્રકારની આપવી જોઇએ, ને તેનો શું ઉદ્દેશ જોઇએ તે વિષે બે બોલ બોલી અમે આ વિષય પૂરો કરીશું, અને પ્રસંગ આવે હવે પછી " કિન્ડરગાર્ટન "એટલે શું, તેનો શો ઉદ્દેશ છે, તેમાં કેટલી બક્ષીસો છે, તે દરેક બક્ષીસમાં શું શું આવે છે. વગેરે બાબતો અમારા સુજ્ઞ વાચકવર્ગ સમક્ષ મૂકીશું.

બાળકોને એવા પ્રકારની કેળવણી આપવી જોઇએ કે જેથી તે નિશાળ છોડી જીંદગીમાં જોડાય ત્યારે તેણે જાણે કોઈ નવાજ પ્રદેશમાં પ્રવેશ કર્યો છે એમ ન લાગે. કેળવણી ને જીંદગીને પરસ્પર ઘાટો સંબંધ હોવો જોઇએ. કેળવણી એ આત્મકૃતાર્થે નથી, પરંતુ જનહિતાર્થે છે તે વાત તેણે સમજવી જોઇએ. આવા પ્રકારના સંબંધ હોવાનાં ત્રણ કારણો છે.

( ૧ ) આત્મપોષણ કરવાને લાયક બાળકોને તૈયાર કરવાં એ શાળાનું પ્રથમ કર્તવ્ય છે.

( ૨ ) શાળામાં બાળકોને એવી રીતે કેળવવાં જોઇએ કે તે જનહિત ખાતર પોતાના હીતનો ભોગ આપે.

( ૩ ) શાળા ને જીંદગી એ પરસ્પર ભિન્ન નથી પરંતુ એક છે તેવું જ્ઞાન બાળકનાં મનમાં ઉતરવું જોઇએ.

મનુષ્યના જન્મથી મરણ પર્યંત કેળવણીની ક્રિયા ચાલુ રહે છે. કેળવણીની શરૂઆત જન્મ અગાઉ થાય છે અને મરણ પછી પણ ચાલુ રહે છે, એ વાત પુનર્જન્મ માનનારને અસંભવિત લાગશે નહીં. દરેક વસ્તુ કે જેને આપણી જીંદગી સાથે સંબંધ છે, અને જે આપણા વિચારને લક્ષણ બાંધવામાં મદદ રૂપ થઇ પડે છે, તે આપણને કેળવણી રૂપ છે. શાળા માત્ર આ કેળવણીનો એક અંશ છે. શાળાનું મુખ્ય કર્તવ્ય એ છે કે જ્યારે મન સુકોમળ સ્થિતિમાં બહારની છાપ ગ્રહણ કરવાને લાયક હોય છે ત્યારે તેના ઉપર સદ્ગુણો ને લક્ષણના બીજનું દૃઢ આરોપણ કરે. આની અસર જીંદગી પર્યંત પહોચે છે. માટે જ શાળાનું કર્તવ્ય મહત્તમ કહેવાય છે. આ સંસાર રૂપી સ્ટેજ ઉપર મનુષ્યને જે વેષ ભજવવાનો છે, તેની પાત્રતા સંપાદન કરવાને શાળા એ નાટકની માફક રિહર્સલરૂપ છે. શાળામાં રોપાએલાં સદ્ગુણ યા દુર્ગુણનાં બીજ જીંદગીમાં ફળપ્રદ નીવડે છે. શાળા એ બાળકને જીંદગી માટે તૈયાર કરે છે, એટલુંજ નહીં પરંતુ તે જીંદગીનો એક અંશ છે. શાળા ને જીંદગીમાં સંપાદન કરેલી કેળવણી, પરસ્પર વિરોધી નથી, પરંતુ પરસ્પરાપેક્ષી છે.

કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય.

---

# બાલસિંહ—મોતીબા.

( અનુસંધાન ગત વર્ષના પૃ૦ ૪૨૯ થી. )

## પ્રવેશ ૨ જો.

સ્થળ: મેઘરાજનું ઘર.

[ મેઘરાજ પ્રવેશ કરે છે. ]

મેઘરાજ—મારા પિતા જોરાવરસિંહ ગુજરી ગયા. સરકારે બાલસિંહને વારસ ઠરાવ્યો. હું મોટો પુત્ર, પણ રખાતના પેટનો, એટલે મારો હક માર્યો ગયો. સરકાર સગીરને વારસ ઠરાવે એમાં નવાઈ જેવું નથી, કેમકે તેથી રાજ્યકારોબાર થોડાં વરસ પોતાના હાથમાં રહે. અગાઉનો વખત ગયો. અંગ્રેજોના આવ્યા પહેલાં જેનું બુદ્ધિબળ ને અંગબળ વધારે તે રાજા થવા પામતા, ઔરંગઝેબ શાહજહાંનો નાનો દીકરો હોવા છતાં પાદશાહ થયો તે સ્વપરાક્રમને લીધે જ. હવે તો ગોળ ને ખોળ બન્ને સરખા. આ બાલસિંહને હું હથેળીમાં મસળી નાખું એવો છું, પણ સરકારના દિલમાં તે વસ્યો. અંગ્રેજ મુલકમાં ન હત તો એક પળમાં પિતાની ગાદીએ બેસી મારી આણ વર્તાવત. અંગ્રેજનું લશ્કર મોટું, નહિ તો આવો અન્યાય હું ઘડીએક પણ સહન કરૂં ? શું રાજ્યને પણ હિંદુ લૉનું વારસાપ્રકરણ લાગુ પડે ? અંગ્રેજોને પોતાને જ પૂછી જુઓ કે તમને ક્યા કાયદાથી વારસો મળ્યો છે ! હવે તો બુદ્ધિબળથી જ ફાવવાનો રસ્તો છે. પિતાએ બાલસિંહના જન્મ પહેલાં મને વારસ તરીકે સરકાર પાસે મંજુર કરાવેલો. બાલસિંહ ન હત તો હું જ રાજા થવા પામત. મારા નસીબનો પ્રકાશ બાલસિંહ રૂપી રાહુના ક્ષયથી જ વિકાસ પામશે.

[ ધોળીબા પ્રવેશ કરે છે. ]

ધોળીબા—નહિ, નહિ, આપના નસીબના રંગ બાલસિંહરૂપી સૂર્યના પ્રકાશમાં જ અનન્ત ખીલશે.

મેઘરાજ—તું શું લવે છે ! અમારા ગુપ્ત મંત્રો પણ છાનીમાની સાંભળે છે કે ?

ધોળીબા—હું આપને આપણાં વહાલાં પુત્ર-પુત્રીના અભ્યાસની વાત કરવા આવતી હતી ત્યાં આપના શબ્દો મારે કાને પડ્યા. તે શબ્દોમાં સમાયેલા પાપી વિચારે મારા હૃદયમાં પ્રત્યાઘાત કર્યો ને મારા મ્હોમાંથી તેના વિરોધી ધર્મવાળા વિચારને પરાણે ઠસાવ્યો.

મેઘરાજ—ગાંડી ડહાપણ જવા દે.

ધોળીબા—હું આપને શીખામણ આપવા યોગ્ય નથી. આપ સર્વ વાતે કુશળ છો. પણ આપના ભલાની ખાતર, આપણા કુટુંબના ભલાની ખાતર, ને કહું તો મારા પોતાના ભલાની ખાતર, હું આપને આજીજી કરીને વિનવું છું કે આપ બાલસિંહને દીલોજાનીથી રાજા તરીકે સ્વીકારો.

મેઘરાજ—તું મૂર્ખ છે. શું તું મારા ને તારા ભલાની વાત કરે છે? હું રાજા થાઉં ને તું રાણી થાય એ આપણું ભલું નહિ? આપણા કુટુંબનું ભલું નહિ? શું તું એક હલકા બાપાતની સ્ત્રી ગણાવામાં તારૂં ભલું માને છે?

ધોળીબા—હું મારા સ્વામીને, મારાં પુત્ર-પુત્રીને, ને મને પોતાને ધર્મિષ્ટ અને સદાચરણી જોવામાં જ મારૂં ભલું દેખું છું, પછી ગમે તો હું રાણી હોઉં કે ન હોઉં.

મેઘરાજ—ક્ષત્રીને રાજ્યલોભરહિત થવું એ ધર્મવિરુદ્ધ છે.

ધોળીબા—ક્ષત્રીએ પણ રાજ્યલોભથી પોતાના બાપનું રાજ્ય વિના અપરાધે છીનવી લેવું એ પાપ છે.

મેઘરાજ—આ તો વિના અપરાધે મારો રાજ્યહક્ક-છીનવી લેવામાં આવ્યો છે.

ધોળીબા—તેમ હોય તો પણ તે તમારા ભાઇએ છીનવી લીધો નથી. તેનો હક તો સરકારથી ઠરેલો છે.

મેઘરાજ—સ્ત્રીની બુદ્ધિ પ્હાનીએ. (સ્વગત) સ્ત્રીને ગુપ્ત મંત્ર કહી દેવો એમાંથી વિપરીત થાય. આટલું બોલાઈ ગયું તેમાં પણ ભૂલ થઈ. (પ્રકાશ) મારી વ્હાલી, આ તો ગમતમાં મેં તારી સાથે ચર્ચા કરી છે. પણ હું ખરૂં કહું છું કે મેં સરકારનો ઠરાવ કબૂલ રાખવાનો નિશ્ચય કર્યો છે.

[ ચંચલબા, ચપલસિંહ ને ચંદ્રસિંહ પ્રવેશ કરે છે. ]

ધોળીબા—મારી લાડકવાયી ચંચલ, ને મારા વ્હાલા ચપલ, ને ચંદ, તમે કયાં ગયાં હતાં?

ચંદ્રસિંહ—માજી, તમે જ અમને નાની દાદીમાને ત્યાં મોકલ્યાં ને હવે જાણે અજાણ્યાં હો તેમ કેમ પુછો છો?

મેઘરાજ—આ બચ્ચાંઓને તેં ત્યાં કેમ મોકલ્યાં હતાં?

ધોળીબા—તમે જાણો છો કે મારાં નાનાં સાસુજી સ્વરૂપબા સાહેબ મારા સસરાજીના મરણથી આખો દિવસ ઉદાસી રહ્યાં કરે છે. ગામની સ્ત્રીઓ તેમની પાસે જાય છે તે તો સસરાજીની વાતો કરીને ઉલટાં તેમને વધારે શોકાતુર કરી નાખે છે. માટે આ છોકરાં ત્યાં ગયાં હોય તો બે ઘડી તેમનું મન શોકથી દૂર રહે માટે મેં તેમને ત્યાં મોકલ્યાં હતાં.

મેઘરાજ—(સ્વગત) આ સ્ત્રીના વિચાર ને મારા વિચાર કોઈ રીતે મેળ ખાય તેવા નથી. પણ એક રીતે જોતાં તે કરે છે તે ઠીક છે. તેની રાજ્યભક્તિથી મારૂં કાર્ય વધારે સ્હેલાઇથી સિદ્ધ થશે. જેનાં સ્ત્રી છોકરાં રાજ્યભક્ત છે તે પોતે પણ રાજ્યભક્ત હશે જ એમ સૌ માનશે. એટલે મારામાં રાજદ્રોહની શંકા પણ કોઈ નહિ કરે. (પ્રકાશ) તેં પણ તેમની મહેરબાની મેળવવાનો ઠીક રસ્તો લીધો.

ધાળીબા—એવી સ્વાર્થબુદ્ધિથી મેં તેમને મોકલ્યાં નહોતાં. મેં તો મારાં નાનાં સાસુજીના ગુણોથી આકર્ષાઈ તેમને સુખ આપવાના વિચારથી તેમ કર્યું હતું. આપની જનેતા ને બાલસિંહજીની જનેતા બન્ને તરફ મારી ફરજ બજાવવામાં હું યથાશક્તિ યત્ન કરૂં છું. બોલો, મારાં લાડકવાયાં, તમને તમારાં નાનાં દાદીમા કેવાં ચાહે છે, ને તેમની પ્રીતિનો તમે શું બદલો આપો!

ચંચલબા—

નાનાં દાદી મા રાખે છે મને પુત્રી તુલ્યઃ
પ્રેમ દિલોજાન તેનો લેખું હું અમુલ્ય.—નાનાં૦

તેઓ મને કહે છે કેઃ—

"પુત્રી પેટ પડી નથી, પૌત્રી પુત્રી સમાન;
લાડ લડાવી બાપુ તને, દઈ તુજ કન્યાદાન,
લઈશ લ્હાવો દુનિયાનો સુખદ અતુલ્ય." નાનાં૦

આભૂષણ આપે બહુ, આપે વસ્ત્ર ફળફૂલ;
કાકાને કર્યાં માહરા કલ્પિત ગુણ સમૂલ,
શરમાવે મુને તે એ તેની એક જ ભૂલ. નાનાં૦

બદલો આ ઉપકારનો, શું હું આપું રંક ?
ભક્તિભાવથી રીઝવું, તેને બેશી અંક,
તો તો માડી, શોભાવું હૈ કંઈક તારી કુખ. નાનાં૦

ચપલસિંહ ને ચંદ્રસિંહ—

ખોળે બેસાડ્યા, ચુમ્બીઓ લીધી, પૂછ્યું "શું ભણ્યા ? કુમાર;"
એમ અધિકું, વ્હાલ બતાવ્યું, દીધા સરસ તુખાર. ખોળે.

નાનાં દાદીમા બહુ, પવિત્ર ને સ્નેહાળ;
ચાહે અમને ઉમરથી, જેમ માતા નિજ બાળ;
કહ્યું કાકાને, જાણજો આને, ક્ષાત્ર ગુણો ધરનાર. ખોળે.

કાકા પણ સ્નેહાર્દ્ર છે, પણ તે દાદી-પ્રભાવ;
સમુદ્રને જ્યમ ચંદ્રિકા, હે છે પ્રીતિ સ્વભાવ.
સ્નેહપ્રતિમા નાનાં દાદીમા, વીસરે નહિ કોઈ વાર. ખોળે.

બદલો તેની પ્રીતિનો, આપ્યો નથી જરાય;
અપાય તેમ પણ છે નહિ, આ જન્મારામાંય.
તો પણ લે આ ડોલ જનેતા, થીર આ તેને દેનાર. ખોળે.

ધોળીબા—ધન્ય છે કુંવરો તમોને. આ ધોળી તમો દઇને જ ઉજળી છે.

[ હંસાકુંવર પ્રવેશ કરે છે. ]

હંસાકુંવર—વહુ, રસોઇનો વખત થયો. ચંચલ, જા, તારી માને તું રસોઇમાં સહાયતા આપ. ચપલ ને ચંદ્ર, તમારા માસ્તર તમારી વાટ જોઇને બેઠા છે. માટે જાઓ વિદ્યાભ્યાસ કરો.

[ ધોળીબા, ચપલસિંહ તથા ચંદ્રસિંહ જાય છે.

મેઘરાજ—(સ્વગત)-મારી સ્ત્રીએ મારી અપર માતા તથા બાલસિંહ તરફ મારી પ્રીતિ ઉત્પન્ન કરવા માટે કેટલી યુક્તિઓ રચી?-ના, ના, યુક્તિઓ કેવી!—ખરે દુધના ઘડામાં વિષનું એક બિંદુ નાખ્યું હોય તો તમામ દુધને વિષમય કરી મૂકે છે, તેમ મારી આંખનું વિષ મારા આખા સંસારને ખારો કરી નાખે છે.

હંસાકુંવર—ચંચલ, તું કેમ જતી નથી?

ચંચલબા—દાદી મા, મને તો રોજ રસોઈ કરવી ગમતી નથી. હું આજે નવી ગરબી શીખી છું તે મારા બાપુને ગાઈ બતાવવા રોકાઈ છું.

હંસાકુંવર—રસોઈમાં આળસ રાખવી તને પોસાશે નહિ. તારા બાપુની તને રાજમાં પરણાવવા જેટલી તાકાદ નથી. તારે તો કોઈ ગરીબ ગરાશીઆને પરણવું પડશે. અત્યારે ગરબીનું મસ કાઢી તું રોકાવાનું કરે છે તે હું સમજું છું.

મેઘરાજ—જા બેટા, તારી ગરબી હું કોઈ બીજે વખતે સાંભળીશ. [ ચંચલબા જાય છે. ] (સ્વગત) અરે મને ગાદી મળી હત તો મારી સ્ત્રીને તથા પુત્રીને આમ રસોઈ કરવાનો વારો આવત? પણ શું કરૂં? અપરમાતાનું પિતાશ્રી પાસે ચલણ થયું, ને મારી માતાને જુદાં રહેવાનો વખત આવ્યો, ત્યારથી રાજ્ય તરફથી ખરચ જેટલા પણ પૂરા પૈસા મને મળતા નથી, ને મોવાળા જેટલું દેણું થઈ ગયું છે.

હંસાકુંવર—મેઘરાજ, તું શું વિચાર કરે છે?

મેઘરાજ—માજી, વિચાર તો એ કે આ ચંચલબા જેવી સુકુમાર કુંવરીને રસોઈમાં ગોંધાવું પડે છે.

હંસાકુંવર—તે કેમ ગોંધાવું ન પડે? તારાં જેવાં પરાક્રમ તેવું તેને સુખ.

મેઘરાજ—પણ મેં ક્યાં સરકારને અરજીઓ કરવામાં ન્યૂનતા રાખી છે? બારીસ્ટરો ને વકીલોમાં પૈસા ઉડાવવામાં ક્યાં કચાસ રાખી છે? અમલદારોને પણ માગ્યા દામ આપ્યા છે. પણ નસીબમાં ગાદી નહિ એટલે ક્યાંથી મળે.

**હંસાકુંવર**—હંસાકુંવરનો દીકરો નસીબ ઉપર આધાર રાખી હાથ જોડી બેસી રહે નહિ. કાયર પુરુષો જ નસીબનો આશ્રય લે છે. નસીબને લીધે કાંઈ હું તારા પિતાની માનીતી થવા પામી નહોતી, પણ મારા પરાક્રમથી.

**મેઘરાજ**—ત્યારે તમે કેમ સ્વરૂપબાને વધવા દીધાં?

**હંસાકુંવર**—સ્વરૂપબાને બાલસિંહ ન અવતર્યો હત તો તેમ કદી થાત નહિ. હું રજપૂતાણી નહિ. એટલે રાજા મારી સાથે વિધિપૂર્વક લગ્ન ન કરી શકયા. ને તું જાણે છે કે તેમને રજપુતાણીના પેટનો પુત્ર જોઇતો હતો. રાજા બધી રીતે ભોળા હતા પણ તેના મનમાં કોણ જાણે એવું ભૂત ભરાઈ બેઠું હતું કે રાજગાદીએ શુદ્ધ રજપૂત જ જોઇએ. તે ભૂત પણ બાલસિંહના જન્મ થતાં સુધી તેમના મનમાંથી હું દૂર કરી શકી હતી, ને તને વારસ પણ ઠરાવી ચુકી હતી.

**મેઘરાજ**—ત્યારે સ્વરૂપબાને બાલસિંહ અવતર્યો તેટલે દરજ્જે તો આપણું નસીબ મંદ ખરું કે નહિ?

**હંસાકુંવર**—બાલસિંહ અવતર્યો ન-અવતર્યો ક્યાં નથી કરી શકાતો? તને ઉપાય સૂઝતો નથી એટલે નસીબને દોષ દે છે.

**મેઘરાજ**—ત્યારે તમે શું ઉપાય સુઝાડો છો?

**હંસાકુંવર**—તને પોતાને ન સૂઝે તો બીજાનો સુઝાડેલો તો ક્યાંથી જ કરી શકીશ?

**મેઘરાજ**—માજી, આ બાબતમાં મેં બહુ વિચાર કર્યો છે. મારાથી હાલની સ્થિતિ બિલકુલ સહન થઈ શકતી નથી. ગાદી ને મારી વચ્ચે ફક્ત બાલસિંહ છે એ હું જાણું છું. તેને ખસેડવો મારે મન મુશ્કેલ નથી. તેનો માર્ગ શોધું છું.

**હંસાકુંવર**—પણ તારી વહુ ને છોકરાં તો સામા પક્ષનું જ ગાયાં કરે છે.

**મેઘરાજ**—સામા પક્ષનો વિશ્વાસ સંપાદન કરવામાં તેઓ જ આપણને સહાયભૂત થશે. માટે તેમને વારશો મા, ને આપણા મનની વાત કરશો મા.

**હંસાકુંવર**—તું ઠીક કહે છે, પણ તને ખબર છે કે પોલિટિકલ એજંટ અહીં આજે આવી ગયો છે ને તેની સાથે ત્રણ ચાર ગોરા પણ આવ્યા છે. કાલે દરબાર ભરી બાલસિંહને તે વાર ઠરાવશે.

**મેઘરાજ**—આ મારાથી જોઈ શકાશે નહિ. બાલસિંહ, હવે તારો કાળ નજીક આવ્યો છે. ભલે કાલે તું ગાદીનો વારસ ઠરે, પણ તને ગાદી ભોગવવાનો વારો નહિ જ આવે. તે પહેલાં ક્યારનોએ તું જમને સ્વાધીન થયેલો હોઇશ. [ જાય છે.

**હરજીવન ભગવાનજી શુકલ.**

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨. અંક ૬. [ માસિક ] આષાઢ સંવત્ ૧૯૫૯.

## દિગ્-દર્શન.

મિ. ચેમ્બરલેઇને સૂચવેલી આર્થિક નીતિ.

ચાલુ માસમાં ત્રણ રાજકીય વિષયો ખાસ ચર્ચાના વિષય થઈ પડ્યા છેઃ (૧) લૉર્ડ કર્ઝનની વાઇસરૉયગીરીની મુદતમાં વધારો, ( ૨ ) દક્ષિણ આફ્રિકામાં કેટલુંક લશ્કર રાખી એના ખર્ચનો કેટલોક બોજો હિન્દુસ્તાન માથે નાંખવાનો ઇંગ્લંડના લશ્કરી પ્રધાન મિ. બ્રૉડ્રિકનો યત્ન, અને (૩) ઇંગ્લંડની આર્થિક નીતિમાં કૉલોનિઝ ( પરદેશી બ્રિટિશ સંસ્થાન ) ખાતાના પ્રધાન મિ. ચેમ્બરલેઇને સૂચવેલો મહત્ત્વનો ફેરફાર.

આ ત્રણમાંના પહેલા વિષય ઉપર અભિપ્રાય બાંધવા માટે લૉર્ડ કર્ઝનની વ્હાઇસરૉય તરીકે આજ પર્યન્તની કારકીર્દિનું સૂક્ષ્મતાથી અવલોકન કરવાની જરૂર છે—જે આગળ ઉપર આપણે કરીશું. બીજા વિષયના સંબન્ધમાં સમસ્ત હિન્દ—દેશીઓ તેમ જ એંગ્લો ઇન્ડિઅનો, અને હિન્દના હિત માટે કાળજી ધરાવનારા ઇંગ્લંડના ગૃહસ્થો અને વર્તમાનપત્રકારો સર્વે એક અવાજે મિ. બ્રૉડ્રિકના આ અન્યાયી યત્ન સ્હામે વાંધો લે છે, અને એને પરિણામે મિ. બ્રૉડ્રિકે પોતાનો વિચાર પાછો ખેંચી લેવો પડશે એ નિઃસંશય છે. માટે અત્રે માત્ર ત્રીજા પ્રશ્ન સંબન્ધી જ થોડુંક દિગ્દર્શન કરીશું.

વાચકના જાણવામાં છે કે અર્થશાસ્ત્રમાં છે જેને "Free-Trade Policy" યાને અપ્રતિબદ્ધ (બીન જકાતી) વ્યાપારનીતિ કહે છે એનું પ્રભવસ્થાન ઇંગ્લંડ છે. આજથી પચાસ સાઠ વર્ષ ઉપર ઇંગ્લંડમાં પણ અનેક તરેહના પરદેશી માલ ઉપર જકાત લેવામાં આવતી—જેમાંથી અનાજ પણ મુક્ત નહતું. એ અરસામાં દુકાળને લીધે તેમ જ બીજાં કેટલાંક કારણોથી ગરીબ લોક તંગીમાં આવી પડ્યા, અને કૉબ્ડન અને બ્રાઇટ એ બે મહાત્માઓને એમને માટે ઘણી લાગણી થઇ આવી. એઓએ અથાગ શ્રમ લઈ દેશને ખાતરી કરી આપી કે પરદેશી અનાજ ઉપર જકાત નાંખવાથી પરદેશને નુકશાન નથી, ગરીબ લોકનો રોટલો મોંઘો થાય છે, અને એનો ફાયદો ઇંગ્લંડનાં ખેતરોના માલીક જમીનદારો—એટલે કે લૉર્ડ લોકોને જ રહે છે. આ મહાત્માઓના શ્રમથી અનાજ ઉપરની જકાત ધીમે ધીમે દૂર થઇ, અને તે દિવસથી ઇંગ્લંડમાં અપ્રતિબદ્ધવ્યાપારનીતિની સ્થાપના થઇ. ઇંગ્લંડનો આ આર્થિક સિદ્ધાન્ત યુરોપ-અમેરિકામાં સ્વીકારવામાં આવતો નથી એટલું જ નહિ, પણ ઇંગ્લંડના કૉલોનિ (સંસ્થાનો) પણ ઇંગ્લંડ સુદ્ધાંના માલ ઉપર જકાત મૂકતાં અચકાતાં નથી. છતાં આપણા દેશમાં સામાન્ય રીતે ઇંગ્લંડની અપ્રતિબદ્ધવ્યાપારનીતિ જ હજી સુધી પ્રવર્તે છે. એ નીતિથી આપણા દેશના હુન્નરોને ઘણું જ નુકશાન થયું છે અને થાય છે એ વાત હિન્દના વર્તમાન યુગના મહાનમાં મહાન દ્રષ્ટા મિ. જસ્ટિસ રાનડેએ અને એમને અનુસરી મિ. રમેશચન્દ્ર દત્તે એવી સારી રીતે બતાવી આપી છે કે મિ. ફીરોઝશાહ મહેતા જેવા ફૉસેટ અને કૉબ્ડનના અનુયાયી પણ હવે એમની રાજકીય ફરિયાદોમાં આ ફરિયાદને દાખલ કરવી યોગ્ય ગણે છે.

ઇંગ્લંડની "Free-trade policy"—અપ્રતિબદ્ધવ્યાપારનીતિ—બિનજકાતી વ્યાપાર નીતિ—નો મિ. ચેમ્બરલેઇન ત્યાગ કરવા માગે છે, પરન્તુ એને સ્થાને એ એવી અનુદાર અને સ્વાર્થી નીતિ દાખલ કરવા ઇચ્છે છે કે એનાથી આપણા દેશને તો હરેક રીતે હાનિ છે. મિ. ચેમ્બરલેનની વ્યાપારનીતિ 'Protection'ની (દેશી માલના સંરક્ષણની) નથી,'Fair trade'ની (વાજબી જકાત નાંખવાની) નથી, પણ "Preferential tariff" એટલે કે પક્ષપાતી જકાતની છે. મિ. ચેમ્બરલેઇનની દલીલ એવી છે કે પરરાજ્યો સ્હામે ટકી રહેવા માટે ઇગ્લંડ અને એના તાબાના મુલકો તથા દૂર વસેલાં સંસ્થાનો વચ્ચે સબળ ઐક્ય થવું જોઇએ, જે ઐક્ય માત્ર હૃદયના ભાવમાં સમાઇ રહેવાથી ફળ નથી; પણ આર્થિક રૂપે પ્રકટ થઈ મજબૂત અને સ્થિર થવાની જરૂર છે. આટલા માટે મિ. ચેમ્બરલેઇન પોતાનાં અને પારકાં વચ્ચે ભેદ પાડી પોતાનાંને ઓછી જકાતે યા બિનજકાતે ઇંગ્લંડ સાથે વેપાર કરવાની છૂટ બક્ષવા ઇચ્છે છે, અને એ જ સિદ્ધાન્ત કૉલોનિ (સંસ્થાનો) પાસે પણ સ્વીકારાવવા માગે છેઃ અર્થાત્ જર્મનિ વગેરે પારકી પ્રજાઓ વેપારમાં ફાવી જાય છે, એ ન ફાવે એ ઉદ્દેશથી આ યોજના કરવા ધારે છે.

મિ. ચેમ્બરલેઇનની આ વ્યાપારી રીતિ આપણા દેશને લાગુ પાડવામાં આવે તો એથી આપણને લાભ છે કે હાનિ ? આ પ્રશ્ન હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં બહુ ઉત્તમ રીતે ચર્ચવામાં આવ્યો હતો. આપણા જૂના વ્હાઇસરૉય લૉર્ડ નોર્થબ્રૂક જેઓ એક ચુસ્ત 'Free-trader'

બિનજકાતી વ્યાપારી નીતિના હિમાયતી છે, એમણે મિ: ચેમ્બરલેઇનની સૂચના ઉપર સખ્ત ટીકા કરી એમ બતાવવા યત્ન કર્યો હતો કેઃ—

(૧) હિન્દુસ્તાન Free-trade policy બિનજકાતી વ્યાપારી નીતિથી જ આબાદ થયું છે. અને ૧૮૭૫ માં હિન્દુસ્તાનનો દરિયાઇ વેપાર ૧,૦૪૦ લાખ પાઉંડનો હતો, એ વધીને આજ ૧૬૪૦ લાખ જેટલો થયો છે. ૧૯૦૨ માં ઇંગ્લંડમાંથી સુતરાઉ કાપડ ૨૬૫૦૦૦૦૦ પાઉંડનું અને બાકીના બધા દેશો( યુરોપ અમેરિકા) માંથી માત્ર ૧૦૦૦૦૦૦ પાઉંડનું હિન્દુસ્થાન ખાતે ચઢયું હતું. વાર ( યાર્ડ ) ને હિસાબે ગણીએ તો ૧૮૭૬ માં ઇંગ્લંડમાંથી ૧૧૬૦૦૦૦૦૦ વાર, અને ૧૯૦૨ માં ૨૧૫૪૦૦૦૦૦૦ વાર કાપડ હિન્દુસ્થાન ચઢયું હતું, અને બીજા દેશોમાંથી ૧૮૭૬ માં ૨૦૫૦૦૦૦૦ વાર અને ૧૯૦૨ માં ૨૫૭૫૦૦૦૦ વાર ચઢયું હતું.

(૨) સંસ્થાનો સાથે જેવી ગોઠવણ થઈ શકે એમ છે એવી હિન્દુસ્તાન સાથે થઈ શકે એમ નથી. કારણ કેઃ—

(ક) ઇંગ્લંડનું સુતરાઉ કાપડ તો હિન્દ હાલ પણ—પોતાનું હોય એમ જ ગણે છે. તેથી તે સંબન્ધમાં, ઇંગ્લંડ તરફથી પક્ષપાત મેળવવા માટે, હિન્દુસ્તાન હાલ કરતાં કાંઈ વિશેષ કરી શકે એમ નથી.

(ખ) ઇંગ્લંડનો જે માલ પરદેશી માલ સાથે હરીફાઇ કરે છે તેના સંબન્ધમાં હકીકત એવી છે કે ઇંગ્લંડ ૩૨૫૦૦૦૦૦ પાઉંડનો માલ હિન્દ ખાતે મોકલે છે, ત્યારે બીજા દેશો ફક્ત ૧૦,૦૦૦૦૦૦ પાઉંડની કિમતનો મોકલે છે. આમાંથી પચાસ લાખ પાઉંડનો માલ તો એવો છે જે ઇંગ્લંડમાં બનતો જ નથી. બાકી પચાસ લાખ રહ્યા, એના સંબંધમાં આપણે જે કાંઈ ફેરફાર કરીએ એ ઇંગ્લંડ માટે જૂજ છે.

(૩) બીજી તરફથી, હિન્દમાંથી આપણા દેશમાં જે માલ આવે છે તેના સંબન્ધમાં પણ પણ હિન્દને આપણે કંઈ વિશેષ ફાયદો આપી શકીએ તેમ નથી. કારણ કે હાલ પણ ચહા અને ચોખા તો આપણા દેશમાં માત્ર હિંદના જ આવે છે. ત્યારે ઘઉં, ખાંડ અને તંબાકુ રહ્યાં. ઘઉંનો આધાર નીપજ ઉપર છે અને દુકાળના વખતમાં હિંદ ઘઉં મોકલાવી પણ કેમ શકે? ખાંડના સંબંધમાં 'sugar convention' ( ખાંડની બાબતમાં બીજા દેશ સાથે જે કોલકરાર થયા છે તે, ) પ્રમાણે ઇંગ્લંડ એવું બંધાઇ ગયું છે કે કાંઈ કરી શકાય તેમ નથી. અને તંબાકુ જેવી જરૂરિયાતની ચીજ ઉપર પક્ષપાતી જકાતનું ધોરણ લગાડવાનું તો કોઈ સ્વપ્નામાં પણ નહિ ધારે.

આમ હિંદને પક્ષપાતી જકાતનો લાભ આપવાનો સવાલ બહુ જ કઠણ છે એમ પ્રતિપાદન કર્યું હતું.

આ તૂકશારનો જવાબ આપતાં આપણા માજી વ્હાઇસરૉય લૉર્ડ લૅન્ડ્સડાઉને પણ કબૂલ કર્યું હતું કે:—

હિન્દનો નિકાસી વેપાર ઇંગ્લંડ અને એનાં સંસ્થાનો સાથે ઘણો નથી: એ વેપાર ઘણે ભાગે પરરાજ્યો સાથે જ છે. માટે જો હિન્દુસ્થાન ઇંગ્લંડ અને એનાં સંસ્થાનોના માલ કરતાં પરરાજ્યના માલ ઉપર અધિક જકાત નાંખે તો પરરાજ્યો એ બાબત વેર લીધા વિના રહે નહિ. એટલે હિન્દના નિકાસી વેપારને નુકશાન થાય; એટલું જ નહિં પણ એ નિકાની વેપારવડે જ હિન્દે ઇંગ્લંડને 'હોમચ ર્જિઝ' ( હિન્દ ખાતાના અમલદારોના પગાર-પેન્શન વગેરેની ઇંગ્લંડ મોકલવાની રકમ. ) ભરી આપવાના હોવાથી, એ ભરી આપવામાં જેટલી ખોટ પડે તેટલી ઇંગ્લંડના માલની હિન્દુસ્તાનમાં આયાત ઘટે: ઇંગ્લંડનો માલ હિન્દુસ્તાનમાં ઓછો ખરીદ થાય. આ રીતે મિ. ચેમ્બરલેઇનની આ આર્થિક નીતિથી ઇંગ્લંડને પણ લાભ નથી.

---

## પ્રણય મંત્ર.*

### વસંતતિલકા.

જો ને ઝરાનું જળ જે નદીને મળંતું;
વારિ સરિત તણુંએ વારિધિમાં ભળંતું;
વાયુ વળી નભ તણા મળતા હમેશાં—
આનંદવૃષ્ટિ ઉરમાં અતિશે કરંતા. ૧

બ્રહ્માંડમાં નહિ જણાય વિરક્ત કાંઇ;
ઉત્પન્ન સર્વ, પ્રભુના નિયમાનુસારી—
સંયુક્ત થૈ જીવન એક બીજાથી ગાળે:
ત્યારે હું આ પ્રિયતમા! વિરહીય શાને ! ૨

'चक्रवाक.'

---

* અંગ્રેજી મહાન કવિ શેલીના 'Love's Philosophy' નું ગુજરાતી રૂપાન્તર કર્તા એક મુસલમાન યુવક છે એ જાણવા જેવું છે.

## પુનર્લગ્ન.*

ધીમે સખિ! હજી ધીમે પગલે પધારોઃ
લાંબુ નથી કર્યું પ્રયાણ તથાપિ, બાલે!
થાક્યાં હશે ચરણ કોમલ પુષ્પ જેવાં:
આવો, તટેથી નિરખો જલ સિન્ધુકેરાં.

આ એજ પ્રાણ! ક્ષીરસાગરના તરંગો
સુરાસુરેય મથી જે લીધ રત્નરાશિઃ
આવો પ્રસન્નમુખલોચન કુલલક્ષ્મી!
ભાળો વિશાળઉર વૈભવી લક્ષ્મીતાત.

છે યાદ તે વરકથા પ્રિય! લક્ષ્મીજીની?
ને અષ્ટમંગલતણા રસીલાં રહસ્યો?
લ્યો હાથ, પ્રાણ! નમી રાજ્યગાં પધારો
ઉદબોધ ગાય હજી સાગર એ કથાના.

કૃતયુગ સખિ' જો! પ્રભુ ગોપનાથ,
ઊભા પદે ઘડીક આપણ ગોપગોપીઃ
ધેરી બજે જગતબોધક ભવ્ય બંસી,
ત્હેના સૂરે સખીરી! જીવનનન્ય થાતું.

તે એક અદ્વિતીય કોટિક નામ ધારી,
તે એક આશથી રચન્ત અનેક લીલાઃ
શોભી રમી અણુગણી યુગકેરી પંક્તિ,
યુગે યુગે નવીન રૂપકલા પ્રકાશી.

---

* આ કાવ્યમાં જે અસાધારણ રમણીયતા અને ભવ્યતાનું સંમિશ્રણ થયું છે એનો અનુભવ કરવામાં 'પુનર્લગ્ન' શબ્દથી વાંધો આવવો ન જોઇએ. અત્રે 'પુનર્લગ્ન'-શબ્દનું જૂદું જ તાત્પર્ય છે. શ્રીમાળી બ્રાહ્મણોની નાતમાં કુલદેવદેવી લક્ષ્મીનારાયણ છે. લક્ષ્મીજી ને નારાયણ ભગવાન બે વખત પરણ્યા હતા—એક વેળા પહેલાં, અને બીજી વેળા સાગરમન્થન પછી. એ બે લગ્નના આઠ મંગળફેરા થાય. તે પ્રમાણે શ્રીમાળી બ્રાહ્મણોમાં આઠ મંગળફેરા ફરવાનો રિવાજ છે. લગ્નતિથિને દિવસે કુલદેવદેવીનું સ્મરણ કરી દેવીના તાત સાગર સમીપે લક્ષ્મીનારાયણે જેમ પુનર્લગ્ન કર્યું હતું અને લગ્નદીક્ષા ફરી લીધી હતી એમ લેવી એ આ કાવ્યમાં કહ્યું છે. આખા કાવ્યમાં વિધવાવિવાહ કે વિધુરવિવાહ વિષે કાંઈ જ ઇશારો નથી.

માત્ર 'પુનર્લગ્ન' એટલા મથાળાથી જ કાવ્યનો અનાદર કરનારા અમારા વાચકોના સમાધાન અર્થે આ ખુલાસો આપવાની જરૂર જણાય છે. તન્ત્રી.

આ આજ ઉર્મિ ઉછળે ભરતી ભરેલી,
ઉલ્લેખ વાંચી સમજો જલરેખ કેરાઃ
નારાયણે કર વિષે લઇ લક્ષ્મીહસ્ત
કેવી પુનઃ પરમ તે લીધી લગ્નદીક્ષા.

લ્યો અંજલી, ઉર સ્મરો કુલદેવદેવી,
ને વિશ્વસાક્ષી પ્રિય! સાગરરાજ સાખ્યે,
સૌભાગ્યશોભન પ્રફુલ્લ હૃદે સ્વીકારો
સોલ્લાસ લગ્નવ્રત કેરી ફરીથી દીક્ષા.

ખેલ્યાં સખિ! અધિક શાશ્વત ખેલ લેશું,
કર્તવ્યકર્મ પણ ભવ્ય જ આદરીશું:
વીણી વિહારી સુરનન્દન પ્રાણપુષ્પે
ખીલાવશું સબલ સુન્દર કુલવેલી.

ને બાર વાર નિધિનીર મણિકટોરી
તે ચન્દ્રરાજ ભરી પીયૂષ પાઇ જાશેં;
વૈશાખમાસ સુખશુક્લ પછી પધારે,
તે વૈભ્ય લગ્નતિથિ આપણી આવશે જો!

લેશું પુનઃ પ્રિયતમે! નિજ લગ્નદીક્ષા,
પીશું પુનઃ પરમ કોમલ લગ્નભાવો;
ને એ વિધિથી પ્રતિવાર્ષિક લગ્નયોગે
ધારીશું લગ્નવ્રત પ્રાણ! પુનઃ પુનઃ તે.

આ એજ વ્હાલી! ક્ષીરસાગરના તરંગો,
ખૂટ્યાં નથી, હજીય રત્નપકી ભરેલાઃ
લાલીત્યખંડ ભવસાગરને વ્હલોવી
હાવાં સખીરી! સજ્વો વિભુ રત્નરાશિ.

ધીમે ભરો ડગ, હશે શ્રમ તો ગ્હડેલો,
છો બાલ! કોમલ, કઠોર મનુજપન્થોઃ
હારો તપ્યાં નયન, દર્શન લ્યો, સુજાણ!
દેવાંશી દક્ષવર સાગરરાજ કેરાં.

પ્રેમભક્તિ.

---

# પ્રાચીન હિંદમાં ઉચ્ચ બ્રાહ્મણધર્મ.

[ ભાષણ કર્તા—રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.* ]

આટલું ઇતિહાસસિદ્ધ છે કે ઘણા કાળ ઉપર હિમાલયની વાયવ્ય અને ઉત્તર દિશા તરફથી આર્યલોકોનાં ટોળાં આ દેશમાં વસવા સારૂ રસ્તાના મૂલકો સર કરતા કરતા ચાલ્યા આવ્યા હતા. આ લોકોમાં એક એવો પણ વર્ગ હતો કે જે એમના માર્ગશોધકો તરીકે કામ કરતો અને તે વખતે બહુ કિંમતી એવા ભૌતિક અગ્નિનું અને આ પ્રમાણે વસેલી વસતિઓના આધ્યાત્મિક તેજનું સંરક્ષણ કરતો. આ વર્ગના અવાન્તર વર્ગો કંઇક આવા હતા: ઋષિઓ એટલે ભૌતિક અગ્નિના રક્ષણ કરનાર, અને દ્રષ્ટાઓ તે આધ્યાત્મિક તેજનું રક્ષણ કરનારા. જેમ જેમ લોકો પોતાનાં નવા અધિષ્ઠાનોમાં સ્થિર થતા ગયા તેમ તેમ ઋષિઓ ("ઋષ્"=જવું એ ધાતુ ઉપરથી, દેશાન્તરમાં જનારા) જેમને બ્રાહ્મણ કહેવામાં આવતા-તેઓ આ જનસમુદાયના ધર્મક્રિયાઓ કરાવનારા, અને કવિઓ તથા તત્ત્વચિંતકો થયા. આ ધર્મક્રિયાઓ કરાવનારા યજ્ઞિકો તે ઉતરતા પ્રકારના બ્રાહ્મણો, અને દ્રષ્ટાઓ અને તત્ત્વચિંતકો તે ઉંચા પ્રકારના બ્રાહ્મણો.

યાજ્ઞિકોએ જૂના રીતિરીવાજો કાયમ રાખ્યા, અને તેમની વિદ્યા આપણા યજ્ઞાગ્નિઓનું આપણા કર્મકાંડનું અને આર્યલોકોના જીવનને લગતી બધી બાબતોનું રક્ષણ-વર્ધન કરવામાં દોરાઈ. ઉંચા પ્રકારના બ્રાહ્મણધર્મવાળાઓ કવિતા તત્ત્વચિંતન અને પદાર્થવિદ્યાનું સંવર્ધન કરી તે કાળના સમુત્કર્ષના-સુધારાના નેતા થયા, અને યાજ્ઞિકોના અને તે દ્વારા પ્રજાના પણ નિયંતા થયા. આ સમુત્કર્ષનું સ્વરૂપ અને તેનો ઇતિહાસ તે આપણો આજનો વિષય છે.

ડા. ભાંડારકરકૃત મંદિરાન્તઃપ્રવેશિકા ( બીજી ચોપડી ) ના અભ્યાસિઓને ઐતરેય બ્રાહ્મણનો શ્લોક પરિચિત હોવો જોઇએ કે—

कलिः शयानो भवति सञ्जिहानस्तु द्वापरः ।
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥

આ ઉપરથી સમજાય છે કૃત આદિ જે યુગનામ આપણે જાણીએ છીએ તેનો મૂલ અર્થ તે તે કાલની સામાજિક સ્થિતિ બતાવે છે. ઉપરનો શ્લોક કહે છે કે જ્યારે ઉંઘીએ ત્યારે કલિ, બેસીએ ત્યારે દ્વાપર, ઉભા થઇએ ત્યારે ત્રેતા અને કાર્ય કરીએ ત્યારે કૃત

* તા. ૩૦ મી ઑગસ્ટને દિને, 'ગુજરાત કૉલેજ લિટરરિ ઍન્ડ ડિબેટિંગ સોસાઇટી'નું નું આમન્ત્રણ સ્વીકારી, અત્રે ગુજરાત કૉલેજ હૉલમાં, રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી એમણે "Higher Brahmanism in Ancient India" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું તે પ્રસંગે અમારા એક મિત્ર જે શ્રોતાજનમાં હાજર હતા એમણે ભાષણકર્તાની પોતાની 'નોટ્સ્'ની વિશેષ મદદ લઇ આ સાર લખી આપ્યો છે.

તન્ત્રી.

(સત્ય) યુગ. ભારતવર્ષના ઇતિહાસમાં મહાભારતના યુદ્ધ પછી પરીક્ષિત રાજાના સિંહાસ-નારોહણ પછી કલિયુગનો આરમ્ભ થયો કહેવાય છે. પરીક્ષિને ભારતવર્ષમાં સર્વત્ર પોતાની આણ વર્તાવ્યા પછી જે શાન્તિ—અક્રિયારૂપ "ઉંઘ"—પ્રસરી તેનું જ ભાન 'કલિ' શબ્દથી તે કાલના લેખકોએ કરાવવા ધાર્યું હોય તો તે સંભવિત છે. અમુક કોટિ સંખ્યાના વર્ષો સુધી સત્ય યુગ પ્રવર્ત્યો-ઇત્યાદિ ગણના આધુનિક અને અવાસ્તવિક હોય એમ ઉપરના આધારથી સમજાય છે.

સર હેન્રી મેઇને ઉત્કર્ષનાં ત્રણ સાધનો બતાવ્યાં છેઃ ૧. અર્થારોપ (fiction), (૨) વ્યવહારશુદ્ધિ (equity), અને (૩) પ્રબંધરચના (legislation). આપણા દેશના ઉત્કર્ષનાં પણ આવાંજ ત્રણ પગથીયાં કલ્પી શકાયઃ (૧) અર્થારોપ, (૨) શોધન અને વિવેક વિચાર, અને (૩) વસ્તુસ્થિતિનું-યથાસ્થિત-સત્ય પ્રતિપાદન.

આપણામાં અર્થારોપનો ઉપયોગ શી રીતે થયો તે હવે જોઇએ. ઉપનિષદ્નો સૂક્ષ્મ અભ્યાસ કર્યાથી આપણને સમજાય છે કે સંહિતા-બ્રાહ્મણાદિકના શબ્દોને એના એ રાખી ઉપનિષદ્માં એમના અર્થો જૂદા કર્યા છે. વેદાદિકની અપૌરુષેયતાના સંબંધમાં ઋષિઓને મંત્રદ્રષ્ટા કહ્યા એ વાત ઉપનિષદ્માં એમ સમજાવવામાં આવી છે કે એક વેદ પૂર્વ દિશામાંથી બીજો પશ્ચિમમાંથી ત્રીજો ઉત્તરમાંથી ચોથો દક્ષિણમાંથી ઉત્પન્ન થયો, અને વચમાંથી ઉપનિષદો ઉપજ્યાં. આનો સ્પષ્ટ અર્થ એમ સમજાય છે કે ઋષિઓનું દ્રષ્ટૃત્વ એ એક વ્યક્તિનું નહિ, પણ વેદો એ પ્રજામાત્રને થયેલી ઐશ્વરી પ્રેરણાનું પરિણામ છે. તેમજ વેદના દેવતાઓના સંબંધમાં પણ કુદરતની શક્તિઓની-મહાભૂત-પૂજાની વાતને અને વિચારને પણ શાસ્ત્રીય રૂપ આપ્યું જોવામાં આવે છે. અને આ રૂપ આપણા હાલના Evolution='ઇવોલ્યૂશન'ના તર્કને મળતું આવે છે. સૃષ્ટિ અને સર્ગ એ શબ્દોના અર્થો શાસ્ત્રીય ભાષામાં "release of energy" શક્તિનું બહાર છૂટવું એવો જ થાય છે. एकोऽहंबहुस्याम ઇત્યાદિ, प्रजापतिः અને તેનું તપ, प्राण-रयि ઇત્યાદિ શબ્દોનો અને તદ્ગત વિચારોનો પણ આવો જ ઇતિહાસ છે. વળી આવા પ્રકારના અર્થારોપોથી આપણી યજ્ઞરચના પણ અત્યંત રૂપાન્તરને પામી જણાય છે. જે પ્રથમ હુતદ્રવ્યનો યજ્ઞવેદીમાં હવન હતો તે યજ્ઞને પુરુષસૂક્તમાં ભૂત અને ભવ્યનો સર્વહુત યજ્ઞનો અર્થ આપવામાં આવ્યો છે, જે-માંથી ઋક્ સામ ઇત્યાદિ સર્વની ઉત્પત્તિ કલ્પેલી છે. તેમજ યજ્ઞવેદીનો જે લૌકિક અગ્નિ તેને બદલે વાક્ના ઉત્પાદક તત્ત્વને મૂક્યું છે. એટલું જ નહિ પણ વેદી હુતદ્રવ્ય વિગેરે સર્વ યજ્ઞસામગ્રીને પણ શાસ્ત્રીય અને તાત્ત્વિક વિચારોમાં પરિણામ પમાડી છે. શતપથ વિગેરે બ્રાહ્મણગ્રંથો પણ આ સ્થિત્યંતરની અસરમાં આવી ગયા છે. યજ્ઞ કરનાર યજમાન હોય તો યજ્ઞ કરતી વખતે પોતાને જ હોમતો હોય એવી ભાવના બતાવી છે. અને એ રીતે self-sacrifice આત્માર્પણની મહાન ભાવના પ્રાપ્ત કરી છે. જૂના શબ્દો કાયમ રાખી નવીન-આગળ વધેલા વિચારોથી તેમના અર્થને રંગીને આ વ્યવસ્થા થઇ છે એમ સ્પષ્ટ સમજી શકાય છે.

પણ અહીંયા એક મુશ્કીલી આવે છે. જનસમુદાય ઉપનિષદ્ સમજવાને માટે ના-લાયક હતો, અને તત્ત્વચિંતન તેમને માટે બહુ દુર્ઘટ હતું. ઉંચા પ્રકારના બ્રાહ્મણ

ધર્મથી સંસ્કાર પામ્યાં છતાં પણ ઉતરતા પ્રકારનો બ્રાહ્મણ ધર્મ એક કાલે જનસમુદાયને અસંતોષકારક અને કૃત્રિમ જણાયો અને તેમની આ મતિનો આવિર્ભાવ બૌદ્ધ ધર્મદ્વારા થયો. આ કાલ પછી બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મ સાથે સાથે રહ્યા. ઉપનિષદ્‌ના ધર્મ તે ઉંચા સત્ત્વોને માટે; બૌદ્ધધર્મ તે જનસમૂહને માટે. આ બન્ને ધર્મો 'Rationalistic'=ચિન્તનપ્રધાન હતા. બૌદ્ધધર્મે ઉપનિષદોમાંની ઘણી વસ્તુઓને લોકપ્રિય રૂપ આપી પોતાના ધર્મમાં દાખલ કરી. ઘણા બ્રાહ્મણોએ પણ બૌદ્ધધર્મનો અંગીકાર કર્યો, અને તેમણે શૂન્યવાદ, ક્ષણિકવિજ્ઞાનવાદ ઇત્યાદિ તાત્ત્વિકવાદો ઉપજાવ્યા. ઉદાનવર્ગ નામનો બૌદ્ધગ્રંથ ઉચ્ચ બ્રાહ્મણ-ધર્મની અને તેમના સિદ્ધાન્તોની પ્રશંસા કરે છે. અને આપણને આવા ગ્રંથો ઉપરથી એમ જણાય છે કે બ્રાહ્મણ અને બૌદ્ધ વચ્ચે વ્હામી પ્રીત નહોતી. જનસમૂહ ઉપનિષદ્ માટે નાલાયક હોવાથી ઉપજેલી મુશ્કીલી બૌદ્ધધર્મે દૂર કરી. પણ વળી બૌદ્ધ ધર્મના ગતિમાંથી બીજી મુશ્કીલીઓ ઉત્પન્ન થઈ.

જે નવી મુશ્કીલીઓ ઉત્પન્ન થઈ તેમાં મુખ્ય એ હતી કે, બૌદ્ધધર્મનું પ્રથમ સ્વરૂપ ઉતરતા પ્રકારના બ્રાહ્મણ ધર્મે જેને અપૌરુષેય માનેલા તેવા 'વેદ'ની સહાયતા વિનાની એક વ્યાવહારિક નીતિ નિયમમાલા હતું વળી તે ધર્મને પૂર્વ કાળ સાથે કંઈ સંબંધ નહતો. અને કાલે કરીને તેના ઉંચો અને ઉતરતો એવા બે પ્રકાર પડ્યા. ઉંચો બૌદ્ધધર્મ તે તત્ત્વચિંતનાત્મક અને ઉતરતો તે નિરીશ્વર ભૂતપ્રધાન બૌદ્ધધર્મ. વસ્તુસ્થિતિ કાલાન્તરે એવી આવી કે ઊંચો બૌદ્ધ ધર્મ ઊંચા પ્રકારના બ્રાહ્મણ ધર્મની સ્હામે ટકી શક્યો નહિ, કેમકે ઊંચા બ્રાહ્મણ ધર્મનું અસ્તિત્વ જોતાં તે નિરર્થક હતો. બીજી તરફથી ઉતરતા પ્રકારનો બૌદ્ધ ધર્મ ઉતરતા પ્રકારના બ્રાહ્મણ ધર્મની સ્હામે ટક્કર ઝીલી શક્યો નહિ, કારણ કે આપણી પ્રજા સ્વભાવથીજ નીતિમાન અને ધાર્મિક હતી. આ સ્થિતિમાં બ્રાહ્મણધર્મનો વિજય થયો. જે બનાવને ઇતિહાસમાં બ્રાહ્મણ ધર્મના સજીવન તરીકે આપણે ઓળખીએ છીએ.

બ્રાહ્મણધર્મનો આ વિજય બૌદ્ધધર્મનું નિરાકરણ (replacement) નહી પણ તેનું પાન અર્થાત્ જઠરદ 'absorption' હતું. પં.શાસ્ત્રિકો આપણને કહેછે કે જ્યારે અગસ્ત્યને સમુદ્ર નડ્યો ત્યારે અગસ્ત્ય ઋષિએ સમુદ્રનું પાન કર્યું હતું આ વાત આ સ્થિતિની સાક્ષિ પૂરે છે. બુદ્ધ વિષ્ણુના અવતાર તરીકે ગણાયા, અને શંકરાચાર્યને "પ્રચ્છન્ન બૌદ્ધ"નું ઉપનામ મળ્યું એ પણઆ જ વસ્તુસ્થિતિના પુરાવા છે.

જ્યારે ઉંચા પ્રકારના બૌદ્ધ પંથ સાથે ઉંચા બ્રાહ્મણ ધર્મને હરીફાઈ કરવાની નહતી ત્યારે ઉંચા બ્રાહ્મણોએ શું શું કર્યુ હતુ તે જોઇએ. વૈદિક અને ઉપનિષદ્ ગ્રંથોમાં જે અર્થાન્તરેની કલ્પના હતી, જે રૂપકો બાંધ્યાં હતાં, અને તે તે વસ્તુઓને જે બ્હારનાં કપડાં પહેરાવ્યાં હતાં તે બધા ખસેડી નાંખ્યાં; સ્મૃતિઓ ઉત્પન્ન કરી; આ યથાર્થદર્શનના કાલના પ્રથમ ફળ તરીકે આપણા ૭ દર્શનોની ગણના કરવી ઘટે છે. સત્ત્વાદ ષડ્ દર્શનોથી સત્યનું યથાર્થ દર્શન સિદ્ધ થયું. આ યથાર્થ દર્શનની રીત બૌદ્ધના કાળ પહેલેથી શરૂ થઈ હતી. તે કાલ તર્કપ્રધાન એટલે કે વિચારસ્વાતંત્ર્ય અને શોધથી પૂર્ણ હતો. ન્યાયશાસ્ત્રના આરંભમાં કોઇ પણ દેવને પ્રણામ ન કરત. વિચારના તત્ત્વભૂત સ્વસ્વભૂત પ્રમાણને

"नमः प्रमाणाय" એ અનિશય અર્થગર્ભ શબ્દયુગલથી મંગલાચરણ કરવામાં આવ્યું છે.* કણાદમહર્ષિનો 'અણુવાદ,' ગૌતમમહર્ષિના પ્રમાણાદિ ષોડશ પદાર્થ, સાંખ્યની પ્રકૃતિ અને વેદાન્તનું અદ્વૈત એ આ કાલનાં ફલ છે. આ બધાનાં બીજ શ્રુતિમાં હતાં, પરન્તુ હવેથી પ્રત્યેક શાસ્ત્રમાં તે તે શાસ્ત્રની ખાસ દૃષ્ટિએ વિચાર કરવાની રીતિ ઉપચય પામી, અને આ પ્રમાણે ઉંચા વિચારનો પરિપાક થયો. સ્મૃતિઓ પણ આ કાલનું જ ફલ છે. ધર્મ, નીતિ, વ્યવહાર, અને સભ્યતાના નિયમોને પણ આમાં સ્થાન મળ્યું. આ સ્મૃતિઓને તે કાલના 'સામાજિક શાસ્ત્ર'ના સંગ્રહગ્રંથ અથવા કલ્પદ્રુમ કહી શકાય. આ કાલની પ્રવર્તતું રહસ્ય એ જણાય છે કે ભૈતિક વસ્તુઓની પાછળ રહેલા નિયમો—શાસ્ત્રોની ઉંચા પ્રકારના બ્રાહ્મણો શોધ કરતા. તેઓ પાછળના યુગના સિદ્ધાન્તો લઈ આગળ શોધ ચલાવતા.

આ કાલ પછી બૌદ્ધ ધર્મનો વિસ્તાર થયા પછી ઉંચા બૌદ્ધ ધર્મનું અને ઉંચા બ્રાહ્મણ ધર્મનું સંમિશ્રણ (fusion) થયું જણાય છે. આ સંમિશ્રણની પરિસીમા ભવભૂતિના કાલમાં આવી. એ સંમિશ્રણ અશોકના વખતમાં શરૂ થયું અને શંકરાચાર્ય તેના અંતમાં થયા. આ કાલમાં સાયન્સ એટલે કે ભૈતિક વિદ્યાનો વધારો સારી પેઠે થયો. સુશ્રુતાચાર્યના વૈદકગ્રંથો તે કાલની વૈદ્યવિદ્યા ઘણી આગળ વધેલી હતી એમ જણાવી આપે છે. લોહીનું ફરવું ('circulation of the blood') નો સિદ્ધાન્ત અંગ્રેજવૈદ્ય હાર્વેએ શોધી કહાડ્યો એમ કહેવાય છે. યુરોપને માટે એ વાત સાચી છે, પણ હિંદુસ્તાનમાં ચરકાચાર્ય આ કાલમાં આ વાત જાણતા એમ એમના ગ્રંથ ઉપરથી સહજ જણાઈ આવે છે. તેઓને શસ્ત્રવૈદકવિદ્યાનું પણ જ્ઞાન હતું. વ્હાડકાપનાં શસ્ત્રોના નમુના જે આ ગ્રંથોમાં આપ્યા છે તે ઉપરથી જૂદાં જૂદાં સ્થલોની વ્હાડકાપને માટે જૂદા જૂદા આકારના શસ્ત્રોની તેમણે રચના કરી હતી એમ જણાય છે. 'ધમની' 'શિરા' વિગેરેના શાસ્ત્રાર્થ ઉપરથી આપણને સમજાય છે કે હાલની જ્ઞાનતંતુની રચના અને શરીરની જૂદી જૂદી નાડીયો વિગેરે તેઓ જાણતા હતા. વનસ્પતિવિદ્યાનું પણ તેમને સારૂં જ્ઞાન હતું.(અને હાલના કેટલાક ડાકટરો કાઠીઆવાડના પ્રસિદ્ધ મર્હૂમ વૈદરાજ ઝંડુભટ્ટજીના તે જ્ઞાનને માટે બહુ ઉંચો અભિપ્રાય ધરાવે છે.) ગણિતમાં તે કાલની કુશલતા સુવિખ્યાત છે. ખગોળ, જ્યોતિષ્, સંગીત અને યોગવિદ્યામાં પણ તેઓ કુશલ હતા. રાજ્યોગ અને મન્ત્રયોગ એ બે વિભાગો માનસશાસ્ત્રનું તેમનું જ્ઞાન બતાવે છે. યંત્રશાસ્ત્ર પણ તેઓ જાણતા હતા. સૌદામિની વિષે દક્ષિણમાં એક ગ્રંથ છે તે પણ ભૈતિકપદાર્થવિદ્યામાં તેમની કુશલતા જણાવી આપે છે. વરાહમિહિરાચાર્યની વર્ષાની ગણત્રી પણ તે વિદ્યામાં બહુ આગળ વધેલી છે. અને અત્યારે પણ જોઓ તેમણે આપેલા નિયમો પ્રમાણે વર્ષાદનો ગર્ભ બંધાય તે કાલથી વાદળાંની ગતિનો અભ્યાસ કરે તેઓ યો-

* અત્રે આટલું નોંધવું જરૂરનું છે—"ॐ नमः प्रमाणाय" એ મંગલાચરણ ન્યાયસૂત્રકાર ગૌતમ મહર્ષિનું નથી. કલકત્તામાં છપાએલા વાત્સ્યાયનકૃત ન્યાયભાષ્યના આરંભમાં એ જોવામાં આવે છે. ન્યાયભાષ્ય-કાર વાત્સ્યાયન ગૌતમ પછી કેટલેક કાળે થયા. હાલમાં વિજયનગર સીરીઝમાં ન્યાયસૂત્ર સાથે વાત્સ્યાયનભાષ્ય વધારે શુદ્ધ સ્વરૂપમાં છપાયું છે, એમાં આ મંગલાચરણ નથી.

આ જમાનો વિચારસ્વાતન્ત્ર્યનો હતો એ વાતને આથી બાધ આવતો નથી. તન્ત્રી.

ભાષા સંબંધમાં ઘણે ભાગે સાચી અટકળ કરી શકે છે. વાત્સ્યાયનનું કામશાસ્ત્ર પણ આ કાલનું છે. તે ઉપરથી જણાય છે કે 'courtship' સંવનનની રીત આપણા દેશમાં તે કાલે હતી. રાજનીતિના ગ્રંથો પણ તે કાલમાં રચાયા હતા. ભુવનેશ્વરીનું મંદિર અને બૌદ્ધના સ્તૂપો તે કાલના શિલ્પશાસ્ત્રની ઉચ્ચતાનું સાક્ષ્ય પૂરે છે. વરાહમિહિરાચાર્યે આપેલી સૂર્ય અને ચંદ્રના ગ્રહણની સમજૂતિ આપણી હાલની ખગોળવિદ્યાની નાની નાની ચોપડીઓમાં જે સમજણ આપેલી છે તેના કરતાં વધારે સારી રીતે સમજાય તેવી છે. ચંદ્રનું તેજ તે સૂર્યનું જ તેજ છે તે પણ તે કાલે સમજાયું હતું. અત્યારે પણ ઉજ્જનમાં પ્રાચીન રીત પ્રમાણે ગ્રહોની સ્થિતિ ગતિ જોવાની વેધશાલા તે વખતના આપણા જ્ઞાનનો પુરાવો છે. જ્યોતિષના સંબંધમાં ગ્રીક મુસાફર મેગેસ્થીનીસ લખી ગયો છે કે તે કાલના રાજાઓ એવા કામ લેનારા હતા કે જ્યોતિષીઓ પાસે ભવિષ્ય કહેવરાવી, જો કોઇ બાબતમાં તેઓ ખોટા પડે તો તેમને દેશ પાર કરતા. આ ઉપરથી તે શાસ્ત્ર પણ તે કાલે બહુ સંગીન સ્થિતિ સુધી પહોચ્યું હતું એમ જણાય છે. ઉત્તર હિંદુસ્થાનમાં એક ઠેકાણે અત્યારે દશ હજાર જન્મોત્રીઓ અને તે તે જન્મોત્રીઓવાળાના જીવનના ઇતિહાસો જ્યોતિષ શાસ્ત્રના ફલાદેશના નિયમો સિદ્ધ કરવા સારૂ લખાયલા હજી સુધી વર્તમાન છે. અને તે કુટુમ્બના અત્યારના પ્રતિનિધિની પાસે આ નોંધો વારસામાં ઉતરેલી છે. આ ઉપરથી સહજ જણાઈ આવશે કે આ કાલમાં જેને આપણે 'scientific era'—શાસ્ત્રીય દૃષ્ટિ કહીએ તેવી દૃષ્ટિથી આ બધા વિષયોમાં કામ લેવામાં આવતું એક વિષયના જૂદા જૂદા દાખલાઓની નોંધો લેવાય, તેમાંથી કોઈ નિયમની અટકળ કરાય અને તે નિયમની વાસ્તવિકતા બીજા દાખલાઓથી સિદ્ધ કરવા યત્ન થાય આ રીતિએ કામ લેવામાં આવતું.

આ વખતનું સામાજિક જીવન પણ ઉંચા પ્રકારનું હતું. વાત્સ્યાયનનું કામશાસ્ત્ર, સ્ત્રીઓને માટે ચોસઠ કળાઓ અને વિદ્યાઓ ગણાવે છે. ભવભૂતિમાં કામન્દકી અને સૌદામિનીનાં પાત્રે સ્ત્રીઓ કેટલે સુધી તત્ત્વચિંતનમાં અને યોગકળામાં કુશળતા ધરાવતી હતી તે જણાવી આપે છે. કહેવું જોઇએ કે આ પાત્રો ભવભૂતિની કલ્પના માત્ર જ હતાં એમ કહેવું એ ભૂલ-ભરેલું છે. યુરોપ જે અર્થમાં અત્યારે પ્રેમને સમજે છે એ અર્થમાં એટલું જ નહિ પણ તેથી પણ ઉંચા—દૈવી સ્પર્શવાળા અર્થમાં આપણે સમજતા અને તેવો 'પ્રેમ' જ સ્ત્રીપુરુષને જોડતો. ઉત્તરરામચરિતમાં લવ અને કુશના અભ્યાસના વર્ણન નિમિત્તે દાખલ* કરેલો પ્રસંગ બતાવી આપે છે કે તે કાલમાં સ્ત્રીઓ અને પુરુષો એક ઠેકાણે અને જૂદી જૂદી વિદ્યાઓનો અભ્યાસ કરતા. અને આ વાત બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મના સંમિશ્રણનો પુરાવો છે. વનપ્રસ્થાશ્રમ પણ આ જ વાત બતાવી આપે છે. અને એમ જણાય છે કે તે કાલમાં આપણે અત્યારે જેટલું જાણતા નથી તેટલું કુદરત સંબંધી જ્ઞાન સામાન્ય લોકોને હતું. ટુંકામાં હૃદયની ઉંચી શુદ્ધતા તે તે કાલમાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર, અથવા રાજા, પ્રધાન, વ્યાપારી અને નિર્ધન સર્વના જીવનનું રહસ્ય અને પરકાષ્ઠા હતાં. ગ્રીક

*यस्मिन्नगस्त्यप्रमुखाः प्रदेशे
भूयांस उद्गीथविदो वसन्ति ।
तेभ्योऽधिगन्तुं निगमान्तविद्यां
वाल्मीकिपार्श्वादिह पर्यटामि ॥

લોકો કહી ગયા છે કે હિંદુપ્રજા એ તત્ત્વચિંતકોની પ્રજા એ વાત સાચી હતી. અને ને ઉપર કહ્યું તે ઉંચા બ્રાહ્મણ ધર્મ અને ઉંચા બૌદ્ધ ધર્મના સંમિશ્રણનું પરિણામ હતું.

ઉંચા બ્રાહ્મણ ધર્મમાં ઉંચા પ્રકારના બૌદ્ધ ધર્મનો પણ સમાવેશ થયો, તેણે ઉતરતા બૌદ્ધધર્મનો નાશ કર્યો, અને ઉતરતા બ્રાહ્મણ ધર્મને નિ ંદિત કર્યો. એ આ કાલના પ્રાચીન હિંદના ઉત્કર્ષની પરા ગતિ શંકરાચાર્યના સમયમાં આવી.

શંકરાચાર્યનું કાર્ય શું હતું? (૧) ધર્મ સામાન્યથી આખી પ્રજાનું એકીકરણ, અને (૨) અર્થારોપ વિના, ઉપનિષદ્‌ના તત્ત્વચિંતનના પ્રચાર પૂર્વક, તર્કસહાયક, અને માયાવાદના સ્થાપન સહિત, ધર્મની યોજના. આ બે શંકરાચાર્યનાં મુખ્ય કાર્ય હતાં.

શંકરાચાર્યનો માયાવાદ બહુ ઉપયોગી થયો. પશ્ચિમમાં જેમ હર્ક્યુલિસે યુગાન્તરથી ભરાયેલો કચરો સાફ કરવા ઑગીયન તબેલાઓમાં નદી વાળી હતી તેમ, શંકરાચાર્યે ઉતરતા બ્રાહ્મણ ધર્મે અને ઉતરતા બૌદ્ધ ધર્મે ભારતવર્ષમાં ભરી મૂકેલા વહેમ, કર્મજડતા, અને નાસ્તિકતાને હાંકી કહાડવા માટે શંકરાચાર્યે માયાવાદ યોજ્યો. 'માયાવાદ'નાં બીજ ઉપનિષદમાંથી મળી આવે છે. અને ઉંચા પ્રકારનો બૌદ્ધ ધર્મ અને ઉંચા પ્રકારનો બ્રાહ્મણ ધર્મ બન્ને 'માયા'ને સિદ્ધ કરવામાં સહાયક થયા હતા. શંકરાચાર્યે આપણા દેશના કચરાને સાફ કરવા આ માયાવાદ કામે લગાડ્યો. અને પોતે તે કામમાં વિજય પામ્યા. આટલું બધું એમણે ૩૩ વર્ષની નાની વયમાં સંપાદન કર્યું. બુદ્ધની પેઠે એંશી વર્ષ સુધી જો એ જીવ્યા હત તો કેટલું કામ કરી શકત એ સહજ કલ્પી શકાય તેવું છે.

બૌદ્ધધર્મે જો એક રીતે આપણને ચડાવ્યા તો બીજી રીતે એણે ઉતાર્યા પણ ખરા એ ધર્મની એક અસર એ થઈ કે 'સ્વાધ્યાય' બંધ થયો, અને ક્ષત્રિયો અને વૈશ્યો અક્ષરશૂન્ય થયા. રાજકુમારોને ઉતરતા પ્રકારની રાજનીતિ શીખવવા સારૂ પંચતંત્ર જેવા ગ્રંથની યોજના કરવી પડી એ આ વાતનો પુરાવો છે બૌદ્ધોના સંઘારામોમાં ઇચ્છાનુસાર કેળવણી મળતી, પણ બ્રાહ્મણધર્મના 'સ્વાધ્યાય' દ્વારા મળતી ફરજીયાત કેળવણી નહતી. રાજાઓ અને ક્ષત્રિયો–યોદ્ધાઓ રહ્યા, પણ તેમનામાં જનક કે અજાતશત્રુ અથવા રામ કે ભીષ્મના જેવી સાક્ષરતા નહતી. મહાભારતના કાલના વ્યૂહના સેનાધિપતિઓને ઠેકાણે અવ્યવસ્થિત ટોળાઓના સરદારો થયા. સુશિક્ષિત રાજપુરુષોને ઠેકાણે હિંદુસ્તાનમાં મેકીયાવેલિયન ચાણક્ય જેવા પ્રધાનો જન્મ પામ્યા. ઉત્તર દેશ સીથીયનોના અને હૂણુલોકોના હુમલાઓને સ્વાધીન થયો,—અને વિક્રમ જેવા રાજાઓ પોતાના મુલકમાંથી તેમને કહાડી મૂકતા તોપણ પ્રજામાં તેઓના કેટલાક ભાગનો અંતર્ભાવ થઈ ગયો. પ્રજા પણ આના સાથે જ નિરક્ષર થઈ. નાનાં નાનાં રાજ્યો ઉત્પન્ન થવા લાગ્યાં; અને ઉંચા પ્રકારના બ્રાહ્મણધર્મની સમર્થતા જ તેમનામાં કંઇક અંશે ઉંચા પ્રકારનું જીવન આરોપવા સમર્થ થઈ.

આ સંયોગમાં ઉંચા પ્રકારના બ્રાહ્મણધર્મે પ્રજાની કેળવણી માટે એક નવીન યોજના શોધી કહાડી અને અમલમાં મૂકી. તેમણે ઉંચું જ્ઞાન લોકપ્રિય કર્યું અને દેશમાં ફેલાવ્યું. તે વખતના શ્રેષ્ઠ મગજવાળાઓએ પુરાણો લખ્યાં. વૃદ્ધ બાલકો (આપણી પ્રજાને માટે તેમણે મનોહારી 'એક હતો રાજા અને એક હતી રાણી' એવી વાતો (રા. ગોવર્ધનરામના શબ્દોમાં 'nursery tales for adult children') રચી, અને જૂના જમાનાની દંતકથાઓને માટે પ્રજાના મનમાં આ પુરાણ લખનારાઓએ પ્રેમ ઉપજાવ્યો. સત્યયુગના ખરા અથવા કલ્પિત સારા અને મ્હોટા માણસોના પવિત્ર

અને ઉચ્ચ જીવનચરિત્રોથી તેમની કલ્પનાઓને ભરી, અને વિશેષમાં જીવનનાં નવીન દૃષ્ટાન્તો પણ બતાવ્યાં. આની સાથે આ નવી ગ્રન્થમાલાની રચનામાં જનસમૂહને સમજણ પડે તેવી રીતે તત્ત્વજ્ઞાનને પણ કંઇક અંશે રેડ્યું. પૌરાણિકોએ આ પુસ્તકોને પ્રજાના સર્વ અંગોમાં ફેલાવ્યાં. તેઓ અમુક શ્રોતૃમંડળની શક્તિને અનુસરીને તે પુસ્તકોમાંથી કથાઓ વાંચતા, સમજાવતા, અને યથાશક્તિ વ્યાખ્યાન કરતા. અને આ શ્રોતૃમંડળોમાં કદીક રાજકુટુંબો હોય, તો કદીક મંદિરોમાં વૈશ્યમંડળો અને સ્ત્રીઓ હોય, ને કદીક શેરીઓમાં શૂદ્રસમુદાય હોય. બૌદ્ધધર્મના પ્રચારથી યજ્ઞો જતા રહેલા તેથી તેના નિમિત્તે થતાં ભૂદેવભોજનના મેળાવડાઓ બંધ થઈ ગયા હતા. ત્યારે પૌરાણિક ધર્મોપદેશકોએ જૂદા પ્રકારના મેળાવડાઓ એકઠા કર્યા. ઉંચી શક્તિ ધરાવનાર બ્રાહ્મણો પુસ્તકો લખે અને સાધારણ શક્તિના બ્રાહ્મણો દેશના-જનસમૂહને તે પુસ્તકોનો લાભ આપવામાં કામે લાગ્યા. આ કામનાં કેટલાંક સારાં પરિણામો આવ્યાં. કર્નલ ટૉડ પ્રાચીન રજપૂત કુટુંબોના ઇતિહાસ અને પત્રવ્યવહાર જોઈ કહે છે કે પ્રાચીન રજપૂતોમાં પુરાણનું જ્ઞાન અને લેખનચાતુર્ય એવા પ્રકારનું હતું, કે જેને મુકાબલે યુરોપના મધ્યકાળના રાજાઓનું જ્ઞાન જંગલી માણસોના જેટલું જ જણાય, અને જે પોતાના કાળના યુરોપના રાજાઓને ભાન અપાવે અકબર જેવાના મન ઉપર રજપૂત સરદારો અને રાજકન્યાઓ પોતાની બુદ્ધિથી જે અસર કરી શક્યાં તે આનું જ પરિણામ હતું. આ જ વસ્તુએ ગુરુ રામદાસની છાયામાં શિવાજીના દરબારને જીવન આપ્યું હતું. અને છેક પંદરમા સૈકા સુધી દક્ષિણમાં બળવાન રાજકુટુંબ રાજ્ય કરી રહ્યાં હતાં તે આનું જ ફલ હતું. તે વખતની રાજકીય અંધાધુનીથી વૈશ્યવર્ગ ઉપર આ પુસ્તકમાલાની અસર બહુ ઓછી થઈ હોય એમ જણાય છે, પણ વલ્લભાચાર્ય જેવા ધર્મસુધારકોનો ઉપદેશ ગ્રહણ કરવા જેટલું ચેતન આ પૌરાણિક ગુરુઓએ વાવેલા બીજે જ અર્પેલું હતું. હાલનાં પુરાણ તો તે વખતના તેમના બાપદાદાઓની ઠંડી પડેલી રાખ જેવાં છે-પણ તે ઠંડી રાખ પણ હાલના ઠુંઠવાતા જમાનાને હુંફ આપવા બસ છે. આપણ-કેળવણી પામેલા હિંદનિવાસીઓને-માટે આ કાલના મહાત્માઓએ મૂકેલો વારસો અત્યંત અમૂલ્ય છે. એટલું જ નહિ પણ સૈંકડો વર્ષ થયાં પરતંત્રતાથી કચડાઈ ગયાથી આપણી સ્થિતિ પશ્ચિમનું જ્ઞાન સ્વીકારવાને અત્યંત નાલાયક હોવી જોઇએ, છતાં જે ત્વરાથી આપણે પશ્ચિમનો પ્રકાશ ગ્રહણ કરીએ છીએ, જે પ્રકાશના તેજથી ઉત્તેજિત થઇએ છીએ અને જે સ્વાભાવિક શક્તિથી તેના પ્રવાહમાં આપણું યોગ્યસ્થાન અત્યારે રાખી શકીએ છીએ, તે ત્વરા અને તે શક્તિને માટે આપણે પ્રાચીન હિંદના ઉંચા બ્રાહ્મણોની શક્તિના અને તેમનાં નાનાવિધ પરાક્રમોના જ આભારી છીએ.

આ અમૂલ્ય અને અમર વિશેષતા વંશપારંપર્યના નિયમથી આપણાં મગજ અને હૃદયને આપણા પૂર્વજોની જ બક્ષીસ છે. જો આપણે નામના બ્રાહ્મણો હઇએ કે વૈશ્યો હઇએ પણ અત્યારે આપણી હાલની દશામાં એક સાંત્વન છે. પુરાણગ્રંથો આ જમાનાને લાયક હોય વા ન હોય, પણ શંકર જેવા મહાત્માઓએ આ દેશના ઉંચા સત્ત્વોને માટે જ નહિ પણ ઉતરતા બ્રાહ્મણ ધર્મના નેતાઓને માટે યોજેલ શિક્ષણ આ ગ્રંથો જનસમૂહની નીચલી ભૂમિકાઓને પૂરું પાડે છે. આ ગ્રંથોએ તેમની પ્રવૃત્તિઓને એવા પ્રવાહમાં દોરી છે કે જેથી છેલ્લાં એક હજાર વર્ષથી આપણને કોઈ પુરુષ નીપજી શક્યો નથી તો પણ આપણા દેશમાં માનસિક અને નૈતિક દુષ્કાળો નિઃસંશય અટક્યા છે.

[ વસન્ત ઑફિસ. ]

---

# ગુર્જરસાક્ષર જયન્તી.

## ૨

## અખો અને તેનું કાવ્ય.

( ગયા અંકથી ચાલુ. )

અખાની ઠોક, વગરસમજે ધર્મના આચારમાત્રને વળગી રહેનાર મનુષ્યો પ્રતિ જરુરી છે, અને સર્વને માનસ પવિત્રતા અર્થાત્ વિચારની શુદ્ધિ કરવા વારંવાર પ્રબોધે છે આ સાથે જણાવવું જોઇએ કે અખાને આચારનું નિરર્થકપણું સમજાયું નથી આચાર શુદ્ધ વિચારના ફલરૂપ હોવો જોઇએ, તે વિના મૃત શરીર તુલ્ય ગણાવો જોઇએ, એ સિદ્ધ કરવા તેનો ખાસ આગ્રહ છે. આચારનું વાસ્તવ સ્વરૂપ વર્ણવતાં અખો કહે છે કેઃ—

" ઇશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
" મીઠાં મીઠાં માન્યાં દ્રાખ, અજ નોય અનમાંની રાખ,
" સોનામુખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વાણું વાય "

અર્થાત્ જે આચાર વડે ઇશ્વિરતત્વ સમજાય તે જ આચાર છે. " હાડ ચામડાં "-ને ધોવા માત્રમાં "આચાર" રહ્યો નથી, એ તો ઉપરનો " ઉપચાર " છે.

નિર્દાંભિકપણાનો અખાને અતીવ આગ્રહ છે. જેવી રીતે વિચારશૂન્ય આચાર કામનો નથી, તેવી રીતે દંભ તથા અભિમાન સાથેનો તત્ત્વવિચાર પણ નિરુપયોગી છે તત્ત્વવિચારમાં બાળકના જેવું સરળ અને નિષ્કપટ મન થવું જોઇએ, તે વિના તત્ત્વનિષ્ઠ રૂપ ફલનો ઉદય થતો નથી ફલોદયમાં જેમ અજ્ઞાન વિરોધી છે તેમ જ્ઞાનનુ અભિમાન પણ વિરોધી છે. બંનેના ત્યાગની મોક્ષના ઉદયમાં જરૂર છેઃ—

" ડહાપણ ભોળપણ છાંડી રહે, આડ કરે હરિમારગ બે,
" ભોળાને અસુઝની આડ, વિચક્ષણ પડ્યો ચતુરાઇની ખાડ;
" અખા તરવું તેને માથે ભાર, હીરા હાર બે નાખે પાર. "

( વિભ્રમઅંગ. )

આવા " ડહાપણ " માં ડુબેલા પંડિતોના હૃદયમાં જ્ઞાનરવિનો પ્રકાશ હોતો નથી, અને એવા જનોનો ઉપહાસ કરતાં અખો એક સ્થળે કહે છે કેઃ—

" જ્યાં જોઇએ ત્યાં કૂડે કૂડ સામે આમાં બેઠાં ધૂડ,
" કોઇ આવી વાત સુરજની કરે, તે આગળ જઈ ચાંચજ ધરે;
" અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા,
" અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડ્યો પાણ "

( ફુટકળ અંગ. )

" કોઈ એક ઉત્તમ વ્યસની થયા, કોઇ એક મધ્યમ વ્યસનમાં વહ્યા,
" ઉત્તમ મધ્યમ બેએ વ્યસન, જેમ મધ કપુર બે ઘેરે તન;
" સત્કર્મ વિકર્મ બે એ વિકાર, અખા નિજ રૂપે રહે નિરધાર.

(દોષ અંગ. )

તત્ત્વના ઉપદેશા પ્રતિ અખાને બહુ માન છે પણ તે ઉપદેશામાં શાસ્ત્રની તથા અનુભવની બુને આંખ જોઇએ એમ અખાનું માનવું છે. આ ઉભય દષ્ટિવાળા મહાત્માનું વર્ણન કરતાં અખો કહે છે કેઃ—

" ધ્રીજે તો ગુણ પારે રહે ગુણમાં આવે તેને કહે,
" જે ઊડગો જાયે આકાશ, તે નોહે પૃથ્વીની પાસ;
" અખા એમ સમજ્યો તે હરિ, તેને સરખી દરી સુંદરી.

* * * * *

" નથી અચેતન મૂરત ભલી, જ્ઞાની મૂરત સર્વોપરી."

અને એવા " હરિ "રૂપ થયલા તત્ત્વજ્ઞના અનુગ્રહથી ભવસાગર તરાય છેઃ—

" હરિ ભજતાં જોઇએ હેત પ્રીત, મ હે આતુરતા સંતની રીત,
" સદ્‌ગુરનું શરણ ગ્રહેવું ખપે, હરિને કાજે મન બહુ તપે;
" તે નર હરિને પામેં નિર્વેદ, અખા એજ ભજવાનો ભેદ"

* * * *

" સદ્‌ગુરુ જો ઉઘાડે બાર, અખા હરિ દીસે સંસાર."

( સદ્‌ગુરુ. )

પણ " હરિ ", " સદ્‌ગુરુ ", અને " અંતરાત્મા " એ ત્રણેનો વાસ્તવ અભેદ વૃત્તિમાં દૃઢ થવાની જરૂર છે, અને તેથી આત્મપ્રસાદની આવશ્યકતા અખાએ સ્વીકારી છેઃ—

" સાચો અંતર્યામી ગોર, બીજો ગુરુ બાજીગર મોર;
" તેના અર્થ કેવા શોભવા, સંસારીનું મન લોભવા.
" પણુ રીધ આવે જેમ રૂપૈઆવડે, તેમ અખા આતમથી આતમ જડે."

( આત્મલક્ષ અંગ. )

આ પ્રમાણે અખાના અભિપ્રાય પ્રમાણે તત્ત્વવિદ્યાના ઉદયમાં વિઘ્ન નાખનાર મુખ્ય દોષો (૧) વગર વિચારે ધર્મના બાહ્ય આચારને વળગી રહેવાપણું. (૨) દંભિક વર્તન. (૩) પંડિતનું મિથ્યાભિમાન, અને (૪) શાસ્ત્ર તથા અનુભવરૂપ ચક્ષુવાળા મહાત્માના ઉપદેશ પ્રતિ અલક્ષ—એ ચાર છે. હવે આ કવિના વિચાર પ્રમાણે મુખ્ય સાધનો કયાં છે તે પ્રતિ લક્ષ કરીએ.

વેદાન્તશાસ્ત્રનાં વિવેકાદિ ચાર સાધનો અખાને ઇષ્ટ જ છે. પણ તેની સાથે નિર્ગુણ

પરમાત્માના યશોગાન કરવા રૂપ પ્રવૃત્તિને જ સેવવાનું અખાએ યોગ્ય ગણ્યું છે:—

" અહંકૃતિ સજી સ્મરણ કારે, મન ક્રમ વચન હરિ વડે આદરો,
" ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ;
" અહંતે અણછતા ન થયા, છતા ધણીથી છેટા રહ્યા. "

અર્થાત્ "ब्रह्मैव सन् ब्रह्माप्येति"—એ શ્રુતિપ્રોક્ત ન્યાયે "હરિના છો ને હરિના થાઓ"—એમાં જ જીવનનું રહસ્ય છે.

આ સાધનત્રયી-ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય—માંના જ્ઞાન અથવા સદ્વિચારરૂપ સાધનને અખો પોતાની ગામઠી પરિભાષામાં "સુઝ" કહે છે. આ "સુઝ" ને અખો સહજ સાધન પણ કહે છે. બુદ્ધિની પરમ શુદ્ધિ થયા પછી જીવ, ઇશ્વર તથા જગતના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન અથવા "સુઝ" સહજ પ્રકટે છે. આ સહજ સાધનના પ્રભાવથી જગદાકાર વૃત્તિ બ્રહ્માકાર થાય છે અને "हरिरेव जगज्जगदेव हरिः"—અથવા અખાના શબ્દોમાં કહીએ તો "સભર ભરાઇ રહ્યો છે નાથ, હિંડતાં લાગે હરિને હાથ"-એ પ્રકારની નિરાવરણ દૃષ્ટિ પ્રકટ થાય છે. "સુઝ" જેમાં પરોવાયલી નથી એવાં કેવલ હઠયોગાદિનાં સાધનો કૈવલ્યને પ્રકટ કરતાં નથી પણ તેવી સાધનરૂપ ધેનુને સિદ્ધિની બગાઇ લાગે છે. અખો એક સ્થળે કહે છે કે—

" ઉન્મત્ત મનને યોગ સાધવો, જો કર્મ ઓઘ કરે નહિ નવો,
" જેમ છૂટી ધેનુ મારતી ફરે, અંધારે બાંધે ટેવ વિસરે;
" અખા તે જાણી કર્યો ઉપાય, ત્યાં સિદ્ધિ લાગી બગાય."

સારાંશ અખાના અભિપ્રાય પ્રમાણે યોગનાં સાધનો ઉન્મત્ત મનને વશ કરી પરમપ્રેમપ્રવણ કરવા અર્થે છે. છતાં તે આશયને કોરે મુકી અણિમાદિ સિદ્ધિ પ્રતિ જીવ આકર્ષાઇ પુનઃ મનને ઉન્માદ પ્રાપ્ત કરાવે છે. આ વિચારમાં ઘણું ગાંભીર્ય સમાયલું છે. પરમાત્મામાં પુનઃ પુનઃ રમણ કરનાર જીવાત્માને કૈવલ્યસિદ્ધિ પ્રકટ થતાં પરમેશ્વરના ઐશ્વર્યાદિ ગુણ ધર્મોની તેના ચિત્તસત્વમાં અનુવૃત્તિ પ્રયત્ન વિના થયલી હોય હોય છે અને પરેચ્છા-પ્રારબ્ધના બલથી તથા લોકસંગ્રહાર્થે પ્રસંગે તેની અભિવ્યકિત અધિકારી જનોને થાય છે. પણ એટલા માત્રથી ઉલટો નિયમ સિદ્ધ થઇ શકતો નથી: એટલે કે ઐશ્વર્યની પ્રતીતિ કૈવલ્યની અનુમાપક નથી, જ્યાં જ્યાં વાસ્તવ કૈવલ્ય છે ત્યાં ત્યાં સર્વ પ્રકારનું ઐશ્વર્ય ઉદ્દભૂત અથવા અનુદ્દભૂત દશામાં હોય છે અને અનુદ્દભૂત હોય તો પ્રકૃતિના સિદ્ધ નિયમાનુસાર પ્રસંગે પ્રકટ પણ થાય છે, પણ જ્યાં જ્યાં ઐશ્વર્ય છે ત્યાં ત્યાં કૈવલ્ય હોવું જ જોઇએ એ વ્યાપ્તિ સત્ય નથી. કૈવલ્ય એ વસ્તુસ્થિતિ છે અને ઐશ્વર્ય એ માયિક સ્થિતિ છે એ વાર્તા ઘણા વિદ્વાન્ પુરુષો પણ વિસરે છે. કૈવલ્યનો પ્રભાવ જ એવો છે કે જે ચિત્તસત્વમાં તેનો ઉદય થયો તે ચિત્તસત્વમાં માયાના વિશુદ્ધ ઐશ્વર્યાદિ ધર્મોનો અનુગમ થાય છે પણ તે ઉત્થાન દશામાં દ્વૈતના પ્રતિભાસ કાળેજ, અદ્વૈતનિષ્ઠાના પ્રસંગે નહિ. જ્યાં અમુક ઐશ્વર્ય પ્રકટ કર-

વાનું કહેવામાં આવે છે ત્યાં યથાર્થ અદ્વૈતનિષ્ઠા નથીજ. પ્રયત્ન વડે અમુક ઐશ્વર્યની પ્રતીતિ કરાવવી અને અલંકારવત્ સર્વ ઐશ્વર્યની અનુવૃત્તિ રહેવી એ બે સ્થિતિઓમાં મોટા ભેદ છે. જ્યાં યથાર્થ ઐશ્વર્યની કૈવલ્યના ફલરૂપે અનુવૃત્તિ હોય છે ત્યાં શોકમોહાદિ દ્વંદ્વ ધર્મોનો આત્મા સાથે અભેદારોપ હોતો નથી. જ્યાં સાધક દશાનું અવાન્તર ઐશ્વર્ય હોય છે ત્યાં શોકમોહાદિ દ્વંદ્વ ધર્મોનો આરોપ આત્મા સાથે હોય છે અને તેથી 'કદાચ તેવું ઐશ્વર્ય અમુકમાં હોય તો તેથી તેની કૃતાર્થતાનું અનુમાન કરવું એ ભ્રાંતિ છે. સિદ્ધિની બગાઇ લાગેલા ઘણા સાધકો આપણે જોઇએ છીએ, અને એક પક્ષે હેમ દુઃખમાં સબડા કરતા અને રાગદ્વેષાદિ દ્વંદ્વનો આત્મા વિષે આરોપ કરી પોતે સુખી દુઃખી છીએ એવું અંદરથી માનતા છતાં મિથ્યા વેદાંતના આડંબરમાં અન્યને પોતે મુક્ત છે એવું ભાન કરાવનાર દાંભિક વેદાંતિઓ છે, તેમ અન્ય પક્ષે પોતાનો તથા પરમાત્માનો વાસ્તવ અભેદ કેવા પ્રકારનો છે તેનો વિચારદ્વારા નિર્ણય કર્યા વિના યોગ-શાસ્ત્રના યમનિયમાદિ ઉત્તમ સાધનોનું પાલન કરવાથી જે આરોગ્યાદિ સંપત્તિ પ્રાપ્ત થાય તેટલાથી જ કૈવલ્યનું દ્વાર ઉઘડયું છે એવું માનનારા અવિવેકી યોગીઓ પણ ઘણા છે. આ ઉભયપક્ષના મનુષ્યો અખાના અભિપ્રાયમાં "સુઝ" વિનાના છે. જેવી રીતે સિદ્ધિની બગાઈ લાગેલા યોગીઓ હોય છે અને તેના પ્રતિ જેવો અખાનો કટાક્ષ છે તેવી રીતે પરમાત્મસાક્ષાત્કાર કરી સ્વરૂપના અગાધ વૈભવના આંતર ભાન વિનાના શુષ્કજ્ઞાની તથા જ્ઞાનદગ્ધ પ્રતિ અખાની તેવી જ ચોટ છે:—

" સુકું જ્ઞાન અને બંધડા મૂછ, કરપી ધન કૂતરનું પૂછ,
" એ ચારથી અર્થ ન થાય, સામું એબ ઉઘાડે કાય;
" અખા અમલ વિન હાકમ જશે, કથ્યું જ્ઞાન પણ હરિ નવ વશે.

* * * *

" શુષ્ક જ્ઞાની નીરસ હોય રહે, વાણી જાણી લૂખું વદે,
" દીસે નહિ તે સર્વાવાસ, ચેતન જાણી નોય ઉલ્લાસ;
" એ લક્ષણ શુષ્ક જ્ઞાની તણું, જ્ઞાનદગ્ધ અખા હવે ભણું,
" જ્ઞાનદગ્ધ હોયે અધ બળ્યો, સંત સમાગમે રહે તે મળ્યો.
" બાહ્ય કર્મ ઝલાણી મત્ય, માંહે આપોપું દંતા સત્ય,
" અનુભવ અંકુર ન ફૂટે ત્યાંહાં, જેમાં અખા દહે છે સ્પૃહા."

અખાના હૃદયમાં તત્ત્વવિચારની કેટલી ઊંડી છાપ હતી તે જણાવવા નીચેની કડીઓ બસ થશે:—

" જોગ ધ્યાન તપ તીરથ ત્યાગ, ભક્તિ કર્મ ને દક્ષ વૈરાગ્ય:
" વિષય વૃત્તિ નાનાવિધ ભોગ, ચાહ્યો જાય છે ચેતન જોગ.
" અખા સર્વ સ્વામીના રંગ, સદા સર્વદા આપ અભંગ.

* * *

" સકલ ચરણ શિરકર અવયવ, સકલ શબ્દ બોલે જે દેવ;
" તેમાં ઉગી નીકળ્યું સત, નિત્ય ખરે નિત્ય વાધે ભદ્ર.

" કેમ કહું કો કાળે અવતાર, જો તે વડે ચાલે સંસાર;
" કદળી થંભ ઘણા પડવળે, વચમાંથી હુંબો નિકળે.
" જગત્ કાતરો કેળ મહાભૂત, જેવડે રંભા તે અદ્ભૂત;
" અખા અરૂપી ઉગ્યો જોઈ, પૂર્વપક્ષ ન કરશો કોઈ. ૨

* * *

" વેલ ન દિસે દિસે પાન, દિસે ફીરણુ ન દિસે ભાન;
" પ્રવાહ ન દિસે દિસે તરંગ, તેમ ચિદ્ ન દિસે દિસે અંગ.
" અખા દેખણુ હારો દ્વૈત, ટળતે રહે તે સર્વાતીતનું, ૩

* * *

" ચિદ્ અર્ણવ કેરા બુદ્બુદા, ઉપજે ખપે સ્વભાવે સદા,
" અસ્તિ નાસ્તિ એની ન કેવાય, નર છાયા જેમ સાથે જાય;
" સૂરજ ધામ કહેવાને બે, એમ જીવ શિવ અખા જોઈ લે. ૪
" વ્હેલ ભરાઈ બેઠો જન, હું જ ધણી એમ માને મન,
" કાળ સદા ખેડે સારથી, બેઠો ફરે અવિનાશી રથી. ૫

* * *

" મહા વિચાર વિચાર્યો અખે, જે ગગનચંદ નાવિવેજલ વિષે,
" વરી લહરિ તરંગ બુદ્બુદા, બિંદુ વિકાર ઇંદુને નહિ કદા;
" એમ પરમાત્મા જાણે પિંડ, તે પરમાત્મા તારક ભૂમંડ્ય. ૫

* * *

" નિરાધાર નાટક અટપટું, સ્વતઃસિદ્ધ દિસે સામટું,
" ઉત્પત્તિ સ્થિતિ લય રહેજે થાય, પ્રવાહ તણી પેરે ચાલ્યું જાય;
" તેમાં આચાર્યે કીધી યુક્તિ, કલ્પ્યો બંધ ને માની મુક્તિ." ૭

અત્ર પહેલી કડીમાં ચૈતન્યઘન પરમાત્માને એક અખંડ યોગીની ઉપમા આપી આ સંસાર એ એક વિલક્ષણ યોગની ધારા ચાલતી હોય એવું ભાન કરાવ્યું છે. બીજીમાં વિરાટ્ આત્માનું અપૂર્વ આલંકારિક ભાષામાં વર્ણન છે. ત્રીજીમાં દ્વૈતભ્રમની ઉપર પ્રતીતિ અને અદ્વૈત તત્ત્વનું ગુપ્ત અવસ્થાન દૃષ્ટાંત પરંપરાથી આબેહુબ વર્ણવ્યું છે. ચોથીમાં પાંચમીમાં અને છઠ્ઠીમાં જીવાત્મા અને પરમાત્માનો કેવા પ્રકારનો સંબંધ છે, અને વસ્તુનું અદ્વિતીયત્વ કેવી રીતે છે તેવું વેદાંતશાસ્ત્રની રસિક પરિભાષામાં ઉત્તમ રીતે નિરૂપણ કર્યું છે. અને સાતમીમાં પ્રપંચનું મિથ્યાત્વ અને બંધ-મોક્ષની કલ્પના કેવી રીતે ઊભી થઈ છે તે બતાવ્યું છે.

અદ્વૈત તત્ત્વના અનુભવ સારૂ અખાએ દૃષ્ટિસૃષ્ટિવાદની પ્રક્રિયા સૃષ્ટિદૃષ્ટિવાદ કરતાં વધારે પસંદ કરી છે. અદ્વૈતનો શાસ્ત્રાનુસાર નિર્ણય કર્યા પછી દ્વૈતપ્રતિભાસ અદ્વૈતમાં શી રીતે થયો એનો વ્યાવહારિક નિશ્ચય કરવા વેદાન્તશાસ્ત્રમાં ભિન્ન ભિન્ન પ્રક્રિયાઓ છે. એ સર્વ પ્રક્રિયાઓમાં માયાવાદ અનુસ્યૂત છે, તોપણ કેટલાકનું એમ માનવું છે કે આ વિષ-

સૃષ્ટિ પરમેશ્વરના માયિક સંકલ્પથી ઉત્પન્ન થયલી છે અને તે જીવની દૃષ્ટિના વિષય રૂપ થાય છે. આ વિચારને સૃષ્ટિદૃષ્ટિવાદ કહે છે. અન્ય વિચારકોનું એમ માનવું છે કે જીવની દૃષ્ટિથી જ આ સૃષ્ટિ ઉત્પન્ન થયલી છે. અર્થાત્ જીવની અજ્ઞાનમયી ભાવના જ આ ભેદમય સંસારને પ્રકટ કરેછે આને દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે. અખાએ આ વિચારને સ્વરૂપનિર્ણયમાં વધારે ઉપયોગી ગણ્યો જણાય છેઃ—

" જગત નામ જગદીશજ તણું, જોયામાં કારણ છે ઘણું,
" ચિત્ત સહિત જોતાં તો જગત્, ચિત્ત રહિત હરિ છે વ્યક્ત;
" શાદૂલ સુત માતાને મળે, અન્ય અખા રિપુ જાણી પળે.
" મોટું વૈગુણ્ય ચિત્તનું પડ્યું, વસ્તુ વિષે દ્વૈતપડ ચડ્યું,
" પડે ભાત નાના વિધ તણી, ચિત્ત ઉપાધ્ય વાધી અંત્ય ઘણી;
" માદક પુરૂષને ઘેલો કરે, સ્વસ્વરૂપ અખા તેને વિસરે.
" ચિત્ત શમને નિશ્ચળ મન થાય, નિશ્ચળ મન તે શિવ સદાય,
" શિવ તણે પદ દ્વૈત જ નથી, ચિત્ત ઉપાધ્ય વાધી અણ છતી;
" ચિત્ત કલ્પિત અખા અવતાર, એ સતશાસ્ત્ર તણો નિરધાર."

અખાના કાવ્યગત સિદ્ધાન્તોનુ સ્વરૂપ સૂક્ષ્મમા પ્રતિપાદન કર્યાં પછી તે કવિની અન્ય કવિઓ સાથે સરખામણી કરવાનું આ વાર્તિકમાં બાકી રહે છે. અખો કેટલાક અંશમાં એક અદ્વિતીય મધ્યકાલીન ગુજરાતી કવિ છે. એનું બહુશ્રુતપણું અન્ય ભક્ત તથા જ્ઞાની કવિઓમાં નથી. શાસ્ત્રના સિદ્ધાન્તો જે સરળ ભાષામાં એ ઉતારવા સમર્થ થયો છે તેમાં અન્ય કવિઓ હાર ખાઈ ગયા છે. અખામાં રહેલા આ ગુણો પ્રતિ બહુમાન દર્શાવ્યા છતાં આપણે કહેવું જોઇએ કે તેનામાં ધીરાની કલ્પનાશક્તિ નથી, તથા યોગમાર્ગના અણુસારા ભાગ્યે જ જણાય છે. પ્રીતમની પેઠે તેનામાં શાંત તથા શૃંગાર એ ઉભય રસની નિષ્પત્તિ કરવાનું સામર્થ્ય નથી. અખો ઘણે પ્રસંગે શુષ્ક કવિ લાગે છે. પ્રીતમ શાંત અને તેની સાથે રસિક કવિ છે. પ્રીતમમાં તેના નામ પ્રમાણે ભાષાનુ માધુર્ય અદ્ભુત છે. નીચેની પ્રીતમની પંક્તિઓની મધુરતા નથી અખામાં, નથી ધીરામાં, નથી ભોજામાં, અને નથી નિષ્કુળાનંદમાંઃ—

" અષાડે અમરિત તણા વરસ્યા વરસાદ,
" હરિ હરિ સઘળે થઈ રહ્યું, થાવર જંગમ જાત;
" ચિત ચાતક રંગે રટે, બોલે મન મોર,
" જ્યાં ત્યાં ચૈતન્ય બ્રહ્મના, ઉગતા અંકુર
" સુખસાગર સહેજે ઉછળ્યો, સરિતા શુભ સાર,
" બ્રહ્મ નિરંતર જળભર્યાં, કોઈ પામે ન પાર;
" માણે મત્સ્ય મગન થઇ, મરજીવા સંત,
" પ્રીતમ પલક ન્યારા નહિ, રસિઆ રસવંત."

( જ્ઞાનમાસ. )

પદલાલિત્ય જેટલું પ્રીતમમાં તથા ધીરામાં છે તેટલું અખામાં નથી. પ્રીતમ શાંત તથા શૃંગાર રસમાં સરખી શક્તિ પ્રકટ કરવા જાય છે પણ શૃંગારની છાયા તેના શાંત રસમાં પણ પ્રવેશે છે. પ્રીતમમાં જ્ઞાન અને ભક્તિનું સમાન બળ છે. અખામાં વિચારનું પ્રાધાન્ય છે.

ભોજામાં મર્મ વાણી જબરી છે, અને ઘણે પ્રસંગે કઠોર છે. અખાના ચાબખા રસગર્ભ છે. વિષયી જનને ભોજા પ્રતિ એકવાર વાંચ્યા પછી ઉપેક્ષા થાય છે. ચાબક વાગ્યા છતાં પુનઃ અખાને વાંચવાનું મન થાય છે. ભોજો એક સારો નિષ્કપટી પરમેશ્વરનો ભક્ત છે. અખો એક વિચારશીલ અને ચતુર કવિ છે.

નરસિંહ મ્હેતામાં અનુભવબલ અખા કરતાં વધારે છે. નિર્દોષ ભક્તિથી રસબસ કરવા એ આદિકવિ જેવી કુશળતા અખામાં નથી. નરસિંહ મ્હેતાની દૃષ્ટિમાં ઇશ્વરશરણતામાં સર્વસાર છે અખાની દૃષ્ટિમાં—વિચારથી વસ્તુસ્વરૂપ સમજવામાં રહસ્ય છે. બન્નેને અદ્વૈતનિષ્ઠા ઇષ્ટ છે. નરસિંહ અને પ્રીતમ માયાનું બળ શમાવવામાં પરમેશ્વરના અનુગ્રહને ઇચ્છે છે. અખો સ્વાશ્રયી છે અને પરમેશ્વરને આરંભથી જ અદ્વૈત ભાવે ભજે છે. અખામાં જ્ઞાનની કાંઇક ખુમારી છે:—

" પરાત્પર બ્રહ્મ પ્રકટ થયા, ગુણ દોષો તે દિનના ગયા,
" અચ્યુત આત્માનું એ એંધાણ, ચવ્યું ન ચાવે અખો અજાણ;
" જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે.

*                    *                    *

" વાંકુવસમુ જાણું ત્યાં લગી, હું તો મોરે એરો હરી,
" ભલા ગૃહસ્થને વાડે ગાય, એમ આપ સોંપ્યું હરિમાંય;
" છીંડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમ ઝોળ."

આ પ્રમાણે આપણે અખાના કાવ્યમાંથી તરી આવતી તેની આધ્યાત્મિક મૂર્તિને નમન કરી આ આત્મસંસ્કારજનક વાર્તિકને સમાપ્ત કરીશું.

જલાલપુર.

તા. ૫–૪–૧૯૦૩

નં. દે. મહેતા.

# ઈ. સ. ૧૮૯૮ નું ખગ્રાસ સૂર્યગ્રહણ.

ગ્રહણ શાથી થાય છે એ હવે કહેવું પડે એમ નથી, અને તેમાં પણ આ માસિક વાંચનારને તો તે વાત એટલી બધી પરિચિત છે કે તે સંબંધી લંબાણથી વિવેચન કરવું એ પણ યુક્ત નથી. તે છતાં આ સંબંધી સર્વ વાતના ખુલાસાને અર્થે ટુંકાણમાં તે સમજાવીશું તો તે અનુચિત નહીં ગણાય.

ગ્રહણ બે પ્રકારનાં છે. સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ. જ્યારે જ્યારે સૂર્ય અને પૃથ્વીની વચ્ચે ચંદ્ર આવીને સૂર્યનું તેજ પૃથ્વી તરફ આવતું અટકાવે છે ત્યારે સૂર્યગ્રહણ થાય છે અને જ્યારે સૂર્ય અને ચંદ્રની વચ્ચે પૃથ્વી આવી સૂર્યનું તેજ ચંદ્ર તરફ જતું અટકે છે ત્યારે ચંદ્રગ્રહણ થાય છે. ત્યારે દરેક મહીને સૂર્યગ્રહણ તેમ જ ચંદ્રગ્રહણ થવાં જોઇએ, કારણ દર પૂર્ણિમાને દિવસે પૃથ્વી, સૂર્ય અને ચંદ્રની વચ્ચે આવે છે અને દર અમાવાસ્યાએ ચંદ્ર, સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આવે છે. પણ તેમ થતું નથી, તેનું કારણ એટલું જ છે કે ચંદ્રનો ગતિમાર્ગ ( orbit ) અને પૃથ્વીનો ગતિમાર્ગ એક સપાટીમાં નથી અને તેથી કરીને કોઇકવાર સૂર્ય અને પૃથ્વીની સપાટીથી ચંદ્ર ઉંચે હોય છે અને કેટલીકવાર તે સપાટીથી ચંદ્ર નીચે હોય છે. આથી કરીને દરેક પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે એ ત્રણે એક સીધી લીટીમાં હોતાં નથી અને દર મહીને સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ થતાં નથી. પણ કેટલીક વખતે તે એક સીધી લીટીમાં આવે છે અને ત્યારે ગ્રહણ થાય છે. આ ગ્રહણોમાં કેટલાંક ખગ્રાસ યા પૂર્ણગ્રહણ હોય છે અને કેટલાંક 'partial' એટલે અપૂર્ણ હોય છે, અને તેમાં પણ સૂર્યનાં ગ્રહણ ઘણું કરીને અપૂર્ણ જ જોવામાં આવે છે અને ક્વચિતજ ખગ્રાસ જોવામાં આવે છે. ખગ્રાસ સૂર્યગ્રહણનો સમય પણ ચંદ્રગ્રહણ કરતાં ઘણો જ ટુંકો હોય છે. આ બધી બાબત નીચેની આકૃતિ પરથી તરત સમજાય છે. આ




આકૃતિમાં સૂર્ય, પૃથ્વી અને ચંદ્ર ત્રણેનાં મધ્ય બિંદુ એક લીટીમાં છે અને તેથી કરીને સૂર્યનું અજવાળું પૃથ્વીના "અ" થી "બ" ભાગપર આવતું તદન બંધ થઈ ગયું છે અને તેથી "અ" થી "બ" સુધીના પ્રદેશમાં ખગ્રાસ સૂર્યગ્રહણ થાય છે. "બ" ની ઉપરના ભાગમાં માત્ર સૂર્યના ઉપરના ભાગનું જ અજવાળું આવે છે અને "બ" ની નીચેના ભાગમાં સૂર્યના નીચેના ભાગનું અજવાળું આવે છે એટલે તે જગ્યાએ અપૂર્ણ ગ્રહણ થાય છે. અને જે જગ્યાએ સૂર્યના સઘળા ભાગનું અજવાળું પ્હોંચે છે તે ભાગમાં ગ્રહણ થતું નથી. આ ઉપરથી જણાય છે કે જેમ ચંદ્ર ખસતો જાય છે તેમ સૂર્યનું અજવાળું આવવા માંડે છે, અને "અ" અને "બ"ના

મધ્ય બિંદુ આગળ જ ગ્રહણ લાંબો સમય જોવામાં આવે છે. જો ચંદ્ર પૃથ્વીની બીજી બાજુએ હોય છે તો ચંદ્રગ્રહણ થાય છે અને એ ગ્રહણ લાંબો વખત જણાય છે તેમ જ પૃથ્વીના ઘણા ભાગને જણાય છે. આકૃતિમાં બતાવ્યા પ્રમાણે તે "ખ" થી "ક" સુધી દેખાય છે અને જ્યારથી આખો ચંદ્ર "ગ" ની નીચે આવે છે ત્યારથી તે "ઘ"ની ઉપર હોય છે ત્યાં સુધી દેખાય છે. આપરથી સ્પષ્ટ માલમ પડે છે કે ખગ્રાસ ચંદ્રગ્રહણ થવાનું વધારે સંભવિત છે અને તે ઘણો વખત સુધી આખો ઘેરાયલો દેખાય છે. કેટલીક વખત તો ચંદ્ર, સૂર્ય અને પૃથ્વીની બરોબર વચમાં આવે છે, છતાં ખગ્રાસ ગ્રહણ થતું નથી;કારણ ચંદ્રનું અને પૃથ્વીનું અંતર હમેશાં સરખું હોતું નથી. કોઇકવાર ચંદ્ર સૂર્યની છેક નજીક આવી જાય છે અને ત્યારે ચંદ્ર સૂર્ય કરતાં નાનો હોવાને લીધે સૂર્યનું બિંબ ચંદ્રથી સંપૂર્ણ ઢંકાઈ જતું નથી, તેથી ચંદ્રની આસપાસ સૂર્યનું બિંબ વલયાકાર ( annular ) જણાય છે અને તેને વલયાકાર ગ્રહણ કહે છે.

આ બધાં ગ્રહણોમાં સૂર્યનું ખગ્રાસ ગ્રહણ શાસ્ત્રદૃષ્ટિથી જોતાં ઘણું જ અગત્યનું છે અને તમાસાની ( spectacular ) દૃષ્ટિએ એટલે એક જોવા લાયક દેખાવ તરીકે પણ ઓછું અગત્યનું નથી. કારણ તે વખતે જે દેખાવ થાય છે તે દેખાવ ઘણો જ અદ્ભુત અને ભવ્ય હોય છે. ઈંગ્લંડના મહાન જ્યોતિષિ સર નૉર્મન લોકિયરે આવો દેખાવ પહેલવહેલો હિંદુસ્તાનમાં ઈ. સ. ૧૮૭૧ ના ગ્રહણ વખતે જોયો અને તેથી પોતાના મનપર જે અસર થઈ તેનું વર્ણન તેઓ નીચે પ્રમાણે કરે છેઃ—

"There in the leaden-colored, utterly cloudless sky, shone out the eclipsed Sun!—a worthy sight for gods and men. There, rigid in the heavens was what struck everybody as a decoration, one that Emperors might fight for; a thousand times more brilliant even than the Star of India, where we then were; a picture of surpassing loveliness and giving one the idea of serenity among all the activity that was going on below........."

જે જગ્યાએ આ ગ્રહણ થાય છે તે જગ્યાએ મોટા મોટા જ્યોતિષિઓ પોતાના જ્યોતિષયંત્રો લઇને ગ્રહણ જોવાને ઘણો શ્રમ તથા ખરચ વેઠીને ત્યાં એકઠા થાય છે. હિંદુસ્તાનમાં ગયા ત્રીસ વર્ષમાં એવા બે પ્રસંગો આવ્યા હતાઃ એક ઈ. સ. ૧૮૭૧ માં અને બીજો ઈ. સ. ૧૮૯૮ માં. ઈ. સ. ૧૮૭૧ કરતાં ઈ. સ. ૧૮૯૮ માં ઘણા જ્યોતિષીઓ એકઠા થયા હતા અને છેક જાપાન અને અમેરિકાથી પણ આ ગ્રહણ જોવાને જ્યોતિષી આવ્યા હતા.

જ્યારે સૂર્ય પૂર્ણ ઘેરાય છે ત્યારે સૂર્યની આસપાસ એક રક્તબિંબ Chromosphere અને તેની અંદર પર્વતાકાર લાલ ભડકા માલમ પડે છે. આ ભડકા ચંદ્રમાંથી નીકળે છે એમ કેટલોક વખત સુધી મનાતું હતું પણ ઈ.સ. ૧૮૫૧ માં એમ સિદ્ધ કરવામાં આવ્યું કે એ ભડકા ચંદ્રમાંથી નહી પણ સૂર્યમાંથી નીકળે છે. કારણ ગ્રહણ વખતે ચંદ્ર એ ભડકા ઉપર થઇને જતો જણાય છે. એની એ વાત ફરીથી ઈ. સ. ૧૮૬૦ મા અસ્ત સૂર્યના, ગ્રહણ થતી વખતે અને ગ્રહણના અંત વખતે, ફોટોગ્રાફ લઇને સિદ્ધ કરવામાં આવી હતી. આ ભડકાઓ સૂર્યની આસપાસ એક

લાલ રંગનું પાતળું પડ છે તેમાંથી નીકળે છે, અને આ પડને રક્તબિંબ 'ક્રોમોસ્ફિયર' કહે છે. આ પડ સૂર્યની આસપાસ એક સરખી રીતે વીંટલાએલું છે. આ રક્તબિંબ અને ભડકા શીવાય એક બીજું રૂપેરી રંગનું પડ જોવામાં આવે છે, આ પડનાં કિરણો સઘળી દિશામાં પથરાઈ ગએલાં જણાય છે અને તેને સૂર્યનો મુકુટ (corona) કહેવામાં આવે છે. આ મુકુટ, રક્તબિમ્બ અને લાલ ભડકા શેના બનેલા છે તેનો નિશ્ચય કરવો એ ગ્રહણ જોવા મળેલા સર્વ જ્યોતિષિઓનું મુખ્ય કામ છે અને તે સારૂ જ ત્યાં તેઓ એકઠા થાય છે. કારણ આ ત્રણે પદાર્થો સૂર્યગ્રહણ વખતે જ જોવામાં આવે છે. બીજી વખતે સૂર્યના તેજમાં એઓનું તેજ ડુબી જવાથી તે જોઈ શકાતા નથી, અને તેથી કરીને તેનું બારીકીથી નિરીક્ષણ થઈ શકતું નથી.

સૂર્યના આ ત્રણે આવિર્ભાવ (phenomena) ખગ્રાસ ગ્રહણ વખતે ખુલ્લી આંખે જોઈ શકાય છે એટલે તેનું અવલોકન કરવાને દૂરદર્શક યંત્રની કાંઈ જરૂર પડતી નથી. પણ એ ત્રણેનો સ્વભાવ જાણવાને સારૂ એક જૂદું જ યંત્ર વપરાય છે અને તેને તેજપૃથક્કરણયંત્ર (Spectroscope સ્પેક્ટ્રોસ્કોપ) કહે છે. આ યંત્રમાં મુદ્દાની વસ્તુ કાચનો ત્રિકોણ (Prism-લોલક) છે. આમાં થઈને જ્યારે તેજનાં કિરણો જાય છે, ત્યારે તે તેજનું પૃથક્કરણ થાય છે અને તે તેજમાં જે જે રંગનું મિશ્રણ હોય છે તે બધા રંગો છુટા પડી જાય છે. આ ત્રિકોણ ઝુમરના લોલક જેવો હોય છે અને જેમ એ લોલકમાંથી કોઈ પદાર્થ જોઇએ તો મેઘધનુષ્યના સઘળા રંગ દેખાય છે તેમ એ ત્રિકોણમાંથી જોવાથી પણ દેખાય છે. જો એ ત્રિકોણની એક બાજુપર સૂર્યનાં કિરણ પાડી બીજી બાજુ એક સફેત પડદો મુકીએ તો તે પડદાપર રંગનો એક લાંબો પટો પડે છે. એ પટા (band) માં મેઘધનુષ્યના સાતે રંગ જોવામાં આવે છે. એક છેડે લાલ અને બીજે છેડે જાંબુઓ રંગ હોય છે, અને એ બેની વચ્ચે (લાલ પછી) નારંગી, પીળો, લીલો, આસમાની અને ગળીના રંગ જોવામાં આવે છે. આ તો એક સાધારણ ત્રિકોણમાંથી શું દેખાય છે તેનું વર્ણન થયું. પણ તેજપૃથક્કરણયંત્રવડે જો સૂર્યના તેજનું પૃથક્કરણ કરીએ તો આ બધા રંગ જોવામાં આવે છે, ઉપરાંત પણ વચમાં વચમાં શ્યામ રેષાઓ (dark lines) જોવામાં આવે છે. આ શ્યામ રેષાઓ શા માટે જણાય છે તેનું કારણ પહેલા જાણવામાં નહોતું. પણ તેનું કારણ પહેલ વહેલું એક જર્મન વિદ્વાન કરશોફે પ્રસિદ્ધ કર્યું. (આ ઠેકાણે શોધી કહાડ્યું એમ લખવાને બદલે પ્રસિદ્ધ કર્યું એમ લખવાનું કારણ એટલું જ કે ઇંગ્લંડમાં એમ મનાય છે કે એ કારણ સર જ્યૉર્જ સ્ટોકસે અને પ્રો. બાલ્ફર સ્ટુઅર્ટે શોધી કહાડ્યું અને ઇંગ્લંડની બહાર એમ મનાય છે કે તે કરશોફે શોધી કહાડ્યું. આ સંબંધી તકરાર ઘણી રમુજ ઉત્પન્ન કરે એવી છે.) કરશોફે કેટલાક પ્રયોગો કરીને એમ સિદ્ધાંત કહાડ્યો કે દરેક પદાર્થ જેવું તેજ આપે છે તેવું શોષણ કરે છે. અને આ નિયમને આધારે એવું સિદ્ધ કરવામાં આવ્યું છે કે સૂર્યની આસપાસ સૂર્યના ઉષ્ણમાન temperature કરતાં ઓછા ઉષ્ણમાન વાળી કેટલીક વરાળો છે અને એ વરાળોમાં થઇને સૂર્યનું તેજ જાય છે માટે તે તેજનો કેટલોક ભાગ એ વરાળોથી શોષણ થાય છે. સૂર્યની આસપાસ જે પદાર્થો દેખાય છે તે આ વરાળો જ છે. આ વરાળો શાની છે તે આ નિયમને આધારે તેજપૃથક્કરણયંત્ર વડે સિદ્ધ થઈ શકે છે.

ખગ્રાસ સૂર્યગ્રહણનું નિરીક્ષણ કરવાના હિંદુસ્તાનમાં આજ સુધીમાં ત્રણ પ્રસંગ આવ્યા છે. અને એ ત્રણે પ્રસંગોમાં ઈ. સ. ૧૮૯૮ નું ગ્રહણ વિશેષ મહત્ત્વ વાળું છે, કારણ

એમ કહી શકાતું નથી. લોકિયર સાહેબ જે બીજુ અનુમાન કરે છે કે ગ્રહણ વખતના રંગપટની રેખાઓ સૂર્યરંગપટની રેખાઓની ઉલટપ્રત નથી તે તો આ ગ્રહણથી સિદ્ધ થઇ ચૂકી છે; કારણ આ બે રંગપટની રેખાઓ સરખાવતાં માલમ પડે છે કે કેટલીક રેખાઓ એકમાં સ્થૂળ છે અને તેની તે જ રેખા બીજામાં સૂક્ષ્મ છે; એકમાં જે ઠેકાણે રેખાઓ છે તેને તે જ ઠેકાણે બીજામાં રેખાઓ મુદ્દલ નથી; અને આ અનુમાન સિદ્ધ કરવાના યશનો કાંઇક અંશ પ્રોફેસર સાહેબને આપવો ઘટે છે.

સર્ય મુકુટ ની આકૃતિ, તેમાં રહેલા પદાર્થો અને તે પદાર્થના રંગપટ પણ આ ગ્રહણ વખતે ઘણી બારીકીથી તપાસવામાં આવ્યા હતા. સૂર્યમુકુટના કેટલાક ફોટોગ્રાફ લીધા છે અને તે બધા ફોટોગ્રાફ ઉપરથી માલમ પડે છે કે એ મુકુટ જે પદાર્થનો બનેલો છે તે પદાર્થથી આપણે તદન અજ્ઞાન છીએ પણ એ કોઇ ત્રણ જૂદા જૂદા પદાર્થોનો બનેલો હોય એમ માલમ પડે છે. મુકુટના ફોટોગ્રાફપરથી જણાય છે કે મુકુટની આકૃતિ હમેશા એક સરખી હોતી નથી પણ વખતો વખત બદલાયા કરે છે અને તે સુર્યના કેટલાક આવિર્ભાવોપર આધાર રાખે છે. આ ફોટોગ્રાફ ઉપરથી એઉએ જે એક વાત સિદ્ધ કરી છે તે ઘણી અગત્યની છે. અત્યાર સુધી એમ મનાતું હતું કે સૂર્યમાં જે જગ્યાએ લાલ ભડકા હોય છે ત્યાં મુકુટનો ભાગ ઘણો લાંબો હોય છે પણ એઉના ફોટોગ્રાફપરથી માલમ પડે છે કે એ ભડકાને અને મુકુટના જુદા જુદા ભાગની લંબાઈ ટુંકાઇને કોઇ પણ તરેહનો સંબંધ નથી. આ વિષય ઉપર એઉ પોતે, એક ગ્રંથ લખવાના છે, તેમાં લાલ ભડકા, સૂર્યની શ્યામ ભૂમિકા, અને મુકુટની આકૃતિનો સંબધ બતાવવાના છે.

આ રિપોર્ટ વાંચતાં પ્રો. નાયગામવાળાની મહેનત, ઉત્સાહ અને આ વિષયના એઉના સુક્ષ્મ જ્ઞાનનું આપણને ડગલે ડગલે ભાન થાય છે. આવું શાસ્ત્રીય કામ પહેલુંજ થયું છે અને તેથી આખા હિંદુસ્થાનને અને મુખ્યત્વે કરીને મુંબાઇ ઇલાકાને મગરૂર થવાનું બાજબી કારણ છે. અમદાવાદે પણ આ ગ્રહણમા કાંઇક ભાગ લીધો છે. અત્રેના રહીશ રેવરંડ ડૉ. ટેલર બ્રિટિશ એસ્ટ્રોનોમિકલ એસોસીએશનના સંઘમાં જુર ગયા હતા અને તેઉએ ગ્રહણ વખતે જણાતા 'shadow-bands' (છાયાના પટા) નામના આવિર્ભાવનું અવલોકન કર્યુ હતું.

બાલકૃષ્ણ પીતાંબરદાસ દલાલ.

# *મ્હારી રેલવે મુસાફરી.

## —એક અદ્ભુત સ્વપ્ન—

થોડાં વર્ષ ઉપર જાણે હું અમદાવાદથી સુરત જવા રેલવેમાં મુસાફરી કરતો હતો. હું સેકન્ડ ક્લાસમાં બેઠેલો હતો. મેલ ટ્રેનમાં બેઠેલો હતો. શીયાળાની રાત હતી, અને આશરે સાડા-બાર વાગ્યાનો મધરાતનો વખત થયો હશે. અમારી ગાડી સુરત આવી પોહોંચવાની તૈયારીમાં હતી. અમરોલીનું સ્ટેશન મુકી અશ્વિનીકુમારનો પુલ ઓળંગવો અમે શરૂ કર્યો હતો. એટલામાં એકદમ સીસોટી વાગી. ગાર્ડ બ્રેક બાંધતો હતો એમ અમને લાગ્યું. લાલબત્તી બતાવતા પોર્ટરો આમતેમ દોડવા લાગ્યા. સેમાફર ઉપર પણ લાલ બત્તી દેખાવા લાગી. ડ્રાઇવરે ગાડીને ધક્કો મારી પાછી ગાડી અમરોલીના સ્ટેશન તરફ વાળી અને સ્ટેશન તરફના એક સાઇડીંગમાં કોલસાની ઢગલા પાસે ઉભી રાખી. ગાર્ડે આવીને એકદમ ગાડીનાં બારણાં ઉઘડાવી નાંખ્યાં. અને કહ્યું કે 'પુલને સહેજ નુકશાન થયું છે. ગાડી અત્યારે થોડીવાર લગી આગળ ચાલી શકે તેમ નથી. માટે અને બધાએ એકદમ ઉતરી જવું.'

ઉતારૂઓ પુષ્કળ હતા. અને દરેક દરજ્જા અને સ્થિતિના હતા. ફર્સ્ટ ક્લાસ સેકન્ડ ક્લાસ અને થર્ડ ક્લાસના ડબા ઉપરાંત કેટલીક સલુનની ગાડીઓ પણ જોડેલી હતી. સલૂનની ગાડીમાં પ્રાંતના કમિશનર અને કલેકટર અને કેટલાક રજવાડાઓ હતા. ફર્સ્ટ ક્લાસની ગાડીમાં કેટલાંક મોટા સરકારી હોદ્દેદારો, મિલના ભૂંગળાવાળા શેઠીયાઓ, તેમની શેઠાણીયો, બારીસ્ટરો, અને દેશી રાજ્યના દિવાનો તેમના ખટલા સાથે હતા. કેટલાક છરકી લાલો તેમની મનમોહના સાથે પણ ફર્સ્ટ ક્લાસમાં બેઠેલા હતા. આ મહાન પુરુષો કને સામાનનો તો પાર હતો જ નહીં. અને તેમને ગાડીમાં કોઈ પણ પ્રકારની અડચણ પડે નહીં તે માટે ખાનપાનની સર્વ સામગ્રીનાં પાન-સોપારી–એલચી–બીડી–મેવો–મીઠાઈ–બેડીંગ–બનુસતકીયા–ગાલમસુરીયાં–રજાઇઓ–અને રમતગમતનાં સર્વ સાધનોની તૈયારીઓ રાખી હતી. રેલવેના લોકો જે હલકા વર્ગના લોકો સાથે તુંદ મીજાજથી વર્તતા હતા તેઓ સ્ટેશનપર ગાડી ઉપડતી વખતે આ 'ચઢે જાઓ બડે જાઓ' મહેરબાનોને વાંકા વળી વળીને સલામો કરતા હતા. અને તેઓ સાહેબો જાણે તેમના પર મહેરબાની કરતા હોય એમ એ સલામો ઝીલતા હતા. સ્ટેશનમાસ્તર તો કમિશનર સાહેબની અને કલેકટર સાહેબની મેહેરબાની મેળવવાને જ ગુંચાયલો હતો. પણ તેઓ સાહેબો મહાન રાજ્યપ્રકરણના કોઈ ગુંચવાડામાં તલ્લીન થઈ ગયલા હોવાથી તેની સામુ પણ જોવાની તસદી લેતા નહીં. પહેલા અને બીજા વર્ગમાં કેટલાક તો જાણે ડોળખાતર આંખ પર ચસમા ચડાવી ન્યુસપેપર વાંચતા હોય એમ લાગતું હતું. મોટાં મોટાં સ્ટેશનો ઉપર જ્યાં ગાડી અટકતી હતી ત્યાં ફુલના હાર, તોરા, મેવો, મીઠાઈ લઈ કેટલાક સદ્‌ગૃહસ્થો આ મહાન નરોની મુલાકાતો વાસ્તે આવતા હતા અને સલામો કરી શેકહેન્ડ કરી તેમ પોતાનું જીંદગીનું સાર્થક થએલું સમજી હસતે ચહેરે પોતાના મકાન તરફ પાછા વળતા હતા. કમિશનર સાહેબના દફતરદારની ગાડી પાસે મામલતદાર અવલકારકુન અને નિમતાણા કારકુનો વગેરેનું સરકારી મંડલ વીંટળાઈ વળતું હતું અને કેટલાક

---

* અંગ્રેજી ઉપરથી અનુકરણ.

દીપુટી સાહેબોએ પણ મોટા મોટા ગોટા લઈ લઈ અંધારાની રાત્રે પણ ભારે મંડળ કરી સ્ટેશનપર આવવામાં પોતાના સેવકધર્મનું ભૂષણ માન્યું હતું.

બાકીની ગાડીમાં પરચુરણ મંડળ ભરાયલું હતું. મધ્ય વર્ગના વેપારીઓ, વકીલો, સોલિસિટરો, દાક્તરો, વીમાકંપનીના આડતીઆઓ, કેટલાક કોલેજના પ્રોફેસરો, ઇજનેરો, છાપાવાળા, લેખકો, બીજો કશો ધંધો નહી હોવાથી મુસાફરીએ નીકળી પડેલા ગૃહસ્થો, નાના રાજ્યના કારભારીઓ, અને કેટલીક પારસી અને હીંદુ બાનુઓ બીજા વર્ગની ગાડીમાં હતાં. ત્રીજા વર્ગની ગાડીઓમાં હલકા વર્ગના સરકારી નોકરો, કારકુનો, નાના વેપારીઓ, મારવાડી, જોશી, સુતાર, લુહાર, ગામડાના પાટીદારો અને પટેલો, કડીયા, મજુર, રંગારા, મોચી, બાવા, જોગી, કાનફટા સાધુરામ, કાબુલીઓ, મેમણો, પઠાણો, ગવૈયા, તેલી, તંબોળી, ફેરીયા, ભવાયા અને કાળી કણબીઓ હતા. બાકીની ત્રીજા વર્ગની ગાડીમાં સ્ત્રીવર્ગ હતો. લોકોને ગીચોગીચ ઘોચી ઘોચીને ગાડીમાં પુર્યા હતા. અને ઢોરના કરતાં તેમની વધારે દરકાર કોઇને હોય એમ લાગતું નહતું. સ્ટેશન ઉપર બરફી મીઠાઈ, પાન-સોપારી, પીવાની બીડી, ગરમ ચાહ, સોડા, લેમનેટ, સેવ, મમરા, ભજીયાં, 'મીઠાં પાણી, ઠંડાં પાણી, તાજાં પાણી, બ્રાહ્મણીયાં પાણી, મગનભાઇના કુવાનાં પાણી'-વાળા બ્રાહ્મણો, અને સંતરાં-નારંગીવાળા ફેરીયાનાં મોંહોમાંથી નીકળતો ધ્વનિ ચોગરદમ ફેલાઈ રહ્યો હતો. તે વધુ સાંભળવા અને જોવામાં તેમના કેટલાકનું ચિત્ત હતું. ગાડી ઉપડ્યા પછી કેટલાક લોકો ગાયનનો સુર લલકારતા, કેટલાક વાતો કરતા, માંહોમાંહે ખબર પુછતા, કેટલા ભજન કરતા, કેટલાક કોન્સરટીના વગાડતા, અને "રણછોડરાયકી જે" પણ બોલાવતા હતા. તેઓ જાણે પોતાના કૃત્યથી ઉપલા વર્ગના ઉતારૂને બતાવતા હતા કે તમારા કરતાં અમે વધારે મોજ કરીએ છીએ. કેટલાક લોકો એક બીડી સળગાવી મોહોંમાં રાખી તેમાંથી સામાની બીડી સળગાવતા. કેટલાક પાનની ચમચી કાઢી સોપારી કાતરી બીજાને આપતા. એક બીજાની દાબડીમાંથી તપખીરનો સડાકો લેતા. સ્ટેશને સ્ટેશને નવા ઉતારૂ ગાડીમાં બેસવા તેની સાથે હોંસહોંસી કરતા હતા, અને જાણે જન્મના કટ્ટા વેરી હોય તેમ ગાડીમાં પેસતી વખત જગ્યાની બાબત તેમની સાથે વઢતા, અને તેમના બેઠા પછી ગાડી ઉપડી ગયા પછી થોડીવાર ધુંધવાતા છાણા જેવું મ્હોં રાખી પછી રોષ ઓછો કરી તેમની સાથે ભાઇચારાથી વાતો કરતા હતા. કેટલાક ગરીબ લોકોને તો તેમના ઝુંપડાની સરખામણીમાં આ ત્રીજા વર્ગની ગાડી પણ મહેલ જેવી લાગતી હતી.

ગાર્ડે આમને ખબર આપી કે ગાડીમાંથી ઉતરી જવાનું છે. એ સાંભળી બધાંનાં મન કચવાઈ ગયાં. તેમને સમજણ પડે નહીં એટલો અચંબો થયો. મારતા મીયાંના ક્રોધનો પાર રહ્યો નહીં. ચાકરને તેઓ બુમ પાડવા લાગ્યા. અંધારામાં ચાકર શાનો મળે! ચાકરો શેઠને હુંડે અને શેઠ ચાકરને હુંડે. કેટલાક નોકરો તો મનમાં હશે કે ઠીક રંગ જામ્યો છે રેલવેના નોકરો તો પોતાની રીતભાત ભુલી ગયા છે એમ જણાયું. બધા ઉતારૂઓને સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર એક સરખી રીતે ઉભા રાખ્યા. પહેલા બીજા ત્રીજા વર્ગમાં કે સલ્તનના સાહેબોના વર્ગમાં પણ ફરક રાખ્યો નહીં. ભુરી હજામડી મોતી શેઠાણીને ધક્કો મારી ચાલી ગઈ. મોતી શેઠાણી પોતાની ચાકરડીને પોતાની પેટી ઉંચકવાનું કહી, તેની રાહ જોઈ ઉભાં હતાં. પણ ચાકરડીને જ્યાં લગી પોતાની પેટીનો પત્તો લાગે નહી ત્યાં લગી શેઠાણીની

પેટીની દરકાર હતી જ નહીં. અંધારામાં મોટા મોટા અમલદારોને પણ સાધારણ લોકોના ધક્કા વાગ્યા. તેમણે સ્ટેશનમાસ્તરને બુમ પાડી. પણ સ્ટેશન માસ્તર પણ સાંભળે શાનો! ત્રીજા વર્ગની કેટલીક બાયડીનાં છોકરાંઓએ રહારડનું મધુર ગાયન બધાંને સંભળાવવા માંડ્યું હતું. સાહેબ લોકો બબડતા હતા. કાલે સવારે ગવરનર સાહેબ સુરતના સ્ટેશન પર ઉતરનાર છે. તે પેહેલાં જો સ્ટેશન માસ્તર સુરત નહી પોંહોચાડે તો એની વાત છે, એની સખત ખબર લઇશું. અમારા મણીભાઈ ફાંકડા તો તેના મામા મુંબાઇમાં એકાએક ગુજરી ગયા હતા તેનો વારસો લેવા દોડી જતા હતા તેમાં તેમને અડચણ પડવાથી તેમનો જીવ તલપાપડ થઈ રહ્યા હતો. રખે રાંડ મામી ગેરહાજરીમાં બધું ઉડાવી દે યા કબજે કરી લે અને વિલનો પત્તો જ બતાવે નહીં. અમારા માણેકજી કંટ્રાકટરનાં બાઈ સાહેબ રતનબાઇએ પોતાની દીકરી સોનાબાઇ વાસ્તે બારિસ્ટર શોધી કાઢ્યો હતો અને રખેને રસ્તામાં ઢીલ થવાથી તે હાથમાંથી છટકી જાય એની તેમને ફીકર હતી. અને વહીવટદાર નકામા પાંચશે રૂપીઆનું પાણી કરી જશે એમ તેમને ધાસ્તો રહેતી. ધરમચંદ શેઠ બબડવા લાગ્યા કે સાડી-ચાળીસ હજારની હુંડી ગજવામાં છે, અને જો વેળાસર નહીં પોંહોચાય તો શોભારામ મુલતાની દેવાળું કાઢશે તો બાર જ વાગ્યા જાણવા. શંકરલાલ સોલિસિટરને કોર્ટમાં બીજે દાહાડે કેસ હતો. અને પોતાના અસીલનો મુદ્દાનો દસ્તાવેજ એમની બૅાકસમાં હતો. અને ગેરહાજરીમાં કેસ ચાલ્યો જાય ને અસીલના ગેરલાભમાં ઠરાવ થઈ જાય તેની ફીકરમાં હતા. અમારા મુળજીરામ ડીપુટી ઘરડેઘડપણ નવી બાયડી પરણ્યા હતા. તે તેમની રાહ જોતી બેઠી હશે, અને વેળાસર નહી પોહોંચાય તો તેમના વગર ઝુરાઇને મરી જશે તેમની ફીકરમાં હતા.

સ્વામી રામાનન્દાશ્રમને લખેલાં પુસ્તકને બદલે છાપેલા પુસ્તકમાંથી ચંડીપાઠ થાય તો તે વિધિયુક્ત ગણાય કે નહિ એ પ્રશ્નનું પ્રરમ સંકટ એમના પર આવી ગયું હતું. એ બાબત મુંબાઇમાં પંડિતોની ધર્મસભા મળવાની અને સાંચકરી પાઘડીના મહારાષ્ટ્રીયો તથા ધોળાં ટીલાંવાળા રામાનુજી દ્રાવિડ શાસ્ત્રીઓ વિગેરે એકઠા થવાના હતા. ગેરહાજરીમાં બધું ધુળધાણી થઈ જશે એમ એમને લાગતું હતું. અમારા મુનશી વજ્દુદીન એક ભારે જલસામાં ભાગ લેવા મુંબાઈ ઉપડી જવાના હતા. તેમાં તેમને આ બલા આવી પડી તેથી ખુબ ચીઢાઈ ગયા હતા અને શેતાનપર ન્યાનત કરતા હતા. સોભાગચંદ્ર શેઠના ઘરની જાન ગાડીમાં હતી અને લગનનું મહુરત ગયું અને જો કન્યાની માનો હાય ચોખો નહી રહે તો પુરી ફજેતી થશે અને આખું ખરચ ત્રમણું થઈ જશે તેની ફીકરમાં હતા.

આ પ્રમાણે બધા બુમ પાડતા હતા. અને બબડતા હતા અને ધમાધમ મચાવી મૂકતા હતા. ફક્ત ગાડીમાંથી ઉતરેલી એક ભલી બાઈ ખુણામાં ચુપચુપ ઉભી હતી તે સત્તાવીસ વરસની બાળ વિધવા હતી. તેના મુખની કાંતિ ઉપર ગ્લાનિ ફેલાઈ રહી હતી અને તેનું વદન કરમાયલું હતું. તે ઘણી સાલસ ગરીબ અને નમ્ર સ્વભાવની હતી. તેણે પોતાની જીંદગી ઇશ્વરને અધીન છે એમ સમજણ સાથે સર્વસ્વ અર્પણ કર્યું હતું. પતિનું મુખ તેને સ્વપ્ને પણ જોયું નોહોતું પણ પરલોકમાં તેના ભેગી થશે એમ તેને વિશ્વાસ હતો.

સ્ટેશન માસ્તરે આ બધી ફરીયાદો બેપરવાઇથી સાંભળી. જેઓ બહુ ઘાંટા પાડતા હતા તેમને કહ્યું કે તમારે કંઈ ગભરાવાનું કારણ નથી. ગવર્નર સાહેબ કંઈ કમિશનર સાહેબ

વગર કાસું ખાવાના નથી; ગવર્નર સાહેબ કમિશનર સાહેબને મળવાની ઈંતેજારીમાં હોવાને બદલે ગવરનર જનરલ સાહેબ પધારવાના છે તેને મળવાની ઈંતેજારીમાં વધારે છે. કમીશનર સાહેબનો વિચાર ગવરનર સાહેબ અને ગવરનર જનરલ સાહેબને સી. આઈ. ઈ. કે સી. એસ. આઇના ચાંદનો ઈલકાબ મેળવવાની ભલામણ કરાવવા તરફ છે, પણ તે પાર પડતાં વાર થશે. ભાઇઓ એ તો માનના ભૂખ્યા છે. વારસો મામીને મળશે તો તે બહેતર છે કેમકે મામાને મામી માયાના વાળ આપવાની છે, કંઈ ભાણેજની બાયડી આપવાની નથી કે ચુડો ભાંગવાની નથી. આપણાં રતનબાઇની સોનાબાઇને બારીસ્ટર સાહેબને પરણવાની બીલકુલ મરજી નથી, તેની તો મરજી પેલા સુનંદા ક્રીકેતર મી. રુસ્તાદજી ગોમરેજને પરણવાની છે, અને તેને જ પરણશે. સોભારામ મુલતાનીએ તો ક્યારનું દેવાળું કાઢ્યું એટલે હવે હુંડી બાબતમાં નચિન્ત રહેવાનું છે. સારૂં થયું કે એમની દોલત તમારી કનેથી ઓછી થઇ. વધારે હોત તો વધારે નખોદ વાળત પોતાની બાયડીને મુકીને પેલી ગણુકાને દોલત ખવડાવી દે છે તેમાં પરમેશ્વર રાજી નથી, અને તેમાં તમને બરાબર સજા મળી છે. આપણા શંકરલાલ સોલિસિટરે પોતાના અસીલની ફીકર કરવાની નથી. તે છોકરો હજી નાનો છે. કોલેજમાં અભ્યાસ કરે છે. અને જો તેને પૈસો ઓછો મળશે તો તે વધારે ઉદ્યોગ કરશે ને ભવિષ્યમાં સુખી થશે. જો એ પૈસા મળ્યો તો લાડી વાડી ને ગાડીમાં ગુલતાન થઈ બધું ખોઈ બેસશે. મુળજીરામ કાકાએ કાકીની જરા પણ ફીકર રાખવાની નથી. કેમકે કાકી સારી રીતે જાણે છે કે તેમને એ થોડા દીવસ પછી હમેશના રામ રામ કરવાના જ છે. સારા નસીબે પુનર્લગ્નનો ધારો એમની નાતમાં નથી, નહીતર ડોસાને જ પૈસે કાકી પુનર્લગ્ન કર્યા પાકી ચુકે એવી નથી. સ્વામીજીએ એ ધર્મ સંબંધી ફીકરોથી નિશ્ચિંત જ રહેવાનું છે. કારણ કે તકરારમાં ઝાઝો જીવ નથી. એ બધી બાબતો દમ વગરની છે. લાકુભટો વદી પડશે તો તે કાંઈ માથાંબાથાં ભાંગવાના નથી. એ કંઈ હોળીની લડાઈ નથી. થોડા ઘણીવાર આડા અવળા ઠાલા વાદ કરી હિરણ્યદક્ષિણાથી એકદમ શાંત થઈ જશે.

કમીશનર સાહેબે ઘાંટો પાડી પુછ્યું કે ત્યારે શું તમારો કહેવાનો ભાવાર્થ એ જ છે કે તમે અમને અહીં રોકી રાખી ગાડી અગાડી ચલાવવા માગતા નથી! જો એમ હોય તો લાવો તારનું ફારમ મારે એકદમ ગવરનર સાહેબ પર તાર કરવો છે.

સ્ટેશન માસ્તરે હસતાં હસતાં કહ્યું કે બધું ધીમે ધીમે જણાશે સાહેબ. જરા સબુર કરો. તમારા તાર બારની તો હમે પરવા રાખતા જ નથી. અને તે લેવાનો અમને હુકમ પણ નથી. સાહેબ બધું મુંગા મુંગા જોયા કરો. એક અજબ ખેલ મોહ તમાશા હે. આમ બોલતે બોલતે, તેણે દયાની લાગણીથી પેલી ભલી બાઈ તરફ જોયું અને તેના ઇશારામાં સમજાવ્યું કે તારા મનની તારા સ્વામીને મળવાની જે મુરાદ છે તે સર્વે બર આવશે.

ગરીબ લોકો આ બડેખાંનો ફારસ થતો હતો તે જોઇને માંહોમાંહે હસતા હતા, અને એક બીજાને તાળી દેતા હતા. 'કેવી ભારે ગમત થાય છે! જુઓ તો ખરા, આપણુને તો દુનીયામાં મુશીબત ડગલે ડગલે નડે છે. આપણુને તેનો હીસાબ કે નવાઈ નથી. સ્વર્ગનું સુખ આ દુનીયા પર આપણા નસીબમાં સરજેલું નથી. અને આપણુને આ જગાએ જ ઠીક છે. ઠીક તાલ બાઝ્યો છે.'

એકદમ ઘંટ વાગ્યો અને સ્ટેશનની થોડેક દૂર ઓરડાનું બારણું એકદમ ઉઘાડવામાં આવ્યું. અને અમને બધાને તે ઓરડા તરફ લઈ જવાનો હુકમ કરવામાં આવ્યો; અને ત્યાં અમને બધાને કહેવામાં આવ્યું કે બધાનો સામાન અત્રે તપાસવામાં આવશે. ઓરડાની આજુ બાજુ રેલીંગોથી જડી લીધેલો એક કમ્પાઉંડ હતો, તેમાં અમને બધાને ઢોરના ડબ્બાની માફક પૂર્યા. વચમાં રેલવેના પાટા ઉપર એક ખુલ્લી બાલાસ્ટની ગાડી હતી અને તેના પર અમારા બધાનો સામાન ભેળસેળ ગોઠવવામાં આવ્યો. ગાડીની આસપાસ અમને વિચિત્ર પોશાકના અને રીતભાતના અને જાણે આ દુનીયાની સાથે ઝાઝો સંબંધ ધરાવતા ન હોય એવા નવીન તરેહના માણસો અને સીપાઇઓની સંખ્યા હારબંધ ઉભી રહેલી માલમ પડી. તેમની રીતભાત તોરભરેલી હતી, સ્વભાવ કડક હતો, કાંતિ ઉગ્ર હતી. ઉતારૂઓ તો બિચારા એ લોકોની વર્તણુક જોઇને તાજુબ થઈ ગયા, કોઇના બાપની તેમને દરકાર હતી નહી એમ લાગ્યું. અને પૃથ્વી ઉપર જાણે બીજા યમદૂતો ઉતરી આવ્યા નહોય એમ ઉભા હતા. તેમની પાછળ એક મોટા લાલ રંગનો ઓરડાના બારણા આગળ મુકેલો પડદો હતો, અને તેના પાછલા ભાગમાં સામાન હોય એમ લાગતું હતું.

અમારો સામાન સહીસલામત છે કે નહી તે જોવાની અમને ઘણી આકાંક્ષા થઇ. પણ અમે અમારો સામાન ત્યાં બીલકુલ ઓળખી શકયા નહીં. અમારો સામાન ગુમ થઇ ગયલો છે એમ અમને જણાયું. અને તેની જગ્યાએ કંઇક નવીન પ્રકારનાં બંડળ ગોઠવવામાં આવ્યાં છે એમ માલમ પડ્યું. આ જોઇને અમને બહુ જ અચંબો ઉત્પન્ન થયો. રેલવેના કામદારોને પૂછતાં તેમણે ચીડાઇને કહ્યું કે 'સામાન સામાન શું કરો છો? તમારો સામાન આ રહ્યો. આંખે સૂઝતું નથી?' આ કહેવાતા સામાનના દાગીના પુષ્કળ હતા. તેમને ત્રણ વર્ગમાં ગોઠવી દીધા હતા: પહેલો વર્ગ બીજો વર્ગ અને ત્રીજો વર્ગ. તેમાં પહેલા વર્ગનો સામાન પુષ્કળ હતો. અને તેમના પર ત્રીજા વર્ગના ઉતારૂઓ જે આજે જુજજાજ અસબાબ લઇને આવ્યા હતા તેમની માલીકી બતાવવામાં આવી હતી. બીજા વર્ગનો સામાન સેકન્ડ કલાસના ઉતારૂઓનો હતો. તેનો નાનો ઢગલો જુદો પાડવામાં આવ્યો હતો. પણ નવાઇ એ લાગતી હતી કે કોઈ કોઇનો સામાન ઓળખતું હતું નહીં. સલૂનના અને પેહેલા વર્ગના સદ્‌ગૃહસ્થો અને બાનુઓનો તો સામાન બીલકુલ મળે જ નહીં. તેમના સામાનના ઢગલા જાણે હવામાં ઉડી ગયા હોય એમ લાગ્યું. બે ત્રણ શાલ અને બનુસ અને કોટ આમ તેમ પડ્યાં હતાં. સ્ટેશનમાસ્તરે સલુનમાં બેઠેલા એક રાજવંશીને પોતાના સામાનની તજવીજ કરતાં જવાબ આપ્યો કે 'એ સામાન પર હવે તમારી માલીકી રહી નથી. તમારે હવે તેનો ખપ નથી. તે બધો સામાન ગુડસમાં તમારા જે મિત્રો તમારાથી વધારે લાયક હશે તેને પોંહોચાડવામાં આવશે.' બુમરાણ થઈ રહ્યું. રેલવેના કામદારો તેના ટેવાઇ રહેલા જણાયા અને તેની લેશ માત્ર પણ દરકાર રાખી નહીં.

'શું અમારા સામાનના અમે માલીક નહીં? ત્યારે તેનો માલીક કોણ?' મને પોતાને તો ઝાઝું નુકશાન થયલું જણાતું નોહોતું કેમકે મારો સામાન એક વિચિત્ર પેટીમાં મારા નામ સાથે મુકેલો મને માલમ પડ્યો. અને આગાડી શું બને છે તે જોવાની જિજ્ઞાસા થઈ. બીજા

લોકોના તો બંધ છૂટી ગયા અને તેમના ગભરાટનો પાર રહ્યો નહીં. કમિશનર અને કલેક્ટરે તો જાણ્યું કે કોઈ નીમકહરામ ધાડપાડુઓએ રેલવેના અમલદારના પોષાકમાં ગાડી અટકાવેલી હોવી જોઇએ અને રેલવેના ખરા . નોકરોને કેદ કરી લીધેલા હોવા જોઇએ. અને તેઓ કંઇક ભાષણ કરવા જતા હતા. તેવામાં એકદમ સર્વને ચુપ કરી દઇને કહેવામાં આવ્યું કે, અહીં કંઇ તમારો અમલ નથી. ત્રીજા વર્ગના ઉતારૂઓને આગળ વધવા કહ્યું. તેમની પેટીઓ તપાસવામાં આવી. દરેક માણસના સામાનની બરાબર નોંધ કરી મુકેલી માલમ પડી. પેટીનાં ઢાંકણાં ફડાફડ ઉઘાડવામાં આવ્યાં પણ તેમાં પૈસા ટકા કપડાં-લુગડાં-લત્તાંને બદલે આ સૃષ્ટિમાં રહીને જે ઉદ્યોગ કર્યો હતો તેમના નમુના જ ફક્ત નીકળ્યા. આ પેટીની અંદર એક નોંધવહી હતી. જેના ઉપર "ચિત્રગુપ્તની પોથી" એવું સોનેરી અક્ષરે નામ લખ્યું હતું. તેની અંદર તેણે દિવસમાં જે ઉદ્યોગ કર્યો હતો તે સર્વ નોંધી રાખ્યો હતો. સારા નરસા તમામ કૃત્યની નોંધ ત્યાં આબેહુબ થયેલી માલમ પડતી હતી. આ સૃષ્ટિની અંદર રહીને તેમણે જીવનની ખેતીવાડીમાં શી મદદ કરી હતી, કેટલો પાક ઉતાર્યો હતો, તે શા પ્રકારનો હતો, તેની નોંધ હતી. શાં શાં મકાનો બાંધ્યાં હતાં તેનો અહેવાલ હતો. જાહેર ઉપયોગની શાળાઓ લાઇબ્રેરીઓ ધર્માદાનાં મકાનો વાડીઓ ઇન્સાફની કચેરીઓ રેલવેના પુલો સરીયામ રસ્તાઓ વગેરે બાંધવામાં જે કંઈ મદદ કરેલી હોય તેની નોંધ તેમાં હતી. સોના રૂપા કે ધાતુ કોલસાની જો કંઈ ખાણો ખોદી કાઢી હોય તો તેનો અહેવાલ હતો. મીલોમાં કંઈ કાપડ બનાવવામાં જે મદદ કરી હતી તેનું વર્ણન હતું. હથીયારો બનાવવામાં વાસણો બનાવવામાં લોઢું ગાળવામાં ઈંટો પકવવામાં નહેરો ખોદવામાં નદી પર બંધ બાંધવામાં લાકડાં ઘડવામાં જે મદદ કરી હતી તે બધી લખી રાખી હતી. લોકોને ઉપયોગ પડે એવાં સાર્વજનિક કામો જે જે કરવામાં જેઓએ મદદ કરી હતી તેનું બારીકીથી વર્ણન હતું. આ કામ કર્યા બદલ તેમને શો પગાર મળ્યો હતો, તેની પણ નોંધ હતી. અને તેના મહેનતના પ્રમાણમાં એ વધતો હતો કે ઓછો હતો તે પણ ટાંકી રાખ્યું હતું.

આ ઉપરાંત તેમનાં સર્વ કર્મોનો વિસ્તાર તેમાં હતો. તેમનાં માબાપ ઉપરનો તેમનો પૂજ્યભાવ, તેમની સ્ત્રી અને બાળક ઉપરનો તેમનો પ્રેમ, તેમને વાસ્તે વેઠેલાં કષ્ટો અને શ્રમો, અને તેમને વાસ્તે કરેલો ત્યાગ, તેમણે કરેલા પરોપકારનાં કાર્યો, તેમની પવિત્રતા સત્યતા પ્રમાણિકતા, તેમજ તેમણે કરેલાં કુકર્મો અને પાપોનું ટિપ્પણ, ઇશ્વરના ખોટા સોગન ખાધા હોય તેની તથા દારૂમાં મસ્ત થઈ અનાચાર-દુર્વર્તન કર્યું હોય તે સર્વેની બારીક નોંધ હતી. તેમનાં નીચ કર્મો પણ ત્યાં પ્રત્યક્ષ જણાઈ આવતાં હતાં. પણ આ કર્મોની તપાસ આથી ઉપલા વર્ગના અધિકારી કને ચલાવવાની હતી. પ્રથમની તપાસમાં તો આ સૃષ્ટિમાં જન્મ લઇને સામાન્ય પ્રજાના લાભની ખાતર જે ઉદ્યોગ કર્યો હતો તેની જ તપાસ કરવાની હતી, અને પ્રજાએ તેનો બદલો કેવી રીતે વાળ્યો હતો તે જોવાનું હતું. અને જે આ પરીક્ષામાં સંતોષકારક રીતે ઉતરે નહીં તેને અગાડી વધવાની મનાઈ હતી. મહેનતુ વર્ગ તો આ પરીક્ષામાં બહુ સહેલાઇથી પસાર થયો. આમાં તેમનું જમાનું પાસું વધારે બળવાન જણાયું. તેમના આંકડા એવા તો ઉઘાડા હતા કે બારીકીથી તપાસ કરવાની હતી નહીં. તેમને અને તેમના સામાનને ઉપલા વર્ગના અધિકારી પાસે મોકલવામાં આવ્યા. કેટલાક લોકો તો એવા

માલમ પડ્યા, કે જેમની પેટીઓ તદન ખાલી હતી, જેમણે પોતાની આખી જીંદગીમાં કંઇ પણ ઉપયોગી કામ કર્યું હતુંજ નહીં: ભીખ માગીને અને ચોરી કરીને પોતાનું પેટ ભર્યું હતું. આ લોકોને બાકીના ઉતારૂની તપાસ પુરી થઈ રહે ત્યાં સુધી બાજુએ ઉભા રાખવાનો હુકમ આપ્યો. સલૂન વર્ગના ઉતારૂઓની પછી જડતી લેવામાં આવી. તેમાંના કેટલાકને તો પોતાનો સામાન બતાવવા સરખો પણ માલમ પડ્યો નહીં. તે બધાને સામટા પાસે બોલવવામાં આવ્યા અને પુછવામાં આવ્યું કે "તમારે શો ખુલાસો આપવાનો છે?" ફક્કડ પોષાક પહેરીને એક રાજાસાહેબ ઉભા હતા તેણે જવાબ દીધો કે 'મને કંઈ આમાં સમજણ પડતી નથી. આ બધી તપાસમાં મને કંઈ મર્મ યા ભેદ જેવું લાગે છે. અમે બધા ઇશ્વરકૃપાથી રાજ્યવંશી અને ગર્ભશ્રીમંત છીએ, અમને કોઈ દિવસ કામ કરવું પડ્યું નથી. અમારી કને જોઇએ તે કરતાં વધારે દ્રવ્ય હોવાને લીધે અમને કોઈ વાતની બાકી કે ન્યૂનતા રહી નથી. અમને કોઇ પણ દિવસ કંઈ પણ અંગ બળના ઉદ્યોગનું કામ સોંપવામાં આવ્યું નથી. અમને કોઇ દિવસ કોઇ હાથ, પગ, કે મસ્તક હલાવવાનું કોઇએ કહ્યું હોય તો સોગન છે. અમારે વળી ઉદ્યોગ શો કરવો? ગરીબ લોકોને મેહેનત કરવાની છે કે પ્રમાણિકપણે તેઓ પોતાના ઉદરનો નિર્વાહ ચલાવી શકે. અમે તો રમત ગમત અને મોજ શોખમાં અમારો કાળ નિર્ગમન કર્યો છે. અમે કોઇનું હરામનું ખાઈ ગયા નથી. કઇ ચોરી કરી નથી. કોઇ સાથે દગો ફટકો કર્યો નથી. કોઇની મીલકત જોર જુલમથી કે કપટથી ઉચાપત કરી નથી. ઇશ્વરના ફરમાન યથાશક્તિ પાળવાને યત્ન કર્યો છે અમારા જેવી ઉંચી સ્થિતિ તે દરજ્જાના માણસને આવો પ્રશ્ન કરવો ગેરવ્યાજબી છે.' અમે નીતિ અને ન્યાયના નિયમનું કોઈ દિવસ ઉલંઘન કર્યું હોય એમ લાગતું નથી.

'મેહેરબાન સાહેબ,' તપાસણીના મુખ્ય અમલદારે જવાબ દીધો કે 'આ બધું સાંભળી સાંભળીને અમારા કાનના પડદા ફાટી ગયા છે, અને તમારાં આવાં વચનોથી અમને બહુ નવાઈ લાગે છે. તમે જે સૃષ્ટિમાં રહો છો તેનું બંધારણ ઉદ્યોગ ઉપર છે. આ સૃષ્ટિને શાસ્ત્રમાં કર્મભૂમિજ કહી છે. ખાવાની એક પણ ચીજ ઉદ્યોગ વગર બનતી જ નથી જે લોકો ઉદ્યોગ ને જાતમહેનત કરે છે તે ખાવાને તે હકદાર છે. જે લોકો મેહેનત કરતા નથી તેમને ભૂખ્યા જ રાખવા જોઇએ. ત્રણ રીતે જ માણસ જીવી શકે: (૧) ઉદ્યોગ (૨) ચોરી કે (૩) ભીખ. જે લોકોએ ઉદ્યોગ કર્યો નથી તે લોકો ચોરી કરીને કે ભીખ માગીને પોતાના ઉદરનો નિર્વાહ ચલાવે છે. તમારા મનને તમે અફલાતુન માનતા હો તો ભલે પણ જ્યાં લગી તમારી જાતમહેનત કે ઉદ્યોગનો કંઈ પણ નમુનો તમે અમને બતાવી શકશો નહીં ત્યાં લગી તમને અહીં રોકી રાખવામાં આવશે, અને અગાડી વધવા દેવામાં આવશે નહીં. તમે કબુલ કરો છો તેમ તમને તમારૂ મહેનતાણું આગમચથી જ મળી ચુક્યું છે. હવે તમારે તમારા ઉદ્યોગના નમુના બતાવવાના છે. ચલો બતાવો એકદમ.'

(અપૂર્ણ.)

મુનિ.

---

# કેશવચન્દ્રસેન કૃત " નવી સંહિતા. "

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૨૦ થી. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૨૦ થી. )

## ૧૦

## સંબંધીઓ.

૧. ગૃહસંસારના સંબંધ અને તેને લગતાં કર્ત્તવ્ય પવિત્ર છે, અને એ ઇહલૌકિક બાબતો ગણી તેમનો અનાદર કરનાર જનને ધિક્ક છે.

૨. ઘણા ઘણા મનુષ્ય યોગ અને ભક્તિ, વૈરાગ્ય અને પરોપકાર અને એવી મોટી મોટી વાતોનો ગર્વ રાખી તેના મદમાં પોતાનાં નિત્ય જીવનનાં ન્હાનાં કામ વિસારે છે અને પોતાનાં માતા પિતા અને બૈરી છોકરાંને એવા એવા દંભમાં તુચ્છ ગણે છે.

૩. તેઓની કલ્પનામાં એવું વસે છે કે પોતે સ્વર્ગ લોકમાં ઊંચા ઉડે છે. અને આ લોકને લગતી ફરજ રૂપી નીચી ભૂમિનો સ્પર્શ કરવામાં હલકાઈ છે.

૪. પણ આવા મનુષ્યોને પ્રભુના ન્યાયાસન આગળ માફી મળે એમ નથી; ગૃહસંસારના સર્વ સંબંધ પ્રભુએ પોતે જ સ્થાપીને પાવન કર્યા છે, તેમ ગૃહસંસારને લગતાં સર્વ કર્ત્તવ્ય પાળવાની તેની આજ્ઞા છે, એટલે તેની અવગણના કરનાર પ્રત્યેક અભિમાનીને પ્રભુ ભારે શિક્ષા કરશે.

૫. હે ગર્વિષ્ઠ માનવી, શું તું એમ માને છે કે તારૂં ઘર અપવિત્ર વસ્તુ છે, અને તારાં માતા પિતા અને સ્ત્રી સંતાન સાથે તારો સંબંધ કેવલ પાશવ છે, અને તેમના પ્રતિ તારી જરા પણ ફરજ નથી ?

૬. નહીં નહીં. તારા ઘરને પ્રભુનું ઘર ગણ, તારાં સંબંધીઓ સાથે તેને બાંધનારી ગાંઠને પવિત્ર માન, અને તેમની તારે માનપૂર્વક સેવા કરવી એ પ્રભુનો આદેશ જાણ.

૭. પ્રભુના કુટુંબમાંના સૌથી ઉતરતી પંક્તિના મનુષ્યનો પણ તિરસ્કાર કે અનાદર તું મા કર.

૮. દરેક ન્હાનામાં ન્હાના કર્ત્તવ્યભંગ માટે પણ તને આ લોક અને પરલોકમાં જવાબ દેવો પડશે.

૯. હે માનવી, તારાં માતા પિતા કોણ તે તું નથી જાણતો ? એ સાક્ષાત્ સ્વર્ગ લોકના જીવ છે.

૧૦. તેઓને તારે પૂજ્યભાવે નમન કરવું અને સાધુ પુરુષોને ઘટે તેવું મોટું માન તેઓને આપવું.

૧૧. કારણ કે પૃથ્વી ઉપર તારે તારા પિતા સરખું કોણ મોટું છે? અને તારી માતાનું પદ શું સ્વર્ગ જેટલું ઉંચું નથી?

૧૨. પ્રભુએ ગૃહસંસારમાં પોતાનાં બાલકોને ઉછેરી પોતાનાં માર્ગમાં કેળવવા સારૂ તારાં માતા પિતાને પોતાના પ્રતિનિધિ નીમ્યા છે.

૧૩. તારા પિતામાં પરમ પિતાનાં દર્શન કર, અને તારી માતાને અનન્ય માતાના પ્રેમનું મૂર્ત સ્વરૂપ જાણ.

૧૪. ખરેખર ધર્મશાસ્ત્ર વદે છે તેમ માતાપિતા દેવતાઓ છે અને તેમની એ ભાવે પૂજા સેવા કરવી જોઇએઃ—

मातरं पितरं चैव साक्षात्प्रत्यक्षदेवताम् ।
मत्वा गृही निषेवेत सदा सर्वप्रयत्नतः ॥

महानिर्वाण० ८, २४.

૧૫. બાલકો, તમે તમારાં માતા પિતાની આજ્ઞા માનો, યથાશક્તિ તેમની સેવા કરો, તેમની સકલ ઇચ્છાઓ પૂર્ણ કરો, તેમનાં દુઃખ નિવારો, અને મીઠાં પ્રેમ વચન વદી વદી તેમના આત્મા પ્રસન્ન કરો.

૧૬. તમારા ઉપર પ્રેમ આણનારાં તમારા માતા પિતા તરફથી થયલા અગણિત ઉપકારોનું ઋણ એક વિશાલ મહાસાગર જેટલું તમારે માથે બેશું થયું છે, તે વળી એટલું વાળવાને તમારે જીવતાં સુધી તનમનથી શ્રમ કરવો.

૧૭. અને તેઓ વૃદ્ધ તથા અશક્ત થાય ત્યારે તમારે તેની સારી સંભાળ લેવી, તેમને ઐહલૌકિક સુખ આપવા સારૂ તમારે સદા પ્રયત્ન કરવું, અને તેમના આત્માનું કલ્યાણ થાય એવાં પવિત્ર પુસ્તકો વાંચી વાંચી અને નિર્મલગાન કરી કરીને એમને આનંદ પમાડવો.

૧૮. વળી માતા પિતાની સેવા કરવી તે ભાડુતી પોકારિયાની વેઠિયા વૃત્તિથી ન કરવી, પરંતુ હૃદય વિષે પ્રબલ ઉમળકો અને ખરો ભક્તિભાવ આણીને દૃઢ ઉપકારબુદ્ધિથી કરવી.

૧૯. ઈશ્વરના ઘરના પુત્રો અને પુત્રીઓ, માતા પિતાના પ્રેમલ શિક્ષણ અને સૌમ્ય નિયમનને યોગે શ્રદ્ધા, સદાચાર, અને પ્રેમના સંસ્કારો તમારામાં દિને દિને વૃદ્ધિ પામો.

૨૦. માતા પિતા, તમારાં સંતાનને શારીરિક, માનસિક, અને સાત્વિક શિક્ષણ આપો, અને તેમને પ્રભુનાં કર્તવ્ય ઉપાડી શકે એવાં બનાવો.

૨૧. અતિશય છૂટથી તેમ અતિશય સખતાઈથી બાલક બગડે છે.

૨૨. માટે માતા પિતાએ પોતાનો અધિકાર માફકસર રીતે યોજવો; સખ્ત નિયમન ને કોમલ પ્રેમ ભેળી પોચું કરવું.

૨૩. મન ઉપર ભારે દબાણ આવી પડે એવી રીતની કેલવણી ન રાખવી, પણ બાલકનાં શિક્ષણનો ક્રમ સ્વાભાવિક અને સરલ રાખવો.

૨૪. વારંવાર વચ્ચે ન પડવું, પણ શુભ સંસ્કારોને યોગે બાલક પોતાની મેળે રૂડી ગતિને પામે એમ કરવું.

૨૫. તેઓની વૃદ્ધિ અકાળે અને અઘટિત ત્વરાથી ન થાય એ માટે હંમેશ સાવધ રહેવું.

૨૬. બાલકોને પ્રથમ જ આપવાની વસ્તુ તનદુરસ્તી—એટલે કે તેનાં સાધન, સ્વચ્છ હવા, સારો ખોરાક, અંગકસરત, અને પુરતો આરામ.

૨૭. તેઓ કૌમાર અવસ્થામાં આવે એટલે તેમને નીતિની કેળવણી આપવી, અને તરુણ થાય ત્યારે તેમને ધર્મ શીખવવો.

૨૮. કાચાં મગજમાં ધર્મનાં શુષ્ક મત અને પ્રમાણ ઘોચવાં નહીં; ન્હાનાં બાલક ધર્મની સિદ્ધાંતમાલા પોપટની પેઠે પઢી જાય તેથી હરખાવું નહીં.

૨૯. બાલકોને કેળવી મોટાં કરવામાં માતા અને પિતા બંનેએ ભાગ લેવો જોઇએ: એ વિષયમાં તે દરેકનું કર્તવ્ય ભિન્ન છે, અને જેટલે અંશે પિતા તેમ જ માતા તરફના સંસ્કારોનો બાલશિક્ષણમાં સંગમ થતો નથી તેટલે અંશે તે અપૂર્ણ અને એકદેશી રહે છે.

૩૦. પિતાના સર્વ સદ્ગુણ અને માતાનું સકલ લાવણ્ય બાલકની પ્રકૃતિમાં આબાદ પ્રતિબિંબિત થાય ત્યારે જ તેની કેળવણી યથાયોગ્ય થઈ છે એમ માનવું.

૩૧. દુષ્ટ સંગતિ અને નીતિભંગ થાય એવાં સર્વ કારણથી સંતાનોનું રક્ષણ કરવું.

૩૨. તમારાં કિશોર પુત્ર પુત્રીઓને યોગ્ય ગ્રથો અને યોગ્ય સોબતીઓ પસંદ કરીને આપવા, અને તેમને સારાં ચિત્રો અને નીતિબોધક દર્ષ્ટાંતો દેખાડવા, કે તેમના કોમળ અને બિંબગ્રાહી મન ઉપર ન્હાની વયમાંથી જ ઉત્તમ આલેખો સજડ પડે.

૩૩. તરુણોને વિષે કવિતાનો અને સૃષ્ટિસૌંદર્યનો શોખ ખીલવવો, અને તેમનો શોખ ખીલવવો, અને તેમનો ફુલો પ્રતિ પ્રેમ વધારવો.

૪૪. ઘરમાં વાડી હોય તો તેઓ તેમાં ફરે, ઝાડો અને છોડવા, ફુલ, ફલ, અને પાંદડાં વગેરે જુવે, અને વાડીના કામમાં ભાગ લે એમ કરવું.

૩૫. વળી ઘરમાં પશુપંખી પાળેલાં હોય તો બાલકો તેમની સાથે માયાથી વર્ત્તે,

તેમને ખવડાવે, અને તેમનાં ઉપર હેત કરે એમ શીખવવું.

૩૬. ઇશ્વરનાં ઘરનાં બાલકો સામાન્ય લોકોમાં તેમના પશુપંખી તરફના અને કીડી વગેરે જંતુઓ તરફના પણ માયાળુપણાથી તરી આવવાં જોઇએ.

૩૭. ન્હાનાં બાલકોને માન આપવું, કેમ કે સ્વર્ગલોક એમના જેવા નિર્દોષ જીવોનો જ બનેલો છે, અને તમારે તેમને એવી રીતે કેળવવાની નિરંતર હોંસ અને કાળજી રાખવી કે જેથી એમનો નિર્દોષ ભાવ ખીલીને પવિત્રતા રૂપે થાય અને યોગ્ય કાલે તેઓ સ્વર્ગ જ પ્રાપ્ત કરશે એવી આશા બંધાય.

૩૮. અને બાલકોને કેળવણી આપવામાં આ લોકનાં પ્રત્યેક માતાપિતાએ પરમ માતાપિતા ઇશ્વરને પોતાના માર્ગદર્શક અને નમૂના રૂપ ગણી તેનું અનુસરણ કરવાની સદા વૃત્તિ રાખવી.

---

## ૧૧.

## ભાઇ બહેન.

૧. ભાઇઓ, તમારી બહેનો ઉપર પ્રેમ રાખો; બહેનો, તમારા ભાઇઓ ઉપર પ્રેમ રાખો.

૨. કેમકે તમે એક જ માબાપને પેટ જન્મ્યાં છો, અને એવાઓએ બીજાં કંઈ કારણસર નહીં પણ માત્ર પોતે એકલોહીનાં છે તે માટે પરસ્પર અત્યંત મધુર સ્નેહની ગાંઠે જોડાયલા રહેવું એવી પ્રભુની આજ્ઞા છે.

૩. તમે એક બીજાના દોષને ભલે નિંદો, મત અને પ્રકૃતિમાં ભલે એક બીજાથી ઘણા ભિન્ન હો, તથાપિ એક જ માબાપનાં સંતાનોએ અન્યોન્ય સદા ગાઢ પ્રેમભાવ રાખવો.

૪. માતાપિતાના છત્ર નીચે એકત્રપણે સંપસંપીને રહો, અને શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ ધરીને એક બીજાની સેવા કરો, અને અયોગ્ય તકરાર કરીને તમારા સંપનો ભંગ કદાપિ ન થવા દો.

૫. તમારે ક્લેશ કરવો નહીં, ઇર્ષ્યા રાખવી નહીં, માયા ઉતારવી નહીં, વડીલોને માન આપતાં ચુકવું નહીં, ન્હાનેરાંની અવગણના કરવી નહીં.

૬. વયે મોટા થાઓ અને પરણો ત્યારે તમારા પતિ કે તમારી પત્ની સાથે તમે નવું ઘર ભલે માંડો, પરંતુ એ પ્રમાણે બહારનું છુટાપણું થાય તો પણ તમારા દિલમાં કદી જુદાઈ કે અંતરને વાસ આપવો નહીં.

૭. તમે ગમે ત્યાં હો તો પણ તમારાં હૃદય સદા ભાંડુભાવે જોડાઇને તમારા આં-

તર જીવનમાં મૈત્રી અને સંપ ચલલૂ રહે એમ થવું જોઇએ, અને ઇશ્વરને હાથે બંધાયલી ગાંઠ કરાથી તુટવી ન જોઇએ.

૮. ભાઇઓની વચ્ચે અણબનાવ થવાનું એક મોટું કારણ લગ્ન છે, અને એવાં દાખલા બન્યા છે કે જેમાં અન્યોન્ય ઘણી મમતા રાખનારા ભાઇઓ પણ પોતાની કજીયાખોર સ્ત્રિયોને લીધે છુટા પડીને તથા માંહોમાંહ લડીવઢીને એક બીજાના કટ્ટા શત્રુ બની ગયા છે.

૯. માટે તમારે સાવચેત રહેવું. કોઇએ પોતાની સ્ત્રીને રાજી કરવા સારૂ પોતાના દિલોજાન ભાઇનો કે પોતાની પ્રિય બહેનનો ત્યાગ ન કરવો.

૧૦. અને કોઈ સ્ત્રીએ પોતાના પતિને રાજી કરવા સારૂ પોતાના ભાઈ બહેન સાથે વેર ન કરવું.

૧૧. ભ્રાતૃપ્રેમ અને ભ્રાતૃભાવ એ શબ્દોનો પવિત્ર અર્થ ધ્યાનમાં રાખવો અને તમારો પરસ્પર વ્યવહાર એવો ચલાવવો કે તે સુખદ અને પ્રેમથી ભરપૂર એવા બાંધુસંબંધનો ખરો નમૂનો તથા દાખલો થઈ પડે.

૧૨. કે એ પ્રમાણે સ્વર્ગરાજ્યમાં ભ્રાતૃભાવ તથા ભગિનીભાવ વધતો વધતો કાળે કરીને સર્વ સ્થલે પ્રસરે, અને પ્રેમાલુ આત્માઓનું એક સંયુક્ત અને કલ્યાણ મંડલ બને, કે જે સર્વને ઉત્પન્ન કરનાર પરમ પિતા ઇશ્વરની સેવામાં સર્વદા નિમગ્ન રહે.

સાકરલાલ દુર્ગારામ દેસાઈ.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्।
भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૨.   અંક ૭.   [ માસિક ]   શ્રાવણ, સંવત ૧૯૫૯

## દિગ્-દર્શન.

" Our little systems have their day;
They have their day and cease to be:
They are but broken lights of thee,
*And thou, O Lord, art more than they.* "

*Tennyson.*

જડવાદ અને ચૈતન્યવાદ.

આજથી ત્રીસ-ચાળીસ વર્ષ પહેલાં કેટલોક વખત ઇંગ્લંડમાં જડવાદનું પ્રબળ સામ્રાજ્ય હતું—અને એ સામ્રાજ્યની પ્રબળતાનાં મુખ્ય બે ત્રણ કારણો હતાં: (૧) તે સમયમાં સાયન્સથી કરવામાં આવેલું જડવાદનું અપૂર્વ સમર્થન; (૨) તે વખતના જડવાદીઓની ઉત્તમ નીતિ; અને (૩) મનુષ્યના ઐહિક કલ્યાણ ઉપર સમગ્ર લક્ષ આપી, પરોપકાર કરવાનો અને લોકહિત સિદ્ધ કરવાનો જડવાદીઓનો અત્યન્ત આગ્રહ. પછી, જેમ જેમ જડવાદની નવીન ચમત્કારી ઝલક ઘટતી ગઇ અને આરંભનો ઉત્સાહ મન્દ થતો ગયો, તેમ તેમ સમજાતું આવ્યું કે—ઉત્તમ નીતિ માત્ર જડવાદીઓમાં જ હોય છે એમ કાંઇ નથી: ગ્લૅડ્સ્ટન જેવા ધર્માગ્રહી પુરુષોની નીતિ એઓ કરતાં બિલકુલ ઉતરતી જણાતી નથી, તેમ જ પ્રાચીન સમયમાં પણ 'જીસસ ઑફ નેઝેરેથ' અને 'ફ્રાન્સિસ ઑફ એસિસિ' જેવા ધાર્મિક આત્માઓએ જે નીતિ અને પરોપકારનું બળ

દાખવ્યું હતું એની સાથે સરખાવતાં હાલના જડવાદીઓની નીતિ કશા જ હિસાબમાં નથી. અને લોકહિત માટે ઉત્સાહ એ પણ શું વસ્તુતઃ "ધાર્મિક" ઉત્સાહ જ નથી? જડવાદ લોકના ઐહિક સુખ ઉપર સમગ્ર લક્ષ આપી, લોકોપકાર અને લોકહિત સાધવા તરફ આગ્રહ રાખે છે એ ખરૂં—પણ વ્યક્તિના પોતાના જ સુખથી ન અટકતાં આખી જનતાના અને તે પણ ભવિષ્ય સુદ્ધાંના (વ્યક્તિ કરતાં વધારે વિશાલ વસ્તુના, અને વ્યક્તિના પોતાના મરણ પછીના) સુખને લક્ષ્ય કરવામાં જડવાદનો ત્યાગ નથી થતો? હવે જોવાનું એટલું જ રહે છે કે સાયન્સ જે એ સમયમાં જડવાદનું સમર્થન કરતું હતું તે અદ્યાપિ એવું જ સમર્થન કરે છે કે ચૈતન્યવાદ તરફ વિશેષ વળે છે?

ઉપર જણાવ્યું તેમ, ત્રીસ ચાળીસ યા પચાશ વર્ષ અગાઉ કેટલોક વખત તો, 'ઇવોલ્યુશન' વગેરે શોધોએ જડવાદને હંમેશ માટે સ્થાપિત કરી દીધો હોય એમ લાગતું. પરન્તુ તે જ સમયમાં—એ જડવાદના સામ્રાજ્યના જ સમયમાં—એ સામ્રાજ્ય સ્હામે શસ્ત્ર ઉપાડવામાં આવતાં હતાં. જર્મન તત્ત્વજ્ઞાનના પરિચયને પરિણામે, ઇંગ્લંડના ચૈતન્યવાદીઓએ એમ સિદ્ધ કરવા માંડ્યું કે સાયન્સનો પ્રદેશ મર્યાદિત-સાંકડો છે, સાયન્સમાં ચૈતન્યના અસ્તિત્વ અને સ્વરૂપ વિષે નિર્ણય કરવાની શક્તિ નથી, અને તેથી ચૈતન્ય વિષે એ જે જે પ્રલાપ કરે એ એના અધિકારની બહારના હોઇ નિરર્થક છે. ચૈતન્યના અસ્તિત્વ અને સ્વરૂપનો નિર્ણાયક આત્મા પોતે છે; સ્વસંવિત્ એ જ એમાં પ્રમાણ છે; અને સંવિત્ એવી સાક્ષી પૂરે છે કે મ્હારૂં સ્વરૂપ જડના નિયમમાં આવી ન શકે એવું અલૌકિક છે. આ પ્રમાણે સાયન્સના પ્રદેશની ઇયત્તા બાંધીને, ચૈતન્યને એની પાર રાખવું—એ તત્ત્વચિન્તનનો જડવાદખંડનનો માર્ગ છે. (જેને ખાસ કરીને અર્વાચીન સમયમાં જર્મન તત્ત્વચિન્તક કાન્ટે પ્રચલિત કર્યો છે.) અને એ દલીલ ટેનિસન જેવા ઊંડા અનુભવીઓને અને તત્ત્વચિન્તન તરફ પ્રીતિની દૃષ્ટિથી જોનારાઓને સન્તોષકારક થઈ હતી. પરન્તુ, સાયન્સને જ મનુષ્યજ્ઞાનનો પરિપૂર્ણ કોષ માનનારાઓને જૂદી જ તરેહના પ્રમાણની અપેક્ષા છે. અને એ પ્રમાણને અભાવે તેઓને ચૈતન્યવાદ કરતાં જડવાદ વધારે સયુક્તિક લાગે એ સ્વાભાવિક છે.

બીજી તરફથી, ચૈતન્યને સાયન્સના અધિકારની બહાર ન રાખતાં અન્દર રાખી, આ પ્રશ્નને 'ફરી તપાસણી' ઉપર લેવા સાયન્સની કોર્ટને અરજી થઇ. હવે વિચારનું એવું વલણ શરૂ થવા માંડ્યું કે—જડવાદ દુરાગ્રહી, પૂર્ણ સત્ય તરફ આંખો મીંચનારો, અને સાયન્સની પોતાની જ સત્યાન્વેષણબુદ્ધિથી ઉલટો ચાલનારો છે. મૅડમ બ્લૅવેટસ્કીએ જગત્ આખાના ધર્મગ્રન્થોમાં અર્વાચીન સાયન્સના કેટલાક સિદ્ધાન્તો બતાવી આપ્યા, અને પ્રાચીન ધર્મગ્રન્થોનું ગૌરવ વધારી અર્વાચીન સાયન્સને હલકું પાડ્યું; અને એમ જણાવવા માંડ્યું કે સાયન્સના અમુક વિદ્વાનોના અનુભવમાં જે આવ્યું નથી એ ખોટું જ છે, અને પ્રાચીન તેમ જ અર્વાચીન અનેક સ્ત્રી-પુરુષો જેઓ પોતાને મહાત્મા-પ્રેત-યોગ-સમાધિ વગેરેના અનુભવ થયાનું કહે છે એ ભોળાં યા ઠગારાં છે—એવો આગ્રહ સાયન્સની ઉદાર સત્યાન્વેષણબુદ્ધિને છાજતો નથી. પરન્તુ જેમ પૂર્વોક્ત તત્ત્વચિન્તનના માર્ગથી ચૈતન્યના અસ્તિત્વની સર્વને ખાતરી થતી ન હતી, તેમ મૅડમ બ્લૅવેટસ્કીનો આ શબ્દપ્રમાણ તથા એકદેશી અને સંદિગ્ધ અનુભવ ઉપર રચાએલો ચૈતન્યવાદ પણ સર્વને સન્તોષ ઉપજાવી શકતો નહતો.

આ અરસામાં, સાયન્સ પોતે પોતાની જ પ્રમાણપદ્ધતિએ આ પ્રશ્નનો ચુકાદો કરવા યત્ન કરી રહ્યું હતું. જડવાદી સાયન્સવિદ્વાનોએ ક્રિશ્ચન સંપ્રદાયના ચેતનવાદનું ખંડન કરવા કેટલાક પ્રયોગો કર્યા અને દલીલો કરી, પણ એથી જડ અને ચેતન વચ્ચે ભેદ ભાગવાને બદલે વધારે મજબૂત થયો. ક્રિશ્ચન સંપ્રદાયીઓનું એવું કહેવું હતું કે કાર્યકારણના જડ યાન્ત્રિક નિયમની બહાર ચૈતન્યપદાર્થ છે—જેની ઉત્પત્તિ કોઈ પણ લૌકિક કારણમાંથી નથી, પણ ઇશ્વર થકી છે. આ સિદ્ધાન્તના જૂદી જૂદી રીતે જવાબ દેવામાં આવ્યા.

(૧) એટલે સુધી પણ તર્ક ઉઠયો હતો કે પૃથ્વી જ્યારે અતિ પ્રચંડ ઉષ્ણ પદાર્થમય હતી તે વખતે જો કે એના ઉપર ચેતનનું અસ્તિત્વ અશક્ય હતું, તથાપિ એ જ્યારે શીતળ થઈ અને ચેતનને રહેવા લાયક થઈ તે વખતે એના ઉપર કોઇક ખરતા તારા સાથે બહારથી ચેતન પદાર્થ આવ્યો હશે અને એ રીતે ચેતનની વસ્તી બની હશે. (૨) પ્રસિદ્ધ જન્તુવિદ્યાચાર્ય પૅસ્ચ્યૂરની શોધથી હવે એમ સમજાવા માંડયું હતું કે જ્યાં ચેતનના અસ્તિત્વનો આપણે લેશ પણ સંભવ ધારતા નથી ત્યાં પણ અસંખ્ય ચેતનવન્દો ભર્યાં હોય છે—તો પ્રચંડ ઉષ્ણતાની વચ્ચે પણ વિલક્ષણ સૂક્ષ્મ ચેતન-જન્તુઓ વસતાં હોય તો આશ્ચર્ય નહિ. (૩) જડમાંથી જ ક્રમે ક્રમે સ્વાભાવિક રીતે જ ચેતન વિકસી આવે છે—જડ કારણના નિયમોથી જેનો ખુલાસો ન થઈ શકે એવું ચેતન કાંઇ વિલક્ષણ કાર્ય નથી. આમાંના પહેલા બે ઉપન્યાસ ઉપર વિચાર કરતાં જણાશે કે યદ્યપિ એનાથી ક્રિશ્ચન સંપ્રદાયમાં આનેલી ઇશ્વરકર્તૃક ચેતનોત્પત્તિનો નિષેધ થાય છે, તો પણ એનાથી ચેતનવાદનું ખંડન થતું નથીઃ ઉલટું, જડ સાથે ચેતન વળગેલું હોય તો જ બીજું ચેતન નીકળે એમ કહેવાની સાથે જ જડ અને ચેતન વચ્ચે ભેદ સ્વીકારાઈ જાય છે. ત્રીજો ઉપન્યાસ—જડના નિયમથી જ ચેતનનો સઘળો ખુલાસો થઈ જાય છે, એ—હજી સુધી અસિદ્ધ છે.

વળી આ ઉપરાન્ત સર વિલ્યમ ક્રૂક્સે સિદ્ધ કરી આપ્યું કે સાયન્સના ત્રેસઠ પ્રકારના પરમાણુઓ એ જગત્‌નું અન્તિમ ઉપાદાન કારણ નથીઃ સાયન્સ જેને જડ પરમાણુ કહે છે એ એનાથી પારના કોઇક એક પદાર્થનો આવિર્ભાવ છે. વળી લૉર્ડ કેલ્વિન અને પ્રોફેસર ટિન્ડૉલે જણાવ્યું કે સૂક્ષ્મ પદાર્થની ગતિમાંથી પરમાણુ નીપજેલો છે અને ગતિથી એ ભરેલો છે. આ રીતે ચિત્ અને જડની વચ્ચે ભેદક ધર્મ રૂપ મનાતી ગતિ એ ઉભય સાધારણ છે એમ સિદ્ધ થયુંઃ જડ અને ચિત્ વચ્ચે મનાતું એક મ્હોટું અન્તર ભાગ્યું, અને વિશ્વનું અન્તિમ ઉપાદાન કારણ પરમાણુ કરતાં ઘણું દૂર છે એમ ભાન થવા લાગ્યું.

વળી, કેટલાંક વર્ષો પહેલાં મેસ્મરે વિચારસંક્રમણની શક્યતા સિદ્ધ કરવા યત્ન કર્યો હતો, પણ એ યત્ન પ્રતિપક્ષીઓના દ્વેષ અને વિરોધને લીધે અનાદર પામ્યો હતો. મેસ્મરનો સિદ્ધાન્ત હવે પાછો ગ્રહણ થવા લાગ્યો. અને હવે યોગસમાધિની વાર્તાઓને બદલે-એના શબ્દપ્રમાણ માત્રને બદલે—એના પ્રત્યક્ષ પ્રયોગો સાયન્સના પ્રતિષ્ઠિત વિદ્વાનોને હાથે સેંકડો થવા લાગ્યા. આ રીતે, ચૈતન્યની પ્રતિષ્ઠા વધી, અને જડને જડત્વે જ સ્પર્શી શકાય છે

તથા નિયમી શકાય છે એ ભ્રાન્તિ દૂર થઈ. વિદ્યુત્ અને લોહચુમ્બકની શક્તિઓનાં રહસ્યો દિનપરદિન વધારે જડતાં ગયાં, અને એમાંથી પણ એ જ વાત સિદ્ધ થતી ચાલી કે વિશ્વમાં ગૂઢ ઘણું છે, અને ચૈતન્યમાં વિદ્યુત્ અને લોહચુમ્બક જેવી શક્તિ ભરેલી હોય, આપણે જેને આજ પર્યન્ત જડની શક્તિ માનતા આવ્યા છીએ એ છેવટ ચૈતન્યની જ શક્તિ છે એમ ઠરે તો એમાં આશ્ચર્ય નહિ.

પરન્તુ આટલાથી જડવાદ વિદ્વાનોમાં સર્વત્ર અગ્રાહ્ય થઇ ગયો એમ સમજવાનું નથી. ઓગણીસમી સદીની સમાપ્તિના વર્ષમાં પ્રસિદ્ધ સૃષ્ટિશાસ્ત્રી હેકલે સાયન્સની એ મહાન સદીની જયન્તીનો એક લેખ બહાર પાડયો છે, અને એમાં જણાવ્યું છે કે ચૈતન્યવાદીઓ જડ અને ચેતનને એક બીજાથી જૂદા બે સ્વતન્ત્ર પદાર્થો માને છે એ તદ્દન ભૂલ છે, વિશ્વમાં એક અખંડ પદાર્થ ભર્યો છે, જેમાંથી ક્રમે ક્રમે જડ અને ચેતન ઉદ્ભવે છે, ચેતન એ જડના જ વિકાસક્રમમાં એક આગળનું પગથીયું છેઃ વિશ્વમાં બે સૂત્ર નથી, એક જ સૂત્ર છે, અને એ સૂત્રમાં કોઇ પણ પ્રકારની ગાંઠ કે તૂટ નથી.

છેવટે, આજકાલનાં વર્ષો ઉપર આવતાં,—આપણા સ્વદેશબન્ધુ પ્રોફેસર બોસે સિદ્ધ કર્યું છે કે જેમ ચેતન ઉપર વિષની અસર થાય છે તેમ જડ ઉપર પણ થાય છેઃ વિષ દાખલ થતાં જીવત્-શરીરમાં જેવી ચેષ્ટા થાય છે એવી જ ચેષ્ટા ધાતુઓ (metals)ના શરીરમાં પણ થાય છે—અર્થાત્ વિષની અસર થવી એ ચેતનનો અસાધારણ ધર્મ નથી.

ઉપર જણાવેલી કેટલીક શોધો ઉપર વિચાર કરતાં સમજાશે કે એ જેમ ચૈતન્યવાદને અનુકૂલ જણાય છે તેમ જડવાદને પણ અનુકૂલ જણાય છે. ચેતનમાં વિદ્યુત્ જેવી શક્તિ જોવામાં આવે, અને ભૂત પ્રેત પણ અસ્તિત્વમાં હોય, અને પરમાણુઓમાં કોઇક અનિર્વચનીય સદાગતિમાન પદાર્થ ભરપૂર ભર્યો હોય, તો એ વાત જડનો પ્રદેશ કેટલો બધો વિસ્તીર્ણ છે અને અદૃશ્યની ભૂમિકામાં પણ વ્યાપેલો છે, એની શક્તિ કેટલી બધી ચમત્કારક છે એ જ બતાવી આપેઃ એમાંથી ખાસ કરીને જડથી અતિરિક્ત ચૈતન્યનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી.

હવે ખરૂં જોતાં પ્રોફેસર બોસના પ્રયોગોમાંથી શું સિદ્ધ થાય છે એ વિચારીએઃ આખું વિશ્વ એકાકાર ચેતન છે એમ કે જડ છે એમ ? જડમાં પણ ચેતનના ખાસ મનાતા ધર્મો નજરે પડે, તો જેમ એક પાસથી સર્વ ચેતન છે એમ અનુમાન નીકળે તેમ બીજી પાસથી ચેતનમાં જડ કરતાં કાંઈ સવિશેષતા નથી એમ પણ ફલિત થાય—અર્થાત્ જડ-ચેતનનો વિભાગ લોપ પામી જડ કરતાં અતિરિકત ચૈતન્ય માનવાને કારણ રહેતું નથી. હવે વસ્તુતઃ જોતાં, પ્રોફેસર બોસના પ્રયોગોથી સિદ્ધ થાય છે તે એટલું જ કે ચેતનનો ખાસ મનાતો એક ધર્મ—વિષની અસર થવી—એ જડમાં પણ છે. પણ એટલા ઉપરથી જડ અને ચેતન વચ્ચે કાંઈ ભેદ જ નથી, ચેતન એ જડનું માત્ર પછીનું પગથીયું જ છે એમ અનુમાન થઇ શકતું નથી. પ્રોફેસર બોસે બતાવી આપેલા ધર્મ ઉપરાંત બીજા ઘણા ધર્મો છે કે જે જડ અને ચેતન ઉભયમાં રહેલા સુપ્રસિદ્ધ છે, છતાં માત્ર એટલા ઉપરથી

બંને વચ્ચે બિલકુલ ભેદ જ નથી એમ સિદ્ધાન્ત કાઢવો હજી સુધી કોઇએ વાજબી ગણ્યો નથી. પરન્તુ પ્રો. બોસના પ્રયોગોથી એટલું સૂચવાય છે ખરું કે જડ અને ચેતન ગમે તેટલાં ભિન્ન દેખાય, છતાં બંનેની પાછળ કોઇક સમાન તત્ત્વ રહેલું છે એટલે કે બંને **એક જ પ્રકૃતિના** જૂદા જૂદા ( એક જ નહિ, પણ જૂદા જૂદા ) આવિર્ભાવો છે.

આ જ સિદ્ધાન્ત શ્રીમદ્ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને મૂક્યો છેઃ—

" भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥
अपरेऽयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ।
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ॥ "

તાત્પર્ય—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠ પ્રકારની પરમાત્માની **અપરા** પ્રકૃતિ છે; અને એ સર્વથી અતિરિક્ત જે 'જીવ' એ એની **પરા** પ્રકૃતિ છે—જે પરા પ્રકૃતિ વડે આ જગત્ અસ્તિત્વમાં ધરાઇ રહ્યું છે. સર્વ ભૂત માત્ર આ દ્વિવિધ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયાં છે.

અર્થાત્—પૃથ્વી આદિ પંચ મહાભૂતો જે પ્રકૃતિના આવિર્ભાવો છે, એ જ પ્રકૃતિના આવિર્ભાવો મન બુદ્ધિ અને અહંકાર પણ છે, પણ એથી આપણે જેને "જડવાદ" કહીએ છીએ એવો જડવાદ પ્રાપ્ત થતો નથીઃ કારણ કે, મન બુદ્ધિ અને અહંકારને અત્રે પંચમહાભૂતના વિકારો માનવામાં આવતા નથી—પંચમહાભૂત અને મન બુદ્ધિ અહંકાર ઉભય વર્ગને ઉભયની પાછળ રહેલી પ્રકૃતિમાંથી ઉપજાવવામાં આવે છે. જે પ્રકૃતિ પંચમહાભૂતરૂપે પ્રકટે છે, એ જ પ્રકૃતિ મન બુદ્ધિ અને અહંકાર રૂપે પ્રકટતી હોવાથી એક વર્ગમાં ઉપલબ્ધ થતો ધર્મ—જેમકે, ચેતન ઉપર થતી વિષની અસર—બીજા વર્ગમાં પણ ઉપલબ્ધ થાય,—ધાતુઓ ઉપર પણ વિષની અસર થતી જોવામાં આવે—એ સુશ્લિષ્ટ છે.

" One touch of nature makes the whole world kin. "

" પ્રકૃતિનો સંસ્પર્શ સર્વત્ર એક જ હોઈ, સર્વ જગતને બન્ધુભાવમાં જોડે છે—એકાકાર બનાવે છે "—એ પંક્તિમાં જેટલું હૃદયનું સત્ય રહ્યું છે, એટલું જ બુદ્ધિનું સત્ય પણ રહેલું છેઃ જગત્ જે કવિની દૃષ્ટિએ એકાકાર છે, એ સાયન્ટિસ્ટ અને ફિલસૂફની દૃષ્ટિએ પણ તેવું જ છે.

આ રીતે, દૃશ્ય પદાર્થ માત્રને—પૃથ્વીથી માંડી અહંકાર સુધી સર્વને—દૃશ્ય પદાર્થની એકતાસંપાદક પ્રકૃતિ પર્યન્ત આપણે લઈ જઈ શકીએ છીએ. પણ આ પ્રકૃતિ તે માત્ર **" અપરા "** પ્રકૃતિઃ " અપરા " એટલા માટે કે—જો કે એ એકતાસંપાદક ખરી, તથાપિ પરપ્રકાશ્ય. પરા પ્રકૃતિ જે "જીવ"=આત્મા એના પ્રકાશથી એ પ્રકાશે છે, એના થકી એ

બની રહેલી છે. ભૂતમાત્રની અનેકતામાં જે એકતાનું દર્શન કરી પ્રકૃતિ પર્યન્ત આપણે પહોંચીએ છીએ—એ એકતાસંપાદક વ્યાપાર આત્માના અનુસન્ધાન—અનુસ્મૃતિ વિના અશક્ય છે.

" ......પરમ તત્ત્વ મહાન આગે
દેવી ખરે શિશુ સમાન જ ન્હાની લાગે."

હવે આ 'આત્માનું સ્વરૂપ કેવું છે?'—એનો ઉત્તર જગતના અસંખ્ય અનુભવી મહાત્માઓ આ જ પર્યન્ત આપતા આવ્યા છે. એ અનુભવચિત્રની કાંઈક રેખા નીચેનાં *પદ્યોમાં છેઃ—

" દૃગ રસભર મોરે દિલ છાઈ રહી—
છાઈ રહી છલકાઈ રહી—દૃગ૦
ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઈ,
પલક પલટ અણુખાઈ રહી—દૃગ૦ "

" ગગને આજ પ્રેમની ઝલક છાઈ રે !—
પૃથ્વી રહી છવાઈ,
પર્વતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઇ રે—ગગને૦"

જ્ઞેય અને જ્ઞાતા—જેને શ્રીમદ્ભગવદ્ગીતામાં અન્યસ્થળે "ક્ષેત્ર" અને "ક્ષેત્રજ્ઞ" કહ્યાં છે—એ બંનેનો "પ્રકૃતિ"માં સમાવેશ થાય છે. 'પ્રકૃતિ' શબ્દ અત્રે જડના અર્થમાં નહિ, પણ પરમાત્માની શક્તિ યા સ્વભાવના અર્થમાં વપરાયો છે. જડ અને ચિત્ ઉભયનો પ્રકૃતિમાં સમાવેશ કરવાનું કારણ એટલું બતાવવા માટે કે ઉભયમાં એક જ તત્ત્વ પરોવાએલું છે—એ તત્ત્વ તે ઉભયથી વિશાલ, ઉભયનું વ્યાપક-સંગ્રાહક, તત્ત્વઃ **પરમાત્માનો** સ્વભાવ-પ્રકૃતિઃ **પરમાત્મા પોતે જ.**

" .........I have felt
A presence that disturbs me with the joy
Of elevated thoughts : a sense sublime
Of something far more deeply interfused,
Whose dwelling is the light of setting suns,
And the round ocean and the living air,
And the blue sky, and in the mind of man:
A motion and a spirit, that impels
All thinking things, all objects of all thought,
And rolls through all things."

*Wordsworth.*

---

* " પ્રેમજીવન " અને " અભેદોર્મિ. "

# લૉર્ડ સૉલ્સબરી અને હિંદુસ્તાન.

*ઈંગ્લંડના બે રાજ્યપક્ષો: વ્હીગ અને ટોરિ-લિબરલ અને કન્ઝર્વેટિવ.*

સને ૧૮૬૭ ના રિફોર્મ બિલના પ્રસંગમાં લૉર્ડ સૉલ્સબરી પ્રધાન મંડળથી છૂટા પડ્યા ત્યાં સુધી આપણે આવ્યા છીએ. આમ છૂટા પડવાના કારણમાં લૉર્ડ સૉલ્સબરીએ જણાવ્યું હતું કે તે બિલ અમુક પરગણાંઓમાં ઘરેઘર મતનો હક આપશે, અને આટલે સુધી સભાસદ ચુંટવાનો હક લઈ જવો એ એમના શુદ્ધ ટોરી સંપ્રદાયને અગ્રાહ્ય લાગ્યું. વ્હીગ અને ટોરી સંપ્રદાયોનાં કોઈ ખાસ લક્ષણો આપણે જોવા જઈએ તો એટલાં જ મળે છે કે મૂળથી વ્હીગ-પક્ષ 'ગાદીની' સત્તાને અંકુશમાં રાખનાર અને ટોરી પક્ષ રાજાને દૈવી અધિકારવાન માનનાર હતો. આમ છતાં કોઈ પ્રસંગવિશેષથી આપણે એક કાળે ટોરીને વ્હીગ કરતાં વધારે લોકાધિપત્યસંપાદક જોઈએ છીએ. વ્હીગ પક્ષ દેશના મ્હોટા મ્હોટા અમીર ઉમરાવોનો બનેલો હતો, અને ટોરી પક્ષમાં ન્હાના ન્હાના જમીનદારો અને ધર્મોપજીવી વર્ગ હતો. વ્હીગ વર્ગ પોતાની વગસગથી પોતાના ધાર્યા સભાસદો પાર્લામેન્ટમાં નીમાવી શકતો અને પાર્લામેન્ટનું સંખ્યાબલ પોતાનું કરી 'ગાદી'ની સત્તાને અંકુશમાં મૂકવાને શક્તિમાન થતો. બીજી તરફથી 'ગાદી'ને દબાવવામાં ફાવ્યાથી વ્હીગ વર્ગ પોતાનું હિત સાધવામાં ફાવી, લોક હિતને ગૌણ કરી નાંખશે-એવા ભયથી ટોરી પક્ષ પાર્લામેન્ટમાં લોકતત્ત્વ વધારે દાખલ કરવાનું ઉચિત ધારતો. વખતો વખત આ સ્થિતિમાં ફેરફાર થતો, પણ આખરે અઢારમા સૈકાના અંત ભાગમાં 'અમીરોની સત્તાને' કમી કરવા માત્રમાં જ લોકતત્ત્વને આશ્રય આપનાર ટોરીપક્ષ ફ્રેંચ-રેવોલ્યુશનથી ઉશ્કેરાઈ રાજ્યસંસ્થા જોખમમાં આવી પડશે એવી ધાસ્તીથી લોકાધિપત્યના તત્ત્વને ઉત્તેજન ન આપવાના અભિપ્રાયવાળો થઇ ગયો. અને બર્કના મિત્રોથી અધિષ્ઠિત વ્હીગવર્ગ પણ આ જ અભિપ્રાયનો હોવાથી ટોરી પક્ષ આ વર્ગ સાથે મળી ગયો. બીજી તરફ વ્હીગ વર્ગનો બીજો ભાગ, જે વિચારથી ગાદીની સત્તાને અંકુશમાં રાખવાની નીતિ સ્વીકારાઇ હતી તે જ વિચારના વિકાસ ક્રમમાં, પાર્લામેન્ટના સુધારા તરફ દોરાયો અને પચીસ વર્ષની લાંબી લડત પછી સને ૧૮૩૨ નું રીફોર્મ બીલ પાર્લામેન્ટમાં પસાર કરવા શક્તિવાન થયો.

આ કાળથી પાર્લામેન્ટનો સુધારો એ વ્હીગ પક્ષનો-જે પક્ષ આ અરસામાં લીબરલ એ સંજ્ઞાથી ઓળખાવા લાગ્યો,-એ જ પક્ષનો જાણે એકાધિકાર-ઈજારો-હોય એવી સ્થિતિ થઇ પડી. આ જ અરસામાં સ્વાધીનતા સમાનભાવ અને ભ્રાતૃભાવનાના સિદ્ધાન્તનું જોર અગ્રગણ્ય રાજપુરુષોના મનમાં ઠસવા લાગ્યું અને ધીમે ધીમે આ સિદ્ધાન્તને અનુરૂપ સમાજ વ્યવસ્થા રચવાની પ્રબળ ઉત્કંઠા લીબરલ પક્ષના અગ્રેસર રાજપુરુષોમાં દાખલ થઈ. બીજી તરફથી આ વિચારના પ્રત્યાઘાત તરીકે ટોરીપક્ષ સ્વાભાવિક રીતે જ આવા હેતુથી સેંકડો વર્ષોથી ચાલી આવેલી સંસ્થાઓમાં ફેરફાર કરવાની વિરુદ્ધ થયો. અને વર્તમાન સ્થિતિ કાયમ રાખવાના આગ્રહનો માર્ગ સ્વીકારવાથી તે પક્ષ આ પક્ષનું 'કન્ઝર્વેટીવ'-એટલે કે સંરક્ષણ યા-સંગોપનપક્ષ-એવું પડ્યું. જેમ જેમ લીબરલ એટલે કે ઉદારપક્ષ સ્વાધીનતા વિગેરેના સિદ્ધાન્તને

સમાજવ્યવસ્થામાં સફળ કરવો એવા આગ્રહથી એક પછી એક સુધારા સૂચવતો ગયો, હીમાયત કરતો ગયો, તેમ તેમ ફેરફાર કરવો અનિષ્ટ હોઇ જેમ બને તેમ તેમાં વ્યવધાન નાંખવાં એ હેતુથી સંગોપનપક્ષ અવરોધપક્ષ થઈ પડયો.

આ સ્થિતિમાં જ્યારે જ્યારે લીબરલ પક્ષ પાર્લામેંટના સુધારાની દરખાસ્ત લાવે ત્યારે ત્યારે ટોરી પક્ષના અગ્રેસરો તે ફેરફારને ન થવા દેવો એવા આગ્રહથી વિરુદ્ધ પક્ષ લઈ કામ લેતા, અને વખતોવખત આ ફેરફારોનો અનેક રીતે તિરસ્કાર કરાવવામાં આવતો. પણ સને ૧૮૬૭ માં એવી સ્થિતિ આવી કે જે સુધારાના સ્હામે લડીને લીબરલ પક્ષને હરાવ્યો હતો તે જ-તેથી પણ વધારે લોકાધિપત્ય દાખલ કરનાર કાયદો કન્ઝર્વેટીવ પ્રધાન મંડળે રજુ કર્યો. અને આ કાયદામાં પોતાની શામીલગીરી નથી એમ દર્શાવવા પ્રધાનમંડળના બીજા બે સભાસદો સાથે લૉર્ડ સૉલ્સબરીએ પણ રાજીનામું આપ્યું.

સર્વ ઇતિહાસકારો સ્વીકારે છે કે કન્ઝર્વેટીવ પ્રધાનમંડળના શિષ્ટાધિકારી મી. ડીઝરાઇલીનું આ પગલું તેની રાજપુરુષ તરીકેની સમતાને હાનિકર છે, અને તેના મુકાબલામાંથી લૉર્ડ સૉલ્સબરીના આ કૃત્યને એક શુદ્ધ ટોરીને ઘટે એવું સંપ્રદાયાનુસારી કૃત્ય ગણી અનુમોદન આપે છે. છતાં આ એક બાજુનું અત્ર સ્મરણ કરવું જોઇએ, અને તે એ કે લૉર્ડ સૉલ્સબરી મી. ડીઝરાઇલીના કૃત્યનું ખરૂં રહસ્ય સમજી શક્યા નહિ. મી. ડીઝરાઇલીનું આ કૃત્ય એક રીતે ભલે વખોડવા લાયક હોય પણ આટલું તો સ્પષ્ટ છે કે આ બીલ દાખલ કરી ઘણા વખતથી પડી ગયેલા કન્ઝર્વેટીવ પક્ષનો એણે ઉદ્ધાર કર્યો. ઇંગ્લંડના રાજ્યબંધારણમાં બે પક્ષનું અસ્તિત્વ આવશ્યક છે એ નિર્વિવાદ છે. અને તે વખતે લીબરલ પક્ષની જે સ્થિતિ હતી તે પ્રમાણે લીબરલ પક્ષ હમેશાં જ અધિકારમાં રહે તો કન્ઝર્વેટીવ પક્ષનો કાળક્રમે સમૂળ નાશ થઈ જાય એવી સ્થિતિ હતી. વળી કન્ઝર્વેટીવ પક્ષનું એવું પણ કહેવું હતું કે લીબરલોને સુધારાનો ઇજારો રહે એવી સ્થિતિ કેવળ અસ્વાભાવિક છે. જો પ્રજાને સુધારો જોઇએ છે તો પછી તે કાળે જે પક્ષ અધિકારમાં હોય તે પક્ષ તે સુધારો આપવાને હકદાર છે, કારણ કે પ્રજા કોઈ પણ બાબતમાં એકમત હોય તો પ્રજાના પ્રતિનિધિરૂપ પાર્લામેન્ટે તે મતને અમલમાં મૂકવો જ જોઇએ. આવા ધોરણ ઉપર જઇ મી. ડીઝરાઇલીએ આ સુધારો દાખલ કર્યો હતો. અને કહેવું જોઇએ કે કન્ઝર્વેટીવ પક્ષને મી. ડીઝરાઇલિના આ કૃત્યને સજીવ કર્યો એટલું જ નહિ પણ યોગ્ય પ્રસંગે બળવાન પણ કર્યો.

આ વાત લૉર્ડ સૉલ્સબરીએ તત્કાલ ન સમજતાં રાજીનામું આપ્યું. પણ જ્યારે સને ૧૮૭૪ માં મી. ડીઝરાઇલીના અધિષ્ઠાતૃપણા નીચે કન્ઝર્વેટીવ પક્ષ અધિકારમાં આવ્યો ત્યારે સૉલ્સબરી મી. ડીઝરાઇલીના પ્રધાનમંડળમાં જોડાયા અને આ વખતે પણ આરંભમાં આપણા દેશ ખાતાના પ્રધાન તરીકે જ તેમની યોજના થઇ. આ અધિકારમાં થોડો વખત રહી તેઓ પરદેશ ખાતાના પ્રધાન તરીકે યોજાયા, એટલે આપણે સને ૧૮૭૪ થી તે સને ૧૮૭૭ સુધી જે કાળમાં તેઓ આપણા દેશના પ્રધાન તરીકે રહ્યા તે કાળમાં આપણા દેશ સંબંધી જે કાંઈ કર્યાનું આપણને જણાયું છે તે પૈકી અગત્યના વિષયોનું દિગ્દર્શન કરીએ.

૨

## હિંદુસ્તાન ખાતાની એમની રાજ્યનીતિ.

આ સમયમાં આપણે પહેલો પ્રસંગ અફ્ઘાનીસ્તાનને લઈશું. કેમકે આ કાળના કન્ઝરૅટીવ પ્રધાનમંડળે કરેલી 'પૂર્વે(ટર્કી-તુરકસ્તાન)ના સવાલ'ની વ્યવસ્થાની સાથે આપણા દેશનું આ પ્રકરણ સંબંધ ધરાવે છે. આ પ્રધાનમંડળ આ વખતે મી. ડીઝરાઇલીથી અધિષ્ઠિત હતું. અને મી. ડીઝરાઇલીએ જગતના ઇતિહાસમાં અને ખાસ કરીને યુરોપનાં રાજ્યોમાં ઈંગ્લંડની પ્રતિષ્ઠાને સર્વોપરિ કરવાની, અને યુરોપની સુલેહને ઇગ્લંડના કબજામાં રાખવાની નીતિ સ્વીકારી હતી. થોડોક કાળ તો ઇગ્લંડમાં ટોરી રાજપુરુષો-અને ટોરી વર્તમાનકારોને જાહેર ચર્ચાનો આ જ વિષય થઈ પડયો. અને ભાષણો અને લેખદ્વારા, શાન્તિની નીરસ રાજ્યનીતિના દિવસો ભરાઈ ગયા છે અને પરરાજ્ય સંબંધી તેજદાર નીતિના દિવસો શરૂ થયા છે—એવી પ્રતીતિ ઈંગ્લંડની પ્રજાને કરાવી. આ નીતિનો પહેલો પડઘો સુએઝની નહેરના શેરો ખરીદવામાં થયો. આથી ઇન્ડિયાના માર્ગના સંબંધમાં 'સુએઝ'ની તરફની કેટલીક ભીતિ ટળી, અને ઇન્ડિયા તરફ પ્રધાનમંડળનું ધ્યાન સવિશેષ દોરાયું. વ્હાઇસરૉય અને સેક્રેટરી ઑફ સ્ટેટના અન્યોન્યના સંબંધમાં પણ સેક્રેટરી ઑફ સ્ટેટના હુકમ પ્રમાણે વ્હાઇસરૉયે ચાલવું એવો આગ્રહ થયો. રાણી સરકારને હિંદુસ્તાનનાં 'એમ્પ્રેસ'=મહારાણીનો ખીતાબ આપ્યો. આ—ખીતાબ પણ 'ઇમ્પીરિયલ' રાજ્યનીતિનું=બ્રિટિશસામ્રાજ્યભાવનાનું જ એક પગલું હતું. અને ઇન્ડિયામાં સર્વોપરિ સત્તા તરીકે ઇગ્લંડના તાજને મનાવવાને માટે આ ખીતાબ આપવામાં આવ્યો છે એવું કહેવામાં આવ્યું. આ પ્રસંગે બોલતાં મી. ડીઝરાઇલીએ રશીયન ભૂત જગાડયું હતું. અને આ સમયે બલ્ગેરીયામાં ક્રિશ્ચનોની ટર્કીએ કરેલી જાનખ્વારીના પ્રસંગોમાં ટર્કીનો પક્ષ લઈ રશીયા સાથે બાથ ભીડવાની હીમાયત મી. ડીઝરાઇલીનું પ્રધાનમંડળ કરી રહ્યું હતું.

(૧) અફ્ઘાનીસ્તાન-પ્રકરણ.

રશીયા સ્હામે ધારેલી આ નીતિના પડઘા આપણા દેશમાં પડયા. આ સમયે રશીયા મધ્ય એશીયામાં એક પછી એક પ્રાન્તો સર કર્યે જતું હતું. અને તે સંબંધે અફ્ઘાનીસ્તાનને પણ રશીયા તરફની ધાસ્તી લાગી. ત્યાંના અમીરે પોતાના દેશ ઉપર રશીયા ચ્હડી આવે તો ઇગ્લંડ મદદ કરશે કે કેમ તે પુછાવવા આપણા વ્હાઇસરૉય ઉપર કહેણ મોકલ્યું. આ વખતે લૉર્ડ નૉર્થબ્રુક એક બાહોશ અને દુરઅંદેશી લીબરલ રાજપુરુષ આપણા વ્હાઇસરૉય હતા. તેમણે તરત જ અફ્ઘાનીસ્તાન ઈંગ્લંડના તેજ (influence)ની મર્યાદામાં છે એવો રશીયન સરકારનો કોલ હતો તે ધ્યાનમાં લઈ કહેવરાવ્યું કે રશીયાની બીક રાખવાનું કાંઈ કારણ નથી, અને વ્હાઇસરૉયની સલાહ પ્રમાણે જો અમીર વર્તશે અને રશીયન હદમાં પગપેસારો કરવાનો લોભ નહિ રાખે તો હિંદુસ્તાનની સરકાર મદદ આપશે. અમીરને આ જવાબ બહુ પસંદ ન પડયો અને હિંદની સરકારથી ખસી જવાનું નક્કી કરી રશીયાનો મધ્ય એશીયા તરફના હંગામની નિરીક્ષા કરતો બેઠો. આ સંબંધમાં ઇગ્લંડના પ્રધાનમંડળની

ઇચ્છા અફ્ઘાનીસ્તાનમાં હિંદની સરકાર તરફથી એક ઇંગ્રેજ વકીલ મોકલવાનો થયો કે જે અફ્ઘાનીસ્તાનની સરહદ ઉપર રશીયાના વધારાની તપાસ રાખે: જેથી જરૂર પડે ત્યારે ખરી સ્થિતિથી વાકેફ થઈ રશીયન સરકાર સાથે વખતસર સંદેશા ચલાવી શકાય. ઇંગ્રેજવકીલ મોકલવાની વિરુદ્ધ લૉર્ડ નૉર્થબ્રુક હતો. કારણ કે અફ્ઘાન અમીરની અને લોકોની ઇંગ્રેજને પોતાના મુલકમાં વકીલ તરીકે દાખલ કરવા વિરુદ્ધની હઠીલાઇ એ સારી પેઠે જાણતો હતો. અને વળી જે હેતુ માટે ઇંગ્રેજ વકીલ મોકલવાની જરૂર બ્રીટીશ પ્રધાનમંડળને જણાઈ હતી તે હેતુ તો હિંદની સરકારના સ્વદેશી વકીલથી સરે એમ છે એવો લૉર્ડ નૉર્થબ્રુકનો અભિપ્રાય હતો. આ કારણથી બ્રીટીશ પ્રધાન મંડળની–અફ્ઘાનીસ્તાન પર અંગ્રેજ એળચી દાખલ કરવાની ફરજ પાડવાની નીતિ વિરુદ્ધ પોતાનો વાંધો જાહેર કરવાની લૉર્ડ નૉર્થબ્રુક અને તેની કાર્યભારી સભાને જરૂર જણાઈ. અને પરિણામમાં લૉર્ડ નૉર્થબ્રુકને હિંદુસ્તાનના વ્હાઇસરાયપદનું રાજીનામું આપવું પડ્યું. કહેવાની જરૂર નથી કે આ વખતે આપણા દેશખાતાના પ્રધાન તરીકે લૉર્ડ સૉલ્સબરી હતા.

ત્યારે લૉર્ડ સૉલ્સબરિએ પ્રધાનપદ સ્વીકાર્યા પછી થોડી મુદતમાં બ્રીટીશ પ્રધાનમંડળની 'ઇમ્પીરિયલ' રાજ્યનીતિના પરિણામમાં આપણે એક બાહોશ, દૂરઅંદેશી, અને ઉદાર દિલનો, હિંદના લાભ સમજનાર અને હિમતથી જાળવવાની વૃત્તિવાળો એક વ્હાઇસરૉય આપણે ગુમાવ્યો. એટલુ જ નહિ પણ અફ્ઘાનીસ્તાન સંબંધી પોતાની આ નવીન રાજ્યનીતિનો સત્વર અમલ કરવાની સૂચના સાથે તે જ પ્રધાનમંડળે લૉર્ડ લિટનને આપણા દેશના વ્હાઇસરૉય પદ ઉપર મોકલ્યા.

પહેલા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીયે કે અફ્ઘાનીસ્તાનના સંબંધમાં પાકી તટસ્થતા રાખવાના લૉર્ડ લૉરેન્સના અભિપ્રાય સાથે મળતા થઇ સને ૧૮૬૯ નો પ્રસંગ લૉર્ડ સૉલ્સબરીએ સારી રીતે સાચવી લીધો હતો. તે જ લૉર્ડ સૉલ્સબરી—૧૮૭૬ પછીની અફ્ઘાનીસ્તાનની નવી રાજ્યનીતિના કંઇક અંશે નિમિત્તભૂત થયા. ઇંગ્રેજ વકીલ સ્વીકારવાની આપણી ભાંજઘડના પરિણામની રાહ જોઇને નવા દષ્ટિબિંદુથી અફ્ઘાનીસ્તાન સંબંધી આપણી રાજ્યનીતિ રચવી પડશે એવી સ્પષ્ટ સૂચના લૉર્ડ સૉલ્સબરીએ નવા વ્હાઇસરૉયને મોકલાવી હતી. રશીયાના ભયથી અફ્ઘાનીસ્તાનના વ્યવહારમાં હાથ ઘાલવાની નીતિ આપણી સરકારે સ્વીકારી અને તે જ નીતિની સ્હામે થવાનો અફ્ઘાન અમીરે નિશ્ચય કર્યો. આને અંગે તે પછીના ત્રણ ચાર વર્ષમાં બનેલા ઇતિહાસની સાથે આપણે સંબંધ નથી. પણ આ પ્રસંગે આપણી લશ્કરી નીતિએ આગળ વધવાનું—અર્થાત્ અંગ્રેજીમાં જેને "Forward" યાને અભિયોગી કહે છે તેવું–સ્વરૂપ પકડ્યું. અને હિંદની તીજોરીને કેટલાક પ્રમાણભૂત અધિકારીઓના અભિપ્રાય પ્રમાણે વિનાકારણ કરોડો રૂપીઆના ખાડામાં ઉતારી.

છતાં આ બધી જવાબદારીમાંથી ઇતિહાસ લૉર્ડ સૉલ્સબરીને મુક્ત કરે છે. કેમકે બ્રીટીશ એલચી મોકલવાની વાત હજી ભાંજઘડમાં જ હતી તે વખતે, ૧૮૭૭ ના અંતભાગમાં જ્યારે રશીયનોના આવાગમની ધાસ્તી રાખવાને કંઈ કારણ નહતું તે વખતે, અફ્ઘા-

નીસ્તાનના વ્યવહારમાં વચમાં પડવાની અને બ્રીટીશ એલચી સ્વીકારવા જેટલો પણ આગ્રહ કરવાની હવે જરૂર નથી એમ લૉર્ડ સૅાલ્સબરીએ લખી ચુક્યા હતા. પણ લૉર્ડ લિટનને પોતે હાથમાં લીધેલી વાત મૂકી દેવી ન ગમી. અને લૉર્ડ સૅાલ્સબરીએ હિંદખાતાનો અધિકાર છોડયા પછી, ઉત્તરાધિકારી લૉર્ડ ક્રેનબ્રોર્નને સમજાવી લૉર્ડ લિટન પ્રથમની સૂચનાઓનો અમલ કરવાની દરખાસ્ત મંજુર કરાવી શક્યા.

આ હકીકત ધ્યાનમાં લેતાં લૉર્ડ સૅાલ્સબરીની પ્રથમની રાજ્યનીતિ પોતે ખરા માનેલા રશીયાના ભયને લીધે જ હતી, અને અફ્ઘાનીસ્તાનમાં હાથ ઘાલવાની જરૂર રશીયાના સ્હામી ચાલ કરવા માટેજ હતી, એમ સ્પષ્ટ થતાં,—લૉર્ડ સૅાલ્સબરીના અંતઃકરણની સચ્ચાઇ પ્રત્યક્ષ થાય છે, અને અફ્ઘાનીસ્તાન સંબંધી હાનિકર રાજ્યનીતિ સંબંધી જવાબદારીમાંથી તેઓ ઘણે અંશે મુક્ત થાય છે.

૨

(૨) મલ્હારરાવ-પ્રકરણ.

અફ્ઘાનીસ્તાનનું પ્રકરણ પરદેશ તરફની બ્રીટીશ રાજ્યનીતિની સાથે સંબંધ ધરાવતું હોવાથી આપણે પ્હેલું લીધું. બ્રીટીશ પરરાજ્યનીતિ જેમ તે કાલે ઇગ્લંડનો પ્રભાવ અને મોભો વધારવાના હેતુથી રચાઇ હતી તેજ પ્રમાણે હિંદી પરરાજ્યનીતિ પણ એજ ધોરણે રચાતી હતી. અને પ્રસંગોની અનુકૂલતાએ આ અરસામાં એક અપૂર્વ પ્રસંગ બ્રીટીશ અધિકારીઓને આપ્યો. વડોદરામાં શ્રીમન્ મલ્હારરાવ મહારાજ રાજ્ય કરતા હતા. પડે જૂના જમાનાના હતા, અને રાજત્વપદને છાજે તેવા ગુણોનો એમનામાં ઘણે અંશે અભાવ હતો. તેમના પૂર્વાધિકારી ખંડેરાવની સાથે પણ તેમનો સંબંધ સારો નહતો. અને રાજકેદી તરીકે તેમને ખંડેરાવ મહારાજે કેટલોક વખત રાખ્યા હતા. પણ ખંડેરાવ મહારાજના કૈલાસવાસ પછી બીજો કોઇ હકદાર વારસ ન હોવાથી મલ્હારરાવ મહારાજ વડોદરાની ગાદી ઉપર અભિષિક્ત થયા. નબળા મનના અને કામક્રોધાદિથી આક્રાન્ત રાજાના વખતમાં હજુરીઓ રાજાને નામે અનેક પ્રકારના અનર્થ કરી શકે છે અને રૈયતની દાદ ફર્યાદ કોઇ સાંભળતું નથી. રાજભક્ત પ્રજા કેટલોક કાળ તો સહુ સહન કરે છે, પણ તેની સહનશીલતાને પણ હદ હોય છે. પ્રજા જ્યારે શક્તિમાન અને સ્વતંત્ર હોય છે તો આવે પ્રસંગે પોતાનો રાજાજ્ઞાઓનું ઉલ્લંઘન કરવાનો પરમ હક્ક વાપરવા તયાર થાય છે, અને એ રીતે મામલાને અણી ઉપર લાવી, કાંતો રાજાને સુધરવાની ફરજ પાડે છે કે કાંતો રાજપરિવર્તને જન્મ આપે છે. મલ્હારરાવના સંબંધમાં રૈયત આવા મામલા ઉપર આવી ગઈ હતી અને બ્રીટીશ સરકારની એજન્સી સમીપ નહત તો સરદારો શાહુકારો અને ખેડુતો મામલો અણી ઉપર લાવી મલ્હારરાવને પોતાની ભૂલો સમજાવત. પણ એક તરફથી પ્રજાનું સ્વાતંત્ર્ય અને કર્તવ્યકાર્યારંભની શક્તિ હરાઈ ગયાં હતાં, અને રેસીડન્સીનું રાજાને રક્ષણ હતું. એટલે સ્વાભાવિક રીતેજ રેસીડન્સીને ફર્યાદ થવા લાગી—અને આ પ્રસંગ બ્રીટીશ સરકારે દેશી રાજ ઉપર પોતાના હક્કની પરમ ભાવનાનો અમલ બેસાડવામાં કામે લગાડયો.

આ પ્રકરણના ઇતિહાસમાં આપણે ઉતરવાની જરૂર નથી; પણ તે દરમીયાન રાજ્યનીતિના જે પ્રશ્નો ઉદ્‌ભવ્યા તેનાં કેવાં સમાધાન થયાં અને તેની આપણા દેશના ઇતિહાસ ઉપર કંઇ અસર થઇ તો શી થઇ તે જોવું જોઇએ. આપણા દેશમાં ઇંગ્રેજનો પગ દાખલ થયાંને આજ ત્રણસેં વર્ષ થયાં, તે દરમીયાન તે પ્રજાએ આપણી જૂની રાજ્યવ્યવસ્થા અથવા રાજ્ય-અવ્યવસ્થાનો ઉચ્છેદ કરી આખા હિંદ ઉપર અને તે ઉપરાંત આસપાસના પ્રદેશો ઉપર અવિવાદિત સામ્રાજ્ય જમાવ્યું તે વાત ઇતિહાસમાં અત્યન્ત બોધ અને કરુણા જનક છે. મલ્હારરાવના પ્રસંગથી ઇંગ્રેજ સરકારે આપણાં દેશીરાજ્યોના સંબંધમાં અથવા દેશી રાજાઓના સંબંધમાં એક ડગલું-અને તે બહુ આગળ વધતું-ભર્યું હતું એ વાત સર્વવિદિત છે.* થોડા વર્ષ ઉપર જેઓ પોતાના સહાયક મિત્ર તરીકે ગણાતા હતા, જેમની સાથે સમાનસત્તાક રાજ્યનો વ્યવહાર હતો તેવા, એક રાજ્યના મહારાજાને એક પણ ગોળીબ્હાર કર્યા વિના ઇંગ્રેજનાં માણસ રાજ્યની લગામ પોતાના હાથમાં લઈ કેદ કરી શક્યાં, તેમના ઉપર લગભગ સવા માસ સુધી ખુલ્લી કોર્ટમાં કામ ચલાવી શક્યાં અને પરિણામે પદભ્રષ્ટ કરી દેશાંતરમાં લઇ જઇ શક્યાં, એ વાતે ઇંગ્રેજ સરકારના પ્રતાપને ઉંચી ટોચ ઉપર મૂકી દીધો, અને સ્વદેશી રાજ્યોનું ' સ્વાતંત્ર્ય ' તે દિવસથી નષ્ટ થયું. ઇંગ્રેજની સર્વોપરિ સત્તા તે તારીખથી આપણા મહારાજાઓના અંગ ઉપર ચાલવી શરૂ થઇ, અને અત્યાર સુધી જે સરકાર સર્વ રાજાઓની સહાય કરતી તે સર્વોપરિ તરીકે લેખાવા માંડી. આ બનાવ પછી મહારાણી સરકારે "એમ્પ્રેસ ઑફ ઇન્ડિયા"હિંદના મહારાજાધિરાજ્ઞીનું પદ સ્વીકાર્યું અને ન્હાનાં મ્હોટાં સર્વ દેશી રાજ્યો નામનાં રાજ્યો કહેવાતા છતાં, ઇંગ્રેજ સરકારના તે તે અમલદારોથી અધિષ્ઠિત પ્રદેશો જેવાં થયાં. આ બનાવની અસર હિંદના ઇતિહાસમાં લાંબે ગાળે સારી થાઓ કે ખોટી થાઓ, પણ તરત તો તે દિવસથી આપણા દેશનું ક્ષાત્ર અવશિષ્ટ સત્ત્વ નષ્ટ થયું. આપણી પ્રજાના એક અંગનો સમૂલ વિચ્છેદ થયો, અને આપણા પોતાના દેશમાં આપણા બ્રાહ્મણો, ક્ષત્રિયો, અને વૈશ્યો, સહુ શૂદ્રસ્થાનાપન્ન થયા. ચૌદના સેનાક્ષોભ (૧૮૫૯ ના બળવા) પછી હિંદના રાજકીય ભવિષ્યનો નિર્ણય કરનાર આ બનાવ અત્યંત મહત્ત્વનો હતો.

મલ્હારરાવ મહારાજ ઉપર રાજ્યની ગેરવ્યવસ્થા બાબત કમીશન વિગેરેની ભાંજઘડ હજી ચાલતી હતી, તેવામાં એમના ઉપર ઓચિંતો રેસીડન્ટ કર્નલ ફેયરને ઝેર દીધાનો આરોપ મૂકાયો. એક તરફથી સરકારની સૂચનાથી નીમેલા તેમના મુખ્ય પ્રધાન મી. દાદાભાઈ નવરોજજીને કર્નલ ફેયર સાથે તાણ પડી, જેના પરિણામમાં કર્નલ ફેયરને વડોદરામાંથી

---

* "It is to be noticed that the suspension of the Ruler of one of the principal Native States of India, the assumption for a time of the administration of his dominions, and the inquiry into his conduct by means of a commission appointed by the English Government involved an exercise of an authority by the Paramount Power, in India of the widest possible nature."

( ઇન્ડિયા સરકારનો સેક્રેટરિ ઑફ સ્ટેટ ઉપર પત્ર નંબર ૮૦, સને ૧૮૭૫.)

નીકળવું પડયું અને તેમને ઠેકાણે સર લ્યુઈ પેલીને નીમવાની યોજના થઈ. આ ગોઠવણ ચાલતી હતી તેવામાં ઉપરનો આરોપ મૂકવામાં આવ્યો, અને રેસીડન્સીના કેટલાક નોકરો સાથે મલ્હારરાવ મહારાજ ખાનગી મસલત ચલાવતા હતા એમ જણાઈ આવ્યું. રેસીડન્સીના એ નોકરોએ ગુન્હો કર્યાનું કબુલ કર્યું. અને ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયાએ મલ્હારરાવ સ્હામે 'પ્રાઇમા ફેસી'–'પ્રથમદર્શનિક' પુરાવો પૂરતો છે એવા અભિપ્રાય ઉપર આવી, કેદ કરવા વિગેરે પગલાં લેવાં શરૂ કર્યાં. ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા ચોખ્ખું કહે છે કે આ પગલાં કાયદાની રૂએ અમે ભર્યાં નહતાં પણ તે એક '*act of state*' એટલે કે રાજકૃત્ય હતું.

કમીશન નીમાયું. કામ ચાલ્યું. ત્રણ મોભાદાર યુરોપીયન સદસ્યોએ મલ્હારરાવને ગુન્હેગાર ઠરાવ્યા. ત્રણ એટલા જ–બલ્કે વધારે–મોભાદાર સ્વદેશી સદસ્યોએ ગુન્હો નાસાબીત ગણ્યો. પણ મલ્હારરાવને તપાસને માટે પદભ્રષ્ટ કરેલા તે બરાબર શુદ્ધ માલમ પડે તો જ પાછા ગાદીએ બેસાડવા એવા નિશ્ચયથી કરેલા હતા. લૉર્ડ નૉર્થબ્રુકની સરકારે કમીશનના રીપોર્ટ ઉપરથી ત્રણ સ્વદેશી ગૃહસ્થોના અભિપ્રાયથી વિરુદ્ધ થઈ મલ્હારરાવને ગુન્હેગાર ઠરાવ્યા હતા, પણ વિલાયતસરકારની આજ્ઞાને અનુસરી પદભ્રષ્ટ કરવાના ઠરાવમાં રાજ્યની ગેરવ્યવસ્થા એ જ કારણ બતાવવામાં આવ્યું હતું. અને તે કારણસર મલ્હારરાવને તથા તેમનાં સંતાનને રાજ્યગાદીને માટે નાલાયક ઠરાવી, ખંડેરાવ મહારાજનાં રાણીને સરકાર પસંદ કરે તેવા ગાયકવાડના કોઈ કુટુમ્બીને દત્તક લેવાની સત્તા આપી, વડોદરામાં પુનઃ સ્વદેશી રાજ્ય સ્થાપ્યું.

આ પ્રકરણને અંગે ત્રણ મ્હોટા મુદ્દા ઇંગ્રેજ સરકારે સિદ્ધ કર્યા. (૧) ગાયકવાડ જેવા મ્હોટા મહારાજાના શરીર સુધી ઇંગ્રેજ સરકારનો હુકમ પ્હોંચી શકયો, એટલે હવે આપણા સ્વદેશી રાજાઓનું 'રાજત્વ', એટલે તેને અંગે સર્વ દેશની રાજ્યનીતિમાં રહેલી એક પ્રકારની અબાધ્યતા, નષ્ટ થઈ. ચાર્લ્સ પહેલાને ફાંસીએ ચડાવનાર એક પ્રજાને આમાં કાંઈ પણ નવીન ન લાગે, પણ 'રાજા'ને ઇશ્વરી અંશ માનનારી, અને ઈશ્વરને હાથે પરબ્રહ્મ ગણનારી અહીંની રૈયતને આ વાત બેશક બહુ જ ભારે પડતી લાગે એમાં નવાઇ નથી. (૨) રાજ્યની ગેરવ્યવસ્થા એ કોઇ પણ સ્વદેશી રાજાને પદભ્રષ્ટ કરવાને ઇંગ્રેજ સરકારના હાથમાં પૂરતું કારણ છે. (૩) આવી ગેરવ્યવસ્થાને માટે તે રાજાના પ્રધાનો જવાબદાર નથી પણ રાજા પોતે જ છે.

( અપૂર્ણ. )

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

———

# એલેકઝાંડરની કેળવણી તથા સંયમ.

## ૧

### કેળવણી.

[ પ્લૂટાર્ક કૃત એલેકઝાંડરનાં જીવનચરિતમાંથી તરજુમો. ]

એલેકઝાંડર માટે ઘણા શિક્ષકો અને ગુરુઓ રાખવામાં આવ્યા હતા. એ સર્વમાં ઉપરી તેની માતા ઓલિમ્પિયસનો લિઓનિડસ નામનો એક સગો હતો. તેની રીતભાત બહુ કડક હતી. કુંવરને કેળવણી આપવાનું કામ અગત્યનું હતું અને એ હોદ્દો મોભ્ભાનો હતો. પણ તેને પેડેગોગ* (શિક્ષક) નો ઇલ્કાબ પસંદ નહતો. અને રાણી સાથેના એના સગપણને લીધે તથા એની પોતાની પ્રતિષ્ઠાને લીધે એને સહુ કુંવરનો રક્ષક કહેતા. એલેકઝાંડરનો નામનો તેમ જ ખરો પેડેગોગ લાઇસિમેકસ હતો. તેનામાં કોઈ જાતની આવડત નહતી. પણ તે એલેકઝાંડરને દેવાંશી વીર એકિલીસની, તેના પિતાને એકિલીસના પિતા પિલ્યૂસની, અને પોતાને એકિલીસના ગુરુ ફીનિક્સની વારંવાર ઉપમા આપતો, અને આથી તે એલેકઝાંડરને તથા બીજાઓને ગમતો અને લિઓનિડસથી બીજા દરજ્જાનો ગણાતો.

જ્યારે થેસલીનો એક સોદાગર પ્રખ્યાત બ્યૂસિફેલસ ઘોડો વેચવા ફિલિપ પાસે આવ્યો અને તેને માટે તેણે તેર ટેલંટ+ માગ્યા, ત્યારે ફિલિપે એ ઘોડાની પરીક્ષા એક ચોગાનમાં કરવા માંડી, ત્યાં ઘણા માણસો હાજર હતા, તેમાં એલેકઝાંડર પણ હતો. ઘોડો એટલો બધો તેજ હતો કે કોઇને વશ થાય નહીં. તેણે ન કોઇને ચ્હડવા દીધો કે ન કોઇનો સ્વર સુદ્ધાં સાંખ્યો. જે સવાર તેની પાસે જતા તેની સામે તે ધસતો. આવું જંગલી જાનવર પોતાની પાસે આણ્યું તેથી ફિલિપ ગુસ્સે થયો, અને તેણે તેને લઇ જવા ફરમાવ્યું. પણ એલેકઝાંડર તે ઘોડાને જોયા કરતો હતો તે બોલી ઉઠ્યો: " આ લોક પોતાનામાં પાણી અને કલાની ખામીને લીધે કેવો સારો ઘોડો જવા દે છે ! " ફિલિપે પ્હેલાં તો તેને ગણકાર્યો નહીં પણ એલેકઝાંડર જ્યારે ફરી ફરીને એવી ટીકા કરવા લાગ્યો અને આકળો થઈ ગયો ત્યારે ફિલિપે તેને કહ્યું: " છોકરા, તું બહુ ઉદ્ધત છે. કેમ જાણે આ સહુ ત્હારાથી મોટા છે તેમના કરતાં પણ તું કાબેલ હોય અને વધારે સારી રીતે ઘોડા વશ કરી જાણતો હોય ! " એલેકઝાંડર તુરત બોલ્યો: " આ ઘોડાને હું વશ કરી શકું. " ફિલિપે પુછ્યું, " અને જો ખોટા પડશો

---

* શિક્ષકના અર્થમાં રૂઢ થયલા પેડેગોગ શબ્દનો મૂલ અર્થ પરિચારક—છોકરાને સાથે લઈ ફરનારો—હોવાથી અને ગ્રીસમાં શિક્ષકનું કામ સામાન્ય રીતે કોઈ ભણેલા ગુલામને સોંપાતું હોવાથી ગ્રીક ગૃહસ્થોને પેડેગોગ થવામાં કે કહેવડાવવામાં હીણું લાગતું.

\+ રૂા. ૪૭,૫૩૧-૪-૦; એક ટેલંટ=૨૪૩ પાઉંડ ૧૫ શિલિંગ=રૂા. ૩૬૫૬—૪—૦.

તો શું હારશો ?" એલેકઝાંડરે કહ્યું, "આ ઘોડાની કિંમત આપીશ." આ સાંભળી બધા હસી પડયા. પણ રાજા અને કુવરે અન્યોન્ય શરત સ્વીકારી અને એલેકઝાંડરે ઘોડા પાસે જઈ લગામ ઝાલીને તેનું મુખ સૂર્ય તરફ ફેરવ્યું. એમ જણાય છે કે ઘોડો, તેની આગળ પડતી અને તે હાલતો તેની સાથે હાલતી પોતાની છાયાથી ભડક્યા કરતો હતો તે એણે જોઈ લીધેલું. પછી એણે ધીરે ધીરે બોલીને અને તેને પંપાળીને ઘોડાને શાંત પાડયો, અને પોતાનું ઉપલું વસ્ત્ર સરકાવી નાખી સફાઈથી કુદકો મારીને સવાર થઈ ગયો. પ્રથમ એણે તેને તેની મરજી માફક ચાલવા દીધો. પછી જ્યારે એને લાગ્યું કે ઘોડો વેગમાં આવ્યો છે અને હવે છુટથી દોડવા માગે છે, ત્યારે તે એડીથી અને અવાજથી તેને ઉશ્કેરતો ગયો, અને તેની ઝડપ અત્યંત વધારી દઈ ઘણે દૂર નીકળી ગયો. ફિલિપ અને ત્યાં હાજર હતા તે સર્વ જોઈ રહ્યા શું થશે તેની ફિકરમાં સ્તબ્ધ થઇ ગયા. પણ એલેકઝાંડર જ્યારે તેને વાળીને પાછો સીધો લઇ આવ્યો ત્યારે બધાએ તેને હર્ષનાદથી વધાવી લીધો. ફિલિપને તો આનંદાશ્રુ આવ્યાં, અને તેને ચુંબન કરતો બોલ્યો, "બેટા, આ રાજ્ય તમારે માટે બહુ ન્હાનકડું છે. તમારી શક્તિને ઘટે એવું કોઈ મોટું રાજ્ય શોધી લ્યો."

પછી એલેકઝાંડરને હુકમને તાબે થવું કડવું લાગતું પણ કોઈ નરમાશથી સકારણ સમજાવે તો તે બતાવેલું કામ કર્તવ્યબુદ્ધિથી કરવા તૈયાર થતો, એ જોઇને ફિલિપે તેની સાથે હુકમ વાપરવાને બદલે તેને સમજાવીને કામ લેવાની રીત રાખી. અને તેને લાગ્યું કે તેની કેળવણી માટે કલા અને શાસ્ત્રોના સામાન્ય રીતે શીખવાતા વિષયો બસ નહતા. તેની પ્રતીતિ થઈ કે એલેકઝાંડરની પ્રતિભા માટે, સોફોકલીસ કવિના શબ્દો વાપરીએ તો—

"સુકાનનો માર્ગોપદેશ અને વળી લગામનું નિયંત્રણ",

એ બંને આવશ્યક હતાં. તેથી તેણે ગ્રીસના પંડિતો અને ફિલસુફોમાં સૌથી વધારે ખ્યાતિ પામેલા એરિસ્ટોટલને બોલાવ્યો. અને એરિસ્ટોટલે એ કામ સ્વીકાર્યું તેનો એણે તેને જે બદલો આપ્યો તે રાજા અને ફિલસુફ બંનેને ઘટે તેવો તેમ બંનેની કીર્તિ વધારે તેવો હતો. એરિસ્ટોટલની જન્મભૂમિ સ્ટેગાયરા નગરનો ફિલિપે થોડા સમય ઉપર નાશ કર્યો હતો. તે તેણે ફરીથી બંધાવ્યું અને ત્યાંના મૂલ વાસીઓ જે બીજાં નગરોમાં વીખરાઈ ગયા હતા અગર વેચાઈ ગુલામોની દશા ભોગવતા હતા તેમને તેણે ત્યાં ફરી વસાવ્યા. એલેકઝાંડર માટે શાલા તરીકે તેણે મીઝા પાસેનું એક સ્થલ-દેવતાઓનું મંદિર નીમ્યું, જ્યાં અદ્યાપિ એરિસ્ટોટલ જે શિલાસનો ઉપર બેસતો અને જે ઘટાઓમાં ફરવા જતો તે બતાવવામાં આવે છે. એલેકઝાંડર તેની પાસે નીતિ અને રાજ્યનીતિનાં શાસ્ત્રો ભણ્યો એટલું જ નહીં પણ ફિલસુફીનાં જે ઉંડાં તત્ત્વો ખાસ વીણેલા થોડા જ શિષ્યોને દીક્ષા આપ્યા પછી અને ગંભીર રહસ્યો તરીકે માત્ર મુખપાઠથી શીખવવામાં આવે છે તે પણ એ શીખ્યો. આ એના એક કાગળ ઉપરથી જણાય છે. એલેકઝાંડર જ્યારે એશિયામાં હતો અને એણે સાંભળ્યું કે એરિસ્ટોટલે કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કરી તેમાં એ ગંભીર તત્ત્વો પ્રકટ કર્યાં છે, ત્યારે તેણે ફિલસુફીની ખાતર એરિસ્ટોટલને નીચેનો પત્ર લખી ઠપકો આપ્યોઃ—

" એરિસ્ટોટલ જોગ લા. એલેક્ઝાંડર. સલામ. ફિલસુફીનાં ગૂઢ તત્ત્વો તમે પ્રસિદ્ધ કર્યાં એ ઠીક કર્યું નહીં. તમારી પાસેથી અમને જે ભવ્ય જ્ઞાન મળ્યું હતું તે સર્વસામાન્ય થઇ જાય તો અમારામાં શી વિશેષતા રહી ? હું તો સત્તા અને રાજ્યવૈભવમાં બીજાઓથી મ્હ-ડતો થાઉં તે કરતાં જ્ઞાનમાં મ્હડતા થવું વધારે ચાહું છું."

એરિસ્ટોટલે એની આ ઇચ્છાને રુચે અને પોતાનો બચાવ પણ થાય એવો જવાબ લખ્યો કે એ તત્ત્વોનું પુસ્તક એણે જે પ્રકટ કર્યું છે તે ન કર્યા જેવું જ છે. અને ખરેખર એરિસ્ટોટલના ફિલસુફીના પુસ્તકની શૈલી એવી છે કે જેને એ વિષયનું પ્રથમથી જ્ઞાન ન હોય તેનાથી તે સમજાય જ નહીં તો શીખવી તો ક્યાંથી શકાય ? ગુરુ પાસેથી જેને મુખપાઠથી જ્ઞાન મળ્યું હોય તેની સ્મૃતિને મદદ કરવાનો જ તેનો હેતુ છે.

વળી હું ધારૂં છું કે એલેક્ઝાંડર એરિસ્ટોટલ પાસેથી જ વૈદકશાસ્ત્ર અને ઔષધોપચાર કરતાં શીખેલો. એના કાગળો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેને એ શાસ્ત્રના વિષયની ચર્ચાનો શોખ હતો અને તે પોતાના મિત્રોને પ્રસંગોપાત્ત ખાનપાનાદિનું નિયમન અને ઔષધો બતાવતો.

તેને સાહિત્યનો પણ શોખ હતો અને સ્વાભાવિક જિજ્ઞાસાને લીધે તે ઘણાં પુસ્તકો વાંચતો. ઇલિયડને તે સિપાહગીરીનો ખજાનો અને પુરુષાતનનો આદર્શ કહેતો. એ મહાકાવ્યની એરિસ્ટોટલે સુધારેલી નકલ તે હંમેશ પાસે રાખતો; તેને એ ડરાયસને હરાવ્યા પછી તેના મળેલા સામાનમાંની એક સુશોભિત પેટીમાં રાખતો, તે ઉપરથી એ નકલ "પેટીમાંની નકલ"-ને નામે પ્રસિદ્ધ છે. એક લેખક જણાવે છે કે તે રાતે પણ તેને તરવારની સાથે પોતાનાં ઉશીકાં નીચે મુકતો. એશિયામાંની તેની લાંબી મ્હડાઇઓ દરમિયાન તેને વાંચવા બીજાં પુસ્તકો ન મળી શકવાથી તેણે તે ખાસ ગ્રીસથી મંગાવ્યાં હતાં.

પ્રથમ તેને એરિસ્ટોટલ માટે બહુ માન હતું. તે કહેતો કે "મ્હને એમના ઉપર મ્હારા પિતાના જેટલો જ ભાવ છે. પિતાએ મ્હને જીવન આપ્યું, અને એમણે ખરૂં જીવન કોનું નામ તે બાબત સમજ આપી." પણ પાછળથી તે એના વિષે વ્હેમાયો હતો. તેણે એને ઇજા તો લેશ પણ કરી નહીં, પરંતુ તેના સદ્ભાવનાં ચિહ્નો ધીમે ધીમે ઘટતાં ગયાં. પણ તેનો ફિલસુફી ઉપરનો અનુરાગ, જે તેને જન્મથી કે બહુ ન્હાની ઉંમરથી લાગ્યો હતો, તે કદાપિ ઘટ્યો નહીં.

## ૨

## સંયમ.

એલેક્ઝાંડર ભોજન લેવા બેસતો હતો ત્યાં તેને ખબર થયા કે કેદ પકડાયલાઓમાં ડરાયસની માતા અને તેની રાણી અને બે કુંવારી કુંવરીઓ પણ હતી; અને તેઓ ડરાયસનો રથ તથા ધનુષ જોઇને તે રણમાં પડ્યો એવું અનુમાન કરીને છાતીફાટ રોતાં હતાં. આ આ સાંભળીને એલેક્ઝાંડર પોતાના વિજયના હર્ષ કરતાં તેઓના દુર્ભાગ્ય માટેની લાગ-

ણીથી કંઇક પલ ગર્ક થઈ ગયો. પછી તેણે લીઓનેટસ સાથે તેમને સદેશો મોકલ્યો કે "ડરાયસ જીવે છે. અને એલેકઝાંડર ડરાયસ સાથે લડે છે તે કેવલ રાજ્ય માટે, એ તમારો વાળ પણ વાંકો કરનાર નથી; એટલું જ નહિ પણ આજ સુધી ડરાયસ તમારી જે જે ખાતર રાખતો હતો તે આજથી એલેકઝાંડર રાખશે એ નિશ્ચય માનજો." અને એલેકઝાંડરે તેમની સાથેની વર્તણુકમાં આ સંદેશા ઉપરથી ધારીએ તે કરતાં પણ વિશેષ દયા અને ઉદારતા દર્શાવી. તેમને જે જે ઇરાનીઓની ઉત્તર-ક્રિયા કરવી હતી તે તેમને કરવા દીધી, અને તે માટે જે કંઈ રીતસર કપડાંલત્તાં અલંકારો વગેરે જોઇએ તે સર્વ તેમને લૂટમાંથી પાછાં આપ્યાં. તેમનો નોકરચાકર વગેરે વૈભવ હતો તેટલો જ કાયમ રાખ્યો તેમનાં વર્ષાસનાદિ ઘટાડવાને બદલે ઉલટાં વધારી આપ્યાં. એટલું જ નહીં પણ તેણે પોતે તેમની સાથે અત્યંત ઉદાત્ત અને રાજરીતનું ભૂષણ ગણાય એવી વર્તણુક રાખી. કહે છે કે ડરાયસ ઊંચાઇમાં અને રૂપમાં તેના વખતના પુરુષોમાં શ્રેષ્ઠ ગણાતો હતો, તેવીજ તેની રાણીના રૂપની પણ ખ્યાતિ હતી; તથા કુંવરીઓ એવાં માતપિતાનાં સંતાન હોય તેવી જ સુંદર હતી. વળી તેઓ કેદ પકડાયલી સ્ત્રીઓ હતી. પણ એલેકઝાંડરે તેમની પદવી અને તેમના સદ્‌ગુણોનો જ વિચાર કર્યો. તેમને કાને એક પણ અઘટિત શબ્દ ન પડે અને તેમને પોતાની આબરૂ માટે અંદેશો આવવાનું પણ કારણ ન મળે એવી તેણે સંભાળ રાખી. તેઓ દુસ્મનની છાવણીમાં હતી પણ જાણે કોઈ પવિત્ર મંદિરમાં હોય કે કોઈ કુમારિકાઓના મઠમાં હોય એ પ્રમાણે તેમને અદૃશ્ય અગમ્ય અને પરમ પવિત્ર એકાંતવાસમાં રાખવામાં આવી. એલેકઝાંડરે એમ જ ધાર્યું કે દુસ્મનોને જીતવા કરતાં પોતાની વૃત્તિઓને જીતવામાં વિશેષ પુરુષાતન છે. તેણે એમને જોઇ જ નહીં. અને ખરેખર તેનો સંયમ એવો હતો કે તે પરણ્યો તે પ્હેલાં બાર્સિની શિવાય બીજી કોઈ સ્ત્રી તેણે જાણી ન હતી. બાર્સિની, મેમ્નોનની વિધવા, ડમાસ્કસ આગળ કેદ પકડાઈ. તેનો પિતા આર્ટાબેઝસ ઇરાનના એક આગલા શહેનશાહનો દૌહિત્ર હતો એટલે તે રાજવંશી હતી; અને ખુબસુરત હતી. વળી તેના સ્વભાવનું લાવણ્ય તેના શરીરના લાવણ્ય કરતાં વિશેષ હતું. અને તે ગ્રીક સાહિત્ય અને કલાઓમાં નિપુણ હતી. આવી ગુણવતી સ્ત્રી, જેનું રૂપ તેનો સૌથી ઉતરતો ગુણ હતો, તેની સાથે એલેકઝાંડરનો પાર્મીનિઓએ સંબંધ કરાવ્યો. બીજી કેદ પકડાયલી સ્ત્રીઓમાં ઊંચી અને ખુબસુરત ઘણી હતી. પણ એલેકઝાંડરે તેમના વિષે માત્ર એક મજાક કરી-" આ ઇરાનિયણો આંખને કેવી દમે છે !" સ્ત્રીસૌંદર્ય કરતાં સંયમ અને જિતેંદ્રિયતાનું સૌંદર્ય તેને વધારે મનોહર લાગ્યું; અને તેઓ માત્ર પુતળીઓ હોય એમ તેણે તેમને દૂર ખસેડવા આજ્ઞા કરી.

પાર્મીનિઓના લશ્કરમાં બે મેકિડોનિયન સિપાહીએ કોઇ પરદેશી સિપાહીની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કર્યો હશે, તે વાત એલેકઝાંડરને કાને આવતાં એણે તે સરકારને ફરમાવ્યું કે તેણે બરાબર તપાસ કરી એ લોકો તકસીરવાર જણાય તો તેમને દેહાંત શિક્ષા કરવી, કેમકે એવા પાપીઓ મનુષ્યજાતિમાં કલહ અને વિનાશનાં બી રોપનાર જંગલીઓ જ ગણાવા જોઇએ. એ પત્રમાં પોતા વિષે તે નીચેના શબ્દો વાપરે છે: " મેં ડરાયસની રાણીને જોઇ નથી અને જોવા ઇચ્છા પણ કરી નથી. કોઇ માણસને મારી આગળ તે-

ણીની ખુબસુરતી વિષે ઉચ્ચાર સરખો કરવા દીધો નથી." તે ઘણીવાર કહેતો કે "નિદ્રા અને સ્ત્રીસંગ એ બેથી મ્હને મ્હારી મર્ત્યતાનું સૌથી વધારે ભાન થાય છે." થાક લાગે અને ભોગથી સુખ થાય એ બંનેને તે મનુષ્યજાતિની નિર્બલતા અને અપૂર્ણતાના સ્વાભાવિક પરિણામ ગણતો.

તેનો આહાર પણ અલ્પ અને સાદો હતો. આના ઘણા પુરાવા છે. મેસોલસ રાજાની બેહેન એડાને તેણે મા કહી કેરિઆ પ્રાંતની ગાદીએ બેસાડી તે પછી તેણી કૃતજ્ઞતા અને સ્નેહને લીધે રોજ તેને અનેક ઉત્તમ વાનીઓ અને મીઠાઇઓ મોકલતી. અને પછી તેણીએ તેની પાસે પોતાના કેટલાક ખાસ રસોઇઆ અને કંદોઇ મોકલ્યા. પણ તેણે તેમને પાછા મોકલ્યા, અને લખ્યું: "મ્હારે એમનો ખપ નથી. મ્હારા ગુરુ લિઓનિડસે મ્હને કાયમને માટે બે ઉત્તમોત્તમ રસોઇઆ આપી રાખ્યા છે. પ્હરોડમાં કુચ કરવી એ સ્હવારના ખાણાં માટેનો રસોઇઓ; સ્હવારે થોડું જમવું એ રાતના ભોજન માટેનો રસોઇઓ." અને "વળી એ લિઓનિડસ મ્હારા કપડાંલત્તાંના સર્વ પેટી પટારાની તપાસ રાખતો, કે મ્હારી માતા તેમાં કંઇ પણ વધારે પડતી કે ભોગવિલાસની વસ્તુ દાખલ કરી ન દે.

તેનું મદ્યપાન પણ સૌ ધારતા તેટલું બધું ન હતું. લોકોની અતિશયોક્તિનું કારણ તે રાતના ભોજનમાં ઘણો વખત ગાળતો એ જ હતું. પણ એ બધો વખત મદ્યપાન કરતાં વાતચિત અને વાગ્વિનોદ વધારે ચાલતાં. પ્યાલે પ્યાલે કંઇ લાંબા સંવાદવિવાદનો પ્રસંગ નીકળતો. વળી લાંબાં ભોજન તેના ફુરસદના દિવસોમાં જ થતાં. કામકાજના અવસરમાં પદ્ય, નિદ્રા, પ્રેમ, કે કોઇ જાતના ભોગતમાશા તેના વખતમાં ભાગ પડાવતા નહીં. ઘણા ઘણા સરદારો આવાં કંઇને કંઇ લફરામાં અમૂલ્ય વખત ખોતા આવેલા ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એલેક્ઝાંડરને આવું કંઇ પણ બંધન હતું નહીં; તેની શ્રેષ્ઠ સાબીતી એ જ કે તેના અલ્પ આર્યુષમાં પણે તે અગણિત પરાક્રમો કરી શક્યો.

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.
હરિલાલ માધવજી ભટ્ટ.

---

# *મ્હારી રેલવે મુસાફરી.

## —એક અદ્‌ભુત સ્વપ્ન—

( ગયા અંકથી ચાલુ. )

પેલા રાજવંશીએ જવાબ દીધો—" હેં ! મેહેનતાણું શું ?—અમે કંઇ કોઇના ભાડુતી નોકર નથી. અમે કંઇ કોઇને ત્યાં નોકરી કરવા ગયા નથી કે કોઇનો પગાર બાંધ્યો નથી. અમે જે પૈસો ખરચ્યો હતો તે અમારો પોતીકો હતો. મેહેનતાણું શબ્દ બોલતા પહેલાં તમારે પુષ્કળ વિચાર કરવો જોઇતો હતો—અમને એટલું જ ફરમાન હતું કે અમારે ખોટું કરવું નહી. અને અમે કંઈ ખોટું કર્યું નથી. ચલો તમારા ઉપરી અમલદાર પાસે અમે તેની કને અમારો ઇનસાફ્ કરાવવા માગીએ છીએ."

પણ આ અપીલ કંઈ મંજુર થાય એમ હતું નહીં. જે લોકો ખાલી પેટીઓ સાથે હાજર થયા હતા તેમને ( તેમનો દરજ્જો ગમે તેવો હોય, અને પોતાને તેઓ માંહોમાંહે ગમે તેવા શ્રેષ્ઠ માનતા હોય ) આ સંગીન જ જવાબ મળતો હતો કે જ્યાં લગી તમે વધારે લાયક થઇને ઉદ્યોગના યોગ્ય નમુના સાથે આવશો નહીં ત્યાં લગી તમને અગાડી વધવા દેવામાં આવશે નહીં. જે લોકો આ સ્થિતિમાં હતા તેમાં પેલા રાજવંશીઓ પણ હતા. તેમને ચોરની હારમાં આઘા ઉભા રહેવાનો હૂકમ થયો. તે લોકોએ ઘણી તકરાર કરી. કે અમે મોટી મોટી મીજબાનીઓ આપી છે, લગ્નપ્રસંગે પુષ્કળ ખરચ કરી આતશબાજી ઉડાવી છે, હજારો રૂપીઆનો કિંમતી માલ અસબાબ ખરીદી લોકોનો ઉદ્યોગ વધાર્યો છે, તેમને ગમત આપી છે, દરજી મોચી વગેરે કારીગરને ઉદ્યોગનાં સાધન આપ્યાં છે, કાપડીયાનો ધંધો વધાર્યો છે, મોટા મોટા નાટકોમાં હાજર રહી જલસાઓ કરી સંગીત અને કાવ્યકળાને ઉત્તેજન આપ્યું છે. આ દલીલનો જવાબ એવો મળ્યો કે આમાં તમે તમારો સ્વાર્થ સાધ્યો છે; તમારા નકામા હાલા મોજ શોખને ઉત્તેજન આપ્યું છે; જે દોલતનો ઉપયોગ સારે માર્ગે થાત તેને અવળે માર્ગે ખરચી નાંખી છે; ખુશામતીયાને તે ઉત્તેજન આપ્યું છેઃ લોકલાગણીથી કંઇજ કૃત્ય કર્યું નથી, પરંતુ તમારા કદી પણ તૃપ્તિ નહીં પામતા મનોવિકારોને રાજી રાખવા અને દાંભિક કીર્તિને ખાતર કર્યું છે, રાજ્યના સારા લેખક-કવિ વિદ્યાર્થી-એવાને ઉત્તેજન આપ્યું નથી; હુનરનો શોધ કરાવ્યો નથી; તમારા મુલકની જમીનની ફળદ્રુપતા વધારવા કે ખેડુત પરથી કરનો બોજો ઓછો કરવા કંઈ પણ કૃત્ય કર્યાં નથી. ગાનતાન, મોજશોખ-અને રંગતાનમાં ગુલતાન થઇને તમારા લાગવગવાળાને ખુશી કરવામાં બધો ધનનો વ્યય કર્યો છે. ગરીબોને વાસ્તે મંદવાડ વખત રહેવાનાં સ્વચ્છ ખુલી હવાનાં મકાનો, સ્વચ્છ પાણી પીવાને સુંદર તળાવો, અથવા કુવાઓ-નહેરો, પુસ્તકશાળા-મ્યુઝીયમ વગેરે ઉપયોગી બાંધકામો કરાવ્યાં નથી-પણ એથી ઉલટી તમારામાંથી એક જણે તો પોતાની પરણ્યુત રાણીને વાસ્તે નહીં પણ રાખને વાસ્તે એક લાખ રૂપીયા ખર્ચ કરી મકાન બાંધ્યું છે. આવી સ્થુલનમાંના કેટલાક ઉતારૂની દશા થઈ. કમિશનર, કલેકટર, સ્વામી,

* અંગ્રેજી ઉપરથી અનુકરણ.

બારીસ્ટરો, શેઠ શાહુકારો અને બીજા જેમણે પરમાર્થરૂપી ઉદ્યોગનું કંઈ પણ ફ્લ કર્યું નોહોતું; પરંતુ પોતાના જુદા જુદા ધંધા અને કારભારમાં ઉદ્યોગી ચાલાક અને મહેનતુ હતા તેમને ઉપરી અમલદારની પાસે પરીક્ષા થવા અગાડી વધવા દીધા.

પછી અમારો એટલે બીજા વર્ગના ઉતારૂઓનો વારો આવ્યો. અમારો જથાબંધ માલ જે અમને બતાવવામાં આવ્યો તે ઉપરથી અમે બહુ ઉદ્યોગી માલમ પડયા હઇશું એમ અમને લાગ્યું. મિલના એજન્ટો તેમના કાપડ સાથે, વકીલો—સોલિસિટરો તેમના ફ્રીસના બી-ફ્નાં પોટલાં સાથે, દાક્તરો તેમના દવાના શીશા અને પ્રીસક્રીપશનની નોંધ સાથે, સાધુઓ અને સ્વામીઓ તેમનાં ધર્મપુસ્તકો સાથે, ગ્રંથકારો તેમના પુસ્તકો સાથે, અને ઇન્જનેર અને શિલ્પશાસ્ત્રી તેમના મકાનના નમુના સાથે, બધા ત્યાં માલમ પડયા. પણ સખતમાં સખત કસોટી એ મુકવામાં આવી કે અમારી મેહેનતના પ્રમાણમાં અમે ઓછું રળ્યા છીએ કે વ- ધારે ? અમારા ઉદ્યોગનો તો પુષ્કળ ઢગલો એકઠો થયો હતો પણ તેમાં ઝાઝો માલ હતો નહીં; તપાસ કરી અમને કહેવામાં આવ્યું કે અમારી મહેનતના પ્રમાણમાં અમને જોઇએ તે કરતાં પુષ્કળ વધારે મળ્યું છે. અમારામાંના કેટલાકને તો એકદમ ચોર લોકો પાસે મોકલી દીધા. જે હલકા કારખાનાવાળાઓએ કપડા ઉપર પુષ્કળ કાંજી ચઢાવી હતી અને ખોટા સરવાયાં બનાવ્યાં હતાં, શરના દલાલો જેમણે ભોળા લોકોને પોતાની જાળમાં ફસાવી દુ:ખી કર્યા હતા; જેઓ સ્વામી અને સાધુરામ અને ધર્મ ગુરૂઓ નીતિનો ઢોંગી બોધ કરી નીતિના નિયમનું ઉલંઘન કરી ખોટી રીતે વર્ત્યા હતા; જાહેર વકતાઓ જેમણે ખોટાં ખોટાં ભાષણ કરીને લોકને અવળે માર્ગે દોર્યા હતા; ઇન્જનેરો જેમણે કંટ્રાકટર સાથે મળી જઈ પૈસા ખાઈ ખવડાવી સંગીન મકાનને બદલે રોડાં માટીનાં પોચાં મકાનો બાંધ્યાં હતાં; કેટલાક બગ ભ- ગતો અને શુષ્ક વેદાંતીઓ જેમણે મિથ્યાવાદોની લવરી કરી લોકોને અવળે માર્ગે દોર્યા હતા; કેટલાક વકીલો જેમણે ખરેખરા ગુનેહગારને ખોટી સલાહ આપી ઇન્સાફમાંથી છટાવા મદદ કરેલી, અને ન્યાયતી દેવીને ઠગેલી; જે ગ્રંથકર્તા અને ન્યુસપેપરવાળાઓ એક તરફી પોતાના સ્વાર્થને માટે ખોટાં લખાણો સ્તુતિ કે નિંદા કરેલી; કેફ અને મદ પદાર્થના વેચનાર જેમણે એકના ચોગણા પૈસા લઈ લોકોને નિરુદ્યમી અને આળસુ બનાવ્યા હતા; અને દાક્તરો જેમણે દવામાં માત્ર પાણી નાંખી ખોટા સીસા ભરી આપી યા ઉંટવૈદુ કરી યા કેસ લંબાવી દરદીઓને છેતર્યા હતા અને જાનમાલને હાની પોહોચાડી હતી તે બધાને એકદમ ચોરો અને ઠગારાના ટોળામા હડસેલી દીધા. તપાસણીમાં કેટલાક લોકો ઘણાક પ્રમાણિક અને ઉદ્યોગી પણ માલમ પડયા. પરન્તુ તેમને મહેનતના પ્રમાણમાં ભાગ્યે જ પુરેપુરૂં મળ્યું હતું. તેવા માણસો દુનીયામાં નહીં ફાવેલા જણાયા, અને લુચ્ચા અને લબાડી ને પુ- ષ્કળ લાભ અને પૈસા મળ્યા હતા એમ જણાયું. ઘણાકની ઠગબાજી પકડાઈ ગઈ. કેટલાક સોનીએ દાગીનામાં તાંબાનો ભેગ કરેલો માલમ પડયો. જે ઘીવાળાઓએ ચ્રૂપરેલ અને ચરબીનું મિશ્રણ કર્યું હતું તે પકડાઈ ગયા. કેટલાક દરજીઓ જે કપડાં ખાઇ ગયા હતા તેમને પેલા સીપાઇઓએ તેમની ચામડી કાપીં લેવા મોટી મોટી કાતરો બતાવી. બનાવટી ખાંડ અને શાકર બનાવનારના મોહોમાં હાડકાંનો ભુકો અને દેવતાની ચણગારી મુકવાની તૈયારી કરતા હોય એમ સીપાઇ મશકરી કરતા માલમ પડયા. જે વેપારીઓએ ખોટાં કાટલાં મુકી માલ

વેચી લોકોને ઠગ્યા હતા તેમને લોઢાની પાંચશેરી અને પથરાના કકડાથી બાંધેલા દોરડાંઓનો હાર સીપાઇઓ ગળે બાંધતા હોય એમ જણાયું; ઠગ દુધવાળા ઘાંચીઓને અશ્વિનીકુમારમાં ફેંકી દેવાનો જાણે સીપાઇઓ ડોળ કરતા હોય એમ જણાયું. અને લુચ્ચા સોનીઓને આ જમના દૂતો તાંબાના મોટા મોટા ખીલાઓ હથોડા વખતે તેમની છાતી અને પાંસળામાં ઠોકતા હોય તેમ જણાયું. અનીતિવાન લોકોની આગળ તેમની છબીલીઓની ધગધગતી લોઢાની મૂર્તિઓ ખડી થએલી જણાઈ, અને સીપાઇઓ તેમને હુકમ ત્યાં તેમને બઝાડવા જતા હતા અને તેઓ ફીકીયારી પાડતા હતા તે દેખાવ હૈયું ફાડી નાંખે એવો હતો. ચોરો અને અનીતિવાન ધર્મગુરૂઓને વાસ્તે લોઢાની ઘાણીઓ તૈયાર રાખેલી જણાઈ.

આ બધું જોઇને તો મારા તો હાંજાજ ગગડી ગયા. મારો વારો આવ્યો ત્યારે હું થરથર ધ્રુજવા લાગ્યો. મારો ઉદ્યોગ ઝાઝો માલમ પડ્યો નહીં પણ મને અગાડી વધવા દીધો. એવામાં એકદમ ગાડીનું ઇનજીન સીસોટી વગાડતું પાટા ઉપર આવ્યું. સ્ટેશન માસ્તરે કહ્યું કે અડધા કલાકમાં ગાડી ઉપડશે. જે લોકોને રોકી રાખીને અગાડી વધવા નોહોતા દીધા તેમને બધાને કહ્યું કે તમારાથી તેમાં બેસીને જે ગામ જવું હોય ત્યાં જવાશે. આથી તે લોકો ખુશ ખુશ થઈ ગયા. તેમને નિરાંત વળી અને દુઃખમાંથી છટયા એવો હર્ષ બતાવવા લાગ્યા. એટલામાં સ્ટેશનમાસ્તરે ઘાંટો કાઢી કહ્યું કે "ચુપ રહો. ધર્મસભા હમણાં મળશે. ત્યાં આગળ તમને થોડા સવાલ જવાબ થશે. અને તમારા ભવિષ્યની જીંદગીની બાબતમાં તમારી સ્થિતિમાં ફેરફાર કરવાનો છે તે ઠર્યા પછી તમારે જવાનું છે." આ બોલતાં વારને એકદમ મોટો ઘંટ વાગ્યો. બધે ચુપા ચુપ થઇ ગઇ ને નેકી પોકારવામાં આવી. અને આંખના એક પલકારામાં અમને માલમ પડયું કે બધાને એક મોટી ધર્મસભા આગળ ખડા કરવામાં આવ્યા છે. આ યમરાજાનો દરબાર હતો. પરંતુ યમરાજા ત્યાં હાજર નોહોતા તેમની જગ્યા અશ્વિનીકુમારોએ લીધી હતી. પાસે નીચે આસને ચિત્રગુપ્ત બેઠા હતા અને તાપી નદીનાં મોજાંની સુંદર છોળો ઠેઠ સભાના પગથીયાં લગી ચાલી આવતી હતી એમ લાગ્યું. જે લોકોને ગાડીમાં મોકલી દેવાના હતા તે બધાને ત્યાં ખડા કર્યા. અને તે સર્વનો એહેવાલ ચિત્રગુપ્તે પોથીમાંથી કુમારોની સમક્ષ વાંચી સંભળાવ્યો. કુમારોએ કરડી આંખે પુછયું કે "તમે સોળેસોળઆની હરામખોર માલમ પડયા છો. તમે આવા નિર્માલ્ય અને નગુણા કેમ નિકળ્યા?" તે લોકોએ ધ્રુજતાં ધ્રુજતાં કંઈ ખુલાસો કર્યો અને બહાનાં કાઢયાં, જેનો સાર એ હતો કે—દૈવ તેમને પ્રતિકૂલ હતું અને તેમની શક્તિઓ અને સદ્‌ગુણોનો ઉપયોગ કરવાનો સમય અનુકૂળ હતો નહીં; તેમને સારી કેળવણી આપવામાં આવી નોહોતી; કુછંદ અને ખોટા લાડમાં ઉછેરવામાં આવ્યા હતા; તેમને એવી સ્થિતિઓમાં મુકવામાં આવ્યા હતા કે એશઆરામમાં જ તેઓ ગુલતાન થાય. અને સારાં કામ કરવાની તેમને સુઝ પડે જ નહીં. પૈસાવાળાઓએ કહ્યું કે "અમને તો શીખવવામાં આવ્યું હતું કે અમારે તો ખાઇપીને ચમનબાજી જ કરવાની છે, મહેનત મજુરી ગરીબને માટે છે; અમે પાણી માગતા ત્યારે દૂધ હાજર થતું, પછી અમારે ઉદ્યોગ કરવાનું શું પ્રયોજન! આ જોતાં તો અમે તો ગરીબ જન્મ્યા હોત તો અમારા હકમાં સારૂં થાત, અને અમે ઉદ્યોગ કરી શકત અને સર્વ વાતે રૂડાં વાનાં થાત." હમારા વેપારીએ જવાબ દીધો કે "હમને તો એવું જ શીખવ-

વામાં આવ્યું હતું કે વેપારરોજગાર તો જુઠાણાં–દગલબાજી ને ખોટા સોગન વગર થાય જ નહીં. ડગલે ડગલે જુઠું બોલવું પડે જ ! ભળતો નફો નહી ખાય તો કરમમાં જુતીયાં–ગાળો ખાવી પડે ને ગાળો દેવી પણ પડે." ખોટાં ભાષણ કરનારાઓ અનીતિની કથાના લેખકો, એકતરફી છાપાવાળાઓ વગેરેએ જવાબ દીધો કે "અમારે અમારા લોકોના વ્યાવહારિક મોજ શોખ રૂઢી રીતભાત પર તથા પક્ષાપક્ષી પર ધ્યાન આપીને જ વર્તન કરવાની જરૂર હતી એમ અમારૂં માનવું હતું, અને અમે લોકમતને જ માન આપતા હતા. અને તેમને જેમ પસંદ પડે તેમ નાવ હંકારતા." ચોર અને હરામખોર કહેતા હતા કે "મરો, અમારાં માબાપ!—એમણે અમને વગર પુછે જન્મ આપ્યો, અમારૂં જીવતર બધું જ ધુળધાણી કર્યું. આમારા શા ભોગ લાગ્યા કે અમે આ દુનીયામાં જન્મ્યા !—અમને અમારી જીંદગી એક બોજારૂપ થઈ પડી હતી. જન્મ્યા એટલે જીવીએ શા વડે ?—અમારે અમારૂં ગુજરાન ચલાવવું ખરૂં કે નહીં ? ચોરી ન કરીયે તો દાહાડા શેના પર કાઢીયે ? અમને શા વાસ્તે ચોર કહો છો ? અમને જીંદગી બરાબર પ્રમાણિકપણે ગુજારવાનાં સાધન પ્રજા તરફથી મળ્યાં હોત તો અમે તમે જેને ચોરી કહો છો તે કરત નહીં. મિલકતવાળાઓએ કાયદો બાંધ્યો, એટલે અમને ચોર ઠરાવ્યા ! બીજા લોકોએ અમારા રક્ષણ વાસ્તે કંઈ કર્યું નહીં, ત્યારે અમારે તેનું રક્ષણ કરવાની દરકાર શી ? જ્યારે અમને ચોર ગણો છો ત્યારે રાજાઓ એક બીજાનાં રાજ્ય ઓહીયાં કરી જાય છે તે શું ચોર નથી ? શું 'મહાન' કહેવાતો સિકંદર (એલેગ્ઝાન્ડર) ચોર નહોતો ? ભુખે મરીયે ત્યારે બાપજી ! શું કરીએ ? અમને મનમાનતી મેહેનતમજુરી મળી હોત તો અમે ચોરી કરત નહીં."

•

ઉપર પ્રમાણે જે લોકો કસોટીમાં નાલાયક માલમ પડ્યા હતા તે પોતાનો બચાવ કરતા હતા. તેમને કહેવામાં આવ્યું કે તમને સુધરવાની બીજી તક આપવામાં આવશે. અને મને તે જોઇને હસવું આવ્યું કે જે લોકો એમ કહેતા હતા કે અમે દુનીયાથી કંટાળી ગયા છીએ, તે પાછા દુનીયામાં જવાને રાજી થઈ ગયા ! તે લોકોએ ફક્ત એ જ વિનંતી કરી કે અમને પ્રમાણિકપણે ઉદ્યોગ કરવાને દૈવ પ્રતિકૂળને બદલે અનુકૂળ થાય; અને અમને વિરુદ્ધમાં નડતી અડચણો દૂર થાય. હું આશા રાખતો હતો કે જે વિરુદ્ધની અડચણો તેઓ ગણતા હતા તેમાં તેઓના સ્વભાવની પણ ખામીઓને દાખલ કરી હશે, અને તે સુધારવા વિનંતિ કરશે. મારો એવો મત હતો કે દુનીયામાં માણસ જે નઠારાં કૃત્ય કરે છે તેમાંનાં અડધાં તેમના જાતિસ્વભાવમાં તેમના જન્મથી જ જે ખોડખાંપણ હોય છે તેને લીધે થાય છે. અને હીમતવાળો સ્વભાવ, પ્રમાણિક મન, અને હોશીયારી એ બધી કુદરતની જ બક્ષીસ છે. બીજી બધી બાબતમાં સુધારો કરવા કરતાં આ સ્વભાવમાં સુધારો કરવો બહુ જ મુદ્દાનો છે. પણ તે લોકો તો પોતાનામાં કોઈ બાબતે વાંધો નથી એમ માનતા હતા અને પોતાના સ્વભાવથી સંતુષ્ટ હતા. અને ફક્ત પોતાની આજુબાજુની સ્થિતિમાં જ સુધારો થવાની માગણી કરતા હતા. ફેરફાર બનતી ત્વરાથી કરવામાં આવ્યો. મોતી શેઠાણીને ગામડામાં ઝુંપડામાં મજુરણ તરીખે જન્મ લેવાનો હુકમ થયો. તેણે ત્યાં મહાદેવનું દહેરૂં બંધાતું હતું ત્યાં મજુરી કરવાની હતી. અને બંધાયા પછી મહાદેવની ભક્તિ કરવાની હતી. પેલા એશઆરામી બાવાને લુહારના હથોડા ટીપવાનો અને ધમણ ફુંકવાનો હુકમ થયો. છા-

પાવાળા અને લેખકોને સુતાર અને કંસારાને ત્યાં જન્મ આપ્યો. એક તત્ત્વજ્ઞાની જેમની કને બાપદાદાનો પુષ્કળ પૈસો હતો અને સ્વપ્ને પણ દુઃખ જોયેલુ નોહોતું અને જેઓ હમેશાં આગ્રહ કરતા કે આ સૃષ્ટિ સુંદરતા અને સુખથી જ ભરેલી છે, અને તેમાં લેશ માત્ર દુઃખ નથી, અને દરેકને સન્માર્ગે શોધી કાઢવાની અખૂટ શક્તિ છે, તેમને આંધળા થઈ લખવા (કંપ-વા)ના—મરજ સાથે અવતાર લેવો પડયો કે દુનીયાની ખરી ખુબીનો તેમને અનુભવ થાય, અને હવે દુનીયામાં અગાડી વધવાને અને પોતાનો રસ્તો ખોળી કાઢવાને પોતે શક્તિવાન છે કે નહી તે તેને માલમ પડે! ચોર અને હરામખોરો, જે લોકોનું કહેવું એમ હતું કે અમારાં નઠારાં કૃત્ય અમારી ગરીબાઈને લીધે છે, તેમને શ્રીમંત માબાપને પેટે મોટા મોટા મહેલોમાં જનમ આપવામાં આવ્યો.

અશ્વિનીકુમારોએ સર્વને તાપી નદીનું સ્નાન કરાવવાનો હુકમ કર્યો તેઓની સ્થિતિ બદલાઈ ગઈ. પાછલી જીંદગીની સ્મૃતિ ભૂલી ગયા. અને નવી જીંદગીમાં તેમનું રૂપાંતર થઈ ગયું. તેમને ગાડીમાં એકદમ બેસાડી દીધા. અને સીસોટી મારતું એન્જીન અશ્વિની-કુમારના પુલ પરથી ચાલ્યું ગયું.

(અપૂર્ણ.)

મુનિ.

---

# ગુર્જર સાક્ષરજયન્તી.

## ૩.

### મીરાંબાઇ.

પારસી, મુસલમાન, ગાયકવાડ સરકાર, ઇંગ્રેજ સરકાર, ગૌરવામીજીના બાલ, સ્વામીન.રાયણ સપ્રદાયના સંસ્થાપકઃ પરમુલકવાસી એવાં અનેક મહાબલ આપણા ગુજરાતના ઉદ્ધારને અર્થે આપણામાં આવી વસ્યાં છેઃ પણ રાજ્ય, સંપ્રદાય કે ન્યાતનાં સીમાબંધન અવગણી સકલ ગુર્જર વાસીના ગૃહદ્વારમાં પ્રવેશી દેવસેવાને ઓરડે તો એક જ પરભોમનું પુષ્પ પરિમલ સ્ફુરી રહ્યું છે, અને તે મેવાડનાં મહારાણી મીરાંબાઇ. આજ એમની જીવનકથા જોઇએ.

સકલ ભારતનો ઇતિહાસ આછે અક્ષરે લખાયેલ છેઃ નિઃસંશયની રોશનાઇથી છપાવાની હજી વાર છે. સૂર્યવંશનાં મહારાણીજીની કથા એ ઇતિહાસનું જ એક પ્રકરણ છેઃ એટલે એના અક્ષર પણ સુવર્ણના છતાં આછા જ છે.

ટોડ સાહેબનું રાજસ્થાન, ભક્તમાલા, બાબુ-કીરતપ્રસાદનો લેખ, દયારામભાઇનું મીરાંચરિત્રનું પદ, મીરાંબાઇનાં પોતાનાં કેટલાંક પદ, ભક્તોની દન્તકથાઓ, નર્મદના કેટલાક લેખઃ એ સઉ આ સુન્દર સુન્દરીજીવન જાણવાનાં સાધનો છે. મહામહોપાધ્યાય કવિરાજ શામળદાસજી મેવાડના ઇતિહાસનું સંશોધન કરતા—કર્યું છેઃ ત્હેનો થોડોક ભાગ ખાનગી રીત્યે છપાયો છે. શામલદાસજીની શોધોને આધારે આપણી વાંચનમાળાની નવી આવૃત્તિમાં એક મહત્ત્વની ફુટનોટ પાંચમી ચોપડીમાં છે. ચાલતા વર્ષના મે માસની ૨૩ મી તારીખના મુંબઇ સમાચાર પત્રમાં 'જોધપુરના રા[illegible]વંશનાં રાજવંશી કવિ મીરાંબાઇ' ઉપર એક ઐતિહાસિક શોધનવાળો સારો લેખ છે. તે[illegible] પણ ઉપલી ફુટનોટનો સમર્થક છે. આ સૌ મીરાંબાઇની જીવનકથાનાં સાહિત્યો છેઃ [illegible]ડાં છે છતાં સકલ વિસંવાદી છે. વર્તમાન કો કાલિદાસ રઘુવંશની કથા આગળ કથશે [illegible] ત્હારે એક મહાગાનમાં અન્યસ્થ વિસંવાદ વિરમશે. આપણે બન્ને જીવન સાંભળીએ [illegible]ને અને મેવાડની જાહોજલાલી સતનાં તેજમાં મુદ્રાંકિત થાય ત્હાં સુધી મત ઉચ્ચારતા [illegible]ખીશું.

મહારાણી મીરાંની કથામાં નિઃસન્દેહ વાં[illegible]તો આટલી છેઃ—

૧. જોધપુરના ભાયાત મેડતાના રાઠોડ [illegible] વંશમાં ત્હેમનો જન્મ હતો.

૨. ચીતોડ ગઢના સૂર્યવંશમાં ત્હેમનું લગ્ન થયું હતું.

૩. મીરાંને પતિનું સુખ ન હતું.

૪. શ્વશુરકુલ તરફથી વૈષ્ણવ સંપ્રદાય તજાવવા ત્હેમને પજવણાં થતાં.

૫. વૃંદાવન અને દ્વારિકા, શ્રી કૃષ્ણના પૂર્વ અને ઉત્તરચરિત્રલીલાની ભૂમિની મીરાંએ યાત્રા કરી હતી.

ઇતિહાસના પડદા ઉપડે નહીં ત્હાં સુધી અન્ય સહુ વિતંડાવાદ જેવું જ છે.

મીરાંબાઇની જન્મતિથિ કે મૃત્યુતિથિ નિશ્ચિત નથી. અનન્તતાના આકાશમાંથી એ શુક્રતારા ક્યહારે ઉગી કે અનન્તતા પાછળ ક્યહારે તે આથમી તે આપણે જાણતા નથી. રાજસ્થાનમાંથી ગુર્જરરાષ્ટ્રે આવી, મીરાંબાઈ ગાઈ ગયાં છે એટલું આપણે જાણીએ છીએ. બાબુ કીરતપ્રસાદ કહે છે કે મીરાંબાઇનો જન્મ સંવત ૧૪૭૫ માં થયો હતો અને મુંબઈ સમાચારમાંના લેખક લખે છે કે મૃત્યુ સંવત ૧૬૦૩ થયું. એ રીતે મીરાંબાઇને લેખકો ૧૨૮ વર્ષનું આયુષ્ય આપે છે: જે મીરાંબાઇના એક પદ સાથે સરખાવવા જેવું છે:

"એસી ટૂંકી સી જીંદગીમેં ક્યા માગું ?
ક્યા માગું ? રે મેં ક્યા માગું ?
એસી ટૂંકી સી જીંદગીમેં ક્યા માગું ?"

આજ ગોકુલઅષ્ટમી છે, કૃષ્ણજન્મની તિથિ છે: મીરાં પરમ કૃષ્ણભક્ત હતાં, તેથી આજની તિથિ મીરાંજયન્તી માટે નીમવામાં આવી છે.

મીરાંના પિતાના નામનો પણ નિશ્ચય નથી. દયારામભાઇની સાથે લોકવાયકા ગાયછે કે:

જયમલ રાઠોડની દીકરી રે સુણો મીડતા એનું ધામ;
૧પગુણ કોઇ સગોત્ર નહીં, રડું ધર્યું મીરાંબાઈ નામ:
મીરાંમન મોહન શું માન્યું.

નવું સંશોધન આવું છે: રાઠોડવંશી રાવ જોધાજીએ સંવત ૧૫૧૫ માં જોધપુર વસાવ્યું. તે જોધાજીનાથના ન્હાના કુંવરોમાંથી કુમાર વીકાજીએ ઉત્તરે રેતીના પગથારમાં

બીકાનેર સ્થાપ્યું અને કુમાર દુદાજીએ સંવત ૧૫૧૮ માં પુરાણા મેડતાનગરનો ઉદ્ધાર કીધો. રાવ દુદાજીના મ્હોટા પુત્ર વીરમજીના કુંવર તે ભક્તવીર જયમલ અને ન્હાના કુમાર રત્નસિંહની કુંવરી તે ભક્તવીરાંગના મહારાણી મીરાંબાઇ. મેડતા ફરતો વીશ ગાઉનો પ્રાન્ત હજી મીરાંબાઈના દેશ તરીકે પ્રખ્યાત છે. નવી શોધ પ્રમાણે કુમાર જયમલ અને કુમારી મીરાં કાકાકાકાનાં પુત્રપુત્રી હોઈ ભાઈબ્હેન થાય. મુંબઇ સમાચારમાં આપેલી વંશાવલિ આમ છેઃ

રાવ ચૂડાજી રાઠોડ.
|
રાવ રીડમલજી.
|
રાવ જોધાજી.
|
- રાવ સુજાજી (જોધપુર)
- કુમાર વીકાજી (બીકાનેર)
- કુમાર દુદાજી. (મેડતા)
  - વીરમજી
    - જયમલ
  - રત્નસીંહ
    - મીરાંબાઇ

પ્રભાતીયાં ગાનાર મીરાંનો જન્મ કુકડી ગામમાં થયેલો કહેવાય છે. બાલ વયમાં જ મીરાં નમાયાં થયાં હતાં. અને પછી દાદા દુદાજીને દરબાર રહેતાં. મુંબઈ સમાચારમાંના ઐતિહાસિક લેખમાં લખ્યું છે કે; "મેડતામાં ચતુરભુજજીનું પ્રખ્યાત મન્દિર રાવ દુદાજીનું સ્થાપેલું હમણાં સુધી મોજુદ છે......મીરાંબાઇને પણ બચપણથી શ્રી ગિરધરલાલજી ઉપર સ્નેહ હતો......ગિરધરલાલજી શ્રી કૃષ્ણના સેંકડો નામોમાંનું એક નામ છે......મેડતાના મન્દિરની મૂર્તિમાં પણ શ્રી કૃષ્ણ ડાબા હાથમાં પ્હાડ લઈ ઉભેલા છે અને જમણા હાથમાં વાંસળી છે." નમાથી દીકરીને દાદા લાડ લડાવે અને દાદાના ભજનકીર્તનમાં દીકરી સાથે રહે અને સંસ્કાર પામે તે સ્વાભાવિક જ છે.

દયારામભાઇ મીરાંચરિત્રમાં ગાય છે કેઃ

"જોશીએ વાંચી જન્મોતરી રે ત્હેમાં લખ્યું નીકળ્યું એહઃ
વરશે વિશ્વંભરનાથને, કરશે નન્દકુંવર શું નેહઃ
મીરાંમન મોહન શું માન્યું.

ભક્તમાલામાં કથા છે કે કે મીરાં ન્હાનપણમાં હરિની માટીની મૂર્તિ રચતાં અને રાધામાધવનો વિવાહ રમતાં. મીરાંબાઇનું એક પદ છેઃ

"કાલ્યે પરણાવશું ગોપી, કુંવરને કાલ્યે પરણાવશું ગોપી,
કહાનવર મ્હારો ઘોડે ચ્હડશે, માથે મુગટ આરોપીઃ કુંવરને.
રાધિકા જ્યહારે મન્દિર પધારશે, મન્દિર રૂહેશે ઓપીઃ કુંવરને.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર લીલા વાધા ને પીળી ટોપીઃ કુંવર."

લગ્નની વેદીપ્રભાથી મન્દિર ઓપી રહે છે એ મીરાંથી અજાણ્યું ન હતું; પ્રેમની કટારીના ઘાવ, પ્રેમ તણી અબલાને અન્તર ગેબની ગોળી વાગે છે એ મીરાં જાણતાં એવું થોડાં જ જાણતાં હશે. પણ મીરાંને પાર્થિવથી તૃપ્તિ ન હતી, વિધિના લેખ પણ એવા પડેલા કે મીરાં સંસારમાં સ્વામીસુખથી અળગાં રહે. મીરાં પોતે તો ગાય છે કે:

"કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે,
મ્હને લાગી કટારી પ્રેમની.

રાજસ્થાનના મુગટ ચીતોડના મહારાણી થવે મીરાંનું મન માનતું ન્હોતું. 'મીરાંમન મોહન શું માન્યું' હતું. ત્રિલોકનાથનાં મહારાણી થવા ત્હેમની ઇચ્છા હતી અને એ પદ પામ્યાં પણ ખરાં. મેવાડમાં મીરાંનો સંપ્રદાય ચાલે છેઃ કૃષ્ણમીરાંની મૂર્તિઓ સાથે પૂજાય છે. રાધાનું પદ આમ મીરાંએ કંઈક છીનવી લીધું છે. મીરાંનો લગ્નપ્રસંગ તપાસતાં આ વાતો વીસરવા જેવી નથી.

દયારામભાઈ ગાય છેઃ

"ઉદ્યોતપુરનો રાણો રાજીઓ રે તે સાથે કરી છે સગાઈઃ
પરણાવીને વળાવ્યાં સાસરે કંઈ લૌકિક રીત્યે મીરાંબાઈઃ
મીરાંમન મોહન શું માન્યું."

કરનલ ટોડ અને દન્તકથા મીરાંબાઈને વિક્રમવન્તા રાણા કુંભાનાં મહારાણી કહે છે. કુંભા રાણાજી વીરમણિ હતા. તેમની સમશેરની ઝલક માલવા અને ગુજરાતના સુલતાનોની આંખ્યોમાં અંજાઇ હતી. રાણા કુંભાજી રસિક હતા; ટોડ સાહેબ કહે છે કે જયદેવના ગીતગોવિન્દ ઉપર એમણે ટીકા લખી છે. કુંભારાણાએ ચણાવેલો સુન્દર આરસનો કીર્તિસ્થંભ ચિતોડની વિકાળ બમ્મરને હજી શણગારે છે. મીરાંબાઇના જેવા ભરપૂર હૃદયને એવા પૌરુષપ્રશસ્ત રાણાજી ભરથાર તરીકે આપવામાં લોકસમૂહે મણિને કુંદનને જ ખોળે મૂક્યું છે. પણ નવી શોધોને બીજું જ કહેવાનું છે.

એમ સાંભળ્યું છે કે કવિરાજ શામલદાસજીના સંશોધનમાં મેવાડના ઇતિહાસની એવી કેટલીક વાર્તાઓ હાથ આવી છે કે હજી તે સૌ પ્રજા સમક્ષ મૂકી શકાય એમ નથી. છતાં દેશ પરદેશમાં કેટલીક વાતો પત્તન લઇ ગયો છે. "મારવાડ અને મેવાડ જ્યહાં મીરાંબાઇએ પોતાના આયુષ્યનો" પ્રથમ "ભાગ ગુજાર્યો હતો ત્હાં અનેક શોધ ખોળ કર્યા પછી

મીરાંબાઇ સંબંધી જે હકીકત મળે છે તે " મુંબઇ સમાચારમાંના શોધક લેખક નીચે પ્રમાણે આપે છેઃ—

રાણા કુંભાના પુત્ર રાણા રાયમલ અને રાણા રાયમલજીના પુત્ર મહારાણા સંગ, જે મુગલ મહારાજ્યના સ્થાપક ચિત્રવિચિત્રજીવનશાળી બાબરની સ્હામે હિન્દુ સેના દોરી ગયા હતા. સાંગારાણાના જ્યેષ્ઠ કુમાર ભોજરાજજી સાથે મીરાંબાઇનું લગ્ન સંવત ૧૫૭૩ માં થયું હતું. આ રીતે મીરાં કુંભા રાણાનાં ત્રીજી પ્હેડીએ કુલવધૂ થાય અને વીરભટ રણધીર પ્રતાપસિંહનાં કાકી થાય. વંશાવળી આમ છે.




કચ્છના રાવની કુંવરી ટોડીની કથા કાઠીઆવાડમાં જાણીતી છે. કે કૃષ્ણગોપની બંસી ત્હેને ડસી ગઈ હતી અને હરિભક્તિનો ત્હેને 'દોર લાગ્યો' હતો. તે કુંવરીનાં રાવે લગ્ન લીધાં ત્ય્હારે કુંવરી સાધુડીનો વેશ લઈ ચાલી નીકળી અને દ્વારિકાંમાં જઈ રહી. મીરાંબાઇએ પણ લગ્ન વેળા પરણવા ના પાડયાનું કહેવાય છે.

લગ્ન પછી મીરાં સાસરે ગયાં ત્હારથી જ ત્હેમનો સાસરીઆં સાથેનો સંબંધ કચવાતો જ હતો. રાજકુલનાં વરકન્યા 'દેવીને દેવા વધામણાં' ચાલ્યાં; 'રાણે પારવતીજી પૂજ્યાં,' પણ મીરાંનું મસ્તક ન નમ્યું.

સાસુ કહેઃ સૌભાગ્ય વધે, વહુ ! નમો શક્તિને પાય,
મીરાં કહેઃ મસ્તક નહીં નમે વિના શ્રી ગિરવરધર રાયઃ
મીરાંમન મોહન શું માન્યું.

સાસુને રીસ ચ્હડી કે વહુ આજથી જ વડિલના સામું બોલી અને રાણાજીને શીખામણ દીધી કે 'ન્યારૂં રચાવો એનું ધામ.'

એવું સુણીને મીરાં મગ્ન થયાં રે, ભલું થયું ભાગ્યો જંજાળ;
સાધુની સંગે દીનરેન નિર્ગમશું સુખે, સેવીશું ગાઇશું ગોપાળ;
મીરાંમન મોહન શું માન્યું.

લગ્નજીવનને પ્હેલે જ પગલે આવી રીતે મીરાંને ઠેસ વાગી અને અવળાં ડગ ભ-રાયાં. આમ મીરાં 'નન્દનન્દન સાથે ન્યારાં રહ્યાં.'

આવી જ કથા તુલસીદાસજી વિશે પણ છે કે એક વેળા ભગવાને ત્હેમને કૃષ્ણા-વતારના રૂપથી દર્શન દીધાં. ત્હારે તુલસીદાસજી ત્હેમને ન નમ્યા અને વચન કહ્યું કેઃ—

મોર મુગટ, કર બંસરી, ભલે બને હો નાથ!
તુલસી મસ્તક તબ નમે ધનુષબાન લો હાથ.

આને મળતો એક પ્રસંગ ગોવર્ધનરામભાઇએ સરસ્વતીચન્દ્રની નવલકથામાં આણ્યો છે. સુન્દરગિરિ ઉપર સાધુઓના મન્દિરમાં યદુનન્દનની મૂર્તિને સરસ્વતીચન્દ્ર નમતો નથી અને પોતે યોગ્ય કર્યું હોય એમ માને છે. ઉદાર ઉરના યજમાનો જે ત્હેના ઋણ સેવતા હતા અને ત્હેમના હૃદય ઉપર ઘા મારતો મહેમાન સરસ્વતીચન્દ્ર એ બન્નેમાં ખરૂં સંસ્કૃતિનું સંસ્કારી કોણ? એ પ્રશ્નનો ઉત્તર શું અઘરો છે? વિવેકભ્રષ્ટ અનુદાત્ત સરસ્વતીચન્દ્રનો આત્મા તે સમયે ઉણો–અધૂરો લાગે છે, કલાખરેખર દર્શાય છે. મહાન ભગવદ્ગીતા સમા ગ્રંથમાં પણ "**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**" જેવાં સંકોચનાં વચન છે.* 'હસરનેહ'ની પ્રસ્તાવનામાં રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ લખે છે કે કેટલેક કાળે આપણા આત્માઓ ફરતી. દીવાલો બંધાય છે અને તે દિવાલો પડે છે ત્હાં સુધી દેખાતી નથી. બાલક સમાન આનંદાશ્ચર્યનું નયન અને મહાભક્તની સર્વ સારગ્રાહી બુદ્ધિભક્તિ હોય ત્હેનાજ પ્રાણના વિકાસ સદન્તરના છેઃ નહીં તો દીવાલોથી બંધાયેલી દૃષ્ટિનો માનવી સત્તના સકલ પ્રદેશે સફર કરી નથી શકતો, પણ માત્ર એક નગરવાસી જ રહે છે; અને તે નગરને જ સકલ સત્યપ્રાન્ત માને છે. એવાં આગ્રહી પણ સંકુચિત હૈયાંની એવી પ્રતીતિ જ હોય છે કે પ્રભુ એક જ રીતે પ્રગટે છે. કોઈ શંકર તો કોઇ રાણાનાં માજીની પેઠે દેવી, કોઈ મીરાંબાઈ પેઠે કૃષ્ણ તો કોઈ તુલસીદાસજીની માફક રામ, કોઈ ક્રાઇસ્ટ તો કોઈ સરસ્વતીચન્દ્રની જેમ આન્તર દૃષ્ટિનું જ માત્ર લક્ષ્યઃ એમ એક એક કલાએ જ પ્રભુ પ્રકાશે છે એમ આગ્રહી જન માને છે અને અન્ય કલાઓની અવગણના-નિન્દા કરે છે. રાજનગરના આપણે નાગરિકો કહીએ કે ઇંગ્રેજ સરકાર તો આપણા નગર માત્રમાં જ રાજ્ય કરે છે તો, અથવા તો કહીએ કે આપણા કોટના બાર દરવાજાની અ-ન્દર જ માત્ર સૂર્ય પ્રકાશે છેઃ તો તે ખરૂં કહેવાશે? સર્વ સંપ્રદાયો ધર્મનાં નગર છે. પ્રકા-

* શ્રીમદ્ભગવદ્ગીતામાં "હું", "મને" આદિ સર્વનામનો અર્થ પરમાત્મા જ થાય છે. 'વૃષ્ણિઓમાં વાસુદેવ હું છું', અને 'આદિત્યોમાં વિષ્ણુ હું છું' એમ કહેનાર તે વાસુદેવ (કૃષ્ણ) અને વિષ્ણુ (દેવતાવિશેષ) કરતાં પાર રહીને બોલે છે એ સ્પષ્ટ છે. 'ધર્મો' એ બહુવચન પણ ઊંડા અર્થથી ભરેલું છેઃ ધર્મો–કર્તવ્યો–ની અનેકતાને ભેદી એની પાછળ રહેલી પરમાત્માને શરણ થવા રૂપ એકતા પ્રાપ્ત કરવાને અત્રે ઉપદેશ છે; કારણ, આમ થાય ત્યારે જ જીવનમાં સુશ્લિષ્ટતા–એકાર્થતા–એકરસતા આવે અને પરમ પુરુષાર્થ સિદ્ધ થાય. તન્ત્રી.

શોનો પ્રકાશમૂલ સર્વસંચારી રાજરાજેશ્વર પ્રભુ ધર્મનાં સર્વ નગરો ઉપર તેજ ઢાળે છે એટલું જ નહિ પણ અધર્મને પણ તેજના કણ છાંટે છે. પ્રભુનાં પગલાં હૈયામાં છે, કુલમાં છે, સંસારમાં છે, રાજ્યમાં છે, પૃથ્વીમાં છે, વિરાટ રૂપે બ્રહ્માંડમાં છે, અને એથી એ દશાંગુલ તો શું પણ અણગણ અંગુલ પર છે. તે 'એક છે, અનેક છે; પ્રવૃત્ત છે, નિવૃત્ત છે; એકમાં અનેક રાજે છે, પ્રેમ વિરાજે છે.' ઇશ્વર એક અદ્વિતીય છે, છતાં કોટિ કોટિ નામરૂપધારી છેઃ ઇશ્વર સર્જનવિધાને એક આશયી છે પણ અનેક લીલાઓનો રચનાર છે. મત, વાદ, સંપ્રદાયનાં થાણાં મૂકયે અન્તરમાં ઉછળતાં સત્ય રોકયાં રહેતાં નથી. ગોવર્ધનરામભાઇ જ બીજે સ્થળે ગાય છે કેઃ—

જગતને કહેજો રે હરિહર એક જ છેઃ
વૈકુંઠ વસે છે રે કૈલાસની મ્હાંય જ છે.

જેણે—

"सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति."

એમ ગાયું છે એની દૃષ્ટિ મહા વિશાળ હતી, તેનું નયન સૂર્ય જેવડું મહાપ્રતાપી કોટિ કોટિ કિરણવન્તું હતુંઃ ત્હેણે સઘળે સદ્વાસે પ્રભુને નિહાળ્યો છે.

મહાભક્તો મીરાંબાઈ અને તુલસીદાસજી જેવાં એ સત્યથી અજાણ્યાં રહ્યાં હતાંઃ સરસ્વતીચન્દ્ર સમા વર્તમાન બુદ્ધિયુગના મનુબાલની એવી ભૂલ્યો ક્ષમાપાત્ર જ ગણવી ઘટે છે.

નંદનન્દન સાથે મીરાં ન્યારાં રહ્યાં, હરિજન ઘણા મ્હેલે આવતા, નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવે હરિને લાડ લડાવતાં. સંશોધકો કહે છે કે કુમાર ભોજરાજજી કુંવરપદે જ દેવલોક પામ્યા અને મીરાંબાઈ આ વેળા નિ[illegible] લઇ ચાલી સંશોધકોના વેણને સમર્થન મીરાંના એક પદમાંથી મળી શકે એમ [illegible]ના ના પાડયાનું કહે

ગમે તે ખરૂં હો પણ પરણ્યા પછી નજીકના જ સમયથી મીરાંની એકાકિની જીંદગી અને તે દુઃખભારવાહિની જીંદગી પણ ન જીવવા દેવા મારેના જુલમ શરૂ થાય છે.

પ્હેલે જ પગરણે મીરાંબાઇનાં નણંદ ભાભીને સમઝાવવા જાય છે કે ભાભી ! આ શા ઉત્પાત ? પીયર વગોવી હવે રાણાકુલને વગોવવા માંડ્યું છે. મીરાં નણંદને જ સ્હામાં ઉપદેશે છે કે:—

'ત્હમે પણ જાઓ શીદ સાસરેરે બાઇ! વૃથા વટાળો શાને દેહ ?'

અને નણંદ સાથે રાણાજીને કહેણ કહાવે છે કે 'નૃત્ય કરી હરીને' ભજો, અને સાસુને કહાવે છે કે હવે 'વૃદ્ધ થયાં, ગોવિન્દ ગુણ' ગાવ. બાળાપણના સંસ્કાર ઉખડવા અશક્ય હતાઃ તે ઉખેડવા મથવું તે વ્યર્થ હતું.

એક સમયે રાણાજીને કોઇએ ખબર કહી કે મીરાંના મ્હેલમાં મીરાં કોઇ પુરુષ સાથે એકાન્તે છે. ઉગ્ર રાજપુત્ર તરવાર ખેંચી મીરાંને મ્હેલે ગયા અને જોયું તો મીરાં એકલાં. ઝાંખા પડેલા રાણાએ મીરાંને પૂછ્યું કે પેલો પુરુષ ક્યહાં છે ? મીરાંએ કહ્યું:—

ક્યહાં છે પૂછો શું રાણા ! રોષમાંરે, એ તો સઘળે વસે છે ભરપૂરઃ
ધ્યાનમાં જૂવે જોગી; પ્રેમી પ્રત્યક્ષ પેખે, રહે છે દુષ્ટ થકી દૂરઃ
મીરાંમન મોહન શું માન્યું.

'રાણાજી ! પ્રેમભક્તિ વડે પરબ્રહ્મ ભજો તો ત્હેનાં દર્શન થાય.'

રાણાનો રોષ બમણો વાધ્યો અને સમશેરનો ઘા કર્યો તો મીરાં બે દીઠાં. બે મીરાંને મારવા ખડગ ઉગામ્યું તો 'હરિએ દેખાડ્યાં મીરાં ચાર.' ખંડકિરીટી રાણાજી પછી મ્હેલે પાછા ફર્યા.

પ્હેલે જ પગલે છીંક થયેલી તે મીરાંનું સૌભાગ્ય વળ્યું જ નહીં, ઉઘડ્યું જ નહીં. દિન પર દિન અન્તરપટ ગુણાતા ગયા, ઘાટા બનતા ગયા. યશધ્વજ શા રાજસ્થાનના રાજેન્દ્રને કલંક કરતાં મૃત્યુ આદરણીય હતું. મીરાંનાં મૃત્યુનાં સાધન હવે યોજાવા માંડ્યાં. એક વેળા એક પેટીમાં વિષમય નાગ પૂરી પેટી મીરાંને મોકલાવી અને કહાવ્યું કે આમાં સેવવા જેવા શાલીગ્રામ છે. રાજવરાને શ્રદ્ધા રાખી મીરાંએ પેટી ઉઘાડી તો મહીંથી સુન્દર શાલીગ્રામ નીકળ્યા. 'ફુલની છાબ્યોમાં વીછુ મોકલ્યા,' કાંઇ ન વળ્યું. અન્તે હલાહલ ઝેર ઘોળ્યું અને ત્હેનો પ્યાલો ભરી રાણાજીએ મીરાંને મોકલ્યો અને દેવડીએ કહાવ્યું કે પ્યાલામાં કૃષ્ણપ્રભુનું ચરણામૃત છે. સોનાનો પ્યાલો હાથમાં

લીધો મીરાંએ મન મગ્ન થઇ રે, પ્રભુને દેખાડી કર્યું પાન,
અમૃત સરીખું થઇ ગયું, એને સમરથ ધણી ભગવાનઃ
મીરાંમન મોહન શું માન્યું.

વૈષ્ણવ સંપ્રદાયી મહારાણી મીરાંબાઇ ઉપર સંસાર અને સગાંઓની આટલી પ્રાણુહારી અવકૃપા કેમ? આટલા અભાવ અને જુલમ શાને? એ કૌતુકના પ્રશ્ન આપણને સહજ થાય છે. સૂર્યવંશી રાણાકુલ શિવમાર્ગી હતું, એકલિંગ મહાદેવનું ભક્ત હતું એ એક ઉત્તર છે. પણ તે સર્વાંગી ઉત્તર નથી. પરમ વૈષ્ણવ મહેતા નરસિંહને પણ એવી રાજ્યસંસારની વીટંબણાઓ વેઠવી પડેલી એ શાથી? ઉત્તર જનસમૂહના સ્વભાવમાં છે. મનુષ્યમાં જીવ છે તેમ જનમંડળ પણ જીવવન્તું છેઃ એના પણ સ્વભાવ અને સ્વભાવજન્ય ગુણદોષ હોય છે. એ જુલમનાં વિષફળનાં મૂલ ત્હાં ઊંડાં શોધવાનાં છે.

આજનો આપણો સંસાર ઇતિહાસનાં વેણ માનશે કે સ્વામીનારાયણના સંપ્રદાયમાં જનાર જનને ન્યાત બહાર મૂકતા? સત્ય તે કલ્પના કરતાં પણ વિશેષ કુતુકમય છેઃ ભૂતકાલ જો પોતાનો ભંડાર ઉઘાડે તો એકેક સત્યનાં એવાં અજવાળાં થાય કે આપણને અત્યાશ્ચર્યના આઘાત વાગે. સ્વામીનારાયણનો સંપ્રદાય ભાગવતધર્મ છે, શ્રીમદ્ ભાગવત શ્રીમદ્ ભગવદ્‌ગીતા, અને ઉપનિષદ્ ઉપર પાયા રોપતો એ રામાનુજ પન્થ છે. છતાં પુત્રોને એ સંપ્રદાય સ્વીકારતા જોઇ પિતા પોતાને નિષ્પુત્ર થયા માની સંસાર ત્યાગી સંન્યાસ લેતા. બ્રાહ્મણો એ સંપ્રદાયીઓથી અભડાતા, વાણીયાઓ વટળાતા. આ સઉ આપણા ગુજરાતના ઇતિહાસની થોડાં વર્ષ ઉપરની કથની છે. એનું કારણ શું?

જૂનાને જીવન મારનાર સંસાર સઉ કાંઇ નવલને અશ્રદ્ધાની આંખ્યે નીરખે છે. ગુજરાતમાં જ નહીં, સૂર્યવંશના રાણાકુલમાં જ નહીં, ભારતમાં જ નહીં, પણ સકલ માનવ દેશે 'નવીન તે નિરર્થક' એ સંસારનું સૂત્ર છેઃ અને પક્ષાપક્ષ વચ્ચે વિચારતાં એ આચારસૂત્ર સારૂં છે. કંઇ કાલ સુધી જીવી નવલ ચેતનની સ્થિરતા ન બતાવે, ઉત્સાહી અમમણના જીવનમાં વિકાસી નવલ ઉપયોગિતા, સુખસાધકતા ન દર્શાવે, કંઇ વર્ષો સુધી બારણે ઊભી દ્વાર ઠોકી ગૃહાન્તરમાં પ્રવેશવાનો નવલ દુરાગ્રહ ન દાખવે ત્હાં સુધી પ્રારબ્ધ ઉપર પગ મૂકી રસ્તાના સદસદ્ અતિથિને કુલનું અંગ કરનારના કુલમાં અનાચાર આચરાય તો કાંઇ આશ્ચર્યજનક નથી. સંસાર મેઘાડમ્બર સમાન છેઃ ત્હેને ડોલાવતા સમીર સ્થિર બલવત્તર હોવા જોઇએઃ ત્હેને ચીરતા વિદ્યુત્‌કૃપાણ સત્યની જ્વાલાનાં ઘડાવાં જોઇએઃ તેના અન્તરમાં ભરાતા મથતા મેઘ શુદ્ધિનિર્મળ અમૃતભીના વારિદવન્તા જોઇએ. નવલ પોતાનું સત્ત્વ દાખવે ત્યાં સુધી સંસાર ત્હેને ક્ષિતિજ ઉપર રાખે, ત્હેના કાંચનની કસોટી કસે એ અતિ યોગ્ય છે. નરસિંહ—મીરાંના કાલમાં આપણો સંસાર કૃષ્ણભક્તિનું કાંચન કસતો હતોઃ સો પોણોસો વર્ષ ઉપર ગુજરાત સ્વામીનારાયણના પન્થનું હીર પરીક્ષતો હતો. હવે એ પરીક્ષાની અવધ્ય પૂરી થઇ છે. કાલ જતાં નવલ તે જૂના થયા અને આપણા સંસારે ત્હેમને હૃદયમાં સ્થાન આપ્યાં. નવલવાદીઓને સંસારશાસ્ત્રના આ સૂત્રનો બોધ મનનયોગ્ય છેઃ નિરાશામાં આશા પ્રગટાવશે, દિલગીરીમાં દીલાસા દેશે. (અપૂર્ણ.)

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

# સ્વરસંવાહક યંત્ર.

## ( ટલીફોન. )

સ્વર કેવી રીતિએ ઉત્પન્ન થાય છે તથા તે એક સ્થલથી અન્ય સ્થલે કેવી રીતિએ જાય છે તે આપણે પૂર્વે* સમજી ગયા છીએ; એટલે હવે આ "સ્વર-સંવાહક યંત્ર" જેને ઇંગ્રેજીમાં "ટેલીફોન" કહે છે તેની રચના તથા તે કયા નિયમોને અનુસરીને કામ કરે છે તે પણ હવે આપણે સહજ સમજી શકીશું.

"સ્વરસંવાહક યંત્ર" આના શબ્દાર્થ ઉપરથી એટલું તો સમજાય છે કે એ યંત્ર સ્વરને એક સ્થલેથી અન્ય સ્થલે લઈ જાય છે, એટલે તે દ્વારા સ્વર એક સ્થલેથી અન્ય દૂર સ્થલે સંભળાઈ શકે છે. સ્થલો દૂર હોવા છતાં જાણે આપણે સામસામા ઉભા રહી વાત કરતા હોઈએ તેવી જ રીતે આ યંત્રદ્વારા દૂર સ્થલે વસનારા મનુષ્યો ઝટ પરસ્પર વાત કરી શકે છે. એટલું જ નહીં પણ કીયા મનુષ્યનો સ્વર સંભળાય છે તે પણ સ્પષ્ટ ઓળખી શકાય છે. વળી સંગીત પણ તેવી જ રીતે ઘર બેઠાં સંભળાય છે. વીગેરે અન્ય ઘણાં ઉપયોગી કાર્યો થાય છે.

હવે તેની શોધ વિશે બોલીએઃ—મી. ગ્રેહામ બેલ નામના એક વિદ્વાને આ યંત્રની શોધ કરી છે. જે મુખ્ય નિયમને અનુસરીને તેમાં કામ થાય છે તે એ જ કે—જે સ્વર ઉત્પન્ન થાય તે સ્વર અન્ય સ્થલે તેવોને તેવો તુરત જ લઈ જવોઃ હવે આ યંત્રથી તે જ સ્વર તારદ્વારા અન્ય સ્થલે જાય છે એમ નથી, પરંતુ એક યંત્રમાં સ્વરથી ઉત્પન્ન થએલાં સ્ફુરણો તારદ્વારા તેવા જ બીજા યંત્રમાં ઉત્પન્ન થાય છે, અને તેથી આપણી કર્ણેન્દ્રિયમાં તે સ્વર શ્રવણ થયાનું ભાન થાય છે.

સ્થૂલ કાગળનાં બે ભૂંગળાં લેવાં અને તે દરેકના એકેક મુખ ઉપર ઘણું જ સૂક્ષ્મ ચર્મપત્ર ('પાર્ચમેન્ટ') ચોટાડવું. તેની વચ્ચે ઘણું જ સૂક્ષ્મ છિદ્ર પાડી તેમાં એક રેશમનો તાર બાંધવો. એવી રીતે બન્ને ભૂંગળાંને તારથી જોડવાં. આવી રીતે બંને કાગળનાં ભૂંગળાં દૂર રાખી વચ્ચેનો રેશમનો તાર બરોબર સખ્ત રીતે ખેંચાયેલો રહે તેમ બે ભૂંગળાં બે મનુષ્યોએ પકડી રાખવાં. હવે એકમાં મુખ રાખીને કોઈ મનુષ્ય બોલશે તો તે તુરત બીજામાં સંભળાશે. છોકરાંઓ વાંસનાં ભૂંગળાં અને સાધારણ દોરીવડે આવી રમત ઘણીઃ વાર કરે છે તે હરકોઇના જોવામાં આવ્યું હશે.

યાદ રાખવાનું છે કે આ યંત્રની શોધ આ ઉપરથી જ થઈ છે. ઉપરના રેશમના તારદ્વારા સ્વર શી રીતિએ ગયો તે ઉપર વિચાર કરતાં મી. ગ્રેહમ બેલ નામના વિદ્વાનને લાગ્યું કે સ્વર પોતે તો જઈ શકતો નથી કેમકે રેશમ કિંવા સુતરમાં સ્વર વહન કરવાની શક્તિ ( Power of conducting sound ) નથી. આવી શક્તિ થોડા કિંવા વધારે પ્રમાણમાં ધાતુઓમાં હોય છે. અને રેશમ કિંવા સુતરના તારને બદલે ધાતુનો તાર બાંધ્યો તો તેથી પરિણામ સારૂં આવ્યું નહીં. આ ઉપરથી તે વિદ્વાને એમ અનુમાન બાંધ્યું

* જુઓ પુ૦ ૧, અં૦ ૯ પૃ૦ ૩૫૧: "સ્વરપ્રત્યુત્પાદક યન્ત્ર."

# કુદરત અને તેનાથી મનુષ્યો ઉપર થતી અસર.

વિશ્વપ્રકૃતિનું ભાન કરતાં વિશ્વનિયંતાની કાંઈ ઓર લીલા જ ભાસે છે. પદાર્થ માત્ર સામાન્ય મનુષ્યની દૃષ્ટિએ દૃષ્ટિગોચર થઈને જેવાને તેવા જ ભાસે છે. એ જ પદાર્થમાં વૈજ્ઞાનિકો (scientists)ને કાંઇ અપૂર્વ રહસ્ય સમાયલું લાગે છે. કુદરત એ આધુનિક સમયનો, અપૂર્વ શિક્ષક છે. આપણે તેના નિયમોનું અધ્યયન કરી તેના અનુયાયી થઇએ તો તેમાં અપૂર્વ લાભ છે. વિશ્વરચના—ગ્રહો અને ઉપગ્રહોનાં સ્થળો; મધુર ધ્વનિ કરતા—મૃદુ પ્રવાહે વહેતા ઝરાના સમીપે આવેલાં વૃક્ષ લતા ઇત્યાદિનાં ઝુંડો; તેમાં કલ્લોલ કરતા—કિન્નરસ્વરે શબ્દોચ્ચાર કરતા કોકિલ, મયૂર, શુક, મેના ઇત્યાદિ રંગબેરંગી પક્ષીઓના સમૂહો; વૃક્ષમાં પાકેલાં મીઠાં મનોહર ફળો;–ઈત્યાદિ સૃષ્ટિસૌન્દર્ય નિરીક્ષણ કરતાં મન કાંઈ વિલક્ષણ અપૂર્વ આનંદ જ અનુભવે છે. ગ્રીષ્મ ઋતુમાં સાયંકાળે ઉપર નીચે થતી સોનેરી, રૂપેરી રંગની માછલીઓ; તટને સમીપે બેઠેલાં બગલાં, પારેવા, સારસ ઇત્યાદિ જળપક્ષીઓ; તથા વન ઉપવનમાં ટોકાર કરતાં—અપૂર્વ સુખાનુભવ કરતાં કોકિલાદિ નરવિહંગમો તથા સ્વચ્છ અદ્‌ભુત સૌન્દર્યવાન પશુઓ–ઈત્યાદિ અવલોકન કરતાં હરકોઈ ગર્વિષ્ઠ મનુષ્ય પણ માન મુકી વિશ્વનિયંતાના અગાધ પ્રાબલ્ય અને બુદ્ધિના વિચારથી કરતાં થાકી જાય છે.

સ્વરૂપમાં, પૃથ્વી મનુષ્ય માત્રના નિવાસને માટે અજબ રીતે નિર્માયેલી છે. તે એક જાણે આપણા માટે સર્વ પ્રકારના માનુષી અને દૈવી સુખ સાધનોથી ભરપૂર ભરેલું આનંદભુવન જ ન હોય! બારીકાઇથી નિરીક્ષણ કરતાં કેટલાક પ્રદેશોમાં તે અતીવ કૃપણ જણાય છે, અને કેટલાક પ્રદેશોને તો તે સૃષ્ટિસૌન્દર્યથી રેલછેલ કરી મુકે છે. વિવિધ સ્થળોમાં તે ન્યૂનાધિક પ્રમાણમાં સુખશાન્તિનાં દ્વારો સરલ કે કઠિન કરે છે. કોઈ જગ્યાએ તેનો અનુપમ અખૂટ ખજાનો ગુપ્ત અને કોઈ સ્થળે ખુલ્લો રાખે છે. કોઈ સ્થળે સંનિધિમાં રહેતા મનુષ્યવર્ગને પરસ્પર વ્યાવહારિક સંબંધો રાખવામાં મદદ કરે છે, અને અન્ય સ્થળે અભેદ્ય કિલ્લા રૂપી પર્વતોની હારો બાંધી એક પ્રજાને બીજી પ્રજા સાથે સંબંધ કરતી અટકાવે છે. કોઇ જગ્યાએ તે શાન્ત રીતે ઉદ્યોગ ગુજર કરવાને લોકોને આકર્ષે છે, અને અન્ય કેટલેક સ્થળે ભયંકર કલ્પના પણ પ્હોંચી ન શકે તેવી શક્તિઓથી તેમના હૃદયમાં ભય ઉત્પન્ન કરે છે. જે દેશો તેણે આપણા વાસ્તવ ઉપયોગને માટે યોજેલા સ્પષ્ટ ભાસતા નથી તે દેશોમાંનાં ઉષ્ણકટિબંધમાં આવેલાં રણો, એકાંત વારી ખડકોવાળા પર્વતો, અને છુપા ભેદ વાળા શીતકટિબંધમાં આવેલા બરફના સમૂહથી ઢંકાએલા પ્રદેશો એ સર્વ પણ આપણી જરૂરીઆતો પુરી પાડવાને માટે તેણે અતીવ ઉદારતાથી યોજેલા પ્રદેશોમાંના જરૂરના પ્રદેશો શું નહિ હોય? ખરેખર એવા ઉપયોગી લાગતા સૃષ્ટિવિભાગો આપણા મહાન પિતાના અતિશય ઔદાર્યથી બક્ષાયલી ગાધ રહસ્યમય ચીજો છે. કારણ કે તે આડકતરી રીતે–વરસાદ વગેરેનાં કારણ ભૂત થઈ પણાં સુખ માટે આવશ્યક છે એટલું જ નહિ, પણ આપણા વિચાર બલ્કે સંકલ્પશક્તિ પર ખાસ અસર કરી તેને અત્યુચ્ચ કરી મુકે છે. તેઓ આપણા ગર્વને વશ કરવા મર્થ નીવડે છે. તેઓ આપણને જણાવે છે કે આપણને ઘણી જ સરળતાથી સમજ પડી કે એવા વિષયો કરતાં પણ આ વિશ્વમાં હજુ કેટલાક એવા ગહન વિષયો છે કે જેમાં

આપણી બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી. આવા અભેદ રહસ્યમય કુદરતની લીલા જેવા ગહન વિષયપરત્વે યત્કિંચિત્ મહાસાગરમાંના બિંદુવત્ કેટલેક અંશે અવલોકન કરવા સમર્થ થતાં, તે સંબંધી લેશ માત્ર કલ્પના કરતાં, જાણે અલૌકિક રમ્ય આનંદ જ અનુભવાય છે. પ્રત્યેક પદાર્થ નિર્માવામાં કાંઇ હેતુઓ રહેલા છે. તેમ જ આપણો દેશ તેની સ્થાનિક સ્થિતિ હવા ઇત્યાદિ બાબતોને, દરેક દેશ ત્યાંની સ્થાનિક સ્થિતિ, હવાપાણી, ઉદ્યોગ, વ્યાપાર, કલા, કૌશલ્ય ઇ૦ ની સાથે સરખાવતાં, કાંઇ વિચિત્રતા જ ભાસે છે. દૃષ્ટાંત તરીકે પ્રત્યક્ષ અનુભવ છે કે અમુક દેશની બાહ્ય સ્થિતી, હવા પાણી ઇત્યાદિ તે દેશમાં નિવાસ કરી રહેલા દરેક વ્યક્તિના મનમાં ખાસ કાંઇ વિલક્ષણ વલણ આપે છે. જે બાહ્ય સ્થિતિમાં મનુષ્ય મુકાયલો છે, તે તેનાં જીવનક્રમ, તેની વર્તણુક, ઇતિહાસ, આદિપર કેવો આશ્ચર્યજનક ફેરફાર ઉત્પન્ન કરે છે ! તમે માત્ર ઈંગ્લાંડનો જ વિચાર કરો ! તેને વિષે એમ કહેવાયલું છે કે "રૂપેરી દરિયામાંનું અમુલ્ય જવાહિર"! તે પૃથ્વીના ઉત્તરના ભાગમાં આવેલું હોવાથી ત્યાં ટાઢ વિશેષ પડે એ નિર્વિવાદ છે. આપણા પ્રદેશોમાંના સ્થલનિવાસીઓને ત્યાંની હવા બહુ સખ્ત અને કરડી લાગે છે. ત્યાંના રંક પ્રજા વર્ગને ઠંડીના દિવસોમાં બહુ હેરાન થવું પડે છે. સઘળું છતાં તે એવી સ્થિતિમાં આવેલું છે કે ત્યાંના પ્રજાવર્ગમાં એ સ્વતંત્રતાની બુદ્ધિ ઉશ્કેરે છે. ત્યાંના વ્યાપાર, ઉદ્યોગ, કળાકૌશલ્ય, જ્ઞાન, બુદ્ધિ, વિચારશક્તિ ઇત્યાદિ–લક્ષમાં લેતાં અને આધુનિક સમયમાં આખી દુનિયાની પ્રજાવર્ગપર જે સરસાઇ એ ભોગવે છે તે લક્ષપર લેતાં, એમ સહજ જ સમજાય છે કે ત્યાંના બહોળા અને ઉભા કિનારાના પ્રદેશો, ત્યાંની હવા ઇત્યાદિ ભૌતિક પરિસ્થિતિ ત્યાંના લોકોને અનુપમ સરળતા કરી આપે છે. ઇગ્લાંડના રાજા બીજા ચાર્લ્સે કહ્યું છે કે દુનિયાના બીજા સર્વ દેશો કરતાં પણ તે ત્યાંના લોકોને ઘણી જ સરલતાથી અને ઘણા લાંબી મુદત સુધી કામ કરવાને શક્તિમાન કરે છે. એ સ્પષ્ટ અને નિઃસંશય જ છે કે ઠંડી હવામાં મગજ સારી રીતે કરી શકે છે. શિયાળાની ઋતુમાં આપણે કોઈ પણ મુશ્કેલી સિવાય અગર તો આપણા મગજને કોઈ પણ તરેહનો કંટાળો આપ્યા સિવાય ઘણા લાંબા સમય સુધી કોઇ પણ અતિશય માનસિક શક્તિ રોકનારા ગહન વિષય પરત્વે દીર્ઘ વિચાર કરી શકીએ છીએ. ઉનાળામાં આપણી સ્વાભાવિક ખાસિયત પ્રમાદી રહે છે કેટલાક આળસુ સુસ્ત જડ વૃત્તિવાળા મનુષ્યો તેમજ સામાન્ય મહેનતુ વર્ગમાં ગણાતા મનુષ્યને તો અવશ્ય સખ્ત તાપના વખતમાં આખો દિવસ ઝોકાં ખાવાની ટેવ પડી જ હોય છે. સુવું પણ પહેલાં અને ઉઠતાં તો આશરે આઠ જ વાગે ! રાત્રિએ પણ પવન બંધ થઇ જતાં, ઉકળાટ અતિશય લાગતાં, બહાર ખુલ્લા પવનવાળા સ્થળોમાં . . ગને મનુષ્યોને ફરજ પડે છે. ઇજીપ્ત, એબિસિનીઆ, ન્યુબિઆ, બાર્બેરી, સંસ્થાનો અને ગિનીમાંના સીધી અને મુસલમાન લોકો તેમજ દક્ષિણ આફ્રિકામાંના હોટેન્ટોટ અને કાફર વતનીઓ ઇત્યાદિ પ્રજાનો વિચાર કરો ! ત્યાં હવા બહુ જ ગરમ છે. ત્યાંનાં હવા પાણીની બાહ્ય સ્થિતિ ઇત્યાદિની પ્રતિકૂલતાને લીધે જ તેઓ સાહિત્યથી, કે તેમની વિચારશક્તિની અપૂર્વ પ્રતિભાથી, કે ભાષાસાહિત્ય રૂપી સૌન્દર્યથી, પ્રખ્યાત થયેલા જણાતા નથી. હોલાન્ડનું દૃષ્ટાંત લ્યો ! ત્યાંનો પ્રદેશ સપાટ નીચાણવાળો ભીનાશમય છે તેથી તે કૃષિકર્મને માટે લાયક થવા કરતાં ઘાસ ચારાને માટે વિશેષ ઉપયોગી નીવડે છે, અને તેથી જ તે પ્રદેશ ઢોર ઇત્યાદિ ઉછેરવાને માટે વિશેષ અનુકૂળ થઈ પડે છે. આથી જ પનીર, માખણ ઇત્યાદિ પદાર્થોની વિશેષ નિકાશ થાય છે. ત્યાંનો પ્રદેશ એટલો તો નીચાણવાળો છે કે સમુદ્રનાં પ્રબળ મોજાંઓને રોકવાને ખર્ચાળ દીવાલો

વદનનો પશ્ચાત્તાપ અને જીવનનો નહીં એ પશ્ચાત્તાપ નથી; પાપો વદનના પશ્ચાત્તાપથી નહીં પણ જીવનના પશ્ચાત્તાપથી નિવૃત્ત થાય છે. પ્રભુ નિરન્તર મનુષ્યને પાપોની નિવૃત્તિ આપ્યા કરે છે, કારણ કે તે દયા પોતે છે; પણ મનુષ્ય પાપોને ગમે તેવાં નિવૃત્ત ધારે તથાપિ તેઓ તેને ચોટી રહે છે, અને આસ્થાના ઉપદેશોને અનુસરતા જીવન સિવાય અન્યથા દૂર થતાં નથી. જે પ્રમાણમાં તે આ ઉપદેશોને અનુસરીને જીવે છે, તે પ્રમાણમાં તેનાં પાપ દૂર થાય છે; અને જે પ્રમાણમાં તેઓ દૂર થાય છે, તે પ્રમાણમાં તેઓ નિવૃત્ત થાય છે. કારણ કે મનુષ્ય પ્રભુ વડે પાપથી નિરુદ્ધ તથા હિતમાં અનુબદ્ધ થાય છે; અને જે પ્રમાણમાં તેણે શારીર જીવનમાં અહિતનો પ્રતિરોધ કર્યો હોય, તે પ્રમાણમાં તે પરજીવનની અન્દર અહિતોથી નિરુદ્ધ થાય છે; અને ત્યારે જે પ્રમાણમાં શારીર જીવનમાં તેણે સ્નેહમાંથી હિત કર્યું હોય, તે પ્રમાણમાં તે હિતમાં અનુબદ્ધ થાય છે. આમાંથી પાપની નિવૃત્તિ એટલે શું, અને તે ક્યાંથી છે, એ દેખી શકાશે.

મનુષ્ય પોતાની પરીક્ષા કરે, અને પાપોની હા પાડે, તે પછી તેણે જીવિતના અન્ત પર્યન્ત હિતમાં નિશ્ચલ રહેવું જોઇએ. અને જો પછી તે આગલા અહિતના જીવનમાં પડે, અને તેને ભેટે, તો તે ધર્મદ્રોહ કરે છે; કારણ કે ત્યારે તે અહિતને હિત સાથે જોડે છે; અને તેટલા માટે તેની છેલ્લી સ્થિતિ પહેલીના કરતાં દુષ્ટતર થાય છે.

कान्त.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૨. અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૫૯.

## દિગ્-દર્શન.

**મિ. બાલ્ફોરની આર્થિક નીતિ.**

મિ. ચેમ્બરલેઇનની 'પક્ષપાતી જકાત', અને એથી હિન્દુસ્તાનને લાભ છે કે હાનિ એ સંબન્ધી હાઉસઑફ લૉર્ડ્ઝમાં થએલી અગત્યની ચર્ચાનું ગયા અંકમાં અમે દિગ્દર્શન કર્યું હતું. ત્યાર પછી એ પ્રશ્ને ઈંગ્લંડમાં ઘણું ગંભીર રૂપ પકડ્યું છે. મિ. ચેમ્બરલેઇને જોયું કે ઈંગ્લંડની પ્રજા હજી એમની સૂચના સ્વીકારવાને તૈયાર થઈ નથી. એ ઉપરથી એમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું છે, અને આ પ્રશ્ન ઉપર પ્રજામતને પોતાની તરફેણમાં કેળવી અને મેળવી લેવા યત્ન શરૂ કર્યો છે. તેઓ સ્થળે સ્થળે ફરીને ભાષણો આપે છે, અને એમના પક્ષનાં પત્રો તરફથી એમ કહેવાય છે કે એમની દલીલો—વિચક્ષણપણું—ઉત્સાહ—અને સારી લાગણીથી લોક ઉપર ઘણી અસર થઈ છે, અને સ્હામા પક્ષના પ્રતિષ્ઠિત પુરુષો પણ એમના મતમાં ભળતા જાય છે.

હજી પ્રજાનો મ્હોટો ભાગ પરદેશી અનાજ ઉપર જકાત નાંખવાનું પસન્દ કરે એમ નથી, હાલ થઈ શકે તે માત્ર એટલું જ છે. કે જે દેશ આપણી સાથે (જકાતની બાબતમાં), જે રીતે વર્તે તેની સાથે તે રીતે વર્તવું ( Policy of Retaliation ) અર્થાત્ આપણા માલ ઉપર એ જકાત નાંખે તો એના માલ ઉપર આપણે સ્હામી જકાત નાંખવી;

અને આ પદ્ધતિ ખરૂં જોતાં જકાતી વ્યાપાર ( Protection )ની નથી પણ બિનજકાતી વ્યાપાર ( Free-trade )ની છે, કારણ કે જકાત સ્હામી જકાત ન નાંખવી એ જકાતી નીતિને ઉત્તેજન આપવા જેવું છે—જકાત સ્હામે જકાત નાંખવી એ જ જકાતી નીતિ તોડવાનો ખરો માર્ગ છે; કૉબ્ડન વગેરે બિનજકાતી વ્યાપારી નીતિના હિમાયતીઓએ સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે બીજા દેશો જકાતી નીતિને આગ્રહથી પકડી રહેશે, છતાં તેઓએ તેમ કર્યું છે, અને ઇંગ્લંડની બિનજકાતી આર્થિક નીતિને અર્થહીન બલ્કે વિરુદ્ધાર્થવાળી કરી મૂકી છે, અને એનો લાભ લઇ ઇંગ્લંડના વ્યાપારને નુકશાન કર્યું છે—આ મતલબનું એક *ચોપાનિયું પ્રસિદ્ધ કરી મુખ્ય પ્રધાન મિ. બાલ્ફોરે મિ. ચેમ્બરલેઇનના વિચાર સાથે પોતાનું પૂર્ણ મળતાપણું જણાવ્યું છે: માત્ર ઇંગ્લંડની પ્રજા ચેમ્બરલેઇનની સૂચના હાલ પૂરેપૂરી સ્વીકારી શકે એમ નથી, માટે હાલ જેટલું બની શકે એમ છે એટલું જ કરવું ઉચિત ધારી એમણે પોતાનો હોદ્દો હજી કાયમ રાખ્યો છે.

હિન્દખાતાના પ્રધાન લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટને પણ રાજીનામું આપ્યું છે-એમ જણાવીને કે આયાત ઉપર જકાત નાંખવાથી ઇંગ્લંડને નુકશાન છે એટલું જ નહિ પણ હિન્દુસ્તાનને પણ એથી ઘણું જ નુકશાન છે એમ તેઓ માને છે.

મિ. ચેમ્બરલેઇનની યોજના દાખલ થવાથી હિન્દુસ્તાનને કેવી રીતે નુકશાન છે એ ગયા અંકમાં આપણે જોયું. પણ મિ. બાલ્ફોરનો 'સાટું વાળવાનો' સિદ્ધાન્ત ( Principle of Retaliation ) જો હિન્દુસ્તાન ઉપયોગમાં લઇ શકે ( હિન્દુસ્તાનને આ સત્તા ભાગ્યે જ મળી શકશે ) તો હિન્દુસ્તાનની આર્થિક ફરિયાદોમાંની એક મહત્ત્વની ફરિયાદ બાબત કાંઇક લાભ થાય. હિન્દુસ્તાનને આજ એક ખાસ જરૂર † એ છે કે પરદેશી માલ ઉપર એ પોતે સ્વતન્ત્ર રીતે, પોતાના હિતાહિતનો વિચાર કરી યોગ્ય લાગે તેમ પોતપોતાની મરજી મુજબ, જકાત નાંખી શકે. બધા દેશના માલ ઉપર જકાત નાંખવાનો એને સ્વતન્ત્ર હક ન મળે તો હાલ જકાત સ્હામે જકાત નાંખવાનો હક મળે તો પણ કેટલોક લાભ થાય: એ રીતે જર્મનિ અમેરિકા વગેરે હિન્દુસ્તાનના માલ ઉપર જકાત લેનારા દેશોના માલની આપણા દેશી માલ સાથેની હરીફાઇ ઘટે, અને એટલે અંશે દેશી

---

* એમ કહેવાય છે કે ઉપર જણાવેલા મિ. બાલફોરના ચોપાનીયાની પહેલી ૭૦૦૦ પ્રતની આવૃત્તિ એક કલાકમાં ખપી ગઇ! બીજે દિવસે ૨૫૦૦૦ પ્રત કાઢી એ પણ એજ રીતે ખપી ગઇ!! બર્મિંગહૅમની 'ઇમ્પીરિયલ ટૅરિફ લીગ' નામની મંડળીએ આ પુસ્તકની બે કરોડ નકલ કઢાવી છે, અને એને ઇંગ્લંડમાં તથા સંસ્થાનોમાં મોકલી આપવા રાતદિવસ ૯૦૦ નોકરો કામ કરે છે!!!

ઇંગ્લંડની પ્રજાનો સ્વભાવ જ એવો છે કે કુંભકર્ણને નિદ્રામાંથી જગાડે એવા પ્રચંડ દુન્દુભિનાદ શિવાય એ કોઇને કાન દેતી જ નથી.

આ દષ્ટાન્તથી કૉંગ્રેસ અને કૉન્ફરન્સની હિલચાલ કેવી રીતે થવી જોઇએ એ બાબત બોધ લેવાનો છે.

કારીગરીને ઉત્તેજન મળે—પણ તેમાં એક વિઘ્ન આવે એમ સંભવ છે, તે એ કે જર્મનિ-અમેરિકાની હરીફાઇ ઘડી દેશીકારીગરીને ઉત્તેજન મળવાને બદલે વચ્ચેથી ઇંગ્લંડ ફાવી જાય, અને એક હરીફને બદલે બીજો હરીફ ઉત્પન્ન થાય. બદલામાં ઇંગ્લંડ આપણો માલ બિનજકાતે સ્વીકારશે, એ બહુ લાભ નથી—કારણ કે આપણા માલનો જેટલો ઉપાડ ઇંગ્લંડમાં છે તે કરતાં અન્ય દેશોમાં ઘણો વધારે છે. તથાપિ, આ યોજના હિન્દને માટે મિ. ચેમ્બરલેઇનની યોજના જેવી સર્વથા હાનિકારક નથી: અજમાવવા જેવી છે, પરિણામ શું થાય છે, એ લાંબે વખતે જણાય.

આ સર્વ નવીન વિચારોથી હિન્દને કાંઇ પણ ખરેખરો લાભ હોય તો તે એ જ છે કે—આજ પર્યંત બિનજકાતી આયાતનો સિદ્ધાન્ત અડગ જામી બેઠો હતો એ સ્હામે હવે શંકા ઉઠાવવામાં આવે છે. ઇંગ્લંડ બિનજકાતી આયાતના સિદ્ધાન્તથી આબાદ થયું છે એમ કહેવામાં આવે છે, અને એનો ઉત્તર પણ અપાય છે કે અમેરિકા-જર્મનિ જકાતી આયાતનો સિદ્ધાન્ત અમલમાં મૂકીને ઇંગ્લંડ કરતાં પણ આર્થિક અભિવૃદ્ધિમાં વધારે ત્વરાથી પગલાં ભરે છે. હિન્દુસ્તાનની ઉછરતી કારીગરીનું સંરક્ષણ અને સંવર્ધન પણ પરદેશી આયાત ઉપર જકાત નાંખ્યા વિના થવું અશક્ય છે: કયી કયી ચીજો ઉપર જકાત નાંખવી અને કયી કયી ઉપર ન નાંખવી એમાં વિવેકની જરૂર છે. ગરીબ માણસને હમેશ ઉપયોગની અને ખરી જરૂરિયાતની ચીજોને—જેમકે કેરોસાઇન તેલ—જકાત નાંખી મોંઘી કરવી ન જોઇએ; તવંગરના મોજશોખની ચીજો-જેમકે કાચનો માલ, વિલાયતી બૂટ-ઉપર જકાત અનિષ્ટ નથી.

* * * * *

**આર્થિક નીતિ સંબન્ધે મિ. પાદશાહના વિચારો.**

પરન્તુ હાલમાં, આપણી યુનિવર્સિટિના પ્રસિદ્ધ વિદ્યાભૂષણ મિ. બરજોરજી પાદશાહ એમણે આ નવા આર્થિક પ્રશ્નની બાબતમાં હિન્દનું ખરૂં હિત શેમાં સમાએલું છે-જકાતી નીતિમાં કે બિનજકાતી નીતિમાં એ વિષે 'ઇન્ડિયન ટેક્સટાઇલ જર્નલ' ના સપ્ટેંબરના અંકમાં "The *Fiscal Issue: India's True Interest—The part of Patriotism.*" એ મથાળાનો એક વિદ્વત્તાથી ભરપૂર લેખ લખ્યો છે, અને એમાં પોતે એમ જણાવે છે કે હિન્દુસ્તાનનું ખરૂં હિત બિનજકાતી નીતિમાં જ રહેલું છે.—મિ. પાદશાહની દલીલોમાંની કેટલીક તો "Free trade" (બિનજકાતી આર્થિક નીતિ)ની સુપ્રસિદ્ધ દલીલો છે, પરન્તુ એકંદર એમનું કહેવું દલીલોથી સમર્થિત હોઇ વિચાર કરવા જેવું છે. મિ. પાદશાહ જણાવે છે કે—

(૧) પૂર્વે આપણા દેશોમાં રાજાઓ જકાત તો લેતા, છતાં એમ કહેવામાં હરકત નથી કે પોતાના રાજ્યના ઉદ્યોગોનું સંરક્ષણ કરવાના હેતુથી જકાત લેવી એ એમનો સામાન્ય રિવાજ

નહતો. ઇંગ્લંડને જેટલું અનાજ જોઇએ છે તેટલું પોતાના દેશમાં પાકતું ન હોવાથી બીજા દેશમાંથી એ મંગાવે છે; અને એની કિંમત તરીકે, તે તે દેશોને જેવો જેવો માલ જોઇએ છે તેવો તેવો માલ, તે તે દેશો પોતે બનાવી શકે તેના કરતાં સોંઘે ભાવે, પૂરો પાડે છે—આ ઇંગ્લંડની બિનજકાતી આર્થિક નીતિ: એથી એ માલ ખરીદનાર દેશોને કાંઇ જ નુકશાન નથી: બીજી પ્રજાઓ ઉપર એવી ફરજ નથી કે એમણે પોતાનું અનાજ-રૂ વગેરે ઇંગ્લંડ મોકલવું જ—પોતાનું અનાજ-રૂ વગેરે મોકલી કાપડ વગેરે લાવવામાં, આપણો સ્વાર્થ રહેલો છે, માટે જ આપણે એમ કરીએ છીએ.

(૨) હિન્દુસ્તાનના જૂદા જૂદા દેશો આજ એક જ વાવટા નીચે વસે છે—એ સિવાય એ સર્વમાં બીજી એકતા કાંઇ જ નથી: જાત, ધર્મ, ભાષા, ઇતિહાસ વગેરેમાં તેઓ એક એકથી જૂદા છે-છતાં જો, બ્રહ્મદેશના ૪।। કરોડ રૂપીઆના ચોખા બિનજકાતે બંગાળા અને દક્ષિણ હિન્દુસ્તાનના શહેરોમાં જાય, અને વાયવ્ય પ્રાન્ત અને અવધ પ્રાન્તનો ૨૫ કરોડનો માલ દર વર્ષે હિન્દુસ્તાનના બીજા પ્રાન્તોમાં વગર જકાતે દાખલ થાય, કાનપૂરનો ચામડાનો માલ દક્ષિણના મોચીયોનો રોજગાર તોડે અને મદ્રાસનાં ઍલુમિનિયમ ધાતુનાં વાસણો નાશક શિહોર અને બનારસના કંસારાઓને નુકશાન કરે એમાં જકાતીનીતિનો આશ્રય લેવો સર્વાનુમતે અનિષ્ટ ગણાય છે, તો હિન્દુસ્તાનની બહારના દેશોમાંથી આવતા માલ ઉપર જકાત નાંખવી એ પણ એટલું જ અનિષ્ટ ગણાવું જોઇએ.

(૩) જકાતવાદીની ભૂલ થાય છે તે એ કે—એના સમજવા પ્રમાણે માણસને અમુક અમુક વસ્તુનો જ ખપ હોય છે, જો કે ખરૂં જોતાં માણસને વસ્તુઓ (articles)નો ખપ નથી, પણ એની ઉપયોગિતા (Utilities) નો ખપ છે. અર્થાત્, તમે આજ એક પરદેશી ચીજ ઉપર જકાત નાંખશો તો કાલે બીજી પરદેશી ચીજ એવી તૈયાર થઇ આવશે કે જે જકાતના નિયમમાં નહિ આવે અને છતાં પહેલાંની ચીજનો ખપ સારશે. એટલે કૃત્રિમ જકાતોથી કોઇ દિવસે પણ તમારો ધારેલો ઉદ્દેશ તમે પાર પાડી શકશો નહિ.

(૪) જકાતવાદી પરદેશી માલ સ્હામે આટલો બધો દ્વેષ ધરાવે છે—પણ એને એમ ખબર નથી કે કુદરત વગરજકાતે અથાગ માલ એના દેશમાં ઘુસાડી દે છે: જો બિનજકાત માલ આવવાથી દેશના ઉદ્યોગોને નુકશાન થતું હોય તો કુદરતથી જ થવું જોઇએ, અને આપણે પહેલાં પગલાં તો કુદરત સહામે જ લેવાં જોઇએ.—સૂર્યના પ્રકાશને આપણા દેશમાં આવતો અટકાવીએ તો દીવાશળી-મીણબત્તી વગેરેનો ધન્ધો જાગે, હવા બગાડીએ તો જન્તુવિનાશક ઔષધોનો ખપ શરૂ થાય, અને ઘાટના ડુંગરોના ધોધમાંથી વિદ્યુત્-શક્તિનો ઉપયોગ કરવાના વિચાર માંડી વાળીએ તો બંગાળાની કોલસાની ખાણો ખીલે!

(૫) ઓગણીસમી સદીની શરૂઆતમાં ઇગ્લાંડના સંચાઓમાં બનેલા કાપડે બિનજકાતે હિન્દુસ્તાનમાં આવી હજારો વણકરોને પાયમાલ કરી નાંખ્યા—એ ખરૂં. એ વણકરો ઉપર આપણને દયા આવે એ સ્વાભાવિક છે, યોગ્ય છે. આ આર્થિક પરિવર્ત ધીમે

ધીમે થયો હોત તો ઠીક હતું એમ પણ ઇચ્છી શકાય—પણ ઊંડો વિચાર કરતાં, એમ થયું હોત તો વધારે સારૂં હતું કે કેમ એ શંકાપડતું લાગે છે. મન્દ પ્રજાની આંખો ઉઘાડવા માટે તો વીજળીનો જ ચમકારો જોઇએ: "A sluggish nation perhaps needed to be roused by swift and sure lightning-flashes."

( ૫ ) પરદેશી માલ ઉપર જકાત નાંખીને અમેરિકા આર્થિક સ્થિતિમાં આબાદ થયું છે એમ કેટલીકવાર કહેવામાં આવે છે. આ કહેવું એ રીતે ખોટું છે. 'જુલાઇ મંસના ના-ઇન્ટીન્થ સેંચરિ'—પત્રમાં સર રોબર્ટ ગિફ્ને બતાવ્યું છે તેમ યુનાઇટેડ સ્ટેટસના કારીગર વર્ગનો માત્ર સેંકડે પાંચ ટકા જેટલો ભાગ જ જકાતી ધન્ધાઓમાં—એટલે કે જે પરદેશી માલ ઉપર જકાત લેવામાં આવે છે એના ધન્ધાઓમાં—રોકાએલો છે. બીજું, જકાત લેનાથી અમેરિકા ખરૂં જોતાં પોતાને નુકશાન જ કરે છે. ઇંગ્લંડના મહાન અર્થશાસ્ત્રી પ્રોફેસર માર્શલે અમેરિકા જઇ, એક પછી એક બધા ધન્ધાઓની સ્થિતિમાં ઊંડી અને વિગતવાર તપાસ કરી જાહેર કર્યું છે કે વીસ વર્ષ ઉપર પણ જકાતી નીતિથી અમેરિકાને લાભ થયો નથી અને હાલ તો પહેલા કરતાં પણ વિશેષ નુકશાન થાય છે.

( ૬ ) હિન્દુસ્તાનનાં કાપડનાં કારખાનાંઓને બિનજકાતી નીતિથી જ લાભ છે. ૧૯૦૧-૨ માં હિન્દુસ્તાન ૧૧ કરોડનું સૂતર અને સુતરાઉ કાપડ, ૯ કરોડનું વણેલું શણ ( ગુણપાટ ), ½ કરોડનું ઊનનું તથા રેશમી કાપડ, અને ૨૦ લાખનાં લુગડાં પરદેશ ખાતે ચઢાવી શક્યું એ થોડું સન્તોષકારક નથી. ૧૯૦૨ માં ૩૮ કરોડનું પરદેશી કાપડ હિન્દુસ્તાનમાં આવ્યું. હવે એમ ધારો કે એમાંથી ૩૦ કરોડનું હિન્દુસ્તાન પોતે બનાવી શકે એમ છે: તો, એ બનાવવા માટે ઓછામાં ઓછું ૧૨-૧૫ કરોડનું ઇજિપ્ટ અને અમેરિકાનું રૂ બહારથી લાવવું પડશે; કોલસા અને બીજો સામાન બાહારથી લાવવો પડશે, ( બંગાળાના કોલસા વાપરશો તો એટલા પરદેશમાં ખપતા અટકશે—એટલે એમ કરવાથી કાંઇ દેશને એકન્દરે લાભ નથી ); સંચા ઇંગ્લંડ—અમેરિકાથી લાવવા પડશે; વ્યાજ અને ઘસારો મળી ઉત્પન્ન માલની કિંમતના દસ ટકા ગણો. આ સર્વ બાબત ધ્યાનમાં લેતાં સ્પષ્ટ છે કે પરદેશી કાપડને સ્થાને હિન્દુસ્તાનમાં કાપડ ઉપજાવવાથી લાભ જૂજ છે. અને પરદેશી કાપડ ઉપર જકાત નાંખી દેશી કાપડનો ધન્ધો વધારવાને બદલે બીજા ધન્ધાઓમાં મૂડી રોકવામાં આવે તો વધારે સારૂં. હિન્દુસ્તાનમાં માત્ર ખાંડનાં કારખાનાંઓમાં ૯૦ કરોડની મૂડી ખપી જાય એમ છે એમ મિ. ઓકોનોર જણાવે છે.

( ૭ ) મિ. રાનડે અને મિ. તેલંગ જકાતી નીતિને સિદ્ધાન્ત તરીકે સ્વીકારતા નહોતા: તેઓ હિન્દુસ્તાનના હાલના જકાતવાદીઓ કરતાં વધારે ડાહ્યા, વિચારશીલ, અને અર્થશાસ્ત્રના સ્થાપિત સિદ્ધાન્તો તરફ માનભરી દૃષ્ટિએ જોનારા હતા. તેઓની માગણી એટલી જ હતી કે બિનજકાતી નીતિને આંખ મીંચીને વળગી રહેવું એ હિંદને હિતકારક નથી અને તેથી સરકારે એ નીતિના અમુક અમુક અપવાદો સ્વીકારવા જોઇએ, જેથી યોગ્ય ઉછરતા ધન્ધાઓને આરંભમાં ઉત્તેજન મળે. બિનજકાતી નીતિના અપવાદો ક્યારે ક્યારે કરવા એ બાબત મહાન

વિચારક *મિ. સિજવિકે એમના અર્થશાસ્ત્ર ઉપરના મહાન પુસ્તકમાં બહુ બારીકીથી તપાસી છે, અને એ જે જણાવે છે એનું ટુંકામાં તાત્પર્ય કે જે દેશમાં કાચો માલ પુષ્કળ હોય પણ મોડો જડયો હોય, અને તે કારણથી એની ચીજોનાં કારખાનાં અને ધન્ધા બીજા દેશ સાથે ટક્કર ઝીલી શકે એટલી જમાવટે ન પહોંચ્યા હોય—એવે પ્રસંગે જો રાજ્ય તરફથી પરદેશી માલ ઉપર જકાત નાંખીને અથવા બીજી કોઈ રીતે દેશી કારખાનાંઓને ખાસ ઉત્તેજન આપવામાં આવે તો એ કારખાનાં જામી જાય—અને એટલા પૂરતું રાજ્ય તરફથી ઉત્તેજન મળવું યોગ્ય છે.

આ પ્રમાણે જકાતી નીતિ ( Protection ) નું સવિસ્તર ખંડન કરીને મિ. પાદશાહ પોતાનો અભિપ્રાય જણાવે છે કે **હિન્દુસ્તાનને ખરી ખોટ મૂડીની, સાહસની, જ્ઞાનની, સુધારાને અનુકૂલ થવાની ટેવની** છે: જ્યાંસુધી વણકરનો છોકરો વણકર જ રહેવા માગશે ત્યાંસુધી હાલની સ્થિતિમાંથી ઉદ્ધાર થવો અશક્ય છે; જ્યાંસુધી આ દેશના લોક આ નવી હરીફાઇમાં ફાવવું જ એમ નિશ્ચય નહિ કરે, અને પોતાનું જીવન પોતાના હાથમાં નહિ લે, અને સુસ્ત થઇને પડી રહેશે—ત્યાંસુધી ચાલાક દેશોના જેવો પૈસો મેળવવાની આશા રાખવી વ્યર્થ છે.

*"The present deficiency is not want of protection—but want of capital, want of enterprize, want of knowledge of the latest processes, want of adaptability to improvements..............................*

---

* "Sidgwick clearly lays down the conditions under which a demand for Protection to infant industries is admissible. State aid in shapes other than those recognized generally is conceivable as legitimate. In an old country, an industry has grown to gigantic dimensions, but by slow growths; subsidiary industries, and facilities for transport of raw material and finished goods, and banking, have gradually collected round it: production on colossal scales reduces the heavy fixed charge per unit of product, and the article is available for sale abroad more cheaply than it can be produced anywhere on a small scale. Therefore, even in countries where natural resources exist in promising abundance, but have been discovered late, small beginnings cannot compete against imported cheapness, and large beginnings are impossible without a conjunction of facilities. In particular subsidiary industries, transport facilities and banking facilities cannot come into existence without a large guaranteed traffic; and a large traffic cannot come into existence without guaranteed facilities. To private enterprize looking for profit only, and jealous of providing, by its exertion, losses for itself and gain to lucky successors, the problem presents the same perplexity as the priority of the hen and the egg. *Without Government aid such problems cannot be solved."*

*If weavers will be families of weavers to all eternity, it is impossible to* expect that any relaxaion of Free trade will expedite adaptation to new conditions......................An inefficient proletariat cannot expect the remuneration available in competitive conntries where men mean to get on, and take *their lives in their hands.* Progress and even humanity can nevermean the indefinite multiplication of sluggard slovenliness and apathy."

મિ૰ પાદશાહ જેવા અર્થશાસ્ત્રમાં નિપુણ અને અનુભવી વિદ્વાનના અભિપ્રાય સ્હામે લખતાં અમને સ્વાભાવિક રીતે જ સંકોચ થાય છે—છતાં તેમ કરવા અમે હિંમત ધરીએ છીએ તે માત્ર એટલાથી જ કે મિ. રાનડે જેવા એક પુખ્તવિચારી અને દૂરદર્શી અને હિંદુસ્થાનના જનસ્વભાવની ખરી રગ સમજનાર દેશહિતચિન્તક સાથે અમારૂં મળતાપણું છે. મિ. પાદશાહ, પ્રોફેસર સિજવિકે બતાવેલા બિનજકાતી નીતિના અપવાદ કબૂલ રાખવામાં સ્હામા પક્ષનો સંપૂર્ણ સ્વીકાર કરી દે છે: કારણ કે ખરૂં જોતાં, હિન્દનો કોઇપણ વિચારશીલ જકાતવાદી, મિ. પાદશાહ કલ્પી લે છે એમ વગરવિચારે દરેક પરદેશી ચીજ ઉપર જકાત નાંખવી એમ કહેતો જ નથી. હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં કાચો માલ શો શો ભર્યો છે, અને તે કેવી રીતે ઉપયોગમાં લઈ શકાય, કયા કયા હુનરને ઉત્તેજન આપવું ઇષ્ટ છે, અને એ સંબન્ધે લોકમાં જાગૃતિ અને માહિતી શી રીતે ફેલાવવી—ઈત્યાદિ બાબતનાં કામનું સરકારે એક વિશાળ ખાતું ઉઘાડવું જોઇએ, અને એમાં કેવળ હિન્દના હિતને જ લક્ષમાં રાખીને પ્રવૃત્તિ થવી જોઇએ: અને તેથી એ ખાતાના મુખ્ય અધિકારી મંડળમાં થોડાક અંગ્રેજો સાથે જૂદા જૂદા પ્રાન્તોના અનુભવી વ્યાપારી અને વિદ્વાન દેશીઓની નીમણૂક થવી જોઇએ. પરદેશથી આવતા માલમાં મ્હોટો ભાગ કાપડનો છે, તેથી સ્વાભાવિક રીતે જ એના ઉપર જકાતી અંકુશ મૂકી સ્વદેશી કાપડનાં કારખાનાંઓને ઉત્તેજન આપવાની સૂચના થાય છે. પણ મિ. પાદશાહ જણાવે છે તેમ કાપડ કરતાં અન્ય ધન્ધાઓમાં મૂડી રોકવી એ વિશેષ લાભદાયી હોય તો તે તરફ સરકારનું ઉત્તેજન થવું જોઇએ એમ કબૂલ કરવામાં કાંઈ જ અડચણ નથી: અમુક ધન્ધાઓ ઉત્તેજનને પાત્ર છે કે અમુક બીજા એ વિગતનો સવાલ છે, અને એ વિષે ઉપર જણાવેલા ખાતાનું આધિકારી મંડળ વિચાર કરી શકશે. મિ. પાદશાહ મૂડીની અને જ્ઞાનની ખામી બતાવે છે એ વાત સંપૂર્ણ સત્ય છે પણ એ ખામી દૂર કરવા માટે જ્યારે અન્ય સ્વતન્ત્ર દેશોમાં પણ સરકારી મદદ ઇષ્ટ ગણાય છે તો હિન્દુસ્તાન જેવા દરિદ્ર, પરરાજ્યાધીન અને ક્રિયાશક્તિહીન થઇ ગએલા દેશમાં સરકારના આશ્રયની જરૂર હોય એમાં શું આશ્ચર્ય !

મિ. પાદશાહ જણાવે છે કે અમેરિકાને જકાતી નીતિથી નુકશાન થયું છે અને હજી થાય છે, અને એ સંબન્ધમાં પ્રોફેસર માર્શલનો અભિપ્રાય ટાંકે છે. પરન્તુ એમણે પોતે જ ઉતારેલા પ્રોફેસર માર્શલના શબ્દો પૂરેપૂરા વાંચી જોતાં જણાય છે કે (૧) એ પોતે પણ જકાતી નીતિને ઇંગ્લંડ જેવા જામેલા દેશ માટે જ નુકશાનકારક માને છે, અને (૨) જકાતી નીતિ દાખલ કરવાથી કારીગર વર્ગને જ લાભ થાય અને ખેડૂત વર્ગને તો હુન્નરી ચીજો મોંઘી પડી ઉલટું નુકશાન થાય તથા (૩) કશી ચીજ સ્હામે જકાત નાંખવી અને

કથી સ્હામે ન નાંખવી એનો નિર્ણય કરવામાં પ્રજાસત્તાક દેશમાં ઘણી સ્વાર્થી તાણાતાણ અને પરિણામે રાજકીય અધમતા થાય, એટલા કારણસર જ એ નીતિને નિન્દે છે. *પરન્તુ આ કારણો હિન્દુસ્તાનને લાગુ પડતાં નથી એ સહજ વિચાર કરતાં જણાય એવું છે.

મિ. પાદશાહ કહે છે કે માણસને ચીજોનો પોતાનો ખપ નથી પણ એની ઉપયોગિતાનો ખપ છે, અને તેથી એક ચીજ સ્હામે જકાત મૂકશો તો બીજી ચીજ એજ ઉપયોગની તૈયાર થઈ આવશે; તથા પરદેશી માલ સ્હામે જકાત મૂકો છો તો કુદરત સ્હામે શા માટે નથી મૂકતા? આ દલીલો અર્થશાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. પણ અમને લાગે છે કે એ દલીલો અર્થશાસ્ત્રની પોથીની જ છે, લોકવ્યવહારની નથી. એક ચીજ ઉપર જકાત નાંખશો, તો બીજી ચીજ તૈયાર થઈ આવશે એ ડર ખરૂં જોતાં રાખવા જેવો નથી—કારણ કે ક્ષણે ક્ષણે નવી શોધ કરવી એ મિ. પાદશાહ માની લે છે એટલું સહેલું નથી—અને જો હિન્દુસ્તાનની હુન્નરી-શક્તિ એક વખત વિકસિત થઈ તો પછી બીજા દેશો રોજ રોજ નવી શોધો કર્યા કરશે અને હિન્દુસ્તાન એક પણ નહિ કરે એમ માનવું અકારણ લાગે છે. પરદેશ સાથે આ આર્થિક યુદ્ધમાં આંગળી સરખી ઊંચી ન કરવી એમાં અમને હિત લાગતું નથી: નિતાન્ત યુદ્ધપરાયણ રહેવું એમાં જ એના શરીરની ખરી ખીલવણી થવા સંભવ છે. મિ. પાદશાહની કુદરતની હરીફાઈ સંબન્ધી દલીલ તો ખરેખર અયુક્ત જ છે. સ્વચ્છ હવા, સૂર્યનો પ્રકાશ અને ધાટનું પાણી મફત મળે છે માટે જ એના સ્હામી જકાત ઇષ્ટ નથી; અને એજ સરતે—અર્થાત્ મફત—ઈંગ્લંડ આપણને કાપડ પૂરૂં પાડતું હોય અને જાપાન દીવાસળી મોકલતું હોય તો કાપડ અને દીવાસળીના ધન્ધાને ઉત્તેજન આપવાને બદલે બીજી તરફ ખુશીથી લક્ષ નાંખીએ!

વળી, મિ. પાદશાહ જકાતવાદીઓની એક અસંગતિ એ બતાવે છે કે તેઓ હિન્દના જૂદા જૂદા ભાગો વચ્ચે બિનજકાતી નીતિ ચાલવા દે છે અને પસન્દ કરે છે. પરન્તુ અમને આશ્ચર્ય લાગે છે કે મિ. પાદશાહ જેવા વિચારવન્ત લેખક એટલું ધ્યાનમાં નથી રાખતા કે અર્થશાસ્ત્રના નિર્ણયો રાજકીય હિતાહિતના વિચારથી નિયમાય છે. અને આજકાલ આખું હિન્દુસ્તાન એક છત્રની નીચે આવી એકરાષ્ટ્રની ભાવના સિદ્ધ કરવા તરફ વળેલું છે,

---

* Taking account therefore of the *political corruption* which necessity results from struggles about the tariff in a *democratic* country and taking account also of the interests of the agricultural classes, I settled in my own mind the question,... .......I have already implied that many of those arguments that *tell in favour of Protection, as regards a,* †*New country* tell against it as regards an old one. *Especially for England* a protective policy would, I believe, be an unmixed and grevious evil."—Professor Marshall in his Presidential Address to the British Association in 1890. † New =નવો-હુન્નરોની બાબતમાં નવો; જેમાં હજી કારખાનાં જામ્યાં નથી તેવો.

અને એમાં જ એનું શ્રેય છે એ વાત મિ. રાનડે જેવા દેશભક્તો—કેમ વિસરી શકે!

મિ. ચેમ્બરલેઇનના પક્ષકાર અને 'ઇમ્પીરિયલ ટેરિફ કમિટી' ના જનરલ સેક્રેટરિ મિ. વિન્સ કહે છે તેમ—

"Economical maxims and arguments can only settle economical problems. But there are other things in politics besides political economy, just as there are other things in household management besides domestic economy. The law of the cheapest market has as high a sanction in political as in household economics, but no higher."

તાત્પર્ય કે આર્થિક સૂત્રો અને દલીલોથી માત્ર આર્થિક પ્રશ્નોના જ નિર્ણય થઇ શકે: જેમ આપણા ઘરમાં આપણો સર્વ વ્યવહાર આર્થિક દૃષ્ટિથી જ ચલાવાતો નથી, તેમ રાજ્યવ્યવહારમાં પણ આર્થિક દૃષ્ટિ જ સર્વોપરિ નથી. આ જ કારણથી, હિન્દુસ્તાનના જૂદા જૂદા પ્રાન્તો એકપ્રજાત્વની ભાવના સિદ્ધ કરવા ખાતર, પોતપોતાના સ્વતન્ત્ર આર્થિક હિતને ગૌણ કરે એમાં કાંઇજ આશ્ચર્ય નથી. મિ. પાદશાહને આવી સાદી અને સુપ્રસિદ્ધ વાતનું સ્મરણ કરાવવાની જરૂર પડવી ન જોઇએ.

વળી—

પરદેશી કાપડ ઉપર જકાત નાંખવાથી એ કાપડ હિન્દુસ્તાનમાં મોંઘું વેચાય અને એટલે અંશે હિન્દુસ્તાનના લોકોને જ ખરેખરૂં નુકશાન થાય—આ બિનજકાતી નીતિના હિમાયતીઓની મુખ્ય દલીલ. પણ જરા વિચાર કરો કે એ પરદેશી કાપડનો ઉપાડ કયા વર્ગમાં છે? હિન્દુસ્તાનના ગરીબ વર્ગને તો જોઇતું કાપડ હિન્દુસ્તાનનાં જ કારખાનાં પૂરૂં પાડવા લાગ્યાં છે—જેને પરિણામે જાડા કાપડમાં લેંકેશીયર હરીફાઇમાં આવતું જ બન્ધ થઇ ગયું છે. માટે આ જકાત માત્ર તવંગર વર્ગ ઉપર જ પડવાની. તવંગર વર્ગ ઉપર જે કર આવે એ પરિણામે ગરીબવર્ગને પણ અસર કરે. પણ જો હિન્દુસ્તાનમાંથી રાજ્યખર્ચ માટે અમુક કરોડ ઉપજ લેવાની જ છે, અને ગરીબવર્ગ તો મીઠા વગેરે ઉપર કર ભરીને અને જમીનની મહેસુલ (કર ભરનાર ખેડૂતોનો મ્હોટો વર્ગ તદન ગરીબ છે.) આપીને એ ખર્ચનો એક મ્હોટો ભાગ વહન કરે જ છે—તો બીજો કેટલોક ભાગ—પરદેશી માલ ઉપર જકાતરૂપે—તવંગર વર્ગ ખાસ કરીને વહન કરે તો એમાં બિલકુલ અન્યાય નથી.

પરદેશી માલ ઉપર જેટલી જકાત નંખાય તેટલો એ માલ આ દેશમાં મોંઘો વેચાય, અને તેટલે દરજ્જે એ આ દેશના લોક ઉપર જ કર થઇ પડે એ બિનજકાતી આર્થિક નીતિનું મૂલ સૂત્ર પણ શું સંપૂર્ણ સત્ય છે? કેટલીકવાર જકાતના આશ્રયથી પરદેશી માલ સ્હામે દેશી માલ ટક્કર ઝીલી શકે છે, અને એનું પરિણામ એ આવે છે કે એ જકાત ઘણે ભાગે માલ ખરીદનાર ઉપર ન પડતાં, માલ વેચનાર ઉપર પડે છે મિ. વિન્સ એમના ચોપાનીયામાં ઇંગ્લંડ અને અમેરિકાના ખાંડ અનાજ વગેરેના ભાવના કેટલાક તાજા દાખલા

લઈ બતાવી આપે છે કે પરદેશી માલ ઉપર જકાત નાંખવાથી ઘણે ભાગે પરદેશને જ શોષવું પડે છે. ( Prof. F. Y. Edgeworth in the Economic Journal, Vol. IV. p. 45. ) અને આ વાતના સમર્થનમાં પ્રોફેસર† સેલિગ્મૅન અને પ્રોફેસર* સિજવિકના પ્રતિષ્ઠિત અભિપ્રાય ટાંકે છે.

આ વિષયમાં સઘળો નિર્ણય કેવળ હિન્દનું હિત લક્ષમાં રાખીને જ થવો જોઇએ. અને હિન્દુસ્તાનના આર્થિકમન્ત્રી સર એડવર્ડ લૉએ ઇગ્લંડના 'ટાઈમ્સ'પત્રમાં જેવા વિચારો પ્રકટ કર્યા છે તે જોતાં મિ. પાદશાહ ભય રાખે છે તેમ હિન્દનું મુખ્ય અધિકારિમંડળ. મિ. ચેમ્બરલેઇનની તરેહની જકાતી નીતિના પ્રવાહમાં તણાય તો બેશક હિન્દને ભારે નુકશાન થવાનો સંભવ છે. અને એ સ્હામે ચેતવણી આપનાર તરીકે મિ. પાદશાહનો ઉપકાર માનવો ઘટે છે.

* *

**આપણી આર્થિક સ્થિતિ.** થોડાક દિવસ ઉપર, સર રૉબર્ટ ગિફ્‌ન નામના એક વિદ્વાને બ્રિટિશ સામ્રાજ્ય અને એનાં અંગભૂત રાજ્યો ( દેશો ) ની સમૃદ્ધિ કમાણી અને ખર્ચ સંબન્ધે એક લેખ લખી સંભળાવ્યો હતો—એમાં હિન્દુસ્થાન વિષે નીચેની મહત્ત્વની હકીકત આપી હતી:—

હિન્દુસ્થાનમાં સાધારણ રીતે મજુરીઆત વર્ગમાં કુટુંબદીઠ ( મહિને સાત રૂપીઆને આશરે ગણતાં ) વર્ષે દહાડે પાંચ પાઉંડ જેટલી કમાણી થાયછે. કુટુંબ દીઠ પાંચ માણસો ગણીએ તો એ કમાણી માથા દીઠ એક પાઉંડ થાય. હિન્દુસ્તાનમાં મજૂર વર્ગ ઘણો મ્હોટો છે, અને તેથી બાકીના વર્ગની પેદાશ કુલ મજૂર વર્ગના જેટલીજ હોવાનો સંભવ છે. આ રીતે ગણતરી કાઢતાં હિન્દુસ્તાનની કુલ ૩૦ કરોડ વસ્તીની કુલ વાર્ષિક કમાણી ૬૦ કરોડ પાઉંડ કરતાં વધારે માનવી યોગ્ય નથી. યુનાઇટેડ કિંગડમ ( ઇગ્લંડ વેલ્સ

† "It is obvious that cases may arise where it is not true that 'the tariff is a tax' in the sense that the whole burden of an import duty is necessarily borne by the consumer." Prof. Seligman, "Incidence of Taxation," 2nd Ed. p. 303.

* "Such duties will partly have the effect of levying a tribute on foreign producers, the amount and duration of which may in certain cases be considerable ..........Suppose that a 5 per cent duty is imposed on foreign silks, and that in consequence, after a certain interval, half the silks consumed are the product of native industry, and that the price of the whole has risen 2½ per cent. It is obvious that, under these circumstances, the other half which comes from abroad yields the State 5 per cent, while the tax levied from the consumers on the whole is only 2½ per cent: so that the nation in the aggregate is at this time losing nothing by Protection except the cost of collecting the tax, while a loss equivalent to the whole tax falls on the foreign producers." Prof. Sidgwick.

આ રકમને, સને ૧૮૮૧-૮૨ માં હિન્દી સરકારે પોતે ગણેલી વાર્ષિક કમાણીની રકમ સાથે સરખાવીએ :—

સને ૧૮૮૧-૮૨ની સરકારી ગણતરી પ્રમાણે લોકની વાર્ષિક
કમાણી—૪૬,૮૦,૦૦,૦૦૦ પાઉંડ.

મિ. ડિગ્બિએ સને ૧૯૦૦માં કરેલી ગણતરી પ્રમાણે " —૨૮,૯૯,૫૯,૯૧૯ પાઉંડ.

ઘટ—૧૭,૮૦,૪૦,૦૮૧ પાઉંડ.

તો છેલ્લાં વીસ વર્ષમાં આપણી વાર્ષિક કમાણીમાં લગભગ ૧૮ કરોડ પાઉંડની ઘટ આવેલી માલુમ પડે છે.—એમ મિ. ડિગ્બિનું કહેવું છે.

ઉપરના આંકડા કેટલે દરજ્જે વિશ્વાસ પાત્ર છે એ એક પ્રશ્ન છે, પણ એ સર્વમાંથી આટલી વાતતો નિઃસન્દેહ રીતે તરી આવે છે કે હિન્દુસ્તાનની સ્થિતિ ઘણી જ ગરીબ છે, અને છેલ્લા વીસ વર્ષમાં એ સ્થિતિમાં કાંઇ પણ સુધારો થવાને બદલે દિનપરદિન એમાં વિશેષ ખરાબી થતી જાય છે. આપણા કારીગરોની અને ખેતીના મજૂરોની રોજી પહેલાં કરતાં વધી છે એમ કદાચ કોઇને થતું હશે-પરન્તુ આ સબન્ધી ભ્રાન્તિ છેલ્લાં ત્રીસ વર્ષમાં પૂર્વોક્ત વર્ગની રોજી, અને અનાજના ભાવમાં થએલા ફેરફાર સંબન્ધી 'ઇસ્ટએન્ડવેસ્ટ'-પત્રમાં મિ. મલબારીએ ટાંકેલા આંકડા જોતાં દૂર થાય છે. આપણા ઇલાકા માટે એ નીચે મુજબ બતાવે છેઃ—.

આપણે ૧૮૭૧ થી ૭૫ સુધીનો સરેરાશ અનાજભાવ ૧૦૦ મૂકીએ તો એના પ્રમાણમાં સને ૧૮૯૧—૯૫ માં અનાજભાવ ( જે દુકાળનાં વર્ષોનો અનાજ ભાવ નહોતો, અને જેને હાલનો સાધારણ અનાજભાવ ગણી શકાય ) ડાંગેર ( ચોખા ) નો ૧૧૦, ઘઉંનો ૧૦૭ અને જુવારનો ૧૨૭ હતો. સને ૧૮૭૩ માં ખેતીના મજૂરની અને સુતાર, લુહાર, અને કડીઆની રોજી ૧૦૦ મૂકીએ તો એના પ્રમાણમાં સને ૧૯૦૧ માં ખેતીના મજૂરની ૯૫.૩ અને સુતાર, લુહાર, કડીઆની ૯૮.૫ જેટલી ઉતરી ગએલી જણાય છે. પંજાબમાં અનાજના ભાવના પ્રમાણમાં રોજીનો દર વધારે વધી ગયો છે; બંગાળામાં સુતાર વગેરે કારીગર વર્ગની રોજી ડાંગેરના ભાવના પ્રમાણમાં વધી છે; વરાડ પ્રાન્તમાં ખેતીના મજૂરની રોજી અનાજના ભાવમાં થએલા વધારાને અનુસરતી છે. પરન્તુ તે શિવાય બીજા સર્વ ઇલાકાએ અને પ્રાન્તોમાં **રોજીના પ્રમાણમાં અનાજના ભાવ ઘણા વધી ગયા છે-અર્થાત્ રોજીનો વધારો એ માત્ર દેખીતો જ છે.**

---

પૂર્વે 'સૂત' નામની એક જાત હતી; તેઓ કથા કહેવાનો કિંવા વાંચવાનો ધંધો કરતા હતા. આ જાતિના પુરુષો ફરતા રહેતા, અને ઠેકઠેકાણે કથા કહી કિંવા વાંચી પોતાનું ગુજરાન કરતા. ભિક્ષુકો એમને ઉતરતી જાતિના માને છે એ ભૂલ છે. ખરા બ્રાહ્મણોને આ ભેદ અજ્ઞાત છે. આ ભેદવાચક શબ્દ પ્રાચીન બ્રાહ્મણોનાં શાસ્ત્રોમાં મળતો નથી-બનાવટી બ્રાહ્મણોના અર્થાત્ ભિક્ષુકોના શાસ્ત્રોમાં એ જોવામાં આવે છે.

આ ભારત-મહાભારત અને પુરાણોની કથા શૌનક નામના ઋષિને અને એમના બીજા સોબતીઓને એમના દ્વાદશાવાર્ષિક સત્રમાં-એક 'સૂતે' પહેલવહેલી કહી યા વાંચી; અર્થાત્ આ સઘળી કથા ઋષિઓને પહેલાં માહિત નહોતી, શૌનકના સત્રમાં પહેલવહેલી જ એ ઋષિઓના જાણવામાં આવી. આ ઘણી પ્રાચીન હકીકત બ્રાહ્મણોએ જાળવી રાખી છે; ભિક્ષુકોએ એમની ભિક્ષુકી પાછળથી ભજાવી એ ભાગ જૂદો. જે સૂતે આ કથા ઋષિઓને કહી કિંવા વાંચી, એ સઘળી એમણે એમના બાપ પાસેથી મેળવેલી હતી-આ હકીકત બ્રાહ્મણોએ જ જાળવી રાખી છે 'વ્યાસ'-શબ્દ જ આવા કથા કહેનારા કિંવા વાંચનારા સૂત લોકોની જાતિને લગાડાતો હોવો જોઇએ; કારણ, એમને હાથે કથાનો વિસ્તાર થવો સાહજિક છે: 'વ્યાસ'-શબ્દનો અર્થ જ સંસ્કૃતમાં 'વિસ્તાર' કિંવા 'વિસ્તાર કરનારો' થાય છે. પૂર્વના 'વ્યાસ' કેવળ સૂત જાતિના જ હતા. પણ શૌનકાદિકના કાળમાં આ કથા પહેલવહેલી ઋષિઓને જ્ઞાત થઈ ત્યાર પછી ઋષિઓના વંશજોમાં એટલે કે વૈદિકધર્મને માર્ગે ચાલનારાઓમાં 'વ્યાસ' થવા લાગ્યા. અને એમણે ભારત-મહાભારત અને પુરાણોની કથાઓને વૈદિકરૂપ આપ્યું. તે વખતે વેદધર્મીઓએ **नारायणं नमस्कृत्य**' એ પૂર્વના સૂતનો મહોર-શિક્કો પોતાના સઘળા ગ્રન્થના આરંભમાં કાયમ રાખ્યો એ કૃતજ્ઞતાનો ભાગ પ્રસંસા કરવા જેવો છે. પછી વૈદિકધર્મની થોડી ઘણી વાસ તેને લાગેલી કથાઓનો સંગ્રહ એક વૈદિકધર્મી વ્યાસે કર્યો, અને તે વૈશંપાયન નામના એક શિષ્યને શીખવ્યો. વૈશંપાયન એ કૃષ્ણ યજુર્વેદીઓના આચાર્ય મનાય છે-એ જોતાં, આ 'વ્યાસ'-વૈશંપાયન-કાલ્પનિક ન હોતાં કૃષ્ણ યજુર્વેદીમાંના એક હોવા જોઇએ. 'સૂત' પાસેથી વૈદિકધર્મીઓને પહેલવહેલી જ આ કથા લબ્ધ થઈ એ જેઓને ઠીક લાગ્યું નહિ તેવા ભિક્ષુકોએ 'સૂત' ને એ વૈશંપાયન-પાસેથી મળી એવી વાત ચલાવી, અને વૈશંપાયનને બ્રાહ્મણી 'વ્યાસ' ના શિષ્યોમાં દાખલ કર્યા. આ પ્રમાણે 'સૂત' અને 'સૂતપુત્ર'—એ બાપદીકરાની ખરી જોડી આ કથાની પહેલી પ્રચારક; બ્રાહ્મણી વ્યાસ અને વૈશંપાયન-એ ગુરુશિષ્યની બનાવટી જોડી આ કથાની બીજી પ્રચારક જે કથા પૂર્વોક્ત બાપદીકરાએ ફેલાવી, એ મૂળ વૈદિકધર્મી લોકોની નહોતી. જે કથા ગુરુશિષ્યે ફેલાવી કહેવાય છે, તેમાં મૂળ વૈદિકધર્મી નહિ એવા લોક વૈદિકધર્મી બન્યા. ભારતી કથાની વૈદિકી ઇમારત ઉપર ત્રણ અવૈદિક વાવટા ફરકી રહ્યા છે:—(૧) પહેલો વાવટો પાંચ જણા વચ્ચે એક સ્ત્રી એ; (૨) બીજો વાવટો ભીમ દુઃશાસનનું રુધિર પીએ છે એ; '**नैकस्यै बहवः सहपतयः**' એમાં પહેલી વાતનો, અને '**अस्ना रक्षः संसृजतात्**' એમાં બીજી વાતનો સ્પષ્ટ રીતે નિષેધ કર્યો છે. બે કિંવા બેથી વધારે પુરુષો વચ્ચે એક સ્ત્રી કરવી ન જોઇએ અને પશુનું રુધિર રાક્ષસનો ભાગ સમજી ફેંકી દેવું જોઇએ પીવું ન જોઇએ-એ બે નિષેધ વેદમાં સર્વાનુમતે માન્ય છે.) (૩) પરાશરનું સત્યવતી સાથે અને કુન્તીનું તે તે દેવો સાથે કિંવા પુરુષો સાથે કામ પૂરતું

લગ્ન-એ ત્રીજો અવૈદિક વાવરો. 'વેદની બહાર જા' એવો અર્જુનને અ૦ ૨ શ્લો૦ ૪૨-૪૫ માં ભગવાનને ઉપદેશ છે, એ ભગવદ્‌ગીતા ઉપર એક અવૈદિક વાવરો ફરકી રહ્યો છે. ભક્તિનો વાવરો મૂળ અવૈદિક છે, પછી એને વૈદિક ધર્મમાં-વૃક્ષની કલમની પેઠે-દાખલ કર્યો છે-એ ભાગ જૂદો.

વૈશંપાયન પહેલા આચાર્ય હોઈ, એમની પાસેથી 'સૂત'—બાપને આ સઘળી કથા મળ્યાની જે વાત ભિક્ષુકો કહે છે એ થોડોક વિચાર કરવાથી તદ્દન પોકળ ઠરે છે. જનમેજયને પોતાના પૂર્વજોની હકીકત વાકિફ નહોતી, એ એમને કહેવા એક સત્રના પ્રસંગે વૈદિકધર્મી વ્યાસે વૈશંપાયનને આજ્ઞા કરી; જે સભામાં એ હકીકત વૈશંપાયને જનમેજયને કહી, એ સભામાં એક 'સૂત' સાંભળતો બેઠો હતો; પછી એ સૂતે એ સઘળી પોતાના છોકરાને શીખવી; તે પછી તેણે દ્વાદશવાર્ષિક એક સત્રમાં શૌનકાદિક ઋષિઓને કહી'—એવી ભારતની પૂર્વપીઠિકા ભિક્ષુકોએ બનાવી છે. પાંડવ જેવા નામાંકિત પૂર્વજોની હકીકત જનમેજયને બિલકુલ ખબર જ નહોતી—પહેલી તો એ જ એક વાત ભરોસા લાયક દીસતી નથી. સત્રનો અધિકાર કેવળ બ્રાહ્મણને જ છે અને ક્ષત્રિયો કિંવા રાજાઓને બિલકુલ નથી,—એ બીજી બાબતનો શાન્તપણે વિચાર કરવો જોઇએ. ત્રીજી એક બાબત છે તે એ કે સત્રની કિંવા કોઈ પણ યજ્ઞની સભામાં શૂદ્રને કિંવા સૂતને બેસવાનું સ્થળ મળતું નથી. જેમ યજમાનને અને એનાં સગાંને એમાં સ્થળ મળે છે, તેમ બ્રાહ્મણ ઋત્વિજોને અને કેટલાક બ્રાહ્મણ યાજ્ઞિકોને પણ મળે છે-તે શિવાય બીજા કોઇને બેસવા દેવામાં આવતા નથી. ત્યારે શૌનકાદિકના સત્રમાં 'સૂત'-શૂદ્રને બેસવા જગ્યા મળી એ શી રીતે! પ્રશ્ન યોગ્ય છે, પ્રાસંગિક છે. શૌનક ઋગ્વેદીઓના આચાર્યમાંના છે, વૈશંપાયન યજુર્વેદીઓના આચાર્યોમાંના છે. ઋગ્વેદનો પ્રચાર યજુર્વેદના પ્રચાર કરતાં જૂનો હોઈ, યજુર્વેદમાં ઘણી ઋચાઓનો (ઋગ્વેદમન્ત્રનો) સંગ્રહ કરવામાં આવ્યો છે. ઋગ્વેદના ઐતરેય સરખા બ્રાહ્મણ (ગ્રન્થ)માં શૂદ્રને પૂર્વે એક વખતે સોમયાગનો અધિકાર હતો એવી કથા દાખલ થએલી છે. શૂદ્રને જો સોમયાગ કરવાનો અધિકાર હતો તો સત્રમાં બેસવાની પરવાનગી તો અર્થાત્ જ હતી. એવા એકાદ સત્રમાં, પૂર્વે નહિ સાંભળેલી એવી કથા સાંભળવાની ઉત્કટ ઇચ્છા ઋષિઓને થઇ, અને તેથી એવી કથા કહેનારા એક શૂદ્ર-કે જેને સોમયાગનો પણ અધિકાર હતો-તેને પોતાની આગળ પીઠ (કથા કહેનારની બેઠક) ઉપર બેસાડી દીધો-એમાં કાંઇ જ ખોટું નથી. સારાંશ,-જે પૂર્વે ઋગ્વેદી શૌનકના કાળમાં શક્ય હતું તે જ પછી વૈશંપાયનના કાળમાં અશક્ય થયું. એકંદરે એવું અનુમાન થાય છે કે ઋગ્વેદી શૌનકનો સત્ર અસલી છે, અને જનમેજયનો સત્ર એ અસલી સત્રની નકલ છે. પૂર્વની (શૌનકના સત્રની) હકીકત ઘણે અંશે ખરી લાગે છે. પાછળની (જનમેજયના સત્રની) હકીકત 'ન દેખે રવિ તે દેખે કવિ' એ કહેવતમાં સુરેખ વર્ણન કરેલી કવિની કેવળ કલ્પનાસૃષ્ટિમાંની એક લાગે છે.

(અપૂર્ણ.)

રાજારામ રામકૃષ્ણ ભાગવત.

---

# ગુર્જર સાક્ષરજયન્તી.

## મીરાંબાઇ.

( અનુસન્ધાન ગત અંકથી. )

મેવાડથી મીરાં હવે કંટાળ્યાં હતાંઃ જીવનના ભયથી નહીં પણ ભક્તિમાં વારંવાર પડતા ભંગથીઃ તેથી મીરાંએ મેવાડથી દેશવટો લીધો. મીરાં મેવાડથી મેડતે જઈ રહ્યાં, કે મેવાડથી પરભાર્યાં વૃન્દાવન થઇ દ્વારિકાંમાં અખંડ વાસ કીધો, કે મેડતે થઇ દ્વારિકાં જઇ ત્હાંથી વૃન્દાવન ફરી પાછાં દ્વારિકાં આવી રહ્યાં, એ યાત્રાનો ક્રમ સંશયગ્રસ્ત છે. 'બિંદ્રાબન છેલછબીલા ઠાકોરકું' સલામ મોકલતાં તે મીરાં 'ગુણસાગરકું' સલામ ભરવા ગયાં, અને યમુનાંજી ન્હાયાં, અને ગાયું કેઃ—

> એ બિનતિ ચિત્ત ધરીએ, શ્રી જમનાંજી! યે બિનતિ ચિત્ત ધરીએ;
> ગીરધરલાલ મુખારવિંદ રતિ જન્મ જન્મ મોહે કરીએઃ
> શ્રી જમનાજી ! યે બિનતિ ચિત્ત ધરીએ.

વળી પદ છે કેઃ—

> હાંરે ચાલો ઠાકોરમાં જઇ વસીએ;
> હાંરે મ્હને લ્હે લગાડી રંગરસીએ રેઃ ચાલો.
>
> * * *
>
> ચન્દ્રવદન રલીયામણી આંખ્યો.
> હાંરે મુખડું સુંદર સોહીએ રે—ચાલો.
> રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે,
> હાંરે મન મોહ્યું મ્હારૂં મોરલીએ રે—ચાલો.
> મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર.
> હાંરે અંગોઅંગ જઇ મળીએ રે—ચાલો.

વળીઃ—

> મેરો મન હરી લીયો રાજા રણછોડ.

અને,

> સાંઢવાળા સાંઢ શણગારજે રે જવું સો સો રે કોશ;
> રાણાજીના દેશમાં મ્હારે જળ રે પીવાનો દોષ.
> ગોવિન્દો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રેઃ
> મને મ્હારો રામજી ભાવેરે, બીજો મ્હારી નજરે ન આવેરે.
> ડાબો મેલ્યો મેવાડ રે મીરાં, ગયાં પશ્ચિમ મ્હાંય;
> સરવ છોંડી મીરાં, નીસર્યાં જેનું માયામાં મનડું ન કાંય.
> ગોવિન્દો.

એ સઉ પદો ઉપરથી એમ કહી શકાય કે વૃંદાવન અને ઠાકોરજીની યાત્રા કરી મેવાડ ત્યાગી મીરાં દ્વારિકામાં જઇ વસ્યાં.

સાસુ અમારી સુષુમણા રે સસરો પ્રેમસન્તોષઃ
જેઠ જગજીવન જગતમાં, મ્હારો નાવલિયો નિર્દોષઃ ગોવિન્દો૦
ચુંદડી ઓઢું ત્હારે રંગ ચુવેરે રંગબેરંગી હોયઃ
ઓઢું હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોયઃ ગોવિન્દો૦
મીરાં હરીની લાડણી રે રહેતી સન્ત હજુરઃ
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા દિલકપટીથી દૂરઃ ગોવિન્દો૦

મેવાડના મહારાજ 'દિલકપટી' થયા અને મેવાડનાં મહારાણીએ મુગટ ઉતારી વૈરાગ્ય લીધો. આ વેળાનું મીરાંનું જીવન મહાકરુણ હતું. મીરાંનું એક પદ છેઃ—

કરના ફકીરી, ક્યા દિલગીરી ? સદા મગનમેં રહેનાં રે,
કોઇ દિન વાડી, કોઇ દિન બંગલા, કોઇ દિન જંગલ સોના રેઃ
કરના ફકીરી૦

કોઇ દિન હાથી, કોઇ દિન ઘોડા, કોઇ દિન પાંઉસે ચલના રે,
કોઇ દિન ખાના, કોઇ દિન પીના, કોઇ દિન ફક્રમ ફક્રા રે.

રાજરાજેન્દ્ર ચિતોડનાથનાં રાણીજીને 'કોઇ દિન ફક્રમ ફક્રા' થતા, રથસુખપાલનાં ભોક્તાને 'કોઇ દિન પાંઉસે ચલના', મહેલ ઉદ્યાનનાં વાસીને 'કોઇ દિન જંગલ સોનાં' એ સઉ ચિત્તવેધક ચિત્ર નથી ? પણ આન્તર દીપક જેનો પ્રગટ્યો છે અને મહાર્ણવના ઝગમઘાટ ઝળકાવી રહ્યો છે ત્હેના બ્હારના રત્નરાશિ લૂટી લ્યો પણ શું ? મીરાં હૃદય-વિભૂતિમાં રમતાં, ત્હેમને પાર્થિવ સુખલોભ રહ્યો ન હતો. એ વિધ્યે મીરાંએ—

પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ,
વાસ પૂરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પ્હોચ્યા છે મનના કોડઃ
મીરાંમન મોહન શું માન્યું.

પણ મેવાડમાં રસની રેલ્ય સવળી વ્હેવા માંડી. ભરતખંડના રાજકુલશિરોમણિનાં રાણી પરદેશમાં ભટકે એની અયોગ્યતાની બુદ્ધિથી કે કાં તો ભક્ત અને કવિ એવી સદ્દશોભના પત્નીના પ્રેમની અતિ ઊંડી ઊંડી આન્તર વાસનાથી રાણાજીનું મન અન્તે ફર્યું અને મીરાંને તેડવા—

ઉપરાઊપરી તેડાં મોકલ્યાં રે આવીને લાગ્યા સઉ પાય;
'માજી ! પધારો મેવાડમાં વ્હેલાં, રાણાજી તો અન્ન ન ખાયઃ
મીરાંમન મોહન શું માન્યું.

કાગળ કોણ લઇ જાય રે મથુરાંમાં વસે મેવાસી,
મ્હારા પ્રાણ પીઆજી—કાગળ૦
એ રે કાગળમાં ઝાઝું શું લખીએ ?
થોડે થોડે હેત જણાય રે મ્હારા પ્રાણપીઆજી.

---

જાણ્યું જાણ્યું હેત ત્હમારૂં જાદવા રે લોલ
હેત જ હોય તો હઇડામાં વરતાય જોઃ
એમ ત્હમારી આંખડીએ અલખામણાં રે લોલ
વ્હાલી હોય તો નયણાંમાં ઝલકાય જોઃ
(સત્યભામાનું રૂસણું)

ધીરજની વાતો ધરથી જાણી નહીં રે લોલ
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણ જોઃ
કાળજડાં કોરીને ભીતર ભેદીયાં રે લોલ
મીટલડીમાં માર્યાં મોહનાં બાણ જોઃ—જાણ્યું જાણ્યું૦

---

રાધેકો ગજરો, પ્યારીજીકો ગજરો,
દે ડારો રાધે રાણીજીકો ગજરો.

મેં જલ જમુના જાની ભરનકો, ભર આઈ ગગરો,
બિસર આઈ ગજરોઃ—રાધેકો૦

તુમ મત જાનો બન્યો હે ફુલનકો,
રતન જડીત મોતીયાં હે દે ગજરો—રાધેકો૦

---

વાંઝરડી હારેડી હો લાલ ! ત્હારી વાંઝરડી રે.
એવડ એવડ નાડી બાંધી. ત્રેવડ નાડી તોડીઃ હો લાલ !૦

---

મીરાંના કાવ્યસાગરમાંના આ સઉ કણ છેઃ વધારે જોવા અત્યારે આપણને અવકાશ નથી. એક પદ જોઇએ જે બતાવે છે કે મીરાં સ્ત્રીકવિ હતાઃ—

મુજ અબળાને મ્હોટી મીરાત બાઇ ! શામળો ઘરાણું મ્હારે સાચુ રેઃ ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરીનો મ્હારે હઇએ રેઃ
ચીતમાળા ચતુર્ભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇએ રે ?—મુજ.
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે,
વિછુવા ઘુઘરા રામનારાયણના, અણુવટ અન્તરજામી રે—મુજ.
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે,
કુંચી કરાવું કરુણાનંદ કેરી; ત્હેમાં ઘરાણું મ્હારૂં રે—મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે,
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર હરિને ચરણે જાચું રે—મુજ.

મણિમાળાએ મેવાડમાં ઉતારી, 'સાચું શામળાનું ઘરેણું' મીરાંબાઇએ પ્હેર્યું હતું. કવિતા આવી સ્વાભાવિક, સરલ, ઉછળતી, સ્નેહાળ સુન્દરી કવિના સરિખડી સુન્દર છે. મીરાં બર્ન્સના વર્ગનાં કવિ હતાં. સદ્ભાગ્યે પશ્ચિમથી આવી આપણા પ્રાન્તમાં પરિમળતા એ પુષ્પનાં ઋણ આપણે પરેપૂરાં કદી વાળી શકીશું ?

મીરાંનો ધર્મ કૃષ્ણભક્તિનો વલ્લભસંપ્રદાયને મળતો હતો. પુરાણપન્થીઓ ઉપર એવા આક્ષેપ કેટલીક વેળા થાય છે કે મીરાંના જેવાં શુદ્ધ સ્નેહી હૈયાંની પણ પ્રભુના સ્વરૂપની કલ્પના અને ભક્તિ વિષેના વિચાર અતિ જડ સ્થૂલવન્તા અને અણુવિકસ્યા હોય છે. આ આક્ષેપ ખોટા છે કારણ કે ભક્તિ અને પ્રભુદર્શનની પ્રેરણા એ હૈયાની પ્રવૃત્તિઓ છે એટલે હૈયાં શુદ્ધ અને સ્નેહાળ છે એમ કહ્યા પછી બીજા આક્ષેપનું કારણ રહેતું નથી. બુદ્ધિના બાલક સ્નેહ, પૂજા અને ભક્તિ સમજી શકે છે; અને સ્નેહ, પૂજા, ભક્તિના અભિષેકને યોગ્ય મહાપ્રાણને પણ ઓળખી શકે છે. મીરાં સાક્ષર નહતાં એમ લાગે છે, છતાં ત્હેમના ભક્તિ વિશે અને પ્રભુ વિશેના ભાવ ઉન્નત અને આ 'સાક્ષરશિરોમણિ'ઓના જમાનામાં પણ બોધક હતા. ત્હેમનાં બે પદ જ ફક્ત આપણે ગાઈ જઇએઃ—

મીરાં ભક્તિ કરત હે પ્રગટકી, નાથ ! તુમ જાનત હો સબ ઘટકી.
નાહી ધોઈ મીરાં લે સમરણી તો પૂજા કરત સીતાપતકી,
સાલીગ્રામકું તુલસી ન્હવાવે, તો ભાલતિલક બીચ ટીપકી—મીરાં.
રામમન્દિરમેં મીરાંબાઈ નાચત, તાલ બજાવત ચુટકીઃ
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુંઘટકી—મીરાં.
વિષના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી,
હરી ચરણામૃત પી ગઈ મીરાં, અમૃતકી જેસી ઘટકી—મીરાં.
સુરત દોરા પર ચાલીયે ધારો તો શીર ગાગરપર મટકી,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સુરતા ચલી જેસી નટકીઃ
મીરાં ભક્તિ કરત હે પ્રગટકી, નાથ ! તુમ જાનત હો સબ ઘટકી.

સાલીગ્રામને તુલસી ન્હડાવતાં કે ભાલતિલકમાં ટિપકી પૂરતાં, સીતાપતિની પૂજા કરતાં કે, રામમન્દિરમાં નૃત્ય આદરતાં, અથવા તો મહાવિષનો પ્યાલો હોઠે માંડતાં મીરાંની એક જ દૃષ્ટિ હતીઃ સુરતા અડગ હતીઃ પનીહારીની બેડા ઉપર હોય છે ત્હેવી, દોર ઉપર ચાલતા નટના જેવી. પૂજા, સેવા, નૃત્ય કે મહાવિષ ઘોળતાં એવી એક સુરતા રાખનાર ભક્ત હમણાં કેટલા છે ? મીરાં "એકમેવા દ્વિતીયમ્" તો જાણતાં જ હતાં, ઉપરાન્ત એ એક ઉપર અખંડ દૃષ્ટિ માંડી રાખતાં પણ જાણતાં હતાં. યોગ કે ભક્તિનું આથી ઊંચું પગથિયું હજી શોધાવાનું બાકી છે.

મેં તો લીયો હે સાંવરીઆને મોલ, માંઈ મેં તો લીઓ હે.
કોઈ કહે સુંગો, કોઈ કહે મુંગોઃ
મેં તો લીયો હે હીરાસુ તોલ—માંઈ !૦
કોઈ કહે હલકો, કોઈ કહે ભારી.
મેં તો લીયો હે તાકડીએ તોલ—માંઈ !૦
કોઈ કહે છાને, કોઈ કહે ચોડે,
મેં તો લીયો હે બાજતે ઢોલ—માંઈ !૦
કોઈ કહે ઘટતો, કોઇ કહે બદતો,
મેં તો લીયો હે બરાબર તોલ—માંઈ !૦
કોઇ કહે કાલો, કોઇ કહે ગોરો,
મેં તો દેખ્યો હે ઘુંઘટપટ ખોલ—માંઈ !૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર
મ્હારે પુરવ જનમરો હે કોલ—માંઈ !૦

આ એ પદ પછી અમને તો શક રહેતો નથી કે મીરાંએ "ઘુંઘટપટ ખોલી"ને પ્રભુનાં દર્શન લીધાં હતાં અને પરમોન્નત પ્રકાશ પામ્યાં હતાં.

મીરાંની જીવનકથામાં એક વાત મશહુર છે જે ત્હેમના ધર્મનું લક્ષણ દર્શાવે છે. વૃન્દાવનની યાત્રાએ મીરાં ગયાં ત્હારે ત્હાં એક જીવા ગોસાંઇ રહેતા હતા. મીરાંને ત્હેમનાં દર્શનની વાંછા થઈ હતી પણ ગોસાંઇજીએ કહાવ્યું કે પોતે કોઈ સ્ત્રીનું મુખ જોતા નથી. મીરાંએ ઉત્તર મોકલ્યો કેઃ

આજ લગી હું એમ જાણતી જે વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
વૃન્દાવન વસી હજી પુરુષ રહ્યા છો, ત્હેમાં ધન્ય ત્હમારો વિવેક.
મીરાંમન મોહનશું માન્યું.

એ મર્મવચન સુણી જીવા ગોસાંઈ મીરાંના દર્શન કાજે ગયા.

કૃષ્ણભક્તિ કેટલીક રીત્યે મુસલમાનોના સુફીવાદને મળતી આવે છે અને કેટલીક

રીત્યે ત્હેનાથી જૂદી પડે છે. ઉભયનો પાયો પ્રેમની મસ્તી ઉપર છે એ એક મુદ્દાની વાત મળતી આવે છે. મીરાંબાઇ અને નરસિંહ મેહેતાનાં પદ બહુધા શાન્ત છે, દયારામભાઈનાં જેવાં ઉન્મત્ત નથી; છતાં મીરાંના પદસંગ્રહમાંથી પણ મસ્તીનાં પદ વીણ્યાં જડશેઃ

મોહન ભાંગ પીલાઇરે, કદંબ નીચે મોહન ભાંગ પીલાઈઃ
જલ જમુનાકો શીતલ પાની, ગાગર ભર કર લાઇ રે—કદંબ૦
સોનેકી કુંડી ને રૂપેકા લોટા, કુંડી એ રતન જડાઇ રે—કદંબ૦
કૃષ્ણએ વાટી ને બલદેવે ઘુંટી, રાધાએ સાફી સહાઇ રે—કદંબ૦
સોનેકા પ્યાલા તુમ પીઓ મતવાલા, અખીઆંમેં લાલી લગાઇ રે—કદંબ૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરનકમલ ચીત લાઇ રે—કદંબ૦

---

બાઈ મીરાં રામદીવાની, મેરા દરદ ન જાનત કોય—ટેક.
ઘાયલકી બાત ઘાયલ જાને, સો કોઇ ઘાયલ હોય,
સુલી જો ઉપર સેજ અમારી, પોઢણુ કેસી બુધ હોયઃ બાઈ૦
જડીબુટીસે ભલા કારજ નાંહી, બેદ લીયા સબ જોય,
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, બેદ સાંવરીઓઝ હોયઃ બાઈ૦

---

પ્રભુની પરાભક્તિને ભાંગ કે દારૂની ઉપમા આપવાથી કે સાત્વિકી યોગવાછાને દીવાનાપણું કહેવાથી શું વિશેષ અર્થ સરતો હશે એ તો એ મતાનુયાયી કો સમજાવે ત્હારેઃ પણ એવી રીતિની કવિતાની અધમતા એટલે સુધી આવે છે કે હાફિઝ કવિ એક ગઝલમાં પુકારે છે કે 'દારૂ લાઓ, દારૂ લાઓ અને એક ચૌદ વર્ષની છોકરી લાઓ.' આ શૈલીના કવિઓ ભૂલી જાય છે કે ભક્તિ એ સાત્વિક ભાવ છે અને મસ્તી એ સાત્વિક ભાવ નથી. એટલે ભક્તિ એ પ્રેમની મસ્તી નથી અને તેથી ભાંગ, ગાંજો કે દારૂની ઉપમાઓ અવળે માર્ગે જ દોરવામાં કે અવળા માર્ગ ઢાંકવામાં જ માત્ર સહાયભૂત થાય છે.

સૌ ધર્મની ફિલસુફી તેમજ આચાર એવા હોવા જોઇએ કે નરનારી ઉભય તે સમજી, ગ્રહી, આચરી શકે. પુરુષ તેમજ સુન્દરીમાં આત્મા છે અને ઉભયના આત્માને વિકાસ, વિશુદ્ધિ અને ઉન્નતિની જરૂર છેઃ એટલે પ્રભુનો યોગ અને તે સાધ્ય કરનાર ધર્મસિદ્ધિ પણ નરનારી ઉભયને માટે જ હોવી જોઇએ. સુફીવાદ તેમ જ કૃષ્ણભક્તિ બન્ને આ બાબતમાં અધૂરાં પડે છે. સુફીવાદમાં પ્રભુને પત્ની માની પત્નીભાવે ભક્તિ કરે છે. આ મત સુન્દરીઓની ધર્મમાં અવગણના કરે છેઃ કારણ કે સ્ત્રીવર્ગ પ્રભુને પોતાની પત્ની શી રીત્યે માની શકે? પતિને પત્ની હોય પણ પત્નીને વળી પત્ની કેવી? સુફીવાદ માત્ર પુરુષોને માટે જ છેઃ સ્ત્રીવર્ગ એ ગ્રહી, આચરી ન શકે એટલી એમાં અપૂર્ણતા છે.

કૃષ્ણભક્તિમાં પ્રભુને પતિ માની સૌ પતિભાવે ભક્તિ કરે છે. એ એક મુદ્દાની વાતમાં કૃષ્ણભક્તિ સુફીવાદથી જૂદી પડે છે. પણ એમાંય તે સુફીવાદના જેવીજ અપૂર્ણતા છે. સ્ત્રીવર્ગ કૃષ્ણભક્તિ સમજી શકે અને પ્રભુની પતિભક્તિ આચરી શકે. પણ પુરુષો પોતે સ્ત્રી શી રીત્યે થાય અને પોતાના વરની પૂજા શી રીત્યે આદરી શકે એ સમજવું અશક્ય છે. પત્નીની પત્ની હોઇ શકે નહીં, તેમ પતિનો પતિ પણ આપણે જોયો નથી. નવું સંસારવિધાન રચાય તો ત્હેમાં કદાચ સુફીવાદ અને કૃષ્ણભક્તિની અપૂર્ણતાઓ કોઇ નવલ સંસારશાસ્ત્રીઓ ઘટાવી શકે. આપણા સંસારમાં તો વરને વહુ કે વહુને વર કરવાં એવા રૂપરૂપાન્તરના ભાવ અજાણ્યા છે.

સુફીવાદ તેમજ કૃષ્ણભક્તિના ધર્મવૃક્ષોએ અનીતિના અનેક ફૂલફુલ બેસી ચૂક્યાં છે, અને એ સૌનું જીવનકારણ ત્હેમના મૂલ સત્રો જ–એ પતિ કે બે પત્નીઓ કરવામાં જ છે. પતિ-પત્નીના અને મનુ–પ્રભુના સંબંધ જાતિસ્વભાવે જ જૂદા છે એ સત્ય વીસરવાથી જ સુફીવાદ કે કૃષ્ણભક્તિ જેવા સંપ્રદાય રચાઈ કે પ્રચલી શકે.

છતાં એ ઉભય માર્ગમાં મહાસત્યો છે જેને દુનિયાનો ઇતિહાસ સમર્થન આપે છે, તેમજ ધર્મશાસ્ત્ર–Science of Religion–પણ પોષે છે. ધર્મનાં બીજ હૈયામાં છે, ભક્તિ તે સ્નેહની કલા છે, પ્રભુનાં પરમ દર્શનને અર્થે ભક્તિ સમાન અન્ય સાધન નથી. એ બધાં સત્યો સુફીવાદ તેમજ કૃષ્ણભક્તિ ત્હેમની ભુલ્યોમાંથી પણ વીરહાક મારી પુકારે છે. પૃથ્વીપ્રદક્ષિણા કરી દેશદેશના સંપ્રદાય, મન્દિરો, પૂજાવિધાન સઉ નીરીક્ષશું તો સહજ જણાશે કે માનવકુલે ભક્તિમાર્ગ જ સ્વીકારવાનો સંપ કીધો છે. આપણા ભારતવર્ષે પણ અન્ય સર્વ માર્ગોને તિરસ્કારી દુનિયાને પગલે પગલેજ એ માર્ગને આદર દીધો છે. આપણા આવાસો ઉપર ફરકતા ધ્વજપટ, આપણા કાનમાં વ્હેતાં ભજનકીર્તન, આપણા નયન ભરતાં ભક્તવૃન્દનાં ટોળે ટોળાંઃ સૌ એક જ–એ જ સત્ય દર્શાવે છે. જ્ઞાન કે હઠયોગના અન્ય માર્ગ જેઓ ઉપદેશે છે તેઓ મહાપ્રજાઓને પગલેથી મનુમહારાજના વંશના પન્થેથી હિન્દને દૂર કરવા મથે છે. હિંદુસ્તાનના, દુનિયાના ઇતિહાસમન્થનનું સત્ય ઉથાપવાની ત્હેમને શીર જવાબદારી છે.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

# લૉર્ડ સોલ્સબરી અને હિંદુસ્તાન.

( અનુસન્ધાન ગયા અંકથી. )

આ બાબતમાં લૉર્ડ સૅાલ્સબરીએ જે ભાગ લીધો હતો તે એ હતો કે મહારાજા મલ્હારરાવને પદભ્રષ્ટ કરવાંમાં 'ઝેર'નું કારણ દાખલ કરવું નહિ એવો હુકમ ઇન્ડિયા સરકાર ઉપર મોકલાવ્યો. તેનું કારણ આપતાં લૉર્ડ સૅાલ્સબરી જણાવે છે કે સ્વદેશી સદસ્યોના અભિપ્રાયને બીહિવત્ ગણવાથી જે હેતુ માટે-એટલે રૈયતનો વિશ્વાસ સંપાદન કરવા-તેમને નીમવામાં આવ્યા હતા તે હેતુનો ભંગ થાય છે. એટલે ઇન્ડિયા સરકારે પોતાનો અભિપ્રાય આપતાં મલ્હારરાવને ગુન્હેગાર ગણ્યા હતા તે અભિપ્રાયનો લૉર્ડ સૅાલ્સબરી અસ્વીકાર કરે છે. અને એમ માનવાથી જ, જે અભિપ્રાય ઉપર ઇન્ડિયા સરકાર આવી હતી કે મલ્હારરાવને અને તેના સંતાનને ભ્રષ્ટાધિકાર કરીને જ બેસી રહેવું, તે અભિપ્રાય બંધ બેસે છે; કારણ કે લૉર્ડ સૅાલ્સબરી લખે છે કે બ્રીટીશ રેસીડન્ટ જેવા અધિકારીને ઝેર આપ્યાનો ગુન્હો સાબીત થયા પછી—મલ્હારરાવને આટલી નજીવીજ શિક્ષા કરવી એમાં જોખમ સમાયલું છે આમ મુખ્ય મુદ્દા ઉપર એટલે મલ્હારરાવ ઉપર ગુન્હો સાબીત ગણવો કે નહિ, એ સવાલ ઉપર લૉર્ડ સૅાલ્સબરીનો અભિપ્રાય મલ્હારરાવના લાભનો છતાં, મહારાજા તરીકે એમની સ્થિતિના સંબંધમાં તેમનો અભિપ્રાય ટોરી પક્ષમાં તે કાલમાં પ્રચાર પામેલા બાદશાહી ગુમાનને અનુકૂલ હતો એ સ્પષ્ટ જણાઈ આવશે. પોતાના ખરીતાના છેવટના ભાગમાં લૉર્ડ સૅાલ્સબરી લખે છે કે:—

"The danger of seeming to visit the crime of poisoning a Resident with the simple penalty of deposition as well as the opinions of the Native Members of the Commission made it inexpedient, to include matters arising out of the inquiry among your grounds of action. • • • It might have obscured the principle that incorrigible misrule is itself a sufficient disqualification for sovereign powers. His Majesty's Government have willingly accepted this opportunity of recognizing by a conspicuous case, the paramount obligation which lies upon them of protecting the people of India from oppression."

( લૉર્ડ સૅાલ્સબરીનો ઇન્ડિયા સરકાર ઉપર પત્ર-નંબર ૬૫ તા. ૩ જુન સ. ૧૮૭૫

"બ્રીટીશ રેસીડન્ટને ઝેર આપવાના ગુન્હા માટે પદભ્રષ્ટ કરવા પુરતી જ હલકી શિક્ષા કરવામાં રહેલું જોખમ, તેમજ સ્વદેશી સદસ્યોનો ભિન્ન અભિપ્રાય,—એ બે વાત જોતાં, મલ્હારરાવને પદભ્રષ્ટ કરવામાં ઝેરને કારણ તરીકે આપવું અનુચિત જણાયું હતું. આ વાતને સાથે લઇને જ જો પદભ્રષ્ટ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતતો, નહિ સુધરી શકે તેવી રાજ્યની ગેરવ્યવસ્થા એ જ દેશી રાજાને અધિકારથી ભ્રષ્ટ કરવાને પૂરતું કારણ છે એ સિદ્ધાન્ત ગાૈણ થઇ જાત. હિંદના લોકને જુલમમાંથી ઉગારવાની જે સર્વોપરિ ફરજ આપણે માથે આવેલી છે તેનો આવા ઉઘાડા પ્રસંગમાં અમલ કરવાની આ તક રાણી સરકારના પ્રધાનમંડળે બહુ ખુશીથી સ્વીકારી છે."

આ લેખથી લૉર્ડ સૉલ્સબરીએ હીંદ ખાતાના પ્રધાનના હોદ્દા ઉપરથી ઇન્ડિયા સરકારને દેશીરાજાઓના સંબંધમાં એક ક્રારે પાને અધિકાર આપ્યો; અને તે પછી આજ સુધીમાં પદભ્રષ્ટ થયેલા આપણા રાજાઓની સંખ્યા જોવાથી–આ અધિકારનો અમલ આપણી સરકારે છૂટથી કર્યો છે એમ જણાઇ આવશે.

આજ પત્રમાં લૉર્ડ સૉલ્સબરીએ સ્વદેશી સદસ્યોના અભિપ્રાયને માન આપવાની સાથે કેટલીક એવી ટીકા કરેલી છે કે જે ઉપરથી આવા પ્રકારની તપાસોમાં સ્વદેશી સરદારોને ઇન્સાફનું સ્થાન આપવા વિરુદ્ધ તથા જાહેર જ્યુડીશીયલ તપાસ ચલાવવા વિરુદ્ધની સરકારના વલણને કંઇક આધાર મળે છે. લૉર્ડ સૉલ્સબરી લખે છે કેઃ—

"You further desired that the Commission should be constituted in a manner that should command the confidence of the whole of India."

* * *

"Whether the result of the mode of proceeding has in all respects corresponded to your anticipations may be open to question. It has been undoubtedly attended with the grave inconveniences from which a sufficient argument might be drawn against the adoption of a similar procedure, if unhappily a similar occasion for it were to arise &c." (Salisbury's Despatch No. 09 of 3rd June 1875.)

"રૈયતનો વિશ્વાસ સંપાદન કરવા માટે તમે સ્વદેશી સદસ્યોની નીમણુક કરી તે વાત બહુ ખુશી થવા જેવી અને પસંદ કરવા જેવી છે,–પણ આ તપાસનાં પરિણામ જોતાં તેમ કરવાથી તમારા ધાર્યા પ્રમાણે ફળ ન આવ્યું એ પણ તમને જણાશે. મને તો નિઃશંક એને લીધે આમાં આપણને ઘણી અગવડો આવી છે એમ જણાય છે. અને ભવિષ્યમાં કમનસીબે આવો કોઇ પ્રસંગ આવે ત્યારે આવી યોજના કરવા વિરુદ્ધ દલીલો આ દાખલામાંથી મેળવી શકાશે એમ લાગે છે." ઇત્યાદિ.—

આ વિચારો આપણે બેશક નાપસંદ કરીશું, અને આપણા રાજાઓમાં આવા પ્રસંગે જે અસંતોષ રહે છે તેને માટે એ નામદારને આપણે જવાબદાર ગણીશું.

## ૩

મહેસુલી નીતિ.

એક તરફથી ત્યારે લૉર્ડ સૉલ્સબરી આપણા રાજાઓના સંબંધમાં આવા વિચારો પ્રસારતા હતા, ત્યારે બીજીતરફથી આપણી રૈયતના સંબંધમાં ઘણા ઉમદા વિચારો લેખસ્થ કરવાનો એ નામદારને પ્રસંગ મળ્યો હતો. મદ્રાસની કાઉન્સીલમાં રૈયત—જમીનના કબજેદાર—અને સરકાર વચ્ચેના સંબંધની બાબતમાં એક ગંભીર ચર્ચા ચાલી રહી હતી અને તે બાબતના તમામ કાગળો લૉર્ડ સૉલ્સબરીને હુકમ માટે મોકલવામાં આવ્યા હતા. આ કાગળોના સંબંધમાં લૉર્ડ સૉલ્સબરીએ એક ઘણી વજનદાર મીનીટ લખેલી છે—જેમાંના કેટલાક ભાગો એ નામદારની આપણી રૈયતના સંબંધમાં ઉંડી અને ભલી લાગણી બતાવી આપે છે.

રૈયત પાસેથી સરકાર જેસે છે તે જમીનનો કર લે છે કે ભાડું લે છે તે સવાલ હતો. કેટલાક અમલદારોનો અભિપ્રાય એવો હતો કે શબ્દની તકરાર કરવી નકામી છે અને શું લેવું તેનો વાસ્તવિક નિર્ણય જ થાય તો બસ છે. સર લ્યુઇ મેલેટ એથી જૂદા અભિપ્રાયના હતા. તેમના મતમાં એ વિવાદમાં જ આ સવાલના નિરાકરણનાં બીજ હતાં. અને લૉર્ડ સૉલ્સબરી આ અભિપ્રાયને મળતા થયા. 'રેન્ટ'(ભાડું)અને 'ટૅક્સ'(કર)વચ્ચેનો ભેદ બતાવતાં તે નામદાર એવી મતલબનું લખે છે કે "આ સવાલનો નિર્ણય કરવો અત્યંત આવશ્યક છે. કારણ કે પોલીટીકલ ઇકૉનોમી(અર્થશાસ્ત્ર)ના અભ્યાસકો જે વર્ગમાં હાલના જમાનાના હિંદી અમલદારોનો સમાવેશ થાય છે તેઓને આ બે શબ્દોમાં અરમાનજમીનનો ફેર લાગે એ સ્વાભાવિક છે. જો આપણી લાગતને આપણે 'રેન્ટ' કહીએ તો સ્વાભાવિક રીતે રૈયત પાસેથી ખરચ મજુરી અને નફો બાદ કરતાં જેટલું રહે તેટલા બધા ઉપર સરકારનો હક થાય, અને તે અમલદાર આ સ્થિતિ સત્વર સંપાદન કરવા પોતાનું બનતું કરે. બીજી તરફથી જો એને 'ટૅક્સ' કહેવામાં આવે તો બીજા 'ટૅક્સ' ની સાથે મુકાબલો કરતાં ખેડુ પાસેથી ઘણું વધારે લેવામાં આવે છે એ વસ્તુસ્થિતિ ઉપર એનું ધ્યાન ખેંચાય, અને તે વર્ગનો બોજો જેમ બને તેમ ઓછો કરવા યત્ન કરે. આમ શબ્દની તકરાર જેને કહેવામાં આવતી તેમાં આવો ગંભીર તફાવત સમાયલો છે એ બતાવી, છેવટે પોતાનો અભિપ્રાય ' ટૅક્સ'='કર' સંજ્ઞા આપવાનો છે એમ સ્પષ્ટ જણાવે છે. અને તેનાં કારણો આપતાં તે માન્યવર લખે છે કે:—

" I prefer the latter tendency to the former. So far as it is possible to " change the Indian fiscal system, it is desirable that the cultivator should " pay a smaller proportion of the whole national charge. It is not in itself a thrifty policy to draw the mass of Revenue from the rural districts, where " capital is scarce, sparing the towns where it is often redundant and runs " to waste in luxury. The injury is exaggerated in the case of India, where " so much of the Revenue is exported without a direct equivalent. As India " must be bled, the lancet should be directed to the parts where the blood " is congested or at least suffincient not to those which are already feeble from " want of it."

ભાવાર્થ:—"હું આ બીજી રીતનું ('કર' તરફનું) વલણ પસંદ કરું છું. હિંદની ઉપજની રીતમાં જો ફેરફાર કરવાનું શક્ય હોય તો ખેડુને જેમ બને તેમ ઓછું આપવું પડે તે ઇચ્છવાનું છે. ખેતીવાડીના પ્રદેશમાં—કે જ્યાં હમેશાં ધન ઓછું હોય તેમાંથી ઉપજનો મ્હોટો ભાગ પેદા કરવો, અને શહેરો કે જ્યાં ધન ઘણી વાર વધારે પડતું હોય છે અને મોજમજામાં વરી જાય છે તેને બચાવવાં, એ રીત વાજબી નથી. તેમ કરવામાં જે નુકસાન થાય છે તે હિંદના સંબંધમાં ઘણું જ વધી પડે છે, કારણ કે હિંદમાંથી મ્હોટી રકમ કોઇ પણ તરેહના પ્રત્યક્ષ બદલા વિના પરદેશ કહાડવી પડે છે. હિન્દમાંથી જ્યારે લોહી બહાર કઢાડવાનું છે જ તો નસ્તર એવે ઠેકાણે લગાડવું જોઇએ કે જ્યાં લોહી એકઠું થઇ ઠરી ગયલું હોય અથવા તો પૂરતું હોય. પણ જે ભાગો લોહીને અભાવે દુર્બલ થઇ ગયા છે ત્યાં નસ્તર મૂકવું એ કેવળ ભૂલ ભરેલું છે."

આ શબ્દો જો બરાબર પળાયા હોત તો આપણા દેશની અત્યારની દુર્દશા ઘણી છેટે હત એમાં કોઇ શંકા કરી શકે જ નહિ. વાંચનાર જોશે કે આ ઉપરના શબ્દોમાં લૉર્ડ સૉલ્સબરી આપણી—આપણી કૉન્ગ્રેસની 'ડ્રેઇન' એટલે કે આર્થિક અપવાહની ફરિયાદ લગભગ શબ્દશઃ સ્વીકારે છે; સ્વીકારે છે એટલું જ નહિ, પણ સરકારના કૃત્યના સંબંધમાં જે શબ્દો વાપરવાં એક સ્વદેશીને અનુચિત લાગે, તેવા ભારે અને અસરકારક શબ્દોમાં લૉર્ડ સૉલ્સબરી આપણા એ સિદ્ધાન્તનું ઉદ્‌ઘાટન કરે છે. દીલગીરી એટલી જ છે કે આ શબ્દો લેખસ્થ થયા પછી આ બાબતમાં આપણા દેશની ફર્યાદો ઘણી વધી પડી. અને લૉર્ડ રિપનનો રાજા પ્રજા ઉભયને લાભકારક થાય એવો પ્રબંધ નિષ્ફળ થયો. મલ્હારાવ પ્રકરણમાં કેટલેક સ્થળે, લૉર્ડ સૉલ્સબરીને માટે આપણે જરાક નાપસંદ વિચાર જણાવવો પડ્યો હતો પણ ઉપરના શબ્દોમાં રહેલું આપણી જનતાને માટેનું તેમનું હૃદય આપણે અંતઃકરણપૂર્વક અભિનંદીશું.

આ મીનીટના પ્રસંગમાં લૉર્ડ સૉલ્સબરી આપણા રાજ્યબંધારણના સંબંધમાં કેટલાક ગંભીર વિચારો બતાવે છે, જેના ઉપર વાંચનારનું ધ્યાન દોરી આ લેખ હવે પૂરો કરીશું. હિંદમાં કોઈ પણ તરેહની એકરંગી રાજ્યનીતિ સંભવિત નથી એમ પોતે માને છે, અને તે પ્રસંગે લખે છે કેઃ—

" By the law of its existence it ( our Indian Government ) must be a Government of incessant change. It is the despotism of a line of kings, " whose reigns are limited by climatic causes, to five years. Whatever power " exists in England, is divided between a Council of which the elements are necessarily fluctuating and a political officer, whose average existence amounts "to about thirty months. "

ભાવાર્થઃ—હિંદનું રાજ્ય સ્વભાવથી જ અવિરત ફેરફારનું રાજ્ય છે. તે એક એવું રાજાપત્ત રાજ્ય છે કે જ્યાંના રાજાઓ આબોહવાના કારણથી પાચ વર્ષથી વધારે રહી શકતા નથી. ઇંગ્લંડમાં જે કંઇ અધિકાર છે તે વારંવાર ફરતી એક કાઉન્સિલ અને સરેરાશ ત્રીસ માસના આવરદાવાળા એક અધિકારીની વચ્ચે વ્હેંચાય છે.

આપણી કૉન્ગ્રેસ લગભગ આ જ શબ્દોમાં ઇન્ડિયા કાઉન્સીલના બંધારણ બાબત ફર્યાદ કરે છે.

લૉર્ડ સૉલ્સબરિ આપણા દેશખાતાના મુખ્ય પ્રધાનની જગોએ બીજીવાર આવ્યા તે વખતનાં મુખ્ય કૃત્યોનું આપણે ઉપર દિગ્દર્શન કરી ગયા. અને તેમાં આપણે લૉર્ડ સૉલ્સબરીના મુખ્ય મુખ્ય ગુણો પ્રતીત કર્યા. ઇંગ્લંડમાં પણ એ મહાત્મા એક સમર્થ પરરાજ્યખાતાના પ્રધાન તરીકે અસાધારણ કીર્તિ ભોગવે છે. આપણા દેશની પરરાજ્યનીતિના સંબંધમાં આપણે માઇસોર અને વડોદરાના સંબંધમાં એમનાં કૃત્યોથી જોયું કે તેઓ હિમતથી અને બને ત્યાં સુધી ઇન્સાફની નજર રાખી કામ કરવામાં કુશળ હતા. બન્ને બાબતોમાં એમને આપણે દૂરઅંદેશી અને સત્ય આચરણ માટે યશ આપીશું. તેમ જ ગૃહરાજ્યનીતિના સંબંધમાં

પણ ઇરીગેશન (પાણી કામ)અને લૅન્ડ રેવેન્યુ પોલિસિના(જમીનની મહેસૂલ સંબન્ધી નીતિ) સંબંધમાં આપણે એમના વિચારને અનુમોદન આપી શકીએ છીએ. લૉર્ડ સૉલ્સબરી કન્ઝરવેટીવ પક્ષના પ્રધાન હતા અને તેમનામાં આપણે આટલું સારૂં જોઇ શક્યા એ વાત આ લેખ ઉપરજ* મૂકેલા વિચારને પુષ્ટિ આપેછે, કે હિંદના સંબંધમાં કોઇ પણ અધિકારીને માટે કન્ઝરવેટીવ પક્ષનો છે કે લીબરલ પક્ષનો એટલા ઉપરથી કંઇ પણ વિચાર બાંધવો એ ઉચિત નથી.

કન્ઝરવેટીવ પક્ષના એક ગૌણાધિકારી તરીકે ઇન્ડિયા સાથેનો સંબંધ છોડ્યા પછી એ પ્રધાનમંડળના સમયમાં લૉર્ડ લીટનના અમલમાં જે જે અનિષ્ટ પગલાં લેવાયાં તે વાતને આપણે આ લેખમાં લૉર્ડ સૉલ્સબરીની સાથે જોડીશું નહિ. તેમ જ ડીઝરાએલી–ઉર્ફે અર્લ ઑફ બીકન્સફીલ્ડ—ના દેહાન્ત પછી પોતે કન્ઝરવેટીવ પક્ષના વડા તરીકે હિંદના રાજ્યપ્રકરણમાં જે કાંઇ ભાગ લીધો હશે તેને માટે પણ લૉર્ડ સૉલ્સબરીની જાતને જવાબદાર ગણવામાં એ નામદારને ગેર ઇન્સાફ થવા સંભવ છે. ઉપરના લેખમાં બહુધા એમના પોતાનાં, પોતાની કલમનાં જ, જે કૃત્યોની ઉપર આપણા દેશ ઉપર ચિરસ્થાયી અસર થતી હોય, જે ઉપરથી તેમના આપણા દેશનાં અનેકવિધ પ્રશ્નો સંબન્ધે તેમના હૃદયની સ્થિતિ જણાઈ આવે, એવા પ્રસંગો લીધા છે; અને તે ઉપરથી લૉર્ડ સૉલ્સબરીને આપણે આપણા દેશના પ્રધાન તરીકે ઘણે અંશે આપણા દેશના હિત સંબંધી સંગીન વિચારો ધરાવનાર અને તે વિચારોનો બને તેટલો ધોરણથી કૃત્યમાં અમલ કરનાર એક વફાદાર અધિકારી ગણવામાં કંઇ પણ આંચકો ખાઇશું નહિ.

આ લેખ પ્રસિદ્ધ થતાં પહેલાં લૉર્ડ સૉલ્સબરી સ્મરણાવશિષ્ટ થયાના સમાચાર ફરી વળ્યા છે. પચાસ વર્ષના લાંબા પરિશ્રમ પછી સુસંપાદિત કરેલી નિવૃત્તિ લાંબો વખત ભોગવવા તે ભાગ્યશાળી ન થયા એ દીલગીરીની વાત છે. એમની કુશળતાની અને બહોળા અનુભવની અત્યારના ઇંગ્લંડના મામલામાં ઘણી ખોટ છે. એ વાત એવી સુસ્પષ્ટ છે કે તે સાબીત કરવાનો યત્ન કરવામાં જ તે મહાત્માની ઉજ્વલ કીર્તિને અન્યાય થાય છે. ભલા હૃદયના એક નિર્દોષ કન્ઝરવેટીવ રાજપુરુષ તરીકે હુશીયાર સાવધ અને ગણત્રીવાળા પરરાજ્ય ખાતાના મંત્રી તરીકે તે નામદાર ઇતિહાસમાં ચિરંજીવ રહેશે. પ્રભુ એમના આત્માને શાન્તિ આપો.

ઉત્તમલાલ કેશવલાલ. ત્રિવેદી.

---

* જુઓ વ૦ ૧ નો અંક ૮. પૃ૦ ૩૦૫: "સૉલ્સબરિ અને હિંદુસ્તાન."

# મ્હારી રેલ્વે મુસાફરી.

## —એક અદ્‌ભુત સ્વપ્ન—

( ગયા અંકથી ચાલુ. )

કુમારોએ કહ્યું કે થોડા વર્ષમાં પાછા તેઓ અત્ર આવશે અને ત્યારે પછી. તેમનો જુનો ને જુનો લુલો બચાવ કરશે, અને બાહાનાં બતાવશે. એ તો 'મ્હેલ કરવત મોચીના મોચી' જેવી વાત છે. એવા લોકોના જોઇએ તેટલા આગલા જન્મ અમારા જોવામાં આવ્યા છે. એમને દરેક સ્થિતિમાં અજમાવવામાં આવ્યા છે. તેમ છતાં તેઓ સુધરતા નથી અને નસીબનો વાંક કાઢે છે—હવે જો નહી સુધરે તો એમને વાસ્તે ભવિષ્યમાં કંઇ આશા નથી અને નીચમાં નીચ નરકની સજાને તેઓ પાત્ર થશે. આખરે તેમને કુતરા બિલાડાનો અવતાર લઇને મરવું પડશે. તેમના અમર આત્માનો નાશ થશે. કેટલાક ગધેડા તરીકે અવતરીને લાત અને ડફણાં ખાશે. અને તેમના જેવા બીજા સંખ્યાબંધ હજારો ગધેડાને જન્મ આપશે. દરેક પ્રાણી પોતાના વર્તનને અનુકૂલ અવતાર ગ્રહણ કરે છે.

ગાડી ઉપડી ગઇ અને દેખાતી બંધ પડી કે તરત ઘંટ વાગ્યો-ધર્મસભા એકાએક અદૃશ્ય થઇ ગઇ. અને અમે એકદમ બ્રહ્મસદનમાં છીએ એમ અમને માલમ પડ્યું. ત્યાં સરસ્વતીજી-નારદમુનિ-ગણપતિ-અને વિધાત્રી બેઠેલાં નજરે પડ્યાં. અશ્વિનીકુમાર અમને સાથે લેઇને તેમની સમક્ષ રજુ કરતા જણાયા. અશ્વિની કુમારોને સર્વે ઉભા થઇ ને આસન આપ્યું. પછી અમને બધાને તેમની સમક્ષ રજુ કર્યા. અમારા ઉદ્યોગના નમુનાની ફરી તપાસ બારીકીથી થઇ. અમારી શારીરિક શકિત ને બુદ્ધિના બળના પ્રમાણમાં અમે ઉદ્યોગ કર્યો હતો કે નહિ તેની તજવીજ થવા લાગી. તે ઉપરાંત દરેક સારાં નઠારાં કાર્યો પાપપુણ્ય-ધર્મનાં કામો-પ્રેમ-દયા-ઉપકારની લાગણી જે વખતો વખત અમારા વર્તનમાંથી નીકળેલી તે બધાની બારીકીથી તપાસ થઇ. અમારાં સ્વાર્થી તકરારો-ટંટા-ફરીઆદો-હરામખોરી-અનીતિ સર્વે પકડાઇ ગયાં. અમે અમારા સ્વાર્થને વાસ્તે દુનીયાને કેટલી દુઃખી કરી હતી તેનું વિવેચન થઇ, અમે પરમાર્થ શો કર્યો હતો તેની નોંધ બારીકીથી તપાસવામાં આવી. અમે જે લોકોને સુખી કે દુઃખી કર્યા હતા તેમને અમારી સમક્ષ ખડા કરવામાં આવ્યા. આ બધી વાત અમે ભૂલી ગયા હતા. અથથી તે ઇતિ સુધી સર્વેનાં બારીકીથી તપાસ થઇ. દરેકની કરણીમાં સ્વાભાવિક રીતે ફેર હતો. અમારા ઉદ્યોગમાં તદ્દન માલ વગરનું તો બહુ જ થોડું માલમ પડ્યું-પણ પરિપૂર્ણતાએ કોઇ પોંહોચેલું જણાયું નહીં. સર્વને હવે પોતાની ખામીઓ દીસવા લાગી. જેમની અનુભવની કચાશને લીધે ભુલ થઇ હતી તે દરગુજર કરવામાં આવી તથા અમારી જન્મની ખોડખાંપણને લીધે જે ભુલો થઇ હતી તે બહુ કરડી આંખે જોવામાં આવી નહીં-પણ જ્યાં અમે અમારી ઢીલાઇ આપખુદી અને આળસને લીધે જે ભૂલ કીધી હતી તે બાબતમાં બહુ જ સખત ઠપકો મળ્યો. જે કાર્યો અમે નીચ બુદ્ધિ અને હેતુથી, ઇનામની આશાથી, કીર્તિ-માન-પૈસાની લાલચ અથવા ઠાલી બડાઇ મેળવવા ખાતર કરી હતી તેમાંથી પંચાણુ ટકા બાદ કરવામાં આવ્યા અને આથી કરીને અમારાં ઘણાં ખરાં

કાર્યો અમને ધૂળધાણી થઇ ગયલાં જણાયાં. ફક્ત એક જ આસામી એવું જણાયું કે જેનું વર્તન સર્વે પ્રકારે ઉત્તમ હતું. નારદ મુનિએ અશ્વિની કુમારોને ઇશારત કરી એટલે કુમારોના પાર્ષદોએ પેલી ભલી બાઇ, જેનું વર્ણન આપણે અગાઊ કરી ગયા છીએ, તેને એક હાથે દોરીને સરસ્વતીની સમક્ષ રજુ કરી. તે જેવી સરસ્વતીને પગે લાગી કે તરત તેને માથે વિધાત્રી દેવીએ હાથ ફેરવ્યો કે તે એકદમ બદલાઇ ગઈ.—અને નવયૌવના, સ્વર્ગની એક દેવાંગના જેવી આભૂષણોથી સજ થયલી, તેના પ્રીતમ સાથે ઉભી રહેલી, સર્વ દેવોને વંદન કરતી માલમ પડી. તેનાપર પુષ્પવૃષ્ટિ કરી સરસ્વતીએ હર્ષથી તેને પોતાની પાસે બેસાડી, ઘણું વાહાલ કર્યું, અને કહ્યું કે 'તારા ખરેખરા પ્રેમનું અને નીતિનું અને ઇશ્વરભક્તિનું ફળ જો. તારો પ્રીતમ તારી પાસે ખડો છે, અને તે અને તું કલ્પ લગી જુદાં પડવાનાં નથી. અને ખરા સુખમાં માહાલ્યા પછી—પૂર્ણાનંદ પામી—પછી બંનેનો શ્રીહરિને ચરણે મોક્ષ છે.'

બાકીનાની તપાસ તો એટલી બધી બારીકી અને ચાલાકીથી થતી હતી કે અમારા માંના નીલકંઠશાસ્ત્રી જેનું કામ અમારા બધા કરતાં વધારે શ્રેષ્ઠ માલમ પડયું હતું, તેઓ ગ્હીડાઇને બોલી ઉઠયા કે 'મેહેરબાની કરી મારૂં વર્તન તપાસવું માફ કરો, મને બચપણથી મારો શો ધર્મ છે એ બાબતની બરાબર સમજણ પાડવામાં આવી હતી—તે મુજબ વર્તન કરવાને મેં ઘણાં ફાંફાં માર્યાં છે અને બનતો પ્રવાસ કર્યો છે પણ તે ફળીભૂત થયો નથી. મેં મારી કેટલીક ખોટી ટેવ સુધારી છે, અને બૂરા હવસો ઉપર કાંઇક કાબુ મેળવવાને શક્તિવાન થયોછું. જેમ જેમ મારા જ્ઞાનમાં વધારો થયો તેમ તેમ મારી ભૂલ ચૂક અને દોષો મને માલમ પડતા ગયા. હાલમાં મેં કંઈ જ્ઞાન સારૂં સંપાદન કર્યું હશે, અને મારી બુદ્ધિનો સુધારો કર્યો હશે. પણ મારી યુવાવસ્થાની ભૂલો વિસરાય તેવી નથી. જે બનવા કાળ તે બની ગયું, તેનો હવે ઉપાય રહ્યો નથી. મને મારી જાત ઉપર તિરસ્કાર આવે છે. આપની મહેરબાની મેળવવાને હું શક્તિવાન થઇશ એવી મને આશા નથી—હું એક પામર પ્રાણી છું—કેટલાંક ભલાં કાર્યો મારે ખાતે જે જમે થયાં છે તેમાં કશો માલ નથી. મને માફ કરો અને મારી તપાસ બંધ કરો—હું લજવાઇ મરૂં છું."

ગણપતિએ દયાની લાગણીથી તેના તરફ જોયું અને તેને શાંત પાડવાને કહ્યું—કે "અમે કુદરતી રીતે અશક્ય કાર્યોની કોઈ કને આશા રાખતા નથી. તમારી શક્તિબાહારનાં કામોમાં તમે નિષ્ફળ થાઓ તો તે બાબત હમે તમને ઠપકો દેતા નથી. જે સર્વગુણે સંપન્ન અને પરિપૂર્ણ હોય તે સર્વે રીતે કાર્ય પરિપૂર્ણ રીતે કરી શકે. મનુષ્ય જન્મથીજ અજ્ઞાન અને નિરાધાર હોય છે. લોકોને જન્મથી પોતાને મનગમતાં કાર્યો કરવામાં જ સુખ અને આનંદ મળે છે. પણ બધાં મનગમતાં કાર્યો નીતિ સત્ય અને પ્રમાણિકપણાને અનુસરીને હોતાં નથી. માણસે જીંદગી કેમ ગુજારવી એ બાબતમાં પ્રથમ બોધની અને શિક્ષણની જરૂર છે. શિક્ષણ, મહાવરા અને અનુભવથી મનુષ્ય કેળવાય છે. મનુષ્યને નીતિને માર્ગે ચાલવું ઘણું કઠણ અને દોહિલું લાગે છે. દરેક ધંધેદારી પોતાનો ધંધો ધીમે ધીમે શીખે છે; ભૂલ કરે છે; ઠોકરો ખાય છે. શરૂઆત હમેશાં નબળી હોય છે. સો વાર પડ આખડ થયા પછી બાળક બરાબર ચાલતાં શીખે છે. તેનો ઉપાય નથી. ઉંધે રસ્તે ચઢયા પછી તેનાં નઠારાં પરિણામો ચાખી ખરૂં શું છે તેનો તેમને જાતિઅનુભવ થાય છે. અને ત્યાર પછી તેવાં કાર્યો

કરતાં તેઓ ડરે છે. આ પણ એક જ્ઞાન મેળવવાનો રસ્તો છે. અનીતિનાં નઠારાં અને કડવાં ફળો ચાખો છો ત્યારે તમારો તેના ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય છે. અને તેના ઉપર કંપારો છુટે છે યુવાવસ્થામાં માણસ કુદરતી રીતે ભૂલ કરે છે. પણ જો તે ભૂલ સુધારવા બનતો પ્રયત્ન કરે છે તો અમે સખતાઇથી જોતા નથી. જેટલી પૂખ્ત ઉમરના માણસ કનેથી તેની જાતના ઉપર કાબુની આશા અમે રાખીયે છીએ તેટલી એક નાના બાળક પાસેથી અમે રાખતાં નથી. બધા કને એક સરખી હોશીયારી સર્વજ્ઞતા અને પરિપૂર્ણતાની અમે આશા રાખતાં નથી. કેટલાકે સારી કેળવણી લીધેલી હોય છે, અને કેટલાક કેવળ અજ્ઞાન હોય છે, અને કેટલાક ઘોડીયામાંથી જ હરામખોર હોય છે,–એ બધાંને અમે એક અસ્ત્રે મુંડતાં નથી. અમે મોટામાં મોટા દોષો તો તે ગણીયે છીએ કે જે આળસથી, હઠીલા સ્વભાવથી, સ્વાર્થથી અને જાણીબુઝીને નઠારા કાર્યોમાં જ આનંદ અને સારા કાર્યો પર તિરસ્કારથી જ કરવામાં આવે છે તે સર્વની તેની ગુંજાશ પ્રમાણે જ પરીક્ષા કરવામાં આવે છે.”

અમારી સાથે એક સ્વામી હતા તેમણે ઘણાં પુસ્તકો વાંચ્યાં પણ તેમાં કંઈ ઝાઝો માલ માલમ પડ્યો નહીં. નારદ મુનિએ હસીને તેનું એક સુકૃત બતાવ્યું તે એ હતું કે તેણે યુવાવસ્થામાં પોતાની ગરીબ માતુશ્રીને બોજારૂપ નહી થઇ પડતાં પોતાના શ્રમે વિદ્યાભ્યાસ ચલાવી, પેટે પાટો બાંધી અને મધુકરીથી પોતાનો નિર્વાહ ચલાવ્યો હતો, અને ઉલટી થોડી ઘણી પોતાની માતુશ્રીને મદદ કરી હતી—આટલો સદ્‌ગુણ માલમ ન પડ્યો હોત હું ધારૂં છું કે આ સ્વામીને દેવમંદિરમાં કાવડીયા તરીકે મોકલી આપવામાં આવત.

• •

મારી તો બોલવાની હીમત રહી જ નોહોતી. હું બોલવાને વાસ્તે શબ્દ અને હીમત બેની શોધમાં હતો. કુદરતી સ્વભાવનો શો અર્થ થતો હશે, એ બાબતથી હું મુઝાતો હતો. શું માણસમાં સાધુના, કે લેખકના, કે ગવૈયાના, કે ચિતારાના કે મુત્સદીના ગુણો જન્મથી જ આવતા હશે? શું સ્વાર્થ–હઠીલાઇ–આળસ એ કુદરતી સ્વભાવ હશે? આમ તરંગમાં ગિરફતાર થઇ ગયો હતો, એટલામાં મારૂં નામ પોકારવામાં આવ્યું, મારૂં પાનું કાઢ્યું, મારો સર્વ ઇતિહાસ આયનાની મીસાલે ખડો થયો. ખોટા કામની રકમો બહુ ભારે હતી. જમે પાસામાં થોડાં સારાં કાર્યો હતાં પણ તેમાં સ્વાર્થ દાખલ થઇને બધી રકમો છેકાછેક થઇ ગઇ હતી. મારા લખેલાં કેટલાંક પુસ્તકો તપાસવામાં આવ્યાં અને તેની બારીકીથી કસોટી લેવાઇ. ગણપતિએ પુસ્તક હાથમાં લઇ નારદજીને આપ્યું. નારદજીએ પુસ્તક ઉપર હરિચંદન છાંટ્યું, એટલે પુસ્તકમાં જેટલું જેટલું ખોટું અસત્ય લખાણુ હતું તે ઉડી ગયું. અડધું ચોંટ્યું હતું તે અડધું ચોંટ્યું રહ્યું. પણ તે બરાબર સુઝે એવું હતું નહીં. અને ઝાંખું થઇ ગયું. પ્રકરણનાં પ્રકરણ ઉપડી ગયાં—પુસ્તક બધું કોરૂં માલમ પડવા લાગ્યું. થોડે થોડે એક બે પારેગ્રાફ સુવર્ણની રચનાથી ચમકતા માલમ પડ્યા. જાણી બુઝીને ખોટું લખવાનો કે અપ્રમાણિકતાનો દોષ મારાપર મુકવામાં આવ્યો નહીં. અસત્યનો ફેલાવો મેં અજ્ઞાનતાથી, અપરિપક્વ વિચારોથી, બેદરકારીથી, ખોટી સમજ અને વહેમ અને કુદરતી અણગમાથી જ કરેલો માલમ પડ્યો. મેં કંઇ સૃષ્ટિમાં નવીન વિચારોનો વધારો કર્યો નોહોતો. જુનું ને જુનું ગ્રહેલું બીજા રૂપમાં ગાયું હતું. મારા મનમાં એમ ફાંકો હતો કે મેં પુષ્કળ મહેનત કરીને દ્રવ્ય મેળવ્યું છે, પણ તે મારી મહેનતના પ્રમાણમાં કંઇ જ નથી. સરસ્વતીજી

મારા પર પ્રેમની લાગણીએ જોતાં હતાં—એટલામાં નારદ મુનિએ ખુંખારો કર્યો. વચમાંની દીવાલ તુટી પડતી હોય એવા કડાકા થઇ વચમાંનાં બારણાં ઉઘડી ગયાં. અને એક સુંદર વાડી અને બગીચો માલમ પડ્યો. વચમાં ફૂઆરો ઉડતો હતો. તેમાં સર્વ જાતનાં શાક પાન મેવો ફળફળાદિ અને એક બાજુએ ઘઉં ચણા—ડાંગર તુવર દાળ વગેરે અ-નાજના ઢગલા હતા. મીઠાઇ દહીં દુધનાં વાસણો હતાં. મેં મારી જીંદગીમાં જે ચીજો પર નિર્વાહ ચલાવ્યો હતો તે બધી મારી સમક્ષ રજુ થઈ—મને લાગ્યું કે મારૂં ઉદર પોષવાને મેં કેટલી બધી ચીજનું સત્યાનાશ વાળ્યું છે! અને તે પ્રમાણમાં કશો બદલો વાળ્યો નથી, કે મેહેનત કરી નથી. નકામું જ આ માંસના હાડપિંજરને પોષ્યા કર્યું છે. આંબાનું ઝાડ બોલી ઉઠ્યું કે દર ઉન્હાળામાં આ મૂર્તિએ અમારી દશથી પંદર મણ સુધી કેરી ખાધી છે અને તે ઉપરાંત જે પક્વાન અને મિષ્ટાન્ન ખાધાં તે જુદાં—પણ તેના પ્રમાણમાં મહેનત એટલી જ કરી છે કે થોડા ઘણા કાગળનાં પાનીયાં—એ શિવાય બીજું કશું કર્યું નથી. ત-મામ મનુષ્યજાત નિમકહરામ છે. કુદરત જે મહેરબાની કરે છે તેનો લેશમાત્ર પણ બદલો વાળતી નથી. ફક્ત ખાઇ ખાઇને અને મોજ શોખ કરીને ડીલ વધારે છે. જાનવરથી પણ નપાટ છે. કેટલીક વાર તો ભૂખ નહીં હોય તો પણ દોસ્તદાર ભાઇબંધને અને ઉપરીઓને રાજી કરવાને અને કેવળ ગમત ઉડાવવાને પણ અમારા પેટમાં પાળી મારે!—ફીટકાર છે એવા મનુષ્ય પર! આંબલીનું ઝાડ આ બાબતમાં ટાપસી પુરવા જતું હતું. અને મને જણાવા માંડયું કે મારા તો બાર વાગી ગયા છે, અને સજા પણ થશે. એટલામાં સઘળું અદૃશ્ય થઇ ગયેલું માલમ પડ્યું. અમારી સ્થિતિમાં ફેરફાર થયેલો માલમ પડ્યો. માણસોની બૂમ અને પગના ધબકારા સંભળાયા. મારી આંખ ઉઘડી. હું જાગી ઉઠ્યો. હું ગાડીમાં પાછો સુતેલો માલમ પડ્યો. ગાડીનાં બારણાં ઉઘાડવામાં આવ્યાં. પોર્ટરો અમારો સામાન લે-વાને ગાડીમાં દાખલ થયા. અમે સુરત સ્ટેશનના પ્લૅટફૉર્મપર આવી બહાર ઉભા રહ્યા. સુરતની બરફી અને મમરા સેવ મીઠાઇ વેચનારાની બૂમો સંભળાઇ. કમીશનર સાહેબને સ્ટેશન પર લેવા કલેક્ટર સાહેબ, સરકારી અમલદારો, શેઠ સાહુકારો ઉભા હતા—અને વાં-કા વળી વળીને સલામ કરતા હતા. ગવરનર સાહેબનો પ્રાઇવેટ સેક્રેટરી એકદમ આવી કમી-શનર સાહેબને બાજુએ લઇ જઇ કાનમાં વાત કરી, અને કમીશનર સાહેબ ખુશ ખુશ થઇ ગયા. ને બોલી ઉઠ્યા કે 'અમને બધાને તો ગાડીમાં કંઇ અજબ સ્વપ્નું આવ્યું હતું. કાલે મારી સાથે જમજો. તે વખત વાત કરીશ. મારો વિચાર તો સ્ટેશનમાસ્તરની સખત નોટીસ લેવાનો હતો.' અહીંયાં સ્ટેશનમાસ્તરે વાંકા વળી ગભરાયલે ચહેરે કમીશનર સાહેબને બે ત્રણ સલામો કરી નાખીને મુસાફરીમાં કંઇ અવઘડ તો પડી નથી એમ ધીમેથી પૂછ્યું. કમીશનર સાહેબે જવાબ દીધો કે 'કંઇ નહીં, એ તો અમને બધાને કંઇ વિચિત્ર સ્વપ્નું આવ્યું હતું. પણ અમે સરકારી અમલદારો આ વ્યાવહારિક સૃષ્ટિની જંજાળમાં ને કાર-ભારમાં એટલા બધા ગુંથઇ ગયલા છીએ અને તેની જવાબદારી એટલી બધી અમારે માથે છે કે આવા કલ્પનાશક્તિના ગાંડા અને અર્થ વગરના તરંગો પર ધ્યાન આપવાની અમ-ને લેશ માત્ર પણ ફુરસદ નથી.' એમ બોલી નીચે ઉતરી ફેટનમાં બેસી વીદાય થઇ ગયા.

મુનિ.

---

# જડ અને ચિત્.

"नासौ मुनिर्यस्य मतं न भिन्नम्"—

महा० भा०

"रचनानुपपत्तेश्च नानुमानमम्"—ब्र० सू०

થોડાક માસ ઉપર 'ભૌતિકપદાર્થશાસ્ત્રિરાજ' લૉર્ડ કેલ્વિને જડ અને ચેતનના સ્વરૂપ ઉપર બહુ ગંભીર વિચારો દર્શાવ્યા હતા, અને એ ઉપર ઇંગ્લંડના "ટાઇમ્સ" પત્રમાં બહુ પ્રચંડ ચર્ચા ચાલી રહી હતી. એક ભાષણ વખતે ભાષણકર્તાનો આભાર માનવાની સાથે પ્રસંગોપાત્ત એ નીચે મુજબ બોલ્યા હતાઃ—

"He was in thorough sympathy with Professor Henslow in the fundamentals of his lecture, but he could not say that with regard to the origin of life science neither affirmed nor denied creative power. Science positively affirmed creative power. Science made every one feel a miracle in himself. It was not in dead matter that they lived and moved and had their being, but in the creating and directive power which science compelled them to accept as an article of belief. They could not escape from that when they studied the physics and dynamics of living and dead matter all around. Modern biologists were coming once more to a firm acceptance of something, and that was a vital principle They had an unknown object put before them in science. In thinking of that object they were all agnostics. They only knew God in his works, but they were absolutely forced by science to admit and to believe with absolute confidence in a directive power—in an influence other than physical, dynamical, electrical forces. Cicero had denied that they could have come into existence by a fortuitous concourse of atoms. There was nothing between absolute scientific belief in creative power and the acceptance of the theory of a fortuitous concourse of atoms. Was there, he asked, anything so absurd as to believe that a number of atoms by falling together of their own accord could make a crystal, a sprig of moss, a mycrobe, a living animal? People thought that, given millions of years, these might come to pass, but they could not think that a million of millions of millions of years could give them unaided a beautiful world like ours. They had a spiritual influence, and in science a knowledge that there was that influence in the world around them. He admired the healthy, breezy atmosphere of free thought in Professor Henslow's lecture. Let no one, he urged, be afraid of true freedom. They could be free in their thought, in their criticisms, and with freedom of thought they were bound to come to the conclusion that science was not antagonistic to religion, but a help of religion. (Cheers.)"

*Lord Kelvin*, reported in the London "*Times*."

તાત્પર્યઃ—ચૈતન્યનો કોઈ સ્રષ્ટા છે કે કેમ એ વિષે સાયન્સ હા કે ના કાંઈ જ કહેતું નથી, એમ માનવું ભૂલ ભરેલું છે. સાયન્સ સ્પષ્ટ રીતે સ્રષ્ટાના અસ્તિત્વનું પ્રતિપાદન કરે છે. આપણ પોતાની અન્દર કેવી ચમત્કારક સર્જકશક્તિ રહેલી છે એનું સાયન્સ આપણને ભાન કરાવે છે. આપણું જીવન—આપણો વ્યવહાર-આપણું અસ્તિત્વ જડમાં નથી પણ ચેતનમાં છે—જે ચેતન નવીન સત્ ઉપજાવે છે અને વિશ્વતન્ત્રને બુદ્ધિપૂર્વક ચલાવે છે: આવો સિદ્ધાન્ત સ્વીકારવાની સાયન્સ આપણને ફરજ પાડે છે. આપણી આસપાસ આવેલા જડ અને ચેતન જગતુના ભૌતિક બન્ધારણનો અને એની ગતિનો અભ્યાસ કરતાં માલુમ પડે છે કે આ સિદ્ધાન્ત સ્વીકાર્યા શિવાય છૂટકો નથી. વર્તમાન જીવનશાસ્ત્રીઓ (Bioloists) ફરી કબૂલ કરતા થયા છે કે જડ ઉપરાન્ત કાંઈક છે, અને તે જીવતત્ત્વ (vital prirciple). સાયન્સ આપણી આગળ કાંઈક અજ્ઞાત પદાર્થ મૂકે છેઃ એ પદાર્થનો વિચાર કરવા જતાં આપણે કબૂલ કરવું પડે છે કે એ શું છે તે આપણે જાણતા નથી. આપણે પરમાત્માને માત્ર એની સૃષ્ટિમાં જ જાણીએ છીએઃ પણ સાથે સાયન્સ આપણી પાસે એટલું કબૂલ કરાવે છે કે આ વિશ્વમાં સર્વ પ્રકારની જડ શક્તિઓ ઉપરાન્ત કોઈ એક નિયામક ચેતનશક્તિ તો છે જ, અને એને સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક માનવાની જરૂર છે. જડ પરમાણુઓ યદૃચ્છાવશાત્ એટલે કે આકસ્મિક રીતે એકઠા થઈ જઈ, જડ પરમાણુનો પાસો, વનસ્પતિની ડાળી, ઝીણું જન્તુ કે જીવતું પ્રાણી ઉત્પન્ન કરી શકે—એમ માનવું એ કેવું યુક્તિહીન! કેટલાક ધારે છે કે લાખો વર્ષ જતાં જડમાંથી ચેતન એની મેળે ઉત્પન્ન થઈ શકે, પણ લાખ્ખોનાં લાખ્ખોનાં લાખ્ખો વર્ષ જાય તો પણ શું ગયું? અન્ય(ચેતન)શક્તિની મદદ વિના આ સુન્દર વિશ્વ એ કદી પણ ઉત્પન્ન કરી શકે નહિ.

ત્યાર પછી લૉર્ડ કેલ્વિને "ટાઇમ્સ" ને એક પત્ર લખી એમાં "પાસો" શબ્દ પાછો ખેંચી લીધો, અને જણાવ્યું કેઃ—

"I wish to delete 'a crystal' ".

"While 'fortuitous concourse of atoms' is not an inappropriate description of the formation of a crystal, it is utterly absurd in respect to the coming into existence, or the growth, or the continuation of the molecular combinations presented in the bodies of living things. Here scientific thought is compelled to accept the idea of Creative Power. Forty years ago I asked Liebig, walking somewhere in the country, if he believed that the grass and flowers which we saw around us grew by mere chemical forces. He answered, 'No, no more than I could believe that a book of botany describing them could grow by mere chemical forces.'

Every action of human free will is a miracle to physical and chemical and mathematical science."

*Lord Kelvin.*

તાત્પર્યઃ—જડ પરમાણુઓનો પાસો પરમાણુના આકસ્મિક સંયોગથી બનેલો છે એમ કહીએ તો ચાલે, પણ વનસ્પતિની ડાળી વગેરે ચેતન પદાર્થોનું બન્ધારણ જૂદા જ પ્રકારનું

છે. એક તૃણ કે પુષ્પનો ખુલાસો રસાયનશાસ્ત્રે સ્વીકારેલી શક્તિ માત્રથી થઈ શકતો નથી. મિ. લીબિગે એક પ્રસંગે કહ્યું તેમ "કેવળ રસાયન શક્તિઓ વનસ્પતિશાસ્ત્રનું એક પુસ્તક લખી શકે તો વનસ્પતિ ઉત્પન્ન કરી શકે!" મનુષ્યમાં જે સ્વતન્ત્ર કૃતિશક્તિ ( Free will) રહેલી છે એનો ખુલાસો ભૌતિકતત્ત્વશાસ્ત્ર (Physics), રસાયનશાસ્ત્ર (Chemistry) કે ગણિતશાસ્ત્ર ( Mathematics ) આપી શકે એમ નથી.

લૉર્ડ કેલ્વિનના આ ઉદ્ગારથી ચ્હીડાઈ, સર વિલ્યમ થિસલ્ટન–ડાયર નામના એક વનસ્પતિશાસ્ત્રીએ "ટાઇમ્સ" ને એક પત્ર લખ્યો કે ભૌતિકતત્ત્વશાસ્ત્ર ( Physics )માં લૉર્ડ કેલ્વિનની વિદ્વત્તા અદ્વિતીય છે, પણ વનસ્પતિશાસ્ત્ર ( Botany ) અને જીવનશાસ્ત્ર ( Biology ) સંબન્ધી બાબતોમાં અભિપ્રાય ફરમાવવા માટે સામાન્ય બુદ્ધિમાન મનુષ્ય કરતાં એમનામાં વિશેષ યોગ્યતા નથી. લૉર્ડ કેલ્વિનના વિચાર સ્હામે એમણે જે વાંધા બતાવ્યો એના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે હતા:—

(૧) લૉર્ડ કેલ્વિને પાછળથી જડ પરમાણુસંયોગથી બનેલા એક પાસા અને વનસ્પતિની ડાળી વગેરે વચ્ચે જે ભેદ દર્શાવ્યો એ માટે કોઇ જ આધાર નથી. એમના પહેલા ઉદ્ગાર વખતે એમણે સર્વને એકજ કોટિમાં નાંખ્યાં હતાં એ બરાબર હતું.

(૨) જડ પરમાણુઓ માત્ર યદૃચ્છાવશાત્ એકઠા થઇ વનસ્પતિ આદિ ચેતન જગત્ ઉત્પન્ન કરે છે એવો સિદ્ધાન્ત સ્હામા પક્ષને આરોપવામાં લૉર્ડ કેલ્વિન એ પક્ષને અન્યાય કરે છે: જડ પરમાણુઓ યદૃચ્છાવશાત્ નહિ, પણ ડાર્વિને બતાવેલા અમુક પસન્દગી ( Selection ) ના નિયમાનુસાર એકઠા થાય છે, અને વનસ્પતિરૂપે પરિણમે છે, અને એ જ પ્રમાણે સરખાં પરમાણુ સરખી રીતે ગોઠવાઇ પાસા રૂપે બન્ધાય છે, એમાં પણ પસન્દગીનો નિયમ રહેલો છે.

(૩) લૉર્ડ કેલ્વિન વિશ્વની બહારની શક્તિથી જે ખુલાસો આપવા યત્ન કરે છે એ સાયન્સના મૂલ સિદ્ધાન્તથી જ વિરુદ્ધ છે: જગતની અન્દરના બનાવોનો ખુલાસો જગતની અન્દરની શક્તિ વડે જ થવો જોઇએ.

(૪) "જીવતત્ત્વ" એ જો જગતની એક શક્તિ હોય તો તેનું માપ થઇ શકે, અને જો માપ થઇ શકે તો ભૌતિક સાયન્સની હદની બહારનું એ તત્ત્વ નથી. લૉર્ડ કેલ્વિન માને છે તેમ જગત્–બહારથી કોઈ શક્તિ જગત્માં ઉતરી આવતી હોય તો સાયન્સના "Conservation of Energy" ના *સિદ્ધાન્તને બાધ આવે.

---

* વિશ્વમાં શક્તિની ઉત્પત્તિ કે વિનાશ સંભવતાં નથી, એના માપમાં કોઇ પણ પ્રકારની ન્યૂનાધિકતા કરી શકાતી નથી, વિશ્વમાં શક્તિનું માપ જેટલું છે તેટલું હમેશાં છે, સત્માંથી અસત્ કે અસત્માંથી સત કદી પણ આવતું નથી, પદાર્થ માત્ર જ્યારે ઉત્પન્ન થતા કે નષ્ટ થતા દેખાય છે ત્યારે ખરું જોતાં એ માત્ર રૂપાન્તર જ પામતા હોય છે.—એવો સિદ્ધાન્ત.

અને આ શક્તિનિત્યતાનો-સત્કાર્યવાદનો સિદ્ધાન્ત ચેતન જગતને પણ લાગુ પડે છે એમ પ્રસિદ્ધ જીવનશાસ્ત્રી મેયરે સિદ્ધ કર્યું છે.

(૫) ટુંકામાં, જે સિદ્ધાન્ત ડાર્વિને હમેશને માટે આપણને સ્થાપી આપ્યા છે એ સિદ્ધાન્ત ઉપર લૉર્ડ કેલ્વિનના આ વિચારોથી હડતાલ વાગે છે.

સર૰ વિલિયમ થિસલ્ટન-ડાયરના આ આક્ષેપથી ઇંગ્લંડનું સાયન્સવિદ્વાનમંડળ ગાજી ઉઠયું, અને બંને પક્ષની તરફ અને વિરુદ્ધ પત્રો "ટાઇમ્સ" માં પ્રસિદ્ધ થયાં. "ટાઇમ્સ" ના તન્ત્રીએ પણ એ ચર્ચામાં ભાગ લીધો. એમાં મુદ્દાનાં લખાણ આટલાં હતાં:—

(૧) ઑક્સફર્ડના એક પ્રોફેસર બર્ડન-સૅન્ડર્સન નામના શારીરવ્યાપારશાસ્ત્ર (Physiology) ના વિદ્વાને લૉર્ડ કેલ્વિનની વિદ્વત્તાનાં ઘણાં વખાણ કર્યાં, અને સાયન્સની એક શાખાનો વિદ્વાન પોતાની અસાધારણ બુદ્ધિમત્તાથી અન્ય શાખાના આવા પ્રશ્ન ઉપર અભિપ્રાય આપવાને યોગ્ય છે એમ જણાવ્યું શારીરવ્યાપારશાસ્ત્રના મહાન આચાર્ય હેલ્મહોલ્ટ્ઝ નામના જર્મન વિદ્વાનને લૉર્ડ કેલ્વિન સાથે એક વખત સમાગમ પડેલો, તે ઉપરથી લૉર્ડ કેલ્વિનની તીવ્ર સ્વચ્છ અને અનેકશાસ્ત્રગામી બુદ્ધિ વિષે એને જે અસર થએલી એ જણાવતાં એણે કહ્યું કે કેલ્વિનની સરખામણીમાં તો 'હું 'dullard' એટલે કે જડ છું!'-આ પ્રમાણે લૉર્ડ કેલ્વિનનું ગૌરવ કરવાની સાથે, પ્રો. બર્ડન-સૅન્ડર્સને નીચે પ્રમાણે બંને પક્ષમાં કાંઇક કાંઇક બળતા વિચારો દર્શાવ્યા:-

(क) નવીન શારીરવ્યાપારશાસ્ત્રના સંસ્થાપક હેલ્મહૉલ્ટ્ઝે "જીવવાદ" (Vitalistic doctrine) ને હંમેશ માટે સુવાડી દીધો છે. એણે પહેલાં કરતાં વધારે મજબૂત રીતે સિદ્ધ કર્યું કે જડ પ્રકૃતિમાં જે પ્રાકૃતિક નિયમો પ્રવર્તે છે એ જ સંપૂર્ણ રીતે વનસ્પતિ-અને-જીવનના વ્યાપારને પણ લાગુ પડે છે-જૂદી જૂદી પરિસ્થિતિમાં એમના દૈશિક અને કાલિક સંબન્ધ સરખી રીતે જ માપી શકાય છે: અર્થાત્, સાયન્સની પ્રયોગપદ્ધતિ (Method of Experiment) બંનેને લાગુ પાડી શકાય છે.

(ख) પણ ઉપર જણાવેલી હદની બ્હાર કેટલુંક છે—મનુષ્ય અને અન્ય પ્રાણીઓના માનસિક વ્યાપારના કારણ વિષે વિચાર કરતાં, માત્ર કારણની કયી પરિસ્થિતિ અને ઉપાધિમાં કેવું કાર્ય થાય છે એટલું જ પ્રયોગપદ્ધતિએ નિર્ણીત કરી શકાય છે, એ કરતાં કારણના તાત્ત્વિક સ્વરૂપ વિષે—અધિક કહી શકાતું નથી; બીજું, બીજમાંથી જોઇએ તેવી આકૃતિ અને બન્ધારણવાળું વૃક્ષાદિ ચેતન પહેલેથી છેવટ સુધી કેવી રીતે ઉગે છે—એ વ્યાપાર સાક્ષાત્ અવલોકી અને માપી શકાતા નથી.

(૨) એક ગૃહસ્થે ૧૮૮૨ માં ડાર્વિને લખેલા એક પત્રમાંથી નીચેનો ઉતારો ટાંકી મોકલ્યો:-

નિયમાનુસાર પાસો બન્ધાય છે, પણ વનસ્પતિ અને પ્રાણીના બન્ધારણ માટે કાંઇક વિશેષ જોઇએ છે. આ બન્ધારણનું નિયામક કાંઇક "જીવતત્ત્વ" (Life-germ) હોવું જોઇએ, જેનું સ્વરૂપ હું કે બીજો કોઇ પણ ભૌતિકપદાર્થતત્ત્વશાસ્ત્રી બિલકુલ સમજતા નથી. વિચારસંક્રમણ વગેરે બાબત લૉર્ડ કૅલ્વિન, પ્રો. રે લૅંકેસ્ટર વગેરે તિરસ્કારી કાઢે છે એ હું જાણું છું—પણ એ બાબત નવી શોધાએલી હું માનું છું, અને ભવિષ્યમાં કોણ ખરૂં પડે છે એ આપણે જોઇશું! એ લખે છે:—

"As to the little parting shot at me about "telepathy," it is true that I regard it as as a recently discovered fact, opening a new and obscure chapter in science: it is also true that Lord Kelvin, Professor Ray Lankester, and nearly all biologists disagree contemptuously with this opinion. Well, we shall see."

[ વસન્ત ઑફિસ. ]

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨. અંક ૯ [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૫૯.

## દિગ્દર્શન.

**આશ્રમ-વ્યવસ્થા.**

જિતેન્દ્રિય રહી, શાસ્ત્રાધ્યયન કરવું, અને બુદ્ધિને જ્ઞાનથી પ્રદીપ્ત કરવી એ બ્રહ્મચર્યાશ્રમનો પરમ ધર્મ. બ્રહ્મચર્યાશ્રમમાં સંપાદન કરેલા આ પરોક્ષ જ્ઞાનને અપરોક્ષ કરવા અર્થે ગૃહસ્થાશ્રમ: ગૃહસ્થાશ્રમમાં, સંસારમાં પડતા પરમાત્માના પ્રતિબિમ્બનાં વિવિધ સ્ફુરણો પ્રત્યક્ષ કરવાં, અને એ અસંખ્ય સ્ફુરણોમાંના એક સ્ફુરણ રૂપ થઈ માયાનો—અને માયા પણ બ્રહ્મરૂપ જ હોવાથી પરિણામે બ્રહ્મનો—અનુભવ કરવો, આ માયિક અનુભવની વચમાં પણ લક્ષ સદા પરમાત્મા ઉપર રાખવું, એ ગૃહસ્થાશ્રમનું ખરું પ્રયોજન. પરમાત્મ-સ્વરૂપ વૈશ્વાનર* અગ્નિમાં, સહધર્મચારિણી પત્ની સહવર્તમાન, અહંતા-મમતાની આહુતિઓ આપવી, એ ગૃહસ્થનું અગ્નિહોત્ર. આમ સંસારમાં પરમાત્માને પ્રત્યક્ષ કરતાં કરતાં, અને અહંતા-મમતાનો સંકોચ ટાળતાં ટાળતાં, એવો અધિકાર પ્રાપ્ત થાય છે કે જ્યારે પ્રતિબિમ્બ ઉપરથી દૃષ્ટિ ઉઠાડી બિમ્બ તરફ વાળી શકાય છે. આ વાનપ્રસ્થાશ્રમ. વાનપ્રસ્થાશ્રમમાં ક્રમે ક્રમે સહધર્મચારિણી સહબ્રહ્મચારિણી થઈ જાય છે, અને ગૃહસ્થાશ્રમમાં જે પરમાત્મ—અગ્નિને પોતાની સ્હામે વિષય (object) રૂપે સેવવાનો હતો એ જ અગ્નિને હવે પોતાના આત્મા ( subject ) માં સમારોપી લેવાનો છે:

* 'Humanity '=સમસ્ત મનુષ્યજાતિ; આગળ વધીને, ભૂતમાત્ર.

"अग्नीनात्मनि वैतानान् समारोप्य यथाविधि ।
अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः" ॥ मनु०

સંસારનાં તે તે બાહ્ય કાર્યો અને કર્તવ્યોમાં પ્રસરી રહેલી *વૈતાનાખ્ય પરમાત્મ-અગ્નિને વિધિપુરઃસર—કર્તવ્યભ્રંશ કર્યા વગર—પોતાના આત્મામાં સ્થાપી દેવો, વિષયાભિમુખ વૃત્તિને આત્માભિમુખ કરવી, એ પરમાત્મસાક્ષાત્કારનું પ્રથમ પગથિયું. જેણે ગૃહસ્થાશ્રમ યથાવિધિ સેવ્યો છે, તેને આ આત્માભિમુખ અવસ્થા અજ્ઞાન આલસ્ય અને સ્વાર્થપરાયણતાથી ભરાવાનો જરા પણ ભય નથીઃ વાનપ્રસ્થના ધર્મોનું વર્ણન કરતાં મનુ કહેછે—

"स्वाध्याये नित्ययुक्तः स्यात् दान्तो मैत्रः समाहितः ।
दाता नित्यमनादाता सर्वभूतानुकम्पकः ॥"

ઉપનિષદાદિ ગ્રન્થોનું અધ્યયન કરવામાં નિત્ય મચ્યા રહેવું; દાન્ત રહેવું, એટલે કે શીતોષ્ણાદિ દ્વન્દ્વ સહન કરવાં; વૃત્તિઓને વિષયમાંથી કાઢી પરમાત્મામાં સમાહિત-એકાગ્ર કરવી; પોતાના આશ્રમમાં આશ્રમોચિત જે જે પદાર્થો હોય તેમાંથી દાન આપતા રહેવું, પણ દાન લેવું નહિ; અને સર્વભૂતમાત્રમાં અનુકંપા રાખવી—અર્થાત્ એમના સુખે સુખી અને એમના દુઃખે દુઃખી, એવો ભાવ રાખવો.

વાનપ્રસ્થાશ્રમ માટે પતિની યોગ્યતા થતાં સુધીમાં જે પત્નીને પુત્રાદિકમાં આસક્તિ રહી હોય, એને પાછળ સંસારમાં રહી ક્રમે ક્રમે મુક્તિમાર્ગ પ્રાપ્ત કરવાની સલાહ છે. પણ જેને એ આસક્તિ છુટી ગઈ છે એ તો પતિની સાથે જ આશ્રમાન્તર કરે છેઃ જે પત્નીએ ગૃહસ્થાશ્રમમાં પૂર્વોક્ત પ્રકારે પતિની સાથે સાથે જ પગલાં ભર્યાં છે એને તો સ્વાભાવિક રીતે પતિની સાથે જ વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની ઇચ્છા થવાની.

છેક પ્રાચીનકાળમાં વાનપ્રસ્થ અને સંન્યાસ એમ બે જૂદા જૂદા આશ્રમો નહિ હોય એમ માનવાને કારણ છે; અને પાછળના સ્મૃતિકારો પૈકી કેટલાકે કલિમાં વાનપ્રસ્થાશ્રમનો સ્પષ્ટ નિષેધ કર્યો છે. પ્રાચીન યુગમાં બે આશ્રમનો એક આશ્રમમાં જ સમાવેશ થતો હતો; અને પાછળના કાળમાં દેશની રાજકીય આર્થિક અને ધાર્મિક અન્ધાધુન્ધીને લીધે કેવળ વનમાં રહી શાન્તિથી જીવનનિર્વાહ કરવો કઠિન થઈ પડ્યો હશે, તથા પત્નીસહવર્તમાન વન સેવવું અશક્ય જણાયું હશે, અને તેથી કલિમાં વાનપ્રસ્થાશ્રમનો નિષેધ કરેલો એમ લાગે છે. પણ દેશની આ દુર્દશા થતા પહેલાં, જ્યારે પતિપત્ની આ વાનપ્રસ્થાશ્રમને એક સ્વતન્ત્ર આશ્રમ તરીકે યા સંન્યાસાશ્રમના પૂર્વ અંગ તરીકે સેવતાં હશે, ત્યારે એ ચિત્ર અતીવ મનોહર અને બોધક હોવું જોઇએ.

વાનપ્રસ્થાશ્રમી પતિપત્ની સંસારનગર છોડી ચાલ્યાં છે, પરમાત્માભિમુખ પ્રયાણ

* ચિત્=તનૂ=પ્રસરવું, એ ધાતુ ઉપરથી.

કરી રહ્યાં છે, એ ભવ્ય અને સુન્દર નારાયણાશ્રમ એમની દૃષ્ટિમાં ઝળકવા પણ લાગ્યો છે, પણ હજી એ આશ્રમમાં એ દાખલ થયાં નથી. જીવનયાત્રાનું પરમ પ્રાપ્તવ્ય આ નારાયણાશ્રમ—સંન્યાસાશ્રમ. એ આશ્રમમાં સ્ત્રી–પુરુષનો ભેદ નથી, સહધર્મચાર અને સહ બ્રહ્મચારમાં રહેલા સહભાવને—દ્વન્દ્વભાવને—પણ અવકાશ નથી: એક અખંડ અનન્ત નારાયણ જ ઘટઘટમાં વિલસતો ઉચ્ચરી રહ્યો છે.

• આ નારાયણાશ્રમમાં પૂર્વે સ્ત્રીઓ અને પુરુષો ઉભયને, સર્વ પ્રકારના ભેદની પાર જઈ, એક આત્મારૂપે રહેવાની છૂટ હતી. "જીવન્મુક્તિવિવેક" ગ્રન્થમાં વિદ્યારણ્ય મુનિ ઠીક જણાવે છે:—

"अस्मिंश्च त्यागे स्त्रियोऽप्यधिक्रियन्ते । भिक्षुकीत्यनेन स्त्रीणामपि प्राग्विवाहाद्वा वैधव्यादूर्ध्वं वा संन्यासेऽधिकारोऽस्तीति दर्शितम् । तेन भिक्षाचर्यं मोक्षशास्त्रश्रवणमेकान्त आत्मध्यानं च ताभिः कर्तव्यं त्रिदण्डादिकं च धार्यम् । इति मोक्षधर्मे चतुर्धरीटीकायां सुलभाजनकसंवादः ॥ शारीरकभाष्ये वाचक्नवीत्यादि श्रूयते । देवताधिकरणन्यायेन विधुरस्याधिकारप्रसङ्गत्वेन तृतीयाध्याये चतुर्थपादे ॥ अत एव मैत्रेयीवाक्यमाम्नायते–'येनाहं नामृतास्यां किमहं तेन कुर्यां यदेव भगवन् वेत्थ तदेव मे ब्रूहि' इति ॥"

તાત્પર્ય કે સંસારત્યાગનો સ્ત્રીઓને પણ અધિકાર છે: ભિક્ષાચર્ય, મોક્ષશાસ્ત્રશ્રવણ અને એકાન્તમાં આત્મધ્યાન સ્ત્રીઓએ પણ કરવું, અને ત્રિદંડાદિક ધારણ કરવાં. ઉપનિષત્કાળમાં મૈત્રેયી સુલભા તેમજ વયુના ધારિણી વગેરેનાં દૃષ્ટાન્ત સુપ્રસિદ્ધ છે, અને ત્યાર પછી પણ લાંબા વખતસુધી એ દૃષ્ટાન્તોનું અનુમોદન થતું જોવામાં આવે છે. કાળ જતાં, જે કારણોએ વાનપ્રસ્થાશ્રમને ઉચ્છિન્ન કર્યો એ જ કારણો સ્ત્રીઓના સંસારત્યાગમાં પણ પ્રતિબન્ધક થયાં. પ્રથમ તો સંન્યાસાશ્રમમાં સ્ત્રીપુરુષોનો સ્વતન્ત્ર અને સરળ સહવાસ એક કઠિન નિયમરૂપ—અસિધારાવ્રતરૂપ થવા માંડ્યો હશે, અને આખરે અવિદ્યાનું પ્રાબલ્ય થતાં એમાંથી વ્રતભંગ અને અનાચાર ઉદ્ભવવા માંડ્યો, એટલે શાસ્ત્રકારોએ યુગધર્મ વિચારી સ્ત્રીપુરુષના પ્રકૃતિજન્ય ભેદને માન આપ્યું: બૌદ્ધ શાસ્ત્રકારોએ સ્ત્રીઓ અને પુરુષો માટે જૂદા વિહારમઠ સ્થાપ્યા, છતાં અનાચાર નષ્ટ ન થયો; બ્રાહ્મણ શાસ્ત્રકારોએ સ્ત્રીઓ માટે સંસારમાં રહી મુક્તિ સાધવાનો વિધિ બાંધ્યો: સ્ત્રીને પતિ શિવાય અન્ય દેવ જ નથી, એટલે સુધી વચનો રચ્યાં. છતાં પરમાત્માનો રસ ઘણીવાર એવાં કૃત્રિમ બન્ધનોને તોડીને વહે એ સ્વાભાવિક છે: સ્ત્રીને પતિ શિવાય અન્ય દેવ જ નથી એ સૂત્ર પામર સ્ત્રીઓ માટે રહ્યું, અને દેવ શિવાય અન્ય પતિ જ નથી એવું સૂત્ર મીરાં જેવી સ્ત્રીએ પોતાનાં વચનમાં અને જીવનમાં પ્રત્યક્ષ કરી આપ્યું. આ રીતે શાસ્ત્રીય સંન્યાસ અને શાસ્ત્રાતીત સંન્યાસ—એમ બે પ્રકારનાં સંન્યાસનાં રૂપ બન્ધાયાં.

બ્રાહ્મણ શિવાયના બીજા ત્રણ વર્ણનો પણ આવો જ ઇતિહાસ છે. છેક પ્રાચીન સમયમાં વર્ણભેદ ન હતો, અને પરમાત્મસાક્ષાત્કાર માટે સર્વને સરખો હક હતો. કાળે કરી,

છૂટનું પરિણામ એ આવ્યું કે પોતાનો અધિકાર વિચાર્યા વિના, પોતાના આત્માની ખરી યોગ્યતા અને ખરી ભૂખ વિચાર્યા વિના, જેણે તેણે સંન્યાસ લેવા માંડ્યો; અને દેશમાં કર્તવ્યહીનતા અને આલસ્ય વધવા માંડ્યાં. આ અનાચાર માટે મ્હોટી જવાબદારી બૌદ્ધ ધર્મની છે. બ્રાહ્મણ શાસ્ત્રકારોએ આ અનાચાર સ્હામે શાસ્ત્રો યોજ્યાં: તેઓએ સંન્યાસનો અધિકાર માત્ર બ્રાહ્મણને જ માટે રાખ્યો; ક્ષત્રિયોને માથે દેશરક્ષાની જવાબદારી મૂકી, વૈશ્યોને માથે વ્યાપારવાણિજ્યાદિકથી દેશધન વધારવાનું કર્તવ્ય નાખ્યું, અને ઉપલા ત્રણ વર્ણની સેવામાં રહી એમના કર્તવ્યાચારમાં સાધનભૂત થવાનું કામ શૂદ્રને સોંપ્યું. સંન્યાસનો નિષેધ શૂદ્ર માટે ખાસ કરીને જોવામાં આવે છે, એનું કારણ એ છે કે ઘણે ભાગે ક્ષત્રિયને અને વૈશ્યને સંન્યાસાશ્રમમાં આકર્ષે એવું કાંઈ નથી—એકને યુદ્ધનો અને સત્તાનો રસ સંસારમાં રોકી રાખવા સમર્થ છે, બીજાને ધનનો લોભ કર્તવ્યપરાયણ કરે છે: શૂદ્રનો જ વર્ગ એવો છે કે જેને સ્વાભાવિક રીતે જ ભગવાં કરી આળસુ પડી રહી માગી ખાવામાં આનન્દ આવે.

સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરનાર બ્રાહ્મણે માથે કેવી મ્હોટી જવાબદારી છે, એ સેંકડો અને હજારો વચનોથી શાસ્ત્રોએ એને દેખાડી છે. ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણનાં ચિહ્નો, એ ઉપર વિચાર કરતાં, હવે પોતાનું રહસ્ય પ્રકટ કરે છે: ભગવાં પહેરી, શિખા (ચોટલી) સૂત્ર (યજ્ઞોપવીત) અને સંધ્યાદિક કર્મનો ત્યાગ કરી, દંડ લઈ જગતમાં વિચરનાર કેવો હોવો જોઇએ એ જણાવતાં શાસ્ત્ર કહે છે—"**तदेव च शिखा तदेवोपवीतं चात्मपरमात्मनोरेकत्वज्ञानेन तयोर्भेद एव विभग्नः सा सन्ध्या**" ॥—જેનું વિવરણ નીચેના શ્લોકોમાં કરવામાં આવ્યું છે:—

"सशिखं वपनं कृत्वा बहिःसूत्रं त्यजेद् बुधः ।
यदक्षरं परं ब्रह्म तत् सूत्रमिति धारयेत् ॥
सूचनात् सूत्रमित्याहुः सूत्रं नाम परं पदम् ।
तत्सूत्रं विदितं येन स विप्रो वेदपारगः ॥
येन सूत्रमिदं प्रोतं सूत्रे मणिगणा इव ।
तत् सूत्रं धारयेद्योगी योगवित्तत्त्वदर्शिवान् ॥
बहिःसूत्रं त्यजेद्विद्वान् योगमुत्तममाश्रितः ।
ब्रह्मभावमिदं सूत्रं धारयेद्यः स चेतनः ।
धारणात्तस्य सूत्रस्य नोच्छिष्टो नाशुचिर्भवेत् ॥
सूत्रमन्तर्गतं येषां ज्ञानयज्ञोपवीतिनाम् ।
ते वै सूत्रविदो लोके ते च यज्ञोपवीतिनः ॥
.... .... .... ....
अग्नेरिव शिखा नान्या यस्य ज्ञानमयी शिखा ।

स शिखीत्युच्यते विद्वानितरे केशधारिणः
शिखा ज्ञानमयी यस्योपवीतं चापि तन्मयम्।
ब्राह्मण्यं सकलं तस्य इति ब्रह्मविदो विदुः॥
इदं यज्ञोपवीतं च परमं यत्परायणम्।
विद्वान् यज्ञोपवीती स्यात् तज्ज्ञास्तं यज्विनं विदुः॥"

તાત્પર્ય કે માથા ઉપરની શિખા એ ખરી શિખા નથી—અગ્નિની શિખા (જ્વાળા) જેવી જ્ઞાનશિખા એ જ ખરી શિખા છે. તેમજ, જેણે પરમાત્મારૂપી સૂત્ર ધારણ કર્યું છે, જે સૂત્રમાં અખિલ વિશ્વ મણકાની માફક પરોવાઈ રહેલું છે એ સૂત્રથી જેણે શરીર વીંટ્યું છે, એ જ ખરો સૂત્રવાન—યજ્ઞોપવીતવાન—છે, અને એ જ ખરો યજ્વી એટલે યજ્ઞ કરનાર છેઃ એની સંધ્યાપરત્વે પણ કહ્યું છે કે—

"यः शास्त्रगम्यः परमात्मा यश्चाहंप्रत्ययगम्यो जीवात्मा तयोरेकत्वज्ञानेन महावाक्यजन्येन भ्रान्तिप्रतीतो भेदो विशेषेण भग्नः। एवं पुनर्भ्रान्त्यनुदयो भङ्गस्य विशेषः। येयमेकत्वबुद्धिः सेयमुभयोरात्मनोः सन्धौ जायमानत्वात् सन्ध्येत्युच्यते। अहोरात्रयोः सन्धावनुष्ठेया क्रिया यथा सन्ध्या तद्वत्॥"

અર્થાત્, જીવાત્મા અને પરમાત્મા વચ્ચેની સન્ધિ—એકત્વબુદ્ધિ એનું નામ સન્ધ્યા.

સંન્યાસાશ્રમ અંગ્રેજીમાં કહે છે તેમ 'a bed of roses'='ગુલાબની તળાઈ' નથી, અને એ સૂચવવા માટે જ દંડ ધારણ કરવામાં આવે છે.

"ज्ञानदण्डो धृतो येन एकदण्डी स उच्यते॥
काष्ठदण्डो धृतो येन सर्वाशी ज्ञानवर्जितः।
स याति नरकान् घोरान् महारौरवसंज्ञितान्।
तितिक्षाज्ञानवैराग्यशमादिगुणवर्जितः।
भिक्षामात्रेण यो जीवेत् स पापी यतिवृत्तिहा।"

× × × × ×

"वाग्दण्डोऽथ मनोदण्डः कर्मदण्डस्तथैव च।
यस्यैते नियता दण्डास्त्रिदण्डीति स उच्यते।"

જેણે જ્ઞાનદંડ ધારણ કર્યો છે એ એકદંડી; જેણે વાગ્દંડ મનોદંડ અને કર્મદંડ રાખ્યા છે એ ત્રિદંડીઃ અર્થાત્ દંડ તે કાષ્ઠનો દંડ નહિ પણ આન્તર દંડ. કદાચિત્ ચિત્તવિક્ષેપે કરીને જ્ઞાનદંડની વિસ્મૃતિ થાય, તે ન થાય એટલા માટે જ્ઞાનદંડનો સ્મારક કાષ્ઠદંડ ધારણ કરવામાં આવે છે.

" मानसस्य ज्ञानदण्डस्य कदाचिच्चित्तविक्षेपेणास्मृतिः प्रसज्येतेति तन्निवारणार्थं स्मारकः काष्ठदण्डो ध्रियते । "

જ્ઞાનહીન રહી માત્ર કાષ્ઠનો જ દંડ ધારણ કરનાર—જેનામાં તિતિક્ષા, જ્ઞાન, વૈરાગ્ય, શમ આદિ ગુણો નથી, અને જે માત્ર ભીખ માગી ખાવી એટલું જ જાણે છે એ—પાપી છે, અને ઘોર નરકનો અધિકારી થાય છે.

આ રીતે આપણાં શાસ્ત્રમાં—બ્રાહ્મણ બૌદ્ધ અને જૈન ત્રણે શાસ્ત્રમાં—યતિના ધર્મો બહુવિસ્તરપૂર્વક વર્ણવ્યા છે: જેનું અત્રે તો માત્ર દિગ્દર્શન જ કરાવવાનું હતું.

એક પ્રશ્ન થશે કે—આ ચારે આશ્રમોના ધર્મો જાણીને શું? બ્રહ્મચર્યાવસ્થા જેમાં ગુરુકુલવાસાદિનો વિધિ છે: વાનપ્રસ્થાશ્રમ જેમાં, સ્ત્રીસહવર્તમાન, ફલમૂલ ખાઇને અને વલ્કલ પહેરીને વનમાં રહેવાનું છે; અને સંન્યાસાશ્રમ, જેમાં સર્વસ્વનો ત્યાગ કરી જીવન્મુક્તિ પ્રાપ્ત કરવાની છે—એ હાલના જમાનામાં શક્ય છે? શક્ય નથી, તો પ્રાચીન ચિત્રો જોઈ ખુશી થવું એથી શું ફળ? આ પ્રશ્નનો ઉત્તર કે દેશકાલાનુસાર દરેક સંસ્થામાં ફેરફાર થાય છે, અને થવો જ જોઇએ—પણ એટલાથી આ આશ્રમસંસ્થા કાલાતીત થઈ ગઈ છે, વર્તમાન જમાનામાં કેવળ નિરુપયોગી છે, એમ માનવું બરાબર નથી. પ્રાચીન બ્રહ્મચર્યાશ્રમમાંથી, વર્તમાન સમયમાં બાલકોને કેમ કેળવવાં અને કેવા નિયમો પળાવવા એ સંબન્ધે બહુ ઉપયોગી ઉપદેશ મળે એમ છે. ગૃહસ્થાશ્રમ આજકાલ પાશવજીવન જેવો થઈ રહ્યો છે એને બદલે એમાં પરાર્થતા અને ધાર્મિકતા લાવવા માટે પ્રાચીન ગૃહસ્થાશ્રમ નમૂનારૂપ છે. આજ કાલ સ્ત્રીપુરુષ એમનું સમસ્ત જીવન વિષયોપભોગમાં અને દ્રવ્યોપાર્જનની ચિન્તામાં વ્યતીત કરે છે, એથી લગ્નની અને જીવનની ભાવનાને હાનિ પહોંચે છે. લગ્નનો પરમ ઉદ્દેશ સિદ્ધ થતો નથી, જીવનનો પરમ ઉદ્દેશ સિદ્ધ થતો નથી-અને પશુના જેવું જીવન મરણપર્યન્ત વહ્યું જાય છે: એ દોષ દૂર કરી સ્ત્રીપુરુષના સંબન્ધનું અને તે સાથે મનુષ્યજીવનનું પરમ પ્રયોજન સિદ્ધ કરવાનો માર્ગ તે વાનપ્રસ્થાશ્રમ છે. અને એનીજ પરા કાષ્ઠા સંન્યાસાશ્રમમાં પ્રાપ્ત થાય છે. એ સર્વ આશ્રમને, કાંઇક કાંઇક બાહ્ય ફેરફાર સાથે, હાલના સમયમાં ફરી ઉભા કરવા અશક્ય નથી.

* * * * * * * * *

**દોપ વાંચનમાળામાં સુધારા વધારા.**

અમારા વાચકોના જાણવામાં હશે જ કે ઑ. મિ. ચિમનલાલ હરિલાલ સેતલવાડ અને મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ સ્વ. માધવલાલભાઇના સતત પ્રયત્નને પરિણામે હાલમાં સરકારે હોપવાંચનમાળામાં સુધારા વધારા કરવાનું સ્વીકાર્યું છે. એ કામ માટે ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. કૉલ્હર્ન્ટન અને એમના હાથ નીચે ડેપ્યુટી એ. ઇન્સ્પેક્ટર મિ. જમિયતરામ શાસ્ત્રી એ બેની નીમણૂક કરી છે. બને ગૃહસ્થો ઉત્સાહી છે અને કેળવણીખાતાના સાધારણ અનુભવવાળા છે, અને અમે ઇચ્છા રાખીએ છીએ કે

તેઓ પોતાનું કર્તવ્ય સન્તોષકારક રીતે બજાવશે. ખાતાના બે માણસો પાસે જ સર્વ કામ કરાવવાનું હોય, તો સરકારે કરેલી આ ગૃહસ્થોની પસન્દગી સ્હામે પ્રજાને કાંઈ ખાસ વાંધો નથી. પણ પ્રજાનો પ્રશ્ન આ છે કે—આટલે વર્ષે આટલી ફરિયાદ અને આટલી હિલચાલના જવાબમાં સરકારે જે રીતે કાર્ય કરવાનું આરંભ્યું છે એ રીત જ બરાબર છે ખરી ? અમને લાગે છે કે હોપવાંચનમાળા સુધારવાનો પ્રશ્ન ખેડૂતોની સ્થિતિ કે યુનિવર્સિટિની સ્થિતિ સુધારવાના પ્રશ્નો કરતાં મહત્ત્વમાં બિલકુલ ઉતરતો નથી, અને એને સુધારવાની સરકારે લીધેલી રીત માટે પ્રજા તરફથી જે મન્દમન્દ નાપસન્દગી દેખાડવામાં આવે છે તેને બદલે બહુ ઉચ્ચ સ્વરે પોકાર થવો ઘટે છે. હોપવાંચનમાળાના પાઠો એ બાળકોની બુદ્ધિને માટે માતાના દૂધ સમાન છે, અને એમાં કોઈ પ્રકારનો રોગ નિર્બળતા યા અપૂર્ણતા એ આવતા જમાનાનું માનસિક ખમીર દૂષિત કરવામાં કારણભૂત થશે. સરકારે ખાતાના થોડાઘણા અનુભવવાળા બે ગૃહસ્થો નીમીને ખાનગી રીતે કામ ચલાવી લેવાને બદલે—પ્રથમ તો, સરકાર કેવા કેવા સુધારા વધારા કરવા ઇચ્છે છે એવું દિગ્દર્શન કરાવનાર સામાન્ય નિયમો જાહેરમાં મૂકવા જોઈતા હતા; ત્યાર પછી એ ઉપર પ્રજાના અગ્રણીઓ, અનુભવી ડેપ્યુટીઓ, અને વર્તમાન વિદ્વાનોની પુષ્કળ ચર્ચા સાંભળવી જોઈતી હતી; અને આખરે એ મંડળના ચાર પાંચ યોગ્ય પુરુષોને પોતાના ખાતાના ત્રણ ચાર અધિકારીઓ સાથે જોડી એક કમિટિ રચી સુધારા વધારા કરાવવા એ જ ખરો માર્ગ હતો. એ રીતે જે વાંચનમાળા ઘડાત એ સર્વથા નિર્દોષ કે સર્વમાન્ય થાત એમ અમારૂં કહેવું નથી, પણ એ સ્હામે પ્રજાને કાંઈ પણ બોલવા જેવું રહેત નહિ, અને નવા જમાનાની જરૂરિયાતો એ રીતે જ પૂરી પડત—એમાં સંશય નહિ.

હોપવાંચનમાળામાં ન્હાના મ્હોટા અનેક ફેરફારો કરવા જેવા છે. પાઠના ક્રમમાં, ભાષામાં, જોડણીમાં—વગેરે અનેક બાબતોમાં અસંગતિઓ વિરોધો અને ખામીઓ નજરે પડે છે. એ વિગતવાર દર્શાવવાનું આ સ્થાન નથી. અત્રે થોડાક સુધારાનું સામાન્ય દિગ્દર્શન માત્ર કરાવીએ છીએઃ—

સામાન્ય રીતે બોલીએ તો હોપવાંચનમાળામાં (૧) ધાર્મિક જ્ઞાન (૨) સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિ, (૩) પરાક્રમ ઉત્સાહ આદિ વીર્યવાન સદ્ગુણોના દૃષ્ટાન્તરૂપ જીવનચરિત્રો, (૪) સહૃદયતા કેળવે એવાં કાવ્યો અને કાવ્યલક્ષણના નિયમ, અને (૫) યોગ્ય બાલશૈલી વગેરે બાબત સંબન્ધે ઘણી ખામી છે.

(૧) ધાર્મિક જ્ઞાનની આવશ્યકતા આજ સર્વ કોઈ સ્વીકારે છે. છતાં હજી સુધી શીખવાની વાંચનમાળામાં " પરમેશ્વર સઘળે છે " ( સાતમી ચોપડી પાઠ ૧૫૮ ) કે "ધર્મની અગત્ય"( સાતમી ચોપડી, પાઠ ૧૪૬ ) એવા મથાળાના રડયાખડયા પાઠ નજરે પડે છે. અને તેમાં પણ—

" પ્રભુ પોતાનું કામ કરવાને એક ક્ષણ પણ ભૂલતો નથી. તે સૌથી મોટો ને સર્વ શક્તિમાન છે. તેની મોટાઇને સારૂ આપણે તેને નમતું જોઇએ. "

" ઇશ્વરનો મહિમા ગાઓ, કેમકે આપણને તેણે સરજ્યા છે. સર્વ માણસની પહેલી

અને સૌથી. મોટી ફરજ એ છે કે પરમેશ્વરનું જ્ઞાન મેળવવું: તેને વિષે શું માનવું, તેની શી શી આજ્ઞા છે, ને આપણા શા ધર્મ છે, તેનો અભ્યાસ કરવો. જે એવું ન કરે તેને મોટો પાપી જાણવો. ”

આવું નિર્માલ્ય લખાણ જોઇને તો ખરેખર હસવું જ આવે છે: અને તે પણ સાતમી ચોપડીમાં! હિન્દુ (બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ) મુસલમાન અને પારસી કોમોના મુખ્ય ધર્મગ્રન્થો કેવા કેવા છે, અને એના ધર્મોપદેશકો કોણ કોણ અને ક્યારે ક્યારે થઇ ગયા, અને એમણે તે તે વખતે શાં શાં ધાર્મિક સત્યો બહાર પાડયાં ઇત્યાદિ સંબન્ધે વાંચનમાળામાં ભાગ્યે જોઇએ તેવી માહિતી આપવામાં આવી છે. સાતમા ધોરણમાં ભૂમિતિ શીખવવામાં આવે, અને સાતમી ચોપડીમાં અર્થશાસ્ત્ર પ્રાણિશાસ્ત્ર રસાયનશાસ્ત્ર આદિના પાઠો સહેલાઇથી દાખલ કરી શકાય, તો સાંખ્ય વેદાન્તાદિ ધર્માનુકૂલ તત્ત્વદર્શનોનો પણ સરળ આકારમાં શામાટે સમાવેશ ન કરી શકાય એ સમજી શકાતું નથી આપણાં શાસ્ત્રોમાં દર્શનસૂત્રના ગ્રન્થો કયા કયા અને એના કર્તા કોણ કોણ, એના ભાષ્યકારો કોણ કોણ અને એમના શા શા સિદ્ધાન્તો, સ્મૃતિ કોને કહે છે, એમાં શી શી બાબતો ચર્ચવામાં આવે છે, મુખ્ય સ્મૃતિકારો કોણ, ગુજરાતમાં કયી કયી સ્મૃતિ અને કયી કયી ટીકાઓ ખાસ પ્રમાણ મનાય છે ઇત્યાદિ પ્રાચીન ધાર્મિક સાહિત્ય સંબન્ધી જ્ઞાન જરૂરનું છે. અને એવું જ્ઞાન વાંચનમાળામાં દાખલ કરવાથી સરકારે સ્વીકારેલી ધાર્મિક તટસ્થતાને લેશ પણ બાધ આવે એમ નથી. નિસ્તેજ પ્રતિભા અને એકનીએક શૈલીથી લખાએલા 'મહેતાજી' અને 'માણેકલાલ' ના પાઠોને બદલે ઉપનિષદ્ મહાભારત બૌદ્ધપિટકાદિક ગ્રન્થોમાંથી યમ-નચિકેતા યક્ષ-યુધિષ્ઠિર બુદ્ધ-ભિક્ષુ વગેરેના વિવિધ સંવાદો વાંચનમાળામાં ઉતારવામાં આવે તો વિદ્યાર્થીઓની બુદ્ધિ કેવી ઉન્નત થાય અને સ્વદેશભક્તિથી ભરાય એ સહજ કલ્પી શકાશે.

હાલના પાઠોમાં સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિને પોષે એવા પાઠો વિરલ જ જોવામાં આવે છે. 'ઘણાં વર્ષ જીવો વિકટોરિયા' અને 'દેખ બિચારી બકરીનો પણ કોઇ ન જાતાં પકડે કાન' એવા રાજ્યભક્તિ વધારનાર પાઠો ભલે હો—હોવા જ જોઇએ—પણ એ સાથે ભારતમહિમાનું એક પણ કાવ્ય ન હોય એ થોડી ખામી છે? હાલની વાંચનમાળામાં આખા જગતનો ઇતિહાસ જેમાંથી કાંઇ જ ઉપદેશ ન મળે એવા શુષ્ક આકારમાં ભર્યો છે: એ સર્વે પાઠ કાઢી નાંખી, એને સ્થાને વિકટોરિયા, અકબર, શિવાજી, સિદ્ધરાજ, નાના ફડનવીસ વગેરેનાં રાજકીય અને ખાનગી સદ્ગુણોનાં અસરકારક વર્ણન આપતા પાઠો મૂકવા જોઇએ.

વળી હાલ જે સદ્ગુણો વાંચનમાળામાં ઉપદેશવામાં આવ્યા છે એ ઘણે ભાગે વીર્યવત્તાના નથી પણ નમ્રતાના જ છે: આ દેશનું ગરીબ બાલક બિચારૂં ઘર છોડીને બહાર તો જતું નથી, તેને પહેલું જ કાવ્ય " વાડામાંથી પાડુ એક છૂટું થઇને નાઠું છેક...વળતી વાઘે લીધા પ્રાણ એવું દુખીયું થયું અજાણ " એ શીખવવામાં આવે છે! જુઠું ન બોલવા વિષે શુષ્ક અને નિર્માલ્ય પાઠ છે, પણ હરિશ્ચન્દ્રનું આખ્યાન સાદી ભાષામાં પણ મૂળના બળ અને તેજ સાથે દાખલ કરવાનું કોઇને સૂઝયું નથી.

ચાલુ વાંચનમાળામાં નીતિશિક્ષણ એકદેશી-ઘણે ભાગે નરમાશ તરફ જ વાળનારૂં-છે, તથા એનો આકાર પણ આકર્ષક અને તેજસ્વી નથીઃ એટલું જ નહિ. પણ એ વાંચનાર બાળકોની ઉમ્મર કેવડી છે અને એ ઉમ્મરને લાયક અમુક ભાવ છે કે નહિ એ ઉપર પણ જોઇએ તેવું લક્ષ આપાયું નથી. "ઘડપણ કેણે મોકલ્યું?" એ કાવ્યને ઘડપણના એક આબેહૂબ ચિત્ર તરીકે આપણે વાંચનમાળામાં દાખલ થવા દઇએ; "જૂઠો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમ્યો દિવસને રાત" એને પણ એક સારા ધ્યાનાત્મકસંગીતકાવ્ય તરીકે સન્માન આપીએ; પણ—

"જીવને શ્વાસ તણી સગાઈ ઘરમાં ઘડી ન રાખે ભાઈ"

"મશાણ દુખમુંળું નામ છે, ત્રીજું કબરસ્તાન;
જોતાં શોકાતુર કરે, નહિ મરતાની તાન;
... ... ... ... ... ... ... ...
રાતા પીળા રંગના ભડકા ત્યાં દેખાય,
ધૂમાડો સિન્દૂર સમો, ગગન ભણી તે જાય."

એવી સંસાર તરફ નિર્વેદ ઉપજાવનારી, જીવનના નિર્દોષ ઉત્સાહમાં વિઘ્ન કરનારી, અને અને જૂદા જ અધિકારીઓ માટે રચાએલી કવિતાઓ વાંચનમાળામાં દાખલ કરવાનું શું પ્રયોજન એ સમજી શકાતું નથી.

કાવ્યની પસન્દગીમાં પણ કોઇક વિલક્ષણ સહૃદયતા પ્રવર્તી છે. ઉપર જણાવી એવી "મરણના ભય વિષે" અનેક કવિતાઓથી પાનાં ભરવાને બદલે, શાકુન્તલ ઉત્તરરામ વેણીસંહાર ચંડકૌશિક કે મૃચ્છકટિકના બે ચાર પ્રવેશો મૂક્યા હોત તો એ વધારે સારૂં નહોતું? "સામળભટના કરેલા ગ્રન્થો વિષે" એ મથાળાની—

"સિંહાસન બત્રીશી, તર્તિમજ કીધી તેણે,
શિવપુરાણ સમર્થ, અર્થ જણાવ્યો જેણે;
રીઝથી રેવાખંડ, દંડ જમદૂતનો ટાળી;
ડાકોરનો ઠાકોર, વર્ણવીને હદ વાળી.
વૈતાળપચીશી વર્ણવી, શુકબોતરી ભાવે ધરી;
વાયુને વશ છે તરણ જેમ, તેમ સામળ કવિએ કરી."

એ પંક્તિઓ પણ વાંચનમાળામાં!!!

બાળકવિતાઓમાં-બીજી ચોપડીમાં-નીચેની કવિતા સુપ્રસિદ્ધ છેઃ—

* " વાડામાંથી પાડું એક, છુટું થઈને નાઠું છેક,
મન માન્યું ચરવાને ઘાસ, વનમાં જઇને કીધો વાસ;
વળતી વાઘે લીધા પ્રાણ, એવું દુખીયું થયું અજાણ,
ચિતમાં છૂટું થાવા જાય, તેની એજ અવસ્થા થાય."

હવે એની જ સાથે, વિચાર ભાવ અને ભાષાની મનોહરતા અને ઔચિત્યની બાબતમાં નીચેનું કાવ્ય સરખાવો:—

## CRADLE SONG.

" What does little birdie say
In her nest at peep of day?
Let me fly, says little birdie,
Mother, let me fly away.

Birdie, rest a little longer,
Till the little wings are stronger.
So she rests a little longer,
Then she flies away.

What does little baby say,
In her bed at peep of day?
Baby says, like little birdie.
Let me rise and fly away.

Baby, sleep a little longer,
Till the little limbs are stronger;
If she sleeps a little longer,
Baby too shall fly away."

*A. Lord Tennyson.*

---

* આ પંક્તિઓનો એક બાલકે મને અર્થ પૂછ્યો. એમાં રહેલો નિર્બલતાજનક ઉપદેશ હું એને કહેવા માગતો નહતો, પણ એનો અત્યન્ત આગ્રહ જોઈ આખરે મારે ઉપર-ઉપરથી અર્થ સમજાવવો પડ્યો. એણે મને ખાસ કરીને પૂછ્યું: "વળતી વાઘે લીધા પ્રાણ એટલે શું?...એવું કોને થાય?" એનો ઉત્તર હું શી રીતે દઉં? ૭ વરસના બાલકને હું મૃત્યુનું ભાન કરાવું? મૃત્યુનો ભય દેખાડી એને સ્વચ્છન્દ આનન્દમાં રમતો અટકાવું?

વર્તમાન ગુજરાતી કાવ્યપદ્ધતિ હોપવાંચનમાળાના કર્તાઓને તદ્દન અજ્ઞાત છે, અને આજ હજારો બાલકો ગુજરાતી ધોરણો પસાર કરતાં જાય છે, છતાં એમની આસપાસ નવી કાવ્ય હવા કેવી વાય છે તેનું એમને ભાન થતું નથી. આ હાલની વાંચનમાળાની એક મ્હોટી ખામી છે. અને અમે આશા રાખીએ છીએ કે જેમ દલપતરામના જીવતાં દલપતરામની કવિતાઓ દાખલ કરવામાં અનૌચિત્ય ગણાયું ન હતું તેમ આજ નરસિંહરાવ, ગોવર્ધનરામ, અને "કાન્ત" વગેરેની કવિતાઓ લેવામાં બાધ લાગવો ન જોઇએ. થોડાક વખત ઉપર સ્વર્ગસ્થ થએલા "કલાપી," હરિલાલ, બાલાશંકર અને મણિલાલનાં કાવ્યો પણ ઉપયોગમાં આવી શકશે. આ પ્રમાણે, આ નવા જમાનાના કવિઓનાં કાવ્યો વાંચનમાળામાં મૂકવાથી બાલકોનાં હૃદય અને મગજ બંને ઉત્તમ રીતે કેળવાશે, અને રસજ્ઞતામાં તેઓ પછાત રહેશે નહિ. રસજ્ઞતા નીતિને પોષે છે, અને અમારો એટલે સુધી આગ્રહ છે કે નવી વાંચનમાળાની કમિટિએ સારાં સારાં અંગ્રેજી સંસ્કૃત અને ફારસી કાવ્યોના થોડાક ખંડો રા. નરસિંહરાવ અને રા. કેશવલાલ ધ્રુવ જેવા પાસે ગુજરાતીમાં ઉતરાવી વાંચનમાળામાં દાખલ કરવા જોઇએ. વળી, પ્રાચીન ગુજરાતી કવિતાને પણ જૂની હોપવાંચનમાળામાં અન્યાય થાય છે. કવિતા પસન્દ કરનારનો પ્રેમાનન્દ કરતાં સામળ તરફ વધારે પક્ષપાત જણાય છે, અને તેથી* "અગમ્ય પરીક્ષા" "સમસ્યા પૂર્તિ" "દ્વિઅર્થી દોહરા" અને "અન્તર્બ્હિર્લિપિકા" જેવા ટુંકી લીટીના ગદ્યને કવિતાને નામે આગળ ધરી કવિતાના ઉચ્ચ નામને અપમાન કર્યું છે.

ખરી વાત એ છે કે હોપવાંચનમાળાનો કાવ્યભાગ બહુધા કવિતાના સ્વરૂપ વિષે ભૂલભરેલા વિચાર ઉપર રચાએલો છે. અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યપરીક્ષાના નિયમોનું જેને જરા પણ જ્ઞાન છે તેને 'મોતીદામ,' 'દોધક' અને 'પ્રમાણિકા' છન્દ ઉપર "કવિતાની રીત" ને નામે પાનાં ને પાનાં ભરાએલાં જોઇ હસવું આવ્યા વિના રહેશે નહિ. સંસ્કૃત સાહિત્યવિવેચકો તથા પાશ્ચાત્ય સાહિત્યવિવેચકોના ગ્રન્થોમાંથી કાવ્યલક્ષણ સંબન્ધે વિવિધ વિચારો હોપવાંચનમાળામાં ઉતારવાની ઘણી જરૂર છે.

તે સાથે વળી ગદ્યની શૈલી વિષે પણ, સીધી તેમજ આડકતરી રીતે (એટલે કે, વિવેચન કરીને તથા દૃષ્ટાન્તરૂપ પાઠ મૂકીને) વાચકને કેટલીક માહિતી આપવી જોઇએ. જેમ કાર્લાઇલ અને મેકૉલે, જૉન્સન અને રસ્કિન જેવા એક એકથી ઉલટા શૈલીપ્રવર્તકો અંગ્રેજી સાહિત્યમાં માન પામે છે, અને અમુકની ભાષામાં લૅટિન શબ્દો વધારે છે અને અમુકની વાક્યરચના કઠિન છે એવા બાલિશ વાંધા લેવામાં આવતા નથી, તેમ અત્રે પણ નર્મદાશંકર, નવલરામ, ગોવર્ધનરામ, મણિલાલ અને હરિ હર્ષદ ધ્રુવના ગદ્યના નમૂના નવી વાંચનમાળામાં ઉદાર દિલથી દાખલ કરવા જોઇએ.

ઉપર બતાવેલી ખામીઓ માત્ર ઉપલક્ષણ રૂપે જ અત્રે નોંધવામાં આવી છે. આ ઉપરાન્ત દરેક ચોપડીનું પૃથક્કરણ કરી બીજી ઘણી ખામીઓ બતાવી શકાય એમ છે, પણ તેને માટે આ સ્થાન નથી.

આ દિગ્દર્શન સમાપ્ત કરતા પહેલાં, જરા વિષયાન્તર થવા દઇને પણ, જૂની વાંચનમાળાના અમુક પાઠ સ્હામે અમારો સખ્ત વાંધો અત્રે નોંધીશું. સુધારાના અમે પ્રતિપક્ષી

* સામળની એકાદ બે કવિતા નમૂના રૂપે મૂકવામાં બાધ ન હતો. પણ આમાં કેટલાંક તો નવાં રચીને મૂક્યાં છે!

નથી, બલ્કે સુધારો અમને ઇષ્ટ છે. પણ સુધારાના પક્ષને નિર્બલ દલીલોથી ટેકવી, જેવી તેવી ભાષામાં પાંચ સાત પાઠ લખી કાઢી, વાંચનમાળામાં દાખલ કરી દેવા, એથી સુધારાનું કાર્ય સરશે અને નવો જમાનો 'સુધારાવાળા'ઓનો થશે એમ આશા રાખવી વ્યર્થ છે. "આ દેશની વિધવાઓ" એ મથાળા નીચે સાતમી ચોપડીમાં પાઠ ૧૪૭ અને પાઠ ૧૪૮ વચ્ચે પાઠ ૧૪૭ (ક) દાખલ કરી દીધો છે. એમાં વિધવાપુનર્વિવાહનો પક્ષ ખેંચ્યો છે, અને જણાવ્યું છે કે—

"વિધવાના પુનર્લગ્નને કાયદાની અડચણ ન નડે, અને લોકોમાં સુખ તથા નીતિ વધે તેટલા માટે ઇંગ્રેજ સરકારે સને ૧૮૫૬ માં એક કાયદો કર્યો છે, તેથી હિંદુ વિધવાનાં પુનર્લગ્ન કાયદેસર થઈ શકે છે.

કલકત્તા, મુંબાઈ, મદ્રાસ અને બીજી જગ્યાએ વિધવાનાં પુનર્લગ્નને ઉત્તેજન આપવા માટે મંડળીઓ સ્થપાઈ છે, અને મંડળીઓના આશ્રયથી થોડાં વરસ થયાં કેટલાંક પુનર્લગ્ન થઈ ચૂક્યાં છે."

સુધારાવાળા *કબૂલ કરે છે કે વિધવા બ્રહ્મચર્યમાં પોતાના દિવસોનું નિર્ગમન કરે તો એ ઉત્તમ છે, અને તેઓનો વાંધો માત્ર પરાણે વૈધવ્ય પળાવવા રહામે અને એમાંથી નીપજતી અનીતિ રહામે છે. આ પાઠ કોણે લખ્યો છે એ અમે જાણતા નથી, પણ કોઇક સુધારાવાળા ગૃહસ્થે જ લખ્યો હશે એમ અમે માનીએ છીએ, અને તેથી એટલું પૂછીએ છીએ કે આ નવી કબૂલાત પૂર્વોક્ત પાઠમાં શા માટે દાખલ નથી કરી? ગુજરાતી સાત ચોપડીઓમાં એક પણ સ્થળે લગ્નની ઉચ્ચ ભાવના વાચકના મનમાં ઠસાવવા યત્ન કર્યો છે?

હવે "સ્ત્રીકેળવણી"નો પાઠ લો. સ્ત્રીકેળવણી બેશક ઇષ્ટ છે, અને એ સંબન્ધી પાઠને વાંચનમાળામાં પૂર્ણ અવકાશ છે. પણ સ્ત્રીકેળવણીના સમર્થનમાં એમ કહેવામાં આવે કે—

"મૂર્ખ બૈરીઓ...પોતાના ધણી પાસે નકામા પૈસા ખરચાવે છે...ઘરેણાં ને ભારે લૂગડાં કરવાની હઠ લે."

તો એ સ્હામે બહુ સારી રીતે પૂછી શકાય કે—આ દોષ શું ભણેલી સ્ત્રીઓમાં નથી હોતો? અમદાવાદી કિનખાબ અને ફ્રેંચ સિલ્ક એમાંથી કયાની હઠ વધારે સારી? 'ભણેલી સ્ત્રીઓમાં પણ આ દોષ કદાચ હશે, પણ તે કેળવણીની અસર નથી; કેળવણીની અસર હોય, તો પણ તે ન થવી જોઇએ ને થઇ છે'—એમ સ્ત્રીકેળવણીના પક્ષકારો કહી શકે, અને તે વાજબી રીતે. પણ આટલા ખુલાસામાં ઉતરવું પડે એ મૂળ દલીલને નિર્બલ કરે છેઃ એથી વાચકના મન ઉપર અસર થવામાં વિઘ્ન પડે છે. આ રીતે સુધારાના અયોગ્ય ઉત્સાહથી ખેંચાઈ જઈ, સુધારાના પક્ષની આકર્ષકતા ઘટાડે એવી દુર્બલ દલીલોથી અને નિકૃષ્ટ ભાવનાથી વાંચનમાળાને કલુષિત કરવી બરાબર નથી. સારો ઉત્સાહ ભૂલભરેલે માર્ગે વહેતો જોઇ, અને વાંચનમાળા જેવા સુધારાના સાધનને વૃથા ગુમાવી દેવાનું જોઇ, આટલું લખવું પડે છે.

---

* બે વર્ષ ઉપર કલકત્તામાં ન્યા૦ મૂ૦ ચન્દાવરકરે જણાવ્યું હતું, અને હાલમાં મુંબાઈમાં એમણે ફરી એ જ જણાવ્યું છે; અને રા. બા. લાલશંકરે શ્રીમન્ત ગાયકવાડ સરકારના પ્રમુખપણા નીચે આપેલા ભાષણમાં એ જ કહ્યું છે. પણ ઉપરના પાઠમાં સુધારાના પક્ષનું ખરું સ્વરૂપ નજરે પડે છેઃ સુધારાવાળાઓની મંડળીઓ જરૂર પડે ત્યાં લાઇલાજ થઇ પુનર્લગ્ન કરાવતી નથી, પણ 'ઉત્તેજન' આપે છે.

# ખેડૂતોમાં પરસ્પર નાણાં ધીરનારી મંડળીઓ.

"The object of this study is, necessarily not mere rural credit banking, but the promotion and development of all institutions which, while furthering useful credit, base that credit largely, perhaps chiefly on *previous thrift*, and are thus able to exercise over their members a beneficent influence in the direction of self-help; still more especially those which, being based on the principles of co-operation, bring the isolated units of society into association, and by association, *teach the benefit and virtue of mutual assistance* in thrift and in credit, in combating improvidence within and usury without, in developing industry and in assuring to men the full results of their industry in stimulating men to new ideas of life whether economic, social or moral."

*Sir Frederick Nicholson.*

"*We cannot hope to escape failures*, which will involve loss to individuals, and many failures would set back the cause which we have at heart, while a few successful societies will spedily find spontaneous imitators. *If by a stroke of the pen I could cover the country tomorrow with a network of these societies, I should decline to do so* until we know more about the forms which will best suit the conditions with which we have to deal, and that knowledge only experience can teach us. On the other hand, it is abundantly clear that *no real advance will be made without the active encouragement and assistance of Government*"

*Sir Denzil Ibbetson.*

૧. પૂર્વરંગ. "Agricultural Banks" (ખેડૂતો માટે નાણાંની પેઢીઓ)ને અયથાર્થ નામે ઓળખાતી અને "Co-operative Credit Societies" (પરસ્પર નાણાંની મદદ કરનારી મંડળીઓ) એ નામ જ જેને વધારે ઉચિત છે એવી મંડળીઓ સ્થાપવા માટે હિન્દુસ્તાન સરકારની ધારાસભામાં એક બિલ રજુ કરવામાં આવ્યું છે. જેમ બીજી કેટલીક બાબતોમાં થાય છે તેમ આ બાબતમાં પણ સરકારે લાંબા વખત સુધી તર્કવિતર્ક કરી—કાંઇક લોકમતને માન આપીને, કાંઇક પોતાના અમલદારોની સૂચના ઉપરથી, અને ઘણેભાગે ખેડૂતોના હિતમાં જ પોતાનો પણ સ્વાર્થ રહેલો છે એ વાત આજકાલના દુકાળમાંથી વધારે સ્પષ્ટ રીતે સમજી જઇને—સરકારે આ સ્તુત્ય પગલું ભર્યું છે. એમ કહેવાય છે કે જર્મનિમાં ખેડૂતો માટે નાણાંપેઢીઓ તથા પરસ્પર સાહાય્યકારી મંડળીઓ ૫૦૦૦ કરતાં વધારે છે; રશિયામાં અને ઈટાલિમાં પણ આવી પેઢીઓ છે; આજથી થોડાંક વર્ષ ઉપર ફ્રાન્સમાં ખેડૂતો ઘણા કરજદાર થઇ ગયા હતા, તેમને પણ દેવામાંથી મુક્ત કરનાર આ જ સંસ્થા હતી; ઇજિપ્ટમાં પણ ખેડૂતોની લગભગ આજ સુધી એવી જ દુર્દશા હતી, પણ લૉર્ડ ક્રોમરની દીર્ઘદૃષ્ટિ

અને કાર્યદક્ષતાથી ભરપૂર રાજ્યનીતિને અંગે ખેડૂતો માટે આવી પેઢીઓ ઉભી કરવામાં આવી છે, અને તેથી ખેડૂતવર્ગને ઘણો લાભ થયો છે.

આજથી વીશેક વર્ષ ઉપર પ્રખ્યાત હિન્દહિતૈષી વેડર્બર્ન સાહેબે આપણા ઇલાકામાં પુનાની આસપાસ આવી પેઢીઓ સ્થાપવાનો યત્ન કર્યો હતો, અને એ માટે એક યોજના પણ ઘડી કાઢી હતી. એ યોજના મુંબાઈ સરકારે પસન્દ કરી, અને લૉર્ડ રિપને એને ટેકો આપ્યો—પરન્તુ તે વખતના સેક્રેટરિ ઑફ સ્ટેટ સર જૉન ગૉર્સ્ટ સ્હામા પડ્યા, અને મિ. સેમ્યુઅલ સ્મિથે પાર્લ્યમેન્ટમાં પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં એમણે જણાવ્યું કે એ યોજના અમલમાં લાવી શકાય એવી નથી–' not practicable.' પરન્તુ સુભાગ્યે આજ અરસામાં મદ્રાસ ઇલાકામાં ' નિધિ '=ખજાનો, પેઢી નામે એક ખાસ દેશી સંસ્થા અસ્તિત્વમાં આવતી હતી. એ સંસ્થા થોડી ઘણી ફતેહમન્દ પણ થઈ હોય એમ જણાય છે, કારણ કે એના હાલ લગભગ ૭૬૦૦૦ મેમ્બરો છે, અને એમાં પંચોતેર લાખને આશરે રૂપીઆ ભરાયા છે. એ નિધિઓ છેક ગરીબ ખેડૂતો કરતાં તવંગરને વધારે અનુકૂળ હતા, અને એમાં કેટલીક ખામીઓ પણ હતી, જેને લીધે એની સફળતા અપૂર્ણ નીવડી એમ કહીએ તો ચાલે. સને ૧૮૯૫ માં મદ્રાસ સરકાર માટે, એક વિદ્વાન સિવિલિયન સર ફ્રેડરિક નિકલ્સને આ વિષયના પરિપૂર્ણ અભ્યાસને પરિણામે ખેડૂતો માટે નાણાંની પેઢીઓ અને ખેડૂતોમાં પરસ્પર ધીરધાર કરનારી મંડળીઓ સ્થાપવા સંબન્ધે એક ઉત્તમ રિપોર્ટ તૈયાર કર્યો, અને મદ્રાસ સરકારે એ રિપોર્ટ હિન્દુસ્તાન સરકારને મોકલી આપ્યો. એ જ અરસામાં મિ. ડ્યુપર્નેક્સ નામના એક વાયવ્ય પ્રાન્તના સિવિલિયન અમલદારે "People's Banks for Northern India" એ નામે એક પુસ્તક બહાર પાડ્યું. વળી એવામાં જ સર ઍન્ટોનિ મૅકડોનલનું દુકાળ-કમિશન નીમાયું, એ કમિશનમાં પૂર્વોક્ત સર મિ. ફ્રેડરિક નિકલ્સનની પણ નીમણૂક થઈ, અને એ કમિશને રિપોર્ટ કર્યો તેમાં ખેડૂતો માટે ઓછે વ્યાજે નાણાંની જોગવાઈ કરી આપનારી પેઢીઓ સ્થાપવાની સરકારને ખાસ ભલામણ કરવામાં આવી. વળી આ જ અરસામાં સરકારે વાણીઆ સ્હામે કરડી નજરે જોવા માંડ્યું, અને હિન્દુસ્તાનના કેટલાક ભાગમાં એવો કાયદો દાખલ કર્યો કે જેથી ખેડૂત વાણીઆને જમીન માંડી આપી એ ઉપર દેવું કરી શકે નહિ. પણ ખેડુતે 'વાણીઆ'ને ત્યાંથી પૈસા ન ઉપાડવા તો પછી જરૂરને વખતે પૈસા મેળવવા ક્યાંથી? આ મુશીબતનો માત્ર એક જ ખુલાસો રહ્યો અને તે એ કે સરકારે ખેડુતોને માટે નાણાં ધીરનારી પેઢીઓ ઉભી કરવી. આમ એક તરફથી દુકાળ કમિશનનો રિપોર્ટ અને બીજી તરફથી સરકારની ખેડૂતો પ્રત્યેની નવી નીતિ—એ બે આ બિલનાં તુરતના કારણો થઈ પડ્યાં. હિન્દી સરકારે પ્રાન્તિક સરકારની સૂચનાઓ મંગાવી, એ ઉપર વિચાર કરવા પોતાના આર્થિક મન્ત્રી સર એડવર્ડ લૉના પ્રમુખપણા નીચે એક કમિટી નીમી, એ કમિટીએ એક ખરડો તૈયાર કર્યો, એ ખરડા ઉપર ફરી પ્રાન્તિક સરકારના અભિપ્રાયો મંગાવ્યા, અને છેવટે એ પરથી એક બિલ તૈયાર કરી ધારાસભામાં રજુ કર્યું. આ આ ઉપક્રમનો આજ પર્યન્તનો ઇતિહાસ.

**૨. ઉદ્દેશ અને સ્વરૂપ.** બિલ રજુ કરનાર સરકારી મેમ્બર સર ડેનઝિલ ઇબેટસને આ બિલના સ્વરૂપ વિષે કેટલુંક વિવેચન કરતાં જણાવ્યું કે:—

ઇન્ડિયન કંપનિઝ ઍક્ટની ગલીગુંચીઓ સાદા ખેડૂતોને માટે અનિષ્ટ હોવાથી આ બિલ રચવું પડયું છે. એમાં સ્થાપવા ધારેલી પરસ્પર સાહાય્યકારી મંડળીઓના ઉત્તેજન અર્થે એ મંડળીઓને કેટલાક ખાસ હક બક્ષવાની, અને એમાં ગેરવ્યવસ્થા ન થાય તથા અનિષ્ટ પરિણામ ન નીપજે તેટલા માટે કેટલીક સાવચેતી રાખવાની, જરૂર છે. આ બાબતમાં ઘણા મતભેદ છે, અને હિન્દુસ્તાનના જૂદા જૂદા પ્રાન્તના લોકોની રીતભાત અને ટેવોમાં ઘણી વિવિધતા છે—તેથી હિન્દી સરકાર પોતાના કાયદામાં કેટલાક સામાન્ય નિયમો જ રચે છે; અને એના પેટાકાનુનો રચવાનું કામ પ્રાન્તિક સરકારને સોંપે છે. સાદાઈ અને તે તે સ્થિતિને અનુકૂલ કરી શકાય એવી સરળતા એ બે મુખ્ય સૂત્રો ધ્યાનમાં રાખીને આ બિલ રચ્યું છે.

( ૧ ) મંડળીઓના બે પ્રકાર—એક ખેડૂતો માટે, અને બીજો કારીગરો માટે. કારીગરોની મંડળીમાં ઓછી સંપત્તિના માણસોનો સમાવેશ થાય છે. ( ૨ ) દરેક મંડળીમાં ઓછામાં ઓછા દશ મેમ્બરો હોવા જોઇએ. ( ૩ ) ગરીબ ખેડૂત અને કારીગરને જે નાણાં પોતાની એકલાની વટ ઉપર ન મળી શકે એ ઘણા ખેડૂતો અને કારીગરોની એકઠી વટ ઉપર મળી શકે એ આ બિલનો મુખ્ય હેતુ છે. આથી તવંગર જમીનદારને અને નાણાં ધીરનાર વાણીઆ-મારવાડીને આ મંડળીઓમાં ભાગ લેવા દેવામાં આવનાર નથી. ( ૪ ) કારીગરની મંડળીઓના ભાગીદાર એક ગામના જ, અને ખેડૂતોની મંડળીઓના ભાગીદાર એક ગામના અથવા છેક પાસે પાસેનાં ગામના હોવા જોઇએ, કારણ કે આમાં પરસ્પરના વિશ્વાસની અને એક એકની માહિતગારીની ઘણી જરૂર છે. ( ૪ ) અને તેજ કારણસર નવા મેમ્બરો જૂના મેમ્બરોની પસન્દગીથી જ દાખલ થઈ શકે એવો નિયમ રાખ્યો છે. (૫) જે આ મંડળીઓનો મેમ્બર હોય એને જ નાણાં ધીરી શકાય. (૬) નાણાં અંગઉધાર જ ધીરી શકાય, કારણ કે મિલકત ગીરો રાખી એ ઉપર નાણાં આપવાથી એ નાણાં ગીરો મિલકતમાં ભરાઈ પડે અને રોકડાં ફરી શકે નહિ. (૭) અને એક મેમ્બર આખી મંડળીના હકો પચાવી પડે નહિ એટલા માટે કોઈ પણ ખેડૂત અમુક ૨૫૦ રૂ. કરતાં વધારેના અને કોઇપણ કારીગર ૧૦૦૦ રૂ. કરતાં વધારેના શેર રાખી શકે નહિ એવો નિયમ કર્યો છે. (૮) એ શેર મેમ્બરોમાં માંહોમાંહ્ય જ વેચી યા ગીરો મૂકી શકાય, (૯) જો મંડળીઓ ધારેલું પ્રયોજન સારી શકે નહિ અને અવ્યવસ્થિત થાય એને બન્ધ કરવાની મેમ્બરોને ફરજ પાડી શકાય.

એમાંથી ખેડૂતો માટેની મંડળીઓના ખાસ નિયમ નીચે પ્રમાણે :—

( ૧ ) મેમ્બરોની જવાબદારી ' અનલિમિટેડ '—અર્થાત્ મેમ્બરના શેર પૂરતી જ નહિ, પણ એની આખી મિલકત પૂરતી. આમ કરવાનું ખાસ કારણ એ કે ખેડૂત વર્ગને એ જ ઠીક પડે એમ છે, તથા પરસ્પર પૂર્ણ વિશ્વાસ એ આ મંડળીઓનો પાયો છે.

( ૨ ) નફો થાય તે વ્હેંચી લેવાનો નહિ, પણ ' રિઝર્વ ફંડ ' માં નાંખવાનો, અથવા તો બ્યાજનો દર ઘટાડવામાં વાપરવાનો. કારણ કે આ મંડળીઓનો હેતુ કમાવાનો નથી, પણ એક એકને મદદ કરવાનો છે.

( ૩ ) સૅંકશન ( સરકારની પરવાનગી ) શિવાય કોઈ પણ મંડળી બહારના લોકનાં નાણાં જમે માંડી શકે નહિ. કારણ કે આ છૂટનું પરિણામ એ આવે કે એકાદ વાણીઓ આ રીતે નાણાં ધીરીને આખી મંડળી પોતાને હાથ કરી લે અને મંડળીરૂપી પોતાના ધન્ધાનું મુખ્ય નડતર દૂર કરે.

( ૪ ) સ્થાવર યા જંગમ મિલ્કત ઉપર નાણાં ધીરવાની સાધારણ રીતે મના છે, કારણ કે એમ કરવાથી નાણાં રોકાઈ પડવાનો ભય રહે છે. પણ એ નિયમને એક અપવાદ છે તે એ કે ખેતીના પાક ઉપર નાણાં ધીરી શકાય. કારણ આ માલ ખેડૂતોની મંડળી રહેલાઇથી અને વધારે ભાવે વેચી શકે એમ છે.

કારીગરોની મંડળીઓ માટે વિશેષ નિયમો નીચે મુજબ છેઃ—

( ૧ ) **કારીગરોની મંડળીઓ**માં મેમ્બરોની જવાબદારી 'લિમિટેડ'—અર્થાત્ શેર પૂરતી જ રાખવાની પ્રાન્તિક સરકારની મરજી હોય, તો તેવો પેટા કાનૂન કરવાની એમને સત્તા છે.

( ૨ ) લિમિટેડ જવાબદારીવાળી મંડળીઓ નફો વ્હેંચી શકે છે—પણ તે નફાનો ¼ રિઝર્વફંડમાં નાખ્યા પછી.

( ૩ ) પોતાના જિલ્લામાં આવેલી ખેડૂતોની મંડળી—જેની સ્થિતિ વિષે તે જાણીતા હોય—તેને નાણાં ધીરી શકે.

આ બંને પ્રકારની મંડળીઓને ઉત્તેજન તરીકે નીચે પ્રમાણે હુકો બક્ષવામાં આવ્યા છેઃ-

(૧) ખાનગી લ્હેણા માટે કોઈ પણ મેમ્બરનો શેર જપ્ત કરી શકાય નહિ.

(૨) વહીવટ યા વારસાના સર્ટિફિકેટની જરૂર નહિ.

(૩) મંડળીનાં નાણાંથી મેળવેલી અમુક પ્રકારની મિલ્કત ઉપર ( બી અથવા બી સારૂ આપેલી રકમ માટે પાક ઉપર; ઢોર, ખેતીનાં ઓજાર, કારીગરીનાં ઓજાર, અને કારીગરી માટે કાચો માલ ખરીદવા સારૂ આપેલી રકમ માટે ઢોર-ઓજાર વગેરે ઉપર ) મંડળીનો પહેલો હક.

(૪) મંડળીના ચોપડામાં થએલી નોંધ એ 'પ્રથમદર્શની' પૂરાવો.

(૫) ગવર્મેન્ટ જનરલ-ઇન-કાઉન્સિલ એમને ઇન્કમટૅક્સ, સ્ટાંપ અને રજિસ્ટ્રેશન ફીથી મુક્ત કરી શકે—અને શરુઆતમાં તો એ સત્તા વાપરવાનો સરકારનો ઇરાદો છે જ.

(૬) સરકાર એ મંડળીઓના હિસાબ તપાસવા માટે અમલદારો મોકલશે—જેથી એની વ્યવસ્થામાં કોઈ પણ તરેહની ગરબડ યા તરકટ થઈ લોકનો અણવિશ્વાસ ઉત્પન્ન થવાનો પ્રસંગ આવે નહિ.

(૭) સરકાર જે નાણાં ધીરશે એ જમીનની મહેસૂલ તરીકે ઉઘરાવાશે.

(૮) એ મંડળીઓ સરકારી પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ બૅંકમાં નાણાં મૂકી શકે.

વળી, આ બિલના નિયમોની બાબતમાં કેટલીક સૂચના થએલી, તે સરકારે શા માટે બાજુપર મૂકી છે એનો મિ ઇબેટસને નીચે પ્રમાણે ખુલાસો કર્યો:—

(૧) એક સૂચના એવી હતી કે લગ્ન અને મરણ પ્રસંગે ખર્ચ કરવા માટે મંડળીએ બિલકુલ નાણાં ધીરવાં નહિ. આ નિયમ દાખલ કરવામાં આવે તો પણ તેને અમલમાં શી રીતે મૂકવો, અને એમાં જૂઠાણું અને દગો થાય તે શી રીતે અટકાવવાં એ બહુ કઠણ બાબત છે એ વિચારી સરકારે એ સૂચના સ્વીકારી નથી. ઉલટું, સરકાર એમ આશા રાખે છે કે લગ્નપ્રસંગે ૫૦ રૂ. કરતાં વધારે રકમ મંડળી ધીરતી નથી એમ જણાતાં, વાણીઆને ત્યાંથી ૧૦૦ રૂ. ઉપાડવાને બદલે ૫૦ રૂ. ના ખર્ચથી ચલાવી લેવાની લોકને ટેવ પડશે.

(૨) દિવાની કોર્ટમાં રીતસરનો લાંબો દાવો કરવાને બદલે ટુંકા દાવા (સમરિ પ્રોસીજર)થી નાણાં વસુલ કરવાની મંડળીઓને સત્તા મળવી જોઇએ એવી એક બીજી સૂચના હતી. આ સૂચના પણ સરકારે કબૂલ રાખી નથી—કારણ કે સરકાર એમ માને છે કે આવી સત્તા આપવાથી મંડળી વગરવિચાર્યે જેને તેને નાણાં ધીરશે, અને આ મંડળીનો મુખ્ય પાયો પરસ્પરની વાકેફગારી અને ધીરધારમાં સાવચેતી એ નષ્ટ થશે. પ્રાન્તિક સરકારોને પેટાકાનૂન કરી પંચ મારફત ચુકાદો કરવાનો ધારો દાખલ કરવાની સત્તા છે—એટલું બસ છે.

(૩) ચક્રવૃદ્ધિ વ્યાજ ન લેવું એવો એક નિયમ કરવાની સૂચના થઈ હતી. પણ ચક્રવૃદ્ધિ વ્યાજ એક તરફથી ખોટું છે તેમ બીજી તરફથી સારૂં પણ છે. એને લીધે દેવું પતવી દેવાની દેવાદારને ચાનક રહે છે..અને જેમ બને તેમ મંડળીનાં નાણાં વહેલાં પાછાં ભરાતાં રહે એમ થવું જરૂરનું છે.

(૪) વળી, એક એવી પણ સૂચના થઈ હતી કે જેમ મેમ્બરના શેરને બહારના ખાનગી દેવા માટે જપ્ત કરી શકાય નહિ એમ નિયમ કરવામાં આવ્યો છે, તેમ તેઓ જે કાંઈ થાપણ (શેર નહિ પણ થાપણ) મૂકે તે પણ એ જ રીતે જપ્તીથી મુક્ત રહે એમ નિયમ કરવો જોઇએ. પણ આ સૂચના સરકારે નાપસન્દ કરી છે. કારણ કે, જો કે એથી કરકસરની ટેવ વધવાનો સંભવ છે તથાપિ બહારના લ્હેણદારના હક તરફ બિલકુલ નજર ન રાખવી એ વાજબી નથી.

(૫) કેટલાકનું એમ કહેવું હતું કે સરકારે તગાવી વ્હેંચવાનું કામ આ મંડળીઓને સોંપવું જોઇએ. આ સૂચના ઠીક છે, અને જતે દહાડે એ અમલમાં મૂકવા જેવી છે. પરન્તુ હાલ તો એ મંડળીઓ પોતાનાં નાણાંની વ્યવસ્થા કરે તો પણ ઘણું છે: ઊંડા પાણીમાં ઉતરવા પહેલાં કાંઇક તરતાં શીખવાની જરૂર છે.

(૬) કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે સરકારે ખેડૂતોનાં નાણાં એકઠાં કરવાને બદલે પોતે જ સઘળાં નાણાં પૂરાં પાડવાં જોઇએ. અને એની વિરુદ્ધ બીજાઓનું એમ કહેવું છે કે સરકારે તો માત્ર દૂર રહી લાગણી દેખાડવી એટલું જ બસ છે, અને સઘળું કામ પ્રજા તરફથી જ થવું જોઇએ, કારણ કે એ રીતે પ્રજાની ખરી કેળવણી થવાનો સંભવ છે. આ બિલ ઘડવામાં સરકારે વચલો માર્ગ લીધો છે. સઘળાં નાણાં પોતે જ પૂરાં પાડવાનું પસન્દ કર્યું નથી, તેમ દૂર રહી માત્ર શુભ ઇચ્છા દેખાડીને બેશી રહેવાનું પણ યોગ્ય ધાર્યું નથી. શરૂઆતમાં ઉત્તેજન દાખલ સરકાર એટલું કરશે કે—લોકો જે નાણાં એકઠાં કરશે એમાં પોતે કાંઇક ઉમેરશે, પણ લોકો પોતે એકઠાં કરશે એ કરતાં વધારે ઉમેરશે નહિ; અને તેમાં પણ રૂ. ૨૦૦૦ સુધીની હદ. એ કરતાં વધારે નાણાં કોઈ પણ મંડળીને સરકાર આપશે નહિ. મંડળીનાં પહેલાં ત્રણ વર્ષમાં સરકાર પોતાનાં નાણાંનું વ્યાજ નહિ લે, અને ત્યાર પછી ચાર ટકા વ્યાજ લેશે. નાણાં પાછાં વસૂલ કરવા સંબન્ધે એક એવો નિયમ રાખ્યો છે કે વરસ દહાડાના હપ્તા કરવામાં આવશે, અને દરેક હપ્તે કુલ રકમના દશાંશ કરતાં વધારે વસૂલ લેવામાં આવશે નહિ. કોઈ પણ મંડળીની સ્થિતિ વિચારતાં એમ લાગે કે આ હપ્તો વસૂલ લેવો ઠીક નથી, અથવા તો હાલ વ્યાજ લેવું એ બરાબર નથી તો આવતા હપ્તા સુધી એ વસુલાત મુલતવી રાખવાની રજિસ્ટ્રારને સત્તા છે.

આ પ્રમાણે આ મંડળીઓના નિયમો છે. એ નિયમોના પેટા નિયમો યોગ્ય લાગે તેવા ઘડવાની પ્રાન્તિક સરકારને સત્તા આપેલી છે. આ એક નવીન પ્રયોગ છે અને તે ફતેહમન્દ થાય છે કે નહિ એ હજી જોવાનું છે—અને તેથી ધીમે ધીમે પગલાં ભરવાનું સરકારે યોગ્ય ધાર્યું છે. પ્રાન્તિક સરકારને જૂદી જૂદી તરેહનાં થોડાંક નમૂનાનાં ગામો પસન્દ કરી એમાં આ યોજના અજમાવી જોવાનું કહ્યું છે, અને એ કામનો ઘણો ખરો બોજો હાલમાં ડિસ્ટ્રિક્ટ ઑફિસર (કલેક્ટર) ને માથે પડશે: "He must explain the new law and preach the new Gospel." જૂદાં જૂદાં ગામોની મંડળીઓ ઉપર એક રજિસ્ટ્રાર નીમવામાં આવશે—જેથી એ જૂદી જૂદી મંડળીઓને સરખાવી શકે, અને એમના ગુણ દોષ સમજી, શાથી અમુક મંડળી ફતેહમન્દ થઈ અને અમૂક નિષ્ફળ ગઇ એ નક્કી કરી શકે.

આ પ્રમાણે સરકારે બહુ જ સંભાળ અને સાવચેતીથી ભરપૂર—ડરી ડરીને ઘડેલું એમ કહીએ તો પણ ચાલે—એવું બિલ રજૂ કર્યું છે. એની ફતેહમન્દી બેશક ભવિષ્યને ખોળે છે: તથાપિ એના ગુણદોષ વિષે અત્યારે આપણને લાગે છે તેવા બે શબ્દો આવતા અંકમાં બોલીશું.

[ વસન્ત ઑફિસ. ]

# માણસ અને તેનું બંધારણ.*

માણસના સ્થૂળ બંધારણ વિષે પશ્ચિમની વિદ્યાના પ્રભાવથી હાલ આપણે ઘણું જાણીએ છીએ; પણ સ્થૂળ બંધારણ જાણવાથી તેનું ખરું બંધારણ જણાતું નથી. તેનું ખરું બંધારણ જાણવામાં કુદરતમાં માણસ જાત શા સારૂ હસ્તી ભોગવે છે, અને કયા નિયમોથી તેની ઉત્પત્તિ ( creation), સ્થિતિ (preservation) અને મરણ (death) થાય છે તે જાણવાની જરૂર છે. શરીરની સ્થૂળ રચના ગમે તેવી બારિકીથી જાણવામાં આવે, તો પણ તે ઉપરથી માણસ પોતે કોણ છે, તેનો ખુલાસો મળતો નથી. કારણ કે શરીર એ માણસ નથી, પણ તેની માત્ર ઉપાધિ-ખોખું-છે. એ શરીરમાંથી "હું" જેવો જે અવાજ નીકળે છે તે જ માણસ છે. એનું બંધારણ અદ્દભુત છે. " O man, know thy self" ( ઓ માણસ, તું પોતાને ઓળખ ) એવી જે શીખામણ મોટા ફિલસુફો આપી ગયા છે તેની કિંમત સાધારણ માણસ સમજી શકતું નથી. છતાં જે સૌથી ઉત્કૃષ્ટ જ્ઞાન છે તે માણસ કોણ છે તે સમજવામાં રહેલું છે. કારણ કે તે જાણવાથી સૃષ્ટિ શું અને ઇશ્વર કોણ તે પોતાની મેળે જ જણાય છે. એક જ વસ્તુનું યથાર્થ જ્ઞાન થવાથી સઘળી વસ્તુઓનું જ્ઞાન થાય તેવી વસ્તુ તે માણસ પોતે છે.

ગુપ્તવિદ્યા પ્રમાણે માણસનું બંધારણ સાત તત્ત્વોનું છે; એટલે સાત જૂદી જૂદી સ્થિતિમાં રહેલા પદાર્થો તેના બંધારણમાં આવેલા છે. એ સાત તત્ત્વમાં નાશવંત અને અમર તત્ત્વ નીચે પ્રમાણે છેઃ—

| નાશવંત. | અમર. |
|---|---|
| ૧. સ્થૂળ શરીર. | ૫. મન. |
| ૨. છાયા શરીર | ૬. બુદ્ધિ. |
| ૩. પ્રાણ. | ૭. આત્મા. |
| ૪. કામ. | |

ઉપરનાં ચારે નાશવંત તત્ત્વો તમામ માણસમાં તથા જાનવરમાં પ્રકટ થયેલાં છે જ્યારે છેલ્લાં ત્રણ અમર તત્વો સાધારણ માણસમાં ખુલ્લી રીતે પ્રકટ થતાં નથી.

આ તત્ત્વોના બંધારણમાં જે પદાર્થો આવેલા છે તે નીચે પ્રમાણે જૂદા જૂદા ભુવનોને લગતા છેઃ—

* અમરેલીની " સત્યશોધક " સભામાં આપેલું ભાષણ.

૧. સ્થૂળ શરીર તે સ્થૂળ ભુવનના નક્કર, પ્રવાહી અને વાયુરૂપ પદાર્થનું બનેલું છે.

૨. છાયા શરીર ઇથર (Ether) એટલે કે જે 'આકાશ તત્ત્વ'ને નામે ઓળખાય છે તેનું બનેલું છે.

૩. પ્રાણતત્ત્વ સૂરજમાંથી પ્રકટ થઈ સર્વે વસ્તુનું પોષણ કરે છે, અને તે શરીરમાં તેમ જ દરેક વસ્તુમાં રહેલું છે. આ પ્રાણતત્ત્વવડે આપણાં સર્વે તત્ત્વો એક બીજા સાથે જોડાયલાં રહે છે.

૪. કામતત્ત્વ ઇથર કરતાં પણ સૂક્ષ્મ જે કામલોકનો પદાર્થ છે. તેનું બનેલું છે.

૫. મન (જે ખરો માણસ છે) તેનો પદાર્થ સ્વર્ ભુવનને લગતો છે.

૬. બુદ્ધિનો પદાર્થ બૌદ્ધિક ભુવનને લગતો છે.

૭. આત્મા (Spirit) સર્વ વ્યાપક છે. તેનું કિરણ બુદ્ધિમાં પડે છે.

હવે માણસને જૂદા જૂદા ભુવન સાથે શું સંબંધ છે.તે જોઇએ. નીચલું તત્ત્વ જે સ્થૂળ શરીર તેની માર્ફત જીવ સ્થૂળ ભુવનના સંબંધમાં આવે છે. એટલે સ્થૂળ ભુવનના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ ઇન્દ્રિયગત અનુભવો કરે છે. બીજાં ઉપલાં તત્ત્વોની મદદથી જીવ ઉપરના ભુવનોની સાથે સંબંધમાં આવે છે અને તે ભુવનોના અસ્તિત્વનું તેને ભાન થાય છે. એ ભુવનો કંઈ જૂદી જૂદી જગ્યા રોકીને રહેલાં નથી પણ એક જ જગ્યામાં ગુંચવાઈ રહેલાં છે. માણસમાં તેનાં તત્ત્વો પણ તે જ પ્રમાણે રહેલાં હોવાથી જીવને એક ભુવનપરથી બીજા ભુવનપર જવું એ એક હાલતમાંથી બીજી હાલતમાં જવા જેવું લાગે છે. જાગ્રત્ અવસ્થામાં આપણને સ્થૂળ ભુવનનું ભાન થાય છે. પણ જ્યારે આપને ઘણા ઉશ્કેરાયલા હોઇએ છીએ તે વખતે આપણને શરીર ઉપર થયેલી ઇજાથી દુઃખ ઉત્પન્ન થતું નથી. કારણ કે તેટલો વખત આપણું ભાન સ્થૂળ શરીરમાંથી પ્રકટ થતું બંધ પડી કામતત્ત્વમાં થાય છે. અને તેથી તેટલો વખત સ્થૂળ દેહના સંબંધમાં શું બને છે તેની ખબર પડતી નથી. ઉશ્કેરાયલી સ્થિતિ બંધ પડતાં પાછું આપણને સ્થૂળ શરીરનું ભાન થવા લાગે છે અને દરદ જણાય છે. તેવી જ રીતે એક લડવૈયો જ્યારે લડાઇમાં હોય ત્યારે તેને તેના ઘાનું ભાન થતું નથી; કારણ કે તે વખતે તેને સ્થૂળ ભાન નથી પણ માત્ર કામિક ભાન છે. જ્યારે લડાઈ બંધ પડે છે ત્યારે ઘાનું દુઃખ તેને લાગે છે કેમકે તે વખતે કામિક ભાન તેનું શાંત થઈ જાય છે અને સ્થૂળ ભાન જાગ્રત્ થાય છે. આપણે કોઈ ઘણા ઉંડા વિચારમાં બેઠા હોઇએ ત્યારે આપણી આસપાસ સ્થૂળ ભુવનમાં શું બને છે તેનું આપણને ભાન રહેતું નથી. છોકરાં, ભૂખ, તરસ વગેરે બધું ભૂલી જઇએ છીએ અને જે માનસિક ભુવન પર કામ કરતા હોઇએ તેનું માત્ર ભાન રહે છે. આ દૃષ્ટાંતપરથી સમજી શકાશે કે માણસ જૂદા જૂદા ભુવનો ઉપર કામ કરી શકે છે.

આપણે માણસના બંધારણમાં જે સાત તત્ત્વો ગણાવ્યાં તેને જૂદી જૂદી ફિલસુફી-ઓમાં જૂદી જૂદી રીતે વર્ણવામાં આવેલાં છે તે નીચે પ્રમાણે:—

| ખ્રિસ્તી ધર્મ પ્રમાણે. | ગુપ્ત વિદ્યા પ્રમાણે. | વેદાંત પ્રમાણે | તારક રાજયોગ પ્રમાણે. |
| --- | --- | --- | --- |
| ૧. શરીર. | ૧. સ્થૂળ શરીર. | ૧. અન્નમય કોષ. | ૧. સ્થૂળ ઉપાધિ. |
| (Body) | ૨. છાયા શરીર. | ૨. પ્રાણમય કોષ. | |
| | ૩. પ્રાણ. | | |
| ૨. જીવ. | ૪. કામ. | ૩. મનોમય કોષ. | ૨. સૂક્ષ્મ શરીર. |
| (Soul) | ૫. મન. | ૪. વિજ્ઞાનમય કોષ | |
| ૩. આત્મા | ૬. બુદ્ધિ. | ૫. આનંદમય કોષ. | ૩. કારણોપાધિ. |
| (Spirit) | ૭. આત્મા. | આત્મા. | આત્મા. |

પારસી ધર્મમાં પણ સાત તત્ત્વ માનેલાં છેઃ—ફ્રેરોહર, બઓધાંગ, ઉર્વાન, તેવિષી, ઉસ·તાન, કેહેર્પ અને તનત્રસ.

ઉપર પ્રમાણે સાત તત્ત્વોમાં ત્રણ ઉપરનાં અને ચાર નીચેનાં એમ બે મુખ્ય ભાગ પડે છે. ઉપરનાં ત્રણને ત્રિપુટી કહેવામાં આવે છે અને તે અમર છે. નીચેનાં ચારને પશુ તત્ત્વ કહેવામાં આવે છે અને તે નાશવંત છે.

## ૧. સ્થૂળ શરીર અને તેના કોષો.

સ્થૂળ શરીર એ સર્વથી ઘટ્ટ અને ખાકી (ઘટ્ટ) પદાર્થનું બનેલું છે. તેમાં માંસ, હાડકાં, નસો, જ્ઞાનતંતુ, ભેજું, ચામડી વગેરે છે. સ્થૂળ ભુવનનાં બે ચાર અણુઓ (atoms) એકઠાં થવાથી એક મોટું પરમાણુ (molecule) થાય છે અને બે ચાર તેવાં પરમાણુઓ એકઠાં થવાથી કોષ (cell) થાય છે. એવા અસંખ્ય કોષોનું સ્થૂળ શરીર બનેલું છે. એ કોષો જીવ વગરનાં રજકણો નથી પણ જાતે જીવવાળી વસ્તુઓ છે.

સ્થૂળ શરીરમાં બે જાતના જીવ છે. એક, શરીરમાં જેને "હું" એવું ભાન થાય છે તે; અને બીજો, શરીરના દરેક કોષમાં જીવ છે તે. આ બન્નેને એકમેક સાથે કશો સંબંધ નથી. બન્ને પોતાનું જૂદું જૂદું કામ કરે છે. શરીરમાં "હું" ના ભાનવાળો જીવ શરીરને પોતાની ઉપાધિ તરીકે વાપરી તેની મારફતે સ્થૂળ ભુવન ઉપર કર્મ અથવા કામ કરી શકે

છે. એ જીવને આખા શરીરનું ભાન છે. પણ તે શરીરના બંધારણમાં આવેલા કોષોને જે પોતાનું ભાન છે તેની તેને ખબર નથી. તેમ જ એ કોષોને શરીરમાં રહેલા ધણીની ખબર નથી. બન્નેનું ભાન જૂદું છે. જે દુઃખ જીવને થાય છે તે એ કોષોને થતું નથી કારણ કે બન્ને એકમેકથી જૂદા છે. દાખલા તરિકે, જ્યારે શરીરના કોઈ ભાગને ઇજા થાય છે ત્યારે એ કોષો પોતાનું કામ શરૂ કરે છે. ઘા રૂઝવવા સારૂ તે કોષો લોહીમાંથી યોગ્ય પદાર્થ લઇ તે ઠેકાણે પૂરે છે. શરીરમાં રહેલા ધણીની ખુશી હોય કે નહીં તો પણ તે કોષો તે પ્રમાણે કામ કર્યા જાય છે.

એ કોષોનું ભાન એવી રીતનું છે કે જે વલણ તેઓને એક વખત મળે તે વલણ પ્રમાણે જ તેઓને અટકાવવામાં આવે ત્યાં સુધી કામ કરે છે. આ ભાનને અંગ્રેજીમાં "Unconscious memory of the cells" કહે છે. આ ભાનને લીધે શરીરના કોઇ પણ કોષને જેવી રીતે વલણ આપ્યું હોય તેવી રીતે તેઓ વર્તે છે આપણે તેને ટેવ પડી ગઈ કહીએ છીએ. બચ્ચાંને જે હાથે લખતાં આપણે શીખવીએ છીએ તે હાથે તે કામ કરી શકે છે અને કેટલાંક માણસને હાથના અમુક ચાળા કરવાનો સ્વભાવ હોય છે તેનું કારણ તે ટેવ છે.

ગુપ્ત વિદ્યા શીખવે છે કે સૃષ્ટિમાં જીવ વગરની કોઈ પણ વસ્તુ નથી. સૃષ્ટિમાં હસ્તી ભોગવતા તમામ પરમાણુઓ ચઢતી કે ઉતરતી હાલતમાં પ્રકટ થયેલા જીવ જ છે. હાલની નવી શોધો આ હકીકતને ટેકો આપે છે. આપણા દેશના પ્રખ્યાત રસાયન શાસ્ત્રી ડૉ. બોઝ જણાવે છે કે ધાતુઓને જીવ છે, તે થાકી જાય છે, તેને ઝેર દઈ શકાય છે, અને ઝેર મારનારી દવાથી તેનું ઝેર ઉતારી પાછી અસલની સ્થિતિમાં લાવી શકાય છે. આ પ્રમાણે કહેવું પડશે કે પથ્થરમાં પણ જીવ છે. જીવ વગરની અને જીવવાળી કહેવાતી વસ્તુમાં તફાવત એટલો છે કે દરેક વસ્તુ જીવતી હોવા છતાં અથવા પોતે જાતે જીવ જ હોવા છતાં જેટલી વસ્તુઓમાં થતી હીલચાલ ઇન્દ્રિયોની માર્ફત જાણી શકાય એવી ખુલ્લી હોય તેને આપણે જીવવાળી કહીએ છીએ અને ન જાણી શકાય તેને જીવ વગરની કહીએ છીએ. વાસ્તવિક રીતે તો સૃષ્ટિમાં જીવ વગરની વસ્તુ જ નથી. નેપલ્સના શ્રૉન (Shron) નામના એક વિદ્વાન ડાક્ટરે પાસાવાળા પદાર્થ ( crystals ) માં જીવ છે એવું સૂક્ષ્મદર્શક યંત્ર માર્ફતે શોધ્યું છે.

### મરણ એટલે શું?

શરીરમાં રહેલો જીવ જે જીવતી કહેવાતી હાલતમાં સ્થૂળ ભુવન ઉપર શરીરની માર્ફતે કામ કરે છે તે મરણવેળાએ નાશ પામતો નથી પણ માત્ર બહાર નીકળી જાય છે. જ્યાં સુધી એ શરીરમાં હોય છે ત્યાં સુધી શરીરને પોતાની ઉપાધિ તરિકે વાપરે છે. અને પ્રાણતત્ત્વ એ સ્થૂળ શરીરના તમામ કોષોને પકડી રાખી શરીર તરિકે રાખે છે. જ્યારે જીવ છૂટો પડે છે ત્યારે શરીરને શરીરની હાલતમાં રહેવા દેવાની જરૂર ન હોવાથી તેમાંનો પ્રાણ જૂદો પડે [illegible] રીતે એક સૈન્ય તેનો સેનાપતિ ગયા પછી વીખરાઇ

જાય છે તેવી જ રીતે શરીરનાં પરમાણુઓ તેનો સેનાપતિ પ્રાણ જૂદો પડ્યા પછી વીખરાઇ જાય છે જેને આપણે શરીર સડવા માંડ્યું એમ કહીએ છીએ: જો કે તેનાં પરમાણુઓ આગળના જેટલાં જ જીવતાં છે.

## ૨ છાયા-શરીર.

છાયાશરીર ( Etherial body ) એ સ્થૂળ ભુવનના ચાર સૂક્ષ્મ ઇથરોનું બનેલું છે. એને છાયાશરીર એટલા માટે કહેવામાં આવે છે કે તે સ્થૂલ દૃશ્ય શરીરની આબેહુબ નકલ છે. આ શરીર પર જ સ્થૂલ શરીરના આકાર અને બંધારણનો આધાર રહેલો છે. જે ફેરફારો સ્થૂળમાં થાય છે તે ફેરફારો છાયાશરીરમાં પણ થાય છે અને પછી સ્થૂળ શરીરમાં થાય છે. માટે છાયાશરીરમાં જે જે ખોડ, રૂપ અને આકાર હોવ તેવું જ સ્થૂળ શરીર હોય છે. ખોડવાળા શરીરનું કારણ એમ છે કે માણસ વારે ઘડીએ આ ભુવન પર જન્મ લે છે. અવતારના નિયમ પ્રમાણે તેને દર વખતે જૂદી જૂદી જાતનાં છાયાશરીર મળે છે. આગલા જન્મમાં જેવાં સારાં કે નરસાં કર્મ કર્યાં હોય તે પ્રમાણે સારું કે નરસું છાયાશરીર મળે છે. આ શરીરને મળતું સ્થૂળ શરીર બંધાય છે અને તેનાં બંધન પામેલો જીવ પોતાના કર્મ પ્રમાણે ફળ ભોગવે છે. આ બન્ને શરીર એકમેકની સાથે જોડાઈ રહેલાં છે.

છાયા શરીર સ્થૂળ શરીરની અગાઉ હસ્તીમાં આવે છે અને સ્થૂળ શરીરના નાશની સાથે નાશ પામે છે. કેટલીક વખત સ્થૂળ શરીરનો કોઈ ભાગ-હાથ કે પગ-કાપવામાં આવે છે ત્યારે છાયાશરીરનો તે ભાગ કપાઇ જતો નથી પણ તે ઠેકાણે રહી જાય છે, કેમકે તે અતિ સૂક્ષ્મ છે. એવા છાયાવાળા ભાગ વિશ્વદૃષ્ટિવાળાઓ ( clairvoyant ) ખુલ્લી રીતે દેખી શકે છે. સ્થૂળ શરીરથી છાયાશરીર જ્યારે છૂટું પડે છે ત્યારે સ્થૂળથી થોડે દૂર બેભાન હાલતમાં હાલતું જણાય છે. શરીરથી તેને છૂટું પાડવાનો પ્રયત્ન કરવો એ ભૂલ ભરેલું છે. તે સદા સ્થૂળ શરીરની સાથે જ ઓતપ્રોત-માંહોમાંહ્ય પ્રવેશેલું ( interpenetrated ) રહે છે. એ બન્ને શરીરો સ્થૂલ ભુવનના પદાર્થોમાંથી જ બનેલાં છે તેથી તેમને એકમેક સાથે નિકટ સંબંધ અને આકર્ષણ છે.

મરણ પછી છાયાશરીર સ્થૂળની ડાબી બાજુએથી ઉપલાં તત્ત્વો સહિત બહાર નીકળવા માંડે છે અને તે વિશ્વદૃષ્ટિવાળાને જણાય છે. જેમ જેમ તે શરીરમાંથી નીકળતું જાય છે તેમ તેમ શરીર વધારે અને વધારે બેભાન થતું જાય છે. શરીરને પોષણ કરનાર જે પ્રાણતત્ત્વ તે છાયાશરીરની માર્ફત જ સ્થૂળ શરીર ઉપર અસર કરી શકે છે. માટે જેમ છાયાશરીરનું બહાર નીકળવું થાય તેમ તેમ પ્રાણનો સંબંધ ઓછો થતો જાય છે. અને છેવટે આખું છાયાશરીર જૂદું પડે છે એટલે મરણ નીપજે છે. પછી બાકીનાં ઉપલાં તત્ત્વો છાયાશરીરથી થોડા વખતમાં જૂદાં પડે છે અને છાયાશરીર સ્થૂળ શરીરની સાથે નાશ પામે છે. સ્થૂળ શરીરના નાશ થવા ઉપર છાયાશરીરના વીખરાઈ જવાનો આધાર રહે છે. સ્થૂળ શરીરનો પદાર્થ સ્થૂળ ભુવનના ત્રણ પદાર્થમાં વહેંચાઈ જાય છે અને છાયાશરીરનો પદાર્થ ઇથર સાથે મળી જાય છે.

સ્થૂળ શરીરમાંથી છાયાશરીર બહાર નીકળી ગયા પછી પણ તે બન્નેની વચ્ચે એક લોહચુંબક સંબંધ ( Magnetic thread ) રહે છે કે જેથી કરીને ધ્રુજરી (કંપ)ના ચોકસ નિયમ (Law of sympathetic vibrations) પ્રમાણે જેવી રીતની ધ્રુજરીથી સ્થૂળ શરીરનાં પરમાણુઓ વીખરાઈ જાય છે તેવી જ રીતે છાયાશરીરનાં પરમાણુઓમાં પણ ધ્રુજરી થાય છે. જ્યાં સુધી સ્થૂળ વીખરાતું નથી ત્યાં સુધી છાયા પણ વીખરાતું નથી. મરણ પછી એ શરીરો જેમ જલદી વીખરાઇ જાય તેમ સારું તેટલા માટે બાળવાનો રીવાજ ઉત્તમ છે.

### ૩. પ્રાણ.

પ્રાણ એ સર્વેનું પોષણ કરનાર તત્ત્વ છે અને તે સૂર્યમાંથી નીકળીને સર્વને મળે છે. દરિયામાં જેમ માછલાં રહે છે તેમ પ્રાણના સમુદ્રમાં સર્વ જીવ તથા પદાર્થ રહેલા છે. દરેક માણસમાં પ્રાણતત્ત્વ વ્યાપી રહેલું છે તે છતાં દરેક માણસનો પ્રાણ જૂદો હોય એમ ગણવામાં આવે છે. એનું કારણ એ કે સૂર્યમાંથી આવતો પ્રાણ જે કેવળ રંગ વગરનો હોય છે તે તેવી જ હાલતમાં શરીરના પોષણને માટે ઉપયોગી થઇ પડતો નથી. જ્યારે શરીરમાં રહેલી બરોલ ( તલ્લીઃ spleen ) તે પ્રાણને ચૂસી લે છે અને શરીરના ઉપયોગમાં આવે તેવો ફેરફાર કરે છે ત્યારે તેનો રંગ ખુલ્લો ગુલાબી થાય છે. આ ફેરફાર પામેલો પ્રાણ છાયાશરીર મારફત સ્થૂળ શરીરમાં ફરે છે અને તેના કોષો તથા પરમાણુઓને એકમેક સાથે જોડી રાખે છે. એક તંદુરસ્ત માણસ પોતાના શરીરમાં ખપ કરતાં વધારે પ્રાણ ચૂસી લે છે જેથી તે તેના શરીરની બહાર ચોતરફ ફેલાયલો રહે છે. આવા માણસના સંબંધમાં આવનાર નબળા માણસને આનો ફાયદો મળે છે કારણ કે તે નબળા માણસો પેલાનો વધારાનો પ્રાણ અજાણપણે ચૂસી લે છે. એથી ઉલટું રોગી માણસો પૂરતું મહાન પ્રાણતત્ત્વ લઇ શકતા ન હોવાથી અમના સંબંધમાં આવતા માણસોનુ પ્રાણતત્ત્વ તેઓ ચૂસે છે અને તેથી તેના સંબંધમાં ગયેલા માણસને થાક લાગ્યો હોય તેવું ભાન થાય છે. જ્યારે શરીરમાં જોઇએ તે કરતાં વધારે પ્રાણ ભરાઈ જાય છે ત્યારે માણસ ઉશ્કેરાઈ જાય તે અને તે સ્થિતિમાં કંપ અથવા હિસ્ટીરીઆ જેવાં દરદો થાય છે. જ્યારે પ્રાણ ઓછો ચાલે છે ત્યારે સુસ્તી અને આળસ લાગે છે.

પ્રાણતત્ત્વ નીચેનાં બે તત્ત્વને કામની સાથે જોડે છે તેમ જ દરેક તત્ત્વને જોડી રાખનાર પણ પ્રાણ જ છે. પ્રાણતત્ત્વને જીવતી હાલતમાં નીચલાં બે-શરીરથી છૂટું પાડી શકાતું નથી. એ ત્રણે તત્ત્વ સાથે મળવાથી દેહ થાય છે અને તારકરાજયોગવાળા તેને સ્થૂળ શરીર કહે છે.

જ્યારે પ્રાણતત્ત્વ આખા શરીરથી જૂદું પડે છે ત્યારે શરીરનું મરણ થાય છે. આગળ કહ્યું તેમ પ્રાણમાં આકર્ષણની શક્તિ છે અને તેથી માણસો એક બીજાનો પ્રાણ આકર્ષી શકે છે. જ્યારે એક માણસ પોતાનો પ્રાણ ચોકસ રીતિથી બીજાને આપે છે ત્યારે તે પ્રયોગને mesmerism ( મેસ્મેરિઝ્મ=પ્રાણવિનિમય ) કહે છે. ( અપૂર્ણ. )

એદલજી રૂસ્તમજી દાદાચાનજી.

# કિન્ડરગાર્ટન.

જ્યેષ્ઠના અંકમાં કિન્ડરગાર્ટન પદ્ધતિ આર્યાવર્તમાં કેવા સ્વરૂપમાં ફલપ્રદ થશે તે વિષે આપણે વિચાર કર્યો. આપણે એમ સિદ્ધ કરી શક્યા કે આર્યાવર્ત રૂપી ભૂમિમાં કિન્ડરગાર્ટન રૂપી વિદેશીય વૃક્ષ રોપતાં પહેલાં તેને પોષણ કરનારા તેમ જ અભિવૃદ્ધિ કરનારા પદાર્થોમાં ફેરફાર કરવો પડશે; નહિતર તે ઝાડ સૂકાઈ જશે અને સર્વ પ્રયાસ વ્યર્થ થશે. હવે આપણે કિન્ડરગાર્ટન એટલે શું ? અને તેનો શોધક કોણ ? તે પદ્ધતિનો ઉદ્દેશ શો છે ? અને તે પદ્ધતિ આધુનિક કાળમાં ઉત્તમ શા માટે ગણાય છે ? તેમાં કયાં સાધનોનો સમાવેશ થાય છે ? —વગેરે બાબતો વિષે ટુંકામાં વિવેચન કરીશું.

સર્વ કોઇને વિદિત છે કે આજકાલ ઈંગ્લાંડ તેમ જ આર્યાવર્તમાં "**કેળવણી**" ના સવાલોએ પ્રજાનું ધ્યાન રોકેલું છે. ઇંગ્લાંડમાં કેળવણીનો નવો ધારો પસાર થયો છે અને નવી સંસ્થાઓ અને ધોરણો બંધાવવાં શરૂ થયાં છે. ઇંગ્લાંડને એમ જણાયું છે કે કેટલાક સુધરેલા દેશો વેપાર તથા હુન્નરકળામાં ઈંગ્લાંડને હંફાવવા લાગ્યા છે. દેશની ઉન્નતિનો મુખ્ય આધાર વેપાર ને હુન્નરકળા ઉપર છે. ઈંગ્લાંડને બારીક તપાસ કરતાં જણાયું છે કે પોતે બીજા દેશો કરતાં વેપાર વગેરેમાં પછાત પડતું જાય છે તેનું કારણ એ છે કે તેનાં બાળકોને ઔદ્યોગિક કેલવણી જેવી રીતે અપાવી જોઇએ તેવી અપાતી નથી. તેટલા માટે તેણે પોતાની પ્રાથમિક શાળામાં મોટો ફેરફાર કર્યો છે. ઇંગ્લાંડે આટલાથી સંતોષ માન્યો નથી, પરંતુ ઉંચી કેલવણીનો પાયો પણ મજબુત કરવા માટે પ્રયાસ જારી રાખ્યો છે. હમણાં જ એક ઇંગ્રેજ ગૃહસ્થે સંશોધનશાળા ( રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ ) માટે એક મોટી ગંજાવર રકમ ખરચવાને લૉર્ડ રોઝબરીને સત્તા આપી છે.

આર્યાવર્તમાં દેશહિતચિંતકો જાગ્રત થયા હોય તેમ જણાય છે. મી. જે. એમ. ટાટાએ પોતાની મિલકતનો મોટો ભાગ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટની સ્થાપના માટે અર્પણ કર્યો છે, અને તે વાત જગ જાહેર છે. હિંદુસ્તાનની સરકારે તે યોજનાને અંતઃકરણપૂર્વક અનુમોદન આપ્યું છે, તેથી તે યોજના થોડા વખતમાં અમલમાં મૂકાશે એવી આશા રહે છે.

જો કદાચ આ યોજના અમલમાં મૂકવા વખત આવે તો કેળવણી રૂપી નીસરણીનાં ઉપલાં પગથીઆં તો વધારે દૃઢ થશે. બી.એની પરીક્ષા પાસ કર્યા પછી અન્વેષણ ને સંશોધનનું બહોળું ક્ષેત્ર ઉઘાડું થશે, પરંતુ તેમાં એક મોટી મુશ્કેલી ઉત્પન્ન થશે તે એ કે આ શાળામાં પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની કેટલીક શાખાના માત્ર સિદ્ધાંતો મોઢે કરવાના નથી, પરંતુ તે સિદ્ધાંતોને કેવી રીતે અમલમાં મૂકવા તે વિષેનું સંગીન જ્ઞાન સંપાદન કરવાનું હોવાથી માત્ર ઉત્તમ રીતે કેળવાયેલી અવલોકનશક્તિ જ આ વિકટ કાર્યમાં ફળીભૂત થઇ શકશે. ગુજરાતી પહેલા ધોરણથી બી.એની પરીક્ષા સુધી જેમણે અભ્યાસ કર્યો હશે તેમને તો સુવિદિત હશે કે તે આખો શિક્ષણક્રમ માત્ર પોપટીયું જ્ઞાન સંપાદન કરવાનો છે. પરિ-

ણામ એ આવ્યું છે કે યુનીવર્સીટીની પરીક્ષા પસાર કરેલા ઘણા ખરા વિદ્વાનોની અવલોકનશક્તિની સંપૂર્ણ રીતે અભિવૃદ્ધિ થએલી જણાતી નથી. અપવાદ તો હશે જ પરંતુ તેથી તો સાધારણ નિયમ વધારે દૃઢ રીતે પ્રતિપાદિત થાય છે.

ક્ષણભર એમ માનીએ કે પૂર્વોક્ત શાળા ઉઘડી, અને તેમાં સંગીન જ્ઞાનને યથાર્થ રીતે ગ્રહણ કરી શકે તેવા પાત્ર વિદ્યાર્થીઓ તેમાં દાખલ થયા, અને શાળાનું કામ ક્રમસર સત્વર ચાલવા માંડ્યું. આ સ્થિતિ પ્રાપ્ત થયા છતાં, અમે ઉપર કહ્યું તેમ કેળવણીનો માત્ર એક ભાગ સુદૃઢ થયો પરંતુ તે મકાનનો પાયો (પ્રાથમિક કેળવણી) તો કાચો રહેશે એટલે પૂર્વોક્ત શાળા ઇષ્ટ ફળને આપનારી નીવડી શકશે નહિ તે વાત નિર્વિવાદ છે. આ ઉપરથી એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે કેળવણી રૂપી નીસરણીનાં નીચલાં પગથીઆં કેવી રીતે મજબૂત થઈ શકે? કેળવણીનો પાયો પ્રથમથી જ સંગીન નાખવો એ જ આ પ્રશ્નનું નિરાકરણ છે, શિક્ષણની સંગીન શાસ્ત્રીય પદ્ધતિ એ જ ઉત્તમ સાધન છે. કારણ કે આ પદ્ધતિ દ્વારાએ સંપાદન કરેલું જ્ઞાન જ મનુષ્ય જે સ્થિતિમાં મૂકાય તે સ્થિતિમાં કામમાં આવી શકે છે. જેની બુદ્ધિ, અવલોકનશક્તિ અને ઉત્પાદકશક્તિ બાલ્યાવસ્થાથી જ કેળવાએલી છે, તે પછી તત્ત્વજ્ઞાની થાય, વેપારી થાય, કારીગર થાય, કે રાજ્યાધિકારી થાય, તો પણ તે પોતાનું કર્તવ્ય સારી રીતે કરી શકે છે.

આ શિક્ષણપદ્ધતિની શરૂઆત કેવી રીતે કરવી? અદ્યાપિ પર્યંત શાળાઓમાં વાંચન, લેખન અને ગણિત એ ત્રિપુટી શીખવવામાં આવતી હતી; આધુનિક વિદ્વાનોએ તે ત્રિપુટીમાં એક તત્ત્વનો વધારો કર્યો છે, અને તે "બુદ્ધિની કેળવણી" છે. જૂની શિક્ષણ પદ્ધતિમાં "ગોખણ" ઉપર વિશેષ ભાર મૂકવામાં આવતો હતો. સ્મરણશક્તિની કેળવણી એ જ મુખ્ય ઉદ્દેશ મનાતો હતો. કોથળાની માફક મનમાં જ્ઞાન રેડવાનો પ્રયાસ થતો અને તે જ્ઞાનને ખૂબ દાબી દાબીને ભરવામાં આવતું, પરિણામ એ થતું કે બાલકોનાં મન ને તન નિર્બળ થતાં અને જીંદગીની લડાઈ માટે નાલાયક નીવડતાં. આ ઉપરની પદ્ધતિને દૂર કરી નવી પદ્ધતિ દાખલ કરવાના ઉદ્દેશથી ઇશ્વરે ફ્રોબેલ નામના એક મહાત્માને ઉત્પન્ન કર્યો. આ મહાત્મા તથા તેના ગુરુ પેસ્ટેલોઝાઇની જીંદગીનાં વૃત્તાંતો 'ગુજરાતશાળાપત્ર'માં આવેલાં છે, માટે આ લેખમાં તેનો સમાવેશ કરી વાચક વર્ગને નકામી તકલીફ આપવાની જરૂર નથી. માત્ર તેમના સિદ્ધાંતો જ આપી સંતોષ માનીશું.

પેસ્ટેલોઝાઇએ પોતાની આખી જીંદગી બાલકોને વિદ્યાધન આપવામાં જ ગાળી હતી. તેના સિદ્ધાંતો ઘણા જ ઉત્તમ અને અનુકરણીય હતા. પોતે જે બોલતો તે જ કરતો, તેથી તે બહુ લોકપ્રિય થઈ પડ્યો હતો.

(૧) કાંઈ પણ જાણવું તેના કરતાં થવું એ તેનો મુખ્ય સિદ્ધાંત હતો.

(૨) જ્ઞાન એ સૌથી ઉંચો ઉદ્દેશ નથી પરંતુ **સદ્વર્ત્તન** અથવા લક્ષણ (character) રૂપી ઉચ્ચતર ઉદ્દેશના પગથીઆ રૂપ છે. મનુષ્ય વ્યક્તિ અથવા સમષ્ટિની ઉન્નતિનો આ-

ધાર જ્ઞાન ઉપર નહિ પરંતુ સદ્વર્તન ઉપર રહેલો છે. જે પ્રજામાં મહાન લક્ષણવાળાં નરરત્નો પેદા થાય તે જ પ્રજા મોટી ગણાય છે.

(૩) શાળા અને ઘરનું કર્તવ્ય બાલકની આસપાસ પ્રેમ પવિત્રતા અને સૌજન્ય રૂપી સુંદર હવા પ્રસારવાનું છે, અને **તેમાં માતાએ** મુખ્ય કામ કરવાનું છે.

(૪) સર્વ **શારીરિક** તેમ જ **માનસિક** શક્તિઓને સમાન રીતે કેળવવી.

(૫) નીતિનું સંગીન શિક્ષણ આપવા માટે શિક્ષકે **દૃષ્ટાંત** રૂપ થવું.

(૬) ગોખણને હમેશાં ધિક્કારવું.

આ તેમ જ ફ્રોબેલના સિદ્ધાંતો અવશ્ય મનન કરવા યોગ્ય છે. દરેક મહેતાજીએ પોતાની નિશાળમાં આ સિદ્ધાંતોને પાટીયા ઉપર ચોડાવી રાખવાની આવશ્યકતા છે. કિન્ડરગાર્ટન પદ્ધતિના પિતા ફ્રોબેલે આ સિદ્ધાંતોનું બરાબર મનન કરેલું હતું ફ્રોબેલના સિદ્ધાંતો નીચે પ્રમાણે હતાઃ—

(૧) સર્વ વસ્તુનું મૂળ એક જ ઇશ્વર છે તો સર્વ પદાર્થને એક સરખા નિયમ લાગુ પડવા જોઇએ. ઝાડની અભિવૃદ્ધિમાં જે નિયમ જોવામાં આવે છે. તે જ નિયમ બાલકની અભિવૃદ્ધિમાં પણ લાગુ પડવા જોઇએ.

(૨) જેમ માળી છોડ કે ઝાડમાં કાંઇ નવું ઉત્પન્ન કરી શકતો નથી. તે પ્રમાણે કેળવણી આપનાર ગુરૂ બાળકના મનને તનની શક્તિઓ કેળવવા ઉપરાંત કાંઇ નવીન કહી શકતો નથી.

(૩) ધર્મ ને નીતિના પાયા વિનાની કેળવણી નિરર્થક છે.

(૪) દરેક વખતે અનુકૂળ કેળવણીની જરૂર છે, કારણ કે આગલી વયની સંપૂર્ણતા ઉપર પાછલી વયની સંપૂર્ણતાનો આધાર છે.

(૫) બાલ્યાવસ્થામાં સુશિક્ષિત માતાની દેખરેખ આવશ્યક છે.

આ સિદ્ધાંતો કિન્ડરગાર્ટન પદ્ધતિનાં સૂત્ર રૂપ છે. તેનું ભાષ્ય કરવાથી વિષય લાંબો થઈ નીરસ થઈ પડે, એટલા માટે માત્ર સંક્ષિપ્તમાં વર્ણન કરવું યોગ્ય ધાર્યું છે. હવે આપણે કિન્ડરગાર્ટન એટલે શું તે વિષે બે બોલ બોલીએ.

**"કિન્ડરગાર્ટન"** એ જર્મન ભાષાનો શબ્દ છે, અને તે અન્વર્થ છે. કિન્ડર=બાળક, ગાર્ટન=વાડી, વાટિકા. સમૂહાર્થ–બાલવાડી અથવા બાલવાટિકા એવો થાય છે.

બાલવાડી એનો અર્થ કેટલાક સમજે છે, તેમ બાલકને રમવાની વાડી એમ નથી, પરંતુ બાલક રૂપી બગીચો એવો અર્થ છે. જેવી રીતે છોડ પોતાની મેળે બગીચામાં ઉગે છે, તેવી રીતે આ જનસમૂહ અથવા મનુષ્ય રૂપી બગીચામાં બાલક રૂપી છોડ સ્વકીય સત્તાથી વૃદ્ધિ પામે છે. આ વિચાર કિન્ડરગાર્ટન શબ્દની વ્યાખ્યામાં ગુપ્ત રીતે રહેલો છે.

ફ્રોબેલ પોતાની પદ્ધતિમાં વપરાયેલી રીતોને "પાઠ" નામ આપવાની ના કહે છે. કારણ કે ફ્રોબેલના સાહિત્ય "પાઠ" રૂપ નથી, પણ બાલકોને આનંદદાતા રમતો રૂપ હોવાથી તે "ગિફ્ટ" અથવા 'બક્ષીસ' શબ્દ વાપરે છે. ફ્રોબેલની બધી મળીને વીશ બક્ષીસો છે. તેમાં કેટલીક "ગિફ્ટ" એટલે 'બક્ષીસ'ના નામથી અને કેટલીક "ઓક્યુપેશન" અથવા 'ઉદ્યોગ'ના નામથી ઓળખાય છે. બક્ષીસમાં બાલકને તૈયાર સાધન પૂરાં પાડવામાં આવે છે, અને ઉદ્યોગમાં બાલકોને પોતાની રમત માટે કેટલાંક સાધનો તૈયાર કરવાં પડે છે. એ તફાવત છે. કિન્ડરગાર્ટન બક્ષીસોનો ક્રમ નીચે પ્રમાણે છે.

૧ વિવિધ રંગના ઉનના ગુંથેલા છ દડા.

૨ લાકડાનો ગોળો, ઘન ને નળાકાર.

૩ એક લાકડાના ઘનના આઠ નાના ઘન.

૪ એક લાકડાના ઘનના આઠ નાના લંબચોરસ થાંભલા.

૫ (अ) એક લાકડાના ઘનના નાના ૨૧ આખા, ૬ અડધા,ને ૧૨ પા ઘનોઃ કુલ ૩૯ કડકા.

૫ (ब) ૧૨ આખા ઘન, ૧૨ પ્રીઝમ, ૧૨ અર્ધ નળાકાર, ૮ જેની એક બાજુ પા ગોળ છે તેવા ઘન.

૬ એક લાકડાના ઘનના નાના નાના લંબચોરસ ૨૭ થાંભલાઃ તેમાં ૧૮ આખા, ૬ ચોરસ અરધા, ને અર્ધ લંબ ચોરસઃ કુલ ૩૬

૭ ચોરસ ને ત્રિકોણાકાર જાડાં પત્તાં.

૮ આકૃતિ ગોઠવવાની સીધી સળીઓ (લાકડાની.)

૯ આખી, અડધી, ને પા લોઢાની કડીઓ.

૧૦ ચિત્ર કાઢવા માટે સાધનો.

૧૧ કાણાં પાડવાનાં સાધનો.

૧૨ ભરત કામનાં સાધનો.

૧૩ કાગળ કાપવાનાં ને તેને ચોટાડવાનાં સાધનો.

૧૪ સાદડી ગુંથવાનાં સાધનો.

૧૫ આકાર બનાવવાની લાકડાની ચીપો.

૧૬ ઘણા સાંધાવાળી ચીપ (ફુટ પટ્ટી જેવી.)

૧૭ કાગળની વલદઈ ગુંથવાની પટ્ટી.

૧૮ કાગળ વાળવાનાં સાધનો.

૧૯ વટાણા તથા લોટાની સળીથી થતા આકારો.

૨૦ મીણ ને માટીના આકારો.

અમેરિકામાં આ બક્ષીસોમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો છે, પરંતુ આ સ્થળે તે આપવાની જરૂર નથી.

દરેક બક્ષીસ શું કામ કરે છે તે વિષે સવિસ્તર વર્ણન કરવાથી આ લેખ "વસન્ત" જેવા માસિક પત્રમાં છપાવવા લાયક રહે નહિ, પરંતુ એક પુસ્તક રૂપે પ્રદર્શિત થાય, માટે આ સ્થળે તે બધી બક્ષીસોનું માત્ર સિંહાવલોકન કરી અમે સંતોષ માનીએ તો ખોટું નહિ કહેવાય.

કિન્ડરગાર્ટન પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ બાલકોને પદાર્થદ્વારા એ જ્ઞાન આપવાનો છે તો આ પ્રકારનું જ્ઞાન કેવી રીતે સંપાદન થઇ શકે તે વિષે બે બોલ બોલવાની જરૂર છે. આ જ્ઞાન માટે નીચે લખેલી બાબતોની જરૂર છે.

૧ પદાર્થની ઉત્તમ પસંદગી.

૨ તેનો ક્રમ.

૩ પદાર્થની જે છાપ મન ઉપર પડે તેનું પુનરાવર્તન.

૪ બુદ્ધિ દ્વારાએ તે છાપનું પૃથક્કરણ.

૫ નિર્ણય.

ફ્રોબેલની પદ્ધતિ સૌથી શ્રેષ્ઠ ગણાય છે તેનું કારણ એ કે ફ્રોબેલે પોતે બાલકના મનનું યથાર્થ અધ્યયન કરી કુદરતનું અવલોકન કરી બાલકની માનસિક શક્તિઓની ખીલવણીનો ક્રમ શોધી કહાડયો છે. એટલું જ નહિ પરંતુ તે ક્રમ પ્રમાણે બાલકોને શિક્ષણ આપવા માટે સાધનો પૂરાં પાડ્યાં છે, અને તેનો ઉપયોગ કરવાની યોજના બતાવી છે. આ જગતમાં આકારવાળી વસ્તુઓ જોશો તો દડો (ગોલાકાર) તે સાદામાં સાદા આકારવાળી વસ્તુ જણાશે. બાલ્યાવસ્થામાં બાલકને સાદામાં સાદો પદાર્થ બતાવવો એ આવશ્યક છે, કારણ કે તે વખતે બુદ્ધિ બરાબર કામ કરી શક્તિ નથી. કિન્ડરગાર્ટનશિક્ષણનાં સાધનો નીચે પ્રમાણે છે પહેલી બક્ષીસમાં દડો રાખવામાં આવ્યો છે. કારણ કે તે બધા આકારમાં સાદામાં સાદો ને મૂળ રૂપ છે જૂદા જૂદા રંગના દડાથી બાલકોને રંગનું જ્ઞાન આપી શકાય છે. મૂળ રંગોના મિશ્રણથી ઉત્પન્ન થતાં મિશ્ર રંગો પણ પ્રત્યક્ષ પદાર્થદ્વારાએ સમજાવી શકાય છે.

બીજી બક્ષીસમાં પહેલી બક્ષીસ સાથે સંબંધ જારી રાખવાના ઉદ્દેશથી લાકડાનો ગોળો રાખવામાં આવ્યો છે, આ સાથે સિલન્ડર (નળાકાર) અને ઘન આપવામાં આવ્યા છે. સરખામણી માટે હમેશાં બે પદાર્થો પરસ્પર વિરુદ્ધ હોવા જોઇએ, ગોળાને ઘનની વચ્ચે આકારની વિરુદ્ધતા છે, વિરુદ્ધતાનું સચોટ જ્ઞાન થવા માટે સમાનતાની પણ જરૂર છે, તેટલા માટે ગોળો ને ઘન બન્ને એક જ પદાર્થના બનાવવામાં આવ્યા છે, નળાકાર એ આ બન્ને ગોળને ઘન પૈકી દરેક સાથે સંબંધ બતાવે છે; એટલે કે તે મધ્યસ્થ આકાર છે. જગતમાં જેટલા આકાર જોવામાં આવે છે તે બધાનો સમાવેશ આ પૂર્વોક્ત ત્રણ પ્રકારના આકારોમાં થાય છે, અર્થાત્ બધા આકારોના મૂળ પાયા રૂપ આ ત્રણ આકારો છે. એટલે જો આ ત્રણ આકારોની બાલકના મન ઉપર દૃઢ છાપ પડે તો બાકીના આકારોનું જ્ઞાન સહેજ થઇ શકશે. આ ત્રણ આકારો આખી વસ્તુના છે તે વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

ઉપરની ત્રણ બક્ષીસોમાં આખી વસ્તુઓની વાત આવે છે પરંતુ જ્યાં સુધી બાલકને વસ્તુના ભાગનું જ્ઞાન થતું નથી ત્યાં સુધી તેની જીજ્ઞાસાવૃત્તિ યથાર્થ રીતે સંતુષ્ટ થતી નથી. વસ્તુઓના બાહ્યાકારાદિના જ્ઞાનથી જ સંપૂર્ણ જ્ઞાન મળ્યું કહેવાય નહીં. પરંતુ વસ્તુના પૂરેપૂરા જ્ઞાન માટે આખી વસ્તુ અને તેના ભાગની તેમ જ તે ભાગોના પરસ્પર સંબંધની માહીતી મેળવવાની આવશ્યકતા છે. કોઇ પણ છાપ મન ઉપર પડે છે કે તુરત બુદ્ધિ તેનું પૃથક્કરણ કરે છે એ માનસશાસ્ત્રનો નિયમ આ સ્થળે લાગુ પડે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, વસ્તુના ભાગ કરવાની જરૂર છે તે ભાગ ગમે તેમ કરવાથી સચોટ ને ચોકસ જ્ઞાન થશે નહિ, માટે વસ્તુના ભાગ અમુક ક્રમમાં થવા જોઇએ. કુદરતનું અવલોકન કરવાથી ત્યાં પણ અમુક ચોકસ નિયમાનુસાર વસ્તુઓના ભાગ કરેલા જોવામાં આવશે. વનસ્પતિશાસ્ત્રમાં પણ વનસ્પતિના આકાર અને તેના અવયવોની સંખ્યા ઉપર તેના જુદા જુદા ભાગોનું ધોરણ રાખેલું જોવામાં આવે છે. બાળકોના મનને કેળવવા માટે જોઇતાં સાધનોના માર્ગદર્શક રૂપ સિદ્ધાંતને ફ્રોબેલે કુદરતના અવલોકનમાંથી શોધી કહાડયો છે. ત્રીજી બક્ષીસથી છઠ્ઠી સુધીની બક્ષીસો ("બીલ્ડીંગ") બાંધકામ કરવાની બક્ષીસો કહેવાય છે.

ત્રીજી બક્ષીસના ઘનને લંબાઈ પહોળાઇ અને જાડાઇ દ્વારાએ ત્રણ વાર દ્વ ભાગવાથી

આઠ ઘન ઉત્પન્ન થાય છે આ ઘન પૈકી દરેક મોટા ઘનને આકારવામાં સર્વાંશે મળતો આવે છે. પરંતુ તે મોટા ઘન કરતાં કદમાં નાનો છે. આ ઉપરથી બાળકના ધ્યાન ઉપર આ વાત લાવી શકાય કે ત્રીજી બક્ષીસમાં "કદ" નો વધારો થાય છે. કદ સાથે એક બીજું તત્ત્વ પણ દાખલ થાય છે તે "સંખ્યા" છે. ત્રીજી બક્ષીસમાં બાળકને આકાર ઉપરાંત કદ ને સંખ્યાનું જ્ઞાન આપી શકાય છે વસ્તુઓનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરવાની જે વૃત્તિ કુદરતે બાલકના અંતઃકરણમાં મૂકી છે ને જે વૃત્તિની સંતૃપ્તિ ઉપર દુનિયાના સુધારાનો આધાર છે તેનું મૂળ આ બક્ષીસ દ્વારાએ રોપાય છે.

ચોથી બક્ષીસને બારીકાઇથી તપાસતાં જણાશે કે તેમાં અને તેના ભાગોના આકારનો ભેદ સ્પષ્ટ રીતે પ્રદર્શિત થાય છે. આ બક્ષીસમાં ત્રીજી બક્ષીસ માફક ભાગો આખી વસ્તુના આકાર જેવા નથી; પરંતુ કાંઈ જુદા જ આકાર જણાય છે. એટલે આ બક્ષીસથી બાલકોને જૂદા જૂદા આકારોનું જ્ઞાન આપી શકાશે. આ બક્ષીસમાં "સફાઇ" નો વિચાર પણ આવે છે. પાંચમીને છઠ્ઠી બક્ષીસને અનુક્રમે ત્રીજી અને ચોથી બક્ષીસ સાથે ઘાડો સંબંધ છે. ત્રીજીને લંબાઈ પહોળાઇને જાડાઇમાં બે વાર દુ ભાગીએ તો પાંચમી બક્ષીસ થશે, અને તેવો જ સંબંધ ચોથી ને છઠ્ઠી બક્ષીસ વચ્ચે છે. તે બક્ષીસોના આખા આકાર એક સરખા જ છે. આ ઉપરથી જણાશે કે પહેલીથી છઠ્ઠી સુધીમાં છ પ્રકારના આકારો શીખવવામાં આવે છેઃ—૧ ગોળ. ૨ ઘન. ૩ નલાકાર. ૪ પ્રીઝ્મ. ૫ લંબચોરસ. ૬ ચોરસ. બાલકના જ્ઞાન માટે આ આકારો જોઇએ તેટલા છે. વિવિધ પ્રકારનું જ્ઞાન બાલકને સચોટ થાય તેટલા માટે તે સંપાદન કરવાનો નિયમ જોઇએ. નહીતર જેવી રીતે આપણે કુદરતમાં જડ વસ્તુઓની બાબતમાં વસ્તુઓના એક ઉપર એક પ્રમાણે અવ્યવસ્થિત ઢગલા થએલા જોઇએ છીએ તેવી સ્થિતિ જ્ઞાન સંબંધી જુદી જુદી છાપની પણ થવા સંભવ છે. આ નિયમને ફ્રોબેલ "સમાનતા, વિરુદ્ધતા અને મધ્યસ્થતાનો કાયદો" કહે છે. ફ્રોબેલની બક્ષીસો ક્રમ વાર શીખવવામાં આ કાયદાની ક્ષણે ક્ષણે જરૂર પડે છે, માટે તે બરાબર સમજવા પ્રયાસ થવો જોઇએ. આ કાયદાનો ઉપયોગ કેવી રીતે કરવો તે વાત આગળ બક્ષીસના પ્રકરણમાં આવી ગઈ છે. બિલ્ડીંગ બક્ષીસના ત્રણ પ્રકારના આકારો થઈ શકે છે. ૧ જીંદગીના આકારો. ૨ સૌંદર્યના આકારો ૩ જ્ઞાનના આકારો. આકારોના પૂર્વોક્ત ત્રણ ભાગ કરવામાં એક સારો ઉદ્દેશ રાખેલો જોવામાં આવે છે. માનસશાસ્ત્ર એમ કહે છે કે આત્માની મુખ્ય ત્રણ શક્તિઓ છેઃ બુદ્ધિ, મનોવૃત્તિ, અને ઇચ્છાશક્તિ. બાલકનાં મનની ખીલવણીનો આધાર આ ત્રણ ઉપર છે. જ્ઞાનના આકારો બુદ્ધિને ખીલવે છે સૌંદર્યના આકારો અંતઃકરણની વૃત્તિઓને ઉચ્ચતર બનાવે છે, અને લક્ષણનો પાયો નાંખે છે. જીંદગીના આકારો ઇચ્છાશક્તિને બળવાન બનાવે છે.

ઉપરના જુદા જુદા પદાર્થોને અડકવાથી, સુંઘવાથી, જોવાથી અને તેના વડે વિવિધ પ્રયોગો કરવાથી બાલકોને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, ગુણો દ્વારાએ જ પદાર્થનું જ્ઞાન થાય છે અને આકાર, કદ, સંખ્યા, પદાર્થોના ગુણો છે, અને તેનો બક્ષીસોમાં ઉપયોગ કરે છે.

ફ્રોબેલ બાલકોને પદાર્થનું જ્ઞાન પૃથક્કરણપદ્ધતિ દ્વારાએ આપે છે, કારણ કે તે પદ્ધતિ સ્વાભાવિક જણાય છે, અને તેટલા માટે પ્રથમ ઘનથી શરૂ કરી સકાઈ, અને ઉપર તે

પછી લીટી અને છેવટે બિંદુ પર આવે છે. પહેલી છ બક્ષીસમાં ધનની વાત આવે છે, અને સાતમી બક્ષીસમાં સફાઇનો વિષય દાખલ કરેલો છે. આઠમી, નવમી, ને બારમીમાં સીધી અને વક્ર લીટીને અવકાશ આપ્યો છે. અને ૧૦ મી ૧૧ મી અને ૧૯ મીમાં બિંદુઓનું જ્ઞાન આપવામાં આવેલું છે. ૧૩, ૧૪, અને ૧૮ મી બક્ષીસમાં સફાઇનો વિચાર આપેલો છે. સાતમી અને ઉપરની ત્રણ બક્ષીસોમાં ભેદ માત્ર એટલો જ છે કે સાતમી બક્ષીસનાં સાધનોમાં જાડાઈ દેખાઈ શકે તેવી છે. પરંતુ ઉપરની ત્રણ બક્ષીસોમાં જાડાઇનું તત્ત્વ દેખાતું નથી. એટલે સાતમીની પૂર્વોક્ત ત્રણ બક્ષીસોમાં પદાર્થોના ગુણ (સફાઇ) નાં ચડતાં પગથીઆં છે. પંદરમી, સોળમી, ને સતરમી બક્ષીસમાં એવાં સાધનો છે કે જેને લીટી તેમ જ (લીટીથી બનેલી) સફાઈ સાથે સંબંધ છે. એટલે તે લીટી ને સફાઇના મધ્યસ્થ આકાર છે. વીશમી બક્ષીસમાં માટીના ઘન પદાર્થો બનરાવવાનું શિક્ષણ આપી શકાય છે.

આ* સિંહાવલોકનથી સિદ્ધ થાય છે કે ફ્રોબેલે વિચારપૂર્વક સર્વ સાધનોને વ્યવસ્થામાં

*વીસ બક્ષીસોનું ઝાડ.




ટીકા—આ ભાગો પૃથક્કરણપદ્ધત્યનુસાર કરવામાં આવ્યા છે. આધુનિક કિન્ડરગાર્ટનરો આ વીશ બક્ષીસોના માત્ર પૃથક્કરણપદ્ધતિદ્વારા એ જ ભાગ પાડવા એકમત થતા નથી. તેઓ પૂર્વોક્ત બક્ષીસોના પૃથક્કરણ તેમ જ સંયોગીકરણ પદ્ધતિદ્વારાએ ભાગ પાડવાનું દુરસ્ત ધારે છે. પરંતુ " શિશુશિક્ષણ " નો ક્રમ સાચવી રાખવાના ઉદ્દેશથી અમે માત્ર એક જ પદ્ધતિનો ઉપયોગ કર્યો છે.

એવી રીતે મૂક્યાં છે કે બાલકોને ચડતા ક્રમમાં જ્ઞાનની સીડી ઉપર ચડવાનો પ્રયાસ મળે. આ ગોઠવણમાં બાલકને આનંદ થાય તે વાત વિસરવામાં આવી નથી. બાલક આનંદદ્વારાએ જ્ઞાન સંપાદન કરે એ જ ફ્રોબેલનો સિદ્ધાંત હોય એમ જણાય છે. ફ્રોબેલની શિક્ષણપદ્ધતિમાં બાલકોની કુદરત અને આનંદ દ્વારા સઘળી શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક શક્તિઓની ખીલવણીનો સમાવેશ થાય છે. અને તેટલા માટે તેની પદ્ધતિ ઉત્તમ ગણાય છે. આધુનિક શિક્ષણશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત એ છે કે બાલકોને પદાર્થ દ્વારાએ જ્ઞાન આપવું જોઇએ. અને આ સિદ્ધાંતને ફ્રોબેલની પદ્ધતિમાં સંપૂર્ણ રીતે લાગુ પાડવામાં આવે છે. જેવી રીતે વગડાઉ ગુલાબના ફુલનો છોડ જમીનમાંથી જોઇતો પોષક પદાર્થ પોતાની મેળે ચૂશી લઇને વૃદ્ધિ પામે છે, પરંતુ જે ગુલાબના છોડ ઉપર માળી ખાસ ધ્યાન આપે છે અને તેને અનુકૂળ ખાતર પૂરૂં પાડે છે, તે કંઇ નવીન જ પ્રકારનાં અને અતિશય સુંદર ફુલ ઉત્પન્ન કરવાને શક્તિ માન થાય છે: આ નિયમ બાલક રૂપી છોડને લાગુ પડે છે. સ્વછંદપણે ઉછરેલાં અને કુદરત રૂપી માતા ને શિક્ષકની સંપૂર્ણ દેખરેખ નીચે પોષાએલાં બાલકની વૃદ્ધિમાં મોટો ફેર જોવામાં આવે છે એ નિર્વિવાદ છે. બાલકોને ઉત્તમ બનાવવાં હોય તો જે ખોરાક તેમના શરીરને ને મનને પોષે છે, તે ઉત્તમ જોઇએ. પૂર્વોક્ત છોડ જમીનનો બધો કસ ચૂશી લેતો નથી, પરંતુ જેટલાની પોતાને જરૂર છે તેટલો જ ગ્રહણ કરે છે; તે જ પ્રમાણે કુદરતની ઇચ્છાનુસાર બાલકને ખીલવવું હોય તો તેની સમક્ષ અનુકૂળ સાધનો મૂકવાં અને તેને પોતાની મેળે કામ કરવા દેવાં જોઇએ. શિક્ષકે તો માત્ર માર્ગદર્શક થવું અને કયે રસ્તે કામ કરવું તે બતાવવું. બાલકોને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી નહિ, કેમ કામ કરવું તેની યોજના પણ થવી જોઇએ; અને તે યોજના ફ્રોબેલે પૂરી પાડી છે. જીંદગી માટે બાળકોને ઉત્તમ રીતે તૈયાર કરવાનો અને તેમનાં મનમાં જુદાં જુદાં શાસ્ત્રોનાં મૂલ તત્ત્વો આરૂઢ કરવાનો ઉત્તમ રસ્તો આ શિક્ષણપદ્ધતિ પૂરો પાડે છે. પ્રભુ આ પદ્ધતિનો વિજય કરો. આર્યાવર્તમાં તેનો સંપૂર્ણ પ્રસાર થાઓ, અને આપણાં બાલકો સ્વાશ્રયી, ઔદ્યોગિક કેળવણી પ્રતિ પ્રીતિવાળાં, મજબુત બાંધાનાં, અને ઉત્તમ નીતિનાં નમુના રૂપ થાઓ.

તથાસ્તુ, તથાસ્તુ, તથાસ્તુ.

કાશીરામ આગજી ઉપાધ્યાય.

---

# કેશવચંદર સેન કૃત નવી સંહિતા.

## ૧૨.

## પતિપત્ની.

૧. લગ્નની સંસ્થા ઇશ્વરપ્રણીત છે, અને તે માટે તેને પૂજ્ય ગણવી.

૨. જેઓ લગ્નસંબંધને એક કાયદેસર કરાર માત્ર ગણે છે તેઓ તેને ઉતારી પાડી એક માનવ સંસ્થા અને કેવલ લોકાચારનું હલકું પદ આપે છે.

૩. શું પતિપત્ની બજારમાં ક્રયવિક્રય કરવા યોગ્ય વેપારની જણસો છે ?

૪. શું લગ્નની નોંધ કરનારો અમલદાર લગ્નદેવતા છે, અને શું તેની મોહોરથી લગ્નસંબંધ મંજૂર થાય છે ?

૫. નહીં. પરણનાર તો આત્મા છે, અને બે અમર આત્મા વચ્ચે લગ્નની ગાંઠ બાંધવા ઇશ્વર અને એ જ એક સમર્થ છે.

૬. યાદ રાખો કે પ્રભુને પોતાને હાથે વિધિ થયા વગર લગ્નસંબંધ બંધાતો નથી.

૭. માટે તમે પરણો ત્યારે એક કાયદેસર કરારની રૂએ જેમ વેપાર વણજમાં સાટાં થાય છે, તેમ તમે સરકારી કાયદા અને સરકારી અમલદારો દ્વારા એક બીજાને ખરીદશો નહીં, પણ પરમ નોંધનાર કૈલાસપતિની સમક્ષ અને તેની મોહોર કરાવીને જ લગ્નનો પવિત્ર સંબંધ બાંધજો.

૮. અને પ્રભુની આશીષ અને પ્રભુની કૃપા વિના લગ્નાવસ્થાના ભારે જુમ્મા માથે લેવા તમારામાંથી કોણ સમર્થ છે ?

૯. તમારે લગ્નદેવતાના ચરણારવિંદમાં મસ્તક મુકવું અને એનો આશીર્વાદ લઇને તથા તમારા હૃદયમાં એનો પ્રકાશ અને એનું સામર્થ્ય સ્થાપીને નાના પ્રકારની કસોટીઓ તથા લાલચોથી ભરપૂર દુનિયાદારીમાં પૂજ્યભાવે પ્રવેશ કરવો.

૧૦. અને જ્યાં સુધી જીવો ત્યાં સુધી તમારે પ્રાર્થના કર્યાં કરવી અને મથન કર્યાં કરવું કે તમારા આત્માઓનો લગ્નસંબંધ વર્ષે વર્ષે દૃઢ થતો જાય અને પરિપાક પામી સ્વર્ગ લોકનો અમર સંબંધ બની રહે.

૧૧. કેમ કે લગ્ન થયું એટલે સંપૂર્ણાવસ્થા પ્રાપ્ત થઈ એમ નથી. પરણેલાં જોડાંએ નિરંતર ગતિ કરી સ્નેહ અને પવિત્રતામાં ઉત્તરોત્તર વધારો કર્યાં જવાનો છે.

૧૨. કોઈ પણ પુરુષ કે કોઈ પણ સ્ત્રીનું ખરેખરૂં અને પરિપક્વ લગ્ન થઈ ગયું કહેવાય જ નહીં. પરણવું એ તો જે આંતર ઐક્ય ક્રમે ક્રમે પ્રાપ્ત કરવાનું છે તેનું પહેલું પગથિયું છે, બે આત્માઓનો જે ઉચ્ચ સાત્વિક સંબંધ ફલવાનો છે તેનું બીજ માત્ર છે.

૧૩. માટે પતિપત્નીએ પોતાનું આત્મિક લગ્ન નિરંતર વધારે સિદ્ધ કરતા જવું.

૧૪. કેમ કે વર્તમાન જીવનમાં તેઓ એક એકથી વિભિન્ન અરધિયાં જ છે. ઈશ્વર વિષેની ભાવિ જીવનમાં જ તેઓનો અભેદ, તેઓનું ઐક્ય થવાનું.

૧૫. લગ્નનો ઉદ્દેશ આ છે. માટે હે પતિઓ, અને હે પત્નીઓ, તમે પરસ્પર વિશ્વાસ રાખો, પરસ્પર આદર અને પ્રેમ રાખી વર્તો, અને ઐહિક તેમ જ આધ્યાત્મિક સર્વ વાતમાં સંપસંપીને એવું વર્તન કરો કે તમે પરિપક્વ ઐક્ય સાધી શકો.

૧૬. પતિએ કે પત્નીએ સ્ત્રીત્વ કે પુરુષત્વ જાતિ ઉંચી છે એવો ગર્વ આણીને એ વિષે તકરારો ઉઠાવવી નહીં, પરંતુ ઈશ્વરના ઘરમાં બંને સમાન પંક્તિના અને એક બીજાના સહાય છે એમ જાણી પરસ્પર આદરભાવે વર્તવું.

૧૭. જે પતિ પોતાની પત્નીને હલકી દાસી જેવી ગણે છે, અને તેને જનાનખાનામાં બંદી પેઠે સખ્ત જાપતામાં રાખ્યા વગર તેના પતિવ્રત ઉપર વિશ્વાસ આણી શકતો નથી, અને તેને સદૈવ ગુલામની માફક નીચી રાખવી, ઊંચું માથું કરવા ન દેવી એવી વૃત્તિ ધારણ કરે છે, તેને પતિનું પદ ઘટતું નથી.

૧૮. તેમ જે પત્ની પોતાના પતિને વશ કરી તેના ઉપર અમલ ચલાવવાને તથા તેને મોહપાશમાં ફસાવી રાખવાને સદા મથે છે તેને પત્નીનું પદ બીલકુલ ઘટતું નથી.

૧૯. એમાંના કોઈ તરફથી જુલમ ન થતાં, બંનેએ પરમ સ્વામિના સેવાગૃહમાં એકત્રપણે કામ કરવું.

૨૦. બંને સમાન છતાં પુરુષે સ્ત્રીની કે સ્ત્રીએ પુરુષની પ્રકૃતિ ધારણ કરવી નહીં અથવા એક બીજાનું કામ છીનવી લેવું નહીં.

૨૧. કુટુંબમાં એ પ્રત્યેકનું વિશેષ લક્ષણ તથા કર્તવ્ય પ્રભુએ ઠરાવ્યું છે અને એ મર્યાદા કોઇએ છોડવી નહીં.

૨૨. પુરુષે સ્ત્રી ન બનવું, ગૃહિણીનું કામ પોતે કરવા ન જવું; સ્ત્રીએ પુરુષ ન બનવું, પોતે પુરુષનું કામ કરવાનો લોભ ન રાખવો.

૨૩. પ્રત્યેકે પોતા માટે પ્રભુએ નીમેલું કામ કરવું, અને રિપુભાવે પ્રેરિત પ્રતિસ્પર્દ્ધિઓ પેઠે ટંટો ન કરતાં, સદા ઉત્તમ મિત્રભાવ ધારણ કરીને પરસ્પર જોડિયાપણાનો સંબંધ ટકાવી રાખવો.

૨૪. ધિક્ક છે તે સ્ત્રીને કે જે સ્વભાવથી વિરુદ્ધ વર્તીને તથા ઇશ્વરનો અનાદર કરીને પોતાનાં યોગ્ય કર્તવ્ય તજી દે છે,' અને મરદાની કામોમાં રમતોમાં અને વિનોદોમાં મરદાની વલણનું અનુકરણ કરી ભાગ લે છે. એવી સ્ત્રીની પાયમાલી પાસે આવી છે અને તે અપકીર્તિ તથા અધમતાનો ભોગ થવાની.

૨૫. જેમ અભિમાનથી કુટુંબની પાયમાલી થાય છે તેમ અણુવિશ્વાસને લીધે પણ કુટુંબમાં દુઃખ નીપજે છે. એ અણુવિશ્વાસને પાપ અને અસત્ય રૂપ ગણી તેનો ત્યાગ કરવો.'

૨૬. પતિ કે પત્ની પોતાના વ્રતનો ભંગ કરે એ સૌથી મોટું પાપ છે માટે તેનાથી બંનેએ સાવચેત રહેવું. વ્યભિચારબુદ્ધિ હૃદયમાં જરા પણ ફરકવા પામે તેને ઘોર ભ્રષ્ટતા ગણવી.

૨૭. જે વ્રત ભયનો અભાવ હોય ત્યાં સુધી પળાય પણ લાલચ મળતાં ચળી જાય તે ખરૂં વ્રત નથી. પતિવ્રત અને પત્નીવ્રત સર્વ પ્રકારની લાલચ અને કસોટી સામે ટક્કર લઈ વિજયી રહે એવું દૃઢ હોવું જોઇએ. પતિ અને પત્નીની અન્યોન્ય તન્મયતા જોવી જોઇએ કે કોઇ પણ સ્થિતિમાં-સ્વપ્ને પણ-શિથિલ વિચાર સ્ફુરવા ન પામે.

૨૮. દાંપત્યવ્રત પાળવું અને સાથે સ્નેહ રાખવો. પ્રથમ માત્ર અનીતિનો અભાવ સાધે છે. દાંપત્ય જીવનનું અસ્તિત્વ બીજામાં છે. વિશુદ્ધિ કળી માત્ર છે, પ્રેમ તેનું ખીલેલું પુષ્પ છે.

૨૯. પતિ અને પત્નીનો પરસ્પર સ્નેહ આવેગ અને ઉત્સાહ ભર્યો જોઇએ અને તેઓનું જીવન એક બીજામાં તન્મય જોઇએ.

૩૦. જેમ ગૃહસંસારનું ઐહિક કામકાજ તેમણે એકત્રપણે કરવું તેમ ઇશ્વરપ્રાર્થના પણ તેઓએ સાથે કરવી અને પ્રસંગોપાત્ત આત્માના પરમાર્થ સંબંધી ચર્ચા કરવી.

૩૧. પતિપત્ની કોઇ એકાંત સ્થલમાં એકઠાં બેસીને પ્રાર્થના તથા ભજન કીર્તન કરે અને પ્રફુલ્લ હૃદયે પરમાત્માનું ધ્યાન ધરે એ દેખાવ કેવો સ્વર્ગીય છે!

૩૨. આ પ્રમાણે જીવન ગુજારી તેનો અંત આવતાં તેઓ સ્વર્ગના સાત્વિક વિલાસો પામવા ઊંચે ચ્હઢો અને અખંડ પવિત્રતા તથા આનંદના આવાસોમાં સજોડે પ્રવેશ કરો!

---

૧૩.

## નોકરો.

૧. જે ઘરમાં નોકરો ઉપર માયા રખાય છે અને તેમની જરૂરિયાતો ઉપર ધ્યાન દેવાય છે તે ઘરને ધન્ય છે.

૨. મનુષ્ય પોતાના ગર્વથી એવો ફુલાઇ જાય છે કે તે પોતાના ચાકરોને તુચ્છ સમજી અવગણે છે અને તેમની સંભાળ રાખવામાં હલકાઈ માને છે.

૩. શું શેઠ પોતે ચાકરી કરે? એ કામ તો માત્ર ચાકરનું. ગર્વિષ્ઠ માનવી એ પ્રમાણે વાદ કરે છે.

૪. હા, ચાકરની પેઠે જ શેઠે ચાકરી કરવાની છે. જે ચાકરી કરતો નથી તેને શેઠપણું ઘટતું નથી.

૫. ત્રિલોકનો નાથ પણ ચાકરી કરે છે; પોતાના અતિ રંક અને કનિષ્ઠ દાસોની સેવા કરવાને તે પ્રતિદિન પોતાના ઊંચા રાજ્યાસન ઉપરથી ઉતરીને આવે છે.

૬. ત્યારે, ગર્વિષ્ઠ માનવી, તારો ગર્વ તું કહાડી નાખ, અને જેઓ તારી ચાકરી કરે તેઓની તારે પણ ચાકરી કરવી એ તારો પવિત્ર ધર્મ સમજ.

૭. ઇશ્વરપ્રેરણાએ દોરાઇને ગૃહસ્થે પોતાના હાથ નીચેના નોકરોને પોતાનાં સંતાન જેવા સમજવા અને પિતાના જેવી કાળજીથી તેમની કોમળ ભાવે સંભાળ લેવી ઘટે છે એમ માનવું.

૮. તેણે લક્ષમાં રાખવું કે ઇશ્વરે તેના નોકરોને તેના હવાલામાં સોંપ્યા છે અને તેમના વાલી તરીકે ઇશ્વર તેને જવાબદાર ગણશે.

૯. ચાકરો પ્રતિ શેઠ પિતૃભાવ રાખવો અને શેઠાણીએ માતૃભાવ રાખવો, એટલે તેમનામાં સંતોષ વ્યાપી રહેશે, અને તેઓ પોતાનું કામ નિમકહલાલી અને ઉમંગથી કરશે.

૧૦. જ્યારે તમે નોકર રાખો ત્યારે એને શું શું કામ કરવાનું છે તે સ્પષ્ટ રીતે સમજાવવું; તેમ જ એકંદર કેટલું કામ કરવાનું છે, દરરોજ કેટલા કલાકનો આરામ મળશે, અને ક્યારે એટલે કે અઠવાડીયે કે મહિને કે ત્રણ ત્રણ મહિને તેને પગાર મળશે એ સર્વ તેને જણાવવું.

૧૧. પગાર ચ્હડવા દેવો નહીં, કેમકે પોતાને માથે તેથી કરજ થાય છે એટલું જ નહીં પણ પોતે ખાઇ પીને મઝામાં રહેવા છતાં તે બીચારા નિરાધારને શોક, સંતાપ, અ-

વિચારી અને અનિયમિત ખરચ અને કરજના ખાડામાં ઉતારવાનું તેમ જ પોતાના પવિત્ર વચનનો ભંગ કર્યાનું એમ બેવડું પાપ બેસે છે.

૧૨. શું તમે તમારા ચાકર પાસેથી તેનો હક તથા તેના નિર્વાહનું સાધન નિર્દયપણે છીનવી લઇને એના પૈસા વડે તમારા સંતાન સહિત સુખચેન કરશો ?

૧૩. પ્રભુ એમ ન થવા દે ! આવી નૃશંસ સ્વાર્થવૃત્તિ, આવા અન્યાય, અને આવા પાપમાંથી પ્રભુ તમને બચાવી લે !

૧૪. તમારો ચાકર લલચાય એમ કરવું નહીં, કેમકે રંક તથા નિર્મલ જન આગળ લાલચ મેલનાર મનુષ્ય મહા પાપ કરે છે.

૧૫. તમારા ચાકરને નિશ્ચિત કામ નહીં સોંપતાં જો તમે એને એકને માથે સર્વ કામકાજનો ટોપલો મુકશો, અને ગુમાસ્તો, દરજી, રસોઇઓ, ઘોડાવાળો, વગેરે અનેકનું કામ એની પાસેથી જ લેવા કરશો, તો તમે જ એને બેફિકર, સુસ્ત, અને અયોગ્ય થવાની લાલચ આપી દેશો, અને અતિશય કામ અને અતિશય જંજાળમાં ગર્ક થઇને એ બગડી જશે.

૧૬. જે ચાકરની પાસે હરેક કામની આશા રાખવામાં આવે તેનાથી કશું કામ મનમાનતી રીતે નીપજવાનું નહીં અને ઉલટું એના તરફથી શેઠને હમેશાં પીડા અને ઉપાધિ થવાની.

૧૭. તેમ જ તમારી પાસે રોકડા પૈસા, ઝવેરો, કે બીજી મૂલ્યવાન વસ્તુઓ હોય તે જ્યાં ત્યાં રખડતી રાખવી નહીં કેમકે તેનાથી તમારા ચાકર તે લેવા લલચાય છે. વળી ઘરમાં જે સામાન સરંજામ હોય તેની યાદી કર્યા વિના અથવા તે વિષેની જવાબદારી સ્પષ્ટ રીતે તેને માથે નાખ્યા વિના તે એને હવાલે કરવો નહીં.

૧૮. જે ગૃહસ્થ પોતાની વસ્તુઓનો હિસાબ રાખતો નથી અને ઉડાઉપણે તથા અવિચારથી ખર્ચ કરે છે, અને વળી પોતાના ચાકરો ઉપર અંકુશ રાખતો નથી કે તેમના દિલમાં જોઇએ એવું જોખમદારીનું ભાન ઉત્પન્ન કરવા કોશીસ કરતો નથી, તેવા ગૃહસ્થની વસ્તુઓ નિત્ય ખોવાય કે ગુમ થાય અને તેના ચાકરોની અપ્રમાણિકતા અને દુરાચાર વધતાં જાય તેમાં વિસ્મય પામવાનું શું છે ?

૧૯. પ્રમાદી ગૃહસ્થોએ પોતાના પ્રમાણિક ચાકરોનાં નિર્મલ મનમાં લાલચો પેદા થાય એવું આચરણ રાખી રાખીને તેમને ધીમે ધીમે અપ્રમાણિક બનાવી દીધાના કેટલા બધા દાખલા છે ?

૨૦. આ લોકો ઇશ્વરના ઘર મધ્યેની ચીજો સંભાળીને રાખવાની પોતાને માથે જ-વાબદારી છતાં તે બેફિકરાઇથી ગુમાવી દઇને ઇશ્વરના ગુનેહગાર થાય છે, તેમજ મનુષ્યને લાલચ તથા અધમતાના ખાડામાં નાખી તેની વિરૂદ્ધ પણ પાપ કરે છે. ખરેખર, પ્રભુ તરફથી તો અપ્રમાણિક નોકરની સાથે એવા બેફિકરા શેઠને પણ શિક્ષા થશે.

૨૧. ચાકરોના ખંડ શરદીવાળા કે અસ્વચ્છ હોવા ન જોઇએ. તેઓને શરીર ન બગડે એવા ઓરડા, સાફ બિછાનાં, શિયાળામાં ગરમ વસ્ત્ર અને પોષક ખોરાક આપવો.

૨૨. અને તેઓ માંદા પડે ત્યારે તેમને યોગ્ય ઔષધ અને ખાવાનું આપવામાં ગફલત કરવી નહીં.

૨૨. વળી જ્યારે તમારા ચાકર આજ્ઞાભંગ કરે કે બેફિકરાઇ બતાવે ત્યારે તમે તેમને શિક્ષા કરો છો કે ઠપકો આપો છો તેમ જ જ્યારે તેઓ તમને કામથી સંતોષ આપે ત્યારે તમારે તેમને માયાળુ વચનથી ખુશ કરવા અને સારી સારી બક્ષીસો આપવી.

૨૪. ધાર્મિક ઉત્સવને પ્રસંગે અને બીજે રૂડે અવસરે તમારે તેમને સારૂં ભોજન કરાવવું.

૨૫. ઋતુ ઋતુનો મેવો, બરફ, મીઠાઇ, નવાં અથવા જુનાં વસ્ત્ર, એ પણ બક્ષીસ કરવા લાયક ચીજો છે, અને એ તમારા ચાકરોને આપશો તો તેઓ તમને હર્ષીને આશીષ દેશે.

૨૬. મરદ ચાકર અને સ્ત્રી ચાકરને એક બીજાથી જુદાં રાખવાં, અને તેઓ અયોગ્ય મૈત્રી બાંધીને પ્રભુના ઘરમાં અધમ વ્યવહાર ચલાવે અને તેના ઉપર નામોશી આણે એમ થવા ન દેવું.

૨૭. તમારા ચાકરોમાં વ્યભિચાર અને કેફનો અટકાવ કરવો, અને તે અર્થે જોઇએ તેટલી સખ્તાઈ વાપરવી.

૨૮. વળી તમારાં સંતાન નઠારા ચાકરોની સંગતમાં દુરાચાર ન શીખે તે માટે બંદોબસ્ત રાખવો; એવા ચાકરોએ ઘણાં કુટુંબ પાયમાલ કર્યાં છે.

૨૯. સ્વચ્છંદી સ્ત્રીઓ અને કુલટાઓ ઘણી વાર ચાકરડીનો ઉદ્યમ ખોળવા નીકળે છે અને ભોળા માણસોને ફસાવી, તારાજ કરે છે. માટે એવી સ્ત્રીઓના પાપી મોહથી ચેતતા રહેવું. એવી દુષ્ટ બદી તમારા ઘરમાં પેસવા જ ન દેશો.

૩૦. તમારા ચાકરો પાસે સુનીતિના નિયમ બરાબર પળાવવાને તમારાથી બને તેટલો પ્રયત્ન કરવો, અને તેઓને પ્રમાણિકતા, મર્યાદા, અને વિશુદ્ધિને રસ્તે દોરવા.

૩૧. જો તેઓને વાંચતાં આવડતું હોય તો તે તેઓના નકામા વખતમાં મન સારી રીતે રોકાય એવાં સસ્તાં વર્તમાનપત્રો અને ચિત્રવાળાં લોકપ્રિય ચોપાનિયાં તેમને આપવા ચુકવું નહીં.

૩૨. જ્યારે તેઓ ભક્તિ કરતા હોય અથવા બીજી કોઈ રીતે ઇશ્વરસેવામાં રોકાયા હોય ત્યારે તેમાં ખલેલ નાખવું નહીં.

૩૩. જો તેઓ તમારો ધર્મ માનતા હોય તો જ્યારે જ્યારે તમારા ઘરમાં એવાં ભજન કીર્તન થાય કે ધર્મપુસ્તકો વંચાય કે તેમાં સામેલ થવાથી તેમને બોધ મળે અને રસ પડે ત્યારે તેમાં તેમને ભાગ લેવા દેવો.

૩૪. જેમ ઇશ્વર પોતાના ચાકરો ઉપર અમલ ચલાવે છે તેમ તમારે નેકી તથા દયા વાપરીને તમારા ચાકરો ઉપર અમલ ચલાવવો.

સાકરલાલ દુર્ગારામ દેસાઈ.

---

# वसन्त.

"इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

वर्ष २. अंक १०. [ मासिक ] कार्तिक, संवत् १९६०.

## દિગ્દર્શન.

**ઇંગ્લંડનું વર્તમાન નીતિશાસ્ત્ર.**

નીતિશાસ્ત્રનો પ્રદેશ એટલો બહોળો છે,—એના અવાન્તર પ્રશ્નો એટલા બધા છે, અને એ પ્રત્યેકને તેમ જ આખા શાસ્ત્રને અન્યશાસ્ત્રો સાથે એવો નિકટ સંબન્ધ છે—કે કોઈ પણ કાળના નીતિશાસ્ત્રનું પૂરેપૂરૂં, બલ્કે કાંઈક સન્તોષકારક પણ, વર્ણન આપવું દુર્ઘટ છે. તેમાં વળી, વિચારસ્વાતન્ત્ર્યના આ યુગમાં એટલા બધા વિવિધ મતો એકી વખતે પ્રવર્તે છે કે એ સર્વને એક દૃષ્ટિક્ષેપમાં સમાવવા એ ઘણું જ કઠિન કામ છે. છતાં, જેને મેથ્યુ આર્નોલ્ડ *'જીવનના ત્રણ પાદ' કહે છે એવા મહત્ત્વના વિષય ઉપર, આજ મનુષ્યબુદ્ધિની જાહોઝલાલીના દેશમાં, પંડિતો કેવા કેવા મત ધરાવે છે એનું ગુજરાતી વાચકને સહજ દિગ્દર્શન કરવવાનો પણ યત્ન ન કરવો એ બરાબર નથી. એમ સમજી આ વિષય ઉપર અત્ર બે શબ્દો લખવામાં આવે છે.

૧.

નીતિ સંબન્ધી જૂદા જૂદા વાદોમાં, ઇંગ્લંડમાં સૌથી વધારે પ્રસિદ્ધ અને ત્યાંના લોકસ્વભાવને સૌથી વધારે ઓળખાવી આપતો વાદ તે જનસુખવાદ ('Utilitarianism ) છે. જેથી ઘણામાં ઘણા મનુષ્યોનું ઘણામાં ઘણું સુખ થાય એવી રીતે આચરું

* " Conduct is three-fourths of life. "

એનું નામ નીતિ—સદાચાર : એ જનસુખવાદનો સિદ્ધાન્ત. આ સિદ્ધાન્તના વર્તમાન સમયના આચાર્ય બે વર્ષ ઉપર સ્વર્ગસ્થ થએલા પ્રોફેસર સિજવિક છે. આ વિદ્વાને જનસુખવાદને કરેલી અનુપમ સેવા સમજવા માટે આ વાદની આચાર્યપરંપરા તરફ દૃષ્ટિ નાંખવાની જરૂર છે. આ આચાર્યપરંપરામાં ત્રણ પેઢીઓ થઇ: બેન્થામ, મિલ, અને સિજવિક. આમાંના પહેલા બેના સિદ્ધાન્તનું સવિસ્તર નિરૂપણ કરવાનું અત્રે પ્રાપ્ત થતું નથી, કારણ કે તેઓ ઇંગ્લંડના વર્તમાન નીતિશાસ્ત્રની ગાદી ઉપર નથી. બેન્થામ અરાઢમી સદીના અન્તભાગમાં થઈ ગયો, અને જૉન સ્ટુઅર્ટ મિલની સઘળી મ્હોટી પ્રવૃત્તિ ઓગણીસમી સદીના બીજા અને ત્રીજા પાદમાં પડે છે: ત્યારપછી તેઓનો સિદ્ધાન્ત જેટલો પ્રોફેસર સિજવિકના સિદ્ધાન્તમાં અન્તર્ભાવ પામ્યો તેટલોજ વર્તમાન સમયમાં ચાલુ રહ્યો છે. તથાપિ પ્રોફેસર સિજવિકે જનસુખવાદને કરેલી સેવા સમજવા માટે એના પૂર્વાચાર્યોના મતો ઉપર દૃષ્ટિ ફેરવ્યાવિના ચાલે એમ નથી.

બેન્થામ નીતિશાસ્ત્રી કરતાં કાયદાશાસ્ત્રી અધિક અંશે હતો, અને તેથી કાયદાશાસ્ત્ર ઉપરથી જ એ નીતિશાસ્ત્ર ઉપર ઉતરે છે. એણે જોયું કે ઇંગ્લંડના તે વખતના કાયદા વંશપરંપરાથી ચાલતી આવેલી રૂઢિની જાળમાં ઘેરાયેલા હતા, એમાંના કેટલાક અકારણ ક્રૂર હતા અને સમસ્ત જનમંડળના હિત કરતાં અમુક અમુક વર્ગના જ લાભને અનુકૂલ હતા. આ બાબતમાં સુધારો કરવાની જરૂર હતી. પણ તે શી રીતે કરવો ? જે જે કાયદા જેમ જેમ ખામીવાળા જણાતા જાય તે તે કાયદામાં તેમ તેમ સુધારો કરતા આવવું એ તો રાજ્યતન્ત્રીનું લક્ષણ: તત્ત્વવેત્તાનું કામ એ કરતાં ચઢીઆતું છે. તત્ત્વવેત્તાએ અમુક અમુક જ સુધારા કરવાના નથી, પણ એ સુધારા માટે સામાન્ય ધોરણ—એકાદ મહાન વિચાર—શોધી આપવાનો છે. અને તે બેન્થામે શોધ્યો. બેન્થામ કહે છે કે લોકો, અમુક કરવું જ જોઇએ અને અમુક ન જ કરવું, એવા વગર વિચારના આગ્રહો પકડી બેસે છે; પરન્તુ વિચારદૃષ્ટિએ જોતાં જણાશે કે 'જોઇએ' એવું સ્વતઃ જગત્માં કાંઈ જ નથી. સર્વ નીતિ—અનીતિ એના સુખદુઃખરૂપ પરિણામને લઇને જ છે. મનુષ્ય માત્ર પોતપોતાના સુખની પ્રાપ્તિ અને દુઃખનો પરિહાર કરવા પ્રવર્તે છે, પણ તેમ કરવા જતાં એ જનમંડળના સુખની હાનિ ન કરે તેટલા માટે કાયદા કર્યા છે. એ કાયદા એને જનમંડળને દુઃખ કરતો અટકાવે છે, અને સુખ કરવામાં પ્રેરે છે. આ રીતે, જનમંડળનું સુખ એ કાયદાનું ખરૂં ધોરણ છે. આ તાત્પર્યવાળા સવિસ્તર વિવેચન [illegible] માં આવ્યું કે—

કોઈ ટુંકું હોય, કોઇ ગાઢ હોય કોઇ આછું હોય, કોઇ દૂર હોય કોઇ પાસે હોય ઇત્યાદિ ભેદ હોય; પણ બધી ગણતરી કાઢી છેવટે એમ કહી શકાય કે આ સુખ આ કરતાં એકન્દરે વધારે છે.

(૪) કેટલાક **કર્તવ્યાચરણમાં એક ખાસ સુખ** માને છે એ માનવાને કારણ નથી.

(૫) દરેક મનુષ્ય **પોતપોતાના** સુખની પ્રાપ્તિ અને દુઃખનો પરિહાર કરવા યત્ન કરે છે.

(૬) કાયદા કૃત્રિમ સુખદુઃખ—પારિતોષિક અને શિક્ષા—સ્થીને વ્યક્તિની આત્મૈકલક્ષી સ્વચ્છન્દી પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકે છે, અને **જનમંડલનું સુખ** સધાવવા યોજના કરે છે.

(૭) ઇરાદાપૂર્વક કરેલું કૃત્ય—એ કૃત્યમાં જ સારાખોટાપણું રહેલું છેઃ કેવા ભાવથી, શા હેતુથી એ કરેલું છે એ જોવાનું નથી.

આ બેન્થામનો જનસુખવાદ. એ વાદમાં મિલે કેટલાક મહત્ત્વના સુધારા કર્યાઃ—

(૧) વાચકને સહજ સમજાયું હશે કે બેન્થામના મત પ્રમાણે, મનુષ્ય જ્યારે સમસ્તજનમંડળનું સુખ સાધવા પ્રવર્તે છે, અને જનમંડળના સુખ માટે પોતે દુઃખ વહોરે છે, ત્યારે પણ ખરૂં જોતાં પરિણામે એ પોતાના સુખ અર્થે જ તેમ કરે છે. મિલે આ જનસુખવાદના અન્તરમાં રહેલી **સ્વાર્થપરાયણતા** દૂર કરી. દરેક મનુષ્ય પોતપોતાનું સુખ (સુખમાં દુઃખાભાવનો સમાવેશ થાય છે.) શોધે છે એ ખરી વાત; પણ મનુષ્યમાત્રને પોતપોતાના સુખ માટે સરખો જ હક છે; માટે દરેકે સમસ્ત જનમંડળનું સુખ સાધવા યત્ન કરવો જોઇએઃ આ રીતે 'ઘણામાં ઘણાનું ઘણામાં ઘણું સુખ' એ નીતિનું ધોરણ ઠરે છે. બેન્થામે જનસુખવાદનું પ્રતિપાદન કર્યા છતાં, ગૂઢ સ્વાર્થપરાયણતાને એ વાદના મૂળમાં રહેવા દીધી હતી. મિલે સ્વાર્થપરાયણતાનું મનુષ્યહૃદયમાં અસ્તિત્વ સ્વીકાર્યું, પણ કર્તવ્યના હેતુ તરીકે જનસુખને સ્થાપ્યું.

(૨) બીજો ફેરફાર મિ. મિલે એ કર્યો કે **સુખના પ્રકાર માન્યાઃ** મિ. મિલના મત પ્રમાણે કેટલાંક સુખ એવાં છે કે જેની જોડે અન્ય સુખની સરખામણી ન કરી શકાયઃ ઉદાહરણ તરીકે, સુખી ડુક્કરનું જીવન એ દુ:ખી મનુષ્યજીવન કરતાં પસન્દ કરવા લાયક થતું નથી. અને એ જ રીતે મનુષ્યજીવનમાં કેટલાંક સુખો એવાં છે કે જેના કરતાં બીજાં સુખો માપમાં વધારે હોવા છતાં પસન્દ કરવા જેવાં નથીઃ ત્યારે આવે પ્રસંગે સુખની સરખામણી શી રીતે કરવી? મિ. મિલ કહે છે કે જેઓને બંને તરેહનાં સુખનો અનુભવ હોય તેઓનો અભિપ્રાય પ્રમાણ.

(૩) મિ. બેન્થામે કર્તવ્ય કરવામાં કરનારને જે **વિલક્ષણ** સુખ આવે છે એની અવગણના કરી હતી. મિ. મિલે એ સુખને ગણતરીમાં લેવા લાયક ગણ્યું.

હવે, જનસુખવાદના આ સ્વરૂપમાં પ્રોફેસર સિજવિકે શો ફેરફાર કર્યો એ જોઇએ. પ્રો-

ફેસર સિજવિક ઉપરના જનસુખવાદીઓની બે વાત સ્પષ્ટ રીતે સ્વીકારે છેઃ (૧) એક તો એ કે સુખ એ જ કર્તવ્ય છે; (૨) બીજું એ કે સારા-ખોટાપણું ઇરાદાપૂર્વક કરેલા કૃત્યને જ લાગુ પડે છે, એ કૃત્યની પાછળ રહેલા હેતુ-ઉદ્દેશને લાગુ પડતું નથીઃ અર્થાત્ અમુક કૃત્ય એના કરનારની દૃષ્ટિએ,* એનો ઉદ્દિષ્ટ હેતુ વિચારતાં ભલે સારૂં હોય; પણ નીતિશાસ્ત્ર તો એ કૃત્યના સુખદુઃખરૂપ **પરિણામને** જ જુવે છે. એ કૃત્ય ઇરાદાપૂર્વક થએલું હોય એટલે બસ. (૩) સુખના પ્રકાર અને માપની બાબતમાં પ્રો. સિજવિક મિલ કરતાં બેન્થામ સાથે વધારે મળે છે. સિજવિક સુખની જાતો માને છે, પણ તે એવી રીતે નહિ કે અમુક જાતનું સુખ અમુક જાતના સુખ કરતાં માપમાં ગમે તેટલું ઓછું હોય છતાં એ ઉંચી જાતનું હોવાથી હમેશાં પસન્દ કરવું જ જોઇએ; પ્રકાર અને માપ બંને એકસાં ધ્યાનમાં લેવાં જોઇએ, અને મનુષ્યની સામાન્યબુદ્ધિમાં તેમ જ એની વર્તણુકમાં બંને ઉપર એકકું ધ્યાન અપાઈ શકાતું આપણે જોઇએ છે.

આ શિવાયની ઘણી બાબતોમાં પ્રોફેસર સિજવિકનો એમના પૂર્વાચાર્યો સાથે મતભેદ છે.

(૧) એક તો એમણે બેન્થામને અસન્ત અગ્રાહ્ય એવો જે "જોઇએ"-પદાર્થ એનો જનસુખવાદમાં સ્વીકાર કર્યો. પ્રો. સિજવિકે જોયું કે સુખ એ કર્તવ્ય છે ખરૂં, પણ સુખ અને કર્તવ્ય એ શબ્દ **એકાર્થી** જ નથી. સુખબુદ્ધિ અને કર્તવ્યબુદ્ધિ બે જૂદાં છેઃ અમુક કૃત્ય સુખકર છે, માટે કરવું જોઇએ—એવી, સુખકર કૃત્યના સંબન્ધમાં જૂદી કર્તવ્યબુદ્ધિ થાય છે,

(૨) બેન્થામ—દરેક મનુષ્ય હમેશાં પોતપોતાનું જ સુખ સાધે છે એમ માને છે, અને તે છતાં સમસ્તજનમંડળનું સુખ સાધવાનો ઉપદેશ કરે છે. ખરૂં જોતાં, બેન્થામ જનસુખવાદી ગણાવા જાય છે, છતાં છે **સ્વસુખવાદી**. દરેકે સમસ્તજનમંડળનું સુખ શોધવું જોઇએ એવી—બેન્થામ દરેક મનુષ્ય ઉપર ફરજ માનતો નથી, પણ દરેકજણ પોતાનું સુખ શોધવામાં સમસ્તજનમંડળનું જ સુખ શોધે એવી સ્થિતિ સંપાદન કરવાનો ઉપાય માત્ર બતાવે છેઃ અને એ ઉપાય તે કાયદો. આ રીતે બેન્થામના સિદ્ધાન્તમાં છેક સુધી જનસુખવાદના પાયામાં સ્વસુખવાદ જ રહે છે. સ્વસુખવાદ પ્રો. સિજવિકને માન્ય નથી. કેવળ સ્વસુખાર્થે જ સર્વ કૃત્ય કરવાં એ મનુષ્યની સામાન્યબુદ્ધિથી પણ નિન્દ્ય ગણાય છે—એમ સિજવિક જણાવે છે.

(૩) મિ. મિલ સ્વસુખવાદી નથી. પણ દરેક મનુષ્ય પોતપોતાનું સુખ સાધવા યત્ન કરે છે, એટલા ઉપરથી એણે જનસમસ્તનું સુખ સાધવા યત્ન કરવો જોઇએ એમ શા આધારે માનવું એનો ખુલાસો મિલથી અપાતો નથી. તેમ આ સિદ્ધાન્ત સ્વયંપ્રકાશ સત્ય છે એમ પણ એ કહેતા નથી. તેઓ દલીલ કરે છે કે "દરેક મનુષ્યનું સુખ એને પોતાને માટે સારૂં છે, અને **તેથી** જનસમસ્તનું સુખ જનસમસ્તને માટે સારૂં છે." પ્રોફેસર સિ-

*પ્રો. સિજવિક "Subjective rightness" અને "objective rightness" એવો ભેદ કબૂલ કરે છે, પણ છેવટે નીતિશાસ્ત્ર તો "objective rightness"નો જ વિચાર કરવાને બન્ધાએલું છે એમ જણાવે છે.

જવિકને મિ. મિલના વાદમાં બે ખામીઓ જણાઈ: એક તો એ કે મિ. મિલ "છે" ઉપરથી "જોઈએ" ઉપર ઉડે છે: દરેક મનુષ્ય પોતાનું સુખ સાધે છે એટલા ઉપરથી સાધવું જોઈએ એ શી રીતે ફલિત થાય? મિ. મિલ વસ્તુસ્થિતિ (Psychological Hedonism) અને કર્તવ્ય(Ethical Hedonism) વચ્ચે ગોટાળો કરે છે. મિ. મિલની બીજી ભૂલ એ છે કે "દરેક" ઉપરથી એ "સમસ્ત" ઉપર કુદકો મારે છે: 'દરેક' પોતાનું સુખ સાધે છે, માટે સમસ્તે સમસ્તનું સાધવું એ દલીલ ક્ષણવાર કબૂલ રાખીએ; પણ "દરેક પોતાનું સાધે છે, માટે દરેકે સમસ્તનું સાધવું" એ સિદ્ધાન્ત શી રીતે નીકળ્યો? અને આ જ (દરેક મનુષ્યે જનસમસ્તનું સુખ સાધવું એ જ) જનસુખવાદનો સિદ્ધાન્ત છે. આ રીતે પ્રોફેસર સિજવિક મિ. મિલની જનસુખવાદની દલીલ નિર્બળ ગણે છે.

(૪) પણ એટલા ઉપરથી જનસુખવાદને એ છોડી દેતા નથી. પ્રોફેસર સિજવિક એ વાદને સ્વયંપ્રકાશ સત્ય માને છે. મનુષ્યના સામાન્યનીતિના વિચારોનું પરીક્ષણ કરીને એમાંથી એ બતાવી આપે છે કે એ વિચારોમાં ઘણું ખરૂં જનસુખવાદનું ધોરણ જ રહેલું હોય છે, અને એ વિચારમાં કોઈ કોઈવાર જે વિરોધ અને ગોટાળો હોય છે એનું નિરાકરણ પણ જનસુખવાદ વડે જ થાય છે. આ રીતે,"છે" ઉપરથી "જોઈએ" ઉપર, અને "દરેક" પોતાના ઉપરથી જન"સમસ્ત" ઉપર આવવા માટે પ્રો. સિજવિક દલીલની જરૂર જોતા નથી, અને દલીલ શકય પણ માનતા નથી; અને કહે છે કે એ સત્યો જેને "સ્વયંપ્રકાશ જણાતાં ન હોય એને એની ખાતરી કરી આપવાનો બીજો કશો માર્ગ નથી."

(૫) પણ પ્રોફેસર સિજવિક ઉમેરે છે કે જેમ જન સમસ્તનું સુખ સ્વતઃસિદ્ધ કર્તવ્ય છે, તેમ સ્વસુખ પણ તેવું જ છે. બંનેના હકો ખરા છે એમ મ્હારૂં અન્તઃકરણ કહે છે. પણ જ્યારે એ બે સ્હામા સ્હામી ગોઠવાઈ જાય ત્યારે શું કરવું? એક કર્તવ્યવીર તરીકે હું કદાચ કહું કે સ્વસુખનો ભોગ આપી જનસમસ્તનું સુખ સાધવું. પણ વીરતા અને તત્ત્વવિચાર એ બે એક નથી. અત્રે તો આપણે તત્ત્વવિચારથી નક્કી કરવાનું છે કે "સ્વ" અને "સમસ્ત" ના સુખ વચ્ચેનો વિરોધ કેવી રીતે શમાવવો? આ વિરોધ ઐહિક દૃષ્ટિએ અસમાધેય છે.* એનું સમાધાન, ધર્મવિચારના પ્રદેશમાં ઉતરી, પરલોક માનીને કરીએ તો જ થાય એમ છે; અર્થાત્, આ જીવનમાં જનસમસ્તનું સુખ સાધવા જતાં જે દુઃખ સહન કરવામાં આવે છે, એની ખોટ પર જીવનમાં પૂરી પડે છે એમ માન્યા વિના છૂટકો નથી.

આ રીતે,—સદ્ગુણ અને સુખ વચ્ચેનો આ જીવનનો વિરોધ, પર જીવનમાં શમવો જ જોઈએ, એ શાશ્વત હોઈ શકે જ નહિ, હોય તો વિશ્વવ્યવસ્થામાં મ્હોટી વિષમતા આવે, અને વિશ્વવ્યવસ્થામાં વિષમતા હોઇ શકે જ નહિ એમ માનીને જ મનુષ્યબુદ્ધિ વિશ્વનો અર્થ

---

* અત્રે વાચકને અસન્તોષ થશે કે પ્રો. સિજવિકના નીતિશાસ્ત્રે તો આનું સમાધાન આપ્યું નહિ. પ્રો. સિજવિક પોતે આ અસન્તોષના ઉત્તરમાં જણાવે છે, કે જો બધાં શાસ્ત્રો અમુક સ્વતઃસિદ્ધ (axioms) યા જેને સિદ્ધવત્ માનવાની જરૂર પડે છે તેવાં (postulates) સત્યો પૂર્વક ચાલે છે એમ માનતા હો તો નીતિશાસ્ત્રનું આ એક સિદ્ધવત્ માની લીધેલું સત્ય છે એમ સમજજો.

કરવામાં—વિચાર કરવામાં—પ્રવૃત્ત થાય છે, એવો જે મહાન જર્મન ફિલસુફ કાન્ટનો મત એનો પ્રો. સિજવિકના વિચારમાં સ્પષ્ટ પ્રવેશ દેખાય છે.

આ પ્રમાણે ઇગ્લંડના વર્તમાન નીતિશાસ્ત્રમાં, ત્યાંના એક મહાન નીતિશાસ્ત્રીના શા સિદ્ધાન્ત છે એ આપણે જોયું. હવે આવતા અંકમાં આથી તદ્દન ઉલટા-સ્હામે છેડે જ જઇને બેઠેલા-એક બીજા મહાન વિચારકના સિદ્ધાન્ત વિલોકીશું.

* * * * *

**પ્રાચીન નૉર્વે અમેરિકામાં બૌદ્ધ ધર્મ**

મિ. આર્થર લિલિ એમના " Buddha and Buddhism " નામના પુસ્તકના એક પ્રકરણમાં જણાવે છે કે બૌદ્ધ ધર્મ ઘણા જૂના વખતમાં નૉર્વે અને અમેરિકામાં ફેલાએલો હતો. અગ્રેજી શબ્દ ' Wednesday ' એ નૉર્વેના ' Woden ' (વોડન) દેવના નામ ઉપરથી થયો છે, અને એ જ આ દેશમાં ' બુધવાર ' કહેવાય છે. ' બુધ ' અને 'બુદ્ધ ' ની એકતા સ્હામે કેટલાક વાંધો લેશે. અને પ્રોફેસર મૅકસમૂલર જેવો શબ્દશાસ્ત્રી પણ ' વોડન ' અને ' બુદ્ધ ' શબ્દને જોડવાનો આ યત્ન હસવા જેવો માને છે. પણ પ્રોફેસર હોમ્બો નામના પ્રાચીન ખંડેરની શોધ કરનાર એક વિદ્વાને આ સંબન્ધમાં કેટલોક અગત્યનો પુરાવો એકઠો કર્યો છેઃ એ જણાવે છે કે બૌદ્ધ સ્તૂપને ઘણાં જ મળતાં એવાં બાંધકામો પ્રાચીન નૉર્વેમાં નજરે પડે છે, અને આ દેશમાં જેમ સ્તૂપ બુદ્ધના જ કહેવાય છે, તેમ નૉર્વેનાં એ તરેહનાં ચણતર વોડન સાથે સબન્ધ ધરાવે છે. આ ચણતરમાં ઇ. સ. પહેલા સૈકાના બાકિટ્રયન રાજાઓના સિક્કાની નકલો, તથા ' સ્વસ્તિક ' ' નન્દાવર્ત ' 'ત્રિરત્ન' વગેરે બૌદ્ધ ધર્મનાં ચિહ્નો જોવામાં આવે છે. બૌદ્ધ સ્તૂપ પાસે જેમ સ્તંભ કુંડ વૃક્ષ વગેરે હોય છે તેમ આ ચણતર પાસે પણ હોય છે. અને બંનેના જૂદા જૂદા ભાગો સરખાવી જોતાં બે વચ્ચે ઘણું જ મળતાપણું નજરે પડે છે. નૉર્વેનું મ્હોટામાં મ્હોટું સ્તૂપાકાર ચણતર ' બાલ્ડર ' નામના દેવનું કહેવાય છે. અને ' બાલ્ડર ' એ એક શાન્ત, નમ્ર અને ક્ષમાશીલ દેવ છે—જે નૉર્વેના લોકની ઉગ્ર પ્રકૃતિથી તદ્દન વિરુદ્ધ છે. વિશેષમાં એ જોવા જેવું છે કે આવાં ચણતર બાકિટ્રયાથી યૂરોપના રસ્તા ઉપર છેક નૉર્વે સુધી ઠેકઠેકાણે નજરે પડે છે. વળી નૉર્વેમાં એક પ્રાચીન દન્તકથા છે કે 'અસ' નામના લોક ત્યાં આવીને વસ્યા હતા, અને એ 'અસ' લોકોની મૂળ ભૂમિમાં ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં બુદ્ધ ધર્મ દાખલ થઈ ચૂકયો હતો એમ ઇતિહાસ કહે છે.

મિ. આર્થર લિલિ અમેરિકાના સંબન્ધમાં પણ આવી જ હકીકત રજુ કરે છે. અમેરિકા ખંડ પહેલ વહેલો કૉલમ્બસને જ જડયો હતો, એ બાબત હવે ઘણી શંકા લેવામાં આવે છે. પ્રસિદ્ધ ફ્રેન્ચ વિદ્વાન કવાત્રેફેજીસ, અમેરિકાના મૂળ વતનીઓમાં ગોર શ્યામ અને પીત ત્રણે રંગના મનુષ્યો નજરે પડે છે તે ઉપરથી, એવું અનુમાન કરે છે કે એ ત્રણે જાતના લોક આ ગોલાર્ધમાંથી જઇને ત્યાં વસ્યા હશેઃ જવાના માર્ગ પણ ઘણા છે—બેહેરિંગની સામુદ્રધુની આગળ એશિયા અને અમેરિકા ખંડ એક એકને લગભગ અડે છે; કામ્સ્કાચા-

ટકા અને અલાસ્કા-આગળથી પણ અમેરિકા ઘણો પાસે છે; અને આટલાંટિકમહાસાગરમાં ભૂમધ્યરેખા ઉપર આવેલો આફ્રિકાથી અમેરિકા તરફ એક મ્હોટો સમુદ્ર સ્રોતનો પ્રવાહ છે અને એવો જ 'કૃષ્ણ સ્રોત' ( Black stream ) નામનો એક બીજો પ્રવાહ જાપાનની પાસે છે. પરન્તુ આ કરતાં પણ ઘણો વધારે મજબૂત પુરાવો ચીન અને જાપાનના ઇતિહાસમાંથી મળી આવે છે. ચીનના પ્રાચીન ગ્રન્થોમાં ચીનથી ૨૦,૦૦૦ લી ( એક લી=૪૮૬ વાર ) દૂર 'ફૂ સાંગ' નામનો એક દેશ કહ્યો છે, અને ત્યાં બૌદ્ધધર્મોપદેશકો મોકલ્યાની વાત લખી છે. જાપાનના કૃષ્ણ સ્રોતને માર્ગે જતાં ૨૦,૦૦૦ લી દૂર કાલિફોર્નિઆ (ઉત્તર અમેરિકાનો એક ભાગ ) આવી ઉભું રહે છે. અને 'ફૂ સાંગ'-શબ્દનો મૂળ અર્થ પણ 'છેક પૂર્વ' એવો થાય છે. રિસ્ની નામનો એક ફ્રેંચ વિદ્વાન જાપાનના ગ્રન્થો ઉપરથી સિદ્ધ કરે છે કે જાપાનના લોકને 'ફૂ સો' નામનો એક દેશ જાણીતો હતો, અને ત્યાં તેઓએ ધર્મોપદેશકો મોકલ્યા હતા. ચીનના પ્રાચીન ગ્રન્થકારો પ્રમાણે 'ફૂ સાંગ'માં તાંબું, રૂપું અને સોનું મળે છે, લોઢું મળતું નથી: અને આ વર્ણન અમેરિકાને લાગુ પડે છે. હુમ્બોલ્ટ અને લાપ્લાસ—એ પ્રસિદ્ધ જ્યોતિઃ શાસ્ત્રીઓએ આપણા અને મેક્સિકોના લોકોની જ્યોતિર્વિદ્યા વચ્ચે કેટલુંક મળતાપણું શોધી કાઢ્યું છે. મેક્સિકોના લોકોના 'નવ રાત્રિપતિઓ' આપણા નવગ્રહની સાથે મળતા આવે છે, અને તેઓને અઠ્ઠાવીસ નક્ષત્રો પણ જાણીતાં હતાં. આપણે ત્યાં રાશિઓનાં પ્રાણી કલ્પ્યાં છે, તેની જ કલ્પના મેક્સિકોમાં પણ જોવામાં આવે છે: અને એમાંનાં કેટલાંક પ્રાણી અમેરિકામાં મૂળ હતાં જ નહિ એવાં છે. વળી બૌદ્ધ સ્તૂપની આકૃતિઓ પણ સ્થળે સ્થળે જડે છે, અને કલાટક્ષ્લકોટલે પશુયજ્ઞ બન્ધ કરી પુષ્પ ચઢાવવાનો રિવાજ દાખલ કર્યાની વાત સંભળાય છે. બીજું-ધર્મસંસ્કારો, ઉપવાસો, મન્ત્રોપદેશો, સ્વસ્તિક ચિહ્ન વગેરે પણ બૌદ્ધ ધર્મનાં જેવાં જ જોવામાં આવે છે. આપણામાં અને યાહુદી લોકોમાં જેવી જળજળપ્રલયની કથા છે અને એમાંથી એક જ માણસ બચ્યો કહેવાય છે, તે જ પ્રમાણે મેક્સિકોના લોકોની પણ દન્તકથા છે. આ સામ્ય એટલું બધું છે કે કેટલાક ભલા ક્રિશ્ચન પાદરીઓએ આ બધી વાર્તાઓ સાંભળી અનુમાન કર્યું હતું કે સેતાને 'ક્રિશ્ચન ધર્મ વાર્તાઓનાં અનુકરણ કરી મેક્સિકોમાં દાખલ કર્યાં હતાં! સૌથી વધારે આશ્ચર્યકારક તો એ છે કે મેક્સિકોના બુદ્ધની છબીઓ અને મૂર્તિઓ હિન્દુસ્તાનના બુદ્ધને તદ્દન મળતી આવે છે: વળી આ મેક્સિકન બુદ્ધનું નામ 'Xaca' (=ક્સાકા) છે, જેની પારાવી નામનો એક વિદ્વાન 'શાક્ય'-મુનિ સાથે એકતા કરે છે.

ઉપરનાં અનુમાનો સર્વ નિર્વિવાદ સત્ય છે એમ કહેવાનું આ લેખકનું તાત્પર્ય નથી. પણ એટલું તો ખરૂં જ છે કે આપણા પૂર્વજોએ આપણે સ્વપ્ને પણ ન ધારીએ તેવે સ્થળે અને તેવી રીતે એમના જ્ઞાનનો પ્રવાહ પ્રવર્તાવ્યો છે. એ સ્થળો અને એ રીતો શોધી કાઢવાના આજ કાલ અનેક પ્રયત્નો થઇ રહ્યા છે, અને ધીમે ધીમે પ્રાચીન ઇતિહાસની ઘણી ગૂઢ હકીકતો ઉપર નવો નવો પ્રકાશ પડતો જાય છે. ઉપર જણાવેલો પુરાવો બૌદ્ધ ધર્મના વિસ્તારનો સંપૂર્ણ નિર્ણય કરી શકતો નથી, પણ એ બેશક વિચારવા જેવો છે એમાં કોઇથી ના કહી શકાશે નહિ.

---

# "ઇતિહાસની આરસી."

## ૧

## ગ્રીસ અને રોમ.

"Politics are vulgar when they are not liberalized by history, and history fades into mere literature when it loses sight of its relation to practical politics."--*Sir John Seeley.*

આદિકાળના જનસમાજે અનેક અસાધારણ પુરુષો ઉત્પન્ન કર્યા છે, અને આર્થિક તેમ જ રાજકીય જીવનનાં સામાન્ય રીતે ઉચ્ચ ગણી શકાય એવા નમૂનાઓ પણ દર્શાવ્યા છે. દૃષ્ટાન્ત તરીકે, ઇજિપ્ટમાં બહુ જૂના વખતમાં ઘણી સ્થાનિક વસ્તીઓ હતી—જેઓનું બળવાન રાજાઓના હાથ નીચે એક મહારાજ્ય બન્ધાયું હતું, અને જેમનામાં વિદ્વાન ધર્મગુરુઓ પણ હતા. પણ આ સર્વ લાભ છતાં, ઇજિપ્ટના જનસમાજની સ્થિતિ સન્તોષકારક નહોતી. રાજ્ય જુલમી હતું, ધર્મગુરુઓ ઘણા ખોટા ખોટા સિદ્ધાન્તો ઉપદેશતા હતા * તથા લોકો અજ્ઞાન અને ઉડાઉ હોઇ, ઘણું ખરૂં તંગીમાં જીવન ગુજારતા. ઇજિપ્ટના જ્ઞાની જનોને આ દોષો દૂર કરવાનો વિચાર સરખો પણ આવ્યો નહતો. જનસુધારણા—સામાજિક અભિવૃદ્ધિ શક્ય છે એની એમને કલ્પના પણ નહતી. માટે આપણે એમ કહીએ તો ચાલે કે આદિકાળના ઉત્તમોત્તમ જનસમાજમાં પણ જનસુધારણાનું કામ ભાગ્યે જ શરૂ થયું હતું.

૧. ગ્રીક લોકોએ કલા સાહિત્ય અને આધિભૌતિક શાસ્ત્ર સંબન્ધી જ્ઞાન પહેલવહેલું ઇજિપ્ટના લોક પાસેથી મેળવ્યું. પણ આ સર્વ વિષયમાં એમણે એમના પોતાના ખાસ ગુણો દાખલ કર્યા. તેઓ જ્ઞાનને માટે અતિ ઉત્સુક, વિચારમાં ઘણા બહાદુર, અને બીજી સર્વ પ્રજા કરતાં વધારે ચાલાક હતા; અને મનુષ્યને જે જે વિષયમાં રસ આવે છે એ સર્વમાં મનુષ્યબુદ્ધિનો સ્વતન્ત્ર નિરર્ગલ (બન્ધનરહિત) ઉપયોગ કર્યા વિના એમને સન્તોષ થતો નહિ. તેઓએ કલા,—સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં શું શું કર્યું એ ગણાવવાની અત્રે જરૂર નથી. પણ તેઓએ રાજ્યશાસ્ત્રની બાબતમાં કેટલી ફતેહ મેળવી અને તેઓ ક્યાં ક્યાં નિષ્ફળ થયા એ ટુંકામાં જોઈ જઇએ.

ગ્રીક લોકો યુરોપમાં આવી વસ્યા, ત્યારે તેઓની જૂદી જૂદી સ્થાનિક વસ્તી થઈ હતી, અને તેઓનું સમાજબન્ધારણ આદિકાળના જનસમાજના જેવું, એટલે કે જાતિના (લોહીના) ધોરણ ઉપર રચાએલું હતું. તેઓના ઇતિહાસમાં, અને તેમાં પણ ખાસ કરીને

*પ્રાચીન ધર્મ અને રાજ્ય સંબન્ધે પ્રહેલા કરતાં હાલ આપણને વિશેષ માહિતી મળેલી છે, અને આપણું દૃષ્ટિબિન્દુ પણ વધારે ન્યાયી અને વિચારવન્ત થયું છે—અને તેથી આ બંને ઉક્તિઓ થોડી ઘણી ભૂલભરેલી ઠરે છે.

ઍથન્સના ઇતિહાસમાં રાજ્યબન્ધારણના તત્વ તરીકે જાતિને બદલે *નિવાસસ્થાનને ધીમે ધીમે દાખલ થતું આપણે જોઇએ છીએ. અને એમાં વધતાં વધતાં સ્થાનિક વસ્તીઓનાં નગર થયાં; અને નગરવાર રાજ્યવ્યવસ્થા થઇ. નગરવાર રાજ્યવ્યવસ્થા એ રાજ્યબન્ધારણનું એક ખાસ સ્વરૂપ છે, અને તે ગ્રીક લોકોએ પહેલવહેલું રચ્યું. હાલના 'રાજ્ય' શબ્દના અર્થમાં, ગ્રીક નગર એક ખરેખરૂં રાજ્ય હતું: એ જનમંડળમાં રાજકીય સુસદ્દીપણાને વક્તૃત્વને અને રાજ્ય ચલાવવાની નિપુણતાને પૂર્ણ પ્રસંગ અને અવકાશ હતો. દરેક જનસમાજ અ-બુદ્ધિપૂર્વક પણ વિકસતો હોય છે, પણ જ્યારે બુદ્ધિપૂર્વક એના વિકાસ માટે કાયદા વગેરે સંસ્થાઓ રચવામાં આવે છે, ત્યારે એમાં ખાસ મનુષ્યવિચારની ખુબી દાખલ થાય છે. ગ્રીક જનસમાજ અ-બુદ્ધિપૂર્વક સુધારણામાંથી આગળ વધી બુદ્ધિપૂર્વક સુધારણાની ભૂમિકામાં પ્રવેશ કરતો હતો: એના પ્રયત્નો 'સ્વાતન્ત્ર્ય' અને 'સમાન કાયદા' પ્રાપ્ત કરવા તરફ વળવા માંડયા હતા.

ઍથન્સ, એની કીર્તિની ટોચે, ગ્રીક રાજકીય વિચારનું મૂર્તિમન્ત શિખર હતું. પણ એનાં ઇતિહાસકારો અને રાજ્યપુરુષોના શબ્દો તરફ નજર ફેરવીએ છીએ તો જણાય છે કે તેઓના વખતનો ગ્રીક સમાજ તેમને સંગીન સ્થિતિમાં લાગતો નહતો. તત્વજ્ઞાનીઓ ફરી ફરીને આ પ્રશ્ન ઉપર આવીને ઉભા રહેતા કે—સદ્‌ગુણ એટલે શું, અને તે કેવી રીતે શીખવી શકાય? અને આ પ્રશ્નને તત્વજ્ઞાનના એક રમુજી કે જાણવા જેવા પ્રશ્ન તરીકેજ નહિ, પણ તુરત ઉપયોગના અને ઘણા જ જરૂરના પ્રશ્ન તરીકે તેઓ ગણતા હતા. તેઓને જણાતું હતું કે—એમના સ્વદેશબન્ધુઓ **સ્વાતન્ત્ર્યનો** જ વિચાર કર્યા કરતા હતા, પણ **સંયમ** તરફ ભાગ્યે જ લક્ષ દેતા હતા. અને એ મહાન પુરુષોને ગ્રીસનું ભવિષ્ય પણ સમજાયું હતું: તેઓ કહેતા હતા કે, કેવળ સ્વાતન્ત્ર્યાભિલાષી ગ્રીક પ્રજા કોઇક વખતે, એના કરતાં વિદ્વત્તામાં ઓછી પણ સંયમમાં ચઢતી પ્રજાને હાથે માર ખાશે. થયું પણ એમ જ. પહેલાં મેસિડોનિયન અને પછી રોમન લોકોએ એમના ઉપર સત્તા મેળવી.

ઉચ્ચતર નીતિના ધોરણને અભાવે ગ્રીક જનસમાજે કયી કયી બાબતમાં ભૂલ કરી એ આ જ આપણે ગ્રીક તત્વજ્ઞાનીઓ કરતાં પણ વધારે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ. (૧) એક તો ગ્રીક લોકોમાં, સઘળા દરજ્જાનાં મનુષ્ય તરફ જે **બન્ધુભાવ** હોવો જોઇએ તે નહતો. ઉપલા વર્ગના લોકો—જેઓ ગ્રીક રાજ્યમાં ભાગ લેવાને લાયક ગણાતા—તેઓને જ સ્વતન્ત્રતા ભોગવવાનો હક હતો. દૃષ્ટાન્ત તરીકે, ઍથન્સ શહેરમાં ફક્ત વીસેક હજાર જ એવા શહેરીઓ હતા કે જેમને લોકોપયોગી કર્તવ્ય કરવા માટે ફુરસદ આપવામાં આવી હતી: એ કરતાં વધારે મ્હોટો વર્ગ ગુલામોનો હતો, અને સઘળું જાડી મહેનતનું કામ એમને માથે નાંખવામાં આવ્યું હતું. ગ્રીક લોકોના ડાહ્યામાં ડાહ્યા પુરુષોને પણ સ્વપ્નામાં

* રાજ્યશાસ્ત્રીઓ જણાવે છે કે અસલ જાતવાર રાજ્ય હતાં; અર્થાત્ અમુક જાતિના લોકનું એક રાજ્ય—જેમકે હુણ, બર્બર, યાદવ, વગેરે. પછીથી દેશવાર થયાં—એટલે જૂદી જૂદી જાતના લોક પણ એક દેશમાં વસી એક રાજ્યમાં જોડાયા—જેમકે વર્તમાન રાજ્યો.

નહતું કે ગુલામગીરી વગર સુધરેલું જીવન શક્ય છે. હવે આપણે એથી ઉલટું એમ જોઈ શકીએ છીએ કે ગુલામગીરી એ સુધરેલા જીવન સાથે અસંગત છે. કેળવણી સંસ્કાર અને વિનયની ટેવો અમુક વર્ગના લોકોમાં જ બન્ધાય એટલું બસ નથી. સામાન્ય લોકમાં—અર્થાત્ બહોળા પ્રજાવર્ગમાં—એની કેવી અસર થાય છે એ જ દરેક સામાજિક સંસ્થાની ખરી કસોટી છે. (૨) બીજું, આપણે જેને **નમ્રતાના** ગુણો કહીએ છીએ તેવા ગુણોની—જેમકે ક્ષમા, સ્વાર્થત્યાગ, પરમતસહિષ્ણુતા વગેરેની—તેઓમાં મ્હોટી ખામી હતી. તેઓની અહંતાને લીધે શહેરોમાં ગરીબ અને તવંગર, અમીર અને આમ, ઍથન્સના મિત્રો અને સ્પાર્ટાના મિત્રો વચ્ચે વિખવાદ ઉત્પન્ન થયા. સ્વપક્ષનો જય પ્રાપ્ત કરવા માટે કોઈ પણ સાધન ખોટું ગણાતું નહિ—પ્રતિપક્ષી સામે નિન્દા, દગલબાજી અને પરરાજ્યની મદદ માગવા સુધીના માર્ગો લેવામાં આવતા. પક્ષપરાયણતાના દોષો અને નીતિના ગુણો—બંને સાથે વસતા. ગ્રીક જનસમાજમાં મનુષ્યસ્વભાવને વિકસવાનો પહેલો પ્રસંગ મળ્યો, અને તે સારા તેમ જ ખોટા પરિણામ તરફ પૂર્ણ જુસ્સાથી વિકસ્યો.

૨. રોમનોમાં કાંઈ પણ ખાસ ચમત્કાર નહતો. તેઓએ કલા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં લાગ્યે જ કાંઈ અપૂર્વ કાર્ય સંપાદન કર્યું છે. પણ ગ્રીક લોકોમાં જે વ્યાવહારિક સદ્ગુણોની ખામી હતી, એ સદ્ગુણો રોમન લોકોમાં પૂરેપૂરા હતા. તેઓ ધૈર્યવાળા અને નિયમ—પદ્ધતિ—વાળા હતા, હિસાબ અને નોંધના શોખીન હતા, ટંટામાંથી વચલો રસ્તો કાઢવામાં અને કાયદાના વિધિ ઘડવામાં કુશળ હતા. ગ્રીક લોકો 'સ્વાતન્ત્ર્ય અને સમાન કાયદા'ની ભાવના પાછળ દોડયા, પણ સંયમ અને અધિકાર માટે માનનો મહિમા ભૂલી ગયા. રોમન લોકો **અધિકારને માન આપવું અને આજ્ઞા પાળવી** એની કિંમત પૂરેપૂરી સમજતા હતા, અને તેથી તેઓએ ગૃહ તેમ જ રાજ્યમાં એ સદ્ગુણને સજડ વળગી રહ્યા. પણ તાબાના લોકોને સ્વતન્ત્રતાના હકો બક્ષવામાં તેઓ ઘણા સરળ હતા. તેઓએ ગુલામોને છોકરાંને અને સ્ત્રીઓને મિલકત ઉપર અમુક હક આપ્યા. અને જ્યારે તેઓનું રાજ્ય વિસ્તાર પામ્યું, અને પરદેશીઓ સાથે તેઓ પ્રસંગમાં આવ્યા ત્યારે તેઓને પણ પોતાના—રોમન શહેરીઓના—ખાસ હકો છૂટે હાથે આપ્યા. ઍથન્સ અને રોમની પરદેશીઓ પ્રત્યેની રાજ્યનીતિ વચ્ચે આ મ્હોટો તફાવત હતો. ઍથન્સને તાબે થવું એટલે ઍથન્સને ખંડણી ભરવી અને એનો તિરસ્કાર સહન કરવો; રોમને તાબે થવું એટલે દુનીઆના મ્હોટામાં મ્હોટા શહેરના શહેરીપણામાં જે લાભ અને શોભા રહેલાં છે તે પ્રાપ્ત કરવાં. રોમન લોકોની આ સામ્રાજ્યનીતિ કાંઇક વિચારવાળા સ્વાર્થથી અને કાંઇક વધારે ઉંચા હેતુઓથી પ્રેરાએલી હતી. રોમન લોકોમાં રાજ્ય કરવાની સ્વાભાવિક આવડ હતી. એ ગુણને લીધે, એમના તાબાના લોકોના રિવાજો અને સંસ્થાઓ સમજવાની તેઓને વૃત્તિ થઇ. એ અવલોકનને પરિણામે તેઓને જણાયું કે એ સર્વ રિવાજો અને સંસ્થાઓમાં અમુક ન્યાય અને સગવડનું તત્ત્વ રહેલું છે. આ તત્ત્વને તેઓ 'law of nations'—યાને 'પ્રજાઓનો કાયદો' કહેતા. આ એક મહાન શોધ હતી, જેણે રોમના રાજ્યતન્ત્રીઓના તથા કાયદાના વિદ્વાનોના વિચારોને વિશાળ કર્યા. રોમન લોકોએ જ્યારે ગ્રીક ફિલસુફીનો અભ્યાસ કર્યો ત્યારે તેઓને એક બીજું તત્ત્વ જડયું—જે પૂર્વોક્ત 'પ્રજાઓના કાયદા' કરતાં પણ વધારે

વિશાળ હતું. આને તેઓએ 'law of nature'—એટલે 'પ્રકૃતિનો કાયદો' એવું નામ આપ્યું. આ કાયદાને રોમના વિદ્વજ્જનોએ સદાચારના ધોરણ રૂપે સ્થાપ્યો; અને જેમ બને તેમ પોતાની વર્તણુકને તેમજ દેશના કાયદાના સ્વરૂપને એને અનુસરતાં કરવાં—એ તરફ પોતાનો પ્રયત્ન વાળ્યો. ગ્રીક તત્ત્વજ્ઞાનમાંથી તેઓએ આ જ્ઞાન મેળવ્યું, છતાં આજ્ઞાનુપાલન જે રોમન પ્રજાનો ખાસ ગુણ હતો અને જેની ગ્રીક લોકમાં તદ્દન ખામી હતી—એમાં ન્યૂનતા આવવા દીધી નહિ. રોમનો જેમ એક પછી એક દેશ જીતતા તથા વ્યવસ્થિત કરતા જતા હતા, તેમ તેમ તેઓ પોતાનો કાયદો પણ યોગ્યવિચારાનુસાર વિકસાવતા હતા: નકામાં બન્ધનો તોડી નાખતા હતા, અને વ્યવહારપરાયણ જનસમાજને અનુકૂળ પડતા નવા નિયમો ઘડતા હતા.

પણ ગ્રીક લોકોથી જે મહાપ્રશ્નનું સમાધાન ન થઇ શક્યું, તેનું રોમન લોકોથી પણ ન થઇ શક્યું: તે એ કે—**સામાન્યજનને સદ્‌ગુણી શી રીતે કરવા ?** 'પ્રકૃતિનો નિયમ', માત્ર વિદ્વાન જનોના જ મન ઉપર અસર કરતો: અર્થાત્ જેઓમાં સ્વાભાવિક રીતે જ આત્મકેળવણી અને વિચાર તરફ વળણ હોય તેઓ ઉપર જ એ ઉપયોગી થતો. પણ જે પ્રાકૃત સામાન્ય—જન છે તેઓ તો એનો બિલકુલ લાભ લઇ શકતા નહતાં: તેઓ તો હમેશાં ભ્રષ્ટ ક્રૂર અને પાપાચરણમાં સંકોચ વિનાના જ રહેતા. ઑગસ્ટસના વખતનો જનસમાજ ભારે દુર્ગુણો અને વ્હેમોથી ભરેલો હતો. કેટલાકને જણાવા માંડ્યું હતું કે દુનીઆમાં સદ્‌ગુણ કરતાં દુર્ગુણ વધારે ફાવે છે, અને તેથી તેઓ નવી જાહોજલાલી નાપસન્દ કરતા. તે વખતના કેટલાક કવિઓએ જનસમાજની સ્થિતિ સંબન્ધી મશ્કરી અને તિરસ્કાર ભર્યાં કાવ્યો રચ્યાં છે, તેમાં તેઓ જણાવે છે કે—આ નવા સામ્રાજ્ય કરતાં તો અસલનું ન્હાનું પ્રજાસત્તાક રાજ્ય સારૂં હતું—કે જ્યારે દારિદ્રયનો દુષ્ટતા ઉપર અંકુશ હતો.

( અપૂર્ણ. )

[ વસન્ત ઑફિસ. ]*

---

* અંગ્રેજી ઉપરથી.

# મિસિસ ઍની બિસેંટ અને સુધારકો.

"બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજ"ના માસિક મેગઝીનના ડિસેંબરના અંકમાં મિસિસ એની બિસેંટે વિધવાવિવાહના વિષયો ઉપર બે પાનાંનો ટુંકો લેખ પ્રસિદ્ધ કર્યો છે તેમાંના કેટલાક વિચારો ગંભીર હોઈ મનન કરવા જેવા છે.

પુરુષો એક સ્ત્રીના મૃત્યુ પછી બીજી વારંવાર કરી શકે છે તો એવી છૂટ સ્ત્રીઓ માટે પણ કેમ ન રાખવી એ પ્રશ્ન વિષે મિસિસ એની બિસેંટ લખે છે કેઃ" પુરુષના પત્નીસ્નેહમાં કુદરતી ભેદ છે. સ્ત્રી પોતાના દેહમાં ગર્ભને લાંબા મહિનાઓ સુધી ધારણ કરી રહે છે તે દરમિયાન તેણીનો પતિસ્નેહ વધારે કોમલ વધારે અધીન અને વધારે અવલંબી બને છે. જે ગહન શારીરિક અને ભાવમય બલોથી તેણીના શરીરમાં બાલકનું શરીર બંધાય છે તે પોતાના મહિનાઓ સુધી ચાલતા વ્યાપારથી સ્ત્રીના આખા સ્વભાવ ઉપર મજબૂત અસર કરે છે, અને પોતાના બાલકના પિતા તરફ તેણીની ઉત્તમોત્તમ અને બલિષ્ઠ લાગણીઓ ઢળે છે. એ પુરુષ, જેના સર્ગક્ષમ સ્પર્શથી પોતે માતા બની, અને પોતાના શરીરમાંથી બાલકના શરીરનો અજબ અવતાર થવા પામ્યો, તે તેણીને માટે અનન્ય થઈ રહે છે.". એટલે મિસિસ એની બિસેંટ જણાવે છે કે શુદ્ધ પ્રેમી પત્નીનો સ્નેહ શુદ્ધ પ્રેમી પતિના સ્નેહ કરતાં કુદરતી રીતે જ વિશેષ છે. અને શુદ્ધ સ્નેહનું પાન કરેલું હોય એવી સ્ત્રી વિધવા થતાં, શુદ્ધ સ્નેહ અનુભવેલો હોય એવો પુરુષ વિધુર થતાં ફરી લગ્ન કરવા ઇચ્છે તે કરતાં ઓછી ઇચ્છા કરે એ સ્વાભાવિક જ છે. વળી ખરા પ્રેમી પુરુષો વિધુર થયા પછી ફરી લગ્ન કરવાની છૂટ છતાં પણ તેનો લાભ લેતા નથી એ જાણીતું છે.

મિસિસ બિસેંટના લેખમાં બીજી દલીલ એ છે કે હિંદુઓનો લગ્નનો આદર્શ અત્યંત ઉચ્ચ છે. વિધિપૂર્વક લગ્નક્રિયાથી તેઓ સ્ત્રી-પુરુષનાં સ્થૂલ આ ભવના શરીરનું લગ્ન થયું માને છે એટલું જ નહીં પણ તેમનાં સૂક્ષ્મ શરીરનું અને તેમનું ભવોભવનું લગ્ન થયેલું પણ પણ માને છે. આ દલીલ પુરુષના પુનર્લગ્નનો પણ નિષેધ કરે છે એ સ્પષ્ટ છે. અને તેથી મિસિસ બિસેંટ સૂચવે છે કે જે સુધારકો હિંદુઓમાં પુરુષોનાં પણ પુનર્લગ્ન અટકાવવા મથે છે તેઓ હિન્દુઓના લગ્નનો આદર્શ જાળવી રાખનારા અને ખરા સુધારકો છે, પરંતુ એથી ઉલટું જેઓ વિધવાઓનાં પુનર્લગ્ન કરાવવા મથે છે તેઓ હિંદુઓના લગ્નનો આદર્શ ઉતારી પાડનારા કુધારકો છે. બાલ વિધવાઓની દુઃખી નિરાશ્રિત કર્તવ્યહીન સ્થિતિ માટે મિસિસ બિસેંટને લાગણી છે અને વર્તમાન બાલ વિધવાઓના અસ્તિત્વને તે હિંદુ સમાજનું દૂષણ ગણે છે. પણ એ દૂષણનો ઉપાય વિધવાપુનર્લગ્નથી કરવો અને હિંદુઓના લગ્નનો આદર્શ હલકો પાડવો એને તેઓ સદુપાય ગણી શકતાં નથી.

તેઓની ત્રીજી દલીલ એવી છે કે હિંદુ સમાજમાં એક તરફથી બાલવિધવાઓ અને વિધવાઓની સંખ્યા ઘટે પણ તેને બદલે બીજી તરફથી મોટી ઉમ્મરની કુમારિકાઓની સંખ્યા વધે એને સમજુ હિંદુઓનો મોટો ભાગ બકરી કહાડતાં ઉંટ પેસ જેવું ગણે છે તે યોગ્ય જ છે.

ઉપરે તેઓ પોતે બે ઉપાયો સૂચવે છેઃ—

(૧) બાલલગ્નને તદ્દન અટકાવી દેવાં. આથી બાલ વિધવાઓ થતી જ અટકશે.

(૨) વિધવાઓને કેળવણી આપી તેમને મ્હેતીઓ, દાઇઓ, દાક્તરો બનાવવી. આ બાબત વિષેનો એમનો શબ્દે શબ્દ અમારે માન્ય છે. એ લખે છે કે: "વિધવાઓને સમાજ-સેવા માટે યોગ્ય કરવી કે તેઓ એ સેવાનું મહાવ્રત લઈ શકે. પશ્ચિમમાં હજારો સ્ત્રીઓ કુંવારી રહે છે અને પોતાનું જીવન સમાજસેવામાં અર્પી જગતનાં પાપોનું નિવારણ થવા માટે ધર્મ-ધ્યાન પ્રાર્થના આદિમાં, અથવા ગરીબ માંદાંઓની માવજતમાં કે બાલકોને કેળવણી આપવામાં કે નિરાધાર બાલકો અને વૃદ્ધોની રક્ષક થવામાં ગાળે છે. હિંદમાં એમના જેવા વર્ગનાં અભાવને લીધે આવાં પુણ્યકાર્યો માટે યોગ્ય માણસોની કેટલી બધી ખોટ પડે છે! અને એવાં એવાં કાર્યો માટે હિંદુ સ્ત્રીઓ મળતી ન હોવાથી ખ્રીસ્તી ધર્મની સ્ત્રીઓથી કામ ચલાવી લેવું પડે છે. બીજા દેશોની માફક હિંદમાં પણ આવાં કામ અસંખ્ય છે; અને તે ઉમદા અને ખરી નીતિનાં છે, તથા શાંત અને સુખી ઉપયોગિતાનાં છે. જે જે કોઈ હિંદુ વિધવાને પોતાનાં કુટુંબકર્તવ્ય પુરતાં ન હોય તેને માટે ખરો કર્તવ્યપ્રદેશ આ છે. નિઃસ્વાર્થી અને કુટુંબબંધન વિનાની સ્ત્રીઓની સેવા શિવાય કોઈ પણ સમાજ નભી શકતો નથી. વૈધવ્ય પ્રાપ્ત થાય એને આવી સેવા માટે દૈવી સૂચના થયલી ગણાવી જોઇએ. અને વળી આ પ્રમાણે સમાજસેવાનાં મહાવ્રતમાં જોડાઇને ગાળેલાં જીવનમાં પતિસુખ અને સંતતિસુખના અભાવનો કેવો મીઠો બદલો મળી રહે છે!"

ધર્મિષ્ઠ હિંદુઓની જે મોટી સંખ્યા મિ૰ બિસેંટના અભિપ્રાયને માનનીય ગણે છે તેમનું અમે આ શબ્દો તરફ ખાસ ધ્યાન ખેંચીએ છીએ. અમારે માત્ર એમાં એટલું જ ઉમેરવાનું છે કે સમાજસેવાના મહાવ્રતમાં જોડાવાનું હિંદુ વિધવાઓને છે એટલું જ નહીં પણ હિંદુ સધવાઓને પણ છે. પાશ્ચાત્ય દેશોમાં ઘણી ઘણી ઉદાર દયાશીલ અને આગ્રહી સ્ત્રીઓ પોતાનાં કુટુંબકર્તવ્ય સારી રીતે કરવા ઉપરાંત અનેક તરેહની સમાજસેવા કરવામાં પોતાની શક્તિ પોતાની વગ અને પોતાના વખતનો ઉપયોગ કરે છે અને એથી તેઓ પોતાનું જીવન વધારે ઉચ્ચ વધારે ઉપયોગી અને વધારે સુખી કરી શકે છે તેની સાથે સમાજને પણ અનેક રીતે સુધારી શકે છે.

મિ૰ બિસેંટ બાલલગ્નો તદ્દન બંધ પડે એવી ઇચ્છા દર્શાવે છે તેથી અમને સંતોષ થાય છે. પણ એમણે પોતાનો અભિપ્રાય વધારે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવવાની જરૂર છે. આ લેખમાં તેઓ છોકરા છોકરીનાં કેટલી ઉમ્મરે લગ્ન થાય તો બાધ નહીં એ હદ દર્શાવતાં નથી. અને ન્હાની વયમાં છોકરીઓ કરતાં છોકરાઓ વધારે મરે છે એ નોંધીને પછી તેઓ ઉમેરે છે કે ચૌદ વર્ષની ઉમ્મર પછી છોકરાઓનું મૃત્યુપ્રમાણ વધારે હોતું નથી. એટલે એમના લેખનો અર્થ એમ પણ થાય કે ચૌદેક વર્ષના છોકરા સાથે એથી કંઇક ન્હાની ઉમ્મરની છોકરીનું લગ્ન કરવું એ બાલલગ્ન નથી. ઋતુ પ્રાપ્ત થતા પ્હેલાં છોકરીનું લગ્ન અવશ્ય કરવું એવો હિંદુ ધર્મનો આદેશ છે એમ જેઓ માને છે તેમને આવું મત અત્યંત પ્રિય થઇ પડે એ સ્વાભાવિક છે. મિ૰ બિસેંટ પણ હિંદુ ધર્મનો એવો આ દેશ છે એમ સ્વીકારે તો પછી ભલેને તેઓ બાલલગ્ન માટે ગમે તેવા તીવ્ર શબ્દોમાં તિરસ્કાર દર્શાવે પણ તેઓનું શિક્ષણ બાલલગ્ન–પરિણામિ જ નીવડવાનું.

વળી મિ૦ બિસેંટ લખે છે કે અહીં વિધવાઓની મોટી સંખ્યા છે તો યુરોપમાં મોટી ઉમ્મરની કુમારિકાઓની મોટી સંખ્યા છે. હવે એમાંથી એક જાતનો વધારો અવશ્ય ક્યારે હોય કે પુલ્લિંગ સંતાન કરતાં સ્ત્રીલિંગ સંતાન વધારે સંખ્યામાં જન્મે કે વધારે સંખ્યામાં ઉછરે એવો કુદરતી નિયમ હોય તો જ. પરંતુ એવો કોઇ કુદરતી નિયમ હજી સુધી સિદ્ધ મનાયો નથી યુરોપમાં મોટી ઉમ્મરની કુમારિકાઓની મોટી સંખ્યા છે તેમ મોટી ઉમ્મરના અવિવાહિત મરદોની પણ મોટી સંખ્યા છે. વસ્તુતઃ એવું જણાય છે કે ત્યાં ઘણા પુરુષો અને ઘણી સ્ત્રીયો લગ્ન કરતાં જ નથી; પછી તે ઇચ્છાને જ અભાવે, કે પસંદ પડતું સામું માણસ ન મળી આવવાથી, કે લગ્ન દુઃખરૂપ છે એવી સમજ હોવાથી, કે પરણી છોકરાં થાય તેમને યોગ્ય રીતે ઉછેરવા માટે પાસે પુરતાં સાધન ન હોવાથી, કે નીતિહીન સ્વચ્છંદને વશ થઇ જવાથી, કે એવાં ગમે તે એક વા અનેક કારણને લીધે હો. વિધવાઓ ફરી પરણશે તો કુમારિકાઓ માટે તેટલા વર ઓછા રહેશે—આ ભવની લોટરીમાં દરેક સ્ત્રીને એક જ ટિકિટ આપવી, કેમકે નહીં તો કેટલીક સ્ત્રીઓ બીલકુલ ટિકિટ મળ્યા વગર રહી જશે—એવા ભય માટે લેશ પણ કારણ નથી. અને હાલના જમાનાનો પ્રવાહ જોતાં અમને તો લાગે છે કે વિધવાઓ ફરી પરણો કે ન-પરણો પણ હિંદુ સમાજમાં ધીમે ધીમે મોટી ઉમ્મરની કુમારિકાઓની સંખ્યા વધતી જ જવાની; અવિવાહિત સ્થિતિમાં આખો ભવ ગાળનાર સ્ત્રીપુરુષોની સંખ્યા વધતી જ જવાની. બાળલગ્ન ઘટયાં છે અને વધારે વધારે ઘટતાં જાય છે. આજના પિતાઓ ત્રીશ વર્ષ ઉપરના પિતાઓ કરતાં પોતાનાં સંતાનને પરણાવતાં પ્હેલાં વહુ વધારે વિચાર કરે છે અને અનેક જાતના સંશયમાં પડે છે. હાલના યુવાનો પણ લગ્ન કરતાં પ્હેલાં પોતાની સ્થિતિ સામે જુવે છે, કન્યાની કેળવણી વગેરે વિષે ઇંતેજાર હોય છે અને "ચાંલ્લો કરવા આવે તેને ના કેમ કહેવાય." એ આગલી નીતિને કેવલ અવગણે છે. વળી હાલના ગૃહસ્થોમાંથી એકવાર ઘરભંગ થતાં "મ્હારે નથી પરણવું." એમ કહેનારા અને કરનારા ઘણા નીકળે છે. અને કન્યાઓમાં પણ મોટી ઉમ્મરની થતાં "મ્હારે નથી પરણવું" એમ કહેનારી શું નહીં જ નીકળે? અમને તો લાગે છે કે ઉચ્ચ સ્ત્રીકેળવણીનો પ્રસાર વધતો જશે તેની સાથે એવી ન પરણનારી સ્ત્રીઓની સખ્યા પણ વધશે. બહુ જ ધીમે ધીમે વધશે એ ખરૂં પણ વધ્યા વગર નહીં રહે એ નિઃસંશય. અને નવા વર્ગને સ્વાતંત્ર્ય જોઇશે, ધંધા જોઇશે, વારસાના અને માલ મિલકતના સ્વામિત્વના હક જોઇશે, અને ઘણું ઘણું જોઇશે. યુરોપના સંસારમાં લગ્નનો બનાવ જેમ ગૌણ સ્થાને છે તેમ હિંદુ સ્ત્રીના સંસારમાં પણ થઇ જતાં જમાનાઓ થશે એ ખરૂં પણ દીર્ઘદર્શી હિંદુઓએ ચેતવું જોઇએ છીએ કે કાલબલનું આકર્ષણ એ દિશામાં છે અને પાણી પ્હેલાં પાળ બાંધતા જવાની અગત્ય છે.

મિ. બિસેંટ હિંદુઓના લગ્નના આદર્શ વિષે લખે છે. પણ જગતમાં સર્વત્ર આદર્શથી નીચી નીતિ અને નીતિથી નીચા કાયદા. વળી હિંદુઓ લગ્નમાં સ્થૂલની સાથે સૂક્ષ્મ શરીરનું અને આ ભવની સાથે ભવોભવનું લગ્ન થયલું માને છે એ અક્ષરે અક્ષર ખરૂં હોય તો હિંદુ પુરુષો પણ એકથી વધારે વાર લગ્ન કેમ જ કરે? હિંદુ પુરુષો એક સ્ત્રી મુવા પછી બીજી પરણે છે એટલું જ નહીં પણ એક સ્ત્રીની હયાતીમાં બીજી પણ કરે છે. મનુસ્મૃતિ વગેરે ધર્મપુસ્તકોમાં પણ પુરુષે અનેક સ્ત્રી કર્યાની છુટ છે. એટલે મિ. બિસેંટ જે આદ-

શૈની વાત કરે છે તે હિંદુ ધર્મના પ્રાચીન પુસ્તકોમાંની પણ નથી. હિંદુઓની લગ્ન ક્રિયા અને તે વખતે લેવાતાં શપથ અત્યંત ઉચ્ચ છે એ ખરૂં. પણ એ વિષે બે વાત ધ્યાનમાં રાખવાની છે. એક તો એ શપથો સંસ્કૃત ભાષામાં હોઈ તેનો અર્થ પરણનાર વરવહુમાંનાં ઘણાં જ થોડાં સમજે છે. બીજું, શપથો લેનારાં પુરેપુરો અર્થ સમજતાં હોય તો પણ તે પાળવામાં આગળથી જે પ્રણાલિકા ચાલી આવી હોય તેને અનુસરવાને જ તેઓ બંધાય છે. હિંદુ ધર્મ પાળનારી મૂલ ક્ષત્રિય વૈસ્ય અને શુદ્રમાંથી ઉત્પન્ન થયલી ઘણી નાતોમાં વિધવાને પુનર્લગ્ન કરવાની છુટ પરા પૂર્વથી ચાલી આવે છે. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈસ્યની જે થોડી નાતો હાલ એ છુટ આપતી નથી તેમણે તે હવેથી આપવી એ જ સુધારાવાળાઓની માગણી છે. એ માગણીની સામે મિ. બિસેંટ હિંદુ ધર્મમાં બોધેલ શરીરીનાં સ્વરૂપ ઉપરથી અને એ ધર્મની લગ્નક્રિયા ઉપરથી ધ્યાનમાં આવતો આદર્શ આગળ કરે છે. એથી ઉલટું અમારૂં કહેવું એવું છે કે આ પ્રશ્ન આદર્શનો નથી, સંસારનીતિનો છે, અને હિંદુઓનો આદર્શ ગમે તેટલો ઉચ્ચ હોય પણ હિંદુસંસારમાં તો પતિએ અનેક પત્ની વરવાની નીતિ સ્વીકારાયલી છે એ નીતિ પાશ્ચાત્ય દેશોની એકપત્નીવ્રતની નીતિ કરતાં બેશક નીચી છે; અને એ બાબતમાં હિંદુસંસારની લગ્નનીતિ પાશ્ચાત્ય નીતિનું દર્શન થતાં હવે ધીમે ધીમે સુધરતી જાય છે. બીજું, સુધારકોની માગણી એવી નથી કે વિધવાએ અવસ્ય પુનર્લગ્ન કરવું. તેઓ એટલું જ માગે છે કે વૈધવ્ય પ્રાપ્ત થતાં વૈધવ્ય ધર્મ પાળવો કે પુનર્લગ્ન કરવું એ બેમાંથી કયો રસ્તો ફાવશે તેનો સ્ત્રીને પોતાની મેળે નિર્ણય કરવાની અને એ નિર્ણય પ્રમાણે વર્તવાની પુરી છુટ હોવી જોઈએ; પુરુષ ઘરભંગ થતાં જેમ તેને છે તેવી. જે વિધવા સૂક્ષ્મ શરીરનું ભવોભવનું લગ્ન થઇ ગયાની પ્રતીતિ વાળી હશે, જે વિધવાએ હિંદુધર્મનો લગ્ન-આદર્શ ખરેખર પોતાનો કરેલો હશે અને એ આદર્શ પાળવો એવું કર્ત્તવ્ય સ્વીકારેલું હશે તે આ બેમાંથી કયો રસ્તો લેશે એ કહેવાની જરૂર નથી. પણ જે વિધવાએ એ આદર્શની વાત પણ સાંભળી ન હોય અને સાંભળી હોય તો પણ તે સમજવા જેટલું તેનામાં જ્ઞાન ન હોય તેની પાસે પરાણે પુન્ય ન કરાવવું એટલી જ સુધારાવાળાઓની માગણી છે. અને તેઓની દલીલ એવી છે કે અસંખ્ય હિંદુ નાતોમાં પ્રવર્તતા પુનર્લગ્નથી જે ઉચ્ચ આદર્શને હાનિ આવતી નથી તે ઉંચી નાતોમાં પણ પુનર્લગ્ન પ્રવર્ત્તવાથી આવવાની નથી; અને સર્વ હિન્દુ પુરૂષોને આપેલી છુટથી હિંદુ સંસારની નીતિને ક્ષતિ થતી નથી તો તેવી છુટ ઉંચી નાતની વિધવાઓને પણ આપવાથી ક્ષતિ થવાની નથી.

છેવટ, મિ. બિસેંટ પતિપત્નીના સ્નેહ વિષે લખે છે. બ્રિટિશ વાતાવરણમાં ઉછરેલી એ બાઈ સ્નેહની દલીલ આગળ કરે એ સ્વાભાવિક છે. અમારો આશય એવો નથી કે હિંદુ પતિપત્નીઓમાં સ્નેહ નથી. પણ સામાન્ય રીતે બોલતાં અમે નિઃસંશય કહીશું કે બ્રિટિશ ગૃહસંસારમાં સ્નેહનું જેટલું મહત્ત્વ છે તેટલું હિંદુ ગૃહસંસારમાં નથી. બેશક હિંદુઓમાં કે ઇંગ્રેજોમાં જ્યાં જ્યાં શુદ્ધ સ્થાયી પ્રેમ હશે ત્યાં ત્યાં શું વિધુરને કે શું વિધવાને પુનર્લગ્ન કરવાનો વિચાર જ પાપરૂપ જણાયા વગર નહીં રહે. પણ શું હિંદુઓમાં કે શું ઇગ્રેજમાં એવી પ્રેમપરાયણ વ્યક્તિઓ વિરલ હોય છે. વિધવાવિવાહનો પ્રશ્ન એ વ્ય-

હિતઓ માટે નહીં પણ સામાન્ય વર્ગ માટે છે. અને એ સામાન્ય વર્ગ પરત્વે જોઇએ છીએ તો બ્રિટિશ પ્રજામાં છુટ છે એટલે ત્યાં સ્નેહનું મહત્ત્વ વિશેષ હોવા છતાં પણ પુનર્વિવાહો થાય છે, અને તેમાંના ઘણા પ્રથમ વિવાહો જેવા જ શુદ્ધ અને ધર્મરત નીવડી પ્રથમ વિવાહના જેવાં જ નિષ્કલંક કુટુંબોના આદિકારણ બને છે. માટે આપણી ઉંચી નાતોમાં પુનર્વિવાહ થતા નથી તેનું કારણ પતિપત્નીના સ્નેહમાં જોવાનું નથી. બાલ વિધવાઓને તો પતિસુખનો કે તેના ઉપર સ્નેહનો અનુભવ જ થયલો હોતો નથી. છતાં તેઓમાંની ઘણી ખરી મોટી ઉમ્મરમાં આવ્યા પછી પણ પુનર્લગ્ન કરવાનો વિચાર સુદ્ધાં કરતી નથી. એનાં કારણ સ્નેહથી ભિન્ન હોવાં જોઇએ. તેમાંનાં મુખ્ય અમે અમારી સમજ પ્રમાણે જણાવીએ. એક તો હિંદુ સ્ત્રીઓની પરતંત્રતા, સૈકાઓથી ચાલતા આવેલા આ ચાર–વિચારને બલે આપણામાં કુલીનતા આદિનાં જે રૂપ બંધાયાં છે તેનો પણ અમે આમાં સમાવેશ કરીએ છીએ, કારણ કે તે સર્વ ઓછે વત્તે અંશે પરતંત્રતામાં પરિણમે છે. બીજું લોકમતનું બલ. 'હું બ્રાહ્મણી છું, હું ક્ષત્રાણી છું, હું કપોલ છું, હું કાયસ્થ છું, મ્હારાથી નાતરૂં થાય ? !' એ જાતના ટેકનો પણ અમે આમાં સમાવેશ કરીએ છીએ, કેમકે સામાન્ય કેળવણી અને સામાન્ય બુદ્ધિનાં માણસમાં એવો ટેક તે લોકમત નાતમતના બલનું પ્રતિફલ જ છે. પુનર્વિવાહમાં દૂષણ નથી એવું નવું મત પ્રવર્ત્તાવવા સુધારકોએ યત્ન કરી જેટલે અંશે તેઓ ફાવ્યા છે તેટલે અંશે આ લોકમતના બલનું તેમણે ખંડન કર્યું છે. આ તેમણે દેશની અને સમાજની મોટી સેવા કરી છે. કેમકે લોકમતનું બલ અનિરુદ્ધ પ્રવર્ત્તે તો છોકરીને જન્મતાં દૂધ પીતી કરવાની અને એવી અનીતિનો પણ અટકાવ થવાનો સંભવ બહુ થોડો રહે. ઉચ્ચ વર્ણની હિંદુ વિધવાઓ પુનર્વિવાહ કરતાં ખંચાય છે તેનું ત્રીજું કારણ એ છે કે નીતિમાં પ્રતિષ્ઠામાં અને જીવનમાં પતિત થયા વગર આપણા સંસારમાં પુનર્વિવાહ કરવો લગભગ અશક્ય છે. નીતિપર, કુલીન, અને પ્રતિષ્ઠિત ઘણી વ્યક્તિઓ પુનર્વિવાહ કરે અને તેઓ એક બીજાને પોતપોતાના સંસારમાં ઉપયોગી થઈ શકે ત્યારે જ આ મુશ્કેલીનો અંત આવે. સુધારકોએ પુનર્વિવાહ કરેલાં જોડાંની સંખ્યા વધારવા યત્ન કર્યો છે ખરો પણ તેમાં તેમણે આ ધોરણ ઉપર જોઇએ તેટલું લક્ષ આપેલું નથી. દુઃખીને આશ્રય આપવાના, સંસાર સામે બંડ કરવાના અને એવા એવા ઉત્સાહમાં ખેંચાઇ જઇ તેઓએ કેવાં સ્ત્રી પુરૂષ તેમને ઓથે આવે છે તે જોયું નથી, અને તેથી કેટલેક દરજ્જે તેમણે પોતાને હાથે જ પોતાની વકીલાત લુલી પાડી છે. અમારો નમ્ર અભિપ્રાય એવો છે કે વિધવા અને તેને પરણવા માગતો પુરુષ એ બંને નીતિમાન હોય અને એક જ નાતનાં હોય તથા પુરુષને આગલી સ્ત્રી હયાત ન હોય એવા પુનર્વિવાહોને જ ઉત્તેજન આપવું તથા કોઇ આખી નાત કે આખું તડ એકદમ પુનર્વિવાહના સ્વીકારનો ઠરાવ કરે તેને માટે પ્રયત્ન કરવો; આ બે રસ્તા ગમે તેવા ખીમા અને વિકટ લાગતા હોય પણ ઉચ્ચ વર્ણોમાં પુનર્વિવાહનો સ્વીકાર વ્હેલો મોડો પણ આ બે રસ્તે સંભવે છે; સુધારાવાળાઓ જે રસ્તા વિશેષ ગ્રહણ કરે છે તે અત્યારે સરલ છે ખરા, પણ એ માર્ગે તેમનો જય કદાપિ સંભવનો નથી.

" ઉડતા વિચાર "

# ભગવદ્‌ગીતા અને ભાગવત ધર્મ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૯૫ થી. )

ગયા લેખમાં મેં જણાવ્યું કે વૈશંપાયન અને જનમેજય પહેલા, અને સૂત અને શૌનક પછી—એમ જે સાધારણ રીતે માનવામાં આવે છે એ ભૂલ ભરેલું છે; ઋગ્વેદી શૌનક પહેલા, અને યજુર્વેદી વૈશંપાયન પછી, એ ક્રમ વધારે સંભવિત છે. વળી આ વાત જનમેજયના ' સર્પસત્ર ' થી દૃઢ થાય છે. ' **सर्पसत्र** '-શબ્દ તાંડ્ય મહાબ્રાહ્મણમાં આવે છે, ત્યાં '**सर्प** નામના લોકોએ દાખલ કરેલી સત્ર (એક પ્રકારનો યજ્ઞ)ની પદ્ધતિ ' એ અર્થમાં એ શબ્દ વપરાયો છે. ( **खंड १५, अध्याय २५** ). આ જ અર્થમાં '**सर्पाणामयन**' શબ્દ જોવામાં આવે છે, અને "**सर्पाः सत्रमासत** ' એવું બ્રાહ્મણવાક્ય પણ નજરે પડે છે. '**अयन**' એટલે સત્રની પદ્ધતિ. આંગિરસોએ જે સત્રની પદ્ધતિ દાખલ કરી એ '**अंगिरसामयन**' કહેવાય છે, અને આદિત્યોએ દાખલ કરેલી સત્રપદ્ધતિ તે '**आदित्यानामयन**' નામે ઓળખાય છે, સારાંશ,'**सर्पाणामयन**' કિંવા '**सर्पसत्र**' શબ્દનો મૂળ અર્થ 'સર્પોએ દાખલ કરેલી સત્રની પદ્ધતિ ' એવો થાય છે બલિકરાએલા**પશુવાચક** શબ્દની પાછળ 'મેધ-શબ્દ લગાડીને ' **अश्वमेध** ', ' **गोमेध** ', ' **पुरुषमेध** ' શબ્દો થએલા છે. પણ સઘળાં સત્રોનાં નામ **સત્રકરનારવાચક** શબ્દને **सत्र**-શબ્દ લાગીને થએલાં છે. બલિ બનેલા પશુના નામ ઉપરથી કોઇ પણ સત્રનું નામ પડેલું નથી. જો ' **सर्पमेध** '-શબ્દ હોત તો ' સર્પનો હોમ ' એમ અર્થ કલ્પવો બરાબર હતો. પણ આ તો ' **सर्प-सत्र** '-શબ્દ છે, એટલે ' સર્પનો હોમ ' એમ અર્થ કરવો પૂર્વોક્ત કારણથી બિલકુલ બરાબર નથી.

ત્યારે જનમેજયના ' **सर्पसत्र** ' ની વ્યવસ્થા શી રીતે કરવી ? બે માર્ગ છે. જનમેજયે સર્પસત્ર કર્યાની કથા હતી ખરી; પણ અર્થ બરાબર સમઝાયો નહિ, યજ્ઞની ભાષા સમઝાઇ નહિ, અને બળતી કથા ગોઠવી કાઢવામાં આવી— એ એક માર્ગ. એક 'સર્પ' જાતિના માણસે જનમેજયના બાપનું ખુન કર્યું એટલા માટે બધા 'સર્પો'ને કતલ કરવાનો જનમેજયે હુકમ કાઢયો, એ મૂળ વાત; પાછળથી ' સર્પસત્ર ' અને ' સર્પવધ ' એ બે વચ્ચે ગોટાળો થયો, અને એ ગોટાળાના કારણથી જનમેજયનો ' સર્પસત્ર '=સાપનો હોમ અસ્તિત્વમાં આવ્યો—આ બીજો માર્ગ. આ ગોટાળાની પહેલી આવૃત્તિ. પછી, **सर्प** એ એક જાતના લોકનું નામ છે એ વાતનું સ્મરણ જ જતું રહ્યું, અને **सर्प**-શબ્દનો સાધારણ (સાપ) અર્થ થઇ, શૌનકના સત્રમાંથી એક તદ્દન અવૈદિક એવો જનમેજયનો સત્ર જન્મ્યો, અને એમાં ' સૂત ' ને સ્થાને ' વૈશંપાયન ' ની સ્થાપના થઇ. એ ગોટાળાની બીજી આવૃત્તિ. ગમે તે માર્ગ લો અને ગમે તે આવૃત્તિ લો—પણ જનમેજયનો સર્પસત્ર એ સત્રમાં વૈશંપાયન, વૈશંપાયનના ગુરુ વ્યાસ ઇત્યાદિ સઘળી હકીકત, એનાં ઉપાંગો સહિત, કેવળ કલ્પના સૃષ્ટિની ઠરેછે.

લગ્ન એ કામ અર્થે જ છે એમ કહ્યું એટલે જાત કુળ વગેરે મ્હોટાઇનો પ્રસંગ રહ્યો નહિ. સ્ત્રી અને પુરુષ એવા બે જ વર્ણ થયા, વધારે વર્ણની જરૂર રહી નહિ. આ **પ્રાગ્‌વૈદિકી** કાળ. **વૈદિકી** કાળ એ ચાર વર્ણનો કાળ. પરાશર-દ્વૈપાયન, શંતનુ-સત્યવતી, પાંડુ-

કુન્તી, એ સઘળાં માણસો વેદની બ્હારનાં એટલે કે પ્રાગ્વૈદિકી કાળનાં હતાં. અને શૌનકી કાળના વેદાનુયાયી લોકને એમની પહેલહ્‌હેલી જ માહિતી થઇ. પછી પરઃશૌનકી (શૌનક પછીના) કાળમાં આ સર્વેને વેદાનુયાયી બનાવવામાં આવ્યા. "क्षत्"–શબ્દ મૂળ "क्षि" ધાતુ ઉપરથી નીકળેલો હોવાથી, પૂર્વે એનો અર્થ 'રાજા' થતો. 'क्षत्रिय'–શબ્દનો મૂળ અર્થ 'રાજાનો સગો': અર્થાત્ જ ક્ષત્રિય વર્ણ વધારે જૂનો ઠરે છે. મૂળની ઘણી ખરી વિદ્યા 'ક્ષત્રિયો' પાસે એટલે કે રાજાઓ પાસે હતી, અને પછી તેઓએ બ્રાહ્મણોને શીખવી—એ કથા શ્રુતિમાં પ્રસિદ્ધ છે. શૌનકી કાળ ચાર વર્ણોનો હતો, પણ તેમાં બ્રાહ્મણની પાયરી પહેલી હતી એમ માનવાને આધાર જણાતો નથી. પરઃશૌનકી કાળના આરંભમાં બ્રાહ્મણની પાયરી પહેલી નહોતી, પણ ત્યાર પછી ભિક્ષુકોએ સળવળાટ કર્યો, અને તેથી તે પહેલી થઇ. ક્ષત્રિયોનો સોમપાન કરવાનો અધિકાર છોડાવી દીધો એ કાળ આ ભિક્ષુકોનો મધ્યાહ્ન કાળ સમજવો. મહાભારતમાં શાકુંતલ સરખા આખ્યાનમાં સૂક્ષ્મ જોનારને તે તે કાળ તે તે શ્લોકમાં સ્પષ્ટ નજરે પડે છે. આદિ પર્વનો ૭૪ મો અધ્યાય લો. એમાં નીચે પ્રમાણે શ્લોક છેઃ—

'नास्ति सत्यसमो धर्मो न सत्याद् विद्यते परम्,
नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते.' १०५
'अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम्
अश्वमेधसहस्राद् हि सत्यमेव विशिष्यते.' १०२
'राजन् सत्य परं ब्रह्म, सत्यं च समयः परः,
मा त्याक्षीः समयं राजन्, सत्यं संगतमस्तुते.' १०३
'सर्ववेदाधिगमनं सर्वतीर्थावगाहनम्
सत्यं च वचनं राजन् समं वा स्यान्न वा समम्.' १०४
'स चापि निरनुक्रोशः क्षत्रयोनिः पिता तव
विश्वामित्रो ब्राह्मणत्वे लुब्धः कामवशं गतः' ७५

૧૦૫ મો શ્લોક પ્રાગ્વૈદિકી (વેદ પહેલાંના) કાળનો ઠરે છેઃ એટલે, આ શ્લોકના કર્તા 'વ્યાસ' બાપદીકરાના સંબન્ધવાળા જે બે સત વિષે આપણે ગયા અંકમાં કહી ગયા તેમાંના ઠરે છે.

૧૦૨ શ્લોક શૌનકી કાળનો ઠરે છેઃ એટલે, આ શ્લોકના કર્તા 'વ્યાસ' બ્રાહ્મણ હતા, સત્યની પાયરી કર્મકાંડની પાયરી કરતાં ઉપરની સમજનારા હતા.

૧૦૩ શ્લોક પરઃશૌનકી કાળનો, પણ તે કાળના આરંભભાગનો જ, એટલે કે ઉપનિષત્કાળનો. આના કર્તા 'વ્યાસ' પણ બ્રાહ્મણ જ, માત્ર એટલો જ ભેદ કે આ ઉપનિષદી હતા, કર્મકાંડી નહોતા.

૧૦૪ શ્લોક **પરઃશૌનકી** કાળનો, પણ પાછળના ભાગનો, એટલે કે તીર્થ-માહાત્મ્યના કાળનો. એ બનાવનાર 'વ્યાસ' બ્રાહ્મણ જ હતા, એટલે સત્યની પાયરી ઉપલી જ કરી છે.

૭૫ શ્લોક **પરઃશૌનકી** કાળનો, પણ તે છેક પાછળના ભાગનો એટલે કે **ભિક્ષુકી** પેટભરુ કાળનો. એના કર્તા 'વ્યાસ' ભિક્ષુકી હતા, એટલે વિશ્વામિત્ર (ક્ષત્રિય)ની નિન્દા કરી છે.'

'ભિક્ષુકી' વ્યાસની સ્હામે 'ક્ષત્રિય' વ્યાસનો હાથ પણ આજના ભારતમાં ઠેકઠેકાણે ચમકી રહ્યો છે. 'ભિક્ષુકી' વ્યાસ વિશ્વામિત્રને જેમ જેમ પાડતા જાય છે, તેમ તેમ 'ક્ષત્રિય' વ્યાસ એને ચઢાવતા જાય છે. વિશ્વામિત્રે ત્રિશંકુને દેહેવડે ઉપર ચઢાવ્યો, અને સાક્ષાત્ બ્રહ્મદેવની સ્હામે પડી એમણે પ્રતિસૃષ્ટિ સર્જી—આ વર્ણન 'ભિક્ષુકી' વ્યાસની સ્પર્ધા કરનાર 'ક્ષત્રિય' વ્યાસનું હોવું જોઇએ. ભિક્ષુકી વ્યાસે પરશુરામને ક્ષત્રિયાન્તકર કરીને ચઢાવ્યા; 'ક્ષત્રિય" વ્યાસે ભીષ્મ પાસે એમનો પરાભવ થયાનું વર્ણન કરી એમને નીચે પાડ્યા. ભીષ્મ ઉત્તરાયણ થતાં સુધી બાણશય્યા ઉપર પડ્યા રહ્યા હતા, એ 'ઉપનિષદી' વ્યાસનું વર્ણન. 'વ્યાસ'-શબ્દ મૂળ જાતિવાચક હતો, એને વ્યક્તિવાચક કર્યો, અને એ વ્યક્તિનો દ્વૈપાયન સાથે અભેદ માન્યો—આ કામ સ્પષ્ટ 'ભિક્ષુકો'નું જ.

આવા બીજા પણ વ્યાસ હતા. 'કર્મકાંડી' વ્યાસે રાજસૂય અને અશ્વમેધ પાંડવો ઉપર લાદ્યો. 'વૈષ્ણવી' વ્યાસે કૃષ્ણ સાથે વિષ્ણુનો અભેદ કરી, અવતારવાદ મહાભારતમાં ઘુસાડ્યો. 'શૈવી' વ્યાસે શિવનું માહાત્મ્ય, અને સૌપ્તિક પર્વમાં એનો ઘણો ખરો ભાગ પેસાડ્યો. 'સૌરી' વ્યાસે સૂર્ય પાસે થાળી મળ્યાનું વર્ણન કર્યું; 'શાક્તી' વ્યાસે યુદ્ધના આરંભમાં અર્જુન પાસે શક્તિનું સ્તોત્ર કરાવ્યું. 'પતિવ્રતાનું માહાત્મ્ય ગાનારા' વ્યાસે ગાંધારીના પાતિવ્રત્યનું લાંબું લાંબુ વર્ણન કર્યું. આમ હોવાથી એક વાતનાં અનેક કારણ વર્ણવેલાં જોવામાં આવે છે. ભીમે દુર્યોધનની જાંઘમાં ગદા મારી, એ પૂર્વની ઐતિહાસિક બિના. 'પાતિવ્રત્ય' વાળા વ્યાસ કહે છે કે પતિવ્રતા ગાંધારીનો શાપ આ વખતે દુર્યોધનને નડ્યો; 'ભિક્ષુક' વ્યાસ કહે છે કે મૈત્રેય ઋષિના શાપનું ફળ દુર્યોધનને મળ્યું; ભક્તના રક્ષણ માટે પરમેશ્વર લબાડી પણ કરે છે એમ સમજાવનાર 'વૈષ્ણવી' વ્યાસ કહે છે કે કૃષ્ણે જાંઘની નિશાની કરી અને તે નજરે પડી કે તુરત ભીમે એ ઠેકાણે પ્રહાર કર્યો; પ્રતિજ્ઞા પૂર્ણ કરવી એ વીરનું લક્ષણ બતાવનાર વ્યાસ કહે છે કે 'જાંઘ ઉપર ગદા મારીને પ્રાણ લઇશ' એવી સભામાં ભીમે પ્રતિજ્ઞા કરી હતી, તે આ પ્રસંગે એણે પૂર્ણ કરી. આ ચારમાંનું એકે કારણ ઐતિહાસિક માનવાની જરૂર નથી. 'જાંઘ ઉપર ગદા મારી ભીમે દુર્યોધનનો જીવ લીધો' એટલી હકીકત ખરી માનવાને કોઇ પણ તરેહની હરકત જણાતી નથી. આ પ્રમાણે આજનું મહાભારત એ એકન્દરે ખીચડી છે. કોઇએ થોડા ઘણા ચોખા નાંખ્યા છે, કોઇએ થોડી ઘણી દાળ નાંખી છે, કોઇએ થોડો ઘણો મશાલો નાંખ્યો છે. એકે એક નાંખ્યું તો બીજાએ બીજું નાંખ્યું, એકે એક વખત તો બીજાએ બીજી વખત—એમ બાર એકઠો થઈ આજનું મહાભારત બન્યું છે. અર્થાત્ જ, આ ગ્રન્થ એક હાથે કે એક કાળે બન્યો નથી—

રાજારામ રામકૃષ્ણ ભાગવત.

---

# ખેડૂતો માટે પરસ્પર નાણાં ધીરવાની પેઢીઓ.

ગયા અંકમાં અમે આ પેઢીઓ સંબન્ધી બિલ શી રીતે ઉત્પન્ન થયું એનું તથા એ બિલના ઉદ્દેશ તથા સ્વરૂપનું વિગતવાર વર્ણન આપ્યું. દરેક કલમ શા શા હેતુથી દાખલ કરી છે અને અમુક સૂચનાઓ સરકારે શા શા કારણથી બાજુપર મૂકી છે એ બાબત સર ડેન્ઝિલ ઇબેટ્સનના વિવેચનનો સાર પૂરેપૂરો આપ્યો. હવે આજ આ બિલના ગુણદોષ તપાસીએ છીએ. પરન્તુ તેમ કરતા પહેલાં ગયા લેખને અન્તે જણાવેલી વાત અત્રે પુનઃ જણાવવાની જરૂર છે કે—આ બિલ એક અજમાયશ દાખલ જ રચવામાં આવ્યું છે, એની ફતેહમન્દી ભવિષ્યને ખોળે છે, અને તેથી એ સંબન્ધી કાંઈ પણ ભવિષ્યવાણી ઉચ્ચારવી એ જોખમભરેલું છે. છતાં એના કેટલાક ગુણ–દોષ થોડી ઘણી ખાતરીથી દર્શાવી શકાય એમ છે, અને તે અત્ર દર્શાવીશું.

## ૧. ગુણો.

(૧) આ બિલમાં એક ખાસ ખુશી થવા જેવું એ છે કે—**સરકારે** આ મંડળીઓમાં માત્ર દૂરથી શુભચિન્તન કરીને બેશી ન રહેતાં, **દ્રવ્ય અને દેખરેખ** એમ ઉભય આકારમાં ભાગ લેવાનું સ્વીકાર્યું છે. યૂરોપમાં જ્યાં જ્યાં આવી પેઢીઓ ઉઘડી છે ત્યાં ત્યાં સરકાર તરફથી આ બંને તરેહનો આશ્રય આપવામાં આવ્યો છે, અને હિન્દુસ્તાનમાં રાજ્યના આશ્રયનો ઘણા જૂના કાળથી વહીવટ પડેલો હોવાથી આવા આશ્રયની ખાસ જરૂર છે. પ્રજાપક્ષની કેટલેક ઠેકાણે એવી ફરિયાદ સાંભળીએ છીએ કે સરકારે દ્રવ્યની બાબતમાં કબૂલેલું ઉત્તેજન થોડું છે, અને તે પણ માત્ર શરૂઆતને માટે જ છે. "કયસરે હિન્દ"પત્રના લેખક—જે ઘણું કરીને આપણા પ્રસિદ્ધ દેશભક્ત મિ. વાછા છે એમ કહેવાય છે—એ તો એટલે સુધી વધીને કહે છે કે સરકારની આ યોજના તદ્દન નકામી છેઃ ખેડૂતોને એમની હાલની દયામણી સ્થિતિમાંથી મુક્ત કરવાનો એક જ માર્ગ છે, અને તે એ કે સરકારે પોતે જ એમને જોઈતાં નાણાં ઓછે વ્યાજે પૂરાં પાડવાં. એ લખે છેઃ—

"While the ryot cries aloud for bread you give him a volume of new law to comfort him. It is not by this new-fangled legislation that he will be cured of his indebtedness, freed from his creditors, able to till his patch of land with greater resources and energy, and grow to blades of corn where he now grows one!.........*The system in our opinion, is absolutely unworkable.* It will never make a head, and it will therefore prove a dismal failure from the very outset............A simple transaction with a single individual which he (the peasant) understands and which he will honestly carry out within a reasonable time, is what he wishes for. He wants from 50 to 500 Rupees. Give him that sum at once, on easy and simple terms, as the felaheen now receive it from Egyptian National Bank, without much ado, red-tape and indescribable circumlocution. By all means institute your own

agency of intelligence.........The genius and statesmanship of Lord Cromer saw early enough how the felabeen were to be treated.........The plan was simplicity itself and underlying it was the fundamental thesis that *it was the State which should come forward with the obligation demanded of it by common sense and self-interest.*"

આ પેઢીઓની ફતેહમન્દી વિષે અમને પણ કાંઇક શંકા છે, પણ અમે ઉપર જણાવેલી સૂચના તો પસન્દ કરી શકતા નથી. ખેડૂતોની તદ્દન રાજ્ય ઉપર આધાર રાખી બેશી રહેવાની ટેવ જતે દહાડે બહુ નુકશાનકારક છે, તથા ખાનગી નાણાં ધીરનાર વર્ગનું સઘળું કામ સરકારે જ ઉપાડી લેવું એ ખેડૂત વર્ગને બદલે એક બીજા નાણાં ધીરનાર વર્ગને ભીખ માગતો કરવાનો માર્ગ છે. એટલું જ નહિ, પણ ચારે તરફથી વધતા જતા ખર્ચના વખતમાં સરકારને એવી સૂચના કરવી કે વીસ કરોડ ખેડૂતને નાણાં ધીરો એ બિલકુલ વ્યાવહારિક ડહાપણ ભરેલું નથી. સરકાર હાલ જેટલી મદદ આપવાનું કબૂલે છે તે કરતાં વધારે મદદ માટે, તેમ જ હાલ જે શરૂઆતને માટે જ મદદ આપવાનું કહે છે તેને બદલે જ્યાં સુધી પેઢીઓ રહે ત્યાં સુધી મદદ આપવાને, સરકાર પાસે માગણી કરવી એ વધારે સારૂં છે. તે જ સાથે આશા છે કે સરકાર આ પ્રયોગ શ્રદ્ધા અને દૃઢતા પૂર્વક કરશે, અને આરંભની નિષ્ફળતાથી પાછા હઠી ન જતાં, જ્યાં સુધી આ મંડળીઓ જામી જશે ત્યાં સુધી પોતાનો ટેકો બિલકુલ શિથિલ થવા નહિ દે.

(૨) આ બિલના સ્વરૂપમાં વખાણવા જેવી બીજી બાબત એની સાદાઈ અને તે તે સ્થિતિને અનુકૂલ થવા માટે પ્રાન્તિક સરકારને પેટાકાનૂન કરવાની બહોળી છૂટ એ છે.

(૩) વળી, આ યોજનાનો લાભ માત્ર ખેડૂતો માટે જ ન રાખતાં, કારીગરો માટે માટે પણ સૂચ્યો છે એ વિશાળતા પ્રશંસનીય છે. મિ. રાનડે આ પ્રકારની પેઢીઓ વિષે સને ૧૮૯૧ માં લખેલા પોતાના લેખમાં જણાવે છે કેઃ—

"The question of credit, as observed above does not concern Agriculturists alone. It equally concerns Spinners and Weavers, Carpenters and Smiths, Dyers, Potters, Brass and Copper Silk and Embroidery Workers, and Shop-keepers, Carriers and all the Trades and Professions that are now practised in this Country." Mr. Ranade's paper read before the First Industrial Conference, at Poona, in 1891.

## ૨. ખામીઓ.

આ બિલના દોષો પૈકી મુખ્ય નીચે પ્રમાણે જણાય છેઃ—

(૧) સરકારે આ બિલ ઘડવામાં ખેડૂતો અને ગરીબ કારીગરોની સ્થિતિ સુધારવા કરતાં એમના માનસિક ગુણો કેળવવા તરફ વિશેષ લક્ષ આપ્યું છે. અમારૂં એમ કહેવું નથી કે

માનસિક ગુણોની કેળવણી અનિષ્ટ છે—અને એટલા માટે જ, સઘળાં નાણાં સરકારે જ પૂરાં પાડવાં જોઇએ એ "કયસરે હિન્દ" પત્રની સૂચનાને અમે નાપસન્દ કરી છે. પરન્તુ એટલું નિર્વિવાદ છે કે ખેડૂતોને અને કારીગરોને થોડે વ્યાજે જોઇતાં નાણાં મળી શકે એ આ મંડળીઓનું મુખ્ય પ્રયોજન છે, અને એ કાર્ય સિદ્ધ નહિ થાય તો આ મંડળીઓ નિષ્ફળ થઇ ગણાશે. વાચકને સ્મરણ હશે કે સર ફ્રેડરિક નિકલ્સનના લખાણમાંથી ગયા અંકમાં અમે જે ઉતારો ટાંકયો હતો એમાં "previous thrift" (પહેલાં કરેલી કરકસર) એ શબ્દો અમે ઇટાલિક ટાઇપમાં મૂકયા હતા. એમ કરવામાં અમારૂં તાત્પર્ય પ્રકૃત બિલના એક મુખ્ય લક્ષણ તરફ વાચકનું ધ્યાન ખેંચવાનું હતું: આ બિલ માની લે છે કે ખેડૂતે પહેલી કરકસર કરવી, અને કરકસર કરીને જે નાણાં એકઠાં થાય તેમાંથી પેઢીઓ રચવી: સરકારે બાંધેલી આ આશા અમને બહુ દૂર જણાય છે. હિન્દુસ્તાનના ખેડૂતો સાધારણ રીતે ઉડાઉ છે એમ માનવું તદ્દન ભૂલભરેલું છે. આ દેશ ઉપર અસર કરી રહેલાં બીજાં અનેક આર્થિક કારણોને લીધે ખેડૂતોનું દારિદ્ર્ય દિનપર દિન વધતું જાય છે, અને એમને દ્રવ્યની જરૂર તો વારંવાર પડે છે એટલે વાણીઆને ઘેર ગયા શિવાય છૂટકો થતો નથી. તેઓ નાણાં બચાવે અને પછી પેઢીઓ રચે એ બનવું બહુ મુશ્કેલ છે, બલ્કે અશક્ય છે. પ્રથમ તો એમણે લગભગ સઘળાં નાણાં ઓછે વ્યાજે સરકારે અને બીજા લોકોએ મળી પૂરાં પાડવાં જોઇએ. અને આમ ભારે વ્યાજમાંથી મુક્ત થવાથી જતે દહાડે એમની પાસે કાંઇક સંઘરો થશે, અને પછી જ તેઓ પેઢીઓમાં વધારે ભાગ લઇ શકશે. એ જ ક્રમ અમને સભવિત લાગે છે. પેઢીઓમાં શરુઆતથી એમને થોડો ઘણો ભાગ લેતા કરવા માટે થોડીક માસિક યા વાર્ષિક રકમ ભરવાની આવશ્યકતા હોવી જોઇએ. સ્વિટ્ઝર્લાંડમાં આવી પેઢીઓ છે તેમાં દરેક મેમ્બરે દરમાસે વા દરવર્ષે અમુક રકમ ભરવી પડે છે. પણ તે સાથે, બહારની થાપણ રાખવાની મંડળીઓને છૂટ છે. ટુંકામાં, તાત્પર્ય કે સરકારે હાલ ખેડૂતોની કરકસર ઉપર ઘણો ખરો આધાર રાખ્યો છે, તેને બદલે ઓછે વ્યાજે નાણાંની સગવડ કરી આપવા તરફ વિશેષ કાળજી ધરાવે તો વધારે સારૂં.

(૨) સરકારે બિલમાં જે નિયમ કર્યા છે તે જોતાં, પૂરતાં નાણાં એકઠાં થવામાં ઘણી અડચણો નડશે એમ લાગે છે. અને એને પરિણામે જો આ નવી યોજના અશક્ય નીવડશે તો કદાચ ગરીબ ખેડૂતો ઉપર અને હિન્દુસ્તાનના લોકના પ્રજા તરીકેના ગુણો ઉપર ગેરવાજબી નિન્દાનો વરસાદ આવી પડશે. આ મંડળીઓ ફતેહમન્દ નીવડવામાં એક મ્હોટામાં મ્હોટી મુશ્કેલી અમને એ લાગે છે કે આ દેશના ખેડૂતોની સ્થિતિ ઘણી કંગાલ હોઇ, તેઓ પોતે બચાવેલાં નાણાં ('previous thrift')માંથી પેઢીઓ ઉભી કરે એ અશક્ય છે. બહારની મદદ લીધા વિના ચાલે એમ નથી, અને આ બિલ તો ચોખ્ખું ઠરાવે છે કે કોઇ પણ બહારનો માણસ આ પેઢીઓને નાણાં ધીરી શકે નહિ. ખરી વાત છે કે આ પેઢીઓનો ઉદ્દેશ ખેડૂતોમાં પરસ્પર સાહાય્ય કરવાનો છે, બહારના લોકને વ્યાજ કમાવી આપવાનો નથી. પણ આ દલીલ અમને ભૂલ ભરેલી લાગે છે. આ પેઢીઓ બહુ થોડે વ્યાજે નાણાં રાખે, અને એક માણસ પાસેથી અમુક રકમ કરતાં વધારે ન રાખે, અને તે પણ સરકારની પરવાનગીથી—એટલાં બન્ધન દાખલ કરવામાં આવે તો સરકાર જે ભય રાખે છે કે

વાણીઆ બધી પેઢીઓ પચાવી પડશે એને માટે કારણ નહિ રહે, અને પૈસાની છૂટ રહેશે: પૈસાની છૂટ એ આ પેઢીઓની ફતેહમન્દી માટે ઘણીજ જરૂરની બાબત છે, પછી એ ભલે વાણીઆને હાથે થાય. વાણીઓ આ પેઢીદ્વારા ખેડૂતોને ઓછે વ્યાજે નાણાં ધીરે, અને સરકારની દેખરેખ અને પરવાનગીથી જ એ નાણાં પેઢીને હાથે વસૂલ થાય—તો પછી વાણીઆ સ્હામે અકારણ દ્વેષ શા માટે રહેવો જોઇએ એ સમજાતું નથી. યૂરોપમાં સરકારની મદદથી ઉભી થએલી બે પ્રકારની પેઢીઓ છે: કેટલીક પેઢીઓ તદ્દન ખેડૂતોના હિત ખાતર જ ઉભી કરવામાં આવી છે, અને તે ઉભી કરનાર ખેડૂતો અને મ્હોટા જમીનદારો છે. બીજી કેટલીક પેઢીઓ પૈસાવાળા લોકોએ કરી છે, અને તેમાં નાણાં ધીરનાર અને લેનાર ઉભયનું હિત સમાએલું છે. નાણાં લેનાર ખેડૂત જેમ ઓછે વ્યાજે નાણાં મેળવી શકે છે અને ખાનગી દેવાદાર તરીકેની પરવશતાથી મુક્ત રહે છે, * તેમ નાણાં ધીરનાર વર્ગને નાણાં સ્હેલાઇથી વસૂલ થઈ શકે તે માટે સરકાર તરફથી પેઢીઓના હક રૂપે કેટલીક મદદ મળે છે § આ રીતે, નાણાં ધીરનાર વર્ગ સ્હામે સરકારનો કોઇ પણ તરેહનો ગેરવાજબી દ્વેપ નથી, ઉલટું એ વર્ગનો ખેડૂતોના હિતમાં ઉપયોગ કરવામાં આવે છે, અને આપણી સરકારે પણ ગામડાંમાં ધીરધાર કરનાર વર્ગ તરફ એવીજ નિર્દ્વેષવૃત્તિ રાખવી ઘટે છે. વળી આ બાબતમાં આશ્ચર્ય લાગે અમને એક એ છે કે ઑ. મિ. લિલિ જેવા સરકારના મ્હોટા અમલદાર નવી કેળવણી પામેલો પ્રજા વર્ગ ખેડુતો તરફ આ બાબતમાં પોતાનું કર્તવ્ય કરે એમ માગણી કરે છે, અને બીજી તરફથી આ બિલમાં આ કર્તવ્ય કરવાનો એ વર્ગને પ્રસંગ સરખો પણ મળતો નથી. કેળવાએલો વર્ગ શું ખેડૂતોને મહેતાજીની માફક શીખામણ આપે એટલું જ સરકાર

* "Under the direct system of lending, creditors exercise a moral tutelage or dominion over the debtors who sink in dignity. The relation between a private debtor and creditor have a tendency, in course of time, to develop mutual misunderstanding and bitterness. The Emancipation of the population from this source of moral degradation by interposition of the Banks has proved of the highest value as an agency for the education of the people in the best virtues of Citizenship."

§ "The men who have money and want to invest it safely, find that they have not to hunt after their debtors, inquire into their solvency, and go to law to test the result. The man who has saved money which he wants to lend goes to the Bank, pays down his money as a Depositor, or buys the Bonds of the Bank, and when the sixth-monthly instalment falls due, he signs the Coupon and cashes it. An immense waste of power, time and money is thus saved to him and to the debtor. The business becomes specialized, like any other business, all risks are avoided, and all the benefits of a secure investment and cheap loan are secured to the *monided* and *needy* classes."

MR. RANADE.

ઇચ્છે છે? ખેડૂતો એવી શીખામણને એમની ગ્રામ્ય ભાષામાં "પારકા છોકરાને જતિ કરવા" ની માને તો એમાં શું આશ્ચર્ય? માટે આ મંડળીઓના મેમ્બર શિવાય બીજા કોઇનાં નાણાં સ્વીકારવાં નહિ એ નિયમ અમને અનિષ્ટ લાગે છે. ટુંકામાં, Co-operative Credit Societies ( પરસ્પર નાણાં ધીરવાની મંડળીઓ ) ના સ્વરૂપને થોડુંક ગૌણ કરી Agricultural Banks ( ખેડૂતોને નાણાં ધીરનારી પેઢીઓ ) ના સ્વરૂપ તરફ વલણ રાખ્યું હોત તો સારૂં હતું.

૩. આ મંડળીઓની આર્થિક ફતેહમન્દીમાં બીજું વિઘ્ન એ નડશે કે ખેતીના પાક શિવાય કોઈ પણ સ્થાવર યા જંગમ મિલ્કત **ગીરો** કરી એ ઉપર નાણાં કરવાની આ બિલમાં મના છે ખેડૂતોનાં રૂપાનાં ઘરેણાં કેટલી કિંમતનાં છે, એમાં કાંઈ દગો છે કે નહિ વગેરે તપાસ કરવી ગામડામાં કઠણ પડે એમ ધારીને સરકારે જંગમ મિલ્કત બાતલ કરી હશે. સરકારે ધારેલી આ મુસ્કેલી બહુ ભારે છે એમ માનીએ, પણ સ્થાવર મિલ્કત પણ ગીરો ન કરી શકાય એ નિયમને આ કારણ લાગુ પડતું નથી. કારણ, સ્થાવર મિલ્કતની કિંમત ગામડામાં બહુ સ્હેલાઇથી નક્કી કરી શકાય એમ હોય છે. પણ સ્થાવર મિલ્કત ગીરો કરવા સ્હામે આજકાલ સરકારને ઘણો આગ્રહ છે એ જ આ નિયમનું મુખ્ય કારણ જણાય છે. પરંતુ આ સંબંધમાં કહેવું જોઇએ કે વાણીઆને ઘેર જમીન ગીરો મૂકવામાં જે ગેરફાયદા રહેલા છે એ આ મંડળીઓને ત્યાં ગીરો મૂકવામાં રહેલા નથી. સરકાર તરફથી એમ જણાવવામાં આવ્યું છે કે ગીરોની છૂટ આપવાથી નાણાં જમીનમાં ભરાઇ પડવાનો ભય છે. પરંતુ આ સ્હામે ઈલાજ છે :—અંગઉધાર નાણાં જે રીતે વસૂલ કરી શકાય છે તે જ રીતે આ પણ વસૂલ કરી શકાય; અને દેવાદારની જાતથી એટલે કે દિવાની કેદથી એ વસૂલ કરી શકાય, એવી કલમ નાંખવામાં બાધ નથી. વળી મંડળી નાણાં ધીરે એના દસ્તાવેજમાં હમેશાં આવી કલમ સ્પષ્ટ શબ્દોમાં પણ દાખલ કરી શકાય. બીજું, સરકાર એમ માને છે કે આ મંડળીઓ જે નાણાં ધીરશે એ દેવાદાર વિષે પૂર્ણ વાકેફગારી સાથે જ ધીરશે: આવી એક બીજા વિષે સંપૂર્ણ માહિતી એ આ બિલનો પાયો છે એમ સરકારે વારંવાર જણાવ્યું છે. તો પછી ગીરો જમીનમાં નાણાં ભરાઈ પડશે એમ ઘણી ધાસ્તી રાખવાનું શું કારણ છે ? એકંદર બને બાજુની દલીલો ઉપર વિચાર કરતાં જણાય છે કે સરકારે ગીરો વિરુદ્ધ જે નિયમ દાખલ કર્યો છે એ આ મંડળીઓની ફતેહમાં વિઘ્નકર થઈ પડશે. યુરોપની મંડળીઓમાં પણ ગીરો રાખવાની પરવાનગી છે. *

(૪) ખેડૂતો **નફો વહેંચી શકે નહિ** એવી એક કલમ છે. એક તો ખેડૂતની જવાબદારી 'અન–લિમિટેડ' રાખી છે; અને વિશેષમાં નફો વ્હેંચી લેવાની બન્ધી છે. એટલી મુસીબતો માથે વહોરવાનું ખેડૂત પસંદ કરશે ?

(૫) આ ઉપરાંત, '**સમરિપ્રોસીજર**' થી હુકમનામું મેળવવાનો આ મંડળીઓને

* બેલ્જિયમની Le Caissa Hypothecain અને સ્વિટ્ઝર્લેંડની Swiss Mortgage Banks ગીરોમંડળીઓનું મિ. રાનડેએ એમના પૂર્વોક્ત નિબન્ધમાં વર્ણન આપ્યું છે એ વાંચવા જેવું છે.

હક બક્ષ્યો નથી એ પણ એક મ્હોટી ખામી છે. આ હક યુરેપની મંડળીઓને છે, અને અમે આશા રાખીએ છીએ કે આ દેશમાં જ્યાં ગામડાના લગભગ બધા દાવા ' સમરિ પ્રોસીજર ' થી ચૂકે એમ ઇચ્છવા જેવું છે ત્યાં આ હકની ઇષ્ટતા સિલેક્ટ કમિટિને સમજાયા વિના નહિ રહે.

(૬) કેટલાકનું એમ કહેવું છે કે સરકારે આ મંડળીઓ તરફથી અમુક ટકા વ્યાજની 'ગૅરેન્ટી,' (બાંહ્યધરી) આપવી જોઇએ. એથી લોકને આ મંડળીઓમાં વિશ્વાસ ઉત્પન્ન થાય અને એની ફતેહમંદી સુનિશ્ચિત થઇ જાય. આ મતમાં અમે મળીએ છીએ. સરકારે રેલ્વે કંપનીઓને ગૅરેન્ટી આપી આજ સુધીમાં કરોડો રૂપીઆ રેલ્વે ખાતર ખર્ચ લખ્યા છે તો ખેડૂતો કે જેમનાં નાણાંથી જ આ દેશનું રાજ્યતન્ત્ર ચાલે છે એમ કહીએ તો ચાલે એમના ઉદ્ધાર માટે વ્યાજની ગૅરેન્ટી આપવી એમાં કાંઈ વધારે પડતું નથી.

(૭) લોર્ડરિપન અને સર એરિંગ ( ઇજિપ્તના હાલના મુખ્ય અધિકારી લોર્ડ ક્રોમર)ના વખતમાં આપણા ઇલાકામાંથી કેટલાક દેશહિતૈષી સજ્જનોએ જે યોજના સરકાર આગળ મૂકી હતી અને જેને હિન્દી સરકારે અનુમોદન આપ્યું હતું પણ જે સેક્રેટરિ ઑફ સ્ટેટના દુરાગ્રહથી પડી ભાગી હતી, તેમાં એક માગણી એવી હતી કે સરકારે જમીનની મહેસૂલ વધારવી નહિ, કારણ કે તેમ કરવાથી મંડળીએ કરેલી જમીનની કિંમત તથા ઉપજની ગણતરીમાં વારંવાર ફેર પડે, અને અવ્યવસ્થા થાય. આ બાબત પણ ધ્યાનમાં લેવા જેવી છે, પણ હાલમાં સરકાર યાવચ્ચન્દ્રદિવાકરૌ જમાબંદી કાયમ ઠરાવવાની નીતિ પસન્દ કરે એમ લાગતું નથી.

છેવટે, આ બિલના ગુણદોષનું વિવેચન સમાપ્ત કરતા પહેલાં, મિ. રાનડેની યોજના વાચક આગળ મૂકીશું:—

મિ. રાનડે એમના "Re-Organization of Real Credit in India." નામના નિબંધની ( જેમાંથી અમે ઉપર વારંવાર ઉતારા ટાંકયા છે ) એની સમાપ્તિમાં નીચે પ્રમાણે લખે છે:—

"The State need not expend its Funds. The Funds wil be forthcoming to any amount if it only promises to organize the Agency, and set it at work. The Post office and Savings Banks Deposits are ready to hand. All that Government has to do is to organize District or City Committees of Indian Capitalists to empower them to receive deposits at fixed rates and lend them at slightly higher rates to the borrowers on the security of lands or houses etc, the excess rate providing for a gradual amortization of the debt in a definite period, Insurance charges and working expenses. The Loans of these District Committees should be allowed prority over all other debts, and exempted from all duties, and certain and speedy execution should be permitted to them.........What holds true of agriculture holds equally good in this country about every other Trade and Industry."

' મિ. રાનડેની સૂચના ઘણી સાદી છેઃ—સરકારે પોતે નાણાં ખર્ચવાની કાંઇજ જરૂર પડે એમ નથી. પોસ્ટ ઑફિસ સેવિંગ બેંક (જેને મિ. રાનડે વાજબી રીતે લોકની થાપણ જ માને છે) એનાં નાણાં ઉપયોગમાં આવી શકશે. સરકારે જિલ્લા અને શહેરના નાણાંવાળા ગૃહસ્થોની કમિટિઓ નીમવી અને એમને અમુક વ્યાજે નાણાં જમે માંડવાની સત્તા આપવી, અને એથી જરા ઉંચે વ્યાજે જમીન અને ઘર વગેરે ઉપર ખેડૂતને ધીરે એવો નિયમ કરવો. વ્યાજ ફક્ત એટલું જ ઉંચું રાખવું કે જેટલામાંથી મંડળીઓના કામકાજનું તથા ઘર ઉપર વીમા વગેરેનું ખર્ચ નીકળે, તથા ધીમે ધીમે એ મંડળીઓનું દેવું કપાતું આવે ઇત્યાદિ. '

અર્થાત્ મિ. રાનડેની સૂચનાનો આપણા હાલના બિલથી મુખ્ય ભેદ એ છે કે (૧) માત્ર ખેડૂતનાં જ નાણાં ઉપર અને સરકારની જૂજ અને પરિમિત મદદ ઉપર જ આધાર રાખીને બેસવાનું નથી, (૨) મંડળીઓને જમીન ગીરો રાખવાની છૂટ છે, તથા (૩) એ નાણાં જલદી વસુલ થઈ શકે તે માટે સમરિ પ્રોસીજરની માગણી છે. આ ત્રણ મુદ્દાના ભેદ છે, અને અમને લાગે છે કે સરકારનો તન મન અને ધનથી આ યોજના પાર પાડવાનો વિચાર હશે, તો આગળ જતાં મિ. રાનડેની સૂચનાનુસાર હાલના બિલમાં યા એ ઉપરથી ઘડાએલા નવા કાયદામાં કેટલાક ફેરફાર કર્યા વિના ચાલશે નહિ.

[ વસન્ત ઑફિસ ]

---

# માણસ અને તેનું બંધારણ.

( અનુસન્ધાન પૃ. ૩૪૪ થી. )

## ૪. કામ.

પ્રાણીજાતના બંધારણમાં જુસ્સા તેમ જ લાગણીઓનું રૂપ લેનાર જે પદાર્થ છે તેને કામતત્ત્વ કહેવામાં આવે છે. એ કામતત્ત્વ સ્થૂળ ભુવનના પથરો કરતાં વધારે સૂક્ષ્મ જે કામ લોકનો પદાર્થ ( astral plane ) તેનું બનેલું છે. તેની સાથે નીચલાં બે શરીરો પ્રાણ માર્ફતે જોડાયલાં રહે છે. એ ચારે સાથે મળીને ચાર પશુતત્ત્વો થાય છે. જે માણસ તથા બીજાં બધાં પ્રાણીઓમાં પ્રકટ હાલતમાં જોવામાં આવે છે.

માણસ તથા જાનવર વચ્ચે જે આટલો બધો તફાવત જોવામાં આવે છે તે પાંચમા તત્ત્વ મનને લીધે છે. જેટલો વખત માણસ જુસ્સા, લાગણીઓ અને ઇચ્છાને તાબે રહે છે તેટલો વખત તે જાનવર સરખું જ છે. કારણ કે કામના તે રૂપમાં કોઈ ઉંચી જાતનું

ભાન રહેતું નથી. અને જેટલો વખત એ પ્રબળ રહે છે તેટલો વખત મનનું જોર ચાલતું નથી અને તેથી માણસ જાનવર તરિકે વર્તે છે.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એમાંના કોઈ એક અથવા વધારેના સંબંધમાં આવ્યાથી પ્રાણીને જે લાગણી ઉત્પન્ન થાય છે તેનું નામ ભાન. એવી લાગણી થયા પછી મને એવી લાગણી થાય છે એવું જે લાગે છે તે સ્વભાન ( self-consciousness ). લાગણીઓના રૂપમાં પ્રકટ થનાર કામતત્ત્વ છે અને લાગણી મને થાય છે એવું ભાન ધરાવનાર તે મન છે. માટે જાનવરોનો જીવ તે કામ છે અને માણસનો જીવ તે કામ અને મનનો સંયોગનું પરિણામ છે.

જેમ પ્રાણતત્ત્વ બરોલ માર્ફત વિક્રિયામાં આવી શરીરમાં ફરે છે, તેમ કામતત્ત્વ શરીરમાં ગુંચવાઇને રહેલું છે તથા શરીરની બહાર પણ ચોતરફ રહેલું છે. કામતત્ત્વમાં તરેહવાર રંગો રહેલા છે કે જે જૂદી જૂદી લાગણીઓ તથા જૂદા જૂદા વિચારોથી પળ પળમાં ફર્યા કરે છે. વિશ્વ દૃષ્ટિવાળા મનુષ્યો એ કામતત્ત્વના રંગો જોઈ શકે છે અને તેપરથી માણસની લાગણીઓને તથા ગુણાવગુણને પરખી શકે છે. દરેક માણસનું કામતત્ત્વ એક સરખી હાલતમાં હોતું નથી તેથી સાધારણ માણસમાં જ્યારે બાકીનાં તત્ત્વો નીચલી સ્થૂલ ઉપાધિથી જૂદાં પડે છે, ત્યારે કામરૂપ શરીરના આકારમાં ગોઠવાઈ જવાને બદલે ઝાંખું વાદળાંના ધાબાના રૂપમાં દેખાય છે. પવિત્ર અને ખીલેલી મનશક્તિવાળા માણસનું કામરૂપ ચળકતું અને સ્થૂલ શરીરના આકારમાં ગોઠવાઈ ગયેલું જોવામાં આવે છે.

સાધારણ માણસના અને મનશક્તિ ખીલેલા માણસના કામતત્ત્વના રૂપમાં પણ તફાવત હોય છે. તેમ બન્નેની ક્રિયામાં પણ તફાવત હોય છે. જેવી રીતે નીચલાં ત્રણ તત્ત્વો સ્થૂલ ભુવન ઉપર જીવને સ્થૂલ ઉપાધ તરિકે કામ લાગે છે, તેમ કામતત્ત્વ મનને ઉપાધ અથવા શરીર તરિકે કામ લાગે છે. પણ સાધારણ માણસનું કામતત્ત તેટલું ખીલેલું નહીં હોવાથી તેનું મન તેને પોતાની ઉપાધિ તરિકે વાપરી શકતું નથી. જેમ એક બાળક પોતાના શરીરને પોતાની ઉપાધિ તરિકે વાપરી શકતું નથી તેમ પવિત્ર અને કેળવાયલી મનશક્તિવાળાનું કામતત્ત્વ સ્થૂલ ઉપાધિથી છુટું પાડી શકાય છે અને શરીરના જેવો આકાર ધારણ કરાવીને તેના પાસે કામ કરાવી શકાય છે.

ગુપ્તવિદ્યામાં બતાવ્યા પ્રમાણે જીવ ત્રણ રીતે સ્થૂલ ઉપાધિથી જૂદો થઈ શકે છે. ( ૧ ) ભર ઉંઘમાં પડયા પછી સ્થૂલ ઉપાધિમાંથી કામરૂપના સૂક્ષ્મ ભાગ સાથે ઉપલાં તત્ત્વ જૂદાં પડે છે અને તેનું જાગ્રત અવસ્થામાં ભાન રહેતું નથી. ( ૨ ) મરણવેળાએ જૂદાં પડે છે અને (૩) ગુપ્તવિદ્યાના અભ્યાસીઓ ચોક્કસ રીતોથી પૂરેપૂરા ભાન સાથે સ્થૂલ ઉપાધિથી પોતાને જરૂર પડે ત્યારે બહાર નીકળી જઈ શકે છે. પણ તેમ કરવા પહેલાં કરનારનું કામરૂપ સૂક્ષ્મ બંધારણવાળું તથા મનના તાબામાં રહે તેવું થયેલું હોવું જોઇએ.

કામતત્ત્વ સ્થૂલ ઉપાધિ અને મનની વચ્ચે હોવાથી એ બન્ને પવિત્ર રાખવાની જરૂર છે. જેવી રીતે સ્થૂલ ભુવનનો પદાર્થ સાત હાલતમાં વહેંચાયલો છે તેવી જ રીતે કામલો-

ક્રમાં પણ સાત હાલતનો પદાર્થ રહેલો છે. કામરૂપના બંધારણમાં જેમ જેમ સૂક્ષ્મ હાલતમાં વહેલો પદાર્થ વધારે હોય તેમ તેમ તેને ઉપાધિ તરીકે સારી રીતે વાપરી શકાય છે; અને સ્થૂલ શરીરમાંથી જૂદું થયા પછી ગમે તેટલે દૂર જવાને શક્તિમાન થાય છે. એ કામ રૂપમાં જો કામલોકના નીચલા વિભાગનો પદાર્થ વધારે હોય તો તે ખપમાં આવવાને માટે નાલાયક થાય છે.

કામરૂપનું બંધારણ સૂક્ષ્મ કે ઘટ્ટ રહેવાનું કારણ સ્થૂલ ઉપાધિ અને મન એ બન્નેની હાલત ઉપર રહેલું છે. સમજ્યા વગર માંસ, દારૂ વગેરે ચીજો અને તમોગુણી વસ્તુઓનો ઉપયોગ કરવાથી સ્થૂલ ઉપાધિમાં તમો અને રજો ગુણવાળા અણુઓ દાખલ થવા માંડે છે અને તેથી લગતા તેવા તમો અને રજો ગુણી અણુઓ કામરૂપના બંધારણમાં પણ દાખલ થાય છે. સ્થૂલ ભુવન ઉપર જેટલી વસ્તુઓ છે તેને મળતો કામિક ભુવનનો ભાગ ( as-tral counterpart ) રહે છે.

કામ ક્રોધ લોભ વગેરે વિકારો જેનામાં પ્રબળ હોય તેનું કામતત્ત્વ સ્થૂલ છે એમ સમજવું. વનસ્પતિ ઉપર જીવનારા માણસો કરતાં માંસાહાર કરનારા માણસોમાં આ વિકારો વધારે હોય છે. વિકારો જે માણસના તાબામાં રહેતા હોય તે માણસનું કામરૂપ સૂક્ષ્મ જાણવું.

સ્થૂલ ઉપાધિ ઉપર બહારની વસ્તુઓથી જે ધ્રુજારીઓ ઉત્પન્ન થાય છે તે કામતત્ત્વની માર્ફતે જ મન ઉપર જાય છે. અને ત્યાર પછી મનમાં તે વસ્તુઓનું ભાન થાય છે તેમજ મનમાં ઉત્પન્ન થતા વિચારોને સ્થૂળ ભુવન ઉપર શબ્દના કે કર્મના આકારમાં પ્રકટ થવા માટે કામતત્ત્વની ઉપાધિ માર્ફતે પસાર થવું પડે છે. એમ હોવાને લીધે પવિત્ર વિચારોથી મનમાં જે નાજુક ધ્રુજારીઓ ઉત્પન્ન થાય છે તેવી જ ધ્રુજારીઓ તે વિચારોથી પ્રકટ થતાં કામરૂપમાં થવી જોઇએ. મનમાં પવિત્ર વિચારો જ આવવા દીધાથી કામરૂપ પોતાની મેળે જ સૂક્ષ્મ બંધારણવાળું થતું જાય છે અને ગુસ્સા તથા લાગણીઓ ઓછાં થતાં જાય છે.

ખોરાકની અસર જેમ મન ઉપર થાય છે તેમ મનની અસર સ્થૂલ શરીર ઉપર પણ થાય છે. વાઘ અને બકરીનાં જેવાં મન છે તેવાં તેમનાં શરીર છે. નિર્દોષ પ્રાણીઓનાં વિકરાળ શરીર હોતાં નથી, તેમ જ વિકરાળનાં નિર્મળ હોતાં નથી. તેજ પ્રમાણે પાપી કપટી અને પવિત્ર તથા નિર્દોષ માણસના ચહેરા ભિન્ન હોય છે. તેથી મન હમેશાં પવિત્ર વિચારોમાં અને શરીર સાત્ત્વિક ખોરાકથી પવિત્ર રાખવાનું ધર્મમાં ફરમાન છે.

ભર ઊંઘમાં પડ્યા પછી ઉપલાં તત્ત્વો સ્થૂલ ઉપાધિથી છુટાં પડતાં હોય તો માણસ રોજ મરણ પામી સવારે જીવતું થતું હોવું જોઇએ; પણ તેમ નથી ગુપ્તવિદ્યાના ચોક્કસ નિયમો પ્રમાણે વર્તવાથી માણસ સ્થૂલ ઉપાધિથી જૂદો પડે છે પણ તે સ્થૂલ ઉપાધિના ત્રણે નીચલાં તત્ત્વોથી અને મરણવેળાએ તો માત્ર સ્થૂલ શરીરથી ઉપલાં છએ તત્ત્વ જૂદાં પડે છે, અને ત્યાર પછી છાયા શરીરને સ્થૂલ ભુવન ઉપર રહેવા દઈ કામરૂપ સહિત ઉપલાં તત્ત્વો કામલોકમાં જાય છે. જ્યાં કામરૂપ છુટું પડી વીખરાઈ જાય ત્યાં સુધી મન સાથે તેનો સંબંધ હોવાથી ઉપલા સર્વ તત્ત્વોને ક્યાં રોકાઈ રહેવું પડે છે. દરેક માણસનું કામ-

રૂપ એક સરખા વખતમાં છૂટું પડતું નથી. જેમ માણસને વિષયના ભોગો ભોગવવાની 'લાલસા વધારે હોય તેમ તેનું મન તેના કામરૂપ સાથે એટલું તો ગુંચવાઇને 'એક' થયેલું રહે છે કે તેને છૂટું પડતાં બહુ વખત લાગે છે અને કેટલાક પાપીઓનાં કામરૂપથી તેનું તમામ મન છૂટું પડી પણ શકતું નથી. એવાનો કેટલોક ભાગ કામરૂપની સાથે જ નાશ પામે છે. જે માણસે જીવતી સ્થિતિમાં કામરૂપને તાબામાં રાખ્યું હોય તેને મરણ પછી દુનિયાનું ખેંચાણ થતું નથી તેથી તેને કામલોકમાં વધારે વખત રહેવું પડતું નથી તેનું તમામ મન કામરૂપની, સાથે જ નાશ પામે છે જે માણસે જીવતી સ્થિતિમાં કામને તાબામાં રાખ્યું હોય તેને મરણ પછી દુનિયાનું ખેંચાણ થતું નથી તેથી તેને કામલોકમાં વધારે વખત રહેવું પડતું નથી. તેનું તમામ મન કામરૂપથી છૂટું થઈ ઉપલાં તત્ત્વો સહિત સ્વર્ગમાં જાય છે. પછી છૂટું પડેલું કામરૂપનું ખોખું વીખરાઈ જાય છે અને તેના પદાર્થ તેના ભુવનને લગતા પદાર્થોમાં મળી જાય છે.

પ્રોફેસર ગેટ્સ નામના અમેરિકન સરકારના વિદ્યાખાતાને લગતા એક વિદ્વાને એક એવી શોધ કરી છે કે દરેક જાતના વિચારો ચોક્કસ રંગ બતાવે છે. અને તેપરથી અમુક માણસ કેવા વિચાર ધરાવે છે તથા કેવા સ્વભાવનો છે તે પરખી શકાય. તે પરખવા માટે તેણે એક કાચની નળી બનાવેલી છે જેમાં ચોક્કસ જાતનું રાસાયનિક મિશ્રણ રાખવામાં આવેલું છે. આ મિશ્રણમાં માણસ ફૂંક મારે એટલે તેમાં ચોક્કસ રંગો બંધાય છે જેપરથી તે માણસના વિચાર તથા સ્વભાવ ઓળખી શકાય છે. આ શોધપરથી કામરૂપમાં રંગો હોય છે એ વાતની સાબિતી મળે છે.

## ૫. મન.

મન એટલે જે વિચાર કરે છે તે. નીચેનાં ચાર તત્વો તે એક ઘરને સ્થાને છે, અને તેમાં વસનાર ધણી તે મન છે. આપણામાં મન ન હોય તો આપણે જાનવર જેવા જ છીએ. મનની જીવતી હાલતમાં બે સ્થિતિ હોય છેઃ નીચલું મન અને ઉપલું મન. નીચલું મન તે ઉપલાનો એક ભાગ અથવા પ્રતિબિંબ ( reflection ) રૂપે પડતા એક કિરણ રૂપે છે જે કામની સાથે જોડાઇ રહે છે અને ઉપલું મન ઉપરનાં બે અમરતત્વો સાથે જોડાઈ રહે છે. નીચલું મન કામ અને ઉપલા મનની વચ્ચે રહેલું છે. જેમ બે લોહચુંબકની વચ્ચે રાખેલી સોય બેમાંથી એકને વળગી જાય છે તેમ નીચલું મન, ઉપરથી ઉપલા મન સાથે અને નીચેથી કામ સાથે, આકર્ષણના બળ પ્રમાણે ખેંચાયલું રહે છે.

સાધારણ માણસમાં કામનું જોર વધારે તેથી તેનું મન કામ તરફ ખેંચાયલું વધારે રહે છે, અને તેને કામ-મન કહે છે. જો તેને કામથી છૂટું કરવામાં આવે તો તે ઉપલા મન સાથે જોડાઈ જાય. જેમ એક રાજાનો છોકરો બાળપણથી ભીખારી સાથે રહેતો હોય તો તે પોતાને એક ભીખારી તરિકે માને છે તેમ નીચલું મન કામ સાથે રહેવાથી પોતે જે ગ્નાનથી ભરપૂર એવા ઉપલા મનનું કિરણ છે તે વાત ભૂલી જાય છે અને કામનું સ્વરૂપ બની જાય છે.

શરીરમાં હું છું એવું સ્વભાન ( self-consciousness ) ધરાવનાર મન છે. તે મનમાં સ્મરણશક્તિ, ઇચ્છાશક્તિ અને વિજ્ઞાન રહેલાં છે.

નીચલું મન તે ઉપલા મનનો જ એક ભાગ અથવા કિરણ છે, પણ તે કામરૂપ અને સ્થૂલ ઉપાધિના બંધન ( Limitation ) માં પડેલું હોવાથી પોતાનું કુદરતી બલ દેખાડી શકતું નથી સાધારણ રીતે મન શબ્દ કામ-મનના અર્થમાં વપરાય છે.

મનની શક્તિના વધવાનો આધાર સ્થૂલ ઉપાધિ ઉપર રહેલો છે. ઉપાધિ સારી કે ખામી વાળી હોય તે પ્રમાણે મન પોતાનું વધારે કે ઓછું બળ દેખાડે છે. જેમ એક જ પ્રકારનો અગ્નિ જૂદા જૂદા પ્રકારનાં તેલ અને બત્તીઓની માર્ફતે જૂદી જૂદી જાતનો પ્રકાશ આપવાને શક્તિમાન થાય છે તેવી જ રીતે મન એ જૂદી જૂદી ઉપાધિ પ્રમાણે જૂદું જૂદું રૂપ લે છે. જ્યાં કામરૂપ જોરાવર હોય અથવા મગજમાં કાંઈ ખામી હોય ત્યાં મન સારી રીતે પ્રકટી આવતું નથી.

ઉપલું મન ઉપલી ત્રિપુટી ( મન-બુદ્ધિ-આત્મા ) માંનું એક હોવાથી અમર છે અને તે વારંવાર અવતાર ધારણ કરે છે. જેમ એક *એમીબાને જ્યારે ખોરાકની જરૂર હોય ત્યારે તે પોતાનો અમુક ભાગ બહાર કહાડી ખોરાક લઈ પાછો ખેંચી લે છે તે જ પ્રમાણે દર અવતારે ઉપલું મન પોતાનો થોડો ભાગ નીચલાં ચાર તત્ત્વો સાથે જોડી દઈ તેની મદદથી અનુભવ લે છે. અને એ પ્રમાણે ઉપલું મન પોતાના ભુવન ઉપર વધારે અને વધારે જ્ઞાનથી ભરપૂર થતું જાય છે, ક્રિયા અને વિચાર શક્તિ પણ મનમાં રહેલાં છે.

આપણા બંધારણમાં આવતાં દરેક તત્ત્વો પોતાના નીચલાં તત્ત્વોને ઉપાધિ તરિકે વાપરે છે અથવા તેઓની માર્ફતે જ પ્રકટ થઈ શકે છે, મનની ઉપાધિ કામ છે. કામની પ્રાણ; પ્રાણની છાયાશરીર, અને છાયાશરીરની સ્થૂલ શરીર. નીચલાં ચાર તત્ત્વો મનની ઉપાધિ તરિકે કામ આવે છે અથવા તો મન અને નીચલાં તત્ત્વોનો વાદિત્ર વગાડનાર અને વાદિત્રના જેવો સંબંધ છે: નીચલાં ચાર તત્ત્વો વાદિત્ર છે અને મન તેનો વગાડનાર છે. જો વાદિત્રની બનાવટ ખરાબ હોય અથવા તે ભાગેલું તૂટેલું હોય તો વગાડનારો ગમે તેવો પ્રવીણ હોવા છતાં તેમાંથી મધુર અવાજ નીકળતો નથી. તેમ મન એકની ઉપાધિમાં શેકસપિયર જેવું પ્રકટ થાય છે અને બીજાનામાં મૂર્ખ કે દિવાના જેવું પ્રકટ થાય છે. સૂરજનાં કિરણ જેવા રંગના કાચમાંથી પસાર કરવામાં આવે, તેવો પ્રકાશ દેખાય. તે જ પ્રમાણે મનનું છે. વળી જેમ આરસી પર ધુળ પડેલી હોય તો તેમાં સૂરજનું પ્રતિબિંબ પડતું નથી; અને આરસી સાફ કીધાથી તેમાં એવું પ્રતિબિંબ પડે છે કે તેની સામું પણ જોઇ શકાતું નથી, તે પ્રમાણે ઉપલા મન અને નીચલા મનનો સંબંધ છે. નીચલું મન ઉપલાની આરસી છે પણ તે સદા કામની ધુળથી ખરડાયલું હોય છે, અને જ્યાં સુધી કામની ધુળને તેના પરથી સાફ કરવામાં ન આવે ત્યાં સુધી ઉપલા મનનું જ્ઞાનમાં તેનામાં આવી શકતું નથી. જો નીચલાને કામની રજથી છૂટું કરી શકાય તો જ્ઞાનની તંગી નથી.

* Amoeba—એ ઝીણામાં ઝીણું જન્તુ છે.

કામતત્ત્વમાં જુસ્સા તથા વિષયોના ભોગ ભોગવવાની ઇચ્છા રહે છે તેથી તે બહારની વસ્તુથી ખેંચાય છે. અને તે જૂદે જૂદે વખતે કેવી વલણ લેશે તે તે વખતે સંબંધમાં આવનારી વસ્તુની સ્થિતિ ઉપર આધાર રાખે છે, મનમાં વિચાર કરવાની શક્તિ હોવાથી અમુક કામ કરવાથી ફાયદો થશે કે નહીં તેનો વિચાર કરીને વર્તે છે, બહારની વસ્તુઓ જેમ ખેંચે તેમ ખેંચાઈ જાય તે કામ; પણ બહારનું આકર્ષણ ગમે તેવું હોય છતાં અમુક રીતે જ વર્તવું એવો નિશ્ચય કરનાર તે મન જાનવરમાં કામ તત્ત્વ પ્રકટ છે: મન નથી.

પેટ ભરીને જમેલા હોવા છતાં સારું ખાવાનું જોવામાં આવે તો લાગલા ખાવા મંડી જવું, સવારે બિછાનેથી વહેલા ઉઠવાની ઇચ્છા છતાં ન ઉઠવું, અને નઠારી ટેવો છોડવાનો ઇરાદો હોવા છતાં ન છોડવી એ નબળા મનનાં લક્ષણ છે. એવા માણસમાં કામતત્ત્વનું પ્રબળ સમજવું. કેટલાક માણસો એટલા નબળા મનના થાય છે કે અમુક મત ખરું છે એમ જાણતા હોય પણ રખેને મિત્રો મશ્કરી કરે અથવા એવી બીજી કોઈ ધાસ્તીથી ખરું મત આપતા નથી આવા માણસો આસપાસની સ્થિતિ પ્રમાણે જ હમેશાં દોરવાયા કરે છે. તેનામાં પણ કામતત્ત્વનું વિશેષ જોર સમજવું. આ ખામીઓ દૂર કરવા જેવી છે અને તે થયા સિવાય ગુપ્તવિદ્યાના અભ્યાસી થઈ શકાય નહીં.

ઉપલા અને નીચલા મન વચ્ચે જે સંબંધ છે તે અંતઃકરણ કહેવાય છે.

## ૬–૭. બુદ્ધિ—આત્મા.

નીચલાં તત્ત્વોની માફક આત્મા–બુદ્ધિ એ દરેક જણનાં જૂદાં જૂદાં તત્ત્વ નથી. આત્મા—બુદ્ધિ કે જેને 'મોનાડ' ( monad ) અને વ્યષ્ટિચૈતન્ય કહેવામાં આવે છે તે દરેક માણસમાં બંધનથી પર વસ્તુ છે. તમામ સૃષ્ટિમાં એ એક જ છે. સૃષ્ટિમાં હસ્તી ભોગવતી વિદ્યુત, લોહચુંબક વગેરે તમામ શક્તિઓનું તે મૂળ છે. તે એક હોવા છતાં મનની મારફતે જોતાં તેમાં ભિન્નતા ભાસે છે. બુદ્ધિ અને અત્યંત સૂક્ષ્મ પ્રકૃતિ આત્માની ઉપાધિ તરિકે છે. તેની મારફતે જ આત્મા જૂદાં જૂદાં ભુવનો ઉપર પ્રકટ થઈ શકે છે. સૃષ્ટિમાં સાતે ભુવનમાં જે કાંઈ હીલચાલ 'ઇવોલ્યૂશન' ( evolution ) યાને પ્રકટીકરણની થાય છે તે બધી આત્મા—બુદ્ધિના બળથી થાય છે. ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ પણ આત્મા—બુદ્ધિ જ છે.

સૂર્યનાં કિરણ જે જગા ઉપર પડતાં હોય ત્યાં ઉભા રહી સૂર્ય તરફ જોઇએ તો તેનાં કિરણ અસંખ્ય દેખાય. પણ સૂર્યની અંદર ઉભા રહીને જોઇએ તો માત્ર તેનું અખંડ અજવાળું જ ભાસે. આત્માનું પણ એ પ્રમાણે છે. આત્માનું પ્રતિબિંબ દરેક જીવમાં પડતું હોવાથી તે જૂદો જૂદો દેખાય છે પણ મૂળ એક છે.

એક હોવા છતાં અનેક દેખાય છે એનું કારણ માયા અને અજ્ઞાન છે. જ્યાં સુધી દરેક જીવ પોતાને જૂદો માને છે ત્યાં સુધી તે અજ્ઞાનમાં છે. જ્યારે તેને પોતાની એકતાનું ભાન થાય છે ત્યારે તેને 'હું મુક્ત છું' એમ ખાતરી થાય છે. તેમ થવા માટે વિવેક–વૈરાગ્યની મારફતે જ્ઞાનની જરૂર છે. જ્ઞાન સિવાય આત્મા ઓળખી શકાતો નથી.

## 'ઑરા.'

દરેક માણસ, દરેક જીવ તેમ જ દરેક જડ પદાર્થની આસપાસ એક અતિ સૂક્ષ્મ પદાર્થ ફરી વળેલો વિશ્વદૃષ્ટિવાળાઓના જોવામાં આવે છે તેને અંગ્રેજી 'ઑરા' કહે છે. તેની અંદર નાના પ્રકારના રંગ હોય છે. જૂદા જૂદા પ્રકારના સ્વભાવ અને વિચાર ધરાવનારાઓના ઑરામાં જૂદા જૂદા રંગ વત્તા–ઓછા જોવામાં આવે છે. એ ઑરામાં સઘળાં તત્ત્વોના પદાર્થ રહેલા છે. એક નીરોગી માણસના શરીરની આસપાસ એક બે ઇંચને સુમારે ફરતો તે જોવામાં આવે છે. બીજો ઑરા પ્રાણતત્ત્વનો છે. તે જ પ્રમાણે મન અને કામનો પણ જેટલો ભાગ બહાર પથરાયલો હોય તેટલો જોવામાં આવે છે. વિશ્વદૃષ્ટિવાળાને એ ઑરા ચમકતા તરેહવાર રંગોવાળા ઈંડાના આકાર જેવો છે. મનમાં વિચાર આવ્યાથી કે કામમાં જુસ્સો આવ્યાથી તે પ્રકારનાં તત્ત્વોમાં ધ્રુજરીઓ ઉત્પન્ન થાય છે અને તેથી તેમાં જૂદા જૂદા રંગ જોવામાં આવે છે. ઑરા ઉપરથી કોઈ માણસના ગુણ કહી શકાય છે. જેમાં જે તત્ત્વ વધારે ખીલેલું હોય તેમાં તે તત્ત્વના રંગ વધારે જોવામાં આવે છે. પવિત્ર માણસ અને પેગમ્બરોના ઑરા બ્લ્યૂ અને ચકચકિત સુનેરી રંગના હોય છે. પાપીના કાળાશપર હોય છે. બચ્ચાંના દૂધ જેવા રૂપેરી હોય છે.

## ભુવનોની સાબિતી.

આપણી સ્થૂલ ઇન્દ્રિયોમાં પણ વત્તી–ઓછી શક્તિ હોય છે એ સમજ્યા પછી ભુવનોની સાબિતી સહજ થશે. શ્રવણેંદ્રિયનો આપણે દાખલો લઈએ. કોઈ પણ અવાજ જ્યારે હવામાં તેની ધ્રુજરીઓ દાખલ થાય ત્યારે આપણે સાંભળી શકીએ છીએ. એ ધ્રુજરીઓથી આપણા કાનનો પડદો હાલવા માંડે છે અને જેવો જેના કાનનો પડદો તેવું તે સાંભળે છે. જો ધ્રુજરી ઘણી ધીમી હોય અને આપણો પડદો હાલતો ન હોય તો આપણે સાંભળી શકતા નથી. અથવા ધ્રુજરી ઘણી જ ઝડપથી ચાલતી હોય તો પણ આપણે કેટલીક વાર અવાજ ગ્રહણ કરી શકતા નથી. તે પ્રમાણે દરેક માણસની સમજવાની શક્તિમાં તફાવત હોય છે. એ શક્તિમાં જો વધારો થાય તો હાલના કરતાં ઘણું વધારે આપણે દેખી શકીએ, સાંભળી શકીએ અને સમજી શકીએ. વિશ્વદૃષ્ટિવાળાઓએ પોતાની શક્તિમાં વધારો કરેલો હોય છે જેથી તેઓ આ ભુવનોને જોઈ શકે છે અને સમજી શકે છે. ને આપણે પણ વધારો કરીએ તો થઈ શકે. અમેરિકામાં હાલ ઘણાં માણસો તે પ્રમાણે પોતાની શક્તિનો વધારો કરવા લાગ્યાં છે. એ વધારાથી બીજા ઘણા માણસના વિચાર એવી શક્તિવાળો માણસ પરખી શકે છે. થોડા વખત ઉપર સર્વિયાના રાજારાણીનાં જે ભયંકર ખૂન થયાં તેની વિગતવાર હકીકત એક માસ પહેલાં વિશ્વદૃષ્ટિવાળી બે બાઈઓએ કહી હતી. વળી ડૉ. ખેલ્કનના સમક્ષ જેન ડ્રાઇડન નામની એક છોડીએ આંખે પાટા બાંધવા છતાં પણ વાંચી શકવાનો પ્રયોગ કરી બતાવ્યો હતો. આ બધાં પ્રત્યક્ષ પ્રમાણો જોયા પછી હવે કોઇને તેમાં શંકા રહેવાનું કારણ જ નથી.

**એદલજી રૂસ્તમજી દાદાચાનજી.**

---

# બાલસિંહ—મોતીબા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૦૦ થી. )

## પ્રવેશ ૩ જો.

**સ્થળઃ રાજનગરનો દરબાર.**

[ બાલસિંહજી, પોલીટીકલ એજંટ સર વિલ્યમ નિકલસન, કર્નલ ટેલર એડમિનિસ્ટ્રેટર, મી. ઑસ્ટિન, દિવાન વિઠ્ઠલજી, મેઘરાજ, ભાયાતો, હજુરીઓ તથા વારાંગનાઓ પ્રવેશ કરે છે. ]

સર વિલ્યમ નિકલસન—મહારાજા બાલસિંહજી, આપના પિતા મહારાજા જોરાવરસિંહજીના મૃત્યુથી સરકાર બહુ દીલગીર છે. તેઓ સરકારના એક વફાદાર મિત્ર હતા. તેઓ જુના જમાનાના પણ પોતાની રૈયતનું હિત વધારવામાં કાળજીવાળા રાજા હતા. તેમના મૃત્યુ પછી રાજનગરની ગાદીના વારસ તરીકે સરકાર આપને કબુલ રાખે છે. પણ હજી આપ સગીર ઉમરના હોવાથી સરકારે આ રાજ્યનો કારોબાર ચલાવવા માટે મારા મિત્ર કર્નલ ટેલર તથા આપના પિતાના વિશ્વાસુ દિવાન આજમ વિઠ્ઠલજી જે બન્ને અત્ર હાજર છે તેમને જોઈંટ એડમિનિસ્ટ્રેટર નીમ્યા છે. આપ ગાદીને લાયક થાશો ત્યાં સુધી તેઓ સરકારની દેખરેખ નીચે રાજ્ય ચલાવશે. દરમ્યાનમાં આપે ફ્રિટઝજેમ્સ કૉલેજમાં લીધેલી કેળવણીને વધારે ઉંચે શિખરે લઈ જવા માટે મી. ઑસ્ટિન જેઓ પોતાની જગાનો ચાર્જ લેવા માટે અહીં હાજર થઈ ગયા છે ને જેમની વિદ્વત્તા ને લાયકાઇ માટે બે મત છે જ નહિ તેમના સમાગમમાં રહી વિદ્યાભ્યાસ કરવો. કુમાર શ્રી મેઘરાજજી, તમારે સરકારનો ઠરાવ સ્વીકારી રાજ્યના તેમ જ તમારા જાતના હિત માટે ઉદ્યોગી રહેવું. મહારાજા જોરાવરસિંહજી તરફથી તમને જે રકમ મળતી તે નિયમસર મળ્યે જશે. તમને ગરાસ આપવા બાબતમાં મહારાજા બાલસિંહજી પોતે ગાદીએ આવ્યા પછી પોતાને યોગ્ય લાગે તેવી ગોઠવણ કરશે. મહારાજા બાલસિંહજી, હું આશા રાખું છું કે આપના પિતાનું રાજ્ય આપને થોડા કાળમાં સરકારના વહીવટથી વધારે આબાદ થયેલું આપને સોંપવાનો શુભ પ્રસંગ મારી કારકીર્દીમાં આવશે. તે પ્રસંગને વહેલો આણવો એનો આધાર આપની યોગ્યતા ઉપર જ રહેશે.

બાલસિંહ—સર વિલ્યમ નિકલસન સાહેબ, મારા પિતાની છાયા તળે રાજ્યની તાલીમ લેવાની જે હું આશા રાખતો હતો તે નિષ્ફળ ગઈ. તેમના અચાનક મૃત્યુથી અમારા રાજ્ય-દરબારમાં જે ગમગીની પ્રસરી રહી છે તેનો ચિતાર આપી આપને તક-

લીફ આપવા ઇચ્છતો નથી. આજે આપે પધારી જે શ્રમ લીધો છે તે માટે હું આપનો ઉપકાર માનું છું. રાજ્યનો ભાર માથે આવતાં પહેલાં હું વય અને બુદ્ધિથી તે સહી શકું તેવો થવા માટે હું જાતે જ ઉત્કંઠિત છું. દરમ્યાનમાં કાબેલ અને અનુભવી રાજ્યદક્ષ પુરુષોના હાથમાં રાજ્યની લગામ રહે તે ઉચિત જ છે. દેશી રાજ્યના હિત માટે અંગ્રેજ સરકાર બહાદુર જે ચિંતા રાખે છે તે માટે અમે તેમના ઉપકારી છીએ. મને રાજ્યવિદ્યા ને રાજ્યકળા શીખવવા મી. ઑસ્ટિન સાહેબ જેવા વિદ્વાન પુરુષની નામદાર સરકારે નીમણુક કરી એ તેમની નિઃસ્વાર્થી ઉચ્ચ વૃત્તિ પ્રદર્શિત કરે છે.

મેઘરાજ—(સ્વગત) સરકારના રાજ્યમાં દંભ પૂજાય છે. માટે મારા હૃદયનો અગ્નિ બળાત્કારથી દાબી દઇ હું પણ ચાલ વચનની જાળ પાથરૂં. કહ્યું છે કે **'वचने का दरिद्रता.'** (પ્રકાશ) મે. સર વિલ્યમ સાહેબ, આપની સલાહ યોગ્ય છે ને હું તે પ્રમાણે વર્ત્તીશ. બાલસિંહજી, સરકારમાં વારસ ઠરવા માટે મેં જે અરજીઓ આપી તથા બીજો પ્રયાસ કર્યો તે તમામ તમે ભૂલી જજો. એ તો ધર્મયુદ્ધ હતું. તેમાં તમે જીત્યા ને હું હાર્યો, એટલે એ પ્રકરણ ખલાસ થયું. હવે મારા સરખું કામકાજ મને ચીંધવામાં આવશે તો કૃતાર્થ થઇશ.

સર વિલ્યમ નિકલસન—મેઘરાજજી, તમારા શબ્દો સાંભળી હું બહુ ખુશી થયો છું. અગાઉ દેશી રાજ્યમાં રાજાના મૃત્યુ સમયે આંતર યુદ્ધના પ્રસંગો આવતા તે હવે સર્વોપરી સત્તાના ન્યાયકૃત્યથી અટકે છે. આથી શાંતિ, અને શાંતિથી રાજા પ્રજાનું સુખ જળવાઈ રહે છે.

વિઠ્ઠલજી—હજી જો કે મરહુમ મહારાજાનો શોક છોડાયો નથી તો પણ આજના શુભ પ્રસંગની ખુશાલીમાં રાજ્યના રીવાજ મુજબ નાચ રંગ થવો જોઇએ, તેથી આપ સૌની સંમતિથી હવે તે હું શરૂ કરાવું છું.

( વારાંગનાઓનો નાચ શરૂ થાય છે. )

બાલસિંહ—સબુર કરો! દિવાનજીને સૌની સંમતિ હજી મળી નથી. મારા પિતાશ્રીના મૃત્યુનો કારી જખમ હજી મારા હૃદયમાં તાજો જ છે. તેવે પ્રસંગે તમારી કળાનો મારાથી અનાદર થાય તે સ્વાભાવિક છે, માટે તેવા અનાદરનું તમને કારણ જ ન આપવું એ ઉચિત છે.

સર વિલ્યમ નિકલસન—આપના દિવાન સાહેબ રાજ્યના રીવાજથી બહુ સારી રીતે વાકેફ છે. હું જો કે આ દેશનાં નીચ નાચ તથા સંગીતની કદર કરી શકું તેમ નથી, તો પણ હું રાજ્યના રીવાજને માન આપું છું. માટે મંગલાચરણમાં જ રાજ્યના રીવાજનો તમો અનાદર કરો તે ઠીક નહિ.

બાલસિંહ—જેવી આપની ઇચ્છા.

મોતીબા—( છબી જોઇને સ્વગત )–આ તેના મિત્ર બાલસિંહની છબી હશે. ભાઈ કહેતા હતા કે મેં એક તેમની પાસેથી મગાવી છે. તે આજે આવી હશે. પણ મેં તો ભાઈ ઉપરના તેમના કાગળો વાંચીને જ તેમની પરીક્ષા કરી છે. સુંદર મન સુંદર આકૃતિમાં રહે તેમાં કાંઈ નવાઈ નથી.

[ છબી જોયાં કરે છે.

દુર્મિલા—બા સાહેબ, છબી કેમ તાકી તાકીને જુવો છો ? આ છબી ભાઇના મિત્ર બાલસિંહજીની છે.

મોતીબા—બાલસિંહની છે તેથી શું થઈ ગયું ?

દુર્મિલા—થઈ એ ગયું કે તમને તે એવી ગમી ગઇ કે તમે તે હજી હાથમાં ને હાથમાં જ રાખી છે.

મોતીબા—હાથમાં રાખ્યા વિના તે જોવાય ખરી કે ?

દુર્મિલા—જોવા જોવામાં તફાવત છે. આ છબી તો તમારા મનમાં વસી ગઈ છે.

મોતીબા—લે આ તારી છબી. [ એમ કહી છબીનો ધીમેથી ઘા કરે છે.

દુર્મિલા—હાં હાં ! વખતે ફુટી જશે તો ભાઈ વઢશે.

મોતીબા—તો તો તારો જ વાંક નીકળશે. કહીશ કે દુર્મિલા જેમ તેમ લવતી હતી એટલે મેં તેનો ઘા કર્યો.

દુર્મિલા—હ્યો ત્યારે ભાઇને તે પાછી આપી આવું ?

મોતીબા—ચાલી જા ! જ્યાં પડી છે ત્યાં ભલે પડી.

દુર્મિલા—ત્યારે હું ભાઇને કહું છું કે તમે તો તે ફેંકી દીધી ને વળી મને લેવા પણ દેતાં નથી.

મોતીબા—જા, તારે કહેવું હોય તે કહેજે.

દુર્મિલા—આ સખીઓ મારી સાક્ષી છે તેમને હું સાથે લઈ જાઉં છું. તેમના પુરાવા વિના ભાઇ મારી વાત માનશે નહિ.

મોતીબા—ભલે લઈ જા તેમને સાથે. હું કાંઈ ડરતી નથી.

દુર્મિલા—( બીજી સખીઓને જનાન્તિકે )—તમે સૌ હમણાં ધીમેથી પાસેના ઓરડામાં જાઓ. હું બોલાવું ત્યારે આવજો.

[ દુર્મિલા શિવાય બધી સખીઓ જાય છે. દુર્મિલા સંતાઈ રહે છે.

મોતીબા—( છબી હાથમાં લઈ, છાતી સાથે ચાંપીને )—અહા પ્રિય છબી, તારા તરફ જે કૃત્રિમ ધૃષ્ટતા મેં બતાવી છે તે માટે તું મને માફ કરજે. પ્રિય લાલસિંહ, તારી છબી જોયા પહેલાં પણ હું તને જ વરી ચૂકી હતી. તેમાં આ છબી જોઇ ત્યારથી તો હું ઘેલી જ બની ગઈ છું. ( છબી ફરી જુવે છે. ) શું મારા અવિવેકથી આપ ગુસ્સે થયા છો? મારા અપકૃત્યનું આપ મને પ્રાયશ્ચિત બતાવો. હવે મારે તમને મનાવવા કેમ? લ્યો આ હીંડોળે પોઢો ને હું ગાઈ આપનું મન રંજન કરૂં.

[ છબીને હીંડોળા ઉપર સુવાડે છે ને હીંડોળાને પોતાના હાથવતી હીંચકા નાખે છે.

એક વાર કરો મને માફ, પ્રિતમ મુજ પ્યારા રે;
વરસાવો દીનાનાથ, દયામૃત ધારા રે. એક૦

મુજ બાળાનું ચોર્યું ચિત્ત, કરી મને ઘેલી રે;
તે સ્વસ્થ થશે તમ સંગ, રમતાં કેલી રે. એક૦

અબળાપર કરવો ક્રોધ, ઘટે નહિ શૂરા રે;
નહિ તો થાશે પ્રિય નાથ, કાળજું ચૂરા રે. એક૦

દુર્મિલા—( આગળ આવીને )—વાહ, બા સાહેબ, વાહ! સખીઓ, અહીં આવો.

[ સખીઓ ફરી પ્રવેશ કરે છે. ]

દુર્મિલા—જોયું આ? કહેવું કાંઈ ને કરવું કાંઈ. કેવાં પકડાયાં છે?

સખીઓ—

જોઈ જોઈ તમારી ચતુરાઈ આ વાર;
અમે જાણ્યા હવે તમ પ્રાણ–આધાર. જોઈ૦

મુગ્ધાની લીલા અમે, જોઇ થયાં દિઙ્મૂઢ;
તમ અવયવ ઉપર હવે, કામ થયો આરૂઢ.
નવ યૌવનથી તમે સુંદર અપાર. જોઈ૦

( વારાંગનાઓ નાચ કરે છે તથા ગાય છે. )

સર વિલ્યમ નિકલસન—કચેરી બરખાસ્ત !

[ સૌ જાય છે.

મેઘરાજ—( જતાં જતાં સ્વગત )—પોલીટીકલ એજંટે મને કહ્યું કે તમારે રાજ્યના તથા તમારા જાતના હિત માટે ઉદ્યોગી રહેવું. મારો પણ એ જ ઉદ્દેશ છે, માટે તેનું કહેવું હું અક્ષરે અક્ષર પાળીશ. જ્યાં સુધી બાલસિંહ જીવતો છે ત્યાં સુધી મેઘરાજ એક ક્ષણ પણ આરામ લેનાર નથી.

[ જાય છે.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળઃ વસંતપુરનું અંતઃપુર.

[ મોતીબા તથા તેની સખીઓ પ્રવેશ કરે છે. ]

પહેલી સખી—હવે તો, બાં સાહેબ, આપે અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો. અક્ષર પણ આપ આપના નામ પ્રમાણે મોતી જેવા કાઢો છો.

મોતીબા—અંગ્રેજી રાજ્યભાષા છે, વળી તે ભાષામાં ઉત્તમ પુસ્તકો લખાયેલાં છે માટે તે શીખાય તો સારૂં. બાપુ જુના વિચારના હોવાથી તે ભાષા શીખવવા માટે મારે માટે કોઈ મડમ સાહેબને રાખે તેમ નથી. એટલે હિમ્મતભાઈ ફુરસદ વેળાએ જે શીખવે તે જ મારે શીખવાનું છે. તેઓ મારે માટે કેટલો શ્રમ લે છે! તેણે જ મારામાં અંગ્રેજી વિદ્યા શીખવાનો અભિલાષ પેદા કર્યો.

બીજી સખી—પણ આ વાત તમારાં નવાં માજીને પસંદ નહિ પડે. તે કહેશે કે બાયડીને વળી અંગ્રેજી શીખવાનું શું કામ ?

મોતીબા—તેમની સમજણ પ્રમાણે તેમનું કહેવું ખોટું નથી. અંગ્રેજી વિદ્યા કેવળ કમાવાને માટે અથવા અંગ્રેજોની સાથે વાતચીત કરવાને માટે શીખાતી હોય તો તેવું કહેવું બરાબર છે. પણ સ્ત્રીનું કર્તવ્ય એ છે કે પોતાના સ્વામીને દરેક રીતે અનુકૂળ તથા રુચિકર થવા માટે તેણે આ જમાનામાં ગણાતી તમામ પ્રકારની નિપુણતા સંપાદન કરવી. તેટલા માટે તેણે નૃત્ય, સંગીત, ચિત્રકળા, કાવ્ય વિગેરે શીખવાં.

ત્રીજી સખી—પણ આપનું ક્યાં હજી સગપણ પણ કરવામાં આવ્યું છે ! મહારાજા ગજે-

,, દ્રસિંહજી જે વર ખોળી કાઢશે તેને આપને વરવાનું છે. માટે અત્યારથી કેમ કહી શકાય કે તેને તમારી વિદ્યા અનુકૂળ પડશે કે કેમ ?

મોતીબા—હું તો કેવળ સામાન્ય વિષય ઉપર બોલતી હતી ત્યાં તું કાં મારા ઉપર ઓઢાડી દે છે ?

ત્રીજી સખી—એ તો હું સુમજી. તમે ભલે વાત ઉડાવી દેવા ધારતાં હો, પણ અમે કાંઈ મૂઢ નથી. તમારે તો અંગ્રેજી ભણેલા વિદ્વાન રસિક રાજકુમારને પરણવું છે તે અમે જાણ્યું.

મોતીબા—ધારતી હો તો ભલે એમ ધાર. તું મને કેવા વરને વરવા ઇચ્છે છે ?

ત્રીજી સખી—મારી ઇચ્છા શું કામની ? મારા હાથમાં હોય તો હું તો તમને રાજનગરના બાલસિંહજીને પરણાવી દઉં.

મોતીબા—તે તો નવાં માજીના ઓરમાન ભાઈ થાય એ કે નહિ ?

ત્રીજી સખી—હા એ જ. તેઓને ગાદીના હકદાર ઠરાવવા સાહેબ આવ્યો હતો ત્યારે હું ત્યાં હતી. મેં તેમને જોયા. તે તો સાક્ષાત્ કામદેવનો અવતાર છે.

પહેલી સખી—ને, બા, તમે સાક્ષાત્ રતિનો અવતાર છો.

બીજી સખી—તમે બેઉ કહો છો તો ઠીક, પણ કામ ને રતિનો મેલાપ કેમ થાય તેનો કાંઈ તમને ઉપાય સૂઝે છે ?

મોતીબા—માંહી માંહી શું બકો છો ? આવી મશ્કરી જવા દો.

[ દુર્મિલા બાલસિંહની છબી લઈ પ્રવેશ કરે છે. ]

મોતીબા—સખિ દુર્મિલા, તું ક્યાં હતી ને આ શું લાવી ?

દુર્મિલા—હું હિંમતસિંહજી ભાઈ પાસેથી આવું છું. તેણે મને આ છબી તમને બતાવવા મોકલી છે.

[ છબી મોતીબાને આપે છે.

ઇચ્છાવર તમ પામશો, ધરો હૃદયમાં ધીર;
મનવાંચ્છિત કરશો નકી, સદા તમારા વીર.
પડદો રાખો નહિ તેની પાસે લગાર. જોઈ.

દુર્મિલા—બા સાહેબ, હિંમતસિંહભાઇ અહીં આવતા જણાય છે.

[ હિંમતસિંહ પ્રવેશ કરે છે. સૌ તેનાં દુઃખડાં લે છે. ]

હિંમતસિંહ—જે અમુલ્ય ચીજની હું રોજ વાટ જોતો હતો તે આજે આવતાં તરત તમને જોવા મોકલી આપી.—બેન, તમે શા માટે શરમાઓ છો ?–ઇશ્વરનો હું બે બ-ક્ષિસ માટે ખાસ ઉપકાર માનું છું, એક તારા જેવી ડાહી, સરળ ને પ્રેમાળ બેન આપી તે માટે; ને બીજું બાલસિંહ જેવો મિત્ર આપ્યો તે માટે તને મારા મિત્ર કેવા લાગે છે ? તેનામાં રૂપ પ્રમાણે જ ગુણ છે.

મોતીબા ( શરમાઇને )—તમારા મિત્ર, એટલે કહેવું શું ?

હિંમતસિંહ—મારી વહાલી બેન, તને યોગ્ય વર મળે તેનો હું નિરંતર વિચાર કરૂં છું. વાતચીતમાં હું હમેશાં તારી વૃત્તિનો અભ્યાસ કરૂં છું આપણામાં ઓઝલનો રીવાજ તેથી કુંવરીઓ ઇચ્છાવર ક્યાંથી પરણી શકે ? ગાય ને કન્યા જ્યાં દોરીએ ત્યાં દોરાય એવી પ્રથા આપણામાં ચાલતી આવે છે. પણ આવો અનર્થ મારી બેનને ન ભોગવવો પડે તે સારૂ મારા મિત્રના પત્રો તને હું વંચાવતો આવ્યો છું. તેના પત્રો સાધારણ માણસના નિર્માલ્ય પત્રો જેવા નથી. તેનું હૃદય, તેનું જ્ઞાન, તેની ઉચ્ચ ભાવનાઓનો તેઓ સારો ચિતાર આપે છે. તેના મનની મેં તને ઝાંખી કરાવી છે. હવે આ છબીથી તેના તનની પણ તેં ઝાંખી કરી હશે. બોલ જોઇએ, તેની સાથે તારૂં સગપણ કરવામાં આવે તે તારી મરજીને અનુકૂળ છે કે કેમ ?

[ મોતીબા બહુ શરમાય છે ને દુર્મિલાને જવાબ આપવા નિશાની કરેછે.

દુર્મિલા—બા સાહેબ બહુ શરમાળ છે, તેથી તે તમને જવાબ નહિ આપે, પણ તેના તરફથી હું જવાબ આપું તે પહેલાં મારે આપને પૂછવું જોઇએ કે બાલસિંહજી સાથે તેમનું સગપણ કરવા આપ કેવી રીતે સમર્થછો ?

હિંમતસિંહ—મેં બાપુની સાથે વાત કરી છે. બાલસિંહ હવે ગાદીના વારસ ઠર્યા એટલે બાપુએ પોતાનો વાંધો છોડી આપ્યો છે, ને માજીએ પણ સગપણ માટે સંમતિ આપી છે. માત્ર બાની ઇચ્છા હોય તો હવે તે નક્કી કરવાનું છે.

દુર્મિલા—મેં બાસાહેબના વિચાર જાણ્યા છે. તે તો મનથી ક્યારનાંએ બાલસિંહજીને વરી ચુક્યાં છે.

હિમત્તસિંહ—હું ઘણો જ ખુશી થયો. હવે બાપુ પાસે જઈ દિવાનજીને આ વેવિસાળ કરવા માટે રાજનગર મોકલવાનું કહીશ. હમણાં રાજનગરનાં શોક છે, પણ તેથી વાતચીત કરી નક્કી કરવામાં અડચણ નથી. ઇશ્વર મારા ને તમારા મનોરથ પૂરા કરો !

[ જાય છે.

મોતીબા—

વરી છું મનથી વરીશ તનથી, બાલસિંહ નૃપવર મુજ કંથ;
તમ સાથે હું રહેલ સુખથી, કરીશ ભવસાગરનો પંથ.
ભાગ્યશાળી હું ભ્રાત માહરો, મુજ હિત માટે છે ઉત્કંઠ;
મેળવશે મુજ પ્રાણનાથને, માળ રોપશે કંઠે કંઠ.

[ સૌ જાય છે.

હરજીવન ભગવાનજી શુકલ.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨. અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ, સંવત ૧૯૬૦.

## દિગ્-દર્શન.

"The great bulk of the Indian press mainly concerns itself with what may be called *administrative* politics. But it must be admitted that, while this branch has its own importance, what may be called *fiscal and industrial* politics, as involving the wider and more permanent interests of the country, demand a closer and a more regular study......In my humble opinion, these questions should be more generally studied by our politicians and journalists than is the case at present; and *their views should be more largely diffused* among the classes that take an interest in public affairs.*"

*G. Subramania Iyer.*

જકાતી. બિનજકાતી. આર્થિકનીતિ

હિન્દુસ્તાનનો આર્થિક પ્રશ્ન ઘણો વિકટ છે, અને વિકટ છે તેટલો જ મહત્ત્વનો છે. એ સંબન્ધી આપણા વિચાર જેમ બને તેમ વધારે સ્પષ્ટ, ચોકસ અને સકારણ થવાની ઘણી જરૂર છે એટલા માટે આ પત્રમાં એ બાબત વારંવાર ચર્ચા કરવામાં આવે છે.

* "Some Economic Aspects of British Rule in India." [ ઇટાલિક ટાઈપ વાચકનું લક્ષ ખેંચવા સારૂ અમે મૂક્યાં છે. ]

અમારા વાચકોને સારી રીતે યાદ હશે કે હમણાં થોડાક વખત ઉપર, મિ. બરજોરજી પાદશાહે "ઇન્ડીયન ટેક્સ્ટાઇલ જર્નલ" માં હિન્દુસ્તાનને પરદેશી માલ ઉપર જકાતી નીતિ લાભકારક છે કે બિનજકાતી એ વિષે વિદ્વત્તાભરેલી ચર્ચા કરી હતી, એની સર્વે દલીલો અમે અમારા વાચકો આગળ મૂકી હતી, તથા એ સ્હામે અમારા વાંધા દર્શાવ્યા હતા. હાલમાં, ભાવનગરના માજી રેવેન્યુ કમિશનર મિ. લલ્લુભાઈ સામળદાસે 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' પત્રમાં એ જ પ્રશ્નને ફરી ઉપસ્થિત કર્યો છે, અને એમણે પણ મિ. પાદશાહના સિદ્ધાન્તને ટેકો આપ્યો છે.

મિ. લલ્લુભાઇની દલીલમાં ત્રણ મુદ્દાઓ છે:—

(૧) તેઓ કહે છે કે આ પ્રશ્નને કેવળ આર્થિક પ્રશ્ન તરીકે ન વિચારતાં સર્વ પ્રકારે એટલે કે સામાન્ય જનસ્થિતિ ઉપર અમુક આર્થિક નીતિની શી અસર થશે ઇત્યાદિ ધ્યાનમાં રાખીને—વિચાર કરવો જોઇએ. અને એ રીતે વિચાર કરતાં, નૈતિક—રાજકીય—અને સામાજિક સર્વ રીતે જકાતી નીતિ નુકશાનકારક જણાય છે. આ અભિપ્રાયના સમર્થનમાં તેઓનું એમ કહેવું છે કે જર્મનિ અને અમેરિકા (યુનાઇટેડ્ સ્ટેટ્સ્)—જ્યાં જકાતી નીતિનું પૂર્ણ જોર છે—તે કરતાં ઇંગ્લંડ—જ્યાં બિનજકાતી નીતિ ચાલે છે—ત્યાંના સામાન્ય લોક વધારે સુખી છેઃ ઇંગ્લંડમાં જેવો સુખી અને બળવાન "middle class" મધ્યમ વર્ગ છે તેવો અમેરિકા કે જર્મનિમાં નથી. ઇંગ્લંડના લોક ચોખ્ખા છે તેવા અમેરિકાના નથીઃ અમેરિકામાં પ્રતિનિધિઓની પસન્દગી વખતે અમુક પુરુષો અમલદારીએ આવશે તો આપણા માલનું સંરક્ષણ થશે એવી સ્વાર્થબુદ્ધિથી પુષ્કળ લાંચ વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. વળી રાજકીય દૃષ્ટિએ પણ જકાતી નીતિ હાનિકારક છે. જેઓ વારંવાર યુરોપિયન અને દેશી વચ્ચે સરકાર ભિન્નભાવ રાખે છે એમ પોકાર ઉઠાવે છે તેઓએ જાણવું જોઇએ કે જકાતી નીતિ દાખલ થવાથી આવા ભિન્નભાવના પ્રસંગો વધશે, આપણા જનસમાજમાં પણ એક એકથી વિરુદ્ધ સ્વાર્થો ઉત્પન્ન થશે અને દરેક જણ રાજ્યતન્ત્રનો પોતાના લાભમાં ઉપયોગ કરવા યત્ન કરશે.

મિ. લલ્લુભાઇની આ દલીલ જો યથાર્થ હોય તો એ બેશક ઘણી વજનદાર છે. પણ એ યથાર્થ છે ખરી? ઇંગ્લંડનો મધ્યમ વર્ગ ઘણો સુખી અને બળવાન છે—જેવો અમેરિકા જર્મનિમાં મળવો અશક્ય છે એ વાતની કોઈ ના પાડશે નહિ. પણ આ સ્થિતિનું ખરૂં કારણ મિ. લલ્લુભાઈ ધારે છે તે કરતાં અમને જુદું જ લાગે છે. ઇંગ્લંડનો મધ્યમ વર્ગ આટલો પ્રબળ થએલો છે એનું એક કારણ એ દેશનું રાજકીય બન્ધારણ છે, અને બીજું કારણ એ દેશમાં સંચાથી કારખાનાં ચલાવવાની યુક્તિ બીજા દેશો કરતાં પહેલી અને ખરે વખતે હાથ લાગી એ છે. આ બીજા કારણને લીધે એના ઉદ્યોગો સૌ કરતાં વહેલા અને વધારે ઝડપથી ખીલ્યા; વિશેષમાં, હિન્દુસ્તાનનો મ્હોટો બજાર એમને ખુલ્લો—બિનજકાતી—હાથ આવ્યો; અને એ જ વખતે યુરોપની બીજી પ્રજાઓ અનેક યુદ્ધ લઢી પાયમાલ થઈ ગઈ હતી, એમનાં ક્ષેત્રો ખેતી અને કારીગરીનાં પરાક્રમોથી છવાવાને બદલે રુધિરથી ખરડાયાં હતાં, અને માંહોમાંહે વિગ્રહ ધૂંધવાયા અને સળગ્યા કરતો હતો.—જેને

પરિણામે એ પ્રજા ઈંગ્લંડ જોડે પરદેશના વેપારમાં હરીફાઈ ન કરી શકી એટલું જ નહિ પણ પોતાને પણ ઈંગ્લંડનો માલ ખરીદવાની જરૂર પડી. આવા અનેક સંજોગો ઈંગ્લંડની સમૃદ્ધિ વધવામાં કારણભૂત થયા અને પછી લક્ષ્મીના મહાનિયમાનુસાર એક વખત વધવા માંડેલો પૈસો ઉકરડાની માફક ક્ષણે ક્ષણે વધતો ચાલ્યો. આ વૃદ્ધિમાં ઈંગ્લંડે પોતે સ્વીકારેલી બિનજકાતી નીતિ ભાગ્યેજ એ સમૃદ્ધિનો સન્તોષકારક ખુલાસો કરી શકે એવું કારણ છે; ઉલટું, એ નીતિ જે બીજા દેશોએ સ્વીકારી હતી એનો જ લાભ એણે પોતે લીધો છે. મધ્યમ વર્ગની સમૃદ્ધિ એ મજૂર વર્ગને પણ લાભકારક થાય છે, અને તેમાં વળી ઈંગ્લંડનું રાજ્ય-બન્ધારણ મજૂર વર્ગના સ્વાતન્ત્ર્ય અને સુખ તરફ બીજા દેશના કરતાં વધારે લક્ષ આપતું હોવાથી, એ વર્ગ સૌ કરતાં ઈંગ્લંડમાં વધારે સુખી જોવામાં આવે છે. હવે બીજા દેશોના આન્તર કલહ જેમ જેમ શમતા જાય છે, ત્યાંના નીચલા વર્ગના સુખ ઉપર રાજ્યતન્ત્રીઓ તરફથી વિશેષ ધ્યાન અપાતું જાય છે, તેમ તેમ જકાતી નીતિ સ્વીકાર્યા છતાં પણ એ દેશમાં નીચલા વર્ગની સ્થિતિ સારી થતી જોવામાં આવે છે. સેવિંગ્ઝ બૅંકમાં જમે થતાં નાણાં ઉપરથી નીચલા વર્ગની સ્થિતિ વિષે કાંઈ પણ અનુમાન નીકળી શકતું હોય તો નીચેના આંકડાઓ* શું સૂચવે છે એ વિચારોઃ—

| દેશ | માણસ દીઠ જમે. પા. શિ. પે. |
| --- | --- |
| ડનમાર્ક. | ૧૫-૧૧—૬¼. |
| સ્વિટ્ઝર્લૅંડ. | ૧૩—૮—૮¾. |
| જર્મનિ. | ૭-૧૦—૬¾. |
| નૉર્વે. | ૭—૮—૭½. |
| ઑસ્ટ્રેલિયા. | ૬—૬—૪. |
| બેલ્જિયમ. | ૬—૭—૦½. |
| યુનાઇટેડ્ સ્ટેટ્સ. | ૬—૪-૧૦½. |
| ઑસ્ટ્રેલિયા-હંગરિ. | ૫—૮—૩¾. |
| સ્વીડન. | ૫—૧—૫¼. |
| ફ્રાન્સ. | ૪—૮—૮½. |
| ગ્રેટ બ્રિટન. | ૪—૨—૫¾. |

આમાં ગ્રેટ બ્રિટન શિવાયના બધા દેશ જકાતી નીતિનું અવલંબન કરે છે—અને એ સર્વ કરતાં ગ્રેટ બ્રિટનની સેવિંગ્ઝ બૅંકમાં માથા દીઠ જમે નાણાં ઓછામાં ઓછાં છે.

સ્વીડનનો દાખલો બહુ બોધક છે. સ્વીડન લાંબા વખત સુધી બિનજકાતી નીતિને વળગેલું હતું—એણે ઇ. સ ૧૮૮૮ માં જકાતી નીતિ સ્વીકારી, અને ત્યાંની સેવિંગ્ઝ બૅંકની ઇ. સ. ૧૮૮૬ અને ૧૯૦૧ ની થાપણ વચ્ચે નીચે પ્રમાણે ફેરફાર છેઃ—

| | |
| --- | --- |
| ઇ. સ. ૧૮૮૬ | પાઉંડ—૧૩,૧૫૫,૦૦૦ |
| ઇ. સ. ૧૯૦૧ | ૨૯,૭૩૨,૦૦૦ |

* આટલા આંકડાઓ અમે 'યુનાઇટેડ્ ઇન્ડિયા'ના એક અંકમાંથી લીધા છે.

બિનજકાતી આર્થિક નીતિના સંબન્ધમાં ઈંગ્લંડનો દાખલો લેવાની ભલામણ કરનાર ગૃહસ્થોને એક એ પણ સ્મરણ કરાવવાની જરૂર છે કે ઈંગ્લંડની બિનજકાતી નીતિ કારીગરીના માલ સંબન્ધે શરૂ થઈ નહતી—પણ અનાજનો પ્રશ્ન જ એની આગળ ઉપસ્થિત હતો. અનાજ, અને કારીગરી માટે જોઇતો કાચો માલ (જેમ કે રૂ વગેરે) પરદેશથી વગરજકાતે આવવા દેવાનો પ્રશ્ન આપણા દેશમાં ઉભો જ થતો નથી. પરદેશથી અનાજ લાવવાની આ દેશને કદી પણ જરૂર પડવાની નથી, અને કાંઇક પરવડી શકે એવે ભાવે જે કાચો માલ અત્રે થઇ શકતો નથી તે, તથા કારીગરીના સંચા વગેરે જરૂરી સાધનો વગર જકાતે પરદેશથી ન આવવા દેવાં એમ કોઈ જ કહેતું નથી.

મિ. લલ્લુભાઈ ઈંગ્લંડ અને બીજા દેશની રાજકીય શુદ્ધિ વિષે જે કહે છે એનો ખુલાસો પણ ઈંગ્લંડ અને એ દેશોના જનસ્વભાવના ભેદથી તેમ જ રાજકીય બન્ધારણના ભેદથી જ ખરેખરો થઈ શકે છે. જકાતી નીતિ દાખલ થઇ એટલે સરકારી પક્ષપાતના પ્રસંગો વધશે—એ દલીલ સૌથી વધારે વજનદાર છે, અને એની યથાર્થતા અમે સ્વીકારીએ છીએ. પણ આ દેશ પરદેશી હરીફાઇથી એવો પાયમાલ થઈ જતો જોઇએ છીએ કે આ પક્ષપાતના ફક્ત ભયથી જ જકાતી નીતિ નાપસન્દ કરવી એ અમને ભૂલભરેલું લાગે છે આખરે બ્રિટિશ પ્રજાની ન્યાય બુદ્ધિ ઉપર અને દિવસે દિવસે આપણે હિન્દુસ્તાનના રાજ્યતન્ત્રમાં વિશેષ ભાગ મેળવીશું એવી આશા ઉપર વિશ્વાસ રાખ્યા વિના છૂટકો નથી. આ આશા છેક મૃગતૃષ્ણા જ છે એમ નથી: કોઇ પણ પ્રજા ખરા નિશ્ચયથી દૃઢ આગ્રહથી અને સાચા હૃદયથી અમુક સ્થિતિ પ્રાપ્ત કરવા યત્ન કરે તો તેમાં કદી પણ નિષ્ફળ ન થાય એ પરમાત્માનો મહા નિયમ છે, અને એ નિયમ ઉપર અમને પૂર્ણ વિશ્વાસ છે—એ નિયમને સિદ્ધવત્ માનીને જ આપણે દેશોદ્ધારની વાત સરખી પણ કરી શકીએ છીએ: રાજ્યશાસ્ત્ર માત્રનું એ postulate એટલે કે જરૂરી તરીકે સ્વીકારી લીધેલું સત્ય છે.

મિ. લલ્લુભાઈ જે એમ ભય બતાવે છે કે જકાતી નીતિ દાખલ થવાથી આપણામાં જુદા જુદા સ્વાર્થો બન્ધાશે, અને માંહોમાંહ્ય કલહ ઉપજશે એ સંબન્ધમાં એટલું જ કહેવાનું કે એ સ્થિતિ હજી ઘણી-ઘણી દૂર છે, અને એ પ્રાપ્ત થશે તે દહાડે પરદેશી માલ ઉપર જકાત નાંખવાની જરૂર પણ નહિ રહે.

(૨) મિ. લલ્લુભાઇની બીજી દલીલ એ છે કે બિનજકાતી નીતિ નીચે હિન્દુસ્તાનના ઉદ્યોગો હજી સુધી ફતેહમન્દ નીવડ્યા છે, અને તેથી જકાતી નીતિ અવલંબવાની જરૂર નથી. પોતાના અભિપ્રાયના સમર્થનમાં તેઓ સૂતર-ઉન અને ગુણપાટનાં કારખાનાંઓની તથા સોનું-લોઢું-અને કોલસાની ફતેહમન્દી બતાવે છે.

પણ ખરી વાત તો એ છે કે આ ફતેહમન્દી ભાગ્યે જ સન્તોષકારક ગણી શકાય એવી છે, અને જેટલી છે તેટલી જકાત ન હોવાને લીધે થઈ નથી પણ જકાત ન હોયા છતાં થઇ છે. વળી બીજા કેટલાક ધન્ધાઓમાં પણ જે તેજી દેખાય છે એ પરદેશી મૂડીને લીધે છે, અને એ ધન્ધાઓની સર્વ વ્યવસ્થા પરદેશી કંપનીઓને હાથ હોવાથી એનો સઘળો નફો પરદેશ જ ચાલ્યો જાય છે.

મિ. લલ્લુભાઇએ પહેલો ઘખરો સૂતર અને સૂતરાઉ કાપડનો લીધો છે અને હિન્દુસ્તાનની સ્થિતિ બ્રિટિશ રાજ્ય નીચે કેવી સુધરતી જાય છે એ બતાવવા માટે સરકાર તરફથી " Moral and Material Progress of India " નામે જે લેખો વખતો વખત પ્રકટ થાય છે એના છેલ્લા અંકનો આધાર ટાંકી તેઓ જણાવે છે કે આપણાં કારખાનાંઓમાં હવે પહેલાં કરતાં વધારે અને ઝીણો માલ થાય છે, અને જાડો માલ તો આખા હિન્દુસ્તાનને આપણાં કારખાનાં જ પૂરો પાડે છે એટલું જ નહિ પણ ચીન આફ્રિકા વગેરે સ્થળે પણ ચઢાવે છે. આ કારખાનાં વખતો વખત મન્દીમાં આવી પડે છે એ વાત મિ. લલ્લુભાઈ કબૂલ કરે છે: અને એનાં કારણ તરીકે એજન્ટોની કમિશન પદ્ધતિ, જાપાનની હરીફાઈ, રૂની મોંઘવારી, નવી ચલણ નીતિ, બે ભારે દુકાળ, અને દરેક વર્ષે મુંબાઇમાં થતી મરકી—એટલાં ગણાવે છે.

મિ. લલ્લુભાઇને સહજ લક્ષમાં રહેવું જોઇએ કે એમણે ગણાવેલાં આ કારણોમાંનાં ઘણાં ખરાં તો લગભગ નિત્ય જેવાં—હજી લાંબો વખત ચાલે એવાં—છે, અને એ કારણથી જ પરદેશી હરીફાઈ સ્હામે કાંઇક જકાતી આશ્રયની માગણી કરવી પડે છે.

પહેલાં કરતાં હવે કાંઇક વધારે અને ઝીણો માલ ઉત્પન્ન થાય છે એટલાથી મિ. લલ્લુભાઇને ભલે સન્તોષ થતો હોય, પણ અમને તો આ દિશામાં હજી ઘણું કરવાનું બાકી જણાય છે,§ અને એ થઈ શકતું નથી તેમાં મુખ્ય કારણ પરદેશી કાપડની હરીફાઈ છે. મિ. લલ્લુભાઇને સુવિદિત હોવું જોઇએ કે આપણા દેશમાં ઝીણું કાપડ તૈયાર થતું નથી તેનું મુખ્ય કારણ આવડની ખામી નથી, પણ પરદેશી માલ જેટલું એ સોંઘું કરી શકાતું નથી એ જ છે. હજી આ ધન્ધામાં આપણે કયે સ્થાનેકું છીએ એ નીચેના આંકડા ઉપરથી સમજાશે: ( આ અને આ પછી આવતા સર્વ આંકડા અમે " Financial and Commercial Statistic of British India—Tenth Issue 1903."માંથી લીધા છે).

ઇ. સ. ૧૯૦૨-૩માં હિન્દુસ્તાનમાં બધી મળીને ૨૦૧* મિલ નોંધ ઉપર છે, જેમાંની—

૧૧૩ ફક્ત સૂતર કાઢે છે;

૮૪ સૂતર અને કાપડ બન્ને કાઢે છે;

૩ ફક્ત કાપડ કાઢે છે.

§ આ આખો લેખ લખ્યાપછી મિ. સુબ્રહ્મણ્ય આયરનો સુતર-કાપડના ઉદ્યોગ સંબન્ધેનો એક લેખ અમારા વાંચવામાં આવ્યો છે એમાં, આપણો એ ઉદ્યોગ હજી કેવી બાલ્યાવસ્થામાં છે એ એમણે બહુ સારી રીતે બતાવ્યું છે. ફરી વિચારી જોતાં, એમાં કાંઇક વિશેષ જાણવાજેમ ઊહાપોહ જણાશે તો તે અમે આગળ ઉપર આપીશું.

* એમાંથી ૧૨ બંધ કરવામાં આવી હતી.

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે હાથ વણવાનો ધન્ધો આપણા દેશમાં કેટલો ચોડો છે. ઘણીકવાર એમ કહેવામાં આવે છે કે પરદેશી માલ ઉપર જકાત નાંખવી એનો અર્થ એટલો જ કે જકાતના પ્રમાણમાં એ માલ મોંઘો થવાનો અને તેટલે અંશે એ જકાત તે અહીંઆંના વાપરનાર ઉપર એક આડકતરા કર રૂપ થવાની: એથી કાંઇ પરદેશથી માલ આવતો અટકવાનો નથી. પણ આ દલીલ કેવી ખોટી છે એ નીચેના આંકડાથી જણાશે: સને ૧૮૯૪ના ડિસેંબરમાં અમુક નંબર ઉપરના પરદેશી કાપડ ઉપર પાંચ ટકા જકાત નાંખવામાં આવી કે તુરત જથામાં **ચુંવાળીસ કરોડ** યાર્ડ અને કિંમતમાં **સાત કરોડ** રૂપીઆ જેટલો કાપડની આયાતમાં ઘટાડો થઈ ગયો

| | ૧૮૯૩-૯૪ | ૧૮૯૪-૯૫ | ૧૮૯૫-૯૬ |
|---|---|---|---|
| યાર્ડ. | ૨,૧૩૦,૩૭૦,૨૩૯ | ૨,૨૫૮,૬૩૯,૦૪૨ | ૧,૭૧૬,૦૧૦,૩૩૫ |
| કિંમત રૂ. | ૨૮,૫૮,૫૭,૬૮૨ | ૨૯,૨૦,૮૧,૪૮૬ | ૨૨,૨૦,૯૫,૯૧૩ |

વળી, અત્રે જણાવવું જોઇએ કે સને ૧૮૮૮-૮૯ પછીથી કાપડની આયાત આટલી ઓછી કોઈ વર્ષમાં જોવામાં આવી નથી. કિંમતનો આંકડો લેતાં પણ સને ૧૮૮૫-૮૬ પછીથી ઓછામાં ઓછો આંકડો સને ૧૮૯૫ ૯૬ નો છે. ૧૮૯૬ ના ફેબ્રુઆરીમાં પાંચ ટકા જકાત ઘટાડીને ૩॥ ટકા કરવામાં આવી, અને આપણા દેશનાં કારખાનાંના અમુક પ્રતિના માલ ઉપર સ્હામી જકાત નાંખવામાં આવી—ત્યારે જ ધીમે ધીમે વિલાયતના માલની આયાતમાં જીવ આવવા લાગ્યો.

વળી એ જ અરસામાં હિન્દુસ્તાનના નિકાસના—

| | સને ૧૮૯૪-૯૫ | ૧૮૯૫-૯૬ | ૧૮૯૬-૯૭ | ૧૮૯૭-૯૮ |
|---|---|---|---|---|
| યાર્ડ- | ૧૯૩,૧૧૩,૩૨૬ | ૧૮૫,૩૬૭,૩૪૫ | ૧૪૬,૮૮૯,૮૮૨, | ૧૩૧,૧૯૭,૭૫૫ |
| | સને ૧૮૯૮-૯૯ | ૧૮૯૯-૧૯૦૦ | ૧૯૦૦-૦૧ | ૧૯૦૧-૦૨ |
| યાર્ડ- | ૧૩૦,૩૬૫,૫૨૭ | ૧૩૭,૦૫૮,૩૭૪ | ૧૩૦,૯૩૨,૮૦૨ | ૧૪૫,૦૦૨,૨૯૮ |

—ઉપરના આંકડા ઉપર દૃષ્ટિ ફેરવીએ છીએ તો જણાય છે કે સને ૧૮૯૪ના ડિસેંબરમાં જકાત પડી ત્યાર પછીથી નિકાસમાં ઘટાડો થયો. આ અરસામાં મિલોની સંખ્યા અને થાપણમાં વધારો થયો છે, છતાં નિકાસમાં ઘટાડો થયો છે એ બાબત વિચારવા જેવી છે. આ બનાવનો ખુલાસો પરદેશી માલની આયાતમાં થએલા ઘટાડાથી થઈ શકે છે: એટલે કે, જકાતી નીતિને પરિણામે દેશી માલનો હિન્દુસ્તાનમાં ખપ વધ્યો અને પરદેશી માલનો ખપ એટલો ઘટ્યો. છતાં હજી દેશી કાપડ માલે લગભગ ૩૦ કરોડ રૂપીઆના પરદેશી કાપડને આ દેશમાં ખપતું અટકાવવાનું છે;—જે માટે સરકાર તરફથી અનેક તરેહની મદદની અપેક્ષા છે.

ઉનનાં માલનાં કારખાનાં જોતાં પણ, અમને એ ઉદ્યોગ સંરક્ષણ વિના ફાવી શકે એમ લાગતું નથી. રા. લલ્લુભાઇ લખે છે કે "ઉનનાં કારખાનાંમાં છેલ્લાં દસ વર્ષમાં પહેલાં કરતાં બમણો માલ નીકળે છે, અને જો કે આ કારખાનાંની સંખ્યામાં ૬ ને બદલે ૪-એટલો ઘટાડો થયો છે તથાપિ લૂમ સેંકડે ૧૧ ટકા અને સ્પિન્ડલ ૩૪ ટકા વધી છે." આ હકીકત માત્ર ઉપર ઉપરથી જ સન્તોષકારક દેખાય છે. આ ચાર મિલોમાંની માત્ર બે* જ સારી સ્થિતિમાં છે, અને તે પણ સરકાર તરફથી લશ્કર અને પોલિસ માટે જે માલ ખરીદવામાં આવે છે તે કારણથી એટલે કે એક પ્રકારના સંરક્ષણને લીધે જ છે. જે મિલોને આ આશ્રય મળ્યો તે ફતેહમન્દ થઇ નહિ અને કેટલીક પાંચ સાત વર્ષ ટગુ મગુ ચાલી આખરે બન્ધ પણ થઇ ગઈ. વળી એ બંને યુરોપિયનોનાં હાથમાં છે, અને ચારે* મળીને પુરા ત્રીસ કરોડ વસ્તીના દેશમાં ત્રણ હજાર માણસો પણ નિભાવી શકતી નથી. ૧૮૯૨ ની સાલમાં પાંચ મિલો હતી અને એમાં કુલ ૨૮૬૧ માણસો કામ કરતાં હતાં; ૧૯૦૨ માં ચાર મિલો છે અને ૨૮૫૪ માણસો કામ કરે છે-અર્થાત્ છેલ્લા દસકામાં કામે લાગેલા માણસોની જુજ સંખ્યામાં પણ ઘટાડો થયો છે. મિ. એન્ટીવન "Financial and Commercial Statistics of British India-1903" એ લેખમાં કબૂલ કરે છે કે "જે તરેહના ઉનના માલની આ દેશમાં વિશેષ ખરીદી છે એ તૈયાર કરવામાં યૂરોપની મિલો સાથે આ દેશની મિલો હરીફાઈમાં ઊતરતાં નહીં ફાવી શકે એમ નથી." આપણા દેશમાં છેલ્લાં પંદર વર્ષથી લગભગ બે કરોડનો ઉનનો તૈયાર માલ દરેક વર્ષે પરદેશથી આવ્યાં કરે છે, અને અને ૧૯૦૦ની સાલ સુધી લગભગ એટલું જ વગરવણ્યું ઊન આપણે પરદેશ ચઢાવે ગયા છીએ (એટલે આપણે ત્યાં ઊનની ખોટ છે એમ પણ કહી શકાતું નથી) આ થોડી દિલગીરીની વાત નથી. માત્ર છેલ્લાં બે વર્ષથી આપણા નિકાસમાં ઊનના માલમાં જુજ વધારો જોવામાં આવે છે, પણ આયાતમાં કાંઈ જ ફેર પડયો નથી. એથી સમજાય છે કે પરદેસી માલ સાથે આપણો માલ આ દેશમાં હરીફાઇ કરી શકતો નથી, અને તેથી બીજે દેશ જ્યાં હલકા માલનો ખપ હશે ત્યાં એ ચઢે છે. આ પણ કાંઇક વધારે પ્રમાણમાં હોય તો આપણે સન્તોષ માનીએ, પરન્તુ તેમ પણ નથી. વગરવણ્યા ઊનના નિકાસમાં પહેલાં કરતાં ઘણો ઘટાડો થઇ ગયો છે, એ ઉપરથી આપણને એમ અનુમાન સૂઝે કે એટલું આપણે ત્યાં કાપડ વણાતું હશે; પરન્તુ એના પ્રમાણમાં કાપડની પેદાશ વધી નથી, તેમજ માલના નિકાસમાં પણ જુજ તફાવત છે-એટલે હાલમાં વગર વણ્યા ઉનના નિકાસમાં થએલો ઘટાડો દુકાળમાં જનાવર મરી ગયાં એ કારણથી જ થયો છે એમાં સન્દેહ રહેતો નથી.

શણનો ધન્ધો સારી સ્થિતિમાં છે. શણનો માલ પરદેશથી આપણે ત્યાં બિલકુલ આવતો નથી. અને આપણે ૧૯૦૧-૨ની સાલમાં લગભગ ૧૨ કરોડ રૂપીઆનું વગરવણ્યું શણ, અને લગભગ ૯ કરોડનો તૈયાર માલ-શણપાટના કોથળા તથા કાપડ-પરદેશ મોકલ્યો હતો. વળી બીજું ખુશી થવા જેવું એ છે કે વગરવણ્યા શણના નિકાસમાં જેટલો વધારો થયો છે તે કરતાં વણેલા માલમાં વિશેષ થયો છે. આ ધન્ધો (કાનપુર બાદ કરતાં) હજી માત્ર બંગાળામાં જ છે, અને તે પણ ઘણો ખરો કલકત્તાની આસપાસ જ ભરાઇ રહ્યો છે; અને અખારી જુવ

* ૧ કાનપુર મિલ; ૨ ધારીવાલ-પંજાબની ઇગર્ટન મિલ; ૩ મુંબાઇ અને ૪ બાંગલોર મિલ.

ન થતી હોય તો, ઘણે ભાગે એ યૂરોપિઅનોના જ હાથમાં છે. બીજા પ્રાન્તોમાં આ ધન્ધો દાખલ કરી શકાય એમ છે કે કેમ એ વિષે સરકારે તપાસ કરાવવી જોઇએ, અને એમાં ફતેહની આશા જેવું જણાય તો ખાસ આશ્રય આપીને શણનું વાવેતર તથા કારખાનાં કરાવવાં જોઇએ.

હવે આપણે રેશમનાં કારખાનાં તપાસીએ:—

| | ૧૮૯૩ | ૧૮૯૪ | ૧૮૯૫ | ૧૮૯૬ | ૧૮૯૭ | ૧૮૯૮ | ૧૮૯૯ | ૧૯૦૦ | ૧૯૦૧ | ૧૯૦૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રેશમ મિલનીસંખ્યા | ૨૮ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૧ | ૩૧ | ૩૩ | ૩૯ | ૧૨ | ૧૦ |
| કામે લાગેલાં માણની સંખ્યા | ૩૦૪૫ | ૩૧૪૩ | ૩૫૮૬ | ૩૯૧૪ | ૨૭૯૫ | ૨૭૭૩ | ૩૦૯૨ | ૩૨૨૦ | ૩૧૦૨ | ૩૦૪૦ |

અમે નથી ધારતા કે આ આંકડા કોઈ પણ હિન્દહિતૈષીને સન્તોષ ઉપજાવી શકે. વળી સને ૧૮૮૬ થી તે આજ સુધી દોઢ કરોડની આસપાસની કિંમતનું રેશમી કાપડ હિન્દુસ્તાનમાં દર વર્ષે આવ્યાં કરે છે, અને દિનપરદિન આપણા રેશમી કાપડનો પરદેશમાં ખપ ઘટતો ગયો છેઃ છેલ્લાં વીસ વર્ષમાં કેટલો ઘટી ગયો છે એ નીચેના આંકડાથી જણાશેઃ—

| | ૧૮૮૨–૮૩ | ૧૮૮૩–૮૪ | ૧૮૮૪–૮૫ | ૧૮૮૫–૮૬ |
|---|---|---|---|---|
| રેશમીમાલનોનિકાસ | રૂ. ૩૦,૬૯,૨૮૯ | ૩૧,૫૩,૭૫૦ | ૩૫,૯૪,૬૪૮ | ૩૬,૬૧,૦૨૪ |
| | ૧૮૮૬–૮૭ | ૧૮૮૭–૮૮ | ૧૮૮૮–૮૯ | ૧૮૮૯–૯૦ |
| રેશમીમાલનોનિકાશ | રૂ. ૩૫,૫૬,૯૩૨ | ૨૪,૫૮,૨૪૩ | ૩૫,૨૯,૩૯૩ | ૩૧,૮૪,૭૯૧ |
| | ૧૮૯૦–૯૧ | ૧૮૯૧૧૯૨ | ૧૮૯૨–૯૩ | ૧૮૯૩–૯૪ |
| રેશમીમાલનોનિકાસ | રૂ. ૨૬,૭૮,૫૭૭ | ૨૫,૦૯,૩૯૩ | ૨૬,૮૯,૪૧૬ | ૩૧,૩૦,૯૪૬ |

| | ૧૮૯૪-૯૫ | ૧૮૯૫-૯૬ | ૧૮૯૬-૯૭ | ૧૮૯૭-૯૮ |
|---|---|---|---|---|
| રેશમીમાલ નોનિકાસ | રૂ. ૨૫,૭૩,૧૧૬ | ૨૭,૨૧,૬૮૫ | ૨૩,૯૦,૮૨૪ | ૧૮,૪૩,૫૫૫ |

| | ૧૮૯૮-૯૯ | ૧૮૯૯-૧૯૦૦ | ૧૯૦૦-૧૯૦૧ | ૧૯૦૧-૧૯૦૨ |
|---|---|---|---|---|
| રેશમીમાલ નોનિકાસ | રૂ. ૧૭,૪૯,૦૧૮ | ૧૭,૫૩,૮૦૯ | ૧૭,૮૮,૧૯૬, | ૧૭,૨૭,૫૩૫ |

**અર્થાત્ જોતાં જોતાંમાં આપણો રેશમી કાપડનો નિકાસ અડધો થઈ ગયો.**

હિન્દુસ્તાનના ખનિજ પદાર્થોમાં હાલ કોલસા લોઢું અને સોનું મુખ્ય છે. એ ત્રણમાં કોલસાની ખાણોનો ધંધો સારી સ્થિતિમાં છે. લોઢા માટે યત્ન ચાલે છે, અને એની ફતેહમન્દી માટે બે મત છે. લોઢાનો કાતર ચપ્પુ વગેરે પરદેશી બનાવટનો માલ ૧૮૮૨-૮૩ માં દર વર્ષે ૮૬ લાખ રૂપીઆનો આવતો તેને ઠેકાણે ૧૯૦૧-૦૨ માં બે કરોડનો આવ્યો છે-આ અટકાવવાનો કાંઈ જ ઇલાજ નજરે પડતો નથી !

સોનાની ખાણોનું મુખ્ય સ્થાન મહીસૂર પ્રાન્તનાં કોલર નામનાં ક્ષેત્રો છે. નિઝામના રાજ્યમાં સને ૧૯૦૬ સુધી જૂજ સોનું નીકળતું હતું; ૧૮૮૯ પછી બ્રહ્મદેશમાં કાંઇક નીકળવા માંડયું છે. અને ધારવાડ અને સાંગલી સંસ્થાનમાં અસલ સોનાની ખાણો હતી એ ફરી ઉઘાડવાનો વિચાર ચાલે છે પરન્તુ આજ તો ઉપર જણાવેલી મહીસૂરની ખાણોમાંથી જ બધું સોનું નીકળે છે એમ કહીએ તો ચાલે, અને એ બધું દર વર્ષે સાડાબાર લાખ તોલા, ત્રણ કરોડ રૂપીઆનું-ઇગ્લંડ ચડે છે. આથી હિન્દુસ્તાનને ફાયદો છે એમ અમે ખુશીથી કબૂલ કરત; પણ "દક્ષિણ હિન્દુસ્તાનનાં ક્ષેત્રો લંડનમાં સ્થપાએલી કંપનીઓ ચલાવે છે" એમ જ્યારે સરકારના રિપોર્ટમાં વાંચીએ છીએ ત્યારે ખુશી થવાનું કાંઇ જ કારણ રહેતું નથી. લૉર્ડ વેલ્બિના કમિશન આગળ શું પ્રોફેસર ગોખલેએ ખોટું કહ્યું હતું* કે "મારી જમીનનો મારાથી હાલ ઉપયોગ ન થઈ શકે તો હું એને એમની એમ પડી રહેવા દઉં અને જ્યારે મ્હારો હાથ પહોંચતો થાય ત્યારે એનો ઉપયોગ કરૂં, પણ બીજો ઉપયોગ કરી નફો કાઢી જાય અને મને કટકો રોટલો નાંખે એમ તો ન થવા દઉં"?

---

* "If I had a vast property myself, I would rather allow that property to remain as it is, with the consciousness that I may make full use of it when I have the means, rather than allow somebody else to come and use it and give me only a pittance, the outsider getting all the rest; it is my property."

આ મેળાવડાને 'Indian National' ( હિંદની પ્રજાના ) એવું ઉપપદ આપવું ન જોઇએ કેમકે હિંદમાં એક પ્રજા નથી,—એવા વાંધા કદિ કદી સંભળાયા છે; ખાસ કરીને હિંદમાં એક પ્રજાની ભાવના પુષ્ટ ન થાય એવું ઇચ્છનારા અને ઇન્ડીઅન નેશનલ કોન્ગ્રેસના વિરોધીઓ એ સંસ્થાના આરંભકાળમાં એવી દલીલ કરતા હતા. પણ એ દલીલ ખોટી પડી છે. અર્વાચીન કાળમાં પ્રવર્તતાં બળોએ હિંદમાં એક પ્રજાત્વની ભાવના ઉદ્‌ભૂત કરી છે એ વસ્તુસ્થિતિ નિર્વિવાદ રીતે પ્રકટ થઈ છે. પ્રજાના આ સમવાયમાં અને એ સમવાયને પુષ્ટિ આપનારા હિંદુસ્તાનનાં અનેક મંડળોમાં તથા વર્તમાનપત્રોમાં, સાર્વજનિક પ્રશ્નોનું જે વિવેચન થાય છે તે અમુક કોમના, અમુકધર્મના, અમુક વર્ણના કે અમુક પ્રાન્તના પૃથક્ હિતના દૃષ્ટિબિન્દુથી થતું નથી પણ આખા હિંદુસ્તાનની પ્રજાના હિતના દૃષ્ટિબિન્દુથી થાય છે. સ્વદેશ વિશે વિચાર કરનાર દરેક હિંદવાસી પોતાને હિંદુસ્તાનનો શહેરી ગણે છે; અને દેશની અધોગતિ, દેશનું દારિદ્ર્ય, દેશના વ્યાપાર તથા ઉદ્યોગની નબળી દશા, દેશના રાજ્યકાર્યોમાં દેશની વાણી માન્ય હોવાની આવશ્યકતા દેશના વતનીઓની શક્તિઓ ખીલવવા તેમને પૂરેપૂરો ઇનસાફ મળવા તેમનાં કેટલાંક સંકટ દૂર કરવા માટે ઉપાય લેવાની સરકારની ફરજ એ સર્વ માટે હિંદવાસીઓ જે મથન અને આગ્રહ કરે છે તે માત્ર પરોપકારવૃત્તિથી નહિં પણ પ્રજાવૃત્તિથી કરે છે, અયોગ્ય દૂર થઈ યોગ્યની સ્થાપના થાય એટલી જ ઇચ્છાથી નહિં પણ હિંદ દેશનું અને હિંદની પ્રજાનું હિત થાય એ ઉત્કંઠાથી કરે છે. દેશના એક ભાગમાં નહિં પણ સર્વત્ર પસરી રહેલી આ વૃત્તિ પ્રજાત્વની ભાવના ઉદ્‌ભૂત થયાની જ સાક્ષી પૂરે છે. અલબત્ત એ ભાવના નવીન છે અને ઇંગ્રેજી કેળવણીથી તથા પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી ઉત્પન્ન થઈ છે, પણ તે માટે તેના અસ્તિત્વ વિશે તેના ખરાપણા વિશે શક લાવવાનું કારણ નથી. આ દેશમાં ઇંગ્રેજી કેળવણીનું સંસ્થાપન કરનાર મહાન રાજ્યકર્તાઓએ દીર્ઘ દૃષ્ટિથી આ જ કલ્પના કરી હતી. હિંદુસ્તાનમાં ઉંચી કેળવણી ઇંગ્રેજીમાં આપવાનો મુખ્ય આગ્રહ કરનાર લોર્ડ મેકોલેએ તે વેળા ભાષણ કરતાં કહ્યું હતું કે ' એમ બને કે હિંદુસ્તાનની લોકબુદ્ધિ આપણી ( ઇંગ્લાંડની ) રાજ્યપદ્ધતિ નીચે વૃદ્ધિ પામે અને આખરે એ પદ્ધતિથી અગાડી જાય, આપણી રૈયત ઉપર સારી રીતે રાજ્ય કરવાથી તેમની શક્તિ આપણે એવી ખીલવીએ કે તેઓ વધારે સારી રાજ્યપદ્ધતિને યોગ્ય થાયઃ યુરોપના જ્ઞાનથી સંપન્ન થઈ તેઓ કોઈ ભવિષ્ય જમાનામાં યુરોપની સંસ્થાઓની માગણી કરે. આવો દિવસ કદિ પણ આવશે કે કેમ તે હું જાણતો નથી. પણ તે દિવસ આવતો અટકાવવા કે વિલંબિત કરવા હું કદિ પણ પ્રયત્ન કરીશ નહિ. જ્યારે એ દિવસ આવશે ત્યારે ઇંગ્લાંડના ઇતિહાસના એ પરમ વિજયનો દિવસ બનશે. એક મહાન દેશના લોક દાસત્વના અને વહેમના અતિ ઊંડા ખાડામાં ડુબેલા આપણને જડયા, આપણે તેમના ઉપર એવી રીતે રાજ્ય કર્યું કે શહેરીઓના બધા હક માટે તેમને ઇચ્છા અને યોગ્યતા પ્રાપ્ત થઈ, એ કીર્તિના અધિકારી એક માત્ર આપણે જ થઇશું.' ખરેખર એ કીર્તિનો અધિકાર ઇંગ્લાંડે મેળવ્યો છે જ. હિંદુસ્તાનને સુભાગ્યે દેશમાં ઇંગ્લાંડનું રાજ્ય સ્થપાયું છે. તેથી દેશમાં શાન્તિ અને સલાહની સર્વત્ર સ્થાપના થઈ છે. લોકોને કેળવણી તથા જ્ઞાન આપવા લોકોનાં વ્યાધિ તથા દુઃખ દૂર કરવા, લોકોના જાનમાલનું રક્ષણ કરવા, લોકોને ન્યાય આપવા, લોકોની સવડ વધારવા અનેક અનેક ઉપાયો બ્રિટિશ સરકાર તરફથી યોજાયા

છે. પ્રત્યેક મનુષ્યની અને મનુષ્યમંડલોની સ્વતંત્રતાને માન આપવાની અને તેને સંબંધે ઉત્પન્ન થતા બધા પ્રશ્નોનો સમતાથી નિર્ણય કરવાની જે યુરોપીઅન ભાવના ઈંગ્લાંડમાં વિશેષ ઉલ્લાસ પામેલી છે તેની અસર હિંદુસ્તાનને થયા વિના રહે એ આવી સ્થિતિમાં અશક્ય છે. ઈંગ્લાંડના સારા રાજ્યથી અને ઈંગ્લાંડે આપેલી સારી કેળવણીથી એ ભાવના હિંદુસ્તાને ગ્રહણ કરી છે, અને તેને લગતા સર્વ વિચારો, સર્વ સૂત્રો, સર્વ ધોરણો હિંદુસ્તાનમાં દાખલ થયાં છે. પ્રયત્ન કરેથી પણ તે હવે જાય તેમ નથી. આને જ પરિણામે એકપ્રજાત્વની ભાવના આ દેશમાં ઉદ્‌ભૂત થઈ છે, આને જ પરિણામે પ્રજાના સમવાય પોતાના હક અને હિતનો વિચાર કરવા મળે છે; આને જ પરિણામે રાજ્યની, વ્યાપારની, સંસારની, ધર્મની, સર્વ પદ્ધતિઓને સ્વતંત્રતાની અને પ્રજાત્વની કસોટીમાં કસાવવું પડે છે. પોતાનું કુટુંબનું કે નાતજાતનું હિત જાળવીને બેસી રહેવામાં કર્તવ્યતાની સમાપ્તિ થતી નથી.

કોન્ગ્રેસની સંસ્થા બ્રિટિશ સરકાર તરફ રાજ્યભક્તિમાં ન્યૂન છે એમ જે પહેલાં ઉદ્‌ગાર કરવામાં આવતા તે હવે બંધ પડ્યા છે. રાજ્યકર્તાની અને પ્રજાની સર્વની ખાતરી થઇ છે કે બ્રિટિશ રાજ્યની કોઇ પણ રૈયત કરતાં કોંગ્રેસ રાજ્યભક્તિમાં પછાત પડે તેમ નથી. બ્રિટિશ રાજ્ય સ્થિર રહેવા આખું હિંદુસ્તાન ઇચ્છે છે તેમ કોન્ગ્રેસ પણ ઇચ્છે છે. બ્રિટનનું અને હિંદનું હિત સંયુક્ત જ છે. અને સ્વાર્થ ખાતર જ નહિં પણ અન્તઃકરણના ઉમંગથી હિંદની પ્રજાની ભક્તિ બ્રિટન તરફ દૃઢ છે. બ્રિટનનું પ્રતાપી રાજ્ય હિંદુસ્તાનમાં પૂરેપૂરૂં વિજયવંત થાય, બ્રિટિશ પ્રજાની ઉન્નત ભાવનાઓનો લાભ હિંદુસ્તાનને યથાર્થ રીતે મળે, હિંદુસ્તાનને સુખી કરવામાં બ્રિટન સર્વ રીતે ફતેહમંદ થાય એ પરિણામ કોન્ગ્રેસના પ્રયાસને અન્તે રહેલું છે. બ્રિટિશ રાજ્યના સ્થાયિત્વ સામે અગર બ્રિટિશ રાજ્ય તરફની ભક્તિ સામે એમાં લેશ માત્ર અંશ નથી.

હિંદુસ્તાનનું શ્રેય એકપ્રજાત્વના દૃષ્ટિબિન્દુથી સાર્વજનિક વિષયોનો વ્યવહાર કરવામાં સમાયેલું છે એ વાત ધ્યાનમાં ન રહ્યાથી ઘણી હાનિ થઈ છે અને થાય છે. ભૂત કાલના ઇતિહાસમાં પ્રજા સમસ્તનાં હિતનું વિસ્મરણ થયાથી કેવાં પરિણામ થયાં છે તે દાક્તર ભાંડારકરે સને ૧૯૦૩ની સાલમાં શોલાપુરમાં તથા અમદાવાદમાં સોશીઅલ કોન્ફરન્સમાં ભાષણ કરતાં યથાર્થ રીતે દર્શાવ્યું હતું. હાલ પણ એ વિસ્મરણ કેટલેક ઠેકાણે થાય છે. મુસલમાન કોમનો કેટલોક ભાગ હિંદુસ્તાનના બીજા લોકથી પોતાનું હિત જુદું છે એમ માની કોન્ગ્રેસથી અલગ રહે છે. હિંદમાં એક જ પ્રજા છે. હિંદના બધા લોકોનું હિત એક પ્રજા તરીકે જ સિદ્ધ થાય છે અને થવાનું છે, હિંદની કોઈ કોમનું હિત બીજી કોમથી વિરુદ્ધ છે જ નહિ અને હોય તો ગણનાને પાત્ર નથી, એ વાત આ મુસલમાન વર્ગ ભૂલી જાય છે. અલબત્ત, સ્વતંત્રતાની ભાવના અનુસાર સર્વ કોમો સરખી ગણનાને પાત્ર છે, અને જે કોમ પાછળ રહી ગઈ હોય કે દુર્દશાને પામી હોય તે આગળ આવવાને તથા સુગતિ પામવાને હકદાર છે. પણ આખી પ્રજાના અભ્યુદયથી એવી કોઈ કોમનો અભ્યુદય વિરોધી નથી. આખી પ્રજાના અભ્યુદયનો લાભ એવી કોમને પણ મળશે, અને આખી પ્રજા અભ્યુદય પામેથી તે એવી કોમનો ઉદ્ધાર કરવામાં વધારે સામર્થ્ય વાપરી શકશે. મદ્રાસમાં ગયા ૧૯૦૩ ડીસેમ્બર

માસમાં મળેલી કોન્ગ્રેસમાં 'રીસેપ્શન કમીટી' (સ્વાગતકારી મંડળ) ના પ્રમુખ ઓનરેબલ નવાબ સૈયદ મહમદે પોતાના મુસલમાન બન્ધુઓને આ જ ઉપદેશનાં વચન કહ્યાં હતાં, અને આખી પ્રજાના હિતના કાર્યમાં સામીલ થવા તેમને વિનંતિ કરી હતી. મદ્રાસમાં પ્રથમ મળેલી કોન્ગ્રેસમાં મિ. બદરૂદીન તૈયબજી સરખા અગ્રગણ્ય મુસલમાન ગૃહસ્થ પ્રમુખ સ્થાને હતા એ દૃષ્ટાન્ત આ સંબંધમાં નવાબ સાહેબે નિર્દિષ્ટ કર્યું હતું, અને એવો સંયોગ બન્યો કે એ જ અરસામાં મુસલમાન કોમની કેળવણીના પ્રશ્નોનો વિચાર કરવા મુંબાઈમાં મળેલા કોન્ફરન્સમાં ઓન. મિ જસ્ટિસ બદરૂદીન તૈયબજી પ્રમુખ સ્થાને હતા ત્યાં તેમણે પણ કોન્ગ્રેસ સાથે પોતાને પૂર્વે થયેલા સંબંધની વાત કહી સંભળાવી અને કહ્યું કે નોકરીમાં જોડાયા પછી મારાથી કોન્ગ્રેસના કાર્યમાં દાખલ થઈ શકાતું નથી પણ મારી લાગણી તે સંસ્થા તરફ પ્રથમ જેવી જ કાયમ છે, અને આ કોન્ફરન્સનો પ્રયાસ કોન્ગ્રેસથી વિરુદ્ધ વર્તન કરવાનો નથી એમ ખાતરી થયા પછી જ હું અહીં સામિલ થાઉં છું. આવા સુજ્ઞ અને અગ્રેસર મુસલમાન ગૃહસ્થોના વિચાર મુસલમાન વર્ગે ધ્યાનમાં લેવા જોઇએ. કોન્ગ્રેસની સ્થાપનાના આરંભ કાલમાં ઉત્તર હિંદુસ્તાનમાં સર સૈયદ અહમદે મુસલમાનોને કોન્ગ્રેસથી અલગ રાખવાનો પ્રયત્ન કર્યો હતો. એ ગૃહસ્થે પોતાની કોમ માટે કેટલાક સ્તુત્ય પ્રયાસ કર્યા છે, પણ, આ બાબતમાં પોતાની કોમનું તેમ જ પોતાના દેશનું ખરૂં હિત તેમણે લક્ષમાં લીધું નથી. મુસલમાન ધર્મ હિંદુસ્તાનમાં તેમ જ બીજા દેશોમાં પણ છે, અને તે ધર્મ સબંધી ઉપાયો સર્વે મુસલમાનો મુસલમાન તરીકે લઈ શકે છે એ ખરૂં છે. પરતુ—અમુક દેશના વતની તરીકે—અમુક દેશમાં ચાલતી રાજ્યવ્યવસ્થા, સંસારવ્યવસ્થા, ઉદ્યોગવ્યવસ્થા અનુભવનાર તરીકે તેમણે તે દેશની પ્રજારૂપે સર્વે ઉપાય લેવાના છે. હિંદુસ્તાનની સમસ્ત પ્રજાનો અભ્યુદય થયા સિવાય મુસલમાન કોમનો કે કોઈ પણ કોમનો અભ્યુદય થઈ શકશે એમ બનવાનું નથી. સ્વતંત્રતા તથા સમાનતાની અને પ્રજાત્વ બાંધનારી યુરોપથી આવેલી ભાવનાના બળથી ચાલતા કાર્યપ્રવાહમાં હિંદુસ્તાનની બધી કોમોને હક મળ્યા સિવાય મુસલમાનોને હક મળશે, હિંદુસ્તાનની બીજી કોમોથી જુદા પડી મુસલમાન કોમ પોતાનું જુદું પ્રજાત્વ બનવી શકશે, પોતાની કેળવણીની કે પોતાના ઉદ્યોગની કે પોતાની સામાજિક ઉન્નતિની જુદી વ્યવસ્થા ચલાવી શકશે એ અસંભવિત છે. સર સૈયદ અહમદે મુસલમાનોને કેળવણી આપવા માટે અલિગઢમાં જુદી કોલેજ સ્થાપી છે અને તેમાં સારી કેળવણી અપાય છે; પણ, જે ભૂલભરેલા વિચારથી મુસલમાનોનું હિત બીજી કોમોથી જુદું માનવામાં આવે છે તે વિચાર જુદી કોલેજના બંધારણમાં અન્તર્ભૂત રહેલો હોવાથી તેનાં અનિષ્ટ પરિણામ થાય છે જ. મુસલમાનોને હિંદુસ્તાનના બીજા લોકો સાથે સંબંધ નથી, મુસલમાનો તો જુદા જ છે. બીજા હિંદવાસીઓ પ્રત્યે કે હિંદ પ્રત્યે તેમની કંઈ ફરજો જ નથી, એવી સંકુચિત બુદ્ધિ અલિગઢ કોલેજમાં ભણી નિકળનાર યુવકોમાં જોવામાં આવે છે એ ફરિઆદ સુજ્ઞ મુસલમાન ગૃહસ્થો તરફથી સાંભળવામાં આવી છે. કોમના વિચારને પ્રજાત્વના વિચારને સ્થાને મુકવાનું આ પરિણામ છે. ઇંગ્રેજી રાજ્યમાં સર્વે અન્તર્વ્યવસ્થા સર્વે જનો માટે એક હોવાનાં જે સુફળ થયાં છે તે આવા પ્રયત્નો કરનાર ભૂલી જાય છે. મહાદેવ ગોવિંદ રાનડે, દાદાભાઇ નવરોજજી, ફીરોજશાહ મહેતા, રમેશચંદ્ર દત્ત, ઉમેશચંદ્ર બોનરજી, કાલીચરણ બેનરજી, બદરૂદીન તૈયબજી, વગેરે હિંદુ, પારસી, ખ્રીસ્તી, મુસલમાન જનો સમસ્ત હિંદી પ્રજાને પોતાની ગણી

આખા દેશના હિત માટે પ્રયાસ કરનાર થયા છે અને અમુક એક કોમનું પ્રજાત્વ બીજી કોમના પ્રજાત્વથી જુદું ગણવાની વૃત્તિ તેમને થઈ નથી તે બધી કોમોના સહવાસનું, બધી કોમોએ સાથે કેળવણી લીધાનું, બધી કોમના યુવકો અને અગ્રેસરો જાહેર કામોમાં સરખી રીતે સામીલ થયાનું પરિણામ છે. દરેક કોમ પોતપોતાની કેળવણીની જુદી જુદી વ્યવસ્થા કરવા માંડશે, દરેક કોમ બીજી કોમથી જુદું પોતાનું હિત સાધવા પ્રયત્ન કરવા જશે, દરેક કોમ જાહેર કામો માટે પોતાની જુદી સંસ્થા રચવા ઇચ્છશે, તો પ્રજાત્વની ભાવના ક્ષીણ થવા માંડશે, હિંદી પ્રજાના સમવાયને બદલે જુદી જુદી કોમોના સમવાયને મહત્ત્વ અપાશે અને દેશના અભ્યુદયના માર્ગમાં અવશ્ય પ્રતિબંધ થશે. બનારસની સેન્ટ્રલ હિંદુ કોલેજના વ્યવસ્થાપકોને પણ આ જ કારણોસર સેન્ટ્રલ નેશનલ કોલેજ કરવાની વિનંતિ કરવી ઘટે છે. કોલેજથી આગળ વધી મુસલમાનોની જુદી યુનિવર્સિટી સ્થાપવાની સૂચના તે મેહોમેડન કોન્ફરન્સમાં થઈ છે તે આ હાનિકારક વૃત્તિનું પરિણામ દર્શાવે છે. મુંબાઈની એક મ્હોટી પારસી નિશાળને કોલેજનું સ્વરૂપ આપવાની એકવાર થયેલી સૂચનાને વિચારવંત પારસી ગૃહસ્થોએ આગળ વધવા દીધી નથી તે તેમની દીર્ઘદૃષ્ટિ બતાવે છે.

મદ્રાસમાં મળેલા ઈન્ડીઅન નેશનલ સોશીઅલ કોન્ફરન્સમાં ઓન. મિ. જસ્ટિસ ચંદાવરકરે પણ આ પ્રજાત્વભાવનાને અનુસરવાનો બોધ કર્યો હતો. તેમણે કહ્યું હતું કે 'સુધારાની ઘટનાનો આરંભ કરતાં દેશના લોકોનો ભૂતકાલનો ઇતિહાસ તથા ઉચ્ચતમ ભાવના લક્ષમાં લેવાં જોઇએ, પણ ઉત્કર્ષમાં આગળ વધતાં કેટલીક ભાવનાઓનો વિરોધ ઉભો થાય છે. અને તેમાંથી રસ્તો કાપી અગાડી જવું પડે છે. આપણે આપણા પોતાના સ્થાનમાં છુટા પડી ગયેલા વસીએ છીએ એ વિચાર હવે કાઢી નાખવો જોઇએ. બંગાળી, મદ્રાસી, પંજાબી, અને મુંબાઇવાસી, બ્રાહ્મણ અને શૂદ્ર, હિંદુ અને મુસલમાન પોતપોતાને માર્ગે જતા અને પોતપોતાનું હિત સાધવામાં મગ્ન રહેતા એ દિવસો હવે ગયા છે. આપણો જીવનમાર્ગ અતિ વિશાલ થયો છે અને તે માટે બળવાન પ્રયત્ન કરવાનો છે. તે પ્રયત્ન ન કરવાનો હોય તો તો અલબત્ત સંસારસુધારો અને બધા સુધારા નકામા જેવા, અને ટ્રાન્સ્વાલમાં તથા ઓસ્ટ્રેલીઆમાં આપણને સંઘરે નહિ તો તે માટે આપણે કંઈ કહેવાનું રહેતું નથી. પરંતુ પ્રજાત્વની ભાવનાને અનુસાર મથન કરવામાં અગાડી દૃષ્ટિ નાખવી પડે છે, પ્રજામાં જે જે સમાયેલા છે તે સર્વેની શક્તિ, તે સર્વેની બુદ્ધિ, તે સર્વેનું નીતિબળ સંપાદન કરી સુધારો કરવાનો છે.' મિ. ચંદાવરકરનાં આ વચન સર્વ દેશહિતકાંક્ષીએ ધ્યાનમાં રાખવાં જોઇએ. પ્રજાત્વની ભાવનાને અનુકૂલ પદ્ધતિ ઘડવામાં હિંદુઓ તે જ હિંદુસ્તાનની પ્રજા છે, કે મુસલમાનો તે જ હિંદુસ્તાનની પ્રજા છે એમ કદી માની બેસવું જોઇએ નહિ. તેમ જ, હિંદુઓનું જુદું પ્રજાત્વ છે અને મુસલમાન, પારસી, યાહુદી વગેરેનો સમાવેશ થતો નથી, અગર મુસલમાનોનું જુદું પ્રજાત્વ છે અને હિંદુસ્તાનની બીજી કોમો તેમાં આવી જતી નથી એમ ક્ષણભર પણ માનવું ન જોઇએ. હિંદુસ્તાનમાં એક જ પ્રજા છે અને પ્રજાત્વની ભાવનાવાળી એક જ ઉત્કર્ષપદ્ધતિ છે.

રાજકીય અને સંસારી ઉન્નતિને, તેમજ કેળવણીના પ્રસારને, સર્વ સંસ્થાઓને આ સત્ર લાગુ પડે છે. અને તે માટે કોન્ગ્રેસની પેઠે સોશીઅલ કોન્ફરન્સમાં પણ આ સૂત્રનું

વિવરણ આવશ્યક હતું. ગઈ સાલના કોન્ફરન્સમાં ડૉકટર ભાંડારકરે કહ્યું હતું તેમ સંસાર સુધારાનો મુખ્ય ઉદ્દેશ 'National Efficiency' નો છે, અર્થાત્ પ્રજાત્વમાં સામર્થ્ય આણવાનો છે. સામર્થ્ય વિના પ્રજાત્વ જીરવી શકાતું નથી, સફલ કરી શકાતું નથી. સોશીઅલ કોન્ફરન્સને હિંદુ જનોનો જ મેળાવડો બનાવી દેવાનું કેટલાક જનો કહે છે તે વિચાર પ્રજાત્વની ભાવનાથી વિરોધી હોઇ અયોગ્ય છે. હિંદની સમસ્ત પ્રજાની સાંસારિક ઉન્નતિ માટે, સર્વ વર્ગોના સામાજિક ઉદ્ધાર માટે એક સમવાયની આવશ્યકતા છે.

પ્રજાત્વની ભાવનાની પુષ્ટિ માટે આ વિવેચન કરતાં મદ્રાસ કોન્ગ્રેસમાં પ્રમુખ બાબુ લાલ મોહન ઘોસે આપેલી એક ચેતવણી ધ્યાનમાં રાખવી જરૂરની છે. તે એ કે પ્રજાની ભાવના કેળવવી જોઇએ, પ્રજાત્વની ભાવના સ્વતંત્રતા અને સમાનતાની ઉદારતાને યોગ્ય થવી જોઇએ. તેમ ન હોય ત્યારે પ્રજાની વાણી તે ઇશ્વરની વાણી ('vox populi vox dei') એમ બનતું નથી; પણ ખ્રિસ્તી દેશોમાં પૂર્વે પ્રોટેસ્ટન્ટોને રીબાવી રીબાવી મારી નાખ્યા ત્યારે કેથોલિક સમુદાય હર્ષ પામતો, અને ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય બંધાયું ત્યારે આરંભમાં હજારો નિર્દોષ મનુષ્યોની કતલ કરવામાં આવી અને તેમના રક્તના પ્રવાહમાં ઉન્મત્ત પુરવાસીઓ આનંદથી નાચ્યા, એવા બનાવોમાં પ્રકટ થયું હતું તેમ લોકની વાણી તો કોઇકવાર દૈત્યની વાણી ('vox populi vox diaboli') બની જાય છે. એ બાબુ લાલ મોહન ઘોસનું કહેવું સત્ય છે. પ્રજાત્વની ભાવનાની જાગૃતિ સાથે એ ભાવનાને અનુસાર આપણો સમસ્ત જીવનવ્યવહાર થવો જોઇએ. જે સ્વતંત્રતા સમાનતા અને ન્યાયની આપણે માગણી કરીએ છીએ તે આપણાથી બને તેટલી સર્વને આપવા આપણે તત્પર થવું જોઇએ. પ્રજાત્વની ભાવના ઉદારતા સાથે જ ટકી શકે છે. પ્રજાત્વની ભાવનાવાળી ઉદાર પ્રજાઓ પણ દુનિયામાં બીજી પ્રજાઓના પ્રજાત્વની અવગણના કરતી નથી; તેમ પ્રજાત્વની એ ભાવના જાળવવા સારૂ પ્રજા જનોએ પોતાના દેશમાં પણ અવગણના પામેલા વર્ગો તરફ ઉદાર વૃત્તિ ધારણ કરવી જોઇએ.

રમણભાઈ મહીપતરામ.

---

# સર ઑલીવર લૉજ અને પદાર્થવિજ્ઞાન.

સર ઑલીવર લૉજ નામે વિદ્વાન પદાર્થવિજ્ઞાનની વાત કરતાં કહે છે કે "પદાર્થ-વિજ્ઞાનમાં પણ સર્વત્ર એકાકાર વસ્તુ પ્રતિપાદન કરેલ છે; અને હજી પણ એ જ વાત સિદ્ધ કરવા તરફ વલણ છે." દૃષ્ટાંતો લઇ એક પછી એક મુદ્દા બતાવી સર્વ એકમય છે એવો સિદ્ધાંત દોર્યો છે. પ્રથમ સત્તા જે ભિન્ન ભિન્ન સ્વરૂપે ભાસે છે તે અંતે એક ગણવી જોઇએ, કેમકે પદાર્થવિજ્ઞાનની ઘણા વખતથી ભણાતી વાત એવી છે કે ગતિ ઉષ્ણતા તેજઃ પ્રકાશ વૈદ્યુતાત્મક શક્તિ ઇત્યાદિ સર્વ જુદી જુદી શક્તિઓ વસ્તુતઃ એક જ છે; એ વિષય તો લાંબા વખતથી સિદ્ધ થતો આવે છે. પરંતુ બીજું જાણવા જેવું એ છે કે જીવન સર્વત્ર એક છે. કીટ પતંગથી આરંભી કુંજર મનુષ્ય ઇત્યાદિ સર્વે જીવન એક બીજા સાથે સંબદ્ધ છેઃ તે એટલે સુધી કે ગમે તે એક જ જીવ-બીજ અગણિત ભિન્ન ભિન્ન પ્રાણી તથા વનસ્પતિ જીવોમાં પરિણામ પામે છે.

ત્રીજું એ કે પદાર્થવિજ્ઞાનના ધોરણ મુજબ પદાર્થ માત્ર છેવટે તેના કારણભૂત મૂળ પદાર્થો જે જે લગભગ સિત્તેર છે તેમાં પર્યવસાન પામે છે એ વાત પણ હાલના જમાનામાં તો સિત્તેર મૂળ પદાર્થોને વળી એક જ મૂળમાંથી ઉત્પન્ન કરવા તરફ દોરી જાય છે અને કહે છે કે તેના ભેદનું કારણ જુદા જુદા અણુસચયો છે.

ચોથું, એક બ્રહ્માંડમાં એક જ સરખો સર્વત્ર એક જ ન્યાય પ્રવર્તે છે. બ્રહ્માંડમાં જે જે ધારા જે જે ધોરણો આજકાલ જોવામાં આવે છે તેનાં તે જ કરોડો વર્ષો પૂર્વે હતાં અને અનાદિ કાળથી અવિચ્છિન્ન ધારામાં ચાલ્યાં આવે છે, આવશે–એ જ પ્રકૃતિનો એક જ સરખો ન્યાયપ્રવાહ વહ્યાં કરે છે.

વળી મનુષ્યજાતિમાં જોવા જઇએ તો સ્વભાવમાં તેમ જ દેશકાલાદિકને ઉચિત કર્મમાં ભેદ જોવામાં આવે છે. ને એવી રીતે યુગ તથા કલ્પ જતાં ઘણો ફેર પડવાનો; અને એટલું જ નહિ પણ જમાના જમાનામાં પણ ફેર રહે છે. જુદે જુદે સ્થળે તેમ જ કાળે કલ્પેલી ઇશ્વર કે કોઈ અન્ય દિવ્યશક્તિ પણ એટલે અંશે ભેદ ધરાવે છે. એ સર્વમાન્ય સિદ્ધાંત છે પણ ખરો સાર એ જ છે કે ઇશ્વરશક્તિ-પછી ગમે તેટલો તેના પ્રકારમાં ભેદ હોય-તે સર્વત્ર આવશ્યક છે. અને એ શક્તિ તો એક જ છે. વિરુદ્ધ કે નાના-ભાવની કલ્પના કરવામાં માણસો માત્ર પોતપોતાના મનના જ વિવિધ પ્રકાર બતાવે છે.

છઠ્ઠો પ્રકાર એ કે સર્વનિયંતા પરમેશ્વરનું એક જ યુક્તિ પ્રમાણે અનંતચાતુર્ય સૃષ્ટિમાં જોવામાં આવે છે. સૃષ્ટિ-યુક્તિમાં એકાકાર તત્ત્વ વ્યાપી રહેલ છે; અને તે સર્વસ્થાને એક સરખું છે એ વાત સઉ કોઇને બ્રહ્માંડ સંબંધી સમષ્ટિદૃષ્ટિએ વિચાર કરતાં સહજ સિદ્ધ થશે. સમષ્ટિનો અંશ વ્યષ્ટિ છે; અને વ્યષ્ટિ એ નાના સ્વરૂપમાં સમષ્ટિ પોતે જ છે એમ તપાસ કરવાથી ઘણી અગમ્ય વાતોની ઘડ બંધ બેસતી આવશે. બ્રહ્માંડને એક યંત્રજાળ

માનીએ તો પણ મનુષ્યજીવન તે યંત્રથી ભિન્ન કે તટસ્થ નથી પરંતુ તેનો એક ભાગજ છે. અનુભવથી કદાચ એમ જાણીએ કે માણસ સ્વતંત્રપણે વર્તન કરવા સમર્થ છે પણ તે માત્ર એટલે જ દરજ્જે કે માણસ પોતાને સૃષ્ટિસમૂહથી અલગ માને છે; દૃષ્ટાંત તરીકે માણસ સેતુબંધ રચે છે; પાણી અટકાવી પાજ બાંધે છે. ઉપરાંત વળી જે જે આધાર વિનાની વસ્તુઓ પડી જાય તેવીને ટેકા આપી સ્થિર કરે છે. આ પ્રમાણે પ્રકૃતિની વચ્ચે આવી, ગતિ વિગેરેમાં અમુક ભેદ માણસ ઉત્પન્ન કરી શકે છે, એ પ્રકૃતિનો ધર્મ, સ્પષ્ટ સિદ્ધ છે; નહિં કે સૃષ્ટિ બહારથી માણસ આ પ્રમાણે કરવા સમર્થ છે. કારણ કે મનુષ્ય પોતે સૃષ્ટિ-રચનાનો જ એક ચેતન ભાગ છે.

બીજી રીતે હજી તપાસતાં માલમ પડે છે કે મનુષ્યજાતિ પરમાત્માની નિકટ છે; કારણ કે અન્ય પ્રાણીઓ તેમ નિર્જીવ પદાર્થો કરતાં તે નિકટતા ધરાવે છે. જેમ એકાદ માણસનું અંગ કપાઈ જતાં દાક્તર પાસે લઈ જઈ તેની સારવાર અને દવાદારૂ કરવામાં આવે છે, તેવી જ રીતે પરમાત્મા પણ મનુષ્યરૂપી તેના દૂતોથી આ બધું કામ લે છે. જ્યારે કોઇને એ વિષે અધિક જ્ઞાન મેળવવા જીજ્ઞાસા હોય છે ત્યારે તો પછી પરમાત્માના સ્વરૂપની તેની કૃતિ નીતિ ઇત્યાદિની સવિસ્તર હકીકતથી પરિજ્ઞાત થવું આવશ્યક છે. આમાં એટલું તો અચૂક ધ્યાનમાં રાખવાનું છે કે પ્રકૃતિનો એકે ધારો આપણે ઉલ્લંઘન કરતા નથી; અર્થાત્ પ્રકૃતિના નિયમો આપણાથી ભાંગી શકાય એવા નથી.

"અન્ય પ્રકારે તપાસતાં લાગે છે કે જે જે ગુણ કે દોષ અમુક અવયવમાં છે તે જ ગુણ કે દોષ અવયવીમાં આવવો જ જોઇએ; અથવા જે જે અંશમાં, તે તે અખિલમાં-એ ધારો સર્વમાન્ય હોવો જોઇએ. દૃષ્ટાંત લેઈ જોઇએ તો વ્યાપ્ય વસ્તુમાં જે જે દયા સ્નેહ ઇત્યાદિ જોવામાં આવે છે તે તે વ્યાપક પરમેશ્વરમાં હોવાં જ જોઇએ." આ ખ્રીસ્તી પ્રક્રિયા પ્રમાણે છે. ઉપર પણ કેટલાક પ્રત્યાખ્યાનયોગ્ય વિષયો ગયા, છતાં ચર્ચાના પ્રદેશમાં તેમાંથી એકે નથી ઉતાર્યા તેનું કારણ માત્ર એટલું જ કે ઑલીવર લોજના પોતાના મતનું સ્વતંત્ર દર્શન કરાવવું એ ઉદ્દેશ માત્ર આ લખાણનો છે. અત્રે પણ એ જ ઉદ્દેશ માની ચર્ચાપ્રકરણ ખુલ્લું કરવા ઇચ્છા નથી થતી. સ્પષ્ટ રીતે જણાઈ આવતી આ બાબત છે કે પરમેશ્વરને સગુણ માની આ પ્રપંચનું મનન કરવાનું ઉચિત છે; બીજું એ ધ્યાનમાં લેવાનું કે તેના મતનું પ્રતિપાદન તત્ત્વજ્ઞાનને પ્રતિકૂલ નથી; પછી તે ગમે તેટલું ખ્રીસ્તી ધર્મને રસ્તે આડકતરી રીતે દોરી લઈ જતું હોય; એટલા ઉપરથી જ તે વિદ્વાન બતાવે છે કે "ગુણ તેમ જ દોષ પરમેશ્વરમાં હોવા જોઇએ એમ કદાચ પૂર્વપક્ષ થાય; પરંતુ તેનું સમાધાન એ છે કે જ્ઞાનપૂર્વક દોષ અર્થાત્ જાણી જોઇને દુષ્ટતા વાપરવી એ ધર્મ પ્રકૃતિનો નથી; કારણ કે અન્ય પ્રાણીઓમાં એવું જોવામાં આવતું નથી." આ બાબત સિદ્ધ કરતાં તેનું કહેવું એવું સમજાય છે કે અર્ધદગ્ધ જીવમાં એવા દોષો દેખાય છે. છેક હલકાં પ્રાણીઓમાં નહિં, અને છેક ઉત્કૃષ્ટ મનુષ્યોમાં નહિ, ત્યારે માત્ર વચલા ભાગમાં દેખાતા દોષો જ્ઞાનના ઉત્કૃષ્ટ ભાવને પામતાં નિર્મૂળ થાય છે; અને પરમેશ્વરમાં તો તેટલા માટે જ એ હોવા ન જોઈએ અને નથી.

આ પ્રમાણે સર ઑલીવર લૉજે પોતાના પદાર્થવિજ્ઞાનનું ખરૂં રહસ્ય પ્રકાશ કર્યું છે અને ઉપરાંત પણ જણાવે છે કે " સષ્ટિક્રમ—સંસારમાં દુઃખ છે. વનસ્પતિમાંથી પ્રાણીમાં પ્રવેશ એ ભેદાવસ્થા દુઃખનો કાળ અને દુઃખનું સ્થાન છે. અને એ દુઃખનાં કારણો સ્થિતિભેદ સિવાય બીજાં કાંઈ અપાય એવાં નથી. જંગલી પ્રાણીઓ તેમ જ મનુષ્યો હોય તેમ જ દુઃખને થોડા વશ છે પરંતુ એ દુઃખનો અંત મનુષ્ય જાતિની સ્થિતિમાં આવી જશે કે ઉચ્ચતર ગતિએ હજી જવાનું છે તે પ્રશ્નનો નિર્ણય કરતાં એવું બતાવે છે કેટલીકવાર જે અણઘડ શક્તિ અમુક માણસોમાં પ્રતિભા જેવી પ્રકટ થાય છે તે ઉપરથી અનુમાન બાંધવામાં વાંધો નથી કે ઉચ્ચતર ગતિ હજી મનુષ્યને છે. ત્યારે આ ઉચ્ચતર સરણિ ક્યાં અટકશે તે નક્કી નથી." હવે આ વાતમાં પણ આપણે અમુક અંશે અનુકૂળતા માની ઉદ્દેશ માત્ર વિચારી ચર્ચા છોડવી યોગ્ય ગણીએ છીએ. છેવટે મહાન્ કવિ ટેનીસનની અગાધ લીટીઓ લખી પોતાના વિદ્વત્તાભરેલ ભાષણનો અંત લાવે છે કે જેમાં પણ સર્વ એકાકાર અખંડ તત્ત્વ વ્યાપી રહ્યાની મતલબ છે.

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

---

# બલિ આખ્યાન.

પાતાલલોકમાં એક સમયે બલિ નામનો એક મહાન્ અસુર રાજા રાજ્ય કરતો હતો. એ બલિ વિરોચનનો પુત્ર હતો, અને દૈત્યરાજ્યનું ચક્રવર્તિપણું તેને હતું. એણે પોતાનું સામ્રાજ્ય એટલું પ્રવર્તાવ્યું હતું કે તેનાથી સર્વ કોઈ ત્રાસ પામતું હતું. અનેક પ્રકારના ભોગ અને ઐશ્વર્ય તેનું દાસત્વ કરતાં હતાં. એક દિવસે પોતાના પ્રાસાદશિખરમાં તે બેઠો હતો. એ સ્થાન અનેક ભોગ્ય વસ્તુથી ભૂષિત હતું, અને તે એવું રમણીય હતું કે ત્રિલોકમાં પણ તેના જેવું બીજું સ્થાન ન હોવાથી તે સર્વને ચકિત થવાનું કારણ હતું. અનેક અદ્ભુત ભોગ્યપદાર્થનો ઉપભોગ કરતાં એક દિવસે તેને એ જ ભોગપદાર્થ નીરસ લાગ્યા. સ્વસ્થ થઈ એનું કારણ શોધતાં તેને થયું કે—

" અહો ! આ અનેક ભોગ ઉપભોગથી મને શું લાભ છે ? આ ત્રૈલોક્યના રાજ્યથી પણ શું ! એકનું એક આ રાજ્ય, એકના એક આ ભોગ, આ લક્ષ્મી, આ સ્ત્રી, આ સંબંધી, સર્વ એના એ, હું પણ એનો એ ! એકના એક પદાર્થનો ભોગ ઉચ્છિષ્ટાન્ન સમાન છે. એથી

પ્રાજ્ઞોને લજ્જા કેમ નથી આવતી ? સત્ય છે કે ખાધેલો લાડુ ખાઈ શિશુ જનને આનંદ થાય છે. પણ એ તો માત્ર શિશુવ્યવહાર છે; દિવસ, પક્ષ, માસ, વર્ષ અને યુગોના યુગો, ઉચ્છિષ્ટ ભોગ ભોગવવા એ પ્રાજ્ઞને ઘટે નહિ. દિન પછી રાત્રિ અને રાત્રિ પછી દિન એ પરંપરા જેમ ચાલી જાય છે તેમ જ દિન અને રાત્રિનાં કાર્યોની અને ભોગોની પણ પરંપરા ચાલી જ જાય છે. દિનનાં કાર્ય દિને, રાત્રિનાં કાર્ય રાત્રિએ, યથામતિ, યથાશક્તિ, અદ્યાપિ પર્યંત કર્યે ગયો; પણ એથી અર્થ શો સિદ્ધ થયો ? આ સર્વ વિનાશી પદાર્થ છે. પણ એ સર્વથી જે પદાર્થ પર હોઈ અવિનાશી છે તે શું છે ? કે જે પ્રાપ્ત કર્યાથી કૃતકૃત્ય અને પ્રાપ્તપ્રાપ્ય થવાય ?"

આ વિચારમાં ને વિચારમાં તે ઊંડો ઉતરી પડયો. આ આત્મનિમજ્જનથી તેને કાંઇક સુખ થયું હોય એમ તેના મુખ પરથી લાગ્યું; કારણ અંતરમાં જે સુખ અનુભવ્યું હતું તેની છાયા તેના વદન પર છવાઈ હતી. આનંદ શાથી થયો હતો? ચિંતન કરતાં ચિત્ત સ્વસ્થ થવાથી તેને પૂર્વના કોઈ પ્રસંગની સ્મૃતિ થઈ આવી હતી. એ પ્રસંગ શો હતો તે હવે પછી આપણે જોઇશું.

[ * *બાલિની આ સ્થિતિ વહેલી મોડી સર્વ અધિકારીઓને અનુભવવી પડે છે. અનેક ભોગ ભોગવતાં જેમની વૃત્તિ બહિર્મુખ રહે છે તેમને તો આવો વિચાર સંભવે જ નહિ— ઘણે અંશે આમ લાગશે, પણ ખરૂં જોતાં મનુષ્યપ્રકૃતિ જ એવી છે કે તેના ચિત્તની વૃત્તિ અન્તર્મુખ થયા વિના રહેતી જ નથી. સર્વ પ્રકારના મનુષ્યને ભોગની પ્રાપ્તિ થતાં એક પ્રકારનો આનંદ થાય છે. ઇષ્ટ વસ્તુનો યોગ થતાં ક્ષણવાર ચિત્ત અંતર્મુખ થાય છે. એ સમયે જે આનંદ થાય છે તે બ્રહ્માનન્દનો જ એક પ્રકાર છે. ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયાથી ચિત્ત સ્વસ્થ થતાં તેમાં પોતાના આત્મસ્વરૂપના આનંદાંશનું પ્રતિબિંબ પડે છે, આને જ વિષયાનંદ કહે છે. કારણ કે એ આનંદ મૂળે તો બ્રહ્માનંદ છે પણ તે ભોગ્ય થવાનું કારણ કોઈ વિષય છે. આટલું તો સંસ્કૃત અને પ્રાકૃત બેઊ પ્રકારના મનુષ્યને સામાન્ય છે. પ્રાકૃત બુદ્ધિ આ સ્થિતિમાં, અંતર્મુખ સ્થિતિમાં, બહુ વાર ટકી રહેતી નથી. એટલે કે પ્રાકૃત જનનું ચિત્ત એટલું બધું ચંચલ હોય છે કે તે તેમને આ સ્થિતિમાં સ્થિર રહેવા દેતું નથી. વિષયવાસનાના પ્રાબલ્યથી તેમનું ચિત્ત વિષય પ્રતિ આકર્ષાઈ જાય છે, અને અંતર્મુખતાથી ભ્રષ્ટ થાય છે. પ્રાકૃતબુદ્ધિને પણ તેમના જીવનમાં કેટલાક પ્રસંગ એવા આવે છે કે તેમને આ અંતર્મુખ અવસ્થામાં પરાણે રહેવું પડે છે. સ્મશાનવિરાગ, અત્યંત પ્રિય વસ્તુનો વિયોગ, વિગેરે પ્રસંગો આવા છે. પણ આવી જે ક્ષણો વસ્તુગત્યા જ પ્રાપ્ત થાય છે તેનો લાભ લેવાનું સામર્થ્ય તેમનામાં હોતું નથી, એટલે તેમને બહિર્મુખતાને વશ થવું પડે છે. સંસ્કૃત બુદ્ધિ, અર્થાત્ જે બુદ્ધિઓ સંસ્કાર પામેલી છે, તેમને પ્રાકૃત બુદ્ધિના જેવા જ અનેક અનુભવો થતાં—સત્સંગ સચ્છાસ્ત્ર આદિના યોગથી વિવેક ઉદય પામે છે. તેમની વૃત્તિ વારાફરતી અંતર્મુખ અને બહિર્મુખ થતાં થતાં એક કાળ એવો આવે છે કે જ્યારે તેમનું અંતઃકરણ શુદ્ધ થવાથી તેમાં બ્રહ્માનન્દનું જે પ્રતિબિંબ પડે છે તે વિષયાનન્દ છતાં તેમાં વિષયથી પર પણ કાંઈ અંશ છે એવી મતિ થાય છે. સંસ્કૃત બુદ્ધિના વિષયાનંદમાં અને પ્રાકૃત બુદ્ધિના વિષયાનન્દમાં ભેદ એ જ છે કે સંસ્કૃત

બુદ્ધિને જ્યારે વિષયાનન્દમાં કાંઈક અલૌકિક તત્ત્વની ઝાંખી થાય છે ત્યારે પ્રાકૃત બુદ્ધિને તેમાં બધું લૌકિક જ દેખાય છે. આ ભેદ તેમના અંતઃકરણની શુદ્ધિના પ્રમાણને લઇને છે.

પ્રાકૃત બુદ્ધિને જ્યારે અસાધારણ પ્રસંગોમાં પણ અંતર્મુખતા સ્થિર રહેતી નથી ત્યારે સંસ્કૃત બુદ્ધિને તો સામાન્ય પ્રસંગો પણ એ સ્થિતિમાં સ્થિર કરવાને બસ છે. કારણ કે સંસ્કૃત બુદ્ધિ પોતાના સંસ્કાર વડે જ આ માટે સજ્જ થઈ રહી હોય છે, એ સંસ્કાર દૃઢ થતાં થતાં તેનો પરિપાક થાય એટલો જ વિલંબ હોય છે. ક્વચિત્ એમ પણ હોય કે અંતઃકરણ પરિપાકને પામ્યા છતાં દૈવ પ્રતિકૂલ હોય તો એવી સ્થિતિના મનુષ્યોને માત્ર એ પ્રતિકૂલ પ્રારબ્ધના અસ્તની જ પ્રતીક્ષા કરવાની છે.

પુણ્યનો ઉદય થતાં, દૈવઅનુકૂલ થતાં, તેમની અંતર્મુખતા સ્થિર થઈજાય છે. આવા સુભાગીઓને તો સામાન્યમાં સામાન્ય પ્રસંગ પણ એક મહાન નિમિત્ત થઈ પડે છે. એ જ પ્રમાણે બલિને પણ જે ભોગ તેને નિત્યના હતા, તે જ ભોગથી પરિતૃપ્તિ થઈ, તે પરિતૃપ્તિના યોગે તેની વૃત્તિ અંતર્મુખ થઈ. અને ત્યાં જ સ્થિતિ થઈ. તે વિચારમાં ઊંડો ઉતરી પડયો આત્મનિમજ્જનનો આનંદ અનુભવ્યો. આત્મનિમજ્જનનું ફળ એ થયું કે પૂર્વ પ્રસંગની સ્મૃતિરૂપ એક મણિ તેને પ્રાપ્ત થયો.

એ મણિ શો હતો, તે હવે જોઇએ.*]

પૂર્વના જે પ્રસંગની સ્મૃતિ થઇ આવી તેથી તે બોલી ઉઠયોઃ—"અહો! પૂર્વે મેં આ સ્થળે જ મારા આત્મતત્ત્વજ્ઞ પિતા વિરોચનને આ જ પ્રશ્ન પૂછયો હતો અને તેમણે તેનો ઉત્તર પણ આપ્યો હતો. મેં પૂછ્યું હતું કેઃ—'એવો સીમાંત કયો છે કે જે પ્રાપ્ત થવાથી સકલ સુખ દુઃખ શમી જાય છે, અને ભ્રમ માત્ર શાંત થઈ જાય છે? જ્યાં મનોમોહ ઉપશાંત થાય છે અને સકલ એષણાઓ નિર્મૂલ થાય છે? જ્યાં વસ્તુ માત્ર ઉપરની રુચિ અરુચિ જતી રહે છે અને પરમ વિશ્રાંતિ મળે છે? જ્યાં અત્યંત આનંદ વર્તે છે તે ધામ મને કહો કે જેથી મને પરમ અને ચિરસ્થાયી વિશ્રાંતિ પ્રાપ્ત થાય.'

"મારા પિતાએ ઉત્તર આપ્યો હતો કેઃ—'હે પુત્ર! એક અતિ વિસ્તૃત અને વિપુલ દેશ એવો છે કે જ્યાં અનેક બ્રહ્માણ્ડો ઉપજે છે અને તેમનો લય પણ થાય છે. એ દેશમાં પૃથ્વી આદિ પંચભૂતો નથી, પર્વતો નથી, સાગર પણ નથી, વન પણ નથી, નદી પણ નથી, તીર્થ પણ નથી, સરોવર પણ નથી. ત્યાં એક જ મહાન રાજાનું રાજ્ય પ્રવર્તે છે. એ રાજાનું નામ મહાદ્યુતિ છે. એ રાજા જ સર્વકૃત્ છે, સર્વગ છે, સર્વ છે, અને તૂષ્ણીમ્ (મૌન-) અવસ્થામાં જ રહે છે, તૂષ્ણીમ્ જ છે. એ રાજાએ એક મંત્રિ સંકલ્પેલો છે, અને તે સર્વદા મંત્રણોન્મુખ—વિચારપૂર્વક—સર્વ ઘટના ઘટાવે છે. કાર્ય સુઘટિત છતાં અનભિમત હોય તો તેને વિઘટાવે છે, નાશ કરે છે, અને દુર્ઘટ કાર્યને ક્ષણ માત્રમાં ઘટાવી લે છે, સિદ્ધ કરે છે. એ મંત્રીના પોતામાં કાંઈ ભોગવવાની કે કશું જાણવાની શક્તિ નથી, છતાં રાજાનો પ્રેરેલો કાર્ય માત્ર કરે છે. સર્વ કાર્યનો એક કર્તા મંત્રી હોઈ રાજા કૈવલ્યમાં, એકાંતમાં, અને સ્વસ્થ પેડે સ્થિર રહે છે."

આ સાંભળી બલિએ પૂછ્યું:—"હે પિતા! જ્યાં આધિવ્યાધિ છે જ નહિ એવો તે એ કયો દેશ છે? તે શાથી પ્રાપ્ત થઈ શકે? એવો તે એ રાજા અને એનો મંત્રી કેવો બલવાન છે કે મેં કે જેણે રમત માત્રમાં આખી જગજ્જાલને વશ કરી છે તેનાથી પણ ન જીતાય?"

વિરોચન કહે છેઃ—"હે પુત્ર! એ મંત્રી એવો બલવાન છે કે તે દેવ અને અસુરના ગણ છે તેથી લક્ષ ગણા એકઠા થાય તો પણ જીતી શકાય એમ નથી. અનેક અસ્ત્ર શસ્ત્રનો પ્રહાર તેના પર થાય તો પણ તેને તો તે પુષ્પ જેવાં સુકોમલ જ લાગે છે. એ મંત્રીને જીતવાનો એક જ માર્ગ છે. તે તેના પ્રભુથી જ જીતાય છે. એવો એ દુર્જેય છે. અન્ય કોઈ રીતે તેના પર જય કરવાની ઇચ્છા કરવી તે મહા મેરૂને તેના સ્થાનેથી ઉખેડી ફેંકી દેવાની ઇચ્છા કરવા કરતાં વિશેષ દુર્ઘટ છે. યુક્તિથી એ મંત્રી ક્ષણ માત્રમાં વશ થાય છે, પણ યુક્તિ વિના તેનો પરાજય કરવા જતાં તે વિષધર નાગ પેઠે આખા શરીરમાં દાહ ઉપજાવી મૂકે છે.

હે પુત્ર! આ દેશ જ્યાં સુખ દુઃખ વિનાશ પામે છે તે મોક્ષ છે. સર્વ પદાર્થોથી પણ પર એવા ભગવાન આત્મા એ દેશના રાજા છે. તેણે કલ્પેલો મંત્રી તે મન છે. એમના જયની પરમ યુક્તિ એ જ છે કે સર્વ વિષયો પ્રતિ સર્વથા પરમ અનાસ્થા રાખવી. એ વિરાગ વડે જ મનરૂપ મહા મદોન્મત્ત માતંગ અંકુશમાં આવી શકે છે.

અધિકારભેદે ચિત્તજયના ક્રમ ત્રણ છે. જેઓ અશિક્ષિત છે તેમણે પોતાના વ્યવહાર કાલના ચાર ભાગ કરવા. એમાંથી બે ભાગ વિષયભોગને માટે રાખવા; એક ભાગ અધ્યાત્મશાસ્ત્રના અધ્યયન માટે રાખવો, અને એક ભાગ ગુરુશુશ્રુષા માટે રાખવો. શિક્ષિતોએ એક ભાગ ભોગ માટે, બે ભાગ ગુરુશુશ્રુષા માટે, અને એક ભાગ અધ્યાત્મશાસ્ત્રના અર્થના ચિંતન માટે રાખવો. અને શિક્ષિતોએ બે ભાગ અધ્યાત્મશાસ્ત્રના વિચારપૂર્વક વૈરાગ્ય માટે, અને બે ભાગ ધ્યાનપૂર્વક ગુરુપૂજન માટે રાખવા. હે પુત્ર, આ પ્રમાણે પ્રજ્ઞાવશાત્ તથા વિચારવશાત્ ચિત્તનું ઉપશમન, તૃષ્ણાનો સંત્યાગ, અને આત્માવલોકન પ્રાપ્ત કર જેમ સમુદ્ર વૃષ્ટિથી પૂરાય છે અને વૃષ્ટિ સમુદ્રવડે જ સંભવે છે તેમ વિચારથી ભોગનિવૃત્તિ તથા ભોગ પ્રતિ દોષદષ્ટિથી વિચાર ઉદ્‌ભવે છે. અર્થાત્ વિચાર અને ભોગગર્હા એ બે પરસ્પર ઉપકારક છે. દેશક્રમને અનુસરી જેમાં સ્વલ્પ દોષ જ હોય. એવે માર્ગે ધન ઉપાર્જન કરી એ ધને કરી અંગજન અને સાધુ જનોનું માનપૂર્વક અર્ચન કરી સાધુસંગમથી ઉદ્‌ભવતા વિષયવૈરાગ્ય અને વિચારવિભવથી તને આત્મલાભ થશે."

બલિ કહે છેઃ—"મારા ચારુવિચારી પિતાએ પૂર્વે મને આમ કહ્યું હતું, અને ઈશ્વર પ્રસાદથી આ સ્મૃતિ મને થઈ છે અને તેથી હું સંપ્રબોધને પામ્યો છું. અત્યારે મને ભોગ પ્રતિ અરતિ સ્ફુટ થઈ છે, અને શમરૂપી અમૃત પીને હું સ્વસ્થ અને વિશ્રાંત થયો છું. આ મારા આંતર શીતલ સ્વરૂપ–શમદશા–નું આજ સુધી મને ભાન ન હતું એ કેવું આશ્ચર્ય છે! આ સ્થાનની પ્રાપ્તિ થતાં સુખ દુઃખના પરિણામ શાંત થઈ જાય છે અને સમત્વ પ્રાપ્ત થાયછે.

[ * *બલિને સ્મૃતિ થઈ ત્યાર પછીના તેના ઉદ્‌ગારમાંનો " અહિં " એ શબ્દ બહુ સૂચક છે. જે સ્થાનમાં આત્મજ્ઞ પિતાએ પુત્રને ઉપદેશ કીધો હતો તે જ સ્થાનમાં આ સ્મૃતિ થઈ. આ પરથી કાંઇ એમ કહેવાનો હેતુ નથી કે અન્ય સ્થાનમાં એવી સ્મૃતિ ન થાય. પૂર્વ સંસ્કારનો પુનઃ સાક્ષાત્કાર થવો તે સ્મૃતિ. એ સંસ્કારો ચિત્તશરીરમાં પડી રહે છે અને તેને જગાડનાર કાંઇ નિમિત્ત મળે ત્યારે પાછા ઊઠે છે, અને એ ચિત્ત શરીર પ્રત્યેક મનુષ્યની સાથે જ હોય છે. તેથી કોઇ પણ સ્થાનમાં સ્મૃતિ થવાનો સંભવ છે. અહિં સૂચન એટલું જ સમજાય છે કે સુપ્ત સંસ્કારને જગાડનાર જે અભિવ્યંજકની આવશ્યકતા છે તે આવા સ્થાનમાંથી સહજ પ્રાપ્ત થાય છે. જેમ ચિત્તદ્રવ્ય મનુષ્યમાં છે તેમ સર્વમાં છે, ભૂત માત્રમાં છે; અને જેને આપણે આકાશ–અવકાશ–કહીએ છીએ તેમાં પણ છે; એટલે ચિત્તસ્ફુરણ થતાં તેવાં સ્ફુરણ આસપાસ તેના સંબંધમાં રહેલી વસ્તુ વિગેરેના ચિત્તદ્રવ્યમાં પણ થાય છે. એ સંસ્કાર એક વાર થયા કે સજાતીય સંસ્કાર એક બીજાને પ્રેરે છે અને પોષે છે. તેથી જ, બલિનું ચિત્ત સ્વસ્થ થતાં જે વિચારના સંસ્કાર પૂર્વે તે સ્થાનમાં થયા હતા તેનું ભાન તેને થયું. તેનો પિતા આત્મજ્ઞ હોવાથી તેના કરેલા ઉપદેશથી ત્યાં થએલા સંસ્કાર બહુ દૃઢ હતા તેથી તેની અસર આ પ્રમાણે રહી શકી એટલું જ નહિં પણ પુનઃ ક્રિયા કરવાનું સામર્થ્ય પણ તેનામાં જળવાઇ રહ્યું. એવી શંકા ઉઠે કે, જ્યારે જડ સ્થાનમાં અને ત્યાંના અવકાશને વિષે આ સંસ્કાર સંગ્રહાયા ત્યારે બલિનામાં કેમ નહિ? અને જો, હોય તો તેને જડ નિમિત્તનું શું પ્રયોજન? વિરોચનના ઉપદેશના સંસ્કાર બલિના ચિત્તમાં થએલા તો ખરા, પણ અધિકારની ન્યૂનતાને લીધે, માત્ર બીજાત્મક જ રહેલા. ચિત્તદ્રવ્ય પણ એક પ્રકારનું નથી. એમાં પણ સ્થૂલ સૂક્ષ્મના ભેદ છે. અને વિચારના શુદ્ધિ અશુદ્ધિ આદિ ભેદે કરીને, એકવ્યક્તિગત ચિત્તદ્રવ્યમાં કોઇ અમુક પ્રકારનું દ્રવ્ય વિશેષ ક્રિયાવાન હોય છે. વ્યક્તિગત ચિત્તદ્રવ્યમાં તેનો જે પ્રકાર વિશેષ ક્રિયાવાન, અને તેથી શીઘ્રગ્રાહી હોય છે તે પર જે સંસ્કાર થાય છે તે બહુ સુગમ રીતે થાય છે, અને દૃઢ થાય છે. અન્ય પ્રકારના દ્રવ્યમાં જે સંસ્કાર થાય છે તે બહુ સૂક્ષ્મ રૂપે રહે છે. પ્રથમ કહ્યા તે સંસ્કાર સજાતીય છે તેથી તેની ક્રિયા સ્થૂલ હોય છે અને તેને ઉદ્‌બુદ્ધ થતાં વાર લાગતી નથી, તરત જાગી ઉઠે છે. બીજા પ્રકારના સંસ્કાર વિજાતીય હોય છે તેથી તેની ક્રિયા સૂક્ષ્મ હોય છે, અને તે વિશેષે કરીને દૃઢ થતાં સુધી અનુદ્‌બુદ્ધ રહે છે, સુતેલા રહે છે. તેમની જે આંતર ક્રિયા થતી હોય છે તે અમુક મર્યાદાએ પહોંચતા સુધી આપણા અજાણપણામાં જ થયાં કરે છે. આ જ અધિકારની ન્યૂનતા. આવી ન્યૂનતા, સામાન્ય ચિત્તદ્રવ્ય જે સર્વત્ર પ્રસરેલું રહે છે, જડ વસ્તુના સંબંધમાં પણ છે તેમ જ આકાશમાં પણ છે, તેમાં એટલી બધી હોતી નથી. સામાન્ય ચિત્તદ્રવ્યમાં પણ અમુક સંસ્કાર વિશેષ સંગ્રહાઇ રહે એમ થઇ શકે છે. જે સ્થાનમાં અધ્યાત્મવિદ્યાનો વિચાર થતો હોય, કાંઇ પૂજન અર્ચન થતું હોય તે સ્થાને અને અન્ય સ્થાનમાં પણ વ્યક્તિગત ચિત્તના જેવા જ ભેદ છે. તેમ જ જે સ્થાનમાં વ્યભિચાર થતો હોય, દુષ્ટ કર્મોના જ વિચાર થતા હોય, તે સ્થાન અને ઉપર કહ્યાં તે સ્થાન એમાં બહુ ભેદ છે. આટલા માટે જે સ્થાન એક જ પ્રકારનાં કાર્ય માટે નિર્માણ થઈ તેમાં તે જ કાર્ય થયાં કરે તો તેથી તે સ્થાનમાં તેવાં કાર્ય કરવાં સુગમ પડે છે. દેવસેવા, ધ્યાન, વિગેરે માટે આવાં સ્થાન રાખવાનું કારણ આ છે. તેમ જ તીર્થ આદિ જે જે સ્થાન પવિત્ર મનાય છે તેનું એક કારણ આ પણ છે.

અહિં વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે પૂર્વે પણ એ જ વિરોચન ઉપદેશક હતો, અને એ જ બલિ શ્રોતા હતો, અને આ વખતે પણ એ જ વિરોચન ઉપદેશક અને બલિ શ્રોતા હતો. વળી પૂર્વે વિરોચન સાક્ષાત્ ઉપદેશક હતો, આ સમયે એનો ઉપદેશ ઉપદેશક હતો. વિરોચન તો માત્ર ઉપદેશ દ્વારા, પરતઃ, પરોક્ષે, વક્તા હતો; છતાં તે સમયના કરતાં આ સમયે બલિને તેનો ઉપદેશ ઉપકારક થયો તેનું કારણ એ જ કે પૂર્વે ઉપદેશના સંસ્કાર અનુદ્બુદ્ધ અવસ્થામાં પડી રહી પોતાનું કાર્ય કરતા હતા. પૂર્વે બલિનો અધિકાર ન્યૂન હતો, આ સમયે એનો અધિકાર વધ્યો હતો, અને એ અધિકારવૃદ્ધિ, એ અધિકારવૃદ્ધિને પરિણામે પૂર્વ ઉપદેશના સંસ્કારથી સબલ થતી જતી આંતર ક્રિયા, અને ઉપદેશસ્થાનમાંના શુદ્ધ સંસ્કાર એ સર્વનો યોગ થતાં વિચાર ઉત્પન્ન થયો અને એ વિચારમાં જ તલ્લીન થતાં એ સર્વની એકતા થઇ. એનું પરિણામ પૂર્વે ઉપદેશની શુદ્ધ સ્મૃતિ, અને તેને પરિણામે પોતાના શુદ્ધ સ્વરૂપની ઝાંખી રૂપ આત્મલાભ.

હવે આપણે બલિના પ્રશ્નનો વિચાર કરીએ. એણે પોતાના પિતાને પૂછ્યું હતું કે એવું કયું સ્થાન છે કે જ્યાં સુખ દુઃખ શમી જાય છે, ભ્રમ માત્ર નાશ પામે છે અને જે આનંદમય હોઇ પરમ વિશ્રાંતિ આપે છે? સામાન્ય રીતે મનુષ્યના વ્યવહારમાં દુઃખ ન હોય એમ તો ઘણા મનુષ્યો ઇચ્છે છે, પણ સુખ પણ ન હોય એમ ઇચ્છનાર કોઇ દેખાતું નથી. વળી કહેવાય છે કે મનુષ્યની પ્રવૃત્તિ માત્રનું મૂલ સુખની ઇચ્છા છે, ત્યારે અહિં સુખનો પણ અભાવ કેમ ઇચ્છયો હશે? સુખનાં બે સ્વરૂપ છેઃ એક વિષયસુખ અને બીજું નિર્વિષય સુખ. ઉપર આપણે કહ્યું છે કે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતાં વૃત્તિ જ્યારે અંતર્મુખ થાય છે ત્યારે તેમાં આત્માના આનન્દાંશનું જે પ્રતિબિંબ પડે છે તેથી સુખ થાય છે, અને તે વિષયાનન્દ કહેવાય છે, અને એ બ્રહ્માનન્દરૂપ બિંબનું એક પ્રતિબિંબ માત્ર છે. ચિત્તની વૃત્તિ ચંચલ હોવાથી એ સ્થિતિ બહુ રહેતી નથી અને તે અન્ય વસ્તુ પ્રતિ આકર્ષાય છે, અને તેથી થતું સુખ નષ્ટ થાય છે. એમ વિષયાનન્દ અનિત્ય છે, એક પછી એક એમ અનેક વિષયો આનંદાભાસ આપી વિરામે છે. પણ તેથી તૃપ્તિ થતી નથી. વળી જે વિષય વિષે સુખભાવના દૃઢ થાય છે તે પ્રતિ રાગ ઉપજે છે અને રાગ પણ એક પ્રકારનો બંધ છે. દુઃખ વિષે જે દ્વેષ થાય છે તે જેમ એક પ્રકારનો બંધ છે, તેમ જ રાગ પણ એક પ્રકારનો બંધ છે. રાગ અને દ્વેષ, અને તેના કોઇ વાર કારણરૂપ અને કોઇવાર પરિણામ રૂપ સુખ દુઃખ પણ એક પ્રકારનો સંગ છે. અને આત્મ સ્વરૂપ નિઃસંગ છે, એટલે સગ માત્ર આત્મલાભને બાધકર્ત્તા છે, માટે ત્યાજ્ય છે. સુખથી જો કદી કાંઇ તૃપ્તિ મળતી હોય તો પણ તે પરિતૃપ્તિ તો નથી જ. જો એમ હોય તો અન્ય વિષયની અપેક્ષા જ ન રહે. પણ એમ કાંઇ હોતું નથી. અધિકાર વધતાં ઉચ્ચતર વિષયોમાં સુખ મનાવા માંડે છે, પણ એ સર્વને અંતે અતૃપ્તિ જ રહે છે; તેથી એક કાલ એવો આવે છે કે જ્યારે સુખ માત્ર અનિત્ય છે એવો નિશ્ચય થાય છે. આ પરથી સ્પષ્ટ સમજાય છે કે સૃષ્ટિની પ્રવૃત્તિ માત્ર જે સુખની શોધ માટે છે તે વિષયસુખ નથી પણ કાંઇક એવું સુખ છે કે જે મળ્યા પછી મેળવવા યોગ્ય કાંઇ અવશેષ રહેતું જ નથી. આ જ બ્રહ્માનન્દ, સ્વરૂપાનન્દ, આત્માનન્દ છે. એ સુખ મેળવવાનું નથી, પણ એ સુખ આપણે પોતે જ છીએ એટલું માત્ર સાક્ષાત્ અનુભ-

થવાતું છે. એવો સાક્ષાત્કાર થતાં સુખને શોધનાર પોતે જ સુખમય-આનંદ સ્વરૂપ થઇ રહે છે. આમ થવા માટે ચિત્તવૃત્તિ સ્થિર થવાની આવશ્યકતા છે. સામાન્ય રીતે એમ મનાય છે કે આપણને માત્ર શારીર ક્રિયાથી જ શ્રમ લાગે છે. પણ જેટલો શ્રમ શરીરવ્યાપારથી થતો નથી તેટલો મનોવ્યાપારથી થાય છે. એ ચિત્તચાંચલ્યથી થતો પરિશ્રમ માત્ર વિચારકો જ અનુભવે છે. ત્યારે અનેક જન્મના ચિત્તચાંચલ્યથી જે પરિશ્રમ થતો હશે તે સહજ વિચારી લેવાય એમ છે. આવા પરિશ્રમથી મુક્ત થવું, ચાંચલ્યતું શમી જવું, એ જ પરમ વિશ્રાંતિ ચિત્ત જ્યારે પોતાના વિષય પ્રતિ દોડતું બંધ થાય ત્યારે જ આવી વિશ્રાંતિ પ્રાપ્ત થાય છે. અને એ વિશ્રાંતિ થવા માટે ભેદ માત્રમાં અભેદ અનુભવવો જોઇએ. જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં આત્માના જ દર્શન થવાં જોઇએ. આમ થયા પછી ચિત્ત વિષયાભિમુખ થયાં છતાં પણ તેને શ્રમ રહેતો નથી. આટલા માટે આ પદને સુખ દુઃખ વિનાનું શ્રમ રહિત, અને પરમ વિશ્રાંતિનું સ્થાન કહ્યું છે.

આ સ્થાન મોક્ષ છે, એનો રાજા આત્મા છે, અને તેનો મંત્રી મન છે. આ વાત વિરોચને પોતે જ સ્પષ્ટ કરી છે.

(અપૂર્ણ.)

પ. હ. મહેતા.

---

## નીરવ કવિ.

જેઓ કાનને મધુર લાગે હેવા છન્દમાં શબ્દની વિચિત્ર ગુંથણી કરી, બોલની છટાથી લોકને મોહિત કરવા પ્રયત્ન કરે છે હેને અજ્ઞાન લોકો કવિ તરીકે માન આપે છે. આવા કવિ તથા કાવ્યની પરીક્ષા કાનથી કરાય છે. કવિતા એ તાલ પ્રમાણે વંચાય તથા ઉચ્ચારાય અને હેની સાથે શરીર પણ હેના તાલતા તરંગ ભંગ પ્રમાણે ઝુકે: એવી જાતની કવિતા આરબી, ઉર્દુ, હિન્દી, ફારસી, ગુજરાતી, બંગાળી કે સંસ્કૃત વગેરે જૂની હેમ જ નવી ભાષામાં કાંઇ ઓછી નથી. ભાટ, ચારણ, અને શીઘ્ર કવિ કહેવડાવનાર કયામરો વગેરે આ જાતના કવિ છે. એમને બીજૂં નામ આપતાં " શાબ્દિક કવિ ' કહિયે તો કાંઇ ખોટું નથી; કેમકે હેમનામાં શબ્દચમત્કારની યોજના વિના બીજું કાંઇ જોવામાં આવતું નથી. કદાચ કાંઇ હોય તો તેમ રસિકને રુચતું ગણી શકાય હેવું નથી જ હોતું.

સહૃદય રસજ્ઞો કવિતાની શોધમાં ઉંચે ઉંચે ઉડે છે. તેઓ છન્દોબદ્ધ વાક્ય સાંભળી ખુશ થતા નથી: ઓકાશ ભર્યા શબ્દોથી માત્ર મ્હોતા નથી. જે વાત કાને પડતાં ઘડીભર

આનન્દ ઉપજાવે છે તે ઉંડા ઉંડા અન્તરને અડકે છે કે નહિ ત્હેનો જ તેઓ પ્હેલો વિચાર કરે છે. જે વાતથી અન્તરના ગેબી ઉંડાણમાં સંતાયેલો ભાવ ઉલ્ટી ના પડે, સૌન્દર્યની કોઇ કોઇ અભિનવ મૂર્તિ મન રૂપી આંખ્ય આગળ ખડી ન થાય, હૃદયવીણા કોઈ એક નવીન તાનથી ઝંકાર પામી ન ઊઠે ને હૈયું ભાવથી ભરાઈ ઉભરાઈ ન જાય, ત્હેને આવા રસજ્ઞો કવિતા કહેતા નથી. ઇંગ્લંડના ઘણાય કવિઓ છન્દ રચનામાં શેકસપિયરના ગુરૂ થઇ પડે ત્હેવા છે. ઘણી છોકરીઓનાં પદ્યો પણ એ જગતવંદ્ય કવિભૂષણની કવિતા કરતાં સાંભળતી વેળા, કદિક વધારે મધુર લાગે છે. કવિ જયદેવના 'ગીતગોવિન્દ' માં જેવું પદમાધુર્ય જણાય છે ત્હેવું અભિજ્ઞાનશાકુંતલ કે ઉત્તરરામચરિતની શરૂઆતમાં વચ્ચે કે છેક છેડેય ક્યાંઇ જોવામાં નથી આવતું. નૈષધના ભારે શબ્દો આગળ રત્નાવલીની અલંકાર વિનાની સરળ રચના જરા પણ ટકી શકે ત્હેમ નથી. સુરુચિવાળ રસજ્ઞો છતાંય શેકસપીયર, કાલિદાસ અને ભવભૂતિને મનથી માને છેઃ પ્રાણથી પૂજે છે; ને નૈષધના ઝંકાર ભર્યા છન્દો એક કોરે મૂકી રત્નાવલીમાં કવિએ કોરેલી સૌન્દર્યની સરળ કાન્તિ પર તરસી નજર ઠારે છે. કારણ, શબ્દની ગુંથણીમાં ચમત્કૃતિ ઉપજાવવી તે ભાષા સાથેની એક રમત બતાવવા સરખું છે. આ નિબંધમાં ભાવને કાવ્યનો આત્મા માન્યો છે. જેમ પોશાકની કિંમત રૂપથી ત્હેમ શબ્દના માધુર્યની કિંમત ભાવની સુન્દરતાથી છે. તેટલા માટે કાવ્યની પરીક્ષામાં શબ્દ અને ભાવનો સંબંધ જોવા જેવો છે.

જેઓ જગતમાં ગહનદ્રષ્ટા કે રસગુરુઓ કહેવાયા છે ત્હેમના વિચાર પ્રમાણે કવિતાનો એક બીજો પણ પ્રદેશ છે. તે ઘણો જ ઉંચો અને સ્હેજમાં ન પામી શકાય ત્હેવો છે. જે લખાયું તે કાવ્ય અને જેણે લખ્યું તે કવિ, એ તેઓ કબૂલ રાખતા નથી.

ત્હેમના મત પ્રમાણે લખેલા ચિત્રમાં કવિતાની ફક્ત છાયા જ આવી શકે છે. ખરૂં કાવ્ય તો એક અનિર્વચનીય અમૃત છે. માણસની અધુરી અને અપવિત્ર ભાષા એને ધારવા કે વહવા સમર્થ નથી. જેનું હૃદય જેટલી ઘડી એવી વિલાસભૂમિમાં વિહરતું હોય તેટલી ઘડી તો, તે હિમાચલના અડગ ધૈર્યની પેઠે, આકાશના અનન્ત વિસ્તારની ઠેઠે, શાન્તસિન્ધુની ધીર ગંભીરતા પેઠે, યોગલીન તપસ્વીના ધ્યાનની પેઠે, શાન્ત અને શૂન્ય રહે. તે તો ફક્ત અંતરથી એ સ્વર્ગીય "એક જ બિન્દુ એ ઝરણનું" પામી કૃતાર્થ થાય. લોકમાં જાણીતા વાક્યોમાં કે લોકમાં વપરાતી અક્ષરીમાં તેઓ કાંઇ પણ ઉતારી શકતા નથી. લોકો સ્વમણામાં દોડવા ધારે છે ને દોડી શકતા નથી, વાત કહેવા ઉંચા નીચા થાય છે પણ હોઠે હરફ સરખોય આવતો નથીઃ કવિની પણ એ જ દશા થાય છે ત્હારે ત્હેને જડ યા શૂન્ય રહેવું પડે છે. જણાવી નાંખવા તે જેટલા પ્રયત્ન કરે છે તે સહુ નિષ્ફળ નીવડે છે અને જણાવવાની વૃત્તિ સુદ્ધાંય જતી રહે છે.

કોઇ પણ તત્વના અંતરમાં ઉતરવા જેની અક્કલ કશું કરતી નથી ત્હેવા માણસો આ સત્યને હલકું ગણી હસી કહાડે એ અણસંભવતું નથી. એમને એમ લાગવાનું કે કાંઈ પણ કર્યા કરાવ્યા વિના કવિની અલૌકિક સંપત મળી જાય એના જેવું બીજું સૌભાગ્ય શું?

ઇચ્છા થઇ કે આ કવિના દિવ્યાસન પર બેસીને વીણાપાણિ સરસ્વતી સાક્ષાત્ સ્હામે ખડી થવાની—કુદરત પોતાના પ્રિય ભુવનનાં ગેબી બાર ઉઘાડવાની અને સંસારે કાવ્યકુંજ મુનિ ધારશે. આના સરખું સુલભ સુખ શું? પણ આવો આવેશ માણસની મરજીને તાબે છે કે નહિ અને બધાના ભાગ્યમાં હરકોઈ વખ્તે હોય કે હોઇ શકે કે નહિ એનો આપણે આ નિબંધમાં હવે ધીરેથી વિચાર કરવાનો છે. લલિત પદોને ગોઠવી કોઈ લેખ તૈયાર કરાય ને ધારિયે તે પ્રમાણે મીઠી વાણીથી લોકને ખુશ પણ કરાય. પરન્તુ ઇચ્છાએ કરીને કોઇ કુદરતી કળાનો પૂજક અને સૌન્દર્યનો સેવક થઈ શક્યો છે? મરજી પ્રમાણે પોતાના હૃદયને કોઈ પીગળાવી શક્યો છે? ઇચ્છા, બુદ્ધિને ચલાવી શકે છે, મનને પણ કંઇ કંઈ રોકે છે પણ શક્તિ અને સ્વભાવનું મૂળ ઇચ્છાને અજાણ્યું છે.

ચન્દ્રમા મૃદુ મૃદુ હસે છે; નદી સરલ તરંગના તાનમાં પોતાનું દુઃખગાન રેલે છે. ઝાડનાં પાતરાં ધીરા હિલ્લોલમાં વનનો વિલાસ વિસ્તારે છે, એ સહુ વાત પણ અભ્યાસે કરીને લખી શકે. પણ ચન્દ્ર જ્યહારે હસે છે ત્યહારે ત્હેની સાથે સાથે આ સંસારના કેટલાં હૃદય કુદરતની કમનીય શોભાના સુખ શીતલ સ્પર્શથી કે આનન્દના ઉચ્છ્વાસથી હસી પડે છે? કોણ એ રવ રેલતી નદીને તીરે બેસી ત્હેના શાન્ત સંગીતના સૂરની સાથે પોતાના વિરાગની સેહગાં ઉર ખોલે છે? નાજુક વેલડીના આવકારથી દુનિયાના ભોગ સુખના આવકારને કેટલા અવગણી શકે છે?

હરખ, શોક, ક્રોધ અને પ્રીતિ વગેરે ભાવોની ભાષા, ભાવના ભાર પ્રમાણે જૂદાં જૂદાં રૂપ ધારે છે. જે હરખ, શોક, ક્રોધ કે પ્રીતિ આછાં હોય છે તે તરત બહાર નીકળી પડે છે. ભાવ ત્હેવી જ ભાષા હોય છે. માણસનું મન થોડા હરખથી વીજળી શું ચંચળ થઇ જાય છે; થોડા આનન્દમાં અધીરું થઇ પડે છે ને હસતું રોકી નથી શકતું થોડાં દુઃખે આંસુ નીગળી પડે છે. થોડી રીસના પરિણામે આંખો લાલ થઇ જાય છે ને ગાળો દેવાય છે. થોડી પ્રીતિ જ આછી પાણીની નદી પેઠે કલકલ કરતી પ્રેમબોલ આપ્યા કરે છે. પણ જે હર્ષ શરીરના રોમે રોમમાં અમી-શી રેલે છે, જે દુઃખ ઝેરના કણાની પેઠે હૃદયના મર્મસ્થાને લાગે છે, જે ક્રોધ અખંડ ચિતાની માફક મનને ભડભડ બાળ્યાં કરે છે અને જે પ્રીતિ એક શાનના શમણાની પેઠે અછતી થઇ આત્માને આનન્દ અને નિરાનન્દના અધિકારથી ઉંચે લઇ જાય છે તે કદાપિ પણ જોઇ શકાય કે સાંભળી શકાય ત્હેવી ભાષામાં બતાવી શકાતું નથી.

કવિતાની ભાષા આ નિયમને તાબે છે. ન્હાના કવિની સંપત્ બધી શબ્દમાં સમાય છે. તેથી મ્હોટા કવિમાં શબ્દ ઓછા ને રસગંભીરતા વધારે. પણ જ્યહારે કોઇના હૃદયમાં કવિતાનું એ શાન્ત અમીઝરણ પ્રબલ વેગે વ્હેતું હોય, જ્યહારે મનકલ્પનાની જાદુઇ પાંખ્યથી ઉડીને તારામાં કુદરતના સળગતા લેખ વાંચતું હોય, અને પર્વતની ટોચ કે સાગરને તળીએ, અંધકારમાં કે પ્રકાશમાં બધેય એક સરખી ગતિથી દોડતું હોય, ત્યહારે જ્ઞાન નવીન ઉપાર્જનની વૃત્તિમાં ડુબી જાય અને બુદ્ધિ શોધથી થાકીને તરંગમાં લપાતા તરંગની પેઠે હૃદયમાં સમાઇ જાય ત્યહારે ભયથી બ્હેબાકળી ભાષા પોતાની મેળે જ જડ થઇ જાય છે. કોણ કોની વાત હવે જણાવી શકે! કુદરત નીરવ, કાવ્ય નીરવ. કવિ પણ ત્યહાં જડ-શી નીરવ થઇ જાય છે.

ભાવની લહરિ નીરવે ઉલટે છે, નીરવમાં લીલા કરે છે ને નીરવમાં લીન થાય છે. મુગ્ધા જેમ આરસામાં પોતાનું રૂપ ઘણું સુન્દર લાગતાં ચકિત નજરે જોયાં જ કરે છે, જ્યોત્સ્નિકામાં ઝૂલતી રાત્રિ આપે જ સુખથી હસે છે ને વનનો વાયુ પોતાનાં દુઃખ જેમ પોતાના ઘરમાં રડે છે, કવિ પણ એમ જ પોતાના ભાવમાં પૂરાઇને જડ્સો ચેતન પોતે પોતામાં ડુબે છે. કોની પાસે શું કહેવું, કોઇ શું કહેશે, લોક વખાણશે કે નીંદશે, ખુશ થશે કે નારાજ થશે, એવા વિચારો ઘડીભર પણ એવા સુખ અને સૌન્દર્યભર્યા હૃદયમાં જગા, પામતા જ નથી. માન અપમાન, સંપત્ વિપત્, પાસે દૂર, કે જીવન ને મરણ પણ, એ વેળા એની પાસે, અતિ ઉંચા શિખરની ટોચે બેસી ધ્યાન ધરતા યોગીની આગળનો નજીવા કોલાહલ ભરી દુનિયાની માફક એને હલકાં અને દૂરનાં જ થઇ પડે છે. સંસાર છે કે નહિ એ પણ એને તે વેળા જણાતું નથી. એની પોતાની હયાતી એ ત્હારે ઘડી ભર માટે, જગદ્વ્યાપ્ત સૌન્દર્યના સાગરમાં સમાયલી જ રહે છે.

જેઓ દૈવની કૃપાથી કે કુદરતના કોઈ અજાણ્યા પ્રભાવથી એવી શક્તિ પામ્યા છે અને અલૌકિક કવિત્વ પ્રસંગોપાત્ત આમ અનુભવે છે તેઓ તો આપણે ત્હેમને જાણીએ કે ન જાણીયે ત્હોય તેઓ કવિ છે, કુદરતના સાધક છે સિદ્ધ છે અને માનવ જાતિની દિવ્ય આંખ્ય છે. તેઓ વિરાગી છતાં વિલાસીની પેઠે રાગી અને સ્નેહશીલ છે. તેઓ બ્હારથી કઠોર સ્વભાવના જણાય ત્હોય અંદરથી અબળા સરખા કોમળ હોય છે. વૈરાગ્યમાં જ ત્હેમનો ભોગ અને તૃષ્ણામાં જ ત્હેમની પરમ તૃપ્તિ છે. ત્હેમની ઇચ્છાઓ સ્વાભાવિક રીત્યે જ જગતમાં સુખ રેલાવવાની અને હિત સાધવાની જ હોય છે. ત્હેમની આશાએ એ વસન્તદૂતી કોકિલ પેઠે અમી સારવતી જ હોય છે. ધર્મ ત્હેમને કઠોર વ્રત્ત સરખો નથી. ધર્મ અને જીવન, સુખ અને સાધના એ સહુએ ત્હેમની પાસે એક અને અદ્વિતીય છે. સમીર ત્હેમના સ્વર્ગોપમ શુચિ સ્પર્શથી જ શીતળ અને સૌરભ ભર્યો થયે આપણે જીવીએ છૈયે નહિ તો આ સ્વાર્થી સંસારમરૂમાં આપણે ક્યહારનાએ મરણ શરણ થયા હતા. પૃથ્વી ત્હેમની પગ રજથી જ માણસને રહેવા યોગ્ય થઇ શકી છે નહિ તો એ મહા ભયંકર વિકટ અરણ્ય કે રણ સરખી લાગત. કવિના ઉપયોગથી જ માનવી ભાષા સચવાઇ છે અને ત્હેને લીધે આપણે શોક દુઃખ અને વિપદ્દના સમયમાં બળતા હૃદયને શાન્ત કરિયે છૈયે નિરાશામાં આશ્વાસન લઇયે છૈયે; ને દયા, ઉત્સાહ, શાન્તિ, પ્રીતિ વગેરે ઘણા ભાવો વહીયે છૈયે; નહિ તો પિશાચીથીયે ઘણી કઠોર થાત.

ભક્તિ આમ કવિયોના હૃદય વનનું નિત્ય વિકસતું કુસુમ છે અને આરાધના એ ભક્તિવિલાસ ભર્યા હૃદયનું કુદરતી રુદન છે.*

અભિનવ.

---

* બંગાળામાં 'એમર્સન' સમાન ગણાતા નિબંધકાર શ્રી કાલી પ્રસન્ન ઘોષના એક બંગાળી લેખ ઉપરથી.

# બાલસિંહ—મોતીબા.

(અનુસન્ધાન પૃષ્ઠ ૪૦૦ થી).

## પ્રવેશ ૫ મો.

**સ્થળ: રાજનગરમાં સ્વરૂપબાનો મહેલ.**

[ સ્વરૂપબા, ધીળીબા તથા સ્વરૂપબાની દાસી પ્રવેશ કરે છે. ]

ધીળીબા—સાસુજી, વસંતપુરના દિવાન રાજનગરમાં બે ત્રણ વાર આંટા ખાઇ ગયા. મારા સસરાજીના શોકને લીધે અત્યાર લગી મેં તેમની વાત તમને કહી નથી. પણ આજે મહારાજા બાલસિંહજીના જન્મદિવસનો શુભ પ્રસંગ છે ત્યારે તમને કહું છું કે વસંતપુરના મહારાજા ગજેંદ્રસિંહજીનો પોતાની કુંવરી મોતીબાના બાલસિંહજી સાથે વેવિસાળ કરવાનો વિચાર છે. તો તેમાં તમારો શું અભિપ્રાય છે?

સ્વરૂપબા—ઘણી જ સારી વાત. હું પણ બાલસિંહના સગપણનો વિચાર કર્યા કરૂં છું. ભદ્રનગરની કુંવરી સાથેનું ભાઇનું સગપણ મને દરેક રીતે પસંદ હતું, પણ તે કુંવરી મરી ગઇ, પછી તમારા સસરાજી દેવલોક થયા, એટલે અત્યાર સુધી ભાઇનું સગપણ થઈ શક્યું નહિ.,

ધીળીબા—તમે મોતીબાને જોયેલાં છે, એટલે તેનાં રૂપગુણ તમે જાણો છો. હું ધારૂં છું કે ભાઇને તેનું જોડું દરેક રીતે સુખી થવાનું.

[ બાલસિંહ પ્રવેશ કરે છે. ]

બાલસિંહ—માતુશ્રી, પ્રણામ કરૂં છું. ભાભી, તમને પણ પ્રણામ કરૂં છું.

સ્વરૂપબા—બેટા, અમર રહો!

ધીળીબા—ભાઇ, દીર્ઘાયુષી થાઓ ને સેંકડો વર્ષ ગાદી ભોગવી પ્રજાને સુખી કરો!

બાલસિંહ—કેમ, ભાભી, આજે અહીં તસ્દી લીધી છે?

ધીળીબા—એક તો આપના જન્મદિવસનો માંગલિક દિન છે તે સુખમાં ભાગ લેવા માટે, ને બીજું તે સુખમાં બને તો ઉમેરો કરવા માટે.

બાલસિંહ—તે સુખમાં ઉમેરો કેવી રીતે કરવા ધાર્યો છે?

ધોળીબા—તે આપને મારાં સાસુજી કહેશે,

સ્વરૂપબા—મારા વહાલા બાલસિંહ, તારા પિતાના મૃત્યુના દુઃખશિવાય હું દરેક રીતે સુખી છું. આપણા રાજ્યનું કામકાજ સરકારની દેખરેખ નીચે સારી રીતે ચાલ્યું જાય છે તે આ છ માસના અનુભવ ઉપરથી જાણ્યું. તને પણ હવે છ માસની અંદર ગાદી મળવા સંભવ છે. પણ આપણું આવું મોટું રાજ્ય છતાં તારૂં ફરીને સગપણ થતાં આટલી બધી ઢીલ થાય એ ઠીક નહિ. આ ધોળીવહુ એક કહેણ લાવ્યાં છે. હમણાં તો સગપણ સરકારની સંમતિ લઇને થાય ને સરકાર પણ સંમતિ આપે, પણ તે તમારી સંમતિ લઇને. માટે આમ સરકારની મારફત લેવાના કરતાં તમારી પરબારી જ સંમતિ લઇએ તો સારૂં.

બાલસિંહ—બેઅદબી માફ કરશો, પણ અંગ્રેજી કેળવણીનો પ્રભાવ જ એવો છે કે તેનો જેને કાંઇક પાસ લાગ્યો હોય તે પોતાની સંમતિ વિનાનો વિવાહ કબૂલ કરશે નહિ.

સ્વરૂપબા—ઠીક ત્યારે, તમારા મિત્ર હિંમતસિંહની બેન મોતીબાનું તમારી વેરે સગપણ કરવાનું ધોળીવહુ કહેણ લાવ્યાં છે.

બાલસિંહ—( સ્વગત ) મને પણ આ બાબતની મેઘરાજે વાત કરી છે. તે કહે છે કે કુંવરી રૂપમાં સામાન્ય છે. હું તેના કહેવા ઉપર આધાર રાખતો નથી. પણ રાજદરબારની હવા એવી, તેમાં વળી મેઘરાજની બેન રૂપાળીનો જો કુંવરીને પટ લાગ્યો હોય તો કોણ જાણે કેવી હોય. સ્ત્રીઓના વખાણ ઉપર આધાર રાખવો પોસાય નહિ. માટે જોયા પારખ્યા વિના કેમ હા પડાય? ( પ્રકાશ ) માતુશ્રી, આપ તથા મારાં ભાભી મારે માટે ચિંતા રાખો છો તે આપના મારા તરફના સ્નેહને લીધે; ને તે સ્નેહ હું વિસરી શકીશ નહિ. પણ વિવાહની બાબતમાં આપ મને જો સ્વતંત્ર રહેવા દેશો તો હું આપનો બહુ આભાર માનીશ. તમે ખાત્રી રાખજો કે તમારી સંમતિ લીધા વિના હું પરણીશ નહિ

સ્વરૂપબા—આ તો અમારે તારી સંમતિ લીધાને બદલે તારે અમારી સંમતિ લઇને પોતાનું લગ્ન કરવું એવું કંઈ રીવાજથી ઉલટું બની શકશે ? તું તારૂં પોતાનું કેવી રીતે સગપણ કરવાનો ? આપણા ઓઝલના રીવાજને લીધે તું કેવી રીતે યોગ્ય સ્ત્રી ગોતી લેવાનો ?

બાલસિંહ—માતુશ્રી, હું ધારૂં છું કે મુસ્કેલી બહુ છે, પણ મુસ્કેલી એ જ રજપૂતની કસોટી છે. એક વખત નિશ્ચય કરી પછી મુસ્કેલીને લીધે તે પડતો મૂકે તેને હું રજપૂત કહીશ નહિ.

સ્વરૂપબા—પણ તું વિચાર કર કે કહેણ પાછું ઠેલવાથી તારા મિત્રને, ગજેંદ્રસિંહ મહારાજને તથા રૂપાળીબાને કે' માઠું લાગશે ?

બાલસિંહ—કહેણ પાછું ઠેલવાની જરૂર નથી. કહો કે વિચાર કરી જવાબ આપીશું.

ધોળીબા—ભાઇનું કહેવું ખરૂં છે; પણ હું ધારૂં છું કે ભાઇને મોતીબા એક વખત રૂબરૂ, થયાં હોત તો ભાઈ આવો જવાબ દેત નહિ. પણ આપણામાં કેવી રીતે કન્યા વરની રૂબરૂ કરી શકાય? બ્રાહ્મણ વાણીઆમાં પણ જે ન બની શકે તે રજપૂતમાં કેવી રીતે બની શકે?

બાલસિંહ—હું મુશ્કેલી કબૂલ કરૂં છું, પણ મુશ્કેલી જ ક્ષત્રીને પાણી ચઢાવે છે, પછી કાર્ય ગમે તે હો.

સ્વરૂપબા—હાલના જુવાનીઆ વૃદ્ધનું કહ્યું માનવાના નહિ. તેઓ તો ઠોકર લાગે ત્યારે શીખે.

બાલસિંહ—માતુશ્રી, આજે સરકારનો તાર આવ્યો છે કે મારે ઑસ્ટિન સાહેબની સાથે છ માસ હિંદુસ્થાનની મુસાફરીએ જવું. આજે જ રાતની ટ્રેનમાં અમારે ચાલવાનું છે, માટે હું તમારી રજા લેવા આવ્યો છું.

સ્વરૂપબા—આજને આજ જવાનું કાંઈ કારણ?

બાલસિંહ—અહીંથી અમારે પરબારૂં મોહનપુર જવાનું છે. ત્યાં આજથી છટ્ઠે દિવસે પ્રજાના પ્રતિનિધિઓની વાર્ષિક સભા ભરાવાની છે. તે જોવા માટે અમારે આજે જ ચાલવું જોઇએ.

સ્વરૂપબા—તે જોવાની એટલી બધી શી જરૂર છે?

બાલસિંહ—દેશી રાજ્યમાં પ્રજાસત્તાક રાજ્યનું કંઈ પણ તત્ત્વ દાખલ થઈ શકે કે કેમ ને તેમ કરવાથી ફાયદા છે કે નહિ તે જાણવા માટે આ સભા અવશ્ય જોવી જોઇએ.

સ્વરૂપબા—પણ આપણી ગરીબ બીચારી પ્રજાને ક્યાં રાજ્યકારોબારમાં ભાગ જોઇએ છીએ? આપણને એવાં નવાં લફરાં પોસાય નહિ.

બાલસિંહ—દેશી રાજ્યની અધમ સ્થિતિ જ્યાં સુધી તેમની પ્રજા અજ્ઞાન રહેશે ત્યાં સુધી મટવાની નથી સુધરેલાં રાજ્યોની પંક્તિમાં ગણાવા માટે દેશી રાજ્યોએ જરૂરના સુધારા દાખલ કરવા જોઇએ.

સ્વરૂપબા—પણ હું ધારતી નથી કે પ્રજાના હાથમાં રાજ્યની લગામ આવી એટલે દેશી રાજ્યનો ઉદ્ધાર થઈ ચુક્યો.

બાલસિંહ—હાલ પ્રજાને લગામ સોંપવાની વાત નથી. પણ રાજ્યના સારથિના કાર્ય ઉપર

સ્વરૂપબા—મારા વહાલા બાલસિંહ, તું કદી ગાફલ રહીશ નહિ. શુદ્ધ, શૂરવીર ને સાવધ રહેજે.

બાલસિંહ—તમને મારાથી નારાજ થવાનું એક પણ કારણ આપીશ નહિ.

સ્વરૂપબા—મારો કુંવર સત્યથી કદી ચલિત થાય નહિ, અને જુવાનીનો ગેરઉપયોગ કરે નહિ એની તમને ખાસ ભલામણ કરું છું.

બાલસિંહ—તમારા ફરજંદમાં એવી શંકા પણ તમારે લેવી નહિ જોઇએ.

ઑરિટન—રાણી સાહેબ, આપના કુંવર મને તકલીફ આપે તેવા છે નહિ, તો પણ હું હમેશાં તેની સાથે હોઈશ એટલે આપને કોઈ પણ પ્રકારે બીવાનું નથી.

સ્વરૂપબા-( દાસીના હાથમાંથી કંકાવટી તથા શ્રીફળ લઈ, બાલસિંહને ચાંલ્લો કરી તથા શ્રીફળ આપી તથા તેના ગળામાં પુષ્પનો હાર પહેરાવી )—બેટા, આવ મારી પાસે. ( તેનું માથું સુંઘી, માથે હાથ મૂકીને ).

કુંવર, દેશ વિદેશ ફરીને વહેલા આવજો રે. કુંવર૦
ઘર છે છેડો પૃથ્વી કેરો, ઘર સમાન નહિ સુંદર ચહેરો,
આવી અહીં તમ રાજ પિતાનું પાળજો રે. કુંવર૦
માત તમારી દહાડા ગણશે, તમ વિણુ તેને કંઈ નવ ગમશે,
વિયોગનું દુઃખ તેનું સત્ત્વર દાબજો રે. કુંવર૦
દિન દિન પત્ર ખુશીના લખજો, યાદ હમેશાં અમને કરજો,
કુટુંબવત્સલતા નિત્ય ઉરમાં રાખજો રે, કુંવર૦
પુરુષારથ ચારે કરવાનું, સાધન આપેલું કર્તાનું,
તે નિજ વપુ-રક્ષાને ફરજ જ જાણજો રે. કુંવર૦
મન, વાણી ને કર્મ થકી તમ, શુદ્ધિ જાળવજો રઘુવર સમ,
સ્થળે સ્થળે ક્ષત્રીનું નૂર દીપાવજો રે. કુંવર૦

[ સૌ જાય છે ].

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળઃ દિવાન વિઠ્ઠલજીનું ઘર.

( નીલકંઠ તથા તેની સ્ત્રી ગોદાવરી પ્રવેશ કરે છે. )

નીલકંઠ—વહાલી, તું જાણે છે, હું તને શા માટે ભણાવું છું ?

ગોદાવરી—તમે મુંબઇથી ભણી ગણીને અહીં આવ્યા, હાલ નવરા ધૂપ જેવા છો. કાંઇ ધંધો નહિ એટલે મારા મહેતા થઇ બેઠા છો.

નીલકંઠ—પણ હું મુંબઈથી રજામાં અહીં આવતો ત્યારે પણ કેમ ભણાવતો ?

ગોદાવરી—ત્યારે પણ નવરા જ કે નહિ ? જ્યારે ધણી નિરુદ્યમી ત્યારે તેનું જોર ચાલે બાઈડી ઉપર.

નીલકંઠ—તું એમ ધારે છે કે બીજો ઉદ્યમ હું કરી શકું તેમ નથી ?

ગોદાવરી—ત્યારે તમને કોણે રોકી રાખ્યા હતા ?

નીલકંઠ—મારા પોતાના પ્રત્યેની, તારા પ્રત્યેની ને કહું તો સુધરેલી આલમ પ્રત્યેની મારી ફરજે. સ્ત્રીને કેળવણી આપી પુરૂષે તેને પોતાના બરોબર કરવાની છે.

ગોદાવરી—અમારે તો તમારા બરોબર થાવું નથી. વળી મને તમે જાતે ભણાવો ત્યારે જ હું ભણી શકું. નહિ તો નહિ ?

નીલકંઠ—પગારદાર રાખી શકું એટલી મારા પિતાની સંપત્ છે. પણ હું તારે માટે ગવર્નેસ રાખું તેની તેઓ કદી સંમતિ આપે નહિ. પણ તું જાણે છે કે પિતાશ્રી જુના વિચારના છે. તેઓ સ્ત્રીકેળવણીના ચુસ્ત હિમાયતી નથી. નહિ તો ત્રીશ વર્ષની પોતાની દિવાનગીરી દરમ્યાન તેઓ સ્ત્રીકેળવણીને કેવા મક્કમ પાયા ઉપર લાવી શકયા હોત ? તું જ વિચારી જો ને કે સ્ત્રીકેળવણીનો હિમાયતી કોઇ દિવસ પોતાના એક અભણ કુમારિકા સાથે લગ્ન કરે ?

ગોદાવરી—તે અમારાથી ભણેલી સ્ત્રી તમને શું વધારે સુખ આપવાની હતી ? અમે શું તમારા કહ્યામાં નથી ! અમે શું તમારે સુખે સુખી ને દુઃખે દુઃખી નથી ?

નીલકંઠ—તારી કેળવણીની ખામી મને શા શા દુઃખમય વિચારો કરાવે છે તે તું ક્યાંથી સમજી શકે ? જો, સંસ્કૃત તથા અંગ્રેજી કવિઓની કવિતા વાંચતાં જે આનંદ થાય તેમાં તને હું કેવી રીતે ભાગણી કરી શકું ? સંસ્કૃત ને અંગ્રેજી કવિતાઓ

તો એક બાજુ રાખો પણ આપણા ગુજરાતી કવિઓની કવિતા પણ તારાથી ક્યાં બરાબર સમજી શકાય છે ? ખરો પ્રેમ શું તે પણ તું સમજી શકે તેમ નથી. મારા વિચારોને તારા વિચારો વચ્ચે જમીન આસમાનનો તફાવત છે. તમારે સારાં સારાં વસ્ત્રાભૂષણ તથા સારૂં સારૂં ખાવાનું હોય તો આનંદ. ઘર તમારે મન દુનિયા છે. તમે બે ત્રણ સ્ત્રીઓ ભેગી થાઓ તો પારકાની નિંદા અગર વિષયની વાર્ત્તા સિવાય બીજો કાંઈ તમને વિષય જડતો નથી. સ્ત્રી ને પુરુષો ભેગાં થઈ જ્ઞાનની વાતો કરે તેની તો આશા જ શી ? સ્ત્રીના અજ્ઞાનની અવધિ છે. સ્ત્રીઓના અજ્ઞાનને લીધે આપણામાં કેટલા બધા વહેમ ઘુસી ગયા ? તમને કહીએ કે ચંદ્રગ્રહણ પૃથ્વીની છાયામાં ચંદ્રમા આવવાથી થાય છે તો તમે હસશો. તમને સુવાવડમાં લેડી દાક્તરની સારવાર નીચે રહેવાનું કહીશું તો મોઢું કસાણું કરશો. આરોગ્યવિદ્યાના મૂળ તત્ત્વની તમને ખબર નથી. પોતાનાં બાળકોને ઉછેરતાં પણ આવડતું નથી. ઘરસંસારનો તમામ બોજો અમારે ભોગવવો પડે છે ઘરનો હિસાબ પણ તમને રાખતાં ન આવડે. આપણો ઘરસંસાર સુધારવામાં તમે જ વિઘ્ન રૂપ છો. બાળલગ્ન, ફરજ્યાત વૈધવ્ય, ફરજ્યાત લગ્ન, ન્યાતવરા, આદિ કુચાલો તમારે લીધે જ જડ ઘાલીને પ્રવર્તે છે ને ક્રમે કરીને ખસતી નથી.

ગોદાવરી—તમે અંગ્રેજી ભણી બી. એ. થયા માટે અંગ્રેજના રીવાજ બધા સારા ને આપણા ખરાબ ઠર્યા, નહિં વારુ ? તેઓમાં શું ખરાબ રીવાજ નથી ? શું આર્ય સ્ત્રીને માંસ મદિરા ખાતી જોવાને તમે ખુશી છો ? તેને પર પુરુષોની સાથે નાચતી જોવાને ખુશી છો ? તેમને પોતાના ધણીના એકાદ બે દોષ માટે કોર્ટથી છેડા છુટકો માગતી જોવાને તમે ખુશી છો ?

નીલકંઠ—અંગ્રેજોના બધા રીવાજ સારા એમ હું કહેતો નથી. પણ જ્યારે આપણા રીવાજો સુધારવાનું કહીએ ત્યારે પારકાના ખરાબ રીવાજો બતાવી સંતોષ પકડવો એ ખોટું. હું હિંદુ સંસારને દરેક રીતે સુખમય જોવા ઈચ્છું છું. આપણા હાલના જમાના કરતાં હવે પછીનો જમાનો બળ, બુદ્ધિ ને ધન, તથા નીતિ ને ધર્મમાં આપણાં કરતાં ચઢીઆતો જોવા આતુર છું. પણ આપણા કુચાલને લીધે હાલ તો આપણી અધોગતિ જ થતી દેખું છું. જ્યાં સુધી સ્ત્રીઓ પુરુષોને પોતાની સાંસારિક ફરજો અદા કરવામાં સહાયતા આપશે નહિ ત્યાં સુધી અધોગતિનો પ્રવાહ બદલાશે નહિ.

ગોદાવરી—તમે સ્ત્રીઓનો દોષ કહાડો છો, પણ દોષ તો પુરુષોનો છે કે તેઓ સ્ત્રીઓને અભણ રાખે છે.

નીલકંઠ—પણ તમને અજ્ઞાન એટલું બધું પસંદ છે કે જ્ઞાનને માર્ગે ચડવું ગમતું નથી. પિતા પોતાની પુત્રીને વિદ્યા આપવા કરે ત્યાં મા જ આડી આવે. કહેશે કે હવે પુત્રી મોટી થઇ, એને શાળાએ મોકલાય નહિ. આથી જે સ્ત્રીઓ ભણે છે તે પણ ઘણી ખરી અર્ધદગ્ધ રહે છે.

ગોદાવરી—ત્યારે તમો પુરૂષો સ્ત્રીઓ પાસે દબાઓ છો ખરા. નહિ તો સ્ત્રીનું ધાર્યું થાય ને
પુરુષનું ધાર્યું ન થાય એમ બને ?

નીલકંઠ—પુરૂષ ઘરસંસારનો બોજો એકલો સહન કરી શકતો નથી એટલે આખરે કંટાળીને
તેને કેટલોક બોજો નાખી દેવો પડે છે.

ગોદાવરી—તમે તો કંટાળ્યા નથી ના ?

નીલકંઠ—મેં તો નિશ્ચય કર્યો છે કે તારી ઇચ્છા હશે ત્યાં સુધી હું તને જાતે અભ્યાસ
કરાવી રફતે રફતે મારો ભાર તું જ ઓછો કરી શકે તેવી તને બનાવવી.

ગોદાવરી—મારા વહાલા, જે કાર્ય મારા માબાપે કરવું જોઇતું હતું તે આપના ઉપર આવી
પડ્યું છે. કહે છે કે પાકેલ ઘડે કાંઠા ચડતા નથી. પણ મને તેથી ઉલટું અ-
ભ્યાસ કરવામાં આનંદ થાય છે. તેથી આપનો સહવાસ પણ મને વિશેષ મળે છે.

નીલકંઠ—મને પણ તને શીખવવામાં ઓર ગમત મળે છે. વિષયવાર્તા ને પારકી કુથલી
કરવા કરતાં પુરૂષો પોતાની સ્ત્રીને ભણાવી ગણાવી ડાહી કરે તો હિંદુ સંસાર
કેવો સુધરે !

[ ચાકર પ્રવેશ કરે છે. ]

ચાકર—ભાઈ, પિતાશ્રીને તમારૂં કામ છે. ( ચાકર જાય છે. )

નીલકંઠ—પિતાશ્રી અહીં જ આવતા જણાય છે. તું હમણાં ઓરડામાં જા. ( ગોદાવરી જાય
છે. વિઠ્ઠલજી પ્રવેશ કરે છે. )

વિઠ્ઠલજી—નીલકંઠ, આજ રાત્રે મહારાજા બાલસિંહજી મુસાફરીએ સીધાવે છે. આ રાજનું
મેં લુણ ખાધું છે. મહારાજા જોરાવરસિંહજીએ મરતી વખતે બાલસિંહજીનો
હાથ મને સોંપી તેની રક્ષા કરવાનું મને કહી ગયા છે. બાલસિંહજી અહીં હતા
ત્યાં સુધી હું મારાથી બનતી તેમની સંભાળ રાખતો. પણ હવે તેઓ બહાર
જાય છે ત્યારે મારાથી તેમને માટે કાંઈ બની શકે તેમ નથી, કેમકે મારાથી
આ નગર છોડી બહાર જઈ શકાય તેમ નથી. તું જાણે છે કે મેઘરાજ બાલ-
સિંહજીનો કહામાં કહો શત્રુ છે. આ રાજ્યમાં એવો હુશીઆર ને વિશ્વાસુ માણસ
નથી કે જેને હું મેઘરાજની ચેષ્ટા જોવાનું તથા તેની સાથે બાલસિંહની ગુપ્તપણે
રક્ષા કરવાનું સોંપી શકું. તું મારો એકનો એક પુત્ર છે, માટે તને જોખમનું
કામ સોંપતાં પહેલાં મેં ઘણો વિચાર કર્યો. પણ આખરે નિશ્ચય કર્યો કે તારા
શિવાય આ કામ બજવાનું નથી. તારી શી ઇચ્છા છે.

નીલકંઠ—પિતાશ્રી, એ કાર્ય હું ખુશીથી કરીશ. ઇશ્વરનો હું ઉપકાર માનું છું કે આપણી રાજભક્તિ બતાવવાને આ પ્રસંગ આવ્યો.

વિઠ્ઠલજી—પણ કાર્ય બહુ વિકટ છે. તારે બહુ ચેતીને ચાલવાનું છે. આમાં મારૂં શીખવ્યું તને કાંઈ કામ લાગવાનું નથી. તારે ફક્ત તારી હુશીઆરી ને શૌર્ય ઉપર આધાર રાખવાનો છે.

નીલકંઠ—પિતાશ્રી, નિશ્ચિંત રહો. યુનિવર્સિટીની કેળવણી પુરી કર્યા પછી અહીં ઘેર નકામું બેસી રહેતાં મને કીડીઓ ચડતી હતી. વળી નવલકથાઓ તથા ઇતિહાસો વાંચી બાતમીદાર અગર એવું કામ કરવાની મને બહુ હોંસ હતી. તેમાં આ તો ભાવતું હતું ને વૈદે બતાવ્યું તેમ થયું છે.

વિઠ્ઠલજી—ત્યારે કર તૈયારી, કેમકે તારે ગમે ત્યારે જવાનું થાય. ઇશ્વર તારા કાર્યમાં તને ફત્તેહ ને જશ આપો ! બેટા, એકવાર મને ભેટી લે. ( ભેટે છે. ) રાજ્યવિદ્યામાં આ તારો પ્રથમ પાઠ છે. તેમાં તું પાસ થઇશ તો તારે ઉંચી પદવીએ આવતાં વાર લાગશે નહિ. ( જાય છે. )

નીલકંઠ—ક્યાં ગઈ ? અહિં આવ.

[ ગોદાવરી પ્રવેશ કરે છે. ]

તારા અભ્યાસમાં વિઘ્ન આવ્યું.

ગોદાવરી—વિઘ્ન શું આવ્યું ? તમે ને સસરાજી છાની છાની વાત કરતા હતા તે હું જરાએ સાંભળી શકી નથી.

નીલકંઠ—મારે અગત્યના કામ સર બહાર ગામ જવાનું થશે.

ગોદાવરી—પણ તે ક્યાં ?

નીલકંઠ—તે હજી નક્કી નથી.

ગોદાવરી—તે અમારે સ્ત્રીનો અધિકાર તમારી વાત જાણવાનો નહિ હોય ?

નીલકંઠ—અમારી વાત જાણવામાં કાંઈ વાંધો નહિ, પણ પારકી વાત જાણવામાં વાંધો ખરો.

ગોદાવરી—ઠીક, પણ તમારે કે દી ચાલવાનું થશે ?

નીલકંઠ—વખતે આજ રાતે જ ચાલવાનું થાય. વખતે એકાદ બે દિવસ પછી.

ગોદાવરી—તમારૂં કામ સફળ કરીને આવજો. મારે માટે નિશ્ચિંત રહેજો. હું પુસ્તકો વાંચ્યા કરીશ ને આપના પિતા તથા માતુશ્રીની ચાકરી કરીશ.

નીલકંઠ—તું જો કે બહુ ભણેલી નથી છતાં ડાહીને ગુણવાળી છે. ને તેથી જ તેં મારૂં મન પ્રસન્ન કર્યું છે. ઇશ્વર ઇચ્છા તો તારી ન્યૂનતા થોડા વખતમાં દૂર કરી તને એક આર્ય સ્ત્રીનો નમુનો બનાવી દઇશ. હું મારો સામાન પેક કરવા જાઉં છું. જતા પહેલાં તને અવશ્ય મળીશ. ( જતાં જતાં સ્વગત )—મેઘરાજ, હું તારો કાળ છું. તારી વાંસે જુદા જુદા વેશ લઈ હું ફર્યાં કરીશ. તું મને ઓળખીશ નહિ, તેમ બાલસિંહ, તું પણ મને ઓળખીશ નહિ. આ કુટુંબે તારા રાજ્યનું અન્ન ઘણાં વરસો થયાં ખાધું છે. હું જ્યાં સુધી જીવતો છું ત્યાં સુધી તને આંચ આવનાર નથી. કાર્યસિદ્ધિ થયા પછી જ આ માણસ બહાર પડવાનો.

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ: રાજનગરનું રેલ્વે સ્ટેશન.**

[ રેલ્વેના નોકરો, બાલસિંહ, ઑસ્ટિન; કર્નલ ટેલર, દિવાન વિઠ્ઠલજી, હજુરીઓ, બાવાના વેશમાં મેઘરાજ, જોશીના વેશમાં નીલકંઠ, તથા ઉતારૂઓ પ્રવેશ કરે છે. ]

( ટીકીટ આફીસમાં ગામે ગામની ટીકીટ આપવામાં આવે છે. )

નીલકંઠ—કેમ, દિવાનજી, આપનું નામ વિઠ્ઠલજીભાઈ? "બ, વ, ઉ" વૃષભ. આપની નામ-રાશિ વૃષભ છે. હમણાં આપને શનિની મહાદશા ચાલે છે.

વિઠ્ઠલજી—મારે હમણાં જોશ જોવરાવવાની ફુરસદ નથી. મારે ઘેર આવજો.

નીલકંઠ—પણ મારે આજની ટ્રેનમાં જવાનું છે. દીવા આગળ ચાલો હું તમારો હાથ જોઉં. ( ધીમેથી ) મારે તમને કંઈ ખાનગી કહેવાનું છે. ( દીવા આગળ દૂર લઈ જાય છે. ) ધન, મકર, કુંભ—તમે મને ઓળખો છો?

વિઠ્ઠલજી—ના રે ના ભાઈ.

નીલકંઠ—હું આપનો પુત્ર નીલકંઠ. કાંઈ બોલતા નહિ.

વિઠ્ઠલજી—તું બીલકુલ ઓળખાતો નથી.

નીલકંઠ—પણ લોકોની ભીડમાં ઉભો છે તે બાવાને ઓળખ્યો? તે મેઘરાજ. મારી ફીકર રાખવી નહિ. રિવૉલ્વર સાથે જ છે. (કોઇક નજીક આવે છે.) આપને હાથે જશ છે. શનિવારનાં આપે એક ટાણાં કરવાં. શનિશ્ચર આપને નડે છે. કોઇ બ્રાહ્મણ પાસે શનિશ્ચરના મંત્ર જપાવજો. હવે હું રજા લઉં છું. કાંઈ દક્ષિણા દેશો કે?

વિઠ્ઠલજી—આવા હુશીઆર જોશીને મારે દક્ષિણા આપવી જોઇએ. (દક્ષિણા આપે છે.) જોશી બાવા, પધારજો.

મેઘરાજ—(સ્વગત)—ઘેરથી વસંતપુર જવાનું મિષ કરી હું અહીં આવ્યો છું. વસંતપુરમાં મારી બેન રૂપાળીને કાગળ લખ્યો છે કે બાલસિંહને ત્યાં આવવાનું આમંત્રણ કરે. બાલસિંહનો મિત્ર હિમત્તસિંહ ત્યાં છે, વળી તેની બેન મોતીબા સાથેના સગપણનું હજી નક્કી થયું નથી; એટલે જરૂર બાલસિંહ ત્યાં જવાનો. ત્યાં તેનો ઘાટ ઘડવાનો મને ઠીક લાગ આવશે. હાલ તો મારી વેશ ધરવાની કળા અજમાવવા જુદા જુદા વેશમાં તેની પાછળ ફરવું ને ચેષ્ટા કરવી. તેમાં પણ લાગ ફાવે તો કામ સાધતાં ક્યાં વાર લાગે છે?

(ગાડી સ્ટેશનમાં આવે છે.)

વિઠ્ઠલજી—(બાલસિંહજીને તથા ઑસ્ટિનને ફુલના હાર પહેરાવી તથા ગજરા આપી) વહેલા પધારજો. શરીરની રક્ષા કરજો.

કર્નલ ટેલર—Good bye, Maharaja Saheb, Good bye, Mr. Austin. (શેકહૅન્ડ કરે છે.)

(ઉતારૂઓ સૌ ગાડીમાં બેશી જાય છે ને ગાડી ચાલે છે.)

[ સૌ જાય છે—

અંક ૧ લો સમાપ્ત.

હરજીવન ભગવાનજી શુક્લ.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨ અંક ૧૨. [ માસિક ] પૌષ, સંવત્ ૧૯૬૦.

## આત્માવલોકન.

"वसन्त"-પત્રને આજ બે વર્ષ થયાં. એ દરમિયાન એણે ગુજરાતને કાંઈ પણ સેવા કરી ? આ પ્રશ્નનો છેવટનો ઉત્તર આપવાનો હક અમારા વાચકોનો છે; તથાપિ એ સંબન્ધી કાંઇક વિચાર કરવાની ફરજ અમારી છે. ખરૂં જોતાં, કોઈ પણ સાર્વજનિક સંસ્થાના જીવનમાં આટલો કાળ એને વિષે અભિપ્રાય બાંધવા સારૂ ભાગ્યે જ પૂરતો ગણાય છે; છતાં, કાંઇક પાછળ નજર નાંખી આગળ ચાલવું એકન્દરે લાભકારી થશે એમ સમજી અત્રે સહજ આત્માવલોકન કરવાનું યોગ્ય ધાર્યું છે.

આત્માવલોકન એ આત્મસુધારણાનો માર્ગ છે; અને આત્માવલોકનમાં દોષ તેમજ ગુણ ઉભયના અવલોકનનો સમાવેશ થવો ઘટે છે. દોષ તપાસવાથી જેમ સુધારાનો અવકાશ સમજાય છે, તેમ ગુણ જોવાથી કર્તવ્ય કર્યાનો નિર્મળ સન્તોષ ઉપજે છે, અને સ્વશક્તિમાં વિશ્વાસ આવી આત્મા ઉત્સાહી અને સ્વાશ્રયી બને છે.

કબૂલ કરવું આવશ્યક છે કે આજ પર્યન્ત આ પત્રમાં અનેક-અનેક દોષો આવ્યા છે. ઘણાં કર્તવ્યો અમને સૂઝયાં જ નહિ હોય; ઘણાં સૂઝ્યા છતાં અમલમાં મૂકી શકાયાં નથી; કેટલાંક શિથિલ રીતે કરવામાં આવ્યાં છે; અને કેટલાં તદન ઉલટાં પણ થયાં હશે. આ સર્વ માટે ક્ષમા યાચીને હિસાબ પતાવવા કરતાં, તેમ જ દરેક સૂક્ષ્મ દોષનું ચિન્તન

કર્યા કરવા કરતાં—અમુક મ્હોટા દોષોને તારવી કાઢી ભવિષ્યમાં એને થતા અટકાવવાનો બનતો પ્રયાસ કરવો એ વધારે સારૂં છે.

મ્હોટા દોષોનો વિચાર કરીએ છીએ તો એમાં અનિયમિતતા-વિલંબ એ સૌથી પ્રથમ નજરે ચઢે છે. પરન્તુ આ દોષ હવે ઝડપથી ઘટતો આવે છે એટલી અમારા વાચકને પ્રતીતિ થઈ હશે; અને ઇશ્વર કૃપા તો અમે એટલે સુધી આશા દર્શાવી શકીએ છીએ કે થોડા વખતમાં આ દોષ તદ્દન વિલુપ્ત થઈ જશે એટલું જ નહિ, પણ પ્રતિમાસ નિયમિત પ્રસિદ્ધિ એ આ પત્રનું ખાસ લક્ષણ થઈ પડશે. આ સ્થળે એટલું જણાવવાની છૂટ લઇએ છીએ કે આજ સુધી ચાલતો આવેલો વિલંબ લખાણના દારિદ્રયને લીધે થએલો નહતો, પણ કોઇક અનિર્વચનીય દૈવયોગ જ એમાં કારણભૂત હતો—જે દૈવયોગે આ લેખક ઉપર અણધાર્યો વ્યવસાય કર્તવ્યરૂપે ઉપજાવી, એના ધૈર્યને પૂર્ણ કસોટીએ ચઢાવ્યું હતું, અને એવી ક્ષણો પણ આણી હતી કે જે દરમિયાન "વસન્ત"નું આયુષ્ય સર્વથા પરમાત્માને જ ચરણે છે એમ કહ્યા વિના છૂટકો ન હતો. પરન્તુ એ અન્ધકારમાં પણ આજ અમને કાંઇક તેજની રેખાઓ નજરે પડે છે. જે દૈવયોગે વિલંબ ઉપજાવ્યો અને તાત્કાલિક શિથિલતા ઉત્પન્ન કરી, એણે જ આ હૃદયને અપૂર્વ અનુભવ પણ કરાવ્યા—આ ઐહિક જગતની પાર લઈ જઈ, મૃત્યુનાં મંગળદ્વાર ઉઘાડી આપી, એ મહાન રહસ્યની મુખેમુખ ઝાંખી કરાવી, અનેક સંશયો ટાળી નાંખ્યા, નિશ્ચયો ઉપજાવ્યા, અને આત્મભાવનાને પહેલાં કદી પણ નહિ અનુભવેલી એવી વિશાળતા અને આર્દ્રતા અર્પી. એ અનુભવને વાચક આગળ તાદૃશ કરી આપવાની આ લેખકમાં શક્તિ નથી, પણ એ અનુભવે જે સંસ્કાર મૂક્યા છે તે જાણ્યે-અજાણ્યે પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે અનેક તરેહથી આ કલમ ઉપર અસર કર્યા વિના નહિ રહે;—એટલી આ અન્ધકાર વચ્ચે તેજની રેખા દૃષ્ટિગોચર થાય છે.

બીજી ખામી, આ પત્રમાં (કેટલોક ભાગ બાદ કરતાં) નિશ્ચિત અને સન્તોષકારક યોજનાની છે. હાલ આપણે પૂર્વ અને પશ્ચિમની ભાવનાઓના સંગમ ઉપર વસીએ છીએ, અને તેથી એ બે ભાવનાઓની સરખામણી નિરન્તર કરતા રહેવાની ઘણી આવશ્યકતા છે—એવા હેતુથી અત્રે પશ્ચિમના ઇતિહાસ સંબન્ધે તેમ જ ત્યાંના લોકની સામાજિક આર્થિક રાજકીય અને ધાર્મિક સ્થિતિ વિષે નિયમસર વખતો વખત લખવામાં આવે છે. વળી આ સાથે સરખામણી માટે જોઇતી બીજી રકમ—આપણી પોતાની સ્થિતિ—એ જો કે વાચક આગળ હમેશાં રજુ જ છે, છતાં એ સંબન્ધી કેટલીક ચોકસ અને નિષ્પક્ષપાત માહિતી પણ જરૂરની ગણી છે, કારણ કે એ વિના આપણા વિચારો આત્મનિન્દક યા મિથ્યાસન્તોષી રહેવાનો ભય છે. પરન્તુ આ સિવાય બીજી ઘણી બાબતો રહે છે કે જેમાં યોજનાની ખામી સ્પષ્ટ દેખાય છે.

કેળવણી એ આ દેશના સર્વ હિતનું આધારસ્થાન છે, અને તેથી એ વિષયને પણ યોગ્ય મહત્ત્વ આપવામાં આવે છે. તથાપિ આ વિષયના નિરૂપણમાં આજ સુધી જે કાર્ય થયું છે તેમાં ઘણા સુધારાનો અવકાશ છે, અને ભવિષ્યમાં એ નિરૂપણ વધારે ઉચ્ચ પ્રકારનું થાય તે માટે અમે બનતી યોજના કરીશું.

'સાયન્સ્' એ આ દેશની વિવિધ જરૂરિયાતોમાં પ્રધાન પદ ભોગવે છે, અને તેથી એ વિષયના પણ આજ સુધીમાં અત્રે ઘણા લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. પરન્તુ આ વિષયનો મ્હોટો ભાગ 'લૅબોરેટરિ' એટલે પ્રયોગશાળામાં જ યથાયોગ્ય શીખી શકાય એવો હોય છે, અને તેથી આ વિષયને જોઇતો ન્યાય કરવામાં મુશીબત નડે છે. તથાપિ લેખદ્વારા પણ વાચકની જેટલી બને તેટલી આ દિશામાં દૃષ્ટિ ઉઘાડવી ઇષ્ટ છે એમ સમજી આ વિષયને વારંવાર આગળ ધરતા રહેવાનો યત્ન થાય છે, અને એ ક્રિયામાં જે કાંઇ ખામી જણાય છે એ સુધારવા તરફ બનતો પ્રયાસ કરવામાં આવશે.

યોજનાની વળી બીજી એક ખામી અમને ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં નજરે પડે છે. આ વિષયની આ પત્રમાં આજ સુધી અવગણના તો કરવામાં આવી નથી, પણ એ સંબન્ધી પ્રસિદ્ધ થએલા લેખોમાં જોઇએ તેવી સંકલના બિલકુલ સધાઈ નથી. પૂર્વોક્ત વ્યવસાય, અને આજકાલની ચર્ચાના મહાન પ્રશ્નોનું નિરૂપણ ઉપાડી લેનાર અન્ય બન્ધુ ન મળી શકવાથી અમારા ઉપર એ ચર્ચાનો આવી પડતો કર્તવ્યભાર—એ બે કારણને લઇ ધર્મના વિષયને અમારાથી જોઇએ તેવી સેવા થઇ શકી નથી. પણ ભવિષ્યમાં એ તરફ અમે પૂર્ણ લક્ષ આપતા રહીશું. આ પત્ર શરુ કર્યું તે વખતે અમારો ઇરાદો એવો હતો કે 'સુદર્શન' ધર્મ અને તત્ત્વજ્ઞાન માટે રોકવું અને આ માસિકમાં તે શિવાયના વિવિધ વિષયો ચર્ચવા. પણ આ બે વર્ષના અનુભવથી અમને જણાવા માંડયું છે કે 'વસન્ત'માં તો ધર્મની ખાસ આવશ્યકતા છે: આજકાલની હિન્દુસ્તાનની સર્વ પ્રવૃત્તિઓમાં ધર્મ એક મુખ્ય સ્થાન ભોગવે છે એટલે એને 'વસન્ત'ના પ્રદેશની બહાર રાખવો બરાબર નથી, એટલું જ નહિ પણ આપણો નવીન વર્ગ—જે 'સુદર્શન' કરતાં 'વસન્ત' તરફ વધારે વળે છે— એને સ્કૂલ અને કૉલેજમાં ધાર્મિક શિક્ષણ તદ્દન અલભ્ય હોવાથી, એ તરફ એની રુચિ ઉત્પન્ન કરવી અને એ તરફનો કાંઇક માર્ગ બતાવવો એ ખાસ જરૂરની બાબત છે. પણ આ કાર્ય યથાશક્તિ સન્તોષકારક રીતે કરી શકાવા માટે, અન્ય વિષયો અમારા મિત્રો ઉપાડી લે એટલી અમારી એમને વિનંતિ છે.

ઉપર જણાવેલા વિષયો તો આજ સુધીમાં થોડા ઘણા પણ ચર્ચવામાં આવ્યા છે, પણ એક મ્હોટો વિષય—સાહિત્યચર્ચા—એ તો લગભગ રહી જ ગયો છે એમ કહીએ તો ચાલે. "કલાપી", "અખો", "મીરાંબાઇ" અને "સરસ્વતીચન્દ્રનું અવલોકન" (જેમાંનું છેલ્લું તો સાહિત્ય કરતાં વિશેષે કરી સમાજચર્ચાના ઉદ્દેશથી જ લખાએલું છે,) એ ચાર લેખ શિવાય આ બે વર્ષમાં ભાગ્યે એક પણ મહત્ત્વનો સાહિત્યને લગતો લેખ પ્રકટ થયો છે. સન્તોષ એટલો જ છે કે જેટલું લખાયું છે એ ઉત્તમ લેખકોને હાથે લખાએલું હોઇ આ પત્રને શોભારૂપ થયું છે. હવે પછીથી આ વિષય અમારા વાચક આગળ વધારે વાર આવશે.

છેવટમાં, એક મ્હોટામાં મ્હોટી ખામી લક્ષમાં રાખવાની તે ગ્રન્થાવલોકનની છે. ગ્રન્થાવલોકન લેખકની એક જાહેરખબર માત્ર છે એમ સમજવાનું નથી: નિષ્પક્ષપાત અને વિચાર પૂર્વક કરવામાં આવતું અવલોકન, નવીન લેખકો ઉપર અજાણી રીતે ઉત્તમ અસર કરે છે; પ્રકૃત વિષયમાં એક પ્રકારનો પ્રજામત બાંધે છે; અને આવતા જમાનાના સાહિત્યને વિ-

શુદ્ધ રૂપ આપવામાં કારણભૂત નીવડે છે. એ ઉપરાન્ત વિશેષમાં એક સેવા એ એ કરે છે કે વાચકને આસપાસની સાહિત્યની હવા સંબન્ધે વાકેફ રાખે છે. પરન્તુ આ ખામી આજ સુધી અમારા લક્ષમાં આવી ન હતી એમ ન હતું, માત્ર અવલોકન માટે આવેલા ગ્રન્થો વાંચી જવાનો અમને વખત ન હતો એટલું જ કારણ હતું. વળી આ બાબતમાં અમે એક નવીન માર્ગ ઉઘાડવાનો વિચાર રાખીએ છીએ. આજ સુધી આપણાં માસિકોમાં ગુજરાતી ગ્રન્થો જ અવલોકવાનો રિવાજ છે, પણ અમને લાગે છે કે સારા સારા અંગ્રેજી ગ્રન્થો અવલોકવામાં આવે તો ગુજરાતને મહત્ત્વની સેવા થાય. આપણામાં કેવળ ગુજરાતી જાણનાર વર્ગ ઘણો મ્હોટો છે—જેને બીજા સુધરેલા દેશોના સાહિત્ય વિષે તેમ જ આજકાલ વિવિધ વિષયો ઉપર ત્યાં કેવા વિચારો પ્રકટ થઈ રહ્યા છે એ સંબન્ધે માહિતી મળવાનું કાંઈ જ સાધન નથી; એટલું જ નહિ, પણ અંગ્રેજી જાણનાર વર્ગમાં પણ મ્હોટો ભાગ એવો છે કે જેને જોઇએ તેવી લાયબ્રેરી યા ખાનગી પુસ્તકનો ઉપયોગ નહિ મળી શકવાથી ચાલતા જમાનાની સાથે રહેવું કઠિન થઈ પડે છે. આ જરૂરિયાત સહેજ પૂરી પાડવા માટે, યદ્યપિ આખા ગ્રન્થોનું ભાષાન્તર યા એનો સમગ્ર સાર આપવો તો અશક્ય છે તથાપિ કોઈ કોઇવાર જાણવાજોગ લેખના વિષયનું સૂચન જેટલું પણ કાંઇક કરી શકાય તો તે કરવા જેવું છે.

ઉપર પ્રમાણે, આ પત્રના મુખ્ય મુખ્ય દોષો અને એમાં સુધારાવધારાની દિશા અમને નજરે પડે છે. હવે અમારા વાચકની પરવાનગીથી—એક બે ગુણો પણ ગણાવીશું. થોડાક ગુણો તો ઉપર અમે દોષોની સાથે જ સૂચવી ગયા છીએ. વિશેષમાં માત્ર બે ઉપર ભાર ખાસ મૂકવા જેવો છે, અને તે એટલા માટે કે ભવિષ્યમાં એને અમે અધિક વિકસાવવા માગીએ છીએ.

એક તો અમે આજ પર્યન્ત પશ્ચિમની લોકસ્થિતિ—એના સામાજિક આર્થિક રાજકીય અને ધાર્મિક ઇતિહાસ અને વર્તમાન અવસ્થા—સંબન્ધે નિયમસર લખતા આવ્યા છીએ, એ આપણા વર્તમાન જમાનાની ખાસ જરૂરિયાત પૂરી પાડે છે. અમારા જૂના વાચકોને સ્મરણ હશે કે 'સોળમા સૈકામાં ઈંગ્લંડનાં ગામડાની શી સ્થિતિ' હતી એ જાણીને શું ?—એમ કેટલેક ઠેકાણે વસન્ત-ઑફિસના આર્ટિકલો ઉપર ટીકા થઈ હતી. પણ જેઓએ ઊંડા ઉતરીને વિચાર કર્યો હશે એમને સ્પષ્ટ સમજાયું હશે કે તે વખતની સ્થિતિ આપણા ખેડૂતોની સ્થિતિ સુધારવાના પ્રશ્ન ઉપર બહુ ઉપયોગી અજવાળું નાંખે છે. આ માત્ર એક ઉદાહરણ છે. પણ એજ દૃષ્ટિબિન્દુથી જોતાં, ઘણા આર્ટિકલો જે પ્રથમ દૃષ્ટિએ કેટલાકને નિરર્થક લાગતા હશે એની સપ્રયોજનતા લક્ષમાં આવશે.

આ પત્રે ગુજરાતને કરેલી બીજી સેવા એની રાજકીય અને આર્થિક પ્રશ્નોની ચર્ચા છે. અન્ય પત્રોની જરા પણ નિન્દા કર્યા વગર અત્રે એટલું જણાવવાની અમે છૂટ લઇએ છીએ કે આપણી કૉંગ્રેસે હાથ ધરેલા પ્રશ્નોમાંના મ્હોટા મ્હોટા—જેવા કે, લશ્કરી ખર્ચ ( Military Expenditure ), આર્થિક અપવાહ, ( Economic Drain ), હિન્દનું દારિદ્ર્ય ( India's Poverty ), હિન્દની આર્થિક નીતિ (Fiscal Policy), ખેડૂતોની

જમાબન્દી કરજ નાણાં પેઢીઓ ( Land Assessment, Agricultural Banks &c. ) વગેરે પ્રશ્નો પરત્વે આ પત્રે કાંઇક હિસાબમાં ગણવા જેવી સેવા બજાવી લાગે છે. આ વિષયોમાં દરેક પ્રજાજને વિચારો ધરાવવાની જરૂર છે અને તે સંગીન અને ચોકસ હોવા જોઇએ એમ અમારો દૃઢ અભિપ્રાય હોવાથી **"स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्"** એ 'વસન્ત' સૂત્રને અમે પૂર્ણ જોસથી અમલમાં મૂક્યું છે.

આ આત્મપરીક્ષણ સમાપ્ત કરતા પહેલાં, એક ખુલાસો કરવાની જરૂર છે.

કેટલાકને આ પત્ર કાંઇક 'નીરસ' લાગતું હશે. ઉત્તમ રસની જરા પણ અવગણના કર્યા વિના અમે એટલું આગ્રહપૂર્વક કહીએ છીએ કે—આપણા દેશની વર્તમાન સ્થિતિમાં લોક જેને 'રસિક' લખાણ કહે છે એવાં લખાણોમાં મગજ અને હૃદયનું તેજ ક્ષીણ કરવું એ અમને દેશદ્રોહ સમાન લાગે છે. આ કારણથી, અમે પ્લેટોનો ઉપદેશ સ્વીકારી 'કવિઓ'ને ઘણું ખરૂં અમારા પ્રદેશની બહાર રાખ્યા છે. અમે ખરા કાવ્યરસની સ્હામે નથી. અમે સારી રીતે જાણીએ છીએ કે કવિતા—ખરી કવિતા—એ પરમાત્માની વાણી છે, અને એ અમૃતના પાન ઉપર મનુષ્યહૃદય અનાદિકાળથી જીવતું આવે છે. પણ જેટલો ખરી કવિતા માટે અમને આદર છે તેટલો જ—તેટલા જ પ્રમાણમાં—એના ખોટા અનુકરણ માટે અનાદર છે. અને અમે માનીએ છીએ કે એવાં 'રસિક' કહેવાતાં સો લખાણો કરતાં એક શુષ્ક આંકડાઓથી ભરેલું કોષ્ટક અનેક ગણું વધારે કિંમતી છે. અમે સારી રીતે સમજીએ છીએ કે આ પત્રને લોકપ્રિય કરવાનો અને વધારે ગ્રાહક આકર્ષવાનો આ માર્ગ નથી. પણ જ્યાં એ ઉદ્દેશ નથી, ત્યાં એ માર્ગ લેવાની જરૂર પણ નથી.

છેવટે, અમે અને અમારૂં વાચક મંડળ એ બે સંબન્ધે એટલી જ પ્રાર્થના કે—

**" सह वीर्यं करवावहै तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै । "**

---

## સૂર્યમંડલ.

સૂર્યમંડલમાં સૂર્ય તથા સૂર્ય પરિતઃ ભ્રમણ કરનારા ગ્રહોનો તેઓના ચંદ્રોસહિત સમાવેશ થાય છે. ઉક્ત ગ્રહો આઠ છેઃ—

૧ મર્ક્યુરી (બુધ): ૨ વીનસ્ (શુક્ર): ૩ અર્થ (પૃથ્વી): ૪ માર્સ્ (મંગલ): ૫ જ્યુપીટર્ (બૃહસ્પતિ): ૬ સૅટર્ન (શનિ): ૭ યુરેનસ: ૮ નેપ્ચ્યુન્. આપણી પૃથ્વીને એક ચંદ્ર છે, તેમ માર્સ્ (મંગળ) ને બે ચંદ્ર, જ્યુપિટર્ (બૃહસ્પતિ) ને ચાર, સૅટર્ન્ (શનિ) ને આઠ યુરેનસ્‌ને ચાર તથા નેપ્ચ્યુનને એક ચંદ્ર છે.

આ સર્વે ગ્રહો સૂર્યપરિતઃ ભ્રમણ કરે છે તે વાત સુપ્રસિદ્ધ છે, અને ગુરુત્વાકર્ષણશક્તિથી તેના નિયમો પ્રમાણે તેઓની ગતિ થયાં કરે છે, એ શક્તિનો આદ્ય દ્રષ્ટા યુરોપમાં ઇગ્રેજ વિદ્વાન્ ન્યૂટન્ હતો, અને તેના નિયમો તત્પશ્ચાત્ અન્ય પાશ્ચાત્ય વિદ્વાનોએ

પૂર્ણતામાં આણ્યા છે, તે ગણના પ્રમાણે ગણતાં યુરેનસની ગતિમાં કિંચિત્ અંતર લાગ્યું. નિયમોની ગણના પ્રમાણે તેની ગતિ અમુક હોવી જોઇએ, અને વસ્તુતઃ તે અન્ય હતી, તે ઉપરથી જર્મન્ વિદ્વાન્ બેસલે અનુમાન કર્યું કે આનું કારણ એ હોવું જોઇએ કે અન્ય કોઇ ગ્રહનું તેના ઉપર આકર્ષણ થતું હોવું જોઇએ. આ ઉપરથી લૅવૅરીયર્ અને એડમ્સ નામના બે વિદ્વાનોએ તે ગ્રહ કલ્પી યુરેનસની ખરી ગતિ પ્રમાણે એ કલ્પિત ગ્રહ આટલે દૂર હોવો જોઇએ એમ અનુમાન કર્યું. આ અનુમિતસ્થાન પ્રતિ દૂરદર્શક યંત્રથી શોધ કરતાં નવો એક ગ્રહ પ્રાપ્ત થયો તેનું નામ નેપ્ચ્યુન્ પાડયું. આ રીતે નેપ્ચ્યુનની શોધ ઇ. સ. ૧૮૪૬ માં થઈ. આ ઉપરથી ગુરુત્વાકર્ષણના નિયમોની સત્યતા સિદ્ધ થઈ.

હવે આ સર્વ ગ્રહો એક સૂર્ય પરિતઃ ભ્રમણ કરે છે, તો એ ગ્રહો શી રીતે ઉત્પન્ન થએલા હોવા જોઇએ, અને તેઓની રચનામાં શાં તત્ત્વો હોવાં જોઇએ તે વિચારવાનું છે. આપણો ગ્રહ અર્થાત્ પૃથ્વી કેવી છે અને ક્યાં ક્યાં તત્ત્વો તથા પદાર્થોથી રચાએલી છે એ તો પ્રત્યક્ષ પ્રમાણથી અધિગત છે, તો હવે અન્ય ગ્રહોનું અવલોકન કરતાં શું પરિણામ આવે છે તે જોઇએ. સૂર્યનાં કિરણો કાચ ઉપર પડતાં સપ્તરંગ દૃષ્ટિએ પડે છે તે સુપ્રસિદ્ધ છે. તે ઉપરથી કિરણપૃથક્કરણયંત્ર ( સ્પેકટ્રોસ્કોપ ) નામનું એક યંત્ર રચવામાં આવ્યું છે. દરેક ગ્રહ ઉપરથી જે તેજનાં કિરણો આપણી પૃથ્વી ઉપર આવે છે તે કિરણોનું ઉક્ત યંત્રથી પૃથક્કરણ કરતાં ભિન્ન ભિન્ન રંગો દૃષ્ટિએ પડે છે અને તેમાં અમુક જાતની શ્યામ અથવા અન્ય રંગની રેખાઓ દેખાય છે. તે પ્રમાણે શોધ કરતાં એમ લાગે છે કે આપણી પૃથ્વી ઉપરનાં કેટલાંક તત્ત્વો ગ્રહો ઉપર પણ છે. અને સામાન્યતઃ સર્વ ગ્રહોનાં તત્ત્વો બહુધા એક જ છે એમ માનવામાં આવે છે, પણ તેના પ્રમાણમાં ન્યૂનાધિકતા હોય છે.

હવે સૂર્યની રચનામાં કીયાં તત્ત્વો આવેલાં હોવાં જોઇએ તે આ યંત્રથી નક્કી થઈ શકે છે. જે સ્થૂલ સૂર્યનો ગોલ આપણી દૃષ્ટિએ પડે છે તેમાં ઘણી ધાતુઓ તથા તત્ત્વો અકલ્પ્ય ઉષ્ણતાને લીધે ઘનદ્રવીભૂત સ્થિતિમાં છે. તે ગોલને સૂર્યબિંબ (ફોટોસ્ફીયર્) કહે છે આ સૂર્યબિંબ પરિતઃ પારદર્શક હવાઓનું એક મહાન આવરણ આવેલું છે. આ પારદર્શક હવાઓ આ આવરણમાં જ્વલતી સ્થિતિમાં છે. આ આવરણને ઈંગ્રેજીમાં ક્રોમોસ્ફીયર્ કહે છે, જે ખગ્રાસ સૂર્યગ્રહણને પ્રસંગે દૃષ્ટિએ પડે છે, પરંતુ તે સિવાય અન્ય પ્રસંગે યંત્ર વિના દેખાતું નથી. આ આવરણમાં મહાન સંક્ષોભ થયાં કરે છે અને સમયે સમયે બળતી હવાના મહાન ઉત્ક્ષેપો ઉંચે ઉડે છે. સૂર્યબિંબ તથા આવરણમાં અદ્યાપિ પર્યંત ભિન્ન ભિન્ન વિદ્વાનોએ નીચે લખેલાં તત્ત્વો છે એમ શોધ કરી છેઃ—આયર્ન્ (લોહ), ટીટાન્યમ્, કૅલ્સ્યમ્, મૅંગૅનીઝ્, નીકૅલ્, કૉબૉલ્ટ્, ક્રૉન્યમ્, બૅરીયમ્, સોડીયમ્, મૅગ્નીસ્યમ્, કૉપર ( ત્રાંબુ ), હાઇડ્રોજન, પૅલેડીયમ્, વૅનેડીયમ્, મોલીબ્ડીનમ્, સ્ટ્રૉન્શ્યમ્, લેડ (સીસું) યુરેન્યમ્, એલ્યુમીનીઅમ્, સીરીયમ્, કૅડમીયમ્, ઑક્સીજન્. આ શીવાય અન્ય બે તત્ત્વો છે જે અદ્યાપિ પર્યંત પૃથ્વી ઉપર ઉપલબ્ધ નથી. આમાંનું એક તત્ત્વ હીલ્યમ્ છે એમ ફ્રૅન્કલૅન્ડ વિદ્વાન્ અનુમાન કરે છે. અને તે સત્ય હોય તો અન્ય તત્ત્વ રેડીયમ્ કેમ ન હોય ? આપણી પૃથ્વી ઉપર રેડીયમની શોધ હવે થઈ છે તો તે વાત સિદ્ધ થતાં હવે વિલંબ લાગશે નહીં.

સૂર્યબિંબ ઉપર શ્યામ લાંછનો છે એમ વિદ્વાનોએ જોયું છે. આ લાંછનો ચિરકાલથી પરિમાણમાં ન્યૂનાધિક થતાં જાય છે તે ઉપરથી તેઓ એવું અનુમાન કરે છે કે સૂર્ય પોતાની અક્ષરેખા ઉપર ચક્રવત્ ભ્રમણ કરે છે તેથી તે લાંછનો ન્યૂનાધિક દેખાય છે. કારણ કે એક લાંછન જ્યારે વસ્તુતઃ આપણી સન્મુખ આવે ત્યારે તે પૂર્ણાકાર દેખાય, અને તત્પશ્ચાત્ સૂર્યના ભ્રમણથી તે એક પાર્શ્વ જતું જાય ત્યારે ન્યૂન દેખાતું જાય કારણ કે સૂર્ય એક ગોલ છે.

સૂર્યની ઉષ્ણતા શી રીતે પ્રથમ ઉત્પન્ન થઈ અને સતત તે શી રીતિએ ટકી શકે છે તે એક મહત્ત્વનો પ્રશ્ન છે. આ પ્રશ્નનુ વિદ્વાનો બે કલ્પનાથી સમાધાન કરે છેઃ–તેમાંનો પ્રથમ **ઉલ્કાપાતવાદ** ( મીટીઓરીક થીઅરી ) અને દ્વિતીય **સંકોચનવાદ** ( કોન્ડેન્સેશન થીઅરી ). ઉલ્કાપાતવાદ એવો છે કે સૂર્યમંડળનાં શૂન્ય અંતરિક્ષ સ્થાનોમાં ઘણાં જ ન્યૂનાધિક પરિમાણના પદાર્થો ભ્રમણ કરી રહેલા છે. તેઓ સૂર્યપ્રતિ આકર્ષાય છે અને તેમાં જઈ સતત પડયા કરે છે. આ આસ્ફાલનથી ઉષ્ણતા ઉત્પન્ન થાય છે અને તે વૃદ્ધિ પામવાથી પ્રકાશ ઉત્પન્ન થાય છે. પરંતુ આમ થવાથી અન્ય પદાર્થો સૂર્યની અંદર એકત્ર થવાથી તેનું પરિમાણ વૃદ્ધિ પામતું જાય. દ્વિતીય સંકોચનવાદ એવો છે કે સૂર્યબિંબ શનૈઃ શનૈઃ સંકોચાતું જાય છે અને સંકુચિત થવાથી તેમાં ઉષ્ણતા ઉત્પન્ન થાય છે. આ વાદ પ્રમાણે સૂર્યનું પરિમાણ ન્યૂન થતું જાય. પણ સૂર્યનું પરિણામ ન્યૂનાધિક થતું આપણને દેખાતું નથી. તે ઉપરથી એમ અનુમાન થાય છે કે ઉક્ત બંને વાદ પ્રમાણે એકત્ર રીતિએ ત્યાં કાર્ય થતું હશે; કારણ કે પ્રથમવાદ પ્રમાણે પરિમાણ વૃદ્ધિ પામે અને દ્વિતીયવાદ પ્રમાણે તે ન્યૂન થાય તો અંતે પરિમાણ એટલુંને એટલું રહે. હમણાં જ યુરોપીય વિદ્વાનોએ **રેડીયમ્** નામની નૂતન ધાતુની શોધ કાઢી છે. તે ધાતુ એવી છે કે તેમાં ઉષ્ણતા તથા પ્રકાશનાં કિરણો સતત નીકળ્યાં જ કરે છે તો પણ તેના પરિમાણમાં તેમ જ તેની ઉષ્ણતા કિંવા પ્રકાશમાં ન્યૂનતા થતી નથી. આ નૂતન ધાતુની શોધ ઉપરથી આ કાલના વિદ્વાનો એમ કલ્પના કરે છે કે—સૂર્યમાં તે કિંવા તેવી જ જાતિનું કોઈ અમુક તત્ત્વ અથવા પદાર્થ હોવો જોઇએ, કે જેમાંથી ઉષ્ણતા તથા પ્રકાશ નીકળ્યાં જાય તેમ છતાં તેમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા થાય નહીં.

હવે સર્વ ગ્રહોની ઉત્પત્તિ શી રીતિએ થઈ અને તે કીયા પદાર્થથી નિર્મિત થએલા છે તે વિચારીએ. પૂર્વે કહ્યું છે કે ભિન્ન ભિન્ન પરિમાણના બહુ પદાર્થો સૂર્યમંડલનાં અંતરિક્ષ સ્થલોમાં ભ્રમણ કરતા રહે છે અને તેઓનો આકર્ષાઇ સૂર્યમાં પાત થાય છે, તેવી જ રીતિએ ગ્રહોની સંનિધિમાં ભ્રમણ કરતા પદાર્થો આકર્ષાઈ ગ્રહોમાં એકત્ર થઈ જાય છે. આમ થવાથી સમય જતાં ગ્રહો મોટા થતા હોવા જોઇએ. આ અનુમાન પ્રમાણે એમ ઉદ્ભવે છે કે ઘણા જ પ્રાચીન સમયમાં ગ્રહોનું પરિમાણ અલ્પ હોવું જોઇએ; એ જ અનુમાન લંબાવવાથી એમ પણ થશે કે તેથી જ પણ ઘણા જ પ્રાચીન સમયમાં ગ્રહો બહુ જ સ્વલ્પ હશે, અને તેથી પણ પૂર્વે જઇશું તો એમ સ્પષ્ટ થશે કે જેના આ સમયમાં સૂર્ય તથા ગ્રહો રચાએલા છે તે સર્વે પદાર્થ કિંવા તત્ત્વ અંતરિક્ષમાં એક અતિ સૂક્ષ્મ પદાર્થ તરીકે વિસ્તૃત થએલો હશે, અને તેની પણ પૂર્વના કાલમાં તે અત્યંત સૂક્ષ્મ અણુરૂપે અને તેથી પણ પૂર્વે એક અભ્રાકાર સમૂહ ( 'નેબ્યુલસ માસ' ) રૂપે હશે.

સર્વ ગ્રહોની ગતિના માર્ગ એટલે કક્ષાઓ પ્રાયશઃ એક જ સપાટીમાં આવેલી છે, અને સર્વ ગ્રહોની ગતિ પણ એકજ દિશાપ્રતિ થાય છે. આ ઉપરથી કાન્ટ અને લાપ્લાસ નામના વિદ્વાનોએ એમ અનુમાન બાંધ્યું કે આપણા સૂર્યમંડલની આદ્યસ્થિતિ એક અભ્રાકાર સમૂહ ( 'નેબ્યુલસ માસ' ) ના ગોળારૂપે હશે અને એમાં ચક્રવત્ ભ્રમણની એક ઘણી મંદગતિ હશે. આ ગતિથી સમય જતાં અંદરનાં રજઃકણોની આકર્ષણ તથા વિકર્ષણ શક્તિથી આ અભ્રાકાર સમૂહનો ગોળો શનૈઃ શનૈઃ ચપટો થતો ગયો; અને અંતે તે ચપટા ગોળાને સ્થાને એક અત્યંત પોહોળી ચપટી સ્થાલી જેવું થઈ ગયું. હજુ પણ ગતિથી આ ચપટી સ્થાલીના અંતિમ ભાગો વિચ્છિન્ન થઇ પૃથક્ થયા. આ વિચ્છિન્ન ભાગ પણ પોતાને મળેલી ગતિથી ભ્રમણ કરવા લાગ્યા અને આમ ભ્રમણ કરતાં કરતાં તે સંકુચિત થઇ ગોળગ્રહરૂપે થઇ ગયા, અથવા તે વિચ્છિન્ન ભાગ પણ ગોળારૂપે એકાએક ન થતાં, સ્થાલીરૂપે ભ્રમણ કરતાં કરતાં તેમાંથી પણ અન્ય ભાગ વિચ્છિન્ન થયા.તે ભાગો તેના ચંદ્ર ( સૅટીલાઇટસ્ )થયા અને અંદરનો મધ્ય ભાગ સંકુચિત થઈ ગ્રહરૂપે થયો.

આ માત્ર વિદ્વાનોની કલ્પના છે, તે બરોબર હોય એમ લાગશે; પરંતુ આ કલ્પનામાં કોઇ અમુક નિયમ દૃષ્ટિગોચર થતો નથી. કારણ કે અમુકજ સ્થલેથી ભાગને વિચ્છિન્ન થવાનું કારણ શું ? તથા તેવી રીતિએ વિચ્છિન્ન થએલા ભાગને અમુક જ સ્થલે પુનઃ ભ્રમણ કરતાં સંકુચિત થઇ એકલા ગ્રહો થવાનું કારણ શું ? તથા અન્ય સ્થલોમાં એકાએક સંકુચિત ન થતાં પુનઃ ભ્રમણ કરી ચંદ્રો થયા પછી સંકુચિત થઈ ગ્રહરૂપે થવાનું કારણ શું ? આના સમાધાન માટે એક જ કલ્પના છે તે એ કે ભાગો સૂર્યથી જેમ જેમ સમીપમાં વિચ્છિન્ન થતા ગયા તેમ તેમ સૂર્યની આકર્ષણશક્તિની પ્રબલતાને લીધે ચંદ્રો ઓછા થતા ગયા અને છેક સમીપના ગ્રહો તો બલિષ્ટ આકર્ષણશક્તિને લીધે એકાએક સંકુચિત થઇ ચંદ્ર વિનાના ગ્રહો થયા.

પૂર્વોક્ત કલ્પના શીવાય કાંઇ અંતિમ નિયમિત કલ્પના વિદ્વાનો કરી શકયા નથી. પણ તે સમજવાને આપણે યત્ન કરીએ, ગ્રહોના ચંદ્રોની ગણના કરીએ તથા તેમાંથી કાંઇ નિયમ શોધી કાઢીએ. સૂર્યની પાસેના બે ગ્રહો અર્થાત્ મર્ક્યુરી ( બુધ ) તથા વીનસ્ (શુક્ર)ને એક ચંદ્ર નથી. તૃતીય ગ્રહ અર્થાત્ પૃથ્વીથી ચંદ્રની શરૂઆત થાય છે. પૃથ્વીને એક ચંદ્ર છે, માર્સ ( મંગળ )ને બે ચંદ્રો છે, જ્યુપિટર્ ( બૃહસ્પતિ ) ને ચાર ચંદ્રો છે, સૅટર્ન્ (શનિ) ને આઠ ચંદ્રો છે, યુરેનસને અદ્યાપિ પર્યંત ચાર ચંદ્રો તથા નેપ્ચ્યુનને એક જ ચંદ્ર અધિગત થયો છે. આ ઉપરથી એવો નિયમ ફલિત થાય છે કે, સૂર્યથી જેમ ગ્રહો દૂર જતા જાય છે તેમ ચંદ્રોની સંખ્યા વૃદ્ધિ પામતી જાય છે. આનું કારણ એમ હોવું જોઇએ કે સૂર્યની સમીપના ગ્રહોને સૂર્યનો પ્રકાશ ઘણો મળે તેથી તેમને ચંદ્રની આવશ્યકતા નહીં હોય, અને જેમ જેમ ગ્રહો દૂર તેમતેમ સૂર્યની ઉષ્ણતા તથા પ્રકાશ ઓછાં થયાં તેથી ચંદ્રોની આવશ્યક્તા લાગતી ગઈ, અને જેમ જેમ દૂર તેમ એની સંખ્યામાં પણ વૃદ્ધિ કરવી પડી. આ નિયમ પ્રમાણે અંત્ય બે ગ્રહો યુરેનસ તથા નેપ્ચ્યુનને ઘણા ચંદ્રો હોવા જોઇએ. આ તર્ક સત્ય હોવો જોઇએ કારણ કે તેઓના સર્વ ચંદ્રો અદ્યાપિ પર્યંત દૃષ્ટિગત થયા નથી પણ ભવિષ્યમાં કેમ ન થાય ?

હવે ગ્રહો ઉપર વસ્તિ છે કે નહીં તે વિષયમાં વિચાર કરતાં એમ લાગે છે કે આપણી પૃથ્વી ઊપર વસ્તિ છે તો સર્વ ગ્રહો ઉપર વસ્તિ હોવી જ જોઇએ, એમ સાદૃશ્યના ન્યાયથી ફલિત થાય છે. ઇશ્વરે એક જ સૂર્યની સત્તા નીચે સર્વ ગ્રહો સમાનરીતિએ મુકયા તે છતાં તેમાંથી એક જ ગ્રહ પૃથ્વીને વસ્તિવાન કરી અન્યને વસ્તિહીન મુકયા એ વાત અગમ્ય છે. ઇશ્વરને આપણી પૃથ્વી ઉપર વિશેષ અનુગ્રહ કરવાનું કાંઈ કારણ નથી, માટે સર્વ ગ્રહો ઉપર વસ્તિ હોવી જ જોઇએ અને તે ઉત્પન્ન થવાના તથા નાશ થવાના નિયમો પણ હોવા જ જોઇએ. તે નિયમો પ્રમાણે દરેક ગ્રહ ઉપર વસ્તિ હશે જ અથવા કોઈ ઉપર થઈ નાશ પામી જશે તો હજુ કેટલાક ઉપર ઉત્પન્ન થઈ હશે અથવા હવે પછી થશે. દરેક ગ્રહમાં આપણા જેવી જ વસ્તિ છે એમ માનવાનું કારણ નથી. પૃથ્વીની પ્રકૃતિ ઉષ્ણતા તથા પ્રકાશ ઇત્યાદિને અનુકૂલ આપણી વસ્તિ છે તે જ પ્રકારે અન્ય ગ્રહોની પ્રકૃતિ, ઉષ્ણતા, પ્રકાશ ઇત્યાદિને અનુકૂળ ત્યાંની વસ્તિ હોવી જ જોઇએ. જેમ આપણા દેહમાં પૃથ્વીતત્ત્વ પ્રધાન છે તેમ જ અન્ય ગ્રહોની વસ્તિના દેહોમાં પ્રત્યેક ગ્રહના નિર્માણનું તત્ત્વ પ્રધાન હોવું જ જોઇએ. આ જ નિયમ પ્રમાણે સૂર્ય ઉપર પણ વસ્તિ હોવી જોઇએ એમ માની શકાય. આપણી પૃથ્વી ઉપરનો મનુષ્ય અન્ય ગ્રહ ઉપર જઇ શકે તો તે ત્યાં રહી કે જીવી શકે નહીં, કારણ કે આ પૃથ્વી ઉપર પણ વાતાવરણમાં બલુનથી ઉડતા મનુષ્યો ઘણે ઊંચે જાય છે ત્યારે તેમનાથી શ્વાસોચ્છવાસ બરોબર લઇ શકાતો નથી તથા શરીરમાંથી લોહીની ધારાઓ છૂટે છે. વિદ્વાનો એમ માને છે કે આપણા ચંદ્ર ઉપર આ સમયમાં વસ્તિ નથી, પૂર્વકાલમાં હશે પણ અધુના તો ત્યાં જલ અથવા વનસ્પતિ કોઇ નથી. ત્યારે ત્યાં પૂર્વકાલમાં વસ્તિ હશે અને પશ્ચાત્ નાશ પામી હશે. અમુક કાલચક્ર વસ્તિનું છે, અમુક નાશનું તથા અમુક ઉત્પત્તિનું છે એ સર્વ નિયમો આપણા ગુહ્યશાસ્ત્રોમાં છે તે પ્રમાણે ચંદ્ર ઉપર હાલ નાશનું કાલચક્ર પ્રવર્તતું હશે.

આપણી પૃથ્વીની સમીપનો ગ્રહ માર્સ ( મંગળ ) છે. તેને માટે વિદ્વાનોનું એમ માનવું છે કે તેમાં વસ્તિ છે અને તેમાં મહાન પ્રણાલિકાઓ છે તથા હિમનાં મહાન ક્ષેત્ર છે. આ ગ્રહનો રંગ રક્ત દેખાય છે, તો ત્યાંની વનસ્પતિ રક્તવર્ણની હોવી જોઇએ. ત્યાંના લોકોને આપણી પૃથ્વી હરિત–વર્ણી કેમ નહીં દેખાતી હોય ?

અન્ય ગ્રહો આપણી પૃથ્વીથી ઘણા દૂર છે તેથી દૂરદર્શક યંત્રથી પણ ત્યાંનું કાંઈ જ્ઞાન થઈ શકતું નથી. ત્યારે પ્રત્યક્ષ પ્રમાણનું અનુમાન તેઓ સંબંધે કાંઈ નથી.

આ પ્રકારનું આપણું સૂર્યમંડલ છે. આવાં અનેક સૂર્યમંડલો અખિલ વિશ્વમંડલમાં છે અને તે ઘણાં જ દૂર છે. આકાશમાં જે સ્થિર તારા દેખાય છે તે તે સૂર્યમંડલોના સૂર્યો છે. તેઓ અત્યંત દૂર હોવાથી આટલા સ્વલ્પ પણ દેખાય છે, પરંતુ તેમના ગ્રહો તો આપણને દેખાતા જ નથી કારણ કે તેઓ ઘણા જ નાહાના અને દૂર છે. એક સૂર્યમંડલને એક અંડરૂપે માનીએ તો અખિલ વિશ્વમંડલમાં એવાં અનેક અંડો છે અને તે સર્વનું અખિલ વિશ્વ તે એક મહાન અંડ છે. તે મહાન અંડને આપણા શાસ્ત્રોમાં 'બ્રહ્માણ્ડ' કહેલું છે.

આ પ્રકારે આપણું સૂર્યમંડલ એક અંડ છે અને આપણા શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે તેની સીમા ત્રણ ખર્વ માઇલની છે. અર્થાત્ ઉક્ત સીમા પર્યંત આ સૂર્યમંડલના અંડમાં એક આકાશતત્ત્વ ( ઍથેરીક મૅટર ) વિસ્તૃત થઈ રહેલું છે. તેમાં અન્ય અલ્પ અંડો તરે છે જે આપણને દશ્ય ગ્રહોરૂપે નજરે પડે છે.

આ પ્રમાણે આપણી પૃથ્વીનું પણ છે. આ પૃથ્વીઅંડની સીમા પચાસ હજાર માઇલની છે. આમાંના સપ્તમાંશમાં પૃથ્વી તથા જલતત્ત્વ પ્રધાન પદાર્થ રહેલો છે અને શેષાંશમાં પૃથ્વીતત્ત્વ આકાશ રહેલું છે. તેની અંતિમ સીમારેખાએ એવી સ્થિતિ છે કે જ્યાં પૃથ્વીની આકર્ષણશક્તિ વિરમે છે, અર્થાત્ ત્યાં પૃથ્વીની આકર્ષણ તથા વિકર્ષણ શક્તિઓ સમાન થાય છે. આ પ્રમાણે સર્વ ગ્રહો સંબંધે સમજવું. માત્ર તેઓની સીમા ભિન્ન ભિન્ન સમજવી. આપણા આ સૂર્યમંડલઅંડનું મધ્ય બિંદુ આપણો સૂર્ય, અને જેમ આપણા સૂર્યની ગતિ થાય તેમ તેની સાથે આ સર્વ ગ્રહોની ગતિ થાય છે. અર્વાચીન પાશ્ચાત્ય વિદ્વાનો પણ કહે છે કે આપણો સૂર્ય હરક્યુલીસ્ નક્ષત્ર પ્રતિ દિનપ્રતિદિન ખસતો જાય છે અને તેની સાથે અખિલ સૂર્યમંડલ પણ જાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે અન્ય કોઇ મહત્ સૂર્ય આસપાસ ગ્રહવત્ આપણો સૂર્ય ભ્રમણ કરતો હશે, કે જેની આસપાસ અન્ય સૂર્યો તેમનાં મંડલો સહિત તેવે જ પ્રકારે ભ્રમણ કરતા હશે. આ વાત આપણાં ઉપનિષદોથી સમર્થિત થાય છે.

તેમાં એમ કહેલું છે કે સમગ્ર વિશ્વમંડલનાં તત્ત્વોના ચાર વિભાગ છે:—૧ પ્રકૃતિતત્ત્વ અથવા પૃથ્વીતત્વ: ૨ આકાશ તત્ત્વ; ૩ પ્રાણતત્ત્વ; ૪ મનસ્તત્ત્વ. આપણી પૃથ્વી પ્રકૃતિતત્ત્વનો એક ગોળો છે, અને તે અન્ય ગ્રહોવત્ આકાશતત્ત્વના સમુદ્રમાં તરે છે. તેનું મધ્ય બિંદુ આ આકાશતત્ત્વનો સૂર્ય છે, ( જે સૂર્યને આપણે હમેશાં જોઇએ છીએ, ) અને આ આકાશતત્ત્વ આ સૂર્યની સત્તા પહોંચે ત્યાં સુધી વિસ્તૃત છે. હવે આ આકાશિક સૂર્ય ( દૃષ્ટિગત છે તે ) પોતે તેવા અન્ય સૂર્યોની પેઠે પ્રાણતત્ત્વના સમુદ્રમાં તરે છે. તેનું મધ્ય બિંદુ પ્રાણતત્ત્વનો એક મહાન્ સૂર્ય છે. આ તેના મધ્ય બિંદુ મહાન સૂર્યની સત્તા જ્યાં પર્યંત પહોંચે છે ત્યાં પર્યંત પ્રાણતત્ત્વ વિસ્તૃત છે. આ પ્રાણતત્ત્વનો સૂર્ય તેવા અન્ય સૂર્યોની પેઠે મનસ્તત્ત્વના સમુદ્રમાં તરે છે. તેનું મધ્યબિંદુ તેનો એક સૌથી મહાન મનસ્તત્ત્વનો સૂર્ય છે. આ મનસ્તત્ત્વ આ સૌથી મહાન સૂર્યની સત્તા પર્યંત વિસ્તૃત છે. આ પ્રકારે સરલતાથી સ્પષ્ટ થશે કે આપણી પૃથ્વી ચાર તત્ત્વોની અંદર આવેલી છે, તે એવે પ્રકારે કે:—પ્રથમ મહાન્ મનસ્તત્ત્વ—તેની અંદર તેનો ઉપભાગ પ્રાણતત્ત્વ—તેની અંદર તેનો ઉપોપભાગ આકાશતત્ત્વ—અને તેની અંદર તેનો ઉપોપોપભાગ પ્રકૃતિતત્ત્વ અથવા પૃથ્વીતત્ત્વ. આપણી પૃથ્વી ઉપરના મનુષ્યોમાં આ ચાર તત્ત્વો રહેલાં છે, અને સપ્ત તત્ત્વોમાંનાં અવશિષ્ટ ત્રણ તત્ત્વો મનસ્તત્ત્વથી બાહ્ય છે તેથી આ સમયે આપણી શક્તિથી દુર્ગમ્ય છે.

નવનીતરાય નારાયણભાઇ મહેતા.

---

# ગામડાંની પંચાયત

## અને

## તેના પુનરુજ્જીવન સમ્બન્ધી વિચાર.

ગામડાંની પંચાયત સંબંધી ચર્ચા, મી. મલબારીના હિંદુસ્થાનની સરકાર ઉપર મોકલેલાં આગ્રાભર્યા પત્રથી અને સરકારે વાળેલા તેના નિરાશાસૂચક ઉત્તરથી એટલી બધી વર્તમાનપત્રોમાં પ્રસારને પામી છે કે તેના સંબંધી આપણા આ ગુજરાતી માસિકમાં પુનઃ નિરૂપણ કરવું આપાતતઃ નિરુપયોગી ગણાય, તો પણ વિચારશીલ વાચકોને જણાયું હશે કે વર્તમાનપત્રોની ચર્ચા ઘણે ભાગે એકદેશી છે. પ્રજામતને પ્રાધાન્ય આપનારાં વર્તમાનપત્રો આ પંચાયતના પુનરુજ્જીવનમાં દેશના ઉદયની ભારે આશા રાખે છે, અને સરકારના ઉત્તરને સઘળી રીતે વખોડી કાઢે છે. કેટલાક સરકારના મતનું અવલંબન કરનારા પંચાયતને એક ભૂતકાલનું સ્વપ્ન માને છે અને તેના પુનર્જીવનની આશા એ દુરાશા સમજે છે. આવા વિચારભેદના પ્રસંગે તે તે વિચારોનો સમન્વય કરી પંચાયતની સંસ્થા કેટલે અંશે સફલ થાય તેવી છે અને હાલના રાજ્યબંધારણમાં ગામડાંના રહીશોના સ્થાનિક હિત સંબંધી હકો કેટલા જળવાયા છે, અને તે હકોની મર્યાદાના વિસ્તારથી પંચાયતનો ઉદ્દેશ થોડે ઘણે અંશે પણ ચરિતાર્થ થાય એમ છે કે શી રીતે એ બાબત દિગ્દર્શન કરવું અત્ર યોગ્ય ગણ્યું છે.

આપણા દેશના સમાજના બંધારણનું અવલોકન કરનારને સ્પષ્ટ જણાય છે કે આપણા સમાજનો પાયો એક એક કુટુંબ છે, અને પાશ્ચાત્ય પ્રજાની પેઠે વ્યક્તિથી સમાજનું બંધારણ ઉદય પામતું નથી. સામાજિક સુધારણાના હિમાયતીઓ આ આરંભનો ભેદ લક્ષમાં ઘણી વખત રાખતા નથી અને તેથી પશ્ચિમમાં સામાજિક સુધારણાના જે જે ઉપાયો સફલ થયા છે તે તે ઉપાયો આ ભૂમિમાં કાંતો નિષ્ફલ નીવડયા છે અથવા ધાર્યા પ્રમાણે ઇષ્ટાર્થની સિદ્ધિ કરી શકયા નથી. મન્વાદિ સ્મૃતિઓમાં પ્રતિપાદન પામેલી તથા ઘણા કાલથી વ્યવહારમાં મૂકાયેલી આ કૌટુંબિક વ્યવસ્થાથી આપણાં ગામડાંઓનો સમાજ એકતંત્રથી વ્યવહાર કરતો હતો. પ્રત્યેક ગામડું પોતાની જરૂરીઆતો પૂરી પાડે એવા જનોથી રચાયેલું હતું. દરેક ગામડામાં ખેડુત વર્ગ, એક અથવા તેથી વધારે પુરોહિત (ગોર, બ્રાહ્મણ), હજામ, કુંભાર, સુથાર તથા લવાર અને ગામનો અગ્રણી પટેલ આટલા અંશો હોય છે. આ અંશોથી બનેલો ગ્રામપ્રનો સમાજ તેમની જરૂરીઆતોને લક્ષમાં રાખતાં પૂર્ણ હતો અને તે એકતંત્રથી વ્યવહાર કરતો. આ સમાજના રચનાર કુટુંબોના અગ્રણી પુરુષો પંચાયત બની ગામની સાધારણ ભાગલાગની તકરારો નજીવા ગુન્હા અને ટંટાફીસાદોનો ચુકાદો કરતા, અને પોતાના ગામનો ફ્રુચો બીજા ગામવાળા અથવા રાજ્યના અમલદાર કરે તો તેમાં તેઓ પોતાની હીનતા સમજતા. આ પ્રકારની ગામડાના સમાજની આંતર વ્યવસ્થા હતી એટલું જ નહિ પણ બીજા ગામડાંના નિરંકુશ અને તોફાની લોકોના હુમલામાંથી બચવા સારૂ પ્રત્યેક ગામ પોતાના ખરચે રખવાળો રાખતા, અને પ્રસંગે ગામના લોકો સામે ટક્કર પણ ઝીલતા આ પ્રમાણે મુલકી, ન્યાય, અને પોલીસની વ્યવસ્થામાં પ્રત્યેક ગામ પોતાની

આવશ્યકતાના પ્રમાણમાં પૂર્ણ ગણાતું. આ કારણથી રાજ્યકર્તાને તેમના રક્ષણ પાલન સંબંધીનો બોજો પણ ઓછો થતો અને ખાસ મોટી તકરારોના પ્રસંગો ન્યાયમંદિરે ચઢવા પામતા.

ઉપર બતાવેલા આપણા ગામડાના સમાજના બંધારણમાં કોઈ અપૂર્વતા રહેલી છે અને તેનો સારો ઉપયોગ કરવો જોઇએ, એ વાર્તા ઈંગ્રેજ સરકારની કાર્યદક્ષ નજર બહાર ગઈ ન હતી. મદ્રાસ ઇલાકામાં પંચાયતનું ધોરણ કાયદેસર ગણ્યું છે. આપણા ઇલાકામાં પણ 'વિલેજ પોલીસ એકટ'ની રચના ગામડાંના આ પ્રકારના બંધારણને લક્ષમાં રાખી બનાવવામાં આવી છે. ગામના અગ્રણી પટેલને શિર બંદોબસ્તનું જોખમ મૂકવામાં આવ્યું છે, અને પટેલની કોર્ટે કરેલા ચુકાદા ઉપર જો કે તે ઉચી દૃષ્ટિથી તુચ્છ લાગે, તો પણ માત્ર હાઇકોર્ટની જ સત્તાનો અંકુશ છે.

આ પ્રાચીન ગ્રામસમાજ તથા પંચાયતના બંધારણની શિથિલતા પરરાજ્યના અને મુખ્યત્વે કરીને ઇંગ્રેજ સરકારના અમલ પછી થવા લાગી, અને તેનાં મુખ્ય કારણો ત્રણ જણાય છે પ્રથમ તો પશ્ચિમની પ્રજાના સહવાસથી તથા રેલવે આદિ સાધનોના પ્રસારથી તથા હુન્નરકલાની વૃદ્ધિથી નગરવાસ પ્રતિ લોકોની અભિરુચિ વધતી ગઈ. નગર સાથે સંબંધ રાખનાર કુટુંબો પોતાની મિથ્યા મ્હોટાઇનું અભિમાન ધારણ કરી પોતાનાં સગાંસ્નેહીઓનાં ગામડાંનાં કુટુંબો સાથેનો સંસર્ગ ઓછો કરતા ગયા, અને તેના પરિણામમાં પરસ્પરને મદદ કરવાના તથા કરકસરથી વ્યવહાર નીભાવવાના ઉત્તમ ગુણો નગરવાસીમાંથી લુપ્ત થવા લાગ્યા. બીજું પશ્ચિમની કેળવણીના પ્રભાવથી અને તે પ્રજાના સામાજિક બંધારણના અભ્યાસની અજ્ઞાત અસરોથી સુધરેલી ગણાતી પ્રજા વ્યક્તિને પ્રાધાન્ય આપવા લાગી અને કુટુંબને ગૌણ કરવા લાગી, અવિભક્ત કુટુંબની સંસ્થાને એક બેડી અથવા સાંકળરૂપે ગણવા લાગી, અને સહજ કમાણી કરનાર એક પુરુષ કુટુંબમાં ઉત્પન્ન થયો કે કંઇનું કંઈ બહાનું કાઢી પોતાની ગૃહવ્યવસ્થા જૂદી પાડવા લાગ્યો. આથી એમ કહેવાનું તાત્પર્ય નથી કે અવિભક્ત કુટુંબની સંસ્થામાં કંઈ દોષ જ નથી અથવા પશ્ચિમના સંસર્ગથી આપણે સમાજના સંબંધમાં સઘળું ખોયું જ છે. એ તો નિર્વિવાદ છે કે અવિભક્ત કુટુંબની સંસ્થામાં દોષો છે, અને સામાજિક સંસ્થામાં પશ્ચિમની સુધારણાના સંસર્ગથી આપણે વ્યક્તિના કેટલાક ઉત્તમ કર્તવ્યપરાયણતા, કાર્યદક્ષતા આદિ ગુણોને પ્રકટ કરી શકયા છીએ. તો પણ ગ્રામસંસ્થાની શિથિલતામાં આ પશ્ચિમનો સંસર્ગ ઘણાં નિમિત્તોમાંનું એક નિમિત્ત છે. એટલું જ અત્ર તાત્પર્ય છે. ઉપરનાં બે નિમિત્ત ઉપરાંત ત્રીજું ગ્રામસંસ્થાને શિથિલ કરનારું કારણ પટેલના પોતાના દોષો છે. પટેલના અવિચારીપણાથી સ્વાર્થસિદ્ધિની લોલુપતાથી અને જુલમી સ્વભાવથી ગ્રામતંત્ર શિથિલ થવા લાગ્યું. પ્રાચીનકાળમાં પટેલના દોષો અંકુશમાં રહેતા, કારણ કે ગામની પ્રજા ગામનો ત્યાગ કરીને જતી રહે તો તેની ઉપજનો ધોકો લાગતો. હાલ પટેલને તે પ્રકારનો અંકુશ નથી. ઘણે સ્થળે તેમને રોકડ દરમાયો મળે છે અથવા જમીનનું પળત હોય છે. આ પળત અને રોકડ રકમ પુરતી હોતી નથી. અને તેથી ગરીબ પ્રજાની કનડગત પટેલોના હાથે થાય છે. વળી ઘણે સ્થળે ગામના શાહુકારને ઘેર પટલાઈ ગયાના દાખલા છે. અને તેવા પટેલમાં પ્રજાની લાગણી નિર્મલ થયા જેવી હોય

છે: પરેલનું જે સ્વાતંત્ર્ય, મોભો અને તેના ઉપરનો પ્રજાનો અંકુશ હતાં તે હાલ પરેલના જાતિદોષોથી અને સરકારના પગારદાર તલાટીના દબાણથી નિવૃત્ત થયાં છે.

ગ્રામસંસ્થાની આ પડતી દશા આપણા દેશહિતૈષી નેતા પુરુષોની નજર બહાર નથી. મી. મલબારી જેવા લોકલાગણીવાળા પુરુષે ગામનાં પંચાયતનાં પુનરુજ્જીવન કરવાના આશયથી એક પત્ર નામદાર વાઇસરૉયને મોકલ્યું હતું. તે પત્રમાં તેમણે નીચેનાં કારણો પંચાયતના પુનરુદ્ધારમાં આપ્યાં હતાં :—

(૧) લોકલ ફંડના એક આનાના કરની ઉપજ તે તે ગામોના લાભમાં ખરચાતી નથી. ગામની પંચાયત સ્થપાય તો આ નાણાંનો સ્થાનિક ઉપયોગ સારો થાય.

(૨) કલેકટરને અમુક મુલકી અથવા પોલીસ કામમાં મદદ કરવા સારૂ પંચ નીમવાની સત્તા છે. નઠારા અને બદમાશના નામની યાદ પોલીસને ત્યાં રહે છે, તો શા સારૂ સારા અને ગામની લાગણી ધરાવનાર મનુષ્યોને કાયદેસર મંડળરૂપે સ્થાપવા ન જોઇએ ?

(૩) બંગાળા અને મદ્રાસ ઇલાકામાં પંચાયતનો વહીવટ ચાલે છે અને તે સફળ નીવડ્યો છે તો મુંબાઈ ઇલાકામાં પણ તેનું કાયદેસર બંધારણ થવામાં બાધ નથી.

(૪) પંચાયતને પોતાનો વહીવટ કરવાનો પ્રસંગ આપ્યાથી સ્વરાજ્ય કરવાની શક્તિ કેળવાશે. સુધરાઇનાં અને પ્રાથમિક કેળવણીનાં કામોમાં તથા દુષ્કાલના સમયમાં દુઃખી જનોને મદદ કરવાના પ્રસંગમાં સરકારને સાહાય્ય આપનાર નાનાં મંડળો આથી રચાશે. મુલકી પોલીસ, તથા ન્યાયનાં નજીવાં કામોના ચુકાદા કરવાની યોગ્યતા તેમનામાં કાળે કરીને આવશે. ભૂલો કરવાના પ્રસંગ મળ્યા શિવાય કામની બાહોશી આવતી નથી.

(૫) સર્વે અને સેટલમેંટ રજીસ્ટરોમાં "સરકારી પડતર" જમીન લખવામાં આવે છે. અને લેન્ડરેવન્યુકોડ પ્રમાણે ગૌચરણ વાસ્તે જમીન ઇલાયદી કાઢવાની સત્તા સરકારને મળેલી છે. તો પણ નગર પાસેનાં ગામડાંમાં નગરવાસીઓ બંગલા તથા વિનોદનાં સ્થાનો બાંધવા એટલા બધા તત્પર થયા છે કે ગામડીઆઓને જે કંઈ થોડી ઘણી જમીન વિહાર કરવાને મળી હોય છે તે પણ જતી રહેવાનો પ્રસંગ આવ્યો છે. ગૌચરણની જમીન હોય છે તો પણ સરકાર તેનો બીજો ઉપયોગ કરવા ધારે તો ગામલોક સરકાર વિરુદ્ધ પોતાના ઉપભોગનો હક કાયદેસર સાબીત કરી શકે તેમ નથી, અને આ સંબંધમાં વરિષ્ટ ન્યાયમંદિરના ચુકાદા સરકારના લાભમાં ઉતર્યા છે ( જુઓ ઈ. લો. રિ. મુંબાઈ વૉ. ૧૪ પૃ ૨૧૩ તથા મુંબાઈ વૉ. ૨૧ પૃ. ૬૮૪ ) આથી લોકોને હક તરીકે પડતર જમીન ભોગવવાની નથી.

(૬) કદાચ ગૌચરણ આદિ ગામના લોકોના ઉપયોગની જમીન હંમેશને માટે બક્ષીસ અથવા ઇનામ તરીકે સરકાર પાળવી યોગ્ય ન ગણે તોપણ ગામની પંચાયત ગામના સમાજ તરફથી ખાતેદાર તરીકે ધારણ કરી શકે એવી યોજના સરકાર વગર અડચણે કરી શકે તેમ છે. જમીન ઉપરની માલકી સરકાર ભલે રાખે, પણ ખાતેદાર તરીકેના કાયદેસર હક ગામના પંચાયતને પ્રાપ્ત થાય તો પણ અમે સંતોષ માનીશું.

ઉપર પ્રમાણે પોતાની હિમાયતનાં કારણો આપી મી. મલબારી પોતાની દરખાસો અથવા માગણીઓ સ્પષ્ટ રૂપમાં સરકાર સમક્ષ મૂકે છે:—

(૧) દરેક ગામમાંથી અથવાં ગામડાના અમુક સમુદાયથી લેવાતો લોકલફંડનો એક આનાનો કર તે ગામમાં અથવા સમુદાયમાં વપરાવો જોઇએ.

(૨) લોકલફંડના કરનો ઉપરનો હિસ્સો એક સ્થાનિક પંચાયતથી ખરચાવો જોઇએ. આ સ્થાનિક પંચાયત નિદાન સાત વર્ષે તાલુકા લોકલબોર્ડની સંમતિથી ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડ નીમે.

(૩) ગામડી નિશાળોને પ્રાથમિક કેળવણીમાં મદદ તરીકે રકમ આપવાની તથા ગામના સાર્વજનિક લાભવાળાં કામોમાં નાણાં વાપરવાની સત્તા તે પંચાયતને આપવી.

(૪) દરેક ગામમાં હાલ જેમ વહીવટના બળથી ચાલે છે તેમ નહિ, પરંતુ ગામના પોતાના કાયદેસર હક તરીકે અમુક ક્ષેત્રફળ ગૌચરણ સારૂ તથા બાગ અને વિનોદનાં સ્થાન તરીકે જૂદું રખાવું જોઇએ. અને એવા ક્ષેત્રફળને ધારણ કરવાની સત્તા ગામની પંચાયતને મળવી જોઇએ. દરેક ગામ સારૂ દસ એકર કરતાં ઓછી જમીન મુકરર થવી જોઇએ નહિ, પણ તેની સાથે હાલ જેટલી પ્રાપ્ત હોય અને તે જાદે હોય તો તે કમી થવી જોઇએ નહિ.

(૫) સરકારી અમલદારોએ ગામની પંચાયતને એક સામુદાયિક સંસ્થા તરીકે સઘળાં વ્યાવહારિક કામમાં ગણવી જોઇએ.

ઉપરની દરખાસોના સંબંધમાં સરકારે ગોળગોળ ઉત્તર આપ્યું છે જેના મુદા નીચે મુજબ છે:—

(૧) વિનોદનાં સ્થાનના સંબંધમાં મુંબઇ સરકારને હિંદુસ્થાનની સરકાર તરફથી એમ લખવામાં આવ્યું છે કે જ્યાં સાર્વજનિક ઉપયોગની જમીન ન હોય ત્યાં ગામની આસપાસ તેવા ઉપયોગની જમીન સરકારે કાઢી આપવી.

(૨) લોકલફંડનાં નાણાં તે તે ગામોમાં પંચાયતની મારફત ખરચાવાં જોઇએ અને પંચાયતને તે નાણાં ખરચવાની કાયદેસર સત્તા મળવી જોઇએ—તે સંબંધમાં સરકાર ગામડાંના સામુદાયિક જીવનતંત્રનો ભંગ થયેલો જોઇએ, મલબારી જેવા દેશહિતૈષી સાથે શોકમાં ભાગ લેછે. આ જીવનતંત્ર પુનઃ જાગ્રત્ થાય તેવી યોજના કરવા સરકાર ઘણી ખુશી છે. મુંબઈ ઇલાકામાં ઇંગ્રેજ સરકારના રાજ્યના પ્રવેશ પહેલાંથી સામુદાયિક જીવનબલ શમતું ચાલ્યું છે, અને તેનો નાશ સત્વર થવામાં પશ્ચિમની સંસ્થાઓ ઘણે અંશે કારણરૂપ નીવડી છે. મુંબઇ ઇલાકામાં આ સામુદાયિક જીવનતંત્રને જાગ્રત્ કરવાના સરકારે વખતો વખત કરેલા ઉપાયો નિષ્ફલ નીવડ્યા છે; અને સરકાર " કો-ઓપરેટીવ સોસાઇટીઝ બિલ" (ખેડૂતોની નાણાં ધીરવા વગેરેની પરસ્પર મદદ આપવા માટેની પેઢીઓનું બિલ) પસાર થવા ઉપર ગામડાંમાં ઐકયબલ જામશે એવી આશા રાખે છે.

(૩) પંચાયતને નાણાં ખરચવાની સત્તા આપવામાં નીચેની ત્રણ ગર્ભિત તકરારો ખડી કરવામાં આવી છે:—

(અ) લોકલફંડનો અમુક ભાગ અમુક ગામ અથવા ગામના મંડળમાં મુકરર કરી આપવાની દરખાસ્ત અમલમાં સવીરો મૂકી શકાય તેમ નથી.

(બ) કેટલીક કાયદાની હરકતો છે અને તે ઉપરાંત તેમના ખરચ અને હીસાબ ઉપર અંકુશ રાખવામાં ઘણી અગવડ પડે તેમ છે.

(ક) કરથી ઉઘરાવેલી મોટી રકમો ખરચવાનું કામ જ્યાં સ્વરાજ્યની શક્તિ નિર્મૂલ થઈ છે તેવાં ગામડાંમાં ગામની પંચાયતને સોંપવામાં ભારે જોખમ છે.

વાચકને સહજ સમજાશે કે ઉપરનું ઉત્તર મી. મલબારીના હેતુઓને લક્ષમાં રાખી અપાયું નથી, પણ માત્ર મીઠા શબ્દોનું સમાશ્વાસન છે.

મુંબઇ સરકારને લખવા માત્રથી ગૌચરણ વિગેરે સાર્વજનિક ઉપયોગની જમીનમાં કેટલો વધારો થાય છે એ એક બે વર્ષના જમાબંધીના તથા એડમીનીસ્ટ્રેશન રિપોર્ટ થયા પછી જણાશે.

લેન્ડરેવન્યુકોડમાં આવી સાર્વજનિક ઉપયોગની જમીન ઇલાયદી કાઢી મૂકવાની સત્તા સર્વેના અમલદારને તથા કમીશનરને પ્રાપ્ત થયેલી છે, પણ પ્રશ્ન એટલો જ છે કે આવી જમીન પુરતી છે અને ગામના લોકો તે જમીન ઉપર પોતાનો કાયદેસર હક પ્રતિપાદન કરી શકે તેમ છે કે કેમ ? આ બંને પ્રશ્નનું ઉત્તર અભાવમાં જ આવી શકે તેમ છે. સરકાર આવી જમીનનો પોતે બીજો ઉપયોગ કરવા ધારે તો કાયદાથી તેમ કરવામાં પ્રજા પ્રતિબંધ નાંખી શકે તેમ નથી, એમ આપણે પ્રથમ સૂચવી ગયા તે હાઇકોર્ટનાં રૂલીંગથી સ્પષ્ટ છે. ગૌચરણી જમીનના સંબંધમાં જ્યાં સર્વે વખતથી પડતર જમીન ઓછી હોય છે એવાં ગામોમાં આવી જમીન ઇલાયદી કાઢેલી હોતી નથી. જ્યાં ખેતીનો ફેલાવો અધિક છે, જ્યાં વસ્તીનું પ્રમાણ વધતું ચાલે છે અને જ્યાં પાસેના નગરવાસીઓનો મકાન વિગેરે બાંધવાનો વેગ વધારે હોય છે, ત્યાં આવી ઇલાયદી જમીન જણાતી નથી અને કદી હોય છે તો તે ગામના ઢોરના પ્રમાણમાં નહિ જેવી હોય છે. આવાં ગામોમાં ખેડુતો શેઢા પડતર રાખી નભાવ કરે છે. પણ રબારી વિગેરેનાં ઢોરને હરકત ઘણી પડે છે. આવી જમીન નહિ હોવાથી ખેડુતોનાં ખેતરો રબારી વિગેરેનાં રખડતાં ઢોરથી ભેળાઇ જાય છે. તેના પરિણામમાં બીગાડની અને મારંમારાની ફરીઆદો વધે છે, અને ગામના લોકમાં કુસંપની વૃદ્ધિ થાય છે. જેમને માત્ર બે ચાર વીઘા જમીન ખેડવાની હોય છે તેને વધારે શેઢા પડતર રાખવું તે પણ આવકના પ્રમાણમાં સરવડે તેમ નથી. આ બાબત વિશેષ ખાત્રી કરવી હોય તો તે નગર અને મોટા કસ્બાના ગામોની આસપાસના ગામડાંમાં કેટલી જમીન ગૌચરણની છે, ગામનાં ઢોર કેટલાં છે, અને તે બેનું પ્રમાણ કેટલું આવે છે તેના આંકડા તારવી કાઢવાથી સ્પષ્ટ જણાય તેમ છે.

વિનોદનાં સ્થાનં સંબંધમાં મી. મલબારીની ઉચ્ચ અભિલાષા, સરકાર તેવી જમીન કાઢી આપે તો પણ, સફલ થાય એવાં ચિહ્ન આપણી હાલની ગામડાંની પ્રજામાં જણાતાં નથી. તેમનામાં બાગ બગીચામાં વિનોદ કરવાની અને આરામ લેવાની ઊર્મિ પ્રકટ કરે એવો કેળવણીનો પ્રસાર અધાપિ થયો નથી. પ્રાચીન ગ્રામસંસ્થામાં આવી સામુદાયિક ઉ-

પ્રયોગની જમીન ધર્માદારૂપે રહેલી હોય છે. લગભગ દરેક ગામમાં ગામડાના લોકોને રુચે તેવાં ગામ બહાર શિવાલય અથવા માતાના મંદિરનાં સ્થલ હોય છે. તે સ્થલ પ્રાયશઃ રમ્ય હોય છે. અને ખુલ્લા ભાગમાં આવેલાં હોય છે. આવાં સ્થલો આપણી પ્રાચીન પૂર્ત કર્મો કરવાની વૃત્તિના ઘસારાને લીધે, અને શ્રીમાનોએ પોતાના દ્રવ્યની લોક કલ્યાણાર્થે વ્યય કરવાની દિશા વર્તમાન સમયમાં બદલેલી હોવાને લીધે, જીર્ણ દશામાં આવી ગયાં છે. સરકાર તરફથી મળતા રોકડ હકો તથા દેવસ્થાનને લગતી જમીનનો ઉપયોગ બરાબર થતો નથી; ધર્માદા પંચ આ બાબત ઉપર બરાબર લક્ષ આપતા નથી, અને કેટલેક પ્રસંગે તેઓ પોતે જ અપ્રમાણિક હોવાથી આ સાર્વજનિક સ્થલોની દુર્દશા થયેલી છે. આ સ્થલોના પુનરુદ્ધાર કરવા તરફ પ્રજાનું વલણ થાય તો વિનોદ અને વિહારનાં સ્થલો સારૂ તત્કાલ બુમ પાડવાનું કારણ રહે નહિ, એટલું જ નહિ પણ સરકાર જેમ પ્રાચીન રાજ્યનાં ભવ્ય મકાનો અને દેવસ્થલોની સુરક્ષા કરવા હાલ કાયદાથી તત્પર થઈ છે તેમ પ્રજાએ પણ આવાં નાનાં રમ્ય સ્થલોનો બીગાડ ન થાય તેવી યોજના કરવાની આવશ્યકતા છે.

વળી ખાસ ખુલ્લી જગ્યાનો સારો ઉપયોગ કરવા તરફ ગામડાંની પ્રજા દોરાય તેવા હેતુથી આપણા ગુજરાતનું હિત જેમણે હૈડે ધર્યું છે એવા મી. લિલીના પ્રશસ્ય પ્રયત્નને અત્ર આલેખવાની જરૂર છે. દુષ્કાલના વર્ષોમાં આપણી ગુજરાતની સ્વાભાવિક વૃક્ષઘટાની શોભા ઘણાં ગામડાંમાંથી નિવૃત્ત થઈ છે. સરકારી પડતર જમીનમાં તળાવોની પાળ ઉપર અને ખુલ્લા ભાગોમાં નવાં વૃક્ષ ઉછેરવાથી આરામનાં સ્થળોનો તથા નૈસર્ગિક શોભાનો વધારો થવા સંભવ છે એમ ધારી મી. લિલીએ સરકારને એવી દરખાસ કરી હતી કે આવી સરકારી પડતર તથા સાર્વજનિક ઉપયોગની ખુલ્લી જમીનમાં કોઈ મનુષ્ય આંબા વિગેરે ફલાઉ ઝાડ ઉછેરે તો ફલનો માલીક તે ઉછેરનાર થાય અને તે બાબતની સરકાર લેખી સનંદ આપે; અને જો સરકારને ખાસ કારણસર તે જમીન બીજા ઉપયોગમાં લેવી પડે તો તે ઝાડ સરકાર ખોદી નાંખે અને તે બાબત ઉછેરનારને નુકશાની મળે નહિ. આ દરખાસ સરકારે મંજૂર રાખી છે, અને સ્થાનિક અમલદારો આ બાબત યોગ્ય ધ્યાન આપે તો ગામડાંમાં કેટલાંક રમ્ય સ્થલોનો વધારો થવા સંભવ છે.

હિંદુસ્થાનની સરકાર લખે છે કે " મુંબઈ ઇલાકામાં સામુદાયિક જીવનતંત્રને જાગ્રત કરવાના કરેલા ઉપાયો નિષ્ફલ નીવડયા છે. " પરંતુ આ પ્રયત્નો કયા તેનો ઉલ્લેખ થયો નથી. કયા પ્રયત્નોમાં સરકાર નિષ્ફલ ગઈ તે પ્રજા સમજી શકતી નથી. કદાચ ઉત્તરનો આશય એવો હોય કે સરકારે સ્વરાજ્યના બંધારણને ઉત્તેજન મળે એવા કાયદા ઘડયા છે, અને તેમાં ઐક્યબલ પ્રજાનું પ્રકટ થવાની આશા રાખવામાં આવી હતી અને તે નિષ્ફલ થઈ છે, તો તે વિચાર પણ પરીક્ષા કરવા યોગ્ય છે. જેમાં સ્થાનિક પ્રજાનું મત કાયદેસર લક્ષમાં લેવામાં આવ્યું છે અને જેમાં સ્થાનિક વહીવટ કરવાનું બંધારણ જીવનતન્તુ રૂપે રહ્યું છે એવા મુંબઈ સરકારના ત્રણ કાયદા આજ સુધીમાં ઘડાયા છે.

(૧) ડીસ્ટ્રીક્ટ મ્યુનિસીપલ એક્ટ.

(૨) લોકલ બોર્ડ એક્ટ.

(૩) વિલેજ સેનીટેશન એક્ટ.

આ ત્રણ કાયદા વિના અન્ય કોઈ કાયદામાં પ્રજાનો સ્થાનિક વહીવટમાં અંકુશ આ ઇલાકામાં નથી. પ્રથમનો કાયદો મોટાં નગર અથવા કસ્બાના ગામોને લાગુ પડે છે, અને તેથી ગામડાંની અવસ્થાને લગતા આપણા વિષયમાં તેની યોગ્યાયોગ્યતાની ચર્ચા અપ્રસ્તુત છે. વિલેજ સૅનિટેશન ઍક્ટ જે જે ગામોમાં દાખલ થયો છે તે તે ગામોમાં તે ન્યૂનાધિક અંશે સફલ નીવડયો છે, અને જ્યાં સફલ નથી નીવડયો ત્યાં સ્થાનિક અમલદારની સેનિટરી કમીટી અથવા સેનિટરી બોર્ડના મેંબરો સાથે પ્રતિપક્ષ રૂપે રહેવાની ટેવથી નિષ્ફલતા જણાય છે. આ કમિટીના મેંબરોમાં સ્વતંત્ર વિચાર જણાવવાના અંકુરો અમલદારોના આપખુદી સ્વભાવથી દબાઈ જાય છે, અને મ્યુનીસીપલ મેંબરોની મોટા ગામોમાં જે પ્રતિષ્ઠા છે તે પ્રતિષ્ઠા નાનાં ગામડાંના સાધારણ જ્ઞાનવાળા મેંબરોમાં હોય નહિ એ સ્વાભાવિક છે. તેમના વિચારસ્વાતંત્ર્યને કેળવીને બહાર પાડવાનું કામ સ્થાનિક અમલદારનું છે. તેમને તુચ્છ ગણી તેમના વિચારની અવગણના કરી પોતાના જ વિચારને કમીટીના ઠરાવના રૂપમાં પ્રકટ કરવાની વૃત્તિ સ્થાનિક અમલદારોની હોય ત્યાં સુધી ગામડાંમાં ઐકયબલ જામે એ બનવું અસંભવરૂપ છે. આથી સેનિટરી કમીટીની એક બે સ્થલની નિષ્ફલતા પંચાયતના વહીવટની વિરોધી દલીલ તરીકે કેટલાંક વર્તમાનપત્રોમાં પ્રદર્શિત થઈ હતી તે ખરા હેતુને અલક્ષમાં રાખવાથી બહાર આવે છે. પ્રજામાં ઐક્યબલની ખામી દર્શાવી સરસર આ પ્રસંગમાં વિરમે છે. પરંતુ સ્થાનિક અમલદારો પ્રજાના વિચાર અને વાણીના સ્વાતંત્ર્યને તરછોડી કાઢે છે એ ખામી સરકારની નજરે ઉપર ચઢી નથી. બન્ને પક્ષથી થતા કાર્યમાં નિષ્ફલતા નીવડે તો એક પક્ષ ઉપર દોષનો બોજો નાંખી દેવો એ ન્યાયવિરુદ્ધ છે.

હવે આપણે લોકલબોર્ડના ઍક્ટમાં સ્થાનિક કરથી ઉત્પન્ન થયેલી ઉપજ સ્થાનિક ઉપયોગનાં કામોમાં વાપરવા સંબંધમાં ગામના લોકોને કેટલો હક છે તે તપાસીએ. લોકલબોર્ડનું બંધારણ આપણા વાચકને સુવિદિત હોવું ઘટે છે, પણ તેના ફંડની વ્યવસ્થા કરવાના નિયમ કંઇક ગુંચવાડા ભરેલા છે, અને તેથી મી. મલબારીનું લક્ષ્યબિંદુ તે નિયમને નહિ જાણનારના હૃદયમાં ઉતરી શકે તેમ નથી.

પ્રત્યેક ડીસ્ટ્રીક્ટ અથવા જીલ્લામાં એક લોકલફંડ હોય છે અને તે નીચેની આવકોનું બને છેઃ—

(૧) એક આનાના કરની ઉપજ.

(૨) ટોલ અને ફેરી (હોડી ફેરવવાનો કર) ની ઉપજ.

(૩) ઝેરી પદાર્થના વેચાણ સંબંધી ફી, દંડ વિગેરેની ઉપજ.

(૪) રેતી કાંકરની ઉપજ.

(૫) સરકાર તથા લોક તરફથી આવેલી નાણાંની મદદ.

(૬) ઢોરના અતિક્રમણના કાયદા મુજબની ડબાની ફી.

ઉપરની છ પ્રકારની આવકનાં સાધનોમાંથી એક આનાના કરની ઉપજ એ મુખ્ય સાધન છે. આ ઉપજ સરકારના મહેસુલી અમલદારો સરકારની જમીન મહેસુલ સાથે આકારના એક રૂપીઆ ઉપર એક આનાના નિયમથી ખેડુત પાસેથી ઉઘરાવે છે, અને સરકાર ત્રિઝોરીમાં લોકલફંડ ખાતે જમા થાય છે. આ ઉપજ વસુલ કરવાના ખરચને બાદ આપી જે રકમ રહે તે લોકલફંડની ઉપજ તરીકે ગણાય છે. આ એક આનાના કરની ઉપજ દરેક તાલુકા લોકલબોર્ડની સત્તા મર્યાદામાંથી ઉત્પન્ન થયેલું હોય છે તો પણ સઘળું ભંડોળ પ્રથમ ડીસ્ટ્રીકટ લોકલબોર્ડની સત્તા નીચે ગણાય છે. આ ભંડોળમાંથી ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ પ્રથમ નીચેની બાબતોનાં ખરચનો આંકડો કાપી લે છેઃ—

(૧) સઘળા લોકલફંડના નોકરોના પગાર તથા પેન્શન વિગેરેનું ખરચ.

(૨) સઘળા લોકલબોર્ડના હીસાબની તપાસણીને લગતું ખરચ.

(૩) સરકારી ઓફિસમાં લોકલફંડના કામ સારૂ રોકાયેલા નોકરોના પગાર તથા પેન્શન કોન્ટ્રીબ્યુશનને લગતી રકમ.

(૪) ડીસ્ટ્રીકટની અંદર આવેલી કેન્ટોનમેંટ કમીટી તથા મ્યુનીસીપલ બોર્ડની હદમાંથી ઉત્પન્ન થનારી એક આનાના કરની ઉપજનો ⅓ ભાગ તે તે કમીટી અથવા બોર્ડને આપવો પડે છે. વળી યોગ્ય લાગે તો સઘળો કર તે તે હદનો તે તે કમીટી અને બોર્ડને સોંપવામાં આવે છે. આ સંબંધમાં પ્રતિબંધ એવો છે કે આ ઉપજનો ⅓ ભાગ તે તે કમીટી અથવા બોર્ડ પ્રાથમિક કેળવણીમાં ખરચવો જ જોઇએ.

(૫) ઉપર બતાવ્યા મુજબ કેન્ટોનમેંટ કમીટી અથવા મ્યુનીસીપલ બોર્ડની હદની અંદરથી ઉત્પન્ન થયેલી એક આના કરની રકમ વજા થયા પછી જે રકમ રહે તેનો ⅓ ભાગ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ પ્રાથમિક કેળવણી સારૂ કાપી લે.

(૬) ડીસ્ટ્રીકટના મોટા રસ્તાઓ બનાવવા તથા તેની મરામત કરાવવા, તથા શીતળા કઢાવવા સંબંધનું ખરચ તથા દવાખાનાં અને એવાં સાર્વજનિક ઉપયોગનાં કામોનું ખરચ ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ કાપી લે.

આ પ્રમાણે એકંદર છ પ્રકારના ખરચની રકમ કાપી લીધા પછી જે શેષ રકમ રહે તેની ફાળવણી કરી, દરેક તાલુકા લોકલબોર્ડને તા. ૧ લી નવેમ્બર સુધીમાં ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ ખરચવા લાયક આવકની રકમ લખી જણાવે છે અને તે આંકડા ઉપર તાલુકા લોકલબોર્ડનું બજેટ બંધાય છે. આ ફાળવણી કેવળ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ પોતાની મરજી પ્રમાણે કરે છે અને તેના ઉપર તાલુકા લોકલબોર્ડનો કંઈ અંકુશ નથી. તાલુકા લોકલ બોર્ડ તો જે રકમ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ આપે તે ઉપર જીવવાનું છે. આના પરિણામમાં દરેક તાલુકાને પોતાની મૂળ ઉપજના પ્રમાણમાં ખરચવાની રકમ મળતી નથી. પોતાની મૂળ આવક અને ખરચવાને મળતી રકમનું પ્રમાણ દરેક તાલુકા લોકલ બોર્ડમાં બરાબર

સચવાતું નહિ હોવાને લીધે, તથા ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ, ઉપર કહેલી (૬) ઠ્ઠી રકમ સંબંધી ખરચમાં વાસ્તવ અંકુશ નહિ રાખતી હોવાને લીધે લોકલફંડની રકમનો ઘણો ભાગ સ્થાનિક ગામોના સુધારામાં વપરાતો નથી, અને આ મુદ્દા ઉપર મી. મલબારીનો કટાક્ષ છે. ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના નિરંકુશપણાથી તાલુકા લોકલ બોર્ડનાં અગત્યનાં કામો વર્ષોનાં વર્ષો પર્યંત નાણાંની સવડ નથી એવા શેરાથી બજેટ મીટીંગમાં બાકીમાં રાખવામાં આવે છે. આ અવ્યવસ્થા આપણા લોકપ્રિય કમિશનર મી. લિલી સાહેબની નજર ઉપર તેઓ જ્યારે સુરતનાં કલેકટર હતા ત્યારે આવી હતી, અને તેમણે એવો પ્રતિબંધ મૂકયો હતો કે લોકલ ફંડના એક આનાની ઉપજનો ૩૦ ટકા જેટલો ભાગ તે તે તાલુકા લોકલબોર્ડની હદમાં વપરાવો જ જોઇએ. આ નિયમ સુરતમાં લગભગ બરાબર જળવાયો હતો, પણ અમદાવાદ અને બીજા જીલ્લામાં તે જળવાતો નહતો અને તે ઉપરથી ૩૦ ટકાના નિયમનો અતિદેશ તેમણે ઉત્તરપ્રાંતમાં કરાવ્યો છે. પણ આ નિયમ કાયદામાંથી પ્રકટ થતો નથી, પણ કારોબારી અમલદારના હુકમમાંથી જન્મ પામેલો છે. એટલે તે અમલદારના બદલાવાથી અથવા પાછળના અમલદાર તે બાબત પુરતું લક્ષ ન આપે તો પુનઃ ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ પોતાનું નિરંકુશપણું પ્રકટ કરી શકે તેમ છે. વળી બીજા પ્રાંતોમાં આવો નિયમ છે કે નહિ તેની ખાત્રી નથી. આથી કાયદામાં અથવા તે ઉપર થયેલી કાનુનોમાં મી. લિલીએ દાખલ કરેલો અથવા તેના જેવો નિયમ જ્યાં સુધી પ્રવેશ પામે નહિ ત્યાં સુધી વિશેષ ફલની આશા રાખવા જેવુ નથી. આ સંબંધમાં અમે દીવાન બહાદુર અંબાલાલભાઇના પ્રૌઢ મત સાથે મળતા આવીએ છીએ અને સ્પષ્ટ જણાવીએ છીએ કે સ્થાનિક અમલદારની વિવેકબુદ્ધિ (discretion=મુનસફી) ઉપર જ આધાર રાખવામાં પ્રજાને ઘણું નુકશાન સહન કરવું પડે છે. બધા અમલદારો અને ગવર્નરો મી. લિલી અથવા લૉર્ડ કર્ઝન જેવા હોતા નથી, અને કારોબારી સત્તાએ સ્થાપેલા નિયમ અમલદારોના બદલાવાથી વારંવાર બદલાય છે. હિંદુસ્થાનની સરકાર આ સંબંધમાં મી મલબારી ઉપરના ઉત્તરમાં લખે છે કે લોકલબોર્ડો ગામના રહીશોના પ્રતિનિધિરૂપ છે અને ૩૦ ટકાનો નિયમ જો લોકોને અનુકૂલ જણાયો હશે તો તે તે બોર્ડો સ્વીકારશે. પણ લોકલબોર્ડો કેવલ પ્રજાના પ્રતિનિધિઓની બનેલી નથી, સરકારી અમલદારોના મતનું પ્રાધાન્ય સર્વત્ર પ્રવર્તે છે. તાલુકા લોકલબોર્ડના મેંબરો સર્વત્ર જાણે છે કે ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ ખરચમાં મોટો હીસ્સો કાપી લેછે અને તેથી તાલુકાનાં કામો એમને એમ પડી રહે છે. આટલું જાણ્યા છતાં કયા લોકલબોર્ડના મેમ્બરે કઈ મીટીંગમાં ડીસ્ટ્રીકટ લોકલબોર્ડના સમક્ષ આ તકરાર બજેટ વખતે મૂકી છે? જ્યારે સરકારને પણ આ, નિયમ યોગ્ય લાગે છે તો કાયદામાં તેને દાખલ કરવામાં પ્રતિબંધ શો છે તે સમજી શકાતું નથી.

હાલ જે નિયમ પ્રવર્તે છે (૩૦ ટકાનો નિયમ સર્વત્ર અમલમાં નથી) તે નિયમથી જે ગામે લોકલફંડની રકમ જેટલી ભરી હોય તેના પ્રમાણમાં તે ગામને દસ દસ વર્ષ સુધી કંઈ લાભ મળતો નથી. કદાચ ચોરા-રિપેરની ગ્રાન્ટમાં મદદ અપાય છે, અને ચોરામાં જ સઘળો સ્થાનિક સુધારો સમાઈ જાય છે. આથી અમુક ગામડાંના સમુદાયમાં અમુક વર્ષે સરાસરી આટલા પ્રમાણની રકમ ખરચાવી જ જોઇએ એવો કાયદાથી નિયમ સ્થપાવાની

જરૂર છે. આ રીતે પંચાયતનું સ્થાપન કરી તેમના હાથે લોકલફંડની રકમ ખરચવામાં ને કાયદાની હરકત રજુ કરવામાં આવી છે તે તો કાયદાના સહજ સુધારાથી દૂર થઈ શકે તેમ છે.

બીજું સરકાર તરફથી એમ કહેવામાં આવ્યું છે કે ખરચ અને હીસાબ ઉપર અંકુશ રાખવામાં ઘણી અગવડ પડે તેમ છે. પરંતુ અમારા અભિપ્રાય પ્રમાણે તાલુકા લોકલબોર્ડના ગામોના 'ગ્રૂપ' એટલે કે સમુદાય વાર પંચાયતની સ્થાપના થાય અને તેના ખરચનો હીસાબ તાલુકા લોકલબોર્ડ તપાસે તો કામમાં વધારો થવાનો સંભવ બહુ રહેતો નથી.

વળી ત્રીજી દલીલ સરકારે એવી રજુ કરી છે કે જ્યાં સ્વરાજ્યની શક્તિ નિર્મૂળ થઈ છે ત્યાં ગામની પંચાયતને કરથી ઉઘરાવેલી રકમ ખરચવાની સત્તા આપવામાં ભારે જોખમ છે. પણ આ હરકત તો મી. મલબારીએ પોતે જ પ્રથમથી જાણી હતી. તેઓ કબુલ કરે છે અને પ્રત્યેક દેશ હિતૈષી કબુલ કરશે કે ભૂલો થવાનો સંભવ છે. ભૂલો ઓછી થવા પામે એવી યોજના અથવા અંકુશો મૂકો. પણ ભૂલ થવાનો ભય જ આગળ કરવામાં આવે ત્યારે તો કોઇ પણ કાર્ય કરવાની શક્તિ ખીલી શકે નહિ. અમારા મત પ્રમાણે તો સ્વરાજ્યની કેળવણીનો પ્રથમ પાયો જ ભૂલ છે. હાલનું ઈંગ્રેજી રાજ્યબંધારણ નમુનારૂપ થયું છે, તે પ્રથમથી તેવું નહતું. સમય સમયના અનુભવના આધારે તે બંધારણ સુધરી હાલ સામાન્ય પ્રજા, ઉમરાવ અને રાજાના વિચારોના સામ્યને પ્રકટ કરનાર થઇ પડ્યું છે.

સ્થાનિક કામો ઉપર દેખરેખ રાખવાનું કામ દરેક તાલુકા લોકલબોર્ડ એક વર્કીંગ કમીટીને સોંપે છે. આ વર્કીંગ કમીટી લોકલબોર્ડના મેંબરોમાથી પ્રકટ થયેલી હોય છે. આ કમીટીને સહજ બહોળું રૂપ આપવામાં આવે અને તાલુકા લોકલબોર્ડના એક એક ગ્રૂપ અથવા ગામના સમુદાયવાર એક એક પંચાયતની સ્થાપના થાય અને તે પંચાયતને એક સમુદાયિક સંસ્થા ( Corporate body ) તરીકે સ્વીકારવામાં આવે, અને તે પંચાયત વર્કીંગ કમીટી સાથે રહી સ્થાનિક કામો ઉપર દેખરેખ રાખે અને તે પંચાયતને લોકલ બોર્ડ સલાહ આપનાર મંડળ ( advisory body ) તરીકે સ્વીકારે તો પ્રજાને અને સરકારને ઘણો લાભ થવા સંભવ છે. પ્રજાને લોકલફંડનાં નાણાં સ્થાનિક કામોમાં વપરાશે એવો વિશ્વાસ રહેશે, અને સરકારને સ્થાનિક હરકતો અને આવશ્યક કામો નજર ઉપર સત્વર આવશે.

# " ઇતિહાસની આરસી. "

(અનુસન્ધાન પૃષ્ઠ ૨૭૧ થી)

૨

## ક્રિશ્ચૅનિટિ, પ્રાચીન અને અર્વાચીનઃ એમાંથી લેવા જેવો બોધ.

પાછળના અંકમાં આપણે જોયું કે સ્વાતન્ત્યપ્રેમ એ ગ્રીક પ્રજાનું અને અધિકારમાન એ રોમન પ્રજાનું ખાસ લક્ષણ હતું. ગ્રીક પ્રજા આત્મસંયમને અભાવે પડતીમાં આવી. રોમન પ્રજામાં આ ખામી નહતી તેથી તે રાજ્ય વિસ્તારવામાં અને ચલાવવામાં ફતેહમન્દ નીવડી. પરન્તુ એક મહાપ્રશ્ન—પ્રાકૃત જનોને અર્થાત્ સામાન્ય જનમંડળીને શી રીતે સુધારવું ?—એનું સમાધાન એ બેમાંથી એકકે પ્રજા કરી શકી નહિ.

રોમન સામ્રાજ્યના ઉત્તરકાળમાં ક્રિશ્ચિયૅનિટિ અસ્તિત્વમાં આવી.

(૧). ક્રિશ્ચયન ધર્મસંઘ શરુઆતમાં ક્રાઇસ્ટ ઉપર શ્રદ્ધાથી, એ પાછો પૃથ્વી ઉપર ઉતરશે એવી આશાથી, અને એના ઉપર અને પોતામાં પરસ્પર પ્રેમથી જોડાએલા થોડાક માણુસોની મંડળીરૂપ હતોઃ એમાં કશો રાજકીય અર્થ નહતો. બાઇબલનો ઉત્તરાર્ધ જે ક્રિશ્ચયન પંથનું પ્રથમ પુસ્તક છે એમાં ક્રિશ્ચયનોએ સામાજિક અને રાજકીય સુધારણા કરવી અને નવીન સુધારણાનું તત્ત્વ ઉત્પન્ન કરવું, એવો કાંઈ ઉદ્દેશ જોવામાં આવતો નથી. જગતમાં જે કાંઈ ખોટું હોય તે સર્વથી દૂર રહેવું, અને ક્રાઇસ્ટ પાછો પૃથ્વી ઉપર આવી ખોટા ઉપર જય મેળવી જગત્ ઉપર પોતાનું રાજ્ય સ્થાપે એની વાટ જોવી—એટલું જ તેઓ સમજતા હતા. એના આવતા સુધી એના ભક્તોએ સહનશીલ થવું અને રાજ્યના હુકમને તાબે રહેવું આવશ્યક હતું. જ્યારે આ જગતના રાજાઓ ક્રિશ્ચયન પંથમાં ભળ્યા, ત્યારે જૂદી જ તરેહના ધર્મસંઘો અસ્તિત્વમાં આવ્યાઃ આ ધર્મસંઘો તે પૂર્વેની ખાનગી મંડળી મટી, રાજ્યની સાથે કાર્યભારમાં ભાગ લેનારાં બળવાન મહાજનમંડળ બન્યા હતા. શરુઆતમાં જે એમ માનતા હતી કે ક્રિશ્ચયનો દુનીઆમાં છતાં દુનીઆ સાથે એમને લેવા દેવા નથી, એ માનતા જો કે તદ્દન લુપ્ત થઇ નહિ—તો પણ એમાં ઘણો ફેરફાર થયો અને હવેથી ક્રિશ્ચયન ધર્મ રાજ્યધર્મ બન્યો, અને દરેક ક્રિશ્ચયન રાજ્યમાં કાયદાથી એ પળાવવામાં આવ્યો.

રોમન સામ્રાજ્યની કેટલીક સામાજિક શક્તિઓ સાથે બાઇબલનો ધર્મ અને બાઇબલની નીતિ ભળ્યાં, અને એને પરિણામે જૂદી જૂદી કોમના અસલી ધારાઓમાં સુધારો થવા માંડ્યો, અને કોમવાર રાજ્યપદ્ધતિ બદલાઈ દેશવાર રાજ્યો રચાવા લાગ્યાં, અને એમાં જે પ્રજાનું ઐક્ય અને બન્ધુભાવ જોઇએ એ ક્રિશ્ચિયનિટિએ પૂરાં પાડ્યાં. રોમન સામ્રાજ્યે હવે નવું રૂપ ધારણ કર્યું. એક મહારાજાને બદલે, મહારાજા અને પોપ (મુખ્ય ધર્મગુરુ) એવું એકત્ર રાજ્ય થયું. અને જ્યાં જ્યાં ક્રિશ્ચયન ઉપદેશકો જઇને વસ્યા, ત્યાં ત્યાં તેઓએ પોતાની સાથે કેટલીક વિદ્વતા, ઉદ્યોગ અને કળા દાખલ કર્યાં.

આ ક્રિશ્ચયન રોમન કૅથોલિક પન્થે રાજ્યશાસ્ત્રમાં એક મહત્ત્વનો ઉમેરો કર્યો—અને

તે એ કે રાજકીય સત્તાને ધર્મના પાયા ઉપર સ્થાપી. આ ક્રિશ્ચયન ધર્મગુરુઓનો સદા એ જ ઉપદેશ હતો કે મનુષ્ય હમેશાં ભૂલ કરનારું અને સ્વચ્છન્દી ( આત્મસયંમરહિત ) પ્રાણી છે, અને એને નિયમમાં રાખવા માટે રાજકીય તેમ જ ધાર્મિક કાયદાની જરૂર છે. બરાબર રૂપમાં મૂકવામાં આવે, તો આ સિદ્ધાન્ત મનુષ્યસ્વભાવની ખરી સમજણ ઉપર રચાએલો છે. પણ ધર્મગુરુઓ એ સિદ્ધાન્તને બહુ આઘે સુધી ખેંચી ગયા અને એને ખોટું સ્વરૂપ આપ્યું. મનુષ્ય સ્વાભાવિક રીતે પાપી છે એટલું જ કહીને એ ન અટકયા પણ મનુષ્યને જે જે સ્વાભાવિક ઇચ્છાઓ અને પ્રેરણાઓ થાય છે એ હમેશાં ખરાબ—અસન્માર્ગી જ હોય છે, અને એ ઇચ્છાઓને તથા બુદ્ધિવિલાસોને હમેશાં દબાવવાથી અને મારવાથી જ મનુષ્ય સારો થઈ શકે છે એમ ઉપદેશ કરવા માંડ્યો. વળી સાધારણ રીતે અધિકારને માન આપ્યા વગર રાજ્ય ચાલી ન શકે, એટલી વાતથી જ તેઓએ બસ ન કર્યું; પણ જે રાજ્ય અને જે ધર્મ હાલ ચાલે છે એને જ કાંઈ પણ તર્ક વિતર્ક કે આનાકાની કર્યા વગર માન આપવું જ જોઇએ એવો તેઓએ આગ્રહ કર્યો—અને દુનીઆના રાજ્યાધિકારીઓ અને ધર્માધિકારીઓ પણ આખરે મનુષ્ય જ છે અને તેઓ પણ બીજા મનુષ્યોની પેઠે ભૂલ કરે છે તથા સ્વચ્છન્દી નીવડે છે, એ વાતનું તેમને લક્ષ રહ્યું નહિ. પોપ ( ધર્મગુરુ ) અને રાજાઓ ઇશ્વરદત્ત સત્તા ભોગવે છે, અને એ સત્તાની સ્હામે થવું, બલ્કે ટીકા કરવી એમાં પણ પાપ રહેલું છે એવો મત પ્રચલિત થયો. મધ્યયુગની ક્રિશ્ચિયૅનિટિએ ઉત્તમ ચારિત્રના નમૂનાઓ ઉત્પન્ન કર્યા, અને જે મહાપ્રશ્નનું નિરાકરણ ગ્રીક તત્ત્વજ્ઞાન અને રોમન કાયદાઓથી થઈ ન શકયું તેનું નિરાકરણ કેમ કરવું એનો માર્ગ પણ બતાવ્યો. મનુષ્ય માત્ર એક જ પરમ પિતાનાં બાલકો છે, અને તેથી સર્વેએ પરસ્પર બન્ધુભાવ રાખવો જોઇએ—એ સાદો ઉપદેશ અજ્ઞાનમાં અજ્ઞાન માણસ પણ સમજી શકે અને ઉપયોગમાં લઈ શકે એવો હતો, અને એ વડે આખો જનસમાજ એક બન્ધુભાવમાં જોડાઈ શકે એ સ્વાભાવિક છે. પણ આ ઉપદેશ કર્યા છતાં જનસમાજને હમેશાં નૈતિક દૃષ્ટિબિન્દુથી જ અવલોકવો જોઇએ, આચાર વિચારનું સ્વાતન્ત્ર્ય આપી સઘળી જવાબદારી એને જ શિર રાખવી જોઇએ એ વાત ક્રિશ્ચયન ધર્મોપદેશકોએ સતત સ્મરણમાં રાખી નહિ. બીજા ઉપર અંકુશ રાખવામાં તેઓ સજ્જ હતા, પણ પોતાની ફરજ ભૂલી જતા. તેઓ સત્ય કરતાં સંપ્રદાય માટે, નીતિ કરતાં સાંકડી ધાર્મિકતા માટે, વધારે કાળજી ધરાવતા. તેઓ પોતાને લોકના 'ભરવાડ' કહેવડાવતા, પણ લોકો તો ભરવાડ વગરનાં બકરાંના જેવી અનાથ દશામાં પડયા હતા.

(૨). હવે આપણે પ્રાચીનકાળ છોડી અર્વાચીનકાળ ઉપર આવીએ. ખરૂં જોતાં ઇતિહાસના પ્રાચીન અને અર્વાચીન એવા અત્યન્ત ભેદ પાડવા એ બરાબર નથી. કોઈ પણ જમાનાનાં માણસો ભૂતકાળને છેક લુપ્ત કરી નાંખી તદ્દન નવો જ માર્ગ ઉપજાવી શકતાં નથી: ભૂતકાળમાંથી ઉતરી આવેલી ટેવો અને માન્યતાઓથી યુક્ત રહીને જ હરેક નવો જમાનો શરુ થઈ શકે છે.

એમ કહીએ તો ચાલે કે અર્વાચીન ( ઈ. સ. સોળમા સૈકા પછીનો ) જનસમાજ બે પ્રવૃત્તિઓથી ઘડાયો છે: એક ધર્મને લગતી અને બીજી વિદ્યાને લગતી. આ બંને પ્રવૃત્તિઓ એકએકની સાથે બહુ જ ગાઢ રીતે જોડાએલી છે. સોળમા સૈકામાં પ્રોટેસ્ટન્ટ ક્રિ-

ક્રમનોએ સાંપ્રદાયિક પંથ સ્હામે પોકાર ઉઠાવી નવો ધાર્મિક ઉત્સાહ ઉત્પન્ન કર્યો ન હોત તો નવી વિદ્યાએ ખગોળશાસ્ત્ર—ન્યાયશાસ્ત્ર આદિ વિવિધ શાસ્ત્રોમાં જે પરાક્રમો કર્યાં છે એ ભાગ્યે જ બની શક્યાં હોત. તેમ જ આ નવી વિદ્યા અને સાહિત્યનો ઉત્સાહ અસ્તિત્વમાં આવ્યો ન હોત તો પોપની સત્તા અને રૉમનકૅથોલિક તત્ત્વજ્ઞાનને શિથિલ કરવાં અશક્ય હતાં. આ પ્રમાણે જેમ એક તરફથી વિદ્યા અને ધર્મ બને એક એકને સાહાય્ય–કારક થયાં, તેમ બીજી તરફ તેઓ સ્હામસ્હામાં પડ્યાં. આ સર્વનો વિગતવાર ઇતિહાસ આપવાનું આ સ્થાન નથી. માત્ર થોડું સૂચન જ અત્રે કરી શકાશે.

નવા ધર્મસુધારકોનું એમ કહેવું હતું કે સત્ય અને કર્તવ્યનો નિર્ણય પોપના શબ્દ અને સંપ્રદાયને અવલંબીને બાઇબલનો અર્થ કરવાથી થઈ શકતો નથીઃ એ નિર્ણય માટે દરેક મનુષ્યે પોતપોતાની બુદ્ધિનો—મનોદેવતાનો ઉપયોગ કરવો જોઇએ. આના જવાબમાં સાંપ્રદાયિકોનું એમ કહેવું હતું કે જો દરેક માણસને પોતાની બુદ્ધિ પ્રમાણે બાઇબલનો અર્થ કરવાની છૂટ હોય તો કોઈ પણ પ્રકારનો સર્વમાન્ય સિદ્ધાન્ત અને નિયમ બની શકે નહિ. તેઓએ, સ્હામા (પ્રોટેસ્ટન્ટ) પક્ષવાળાઓમાં માંહોમાંહ્ય કેવા મતભેદ છે, અને એમાંના કેટલાક બાઇબલનો સ્વચ્છન્દી અર્થ કરીને વિચાર અને આચારની કેવી ભયંકર વિલક્ષણતાઓનું સમર્થન કરે છે એ બતાવી આપ્યું. આ આક્ષેપના જવાબમાં પ્રોટેસ્ટન્ટ પન્થના આગ્રણીઓને નવા સિદ્ધાન્તને ચોકસ સ્થાપવાની જરૂર પડી. એમણે પોતાના સર્વમાન્ય સિદ્ધાન્ત તરીકે એક મુખ્ય સિદ્ધાન્ત એ સ્વીકાર્યો કે મનુષ્ય જન્મથી તદ્દન પાપી છે. આ વખત સુધી પ્રોટેસ્ટન્ટોની સંખ્યા ન્હાની હતી. અને તેમાં પણ સાચા હૃદયના મૂળ બાઇબલને વળગી ચાલનારા રાજ્યશાસ્ત્રના વિદ્વાનો એથી પણ થોડા હતા. જેઓની સંખ્યા ન્હાની હોય તેઓ સ્હામા પક્ષ પાસે પરમતસહિષ્ણુતા માગે એ સ્વાભાવિક છે, અને તેથી તેઓ હમેશાં આ સદ્ગુણ ઉપર ભાર મૂકતા. અને દરેકને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વિચાર અને આચાર કરવાની છૂટ છે એ મત બહુ આગ્રહથી પ્રતિપાદન કરતા. આ સિદ્ધાન્તની એમના પોતાના વર્તન ઉપર પણ અસર થતી, પણ જ્યાં તેઓના હાથમાં સત્તા હતી, ત્યાં ત્યાં સ્હામા પક્ષને (રોમન કૅથોલિક સંપ્રદાયને) ચગદી નાંખવા ચૂકતા નહિ. અને પ્રોટેસ્ટન્ટ પન્થ એક વખત સ્થપાઈ ગયો એટલે પ્રત્યેક જણને વિચારની સ્વતન્ત્રતાનો હક છે એ પોતાનો જ સિદ્ધાન્ત હવે તેઓએ નિષેધ્યો. આ પરમત–અસહિષ્ણુતા તદ્દન ખોટી અને વિનાકારણ હતી એમ સમજવાનું નથી. ધર્મસુધારાની હિલચાલને પરિણામે વિવિધ નવા મતો જાગ્યા, અને એ સર્વ ઉપર કોઈ પણ તરેહનું વ્યાવહારિક નિયન્ત્રણ રાખ્યું ન હોત તો તેઓમાં અવ્યવસ્થાનો પાર રહેત નહિ.

આ ધર્મસુધારો જે 'રેફર્મેશન' ને નામે પ્રસિદ્ધ છે એમાં બેશક ઘણા દોષો હતા. પણ એ સર્વ દોષો ગણનરીમાં લીધા છતાં પણ એટલું કબૂલ કર્યા વિના ચાલશે નહિ કે જનસુધારણાના ઇતિહાસમાં આ ખરેખર એક આગળ પગલું હતું. એક તો, રૉમનકૅથોલિક સંપ્રદાયની નીતિ સ્હામે પોકાર ઉઠાવી આખા ક્રિશ્ચન પંથની નીતિમાં એણે સુધારો કર્યો. બીજું, આજ સુધી જે સત્તા બધી પોપમાં જ એકત્રિત થઈ રહી હતી એમાં વિભાગ પાડ્યો, અને ધાર્મિક જીવનપ્રવાહનાં એક કરતાં વધારે સ્થાન ઉત્પન્ન કર્યાં. ત્રીજું, જો કે

વિચારસ્વાતન્ત્ર્યનો નવો મત કેટલીક વખત વિચિત્ર સ્વરૂપ ધારણ કરતો હતો, તથાપિ એ એક રીતે બહુ ઉપયોગી થઈ પડયો: દરેક માણસને સ્વતન્ત્ર વિચાર કરવાની ટેવ પડી, અમુક ધર્મમંડળમાં આપણે દાખલ હોઇએ એટલે એની મેળે આપણું ધાર્મિક કલ્યાણ થઈ જ જાય એવી ભ્રાન્તિ હવે દૂર થઈ, અને દરેકને પોતપોતાની જવાબદારીનું ભાન થવા માંડયું.

ક્રિશ્ચન પંથનો આ ઇતિહાસ અત્રે, એક માત્ર ઇતિહાસ—પ્રાચીન બનાવ—તરીકે જ યા પરધર્મ ઉપર કોઈ ખાસ શોખથી, આપ્યો નથી. એ ઇતિહાસ બહુ બોધદાયક છે, અને આપણા વર્તમાન ધાર્મિક સુધારાના માર્ગ ઉપર કેટલુંક ઉપયોગી અજવાળું નાંખે છે. વાચકને એક વાત સહજ સમજાઇ હશે, ન સમજાઇ હોય તો સમજાવી જોઇએ, કે મનુષ્યજાતિનો અભ્યુદય પ્રાકૃતજનના અભ્યુદય શિવાય અશક્ય છે. જનતા એ એક જીવન્ત સંઘાત—દેહ છે, અને એનું કોઈ પણ અવયવ વગર કેળવાએલું રાખવામાં આવે તો એ ઉપેક્ષાની અસર આખા શરીરમાં વ્યાપી જાય છે. ગ્રીસ અને રોમ બહુ બુદ્ધિમન્ત અને પરાક્રમી રાજ્યો હતાં, પણ પ્રાકૃતજનને શી રીતે સુધારવા એનો માર્ગ તેઓને જડેલો ન હોવાથી તેઓ એક મહત્ત્વના અંશમાં નિર્બળ રહ્યાં, અને આખરે જનસુધારણાના નવા તત્ત્વ માટે—ક્રિશ્ચિયૅનિટિ માટે—માર્ગ કરવો પડયો. ક્રિશ્ચિનિટિએ બન્ધુભાવના સાદા ઉપદેશથી આખા જનમંડળને એક સૂત્રમાં પરોવ્યું. વરાહાવતાર ભગવાન જેમ પોતાનું શરીર વિસ્તારતા ગયા અને છેવટે જળમાં ડૂબેલી પૃથ્વીને બહાર ઉદ્ધારી કાઢી, તેમ ક્રિશ્ચન પંથ પહેલાં એક ન્હાના મંડળાકારમાંથી વધતાં વધતાં સર્વત્ર યુરોપમાં પ્રસરી ગયો અને ઉપેક્ષામાં ડુબેલા જનોનો ઉદ્ધાર કરી આખા જનસમાજમાં વ્યવસ્થા આણી. ક્રિશ્ચન પંથની ફતેહનાં ઘણાં બહિરંગ-બહારનાં કારણો હતાં, પણ એક મહત્ત્વનું અન્તરંગ-અન્દરનું કારણ એ પન્થનો સાદો બન્ધુભાવનો ઉપદેશ એ જ હતું. પણ નવો જનસમાજ જ્યાં કાંઇક વ્યવસ્થિત થયો કે તુરત એમાં રાજા અને પ્રજાનો ભેદ શરૂ થયો: સર્વ સત્તા પોપ અને રાજામાં એકત્રિત થઇ, અને એમના આશ્રય નીચે ધર્મગુરુઓ પણ સામાન્ય પ્રજાના હિતની અવગણના કરી પોતાના સ્વાર્થ તરફ જ લક્ષ આપવા લાગ્યા. બન્ધુભાવનો ઉપદેશ માત્ર શબ્દમાં રહ્યો. રોમન લોકની નિયન્ત્રણા અને અધિકાર માટે માનની ભાવના નવા આકારમાં અમલમાં આવી. પોપનું વાક્ય પ્રમાણ, આખા જનસમાજે વગર વિચારે એની આજ્ઞા પાળવી, અને પોપ અને એના હાથ નીચેના ધર્માધિકારીઓને દ્રવ્યાદિથી સંતોષવા એટલે મનુષ્યનું સર્વ ધાર્મિક કલ્યાણ સિદ્ધ થઈ ગયું એવી વિપરીત સમજણ પ્રચાર પામી. અને આ સમજણ સ્હામે નવા ધર્મસુધારકો—પ્રૉટેસ્ટન્ટો—એ પોકાર ઉઠાવ્યો. તેઓએ વિચાર અને કર્તવ્યના સ્વાતન્ત્ર્યની ભાવના ઉપજાવીને પોપની સત્તાને તોડી. પરન્તુ પોતામાં વ્યવસ્થા કરવાનો પ્રસંગ આવ્યો એટલે તુરત પોતે પણ વિચારસ્વાતન્ત્ર્યને બેડીઓ પહેરાવી.

રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટન્ટ પન્થોનો આ ઇતિહાસ આપણા દેશની છેલ્લી બે ત્રણ પચ્ચીશીની ધાર્મિક હિલચાલનું સ્મરણ કરાવે છે. રોમન કૅથૉલિક ધર્મગુરુઓથી અને એમના ચાલતા ધર્મથી અનેક રીતે કંટાળી જેમ લ્યૂથરે નવો પ્રૉટેસ્ટન્ટ સુધારો ચલાવ્યો, તેમ જ આપણે ત્યાં પણ બ્રાહ્મણોથી અને એમના ચાલતા ધર્મથી કંટાળી રાજારામ મોહનરાયે

'બ્રાહ્મધર્મ' ઉભો કર્યો. યૂરોપના ધર્મસુધારકોએ રોમન કૅથૉલિક ગ્રન્થોને અપ્રમાણ માની બાઇબલમાં જ ખરા ધર્મનું જ્ઞાન શોધ્યું, તેમ આપણે ત્યાંના સુધારકોએ પણ પુરાણોને છોડી વેદ ( ઉપનિષદ્ ) નો ધર્મ પાળવાનો ઉપદેશ કર્યો. પ્રોટેસ્ટન્ટ પંથમાં જેમ અનેક મતમતાન્તરોની અવ્યવસ્થા જાગી, તેમ અત્રે પણ આદિ બ્રહ્મસમાજ, સાધારણ બ્રહ્મસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ વગેરે અનેક મંડળો ઉત્પન્ન થયાં. અને જેમ યૂરોપમાં જતે દહાડે પ્રોટેસ્ટન્ટ પન્થે ધર્મહીનતા અને સંશયવાદને દ્વાર ઉઘાડી આપ્યાં, તેમ આપણા દેશમાં નવા સુધારાએ પ્રાચીન ધર્મ ઉપર અશ્રદ્ધાથી શરુઆત કરી ધર્મ માત્ર ઉપર અશ્રદ્ધા અને બેદરકારી ઉત્પન્ન કર્યા. વળી જેમ યૂરોપનો ધર્મસુધારો સાહિત્યની જોડે જોડાઇ આવ્યો હતો તેમ આપણો ધર્મસુધારો પણ કેળવણીના વિસ્તાર સાથે નિકટ સંબન્ધ ધરાવે છે. એટલુંજ નહિ પણ, ઐહિક સુખની ઇચ્છા એ જેમ યૂરોપના અર્વાચીન યુગનું ખાસ લક્ષણ છે તેમ આપણો આ નવો યુગ પણ એ જ ઇચ્છાથી પ્રેરાએલો છે.

યૂરોપમાં જેમ પ્રોટેસ્ટન્ટ પન્થે દરેક જણને વિચારનું સ્વાતન્ત્ર્ય આપ્યું અને સ્વાતન્ત્ર્ય સાથે જવાબદારી ઉભી કરી, તેમ આપણા નવીન ધર્મસુધારાએ પણ દરેક જણ માટે પોતપોતાનો ધર્મ શોધી લેવાની છૂટ અને ફરજ ઉભય ઉત્પન્ન કર્યાં.

યૂરોપના મધ્યયુગના રોમન કૅથૉલિક પંડિતો અને સન્તોએ જગતને ઘણો અસાધારણ ઉપકાર કર્યો છે. અને એવા વિદ્યાવ્યાસંગ અને ઊંડી ધાર્મિકતાના નમૂના પ્રોટેસ્ટન્ટ પન્થમાં પણ મળવા અશક્ય છે. *આ વાત જેમ પ્રોટેસ્ટન્ટો તદ્દન ભૂલી ગયા, તેમ આપણે ત્યાં પણ બ્રાહ્મણોએ એમની વિદ્યાથી અને ધાર્મિકતાથી જનસમાજને કરેલી સેવા નવા સુધારકો જોઇ ન શકયા. પુરાણ અને સ્મૃતિઓને તેઓએ સ્વાર્થપરાયણના અને મૂર્ખ-બાલિશતાનાં પોથાં ગણ્યાં. નવા તેજથી અંજાએલી એમની દૃષ્ટિ સારા ખોટા વચ્ચે શાન્ત વિવેક કરવા અશક્તિમાન થઇ. વળી જેમ પ્રોટેસ્ટન્ટોની દૃષ્ટિ આ દુનીઆ તરફ—ઐહિકતા તરફ—વિશેષ વળેલી હતી, તેમ આપણા ધાર્મિક સુધારકો પણ ત્યાગ—સંન્યાસ—નિવૃત્તિમાર્ગ એ ભાવનાથી તદ્દન વિમુખ હતા.

આપણો ધર્મસુધારો યૂરોપના ધર્મસુધારા કરતાં બે ત્રણ વાતમાં જૂદો પડે છે. એક તો એ કે યૂરોપનો સુધારો ઘણે ભાગે લ્યૂથરથી જન્મ પામ્યો છે એટલું જ નહિ પણ એના વિસ્તાર માટે યૂરોપ એનું અને એના અનુયાયીઓનું સવિશેષ આભારી છે. રાજા રામમોહનરાય આપણા અર્વાચીન ધર્મસુધારાના આદ્ય પ્રવર્તક છે ખરા, પણ એમણે અને એમનાં અનુયાયી મંડળોએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હોત તોપણ આજની નવી કેળવણીને પરિણામે ધર્મસુધારો થયા વિના રહેત નહિ. લ્યૂથરે બાઇબલને પ્રમાણ માન્યું; આપણા નવા સુધારકો વેદરૂપી ડાળને પકડી રહ્યા નહિ અને નવો પવન જ્યાં ખેંચી ગયો ત્યાં અવશ રીતે ખેંચાતા ગયા. આપણા નવા ધર્મસુધારાનું સામ્ય પ્રોટેસ્ટન્ટ પન્થ કરતાં પણ અમને રોમન "Law of Nations." 'પ્રજાઓના કાયદા'* સાથે વિશેષ લાગે છે. રોમન લોકો જેમ નવી પ્રજાઓ સાથે સંબન્ધમાં આવતા ગયા અને એમના રીત રીવાજો જોઈ પોતાના કાયદામાં

---

* જુઓ કાર્તિકનો અંક.

ફેરફાર કરતા ગયા, તેમ આપણા નવા ધર્મસુધારકો બાઇબલ વગેરે પરધર્મનાં પુસ્તકો જોઇ હિન્દુ ધર્મના વિચાર ફેરવતા ગયા. પણ રોમનો પોતે રાજ્યકર્તા હતા, અને બીજી પ્રજાઓ જેમના રીવાજો એમણે અવલોક્યા એ જીતાએલી પ્રજા હતી, એટલે રાજ્યકર્તા પ્રજાને જે પોતાની જાતનું અભિમાન રહે તે રહ્યું, અને તેથી એમના પોતાના જૂના કાયદાનો તિરસ્કાર કર્યા વગર એમાં ફેરફાર કર્યો. એથી ઉલટું, આપણા સુધારકો જીતાએલી પ્રજાના હોઇ, એમણે જે નવા ધર્મો અવલોક્યા એ રાજ્યકર્તા પ્રજાના હતા, અને તેથી તેઓ સ્વાભિમાન ભૂલી રાજકર્તા પ્રજાના ધર્મ ઉપર મોહી પડયા, અને સ્વધર્મનો તિરસ્કાર કર્યો. આ જ કારણથી બીજું એ પરિણામ નીપજ્યું છે કે લ્યૂથરે જેમ યૂરોપને હલાવ્યું તેમ આપણા દેશને આ સુધારકો હલાવી શકયા નહિ: એમનો પ્રયત્ન હમેશાં દૂબળો અને ઝાંખો જ રહ્યો છે ત્રીજું, યૂરોપના ઇતિહાસમાં લ્યૂથરનો પ્રયત્ન અપૂર્વ છે. આપણે ત્યાં ધર્મસુધારો યુગે યુગે થાય છે. 'જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે હું ઉત્પન્ન થાઉં છું' એ વચન પાળી પ્રભુ અત્રે સન્તોરૂપે વખતોવખત જન્મ લે છે. અને આપણા પ્રાચીન અને મધ્યકાળના સન્તોમાં ઇશ્વરની ખાસ પ્રેરણા નજરે પડે છે–તે એવી રીતે કે પ્રાચીન ધર્મના સદંશને ખંડિત કર્યા વગર એના અસદંશ સ્હામે જ તેઓ પોકાર ઉઠાવે છે. કબીર તુકારામ વગેરેએ ભારતવર્ષનો પ્રાચીન ધર્મ ઉદ્ધારવા પ્રયત્ન કર્યો હતો, અને એમના ઉપદેશે આખા દેશમાં ઐશ્વરી ચૈતન્ય જાગ્રત્ કર્યું હતું, જેની અસર અદ્યાપિ સુધી સર્વથા લુપ્ત થઇ નથી. પણ આપણા આધુનિક ધર્મસુધારકોએ આરંભમાં પ્રાચીનકાળ તરફ દૃષ્ટિ રાખી, પણ લોકમાં એમનો ઉપદેશ પ્રસરે તે પહેલાં તો જણુ જણની બુદ્ધિને પ્રમાણ માનવાનું જે પરિણામ આવવું જોઇએ તે આવ્યું—અને તે એ કે ધર્મ-સંસ્થા—વ્યવસ્થા અશક્ય થઈ પડી; અને વ્યવસ્થાના મહાનિયમોનો અનાદર થતાં ધાર્મિક વૃત્તિ વિશીર્ણ થઈ ગઈ. આર્યસમાજીઓ વેદને પ્રમાણ માની અવ્યવસ્થાથી મુક્ત રહ્યા, પણ એમના આદ્ય ગુરુ દયાનન્દસરસ્વતીમાં પ્રથમથી જ ધાર્મિક રસ-માધુર્ય, કોમળતા, આર્દ્રતા—એનો અભાવ હતો અને તેથી જો કે એમનામાં ધર્મનો આગ્રહ અને ધર્મખાતર લઢવાનું બળ વિશેષ જોવામાં આવે છે, અને એ ગુણથી ઘણા ક્રિશ્ચયન પાદરીઓ સ્હામે એમણે ટક્કર લીધી છે, તથાપિ ખરૂં મનુષ્યહૃદયને પીગળાવે એવું ધર્મતત્ત્વ એમને અપરિચિત હોવાને લીધે એમનો પન્થ હજી ફાવી શકયો નથી. સ્વામીનારાયણનો પંથ પણ અર્વાચીન ધર્મસુધારાઓમાં આવે છે, પણ એની સુધારાની રીત જૂદી છે—જેનું વિવેચન કરવા જતાં બહુ વિષયાન્તર થઈ જવાનો ભય છે. માટે આટલેથી જ યૂરોપના અને આપણા ધર્મસુધારાનો વિષય સમાપ્ત કરીશું.

[ વસન્ત—ઑફિસ. ]

---

# બલિ આખ્યાન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૧૯ થી. )

કોઈ પણ દેશ જીતવા માટે ક્યાં તો રાજાને વશ કરવો જોઇએ કે ક્યાં તો મંત્રીને વશ કરવો જોઇએ. રાજા અને મંત્રિનો પરસ્પર સંબંધ એવો હોય છે કે એકની સ્થિતિને બીજો અનુકૂલ થઈ રહે છે. અહિ રાજા અને મંત્રિનો જે સંબંધ બતાવ્યો છે તે પરથી સમજાય છે કે મંત્રિ રાજાને વશ છે. તેના જ નિર્દેશેલાં કાર્ય માત્ર કરે છે. તેનામાં ભોગશક્તિ પણ નથી તેમ જ્ઞાનશક્તિ પણ નથી, માત્ર ક્રિયાશક્તિ છે. અર્થાત્ મન કેવલ જડ છે અને અન્યની પ્રેરણાથી કાર્ય માત્રમાં પ્રવર્તે છે. જડ છતાં દીર્ઘ અભ્યાસથી તેની પ્રકૃતિ જ એવી થએલી છે કે તે આત્માને જ વશ રહે છે, અન્ય કોઇને વશ થતું નથી. માટે જ કહ્યું છે કે, "દેવ અસુરના ગણ જેટલા છે તેથી લક્ષ ગણા હોય તો પણ તે જીતી શકાય એમ નથી." સમષ્ટિને વિષે જે જે કાર્ય દેવ અને અસુરો કરે છે, તે જ કાર્ય વ્યષ્ટિને વિશે શુભ અશુભ વૃત્તિઓ કરે છે. સદ્‌ગુણ દુર્ગુણ પણ એ જ દ્વંદ્વ કોટિમાંનાં છે, અને એના જ જેવાં દ્વંદ્વો અહિં જણાય છે તે સર્વનો આ સુરાસુર-શ્રેણીમાં અંતર્ભાવ છે. એ દેવ અને અસુરો અર્થાત શુભાશુભ વૃત્તિઓ—વાસનાઓ ગમે એટલી બલવાન હો, છતાં એ એ વડે મોક્ષની પ્રાપ્તિ થતી નથી. એ વૃત્તિઓ સંપ સંપીને રહે તો ક્ષીરસમુદ્રરૂપી જગતમાંથી ઐહિક અભ્યુદય રૂપ અમૃત ભલે પ્રાપ્ત થઈ શકે, છતાં મોક્ષની પ્રાપ્તિ તો એથી નથી જ. ત્યારે તે શાથી છે? મનરૂપી મંત્રીના પ્રભુ એવા આત્માથી જ મનોજય સિદ્ધ થઇ અંતે મોક્ષ સિદ્ધ થાય છે.

આત્મલાભ-સ્વરૂપાનુસંધાન-થવાં માટે ચિત્તજય આવશ્યક છે. એ જયનો જે ક્રમ અહિ આપ્યો છે તે લક્ષમાં રાખવા યોગ્ય છે. મનુષ્યો એક બીજાથી બહુ વિચિત્ર પ્રકૃતિનાં હોય છે માટે સર્વને માટે એક નિયમ હોય તો તેથી લાભ કરતાં હાનિ વિશેષ છે, માટે સર્વને અનુકૂલ હોય એવા નિયમોની જરૂર છે. પણ વ્યક્તિ વ્યક્તિના એ નિયમો જુદા જુદા આપી શકાય નહિ માટે મનુષ્યના મુખ્ય ત્રણ પ્રકાર માન્યા છેઃ અશિક્ષિત, શિક્ષિત, અને સુશિક્ષિત. એ ત્રણ વર્ગની સ્થિતિને અનુસાર ત્રણ નિયમવડે તેમના વ્યવહારકાલને યોજ્યો છે. એ આપણે ઉપર જોયું છે. તે ઉપરથી જણાશે કે એ ક્રમમાં ભોગની ઉત્તરોત્તર નિવૃત્તિપર લક્ષ રાખ્યું છે, એટલું જ નહિ પણ ભોગને જ્યાં આખા વ્યવહાર કાલનો અર્ધ ભાગ આપ્યો છે ત્યાં પણ, તેને નિયમમાં રાખવા માટે, અધ્યાત્મ શાસ્ત્રનો વિચાર અને ગુરુ શુશ્રૂષારૂપ અંકુશ રાખી એમ સૂચવ્યું છે કે માત્ર ભોગમાં જ નિરંકુશ પ્રવૃત્તિ સર્વથા અનિષ્ટ છે.

અધ્યાત્મશાસ્ત્રનો વિચાર એ ભોગલાલસાનો નિયામક છે ખરો પણ ગુરુ શુશ્રૂષારૂપ અંકુશની આવશ્યકતા છે, કારણ કે તેને અભાવે એ વિચાર મનુષ્યને ઉન્માર્ગે ઉતારી પાડે એવો ભય રહે છે. માનવબુદ્ધિની પણ મર્યાદા છે, અને જ્યાં એ મર્યાદા આવી રહે ત્યાં કોઇ ગુરુની અપેક્ષા રહે છે, માટે તે માટે પણ એ ક્રમમાં કાંઇક સમય રાખ્યો છે.

એ ક્રમમાં ત્રણ મુખ્ય કર્તવ્ય દેખાય છે. ભોગનિવૃત્તિરૂપ તૃષ્ણાનો સંન્યાસ, વિચાર,

અને એ બ્રેતે કેટલેક અંશે પરિણામરૂપ આત્માવલોકન. ભોગ ભોગવતાં તેની સાથે જ ભોગ્ય વસ્તુનાં સ્વરૂપ, તેમનાં સ્થાન, વિગેરેનો વિચાર, અધ્યાત્મ વિચારને પરિણામે, આવે છે. એટલે ધીમે ધીમે એ ભોગલાલસા શમે છે. અર્થાત્ વિચારથી ભોગગર્હા ઉદ્ભવે છે. વળી ભોગલાલસા ઓછી થતાં જે ભોગ્ય વસ્તુ ચિત્તને પૂર્વે અસ્થિર બનાવી દેતી હતી તે વસ્તુ પ્રતિ ચિત્ત આકર્ષાતું નથી, એટલે તે સ્વસ્થ રહિ શકે છે, અને ચિત્ત જેમ સ્વસ્થ તેમ તેવાં ચિત્તવાળાંને આત્માવલોકનનો અવકાશ વિશેષ આત્માભિમુખ થવાથી ભોગલાલસા પણ શિથિલ થતી જાય છે. આ પ્રમાણે તૃષ્ણાનો સંત્યાગ, વિચાર, અને આત્માવલોકન પરસ્પર ઉપકારક છે, અને એ સર્વેનું મ્હોટું પરિણામ કૃતાત્મતા છે.

આત્મલાભ થતાં જે પરમ વિશ્રાંતિ પ્રાપ્ત થાય છે તે તો માત્ર અનુભવ ગમ્ય જ હોવાથી તેનું વર્ણન કરી શકાય એમ નથી પણ જેમણે એક પલ માત્ર પણ શાંતિ અનુભવી હોય તેમને તો તેનો કાંઇક વિચાર આવી શકશે.*]

આ પ્રમાણે પ્રબોધ પામીને બલિરાજાએ સ્વરૂપનું ચિંતન આરંભ્યું. 'હું કોણ', 'આ કોણ' એ પ્રશ્નો વિચારવા માંડ્યા. વિચાર કરતાં પોતાના ગુરુનું સ્મરણ થયું અને ધાર્યું કે, અમારા અજ્ઞાનની શાંતિને અર્થે ગુરુશ્રી શુક્રાચાર્યને શરણે જવું એ જ ઠીક છે. એમ ધારી બેઉ આંખ બંધ કરી શ્રી શુક્રાચાર્ય પ્રભુનું ધ્યાન કર્યું. ધ્યાન કરતાં જ શ્રી શુક્રાચાર્ય ત્યાં પધાર્યા. પુષ્પાદિ પૂજનસામગ્રી વડે ગુરુશ્રીનું અર્ચન કરી તેમની પ્રાર્થના કીધી કે "હે! ગુરો! 'હું કોણ' આપ શ્રી કોણ', 'આ શું' 'તે શું', એ સર્વ વિષે કાંઇક બોધ આપી કૃતાર્થ કરો."

પ્રશ્ન સાંભળી લઈ ગુરૂશ્રીએ કહ્યું:—'હું દેવલોક॰ જતાં માર્ગમાંથી અહિ આવ્યો છું. વિસ્તારથી શું વિશેષ છે. માટે સિદ્ધાન્તસંગ્રહ જ હું તને કહું છું તે સાંભળ. આ, તે, હું, તું, જે જે કાંઇ છે તે સર્વ, ચિત્ માત્ર છે. ચિત્ અને ચૈત્યની ભેદબુદ્ધિ એ બંધ છે અને ચિત્ત ચૈત્યભાવથી રહિત થતાં ચિત્ થાય છે એ જ મોક્ષ છે. સર્વ શાસ્ત્રના સારોદ્ધારરૂપ આ સિદ્ધાન્ત છે, તેનો નિશ્ચય કરીને, બુદ્ધિ વડે આત્મવિચાર કરતાં આત્મ સાક્ષાત્કાર થશે. હું તો હવે જાઉં છું. કારણ કે કોઇ સુર કાર્યનું નિયોજન કરવા સપ્તર્ષિઓ એકઠા થયા છે ત્યાં મારે જવું છે.

આમ કહી ભગવાન શુક્ર આકાશ માર્ગે ચાલ્યા, અને બલિરાજા આત્મચિંતન કરવા ધ્યાનનિષ્ઠ થયા. પ્રણવનું ધ્યાન કરતાં કરતાં ગુરુપ્રસાદથી સમાધિ પ્રાપ્ત થઇ અને આત્મ સાક્ષાત્કાર સિદ્ધ થયો. ઘણો કાલ આ સ્થિતિમાં રહ્યા પછી, ઉત્થાન પામીને, પ્રાપ્ત કર્તવ્યમાં યોજાયા. કર્તવ્ય સમાપ્તિ થતાં સુધી અહંમમત્વાદિ વાસનાના ત્યાગમય ચિત્તથી સર્વ પ્રકારના કાર્ય યથાશક્તિ કર્યાં. ગમે તેવા પ્રસંગો અને લોકવૃત્તિને પ્રાપ્ત થયા છતાં, સર્વને હૃદયપુંડરીકમાં નિષ્ઠ કરી, નિરોધી, પરમ પદને પામ્યા.

[ ** શુક્રાચાર્ય દૈત્યગુરુ હતા. પૃથ્વીપર તે કાલમાં જે મનુષ્ય જાતિ હતી તે આજનીના જ જેવી નહતી. તે કાલના મનુષ્યો જ દૈત્ય દાનવાદિ નામે ઓળખાય છે. એ દૈત્ય

દાનવો જ્યારે આ પૃથ્વી પર હતા ત્યારે તેમની સ્થિતિ એવી હતી કે તેમનામાંથી કોઇ ગુરુ પદને યોગ્ય થયું નહતું. તેથી અન્ય ગ્રહો કે જેમાં તે તે ગ્રહોનાં સ્થિત્યાદિને અનુકૂલ જીવો રહે છે તેમાંથી કોઇ આગળ વધેલી જીવકોટિમાંના ઉન્નત જીવો આવી પોતાનાં કરતાં ઉન્નતિ ક્રમમાં પાછળ હોય એવી જીવકોટિના જીવોને સહાય કરતા. દૈત્યગુરુ શુક્રાચાર્યની સ્થિતિ શુક્રમાં હતી. એ વાત એમનાં નામથી જ સૂચવાય છે. શુક્રાચાર્યે પૃથ્વીપરની મનુષ્ય-જાતિનું ગુરુપદ સ્વીકાર્યું એ એક બીજી વાત પણ સૂચવે છે. તે એ છે કે આપણા સૂર્ય મંડલનાં બધા ગ્રહોને પરસ્પર આકર્ષણ રૂપ જે સંબંધ ખગોલવેત્તાઓ સ્વીકારે છે, અને તે ઉપરાંત જ્યોતિષ્ શાસ્ત્રદ્વારા તેમનો જે ઘાડો સંબંધ મનાય છે તેના કરતાં પણ વિશેષ નિકટ સંબંધ સર્વ ગ્રહોને છે. તે એકે એક ગ્રહના જીવોને અન્ય ગ્રહમાંથી ગુરુ પ્રાપ્ત થઇ શકે છે. જુદા જુદા ગ્રહોમાંના જીવોમાં પરસ્પર વ્યવહાર હો કે ન હો, પણ પ્રત્યેક ગ્રહના જીવોના અગ્રણ્યોને તો પરસ્પર વ્યવહાર હોવો જ જોઇએ, એમ તેમનું સ્વરૂપ તથા તેમની આધ્યાત્મિક શક્તિઓ શું છે તે વિચારતાં સહજ સમજાશે.

ધ્યાન કરતાં શુક્રાચાર્યનાં દર્શન થયાં એ વાત એવી છે કે તે માનનાર તેને માને છે, કારણ કે એવી ઘણી વાતો તેણે પુરાણોમાં વાંચી હોય છે; અને એ વાત નહિ માનનાર એને માત્ર હસી જ કાઢે છે. એમાંથી એકેને-શ્રદ્ધાલુ કે અશ્રદ્ધાલુને, એનું તાત્પર્ય શું હશે તે જાણવાની ઇચ્છા જ થતી નથી. પણ જીજ્ઞાસુ એવી વાતોનાં કારણ શોધે છે. એવા જીજ્ઞાસુઓને એ વાત સમજવા એટલી જ સૂચના કરવી બસ છે કે, આપણા સૂર્યમંડલમાં જે કોઇ છે તેને પરસ્પર બહુ ઘાડો સંબંધ છે. કારણ કે તે સર્વ સૃષ્ટિના એક જ પ્રકારના પ્રદેશોમાં સ્થિત છે. એ પ્રદેશોનાં દ્રવ્યવડે તે તે પ્રદેશ તથા જુદા જુદા પ્રદેશની વસ્તુઓ એક બીજાને અસર કરે છે. મનુષ્યનું સંકલ્પબલ એવું નિઃસીમ છે કે તેવડે પ્રત્યેક મનુષ્ય પોતાના અધિકારાનુસાર તે આ સૃષ્ટિના સૂક્ષ્મ પ્રદેશોમાં ન્યૂનાધિક અંશે વ્યવહાર કરી શકે છે. જેઓએ શુક્રાચાર્યની પેઠે ઉત્તમ અધિકાર પ્રાપ્ત કરી આપણા સૂર્યમંડલની કારકકોટિમાં સ્થાન મેળવ્યુ હોય છે તેઓને સંબંધે તો, આ સૂર્યમંડલ એક પ્રકારનું મંદિર છે, અને તેના જુદા જુદા ગ્રહો એ મંદિરના ઓરડાઓ છે. જેમ આપણે આપણા ઘરના એક ઓરડામાંથી બીજામાં સહજ જઇએ છીએ અને આવીએ છીએ, તેમ તેઓ પણ પ્રત્યેક ગ્રહમાં બહુ સહેલથી આવજા વિગેરે વ્યવહાર કરી શકે છે.

શુક્રાચાર્ય સૂર્યમંડલની કારક કોટિમાંના એક છે, એમ એઓ પોતે જ સૂચવે છે. કારણ કે એમણે જ કહ્યું છે કે, કોઇ સુર કાર્યને માટે સપ્તર્ષિઓની સભા મળી છે ત્યાં તેમને જવું હતું.

શુક્રાચાર્યનાં જે દર્શન બલિને થયાં તે બતાવે છે કે અમુક અધિકારી જીવો સૃષ્ટિના કોઈ પણ પ્રદેશમાં જઈ શકે છે, એટલું જ નહિ પણ તેઓ જુદા જુદા પ્રકારની જે જે સૂક્ષ્મ ઉપાધિદ્વારા સૃષ્ટિ કાર્ય કરે છે તે દેહમાં પ્રકૃત્યાપૂરણદ્વારા સ્થૂલ દેહ પણ ધારણ કરી શકે છે. ધ્યાનનિષ્ઠ દશામાં તેમનાં દર્શન એક પ્રકારના સૂક્ષ્મ દેહમાં પણ થઈ શકે છે. બલિને સ્થૂલ દેહે કે સૂક્ષ્મ દેહે દર્શન થયું હશે તે જાણવાનું કાંઈ સાધન નથી, તેથી બલિને કયા દેહનાં દર્શન થયાં તેનો નિશ્ચય થઈ શકે એમ નથી.

બલિ. રાજાના પ્રશ્નના ઉત્તરમાં માત્ર સિદ્ધાન્તસંગ્રહનો જ બોધ કરીને શુક્રાચાર્ય વિરામે છે. વળી એ બોધ પણ બલિરાજાને કાંઈ નવો નહતો. છતાં તેનો સાક્ષાત્ અનુભવ બાકી હતો. તે થવાને વિલંબ માત્ર એટલો જ હતો કે, કોઈ સદ્‌ગુરુનો સંસર્ગ થઈ તેના સાક્ષાત્કારનો માર્ગ સુગમ થાય. એ સામગ્રી એ ગુરૂશ્રીના સંબંધથી મળી. એટલા બલિ જેવા અધિકારીને એ કરતાં વિશેષ બોધની અપેક્ષા નહતી. જેની અપેક્ષા હતી તે સત્સંગ હતો અને તે થતાં જ તેનો તે બોધ તેને ઉપકારક થયો.

સત્સંગ એક પારસમણિ છે. એ વિચાર બહુ ગૂઢ છે. ઇશ્વરપ્રસાદ, ગુરુપ્રસાદ, આદિ શબ્દો આપણે બોલિએ છીએ ખરા પણ તેનો અર્થ આપણે ઘણીવાર સમજતા હોતા નથી. સત્પુરુષોના સર્વ દેહો સાધનદ્વારા શુદ્ધ થએલા હોય છે, અને તેથી તેઓ ભવ્ય ભાવ, ભવ્ય વિચાર આદિને યોગ્ય થયેલા હોય છે. જીજ્ઞાસુઓના દેહ એટલા શુદ્ધ ન હોવાથી તેમનાથી એવા ભવ્ય ભાવ કે વિચાર ઉપજાવી શકાતા નથી. કારણ કે તેમ થવા માટે જે અમુક સ્પન્દ તેમના દેહોમાં થવા જોઇએ તે તેવી શુદ્ધિને અભાવે તેમાં થઈ શકતા નથી, તેમ જ શુદ્ધિ થયા પછી પણ તે શુદ્ધિના પ્રમાણ માટે કોઈ બાહ્ય વ્યક્તિ તેમ થયાની ખાતરી આપે નહીં ત્યાં સુધી તેની શ્રદ્ધા દૃઢ થતી નથી અને તેથી યોગ્ય સ્ફુરણ થતું નથી. આવી ખાતરી કરી આપવી એ સદ્‌ગુરુનું કામ છે. તે પ્રમાણે જે બોધ આવશ્યક હતો તે પર દૃઢ સંકલ્પથી નિશ્ચય કરી ધ્યાન કરવાની આજ્ઞા આપી એને એના અધિકારનું પ્રમાણ આપ્યું. એ બોધ આપતાં જે ચેતનસ્પન્દ ઉપદેશકના ચિત્તદેહમાં થએલા તેની પ્રતિક્રિયા બલિના ચિત્તદેહમાં થવાથી તેમાં તેવી ક્રિયા થવા માટે જે અભિવ્યંજકની અપેક્ષા હતી તે પૂરી પડી. તેને પરિણામે બલિને નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થઈ.

આ પ્રમાણે ગુરુનું કાર્ય શિષ્યના અધિકારની પરીક્ષાદ્વારા તેની શ્રદ્ધાનું સ્થાપન, અને યોગ્ય અભિવ્યંજકનું દાન, એ બે છે, એ વિચારવંતને સમજાયા વિના રહેશે નહિ.

સમાધિમાંથી ઉત્થાન પામી વ્યવહાર, વ્યવહારમાં યોજાઇ, આત્મનિષ્ઠ રહી, બલિરાજાએ સર્વ પ્રાપ્ત કર્તવ્યો કર્યાં, એ વિષે વિવેચનની અગત્ય નથી; કારણ કે ભગવદ્‌ગીતા, તથા પુરાણોમાં જનકાદિના આવાં દૃષ્ટાન્તો પ્રસિદ્ધ છે. * ]

પ. હ. મહેતા.

---

# આર્યાવર્તમાં કિન્ડરગાર્ટન પદ્ધતિનો જય.

## ( એક આર્ય વિદ્વાનનો સ્વાનુભવ. )

જ્યારે સને ૧૮૯૮ માં અન્વેષણશાળા 'Research Institute' ની કામચલાઉ યોજના બહાર પડી, ત્યારે આર્યાવર્તના કેળવાયલા લોકોમાં સર્વત્ર સંક્ષોભ ઉત્પન્ન થયો; તે સંબંધમાં ઘણા ગૃહસ્થો ચર્ચા કરવા લાગ્યા; પરંતુ ઘણાજ થોડા તે યોજનાનો ઉદ્દેશ સમજી શક્યા હતા. એવું બહાર પાડવામાં આવ્યું હતું કે આ સંસ્થાનું કર્તવ્ય પરીક્ષણ કામ નહિ, પણ શિક્ષણકામ ઠરાવવું; ને તદુપરાંત ઇંગ્લાંડ ને અમેરિકાની "અન્વેષણશાળાઓ," ફ્રાન્સની "કોન્ફરન્સ," અને જર્મનીની "સેમીનેરીઆ" ના નામથી ઓળખાતી શાળાઓમાં જે ધોરણે ઊંચી કેળવણીનું જ્ઞાન આપવામાં આવે છે, તેજ ધોરણે પૂર્વોક્ત શાળાઓમાં પણ જ્ઞાન અપાવવું. અત્યારે આ દેશમાં કેળવણી માટે જે વ્યવસ્થા છે, તેમાં પ્રતિબંધકતા પ્રાપ્ત ન થાય તેટલા માટે એવું પણ ઠરાવેલું છે કે આ શાળામાં ગ્રેજ્યુએટને અનુકૂલ ને ઉપયોગી થઇ પડે તેવા વિષયનો અભ્યાસક્રમ રાખવો; આ અભ્યાસક્રમ કુદરતી રીતે અમુક ધંધા અથવા વિદ્યાને લગતો હોવો જોઇએ; આવી શાળામાં સામાન્યજ્ઞાનની પ્રાપ્તિ માટે બહુજ થોડો અવકાશ રહેવો જોઇએ. તે વખતે એવા ખબર પડ્યા હતા કે મી. જે. એન. તાતાનો વિચાર આ શાળામાં સારી રીતે મદદ આપવાનો છે. આ શાળામાં આ તેમજ બીજા દેશના હુનરોનું જ્ઞાન અપાશે. ૧૮૯૯ ના વર્ષની શરૂઆતમાં મી. પાદશાહે લોકોને આ યોજનાનો ઉદ્દેશ સમજાવવા માટે દેશમાં જુદે જુદે સ્થળે મુસાફરી કરી. જે સંસ્થા હજુ સુધી માત્ર દરખાસ્તના રૂપમાં જ હયાતી ભોગવેછે, તેના આશયના સંબંધમાં શંકારૂપી જે ઝાકળનાં વાદળાં આવી રહેલાં દેખાતાં હતાં, તે મી. પાદશાહે વીખેરી નાંખ્યાં. આ ગૃહસ્થ જ્યારે લખનૌ પધાર્યા, ત્યારે તેમની સાથે મ્હારે ટૂંકી વાતચિત થઈ; અને ત્યારપછી એક મ્હારા વિદ્વાન મિત્ર સાથે આ સંબંધમાં જે લાંબી ચર્ચા થઇ તે ઉપરથી મ્હને લાગ્યું કે મી. તાતાનો મ્હાન આશય કેટલેક અંશે સમજવાને હું સમર્થ થયો છું. વિચાર કરતાં જણાય છે કે શાસ્ત્રીય શોધો માટે તેમજ ઉપયોગી અને હુનરની કેળવણી માટે ઉપયોગી શાસ્ત્રીય સિદ્ધાંતોના સંબંધમાં આર્યબુદ્ધિને પશ્ચિમનું જે ગુરૂપદ સ્વીકારવું પડે છે, તેમાંથી તેને ( બુદ્ધિને ) મુક્ત કરવાનો મી. તાતાનો આશય હોવો જોઇએ. મ્હને તુરત જ જણાયું કે આ સંસ્થાથી કેળવણીની શ્રેણીનાં ઉપલાં પગથીઆં સુધારવાની વ્યવસ્થા થશે, પરંતુ નીચલાં પગથીઆં તો જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં રહેશે. "પાયોનીઅર" પત્રમાં મુંબાઈવાસી મી. વૉલેસ નામના અંગ્રેજ ગૃહસ્થે આપેલા એક કાગળથી મ્હારો આ વિચાર દૃઢ થયો. તે ગૃહસ્થે એમ બતાવી આપ્યું કે જ્યાં સુધી કારીગરો અને લેબોરેટરીમાં કામ કરનારા આસીસ્ટંટો આ વિષયમાં બરાબર કેળવાય નહિ, ત્યાં સુધી આ શાળાનું અન્વેષણ કામ અપ્રતિહત રીતે ચાલશે નહિ. જ્યાં સુધી આપણા ગ્રેજ્યુએટોની અવલોકન તથા તોલન શક્તિ સારી રીતે અભિવૃદ્ધિ પામી હોય નહિ, ત્યાં સુધી આ શાળામાં જે કામ કરવું છે, તેના ખરા સ્વરૂપને તેઓ બરાબર જાણશે નહિ. આ ઉપરથી આખી શ્રેણીની સુધારણા કેવી રીતે થઇ શકે ?—

એ પ્રશ્ન મ્હારા અંતઃકરણમાં સ્ફુર્યો, ને તેનો ઉત્તર પણ પ્રશ્નેજ સૂચિત કર્યો; તે એ કે:— કેળવણીના પ્રારંભથી જ શરૂઆત કરવી. મનુષ્ય ગમે તે ધંધો ગ્રહણ કરવા ઇચ્છે, તેમાં શિક્ષણની શાસ્ત્રીય **પદ્ધતિ** તેને સારી રીતે સહાય કરે છે. અધ્યાપક, કારીગર, વેપારી, રાજ્યાધિકારી, ખેડૂત, આ પૈકી સર્વ ધંધાકારીઓને બાલ્યાવસ્થામાં તેઓએ ગ્રહણ કરેલી **શાસ્ત્રીય પદ્ધતિ** તેમના અભ્યુદયને ઉપકારક હોય છે. મારે કેટલાંક બાળક છે, ને મ્હારા મિત્રના ઉપર પણ તે સબંધમાં ઈશ્વરની કૃપા છે. આ અમારાં બાળકો ઉપર પૂર્વોક્ત શાસ્ત્રીય પદ્ધતિનો પ્રયોગ કરવાનો અમે સને ૧૮૯૯ માં નિશ્ચય કર્યો.

શિક્ષણ કેવી રીતે શરૂ કરવું ? ક્યાં શરૂ કરવું ? કઇ પદ્ધતિ અનુસરવી ? ને આ સંબંધમાં જોઇતી ખબર, પુસ્તકો, અને સાધનો ક્યાંથી મેળવવાં ? વગેરે મુસ્કેલીઓ પ્રથમ દર્શને ઉભી થઇ. પરંતુ આ મુસ્કેલીથી અમારો ઉત્સાહ નરમ પડ્યો નહિ. "બ્રીટીશ એસોશીએશન" ની વાર્ષિક સભામાં પ્રોફેસર **આર્મસ્ટ્રોંગે** જે વાત સ્પષ્ટ કીધી, તેના ઉપરથી અમે અમારૂં શિક્ષણ શરૂ કર્યું. અત્યાર સુધી આ દેશની નિશાળોમાં વાંચન, લેખન ને ગણિતની ત્રિપુટી શીખવવામાં આવતી. પ્રોફેસર સાહેબે આ ત્રિપુટીમાં "**બુદ્ધિની કેળવણીના તત્વ**" નો વધારો કર્યો. શિક્ષણની પ્રચલિત પદ્ધતિમાં સ્મરણશક્તિ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે; પરંતુ બુદ્ધિની કેળવણી ઉપર જેટલું ધ્યાન આપવું જોઇએ તેટલું અપાતું નથી. સમજ્યા વગર સ્મરણશક્તિ ઉપર જે અસહ્ય ભાર આવી પડે છે, તેથી તે શક્તિ કુંઠિત થઈ જાય છે, શરીર ને મન નબળાં થાય છે, અને અંતઃકરણ અધમ થાય છે. ગતવર્ષમાં ડૉ. રામસ્વામી આયંગરે આપણા વિદ્યાર્થીઓમાં ટુંકી નજરનો સામાન્ય વ્યાધિ સારી રીતે પ્રવર્તેલો છે, એ વાત તો પ્રયોગદ્વારાએ સિદ્ધ કરી આપી હતી. ફ્રાંસિસ વૉર્નરની માફક આ ગૃહસ્થ આપણી શાળામાં ભણતા દરેક બાળકની આરોગ્યતા અને માનસિક ટેવોના સંબંધમાં પ્રતિવર્ષ રીપોર્ટ બહાર પાડ્યાની પદ્ધતિ દાખલ કરે, તો બેશક તેથી હિંદને ઘણો લાભ થાય. ડૉ. આયંગર બાલમનના અધ્યયનની પદ્ધતિની તરફેણમાં છે. તે કહે છે કે પૂર્વોક્ત ટૂંકી નજરની વ્યાધિનાં કેટલાંક કારણોમાં સ્મરણશક્તિના ઉપર જે બહુ ભાર મૂકવામાં આવે છે તે મુખ્ય છે. દરેક શહેરમાં જનસમૂહનું સારૂં કરવાની ઈચ્છા રાખનારા ઘણા યુવાન ને વિદ્વાન ડાકટરો હોય છે. તેઓ બાળકોમાં જે શારીરિક ખામીઓ જોવામાં આવે છે, તે શોધી કાઢવામાં, તેમ જ તે વ્યાધિ મટાડવામાં, શિક્ષક તેમજ માબાપને મદદ કરે, તો ઘણાં બાળકો અકાલિક વ્યાધિ, નબળાઇ ને મૃત્યુના સપાટામાં આવી પડતાં બચે.

અમે પ્રથમથીજ બુદ્ધિને કેળવવાનો ઉદ્દેશ રાખ્યો. વસ્તુદ્વારાએ શિક્ષણ આપવાની પદ્ધતિ કે જે હાલ ઈંગ્લાંડમાં બહુ ચર્ચાઇ રહી છે, અને પ્રોફેસર આર્મસ્ટ્રોંગ જેનો મુખ્ય ઉપદેશક છે, તે પદ્ધતિ અમે કેટલેક અંશે અમલમાં મૂકી આ અંગ્રેજ વિદ્વાને પોતાનાં બાળકોને તે પદ્ધતિદ્વારાએ શિક્ષણ આપ્યું હતું. ઈંગ્લંડના કેટલાક મુખ્ય મહેતાજીઓની સભા સમક્ષ તે શિક્ષણની કસોટી થઇ હતી; અને બાળકો તે કસોટીમાં ફતેહમંદ પણ નીકળી આવ્યાં હતાં. એ વિદ્વાન પ્રોફેસરનો એવો અભિપ્રાય થયો છે કે **બાળકોને સંગીન જ્ઞાન વસ્તુદ્વારાએ આપી શકાય.**

મ્હેં આ પદ્ધતિનું અનુકરણ કરવા માંડ્યું. વસ્તુદ્વારાએ કેળવણી આપવાના પ્રયોગો આરંભ્યાં; ને એક પ્રયોગમાં તો એકદલ અને દ્વિદલ બી લીધાં, બન્ને પ્રકારનાં બી પાણીમાં પલાળ્યાં, ઉપરની ફોતરી ઉખેડી, ને આંતરભાગનું નિરીક્ષણ કરાવ્યું. વળી દલની સંખ્યા ગણાવી. એક નોટબૂકમાં આ અવલોકનનો સાર લખાવ્યો. દરેક જાતનાં કેટલાંક બીઆં જુદાં જુદાં વાસણમાં રોપાવ્યાં, તેને ઊગવા દીધાં, તેઓના ફણગા બહાર નીકળ્યા, અને તેમાં પાંદડાં ઉગ્યાં; આ પાંદડાં ખરી ગયા પહેલાં તેને તપાસ્યાં, ને ત્યાર પછી સાચાં પાંદડાં સહિત લાંબાં પાતળાં થડ દૃશ્ય થયાં. આ પાંદડાંને જોતાં જ તે માંહેલી નસોનો ભેદ જણાયો. કેટલાં પાંદડાંની નસો જાળીના આકારની ને કેટલાંકની સીધી લીટીના આકારની દેખાઈ. આટલું જ્ઞાન થયા પછી બાળકો ખેતરમાં ગયાં અને ત્યાં એકદળ ને દ્વિદળ છોડો શોધી કાઢવા લાગ્યાં. તેઓ બહુ પ્રસન્ન દેખાતાં હતાં અને એમ માનતાં હતાં કે તેઓએ કાંઈ નવીન શોધ કરી છે. ત્યાર પછી તેઓને વનસ્પતિશાસ્ત્રનું પુસ્તક બતાવ્યું, અને કેટલાક છોડોનાં નામ શીખવવામાં આવ્યાં. આ પરિણામથી હું પ્રસન્ન થયો, ને આ પદ્ધતિનું અનુકરણ કરવાનું નિશ્ચિત કર્યું. આ પદ્ધતિના ફાયદા દેખીતા છે, પરંતુ તેનાં પરિણામ બહુ ધીમાં છે. આ દેશમાં હાલ જે પરીક્ષાપદ્ધતિ ચાલે છે તે આ પદ્ધતિને બાધ કર્તા છે. અભ્યાસના ગુણ કરતાં જથ્થા ઉપર હાલમાં વિશેષ ધ્યાન અપાય છે. તેમ છતાં અમે તો તે પદ્ધતિ પકડી રહ્યા, અને હજુ પણ તે ચાલુ રાખી છે.

જાણેલી વસ્તુ ઉપરથી અજાણી વસ્તુ ઉપર જવું, તેનું નામ શોધ. દૃષ્ટાંત તરીકે જુઓ—કે નાનું બાળક એ એક રમતું, રોતું અને ઉંઘતું પ્રાણી છે; નગ્નાવસ્થામાં તે આનંદ માને છે: અનિયમિત વખતે પોતાને ક્ષુધા, તૃષા લાગે છે; લેશ માત્ર અન્ન-જળથી તેની તૃપ્તિ થાય છે. વગેરે પોતાના સ્વાનુભવ સિવાય આસપાસની સ્થિતિનું તેને કાંઇ જ્ઞાન હોઈ શકતું નથી. પોતાની દિનચર્યાના અનુભવ રૂપી પાયા ઉપર સર્વ સામાન્ય જ્ઞાનનો વિસ્તાર થવો જોઇએ: એટલે કે પોતે જે ખાય છે, પીએ છે, પહેરે છે, ને પોતાના ઉપર આસપાસના પદાર્થોથી જે અસર થાય છે એ સર્વ બિંદુઓથી બાળકના જ્ઞાનરૂપી દૃષ્ટિમર્યાદાનાં વર્તુલો વધવાં જોઇએ. જો કે બાળકોને વિવિધ પદાર્થો ને દેખાવો ક્રમસર ને વ્યવસ્થાપૂર્વક બતાવવામાં આવતા નથી, તો પણ આ વાત તો સ્પષ્ટ છે કે તેઓ એ દ્વારા જ જ્ઞાન સંપાદન કરે છે. આ જગત્ ગુંચવાયેલા રેશમના કોકડા સમાન છે, જેવી રીતે ગુંચવાયેલું કોકડું ઉકેલવું અઘરૂં છે; તેવી રીતે આ જગતમાં વ્યવસ્થા સ્થાપિત કરવી એ મહા દુર્ઘટ છે. આ કાર્ય કેટલાકને ગાંડાઈ ભરેલું લાગશે; પરંતુ તે કરવાની આવશ્યકતા છે. જો તમે વ્યવસ્થાપૂર્વક જ્ઞાન નહિ આપો તો બાળકો સૂક્ષ્મ બુદ્ધિ ભરેલા પ્રશ્નો દ્વારા તમને તેમ કરવાની ફરજ પાડશે.

"કિન્ડર-ગાર્ટન", "પદાર્થ-પાઠ", "કુદરત-અધ્યયન" અને "બાલમન-અભ્યાસ"—આ વિષયો પ્રાથમિક કેળવણી સાથે સબંધ રાખનારાં પુસ્તકોમાં અને માસિક પત્રકોમાં હમણાં ચર્ચાતા જોવામાં આવે છે. દરેક વિષયનો આશય એ જણાય છે કે બાળકોને પોતાના અનુભવદ્વારાએ જ્ઞાન આપવાની શરૂઆત કરવી. પરંતુ જેને બાલ-વિજ્ઞાનનો

વિષય ધંધા તરીકે લેવાનો હોય, તેને છેલ્લો વિષય 'બાલમન-અભ્યાસ' સૌથી વધારે ઉપયોગી થઈ પડશે. બાળકની શારીરિક, માનસિક અને નૈતિક અભિવૃદ્ધિ કેવી રીતે થઈ શકે છે આ વાત શિક્ષકે અવશ્ય જાણવી જોઇએ. બાળકમાં કેટલી શક્તિઓ છે ? તે દરેક કેવી રીતે ને કેટલે સુધી કેળવી શકાય ? વગેરે બાબતનું જ્ઞાન મેળવવાને માનસશાસ્ત્ર મદદ કરશે. બાળકના સ્વભાવનું નિરૂપણ કરનારને જણાશે કે બાળક રમતથી કદી થાકતું નથી; પરંતુ તે રમતમાં હમેશાં વિવિધતા હોવી જોઇએ. બાળકને અમુક બાબત મોઢે કરાવવા કરતાં તે કરી લાવવાની ટેવ પાડવી જોઇએ. બાળક માત્ર ગ્રહણ કરી શકે એવું પ્રાણી છે, એમ નથી; પરંતુ તે સ્વાનુભવ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી શકે એવું પ્રાણી છે. બાળક હમેશાં પ્રશ્નોદ્વારાએ જ્ઞાન સંપાદન કરે છે. જ્યારે તેને કોઈ વિષયમાં મુશ્કેલી લાગે છે, ત્યારે તે બાબાપને પ્રશ્નો પૂછે છે. તે પ્રશ્નો ગમે તેવી છોકરવાદીભરેલા લાગે તો પણ તેનો ખુલાસો તો કરવો જ જોઇએ. કારણ કે ખુલાસો મળતાં સુધી બાળક શાંત થતું પણ નથી. જે ખુલાસો તેને આપવામાં આવ્યો હોય તે પોતાના સ્વાનુભવ રૂપી એરણ ઉપર ટકી શકે છે કે નહિ તે જોવાની તે જેમ બને તેમ વહેલી તક લે. હજુ બરાબર ચાલતાં પણ ન શીખ્યું હોય એવા બાળકને પણ જે ચીજ તેના રસ્તામાં આવે છે, તેને લઈ પોતાના મોઢામાં મૂકતાં, અને જમીન સાથે પછાડી તેને બોલાવતાં કોણે જોયું નહિ હોય ? ત્રણ વર્ષના એક બાળકને એક ઢીંગલી આપશો; તો તે થોડો વખત તેની સાથે રમશે, તેને લડાવશે, ખવરાવશે, તેને પારણામાં સુવાડશે, અને ત્યાર પછી તેના ધીમેથી કકડા કરી નાંખશે, અને છેલ્લે તેની જિજ્ઞાસાવૃત્તિ તૃપ્ત થશે ત્યારે તેને ફેંકી દેશે. જેને આધુનિક કેળવણીકારો " જ્ઞાન પ્રાપ્ત કરવાની જિજ્ઞાસાવૃત્તિ " કહે છે, તેને આપણા અજ્ઞાન લોકો " તોફાન કરવાની ટેવ " માને છે !!

દરેક શિક્ષકને તૈયાર કરેલી યોજના બહુ પ્રિય થઈ પડે છે. હાલમાં ઉપયોગમાં આવતી બીજી તૈયાર કરેલી ઘણી ચીજો માફક બાળકને શીખવવાની યોજના પણ, લાંબા વખત પહેલાં, જર્મનીમાં તૈયાર થયેલી છે. તેનો યોજક ફ્રોબેલ નામનો મહાત્મા છે, અને તે યોજના કિન્ડરગાર્ટન શિક્ષણપદ્ધતિના નામથી પ્રખ્યાત છે. અમેરિકામાં આ વિષય ઉપર " પેરેડાઇઝ ઓફ ચાઇલ્ડહુડ " નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું છે. આ પદ્ધતિની કેટલી બક્ષીસો છે તે બાબત સવિસ્તર હકીકત " કિન્ડર ગાર્ડન " ના વિષયમાં આપવામાં આવી છે, માટે આ ઠેકાણે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી.

( અપૂર્ણ ).

કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય.

---

## અમરુશતકનું ભાષાન્તર.

### ( એ સંબન્ધી કેટલાક વિચારો. )

પ્રેમાસ્પદ બન્ધુ !

કૃપાપત્ર મળ્યું. શું આપ અમરુશતકના ભાષાંતર વિષે મારા વિચાર પૂછોછો ? સ્નેહી ! આપ જાણતા તો હશો કે ભાષાન્તરનું કાર્ય સ્વતઃ પુસ્તક રચવા કરતાં પણ કઠિન છે. અને તેમાં પણ કોઈ ઉત્તમકવિના કાવ્યનું ભાષાન્તર તો વિશેષતર કઠિન છે. મોટા વિદ્વાનોનાં પણ તેમાં તો પાદસ્ખલનો થયાં છે ને થાય છે. ને તે પાદસ્ખલનો સાક્ષરવર કેશવલાલ કહે છે તેમ " પૂર્વકવિના હૃદયની સાથે અનુવાદકારનું હૃદયસંમેલન નહિ થવાથી જ થાય છે. " સ્નેહી ! તમે શું એમ પૂછો છો કે સાક્ષરવર કેશવલાલનું હૃદય મહાકવિ અમરુના હૃદય સાથે ગાઢ આલિંગન કરી શક્યું છે ખરૂં ? ઉત્તર આપતાં મારે અચકાવું પડે છે ને " ના " નો ઉષ્ણોદ્‌ગાર કાઢવો પડે છે. આના સમર્થનમાં હું તમોને થોડાં દષ્ટાંતો આપું છું તે ધીરજથી તપાસજો.

નમુના માટે આ ૧૬ મો શ્લોક જુઓ.

पश्याश्लेषविशीर्णचन्दनरजःपुञ्जप्रसङ्गादियं
शय्या संप्रति कोमलाङ्गि पुरुषेत्यारोप्य मां वक्षसि ।
गाढौष्टग्रहपूर्वमाकुलतया पादाग्रसंदंशके-
नाकृष्याम्बरमात्मनो यदुचित धूर्तेन तत्प्रस्तुतम् ॥

આમાં કોઈ નાયિકા સખીપ્રતિ કહે છે કે હે સખિ ! ગઈ રાત્રે મને પ્રિયતમે છેતરી. કેવી રીતે છેતરી ? મને પ્રિયતમે કહ્યું કે " કોમલાંગિ ! તારૂં લેપન કરેલું ચંદન આલિંગનેથી ખરી ગયું છે ને તે ખરી પડેલા ચદનના રજકણોને પુંજે ( પુંજ શબ્દમાં અતિશય લેપન કર્યાનો ધ્વનિ છે. ) હમણાં શય્યા પરુષા ( કઠણ ) થયેલી છે. " આવાં મધુર વચનો બોલી મને પ્રિયતમે છાતી ઉપર લીધી. અને ગાઢ ચુંબનો ને દંતક્ષતો કરી છેલે આકુલવ્યાકુલ-હર્ષમાં બેભાન-કરી. પછી પોતાના પાદાગ્રે મ્હારું અંબર ખેંચી તે કપટીએ પોતાનું જે ઉચિત હતું તે કર્યું. " આ ઉપરના શ્લોકનો શબ્દાર્થ ને ભાવાર્થ છે. હવે સાક્ષર શ્રી કેશવલાલનું ભાષાન્તર ને ટીકા જુઓ.

**भाषान्तर.**

" જો આ ચંદનની ગરી રજ ઘણી આલિંગને સેજમાં "
" તે તન્વી ખુંચશે તને કરી ધરી હૈયે ઉરે હેજમાં "
" ચૂમી ચસ્ચર્શીને ડશી કરી મને બેબાકુળી પાયના "
" અંબર હરી સાળુડો સ્વીય સહી ! પૂર્યાં શઠે કોડ ત્યાં "

ટીકા.

" અહીં મનાવાયેલી સ્વીયા પ્રૌઢાનાયિકા છે. અનુનય પૂર્વની પ્રણયમાનની અવસ્થામાં ચન્દનનો લેપ સૂકાઇને રજરૂપે ગરી પડ્યો એવા ભારે હૃદયના તાપથી પ્રદર્શિત વિષાદનામે વ્યભિચારી ભાવ ગમ્યમાન છે.—જેને લીધે ' તન્વી ' પદની સાર્થકતા છે. ચંદનની રજ પણ ખુંચશે એમ કહેવાથી નાયિકાની કૃશતા અને સુકુમારતાના અતિશયનો ધ્વનિ છે. ' સ્વીય ' આદિ પદે ઉલટી ક્રીડા છે એમ જણાવ્યું છે, તેની સાથે નાયિકાની લજ્જા પણ સૂચવી છે. " ( જુઓ ભાષાંતર પૃષ્ઠ ૧૪ મું. )

હવે જરા વિચારો.

શ્લોકમાં ને ટીકામાં જ પૂર્વાપર વિરોધ લાગે છે ખરો ? ટીકામાં લખ્યું છે કે 'પ્રણયમાનની અવસ્થામાં હૃદયતાપથી ચંદનનો લેપ સૂકાઇને રજરૂપે ગરી પડયો ' પણ મૂળમાં ને ભાષાંતરમાં તો આશ્લેષથી-ખરી પડયાનું છે. વળી " વિષાદથી કૃશ થઈ માટે ' તન્વી ' નું સાર્થકપદ વાપર્યું છે " એમ લખે છે. પણ મૂળમાં તો 'કોમલાંગી' જ છે. " ચન્દનની રજ પણ ખુંચશે એમ કહેવાથી નાયિકાનો કૃશતા ને સુકુમારતાના અતિશયનો ધ્વનિ છે. " મને લાગે છે કે કૃશતાનો ભાવ સા. કેશવલાલભાઇએ કપોલકલ્પિત ઉમેર્યો છે. ' સ્વીય ' આદિ પદે ઉલટી છે તેની સાથે નાયિકાની લજ્જા પણ સૂચવી છે." હું ધારૂં છું કે ' સ્વીય ' શબ્દ જો 'પાયના'-શબ્દનું વિશેષણ થતું હોત તો ઉલટી ક્રીડાનો અર્થ ગમ્યમાન થાત ખરો. પણ ભાષાંતરના શાર્દૂલવિક્રીડિતમાં સા.કેશવલાલભાઇએ 'સ્વીય' શબ્દ એવે સ્થાને મૂક્યો છે કે જે પાયનું વિશેષણ થવામાં અસમર્થ છે. કાવ્ય વાંચતાં તો ' સ્વીય ' શબ્દ ' કોડ 'નું જ વિશેષણ સમજાય છે ને તેથી સા. ધ્રુવ કહે છે તે ઉલટી ક્રીડાનો અર્થ આકાશપુષ્પ જેવો થાય છે.

'**रे कोमलाङ्गि ! पुञ्जप्रसादात् शय्या संप्रति परुषा.** આ શબ્દોમાંના પુંજ શબ્દમાં જે ધ્વનિ સમાયેલો છે ને ઉપર અર્થ કરવામાં મેં દર્શાવ્યો છે તે ભાવ, તથા ( ચંદન રજકણ પ્રસંગે કઠણ થયેલી શય્યા કોમલાંગીને ખુંચે તાત્પર્ય ) ચંદનના કરતાં પણ સ્ત્રીની કોમળતા વધારે છે આ ભાવ સા. કેશવલાલભાઈના લક્ષ્યમાંથી ખસી ગયા છે. ને તેનું ભાષાંતર પણ મૂકી દીધું છે. સ્નેહી ! આ બધી ભૂલોની આપણે ક્ષમા કરીશું; પણ **यदुचितं धूर्तेन तत्प्रस्तुतम्** આનું ભાષાંતર " પૂર્યા શઠે કોડ ત્યાં. " આવું રસને કલુષિત કરનારૂં કરે તેની ક્ષમા કેમ આપી શકાય ? આથી કેટલો રસભંગ થાય છે તે જોશો ? " મારો સાળુડો હરી શઠે મારા કોડ પૂર્યા " આવું અતિશય નિર્લજ્જતાનું-સામાન્યાના વચન જેવું-વચન કાંઇ કુળવધૂ બોલે ખરી ? સા. કેશવલાલભાઈ કહે છે કે આમાં ' મનાવાયેલી સ્વીયા ' છે. રસજ્ઞોને તે આ છેલ્લું પદ વાંચતાં આવું નિર્લજ્જપણે બોલનારી સામાન્યાપર કાંઈક તિરસ્કાર ભાવ છૂટે છે ને મહાકવિ અમરુના કાવ્યનું આ ભાષાંતર જ ન હોય એમ ભાસ થાય છે.

સ્નેહી ! શું તમે એમ કહોછો કે આ કે આ રીતે જોતાં તો કોઈનું પણ ભાષાંતર નિર્દોષ હોવું કઠણ છે ? ના ના. આપ ભૂલોછો. આ રીતે જોતાં પણ કોઈ ભાષાંતર ઓછા દોષવાળું કે નિર્દોષ પણ થઈ શકે છે ખરૂં. આને માટે હું તમોને અમરૂશતકના જ શ્લોકનાં બે જૂદાં જૂદાં ભાષાંતરો દર્શાવી પ્રતીતિ કરાવી શકીશ. આ જ ભાષાંતરમાં છપાયેલો ૧૧ મો શ્લોક વાંચો.

शून्यं वासगृहं विलोक्य शयनादुत्थाय किंचिच्छनैः[१]
निद्राव्याजमुपागतस्य[२] सुचिरं[३] निर्वर्ण्य पत्युर्मुखम् ।
विस्रब्धं[४] परिचुम्ब्य जातपुलकामालोक्य गण्डस्थलीं
लज्जानम्रमुखी प्रियेण हसता बाला चिरं[५] चुम्बिता ॥

આનો પ્રસંગ ચીતરવા એ સાક્ષરમણિના જ શબ્દો વાંચો. " પિયુ પોઢયા છે, સખીઓ સિધાવે છે ને નાયિકા પણ પથારીમાં સૂઈ જાય છે, પરંતુ હૃદયને ડોળી નાંખતો પ્રેમ તેને સૂવા દેતો નથી. પિયુનું મુખડું નેત્ર ભરીને નિરખવા તલસ્યા કરતી; પરંતુ લાજની મારી નજર પણ માંડી ન શકતી મુગ્ધા પિયુ ઉંઘતા લહી, મેડી સૂની જોઇ, પિયુ જાગે નહિ એવી રીતે ( ખડખડાટ થાય નહિ એવી રીતે) ધીરેધીરે પથારીમાં બેઠી થાય છે ને તૃષિત નેત્રથી પિયુના મધુરા મુખારવિંદનું પાન કરે છે. આંખીની ઝંખનાની તૃપ્તિ, રાત્રિનો સમય, એકાન્ત સ્થળ, પિયુની નિદ્રા (વાસ્તવિક રીતે પિયુને નિદ્રા નથી પણ તેનો નિદ્રાનો ઢોંગ છે. ) આ સર્વ ઉદ્દીપનસામગ્રી ભેગી મળવાથી ચુંબનની ઇચ્છા ઉત્પન્ન થાય છે. " ને વિસ્રબ્ધ થઇ ચુંબન પણ કરે છે. પણ એટલામાં તો પ્રિયતમના ગણ્ડસ્થળે રોમાંચ ઉભાં થાય છે, જેપરથી પતિ તો જાગે છે ને મેં આ શું કર્યું ? એવા વિચારે બાળા લજવાઈ જાય છે, મોં નીચું ઢાળી જાય છે. અને હાસ્ય કરતા પ્રિયતમ પ્રિયતમાને ચિરં ( દીર્ઘસમય ) ચુંબન કરે છે.

હવે આ ભાષાંતર જુઓ.

" જોઈ મેડી સૂની, ઉઠી નયનથી ધીરે[૧] મીંચી નેન બે "
" સૂતેલા[૨] પિયુનું નિહાળી મુખડું સાનંદ સારી પટે[૩] "
" મુગ્ધા ચસ્ચશી[૪] ચૂમીને નિરખતાં રોમાંચ ગણ્ડસ્થળે "
" ઢાળે મ્હો શરમે નીચું; તહિં અહી વ્હાલો હશીને ચૂમે. "

( અમરુશતક ભાષાંતર પૃષ્ટ ૯ મું. )

હવે એ જ શ્લોકનું સ્વર્ગવાસી સાક્ષરવર હરિલાલ હર્ષદરાય ધ્રુવનું ભાષાંતર જુઓ:

" શય્યાસ્થાન સૂનું વિલોકી, ઉઠી કૈં મંચેથી <u>ધીમે ધીમે</u> "
" <u>મિથ્યાનિદ્રિત</u>[2] સ્વામીકેરૂં સુખડું ન્યાળી <u>બહુવાર</u>[3] એ "
" <u>નીરાંતે</u>[4] કરી ચુંબનો નિરખ્યો છહો રોમાંચ ગણ્ડસ્થળે "
" લાજે નીચું કરંતી વક્ત્ર, હસતે મુગ્ધા ચુમી <u>છહો</u>[5] પ્રિયે. "

( કુંજવિહાર શૃંગારગુચ્છ પૃષ્ઠ ૪ થું શ્લોક ૭૭ મો. )

આ બંને ભાષાંતરોને મૂળ સાથે સરખાવવા માટે તેમાં ૧—૨—૩—૪—૫ આંકો મૂકેલા છે. તે ઉપર વિચાર કરતાં સમજાશે કે બે ભાષાંતરોમાં કયું ચડે તેવું છે? (૧) **किंचिच्छनैः** એનો સંપૂર્ણભાવ માત્ર ' ધીરે ' શબ્દમાં આવી શકતો નથી. માટે તે કરતાં "ધીમે ધીમે." પ્રયોગ વિશેષ યોગ્ય છે. (૨) **निद्राव्याज** ને બદલે ' બે નેનો મીંચી સૂતેલા ' કહેવા કરતાં ' મિથ્યાનિદ્રિત ' કહેવું સાભિપ્રાય છે. (૪)**विस्रब्धं परिचुम्ब्य** ' વિશ્વાસથી ચુંબન કર્યું ' તેને સ્થાને ' ચસ્ચશી ચૂમ્યું ' કહેવા કરતાં 'નીરાંતે ચૂમ્યું' કહેવું વધારે યોગ્ય છે. વળી (૫) **चिरं.** નો તો અર્થ જ પહેલા ભાષાંતરમાં નથી. બન્ધુ ! આ બે ભાષાંતરોમાં મને તો સ્વર્ગવાસી સાક્ષર હરિલાલભાઈનું જ ભાષાંતર ચઢતું લાગે છે. ને જો તેમણે પણ ' શય્યાસ્થાન ' શબ્દને સ્થળે ' શય્યાવાસ ' કે એવો જ બીજો કોઈ શબ્દ મૂકી થોડો ફેરફાર કર્યો હોત તો ભાષાંતર વિશેષ સારૂં થાત.

બન્ધુ ! આમ દરેક શ્લોક તપાસતાં વિસ્તાર ઘણો થાય ને તેમ કરવાનું કાંઇ પ્રયોજન પણ નથી. પરંતુ ઉત્તમ ભાષાંતરકારો ભાષાંતર કરતાં બાવીશ બાવીશ પુસ્તકો ઉપયુક્ત કરતાં છતાં ને પૂરતી સાચવણુ રાખતા છતાં પણ ભાષાંતરમાં કેવી ભૂલો થાય છે તે જ સમજાય તો બસ છે. વિસ્તારનો ભય રહે છે તો પણ આ એક શ્લોક તપાસી પત્રની સમાપ્તિ કરીશ. જુઓ શ્લોક ૧૨ મો.

सुप्तोऽयं सखि सुप्यतामिति गताः सख्यस्ततोऽनन्तरं
प्रेमावेशितया मया सरलया न्यस्तं मुखं तन्मुखे ।
<u>ज्ञातेऽलीकनिमीलने</u>[1] नयनयोर्धूर्तस्य रोमाञ्चतो
लज्जासीन्मम तेन साप्यपहृता <u>तत्कालयोग्यैः क्रमैः</u>[2] ॥

સખિ ! તું સૂઈ જા. તારા પતિ તો પોઢી ગયા. એમ કહી સાહેલીઓ તો ગઈ. પછી મેં તરત જ પ્રેમના આવેશમાં ભોળપણે તેમના મુખ ઉપર મુખ મૂક્યું. ત્યાં તો તે

કપટીને રોમાંચનભવ થયો. જે ઉપરથી હું તેમનો આંખો મીંચી ઢોંગ કરી સૂઈ જવાનો ડોળ સમજ ને લજવાઈ ગઇ. પણ હે સખિ ! તે લજ્જા રતિચતુરે તત્કાલ યોગ્ય ઉપચારોને ( ચુંબનાલિંગનાદિવડે ) મટાડી દીધી.

હવે આ શ્લોકનાં બે ભાષાંતરો જુઓ.

" ! પિયુ, સુઓ અવ ' કહી સિધાવી સાહેલી, કે "
" ચું-ુખ વા'લથી વિવશ થૈ તેના મુખે ભોળિયે. "
" ંચ વિલોકીને હું કપટી કેરા કળી ફેલ એ "
લજ્જાંકીં તેય ફંદથી કંઇ વેગે હરી વા'લીડે. "

( અમરુશતક પૃષ્ઠ ૧૦ મું )

" સખિ સૂઇ રે ' ! કહિ ગઇ આલી પછી ત્યાહરે, "
" ંખ મુજ મેં ઉમળકે મૂક્યું મુખે તેહને. "
" ટ મીચવું દૃગતણું લુચ્ચાનું રોમાંચથી "
" તે ચિતક્રમે મુજ હતી તે લાજ તેણે લીધી. "

આ ભાષાંતર ઉપરના ૧૧ માં શ્લોકમાં निद्राव्याज ના ભાષાંતરમાં જેવી અસ્પષ્ટતા હતી તેવી શું ? ( ૧ ) ज्ञातेऽलीकनिमीलने ને માટે " એ ફેલ કળી " આવા ભાવદર્શક શબ્દો મૂક્યા છે એ શું અસ્પષ્ટ નથી ? આવી અસ્પષ્ટતા કરતાં તો " જાણ્યું કૈતવ ખોટું " એમાં સારી અર્થસ્પષ્ટતા છે. ૨ योग्यैः क्रमैः માં ઉપર દર્શાવ્યું તેમ ચુંબનાદિનો ભાવ છે. કાંઇ " ફંદ " બંદનો અર્થ જ નથી. એના કરતાં તો " ક્રમે " આ શબ્દો વિશેષ સારા છે.

સહજ સમજાશે માં પણ સારૂં ભાષાંતર કર્યાનું માન તો સ્વર્ગવાસી સાક્ષર લાલભાઇને જ આપવું ઘટે છે. તો પણ તેમણે જો ' સૂતો આ ' આવા શબ્દો મૂળનો આધાર પ રાખી ન હોત, અને તે જ સ્થાને માનાર્થે બહુ વચનના શબ્દો વાપર્યા હોતઃ ૪ છે " લાજ લીધી " આવા ગ્રામ્ય શબ્દો ન વાપરવાનો વિવેક રાખ્યો હોત વિશેષ સારૂં થવા સંભવ હતો.